જાએ છે ને બન્ને બરાબર ઊતરે એમ કરે છે, જ્યારે કોઈ હકનો મૂળગો વિચાર ન કરતાં માત્ર કર્તવ્યનો જ વિચાર કરે છે.

હવે જોઈએ, દુનિયામાં ઝઘડા શાથી થાય છે તે જાણો છો? હું તમને સમજાવું. એક દડો છે. બે છોકરીઓને તે જોઈએ છે. એક કહે હું લઉં ને બીજી કહે હું લઉં. એક કહે એની ઉપર મારો હક ને બીજી કહે એની ઉપર મારો હક. આથી શું થશે?

વિ૦ — ઝઘડો થશે.

કુ૦ — શાબાશ. હવે બીજો દાખલો લો. એક દડો વાડ પર છે. એક નાની છોકરી છે ને એક મોટી છે. બંનેને જોઈએ છે. પણ મોટી વિચારે છે — 'હું મોટી છું. એટલે વાડ પરથી દડો લઈને નાનીને આપવો એ મારી ફરજ છે.' આમ વિચારીને તે દડો ઉતારી નાનીને આપે છે. આથી શું થશે? ઝઘડો થશે કે આનંદ?

વિ૦ — ઝઘડો નહિ થાય, આનંદ થશે.

કુ૦ — વારુ, ત્યારે હક પર મુસ્તાક રહેવાથી ઝઘડો થાય ખરું ને?

વિ૦ — હા.

કુ૦ — અને ફરજ બજાવવાથી આનંદ થાય, સુખ થાય, શક્તિ રહે, ખરું ને?

વિ૦ — હા.

કુ૦ — વારુ, તમે પોતે શું ઇચ્છો? હક પર મુસ્તાક રહેવાનું કે ફરજ બજાવવાનું?

વિ૦ — હક અને ફરજ બંને સરખાં ઇચ્છીએ.

કુ૦ — એમ? હવે ત્યારે હું તમને પ્રશ્ન પૂછું. મા ને દીકરી બંને ભૂખ્યાં છે. એક જણને થઈ રહે એટલું દૂધ મા પાસે છે. મા એ દૂધનું શું કરશે? અરધું પોતે ખાશે ને અરધું દીકરીને આપશે?

વિ૦ — ના; બધું દીકરીને આપી દેશે.

કુ૦ — કેમ? અરધું પોતે નહિ લે? તમે મને પહેલાં કહ્યું કે हक ને फरज સરખાં હોય. અને અહીં તો કહ્યું કે ફરજ જ હોય, હક હોય નહિ! ત્યારે હવે કહો, તમે શું ઇચ્છો? હક કે ફરજ?

વિ૦ — ફરજ.

કુ૦ — જુઓ, ત્યારે તમે હક જતો કરીને ફરજ બજાવવી જોઈએ, એમ કહો છો. આ બે શબ્દોને હવે બીજી રીતે સમજીએ. हक પર મુસ્તાક રહેવાથી ઝઘડો થાય છે. માટે હકમાંથી હિંસા થાય છે એમ કહી શકાય ખરું ને?

વિ૦ — હા.

કુ૦ — અને ફરજ બજાવવાથી ઝઘડો થતો નથી, પણ સુખ મળે છે. તેથી ફરજ બજાવવામાંથી હિંસા પ્રગટતી નથી. એટલે કે, ફરજ બજાવવી એ અહિંસાનો માર્ગ છે, એ પ્રેમનો માર્ગ છે, એમ કહી શકાય ને?

વિ૦ — હા.

કુ૦ — ઠીક, હવે વિચારો. દુનિયા ઝઘડતી હતી ઝઘડો શેમાંથી ઊભો થયો હશે? હકમાંથી ને?

વિ૦ — હા.

કુ૦ — એમ જ છે. પશ્ચિમના લોકોને મોજશોખ અને એશઆરામ જોઈએ છે. તેથી તેઓ આખી દુનિયાને ચૂસે છે. તેઓ કહે છે, ગમે ત્યાંથી ગમે તે રીતે અમારી જરૂરિયાતો પૂરી કરવાનો અમને હક છે. આમાંથી ઝઘડો થાય છે. આ વિશ્વયુદ્ધ પણ એ કારણમાંથી થયું હતું. અને હજી પણ એ જ કારણથી ત્રીજું યુદ્ધ થવાના ભણકારા વાગે છે.

ગાંધીજીનો માર્ગ હિંસાનો નથી, એટલે કે 'હક' સ્થાપવાનો નથી. તેમનો માર્ગ અહિંસાનો, એટલે બીજાની પ્રત્યેની પોતાની ફરજ બજાવવાનો, બીજાને માટે ઘસાઈ છૂટવાનો છે. આ માર્ગ એવો છે કે એમાં કદી ઝઘડો ઊભો થાય જ નહિ. આપણા દેશની સંસ્કૃતિ આવી — અહિંસાના પાયા પર રચાયેલી હતી, અને છે. જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ હક પર, હિંસા પર, રચાયેલી છે.

તમે શું પસંદ કરો? હક પર રચાયેલી હિંસક સંસ્કૃતિ કે ફરજ પર રચાયેલી અહિંસક સંસ્કૃતિ?

વિ૦ — ફરજ પર રચાયેલી અહિંસક સંસ્કૃતિ.

કુ૦ — લો, ત્યારે તમે તમારી જાતે જ સાચું અર્થશાસ્ત્ર સમજી ગયાં. પોતાની જરૂરિયાતો ગમે ત્યાંથી ને ગમે તે રીતે પૂરી કરવી — કોઈનો પણ વિચાર કર્યા સિવાય — એ હિંસા ઉપર રચાયેલું અર્થશાસ્ત્ર છે. પશ્ચિમનું અર્થશાસ્ત્ર આવું છે. બીજાનો વિચાર કરવો, તેમની જરૂરિયાતો પૂરી કરવી ને તેમ કરતે કરતે પોતાની જરૂરિયાત પૂરી થાય તેટલી કરવી એ અહિંસક અર્થશાસ્ત્ર. ગાંધીજી આવા અર્થશાસ્ત્રની ભલામણ કરે છે. એ કોઈને ભોગે પોતાની જરૂરિયાત પૂરી કરવા માગતા નથી, પણ પોતાને ભોગે બીજાની જરૂરિયાત પૂરી કરવા તલસે છે.

હવે તમે વિચારો. જાપાન એનો માલ અહીં શા માટે વેચવા આવે? એ રીતે એ આપણને ચૂસવા જ આવેને? 'એનો માલ લઈએ' એટલે એ માલ અપાવવા એને અહીં સત્તા જમાવવી પડે. તે એ રીતે આપણને તેના ગુલામ બનાવે. ઇંગ્લન્ડ આપણને ગુલામ શા માટે રાખે છે? આપણે એને કાચો માલ પૂરો પાડી અને તે એમાંથી પાકો માલ તૈયાર કરીને આપણે ગાં ભરવે તે માટે ને? એનો માલ આપણે કોઈ ન લઈએ તો પછી અહીં રહેવાનું એને કારણ શું? હવે તો સમજી શકશો કે પરદેશીનો માલ લેવાથી શું થાય

વિ૦ — હા, એને આપણી ઉપર સત્તા મન થાય.

કુ૦ — બરાબર. પહેલો માલ આપે, પછી તે માટે સત્તા મેળવવાની લાલસા જન્મે, સત્તા

માટે લશ્કર, નૌકા અને વિમાની દળ, અણુ-બૉમ્બ, વગેરે આવે: આવો ઝઘડાનો દાવાનળ સળગે. આવું કશું ન થવા દેવું હોય તો શું કરવું ?

વિ૦—પરદેશીનો માલ ન લેવો.

કુ૦—તમેં ઠીક સમજી ગયાં. આટલી સાદી વાત પણ ભલાભલા નથી સમજી શકતા. મોટા ઉદ્યોગ-પતિઓ થયેલા પણ નથી સમજી શકતા. તેઓ અમેરિકા, ઇંગ્લૅન્ડ વગેરેનેય કહે છે કે, અમારાં કારખાનાં ચલાવવા માટે અને નવાં નવાં ખોલવા માટે, તમે અમને તમારે ત્યાંથી યંત્રો આપો. આવી માગણી કરતી વખતે તેઓ એ નથી વિચારી શકતા કે, તેઓનો માલ અહીં ઘૂસશે એટલે તેની પાછળ સત્તાની લાલસા જાગશે, ને તે કારણે અણુબૉમ્બ આવશે.

હવે મિલનો માલ પણ કેમ ન લેવો તે સમજવું એક દાખલો આપું. તમારી પાસે ચાર આના છે; તમારી આસપાસ ગરીબ ભૂખ્યાં છોકરાં છે. એ ચાર આનાનો તમે શો ઉપયોગ કરશો ? મોજશોખમાં એ વાપરી દેશો કે પેલાં ગરીબ ભૂખ્યાં છોકરાંને ખાવાનું આપશો ?

વિ૦—ગરીબ ભૂખ્યાંને ખાવાનું આપીશું.

કુ૦—સરસ જવાબ આપ્યો. હવે તમારી પાસે કાપડ ખરીદવા માટે અમુક નાણું છે. તમારી આસપાસ ગરીબ ભૂખ્યાં લોક છે, જે પોતે કાપડ તૈયાર કરીને તમારી પાસે લાવે છે. આ કાપડની કીમત કારખાનાના કાપડ કરતાં વધારે લાગે છે. કારખાનાના કાપડના ઓછા દામ બેસે છે. પણ ત્યાં કારીગરોને ચૂસવામાં આવે છે. ત્યાં જે યંત્રો વગેરે વપરાય છે તેથી પરદેશી સત્તા ટકે છે. જે નફો થાય છે તેથી એક જ જણનાં ગજવાં ભરાય છે, અને કારીગરોની નીતિ ને તંદુરસ્તી બંનેનો નાશ થાય છે. તો તમારે શું કરવું જોઈ એ ? તમને જરૂરી કાપડ તમારે ગરીબોએ તૈયાર કરેલા કાપડમાંથી વધારે નાણાં આપીને લેવાનું પસંદ કરવું જોઈએ કે પરદેશી યા મિલનું ઓછા દામવાળું કાપડ લેવાનું પસંદ કરવું જોઈ એ ?

વિ૦—હાથનું પસંદ કરવું જોઈએ.

કુ૦—મિલનું નહિ ?

વિ૦—ના.

કુ૦—આવી રીતે બધી વસ્તુઓ માટે તમારે વિચારવું રહ્યું. તમે કોઈ પણ ચીજ લો અથવા લેવા ઇચ્છો ત્યારે વિચાર કરજો કે, તમે પેલી માનું કામ કરો છો કે નહિ. મા પોતાની ભૂખી દીકરીને પોતાનું ખાવાનું આપી દઈ પોતે ભૂખી રહીને આનંદ, સુખ, શાંતિ અનુભવે છે. તેમ તમે વધારે દામ ખરચીને ગામડાંના કારીગરોએ હાથે બનાવેલ ચીજો ખરીદીને આનંદ, સુખ ને શાંતિ અનુભવો. પરદેશની કે મિલની ચીજો ખરીદવાથી તમે પરદેશીની સત્તા કાયમ રાખો છો, યા પરદેશીને પોતાની સત્તા અહીં જમાવવાની સગવડ કરી આપો છો એમ સમજજો.

તમે અત્યારે અને મોટાં થાઓ ત્યારે પણ દેશમાં ભાંડુઓ પ્રત્યે માતાની લાગણીથી વર્તો એવી મારી તમારી પાસે માગણી છે. જેઓ અહીં કેળવાય છે તેમની પાસેથી આટલી આશા રાખવી વધારે ન ગણાય.

# ખાતમુહૂર્ત

ખાતમુહૂર્ત આજે છે અમે મંગળ આદર્યું,
આજથી કાય પૃથ્વી, આ ઓપતી સૂર્યથી તવ,
અમારા ગૃહની છાયા સહેજે મુદિતા સદા !
સહેજે કાર્યને મા, આ : અજ્ઞ સૌ માનવી અમે
જીવતાં નથી રે શીખ્યાં પીડા ને હાનિ અન્યને
કર્યા વિના ! અને છે ના કોયે કાર્ય અમારું તો
દોષ વિનાનું કો કાળે ! અરે ! જે જન્મ આપતી
તે માતાનેય શાં શાં ના પ્રસૂતિ-દુઃખ આપીએ !

તારા આ અંગને તેમ વ્યોમ ને સૂર્યચંદ્રની
સમૃદ્ધિ સર્વથી સૂનાં કરી, અહીં અસંખ્ય જે
લતાઓ, પુષ્પો ને પર્ણો ઋતુએ ઋતુએ નવાં
ખીલતે ને રહેતે જે સ્નિગ્ધ જીવન વિસ્તર્યું,
તે સર્વનો કરી ધ્વંસ, અપકૃત્યે સુકૃત્યની
રાખા વિશ્વને ઢાંખી, ચેષ્ટા જે કરીએ અમે,
ક્ષેમ તે ભાવના લેખી, ધરિત્રી, સહજે સદા !

રહ્યો હતો હું કરી આમ જ્યારે
ધરિત્રી કેરી સ્તુતિ આર્દ્ર ભાવે,
વિચાર કેરી સહસા પ્રચંડ
જાગી ઊઠી ! ચિત્ત મહીં જ આંધી:

જેને અમે સંસ્કૃતિ નામ આપિયું,
ને કાજ જેને મથીએ અમે સદા,
સાચે જ છે સંસ્કૃતિ તે ? હશે વા
તે ના અમારા સહુની જ ભ્રાન્તિ ?

રચ્યાં અમે આલય જ્યાં મહાન,
ને પથ્થરે ડામરથી ’પવા જ્યાં
માર્ગો રચ્યા, તેની તળે ન જેમ
વર્ષા તણી પાંગરશે કળા કદી,
મનુષ્ય પે તેમ અમે બધાં અહીં
સંસ્કારના રોજ નવા નવા જે
ચઢાવીએ ઓપ બધા, ન તે શું

છે શીંપણો જે ઉર, ચિત્ત, પ્રાણને
અસ્પૃષ્ટ રાખે નિત તે હવાથી
જેથી શકે માનવી માનવી બની ?

ત્યાં પાઠશાળા મહીં આજ ભોળાં
પઢી રહ્યાં જે શિશુ મુગ્ધ મીઠાં,
તેમાંથી કાલે બનશે વકીલ કો,
કો વૈદ્ય થાશે, અધિકારી કો બની
વહેશે ધુરા રાજ્ય તણી છટાથી —
રે કિન્તુ ત્યારે સહુ આજ જેવાં
નિર્દોષ, મીઠાં, મૃદુ, સ્નિગ્ધ, સુન્દર
હશે રહ્યાં તે ?—નહિ તે હશે બન્યાં
કો તંત્ર કેરાં જડ અંગ જેવાં ?

એ કાયદાના સહુ જ્ઞાન-ભારે
ઘટ્યા કદાયે જગમાં ગુના, કે
બની પ્રજા કો વધુ નીતિમાન ?
ને જ્ઞાન વૈદ્યો તણુંયે ન એવું શું ?
વિજ્ઞાન કેરી સઘળી ક્રિયાયે
દેખાય ના દોરી જતી વિમાર્ગમાં ?
વિજ્ઞાન સૌ એ, કવિતા કળા એ,
છે વારસો ભવ્ય મનુષ્ય કેરો;
રે, કિન્તુ એથી અમ પૂર્વજોથી
અમે વધ્યા સંસ્કૃતિમાં અગાડી કે
નીચે પડ્યા, તે કહી આજ કો શકે ?
છે વાત કિન્તુ અમ કાજ સ્પષ્ટ કે,
ન આજના જેવી ઘણા ભરેલી
સંહારલીલા અમ પૂર્વજોએ
કરી હતી કે હતી કલ્પીયે કદી.
રે આજ તો શક્તિ વિનાશ કેરી
લેખાય છે સંસ્કૃતિ-માનદંડ !
ને એ કળામાં વિજયી બને જે
સંસ્કારી ને શ્રેષ્ઠ પ્રજા મનાય તે !

માનવી માનવી રહે ના, મર્મ સંસ્કૃતિનો શું એ ?
યંત્ર ને માનવી વચ્ચે ફેર ત્યારે રહ્યો કશો ?
ક્રમ છે વિશ્વનો એવો કે, સંહાર્યા વિના નહિ
શક્ય છે સાધવું કોયે કાર્ય આ વિશ્વની મહીં ?
જીવવું હોય તો લેવો રહ્યો શ્વાસ મનુષ્યને,
ને લેતાં શ્વાસ જીવો જે પામે નાશ ન તેમને
શક્ય બચાવવા કેમેય છે, એ જ્ઞાન પામીને
લેખી સહજ હિંસાને, અન્ય જે કરવી પડે
હિંસા તે સૌ કર્યે જવી વિના શોચ્યે, વિના ડંગ્યે ?

રહસ્ય જિંદગી કેરું હોય જો ક્રૂર આવું તો
ક્રૂરતા એ જ છે શું ના રહસ્ય સત્ય સર્વનું ?

નૈરાશ્ય કેરે વમળે હું આમ
હતો થતો લીન તહીં અવાજ,
રસ્તા પરે મોટર લોરીઓનો
મેં સાંભળ્યો ને ગયું કો વદી કે,
"દુર્ભિક્ષના આજ થયા શકર્ન છે,
આખા તણાં વેગન આવી પહોંચ્યાં !"
ને શબ્દ એ સાંભળી આંખ મારી
હસી ઊઠી—ભીતિ દુકાળ કેરી
ટળી હવે ને સહુ અન્ન પામશે !
ને ખ્યાલ એ સ્પષ્ટ વધુ થતાં તે
રસ્તા તણા દર્શન કેરી બીજી
અંકાઈ બાજુ મનમાં રહી કંઈ.
હા, માર્ગ નીચે નહિ ઊગી કંઈ શકે
જિવાડી તોયે અહ ! જીવ કેટલા
શકે પગો એ ! ગૃહ તેમ સર્વ આ
ભલે ધરાના લઘુ કો ખુણાને
રાખે સદા વંચિત પત્રપુષ્પે,
છે કેટલાં કિન્તુ મનુષ્ય-પુષ્પો
ખીલી રહ્યાં એની નીચે સદાયે !
એ દૃશ્યે મનનો મારો વિષાદ ઓસરી ગયો,
ને સંહાર તણો અર્થ નવો હું ગોઠવી રહ્યો;
સંહાર સર્વ કાળે ના અનિષ્ટ; અનિવાર્ય છે
કો વેળા રે; રહ્યું એમાં શ્રેય પ્રેય અનેકનું
ડરાળી રુદ્રની મૂર્તિમાં શિવ તેથી લહ્યું જગે,
ને દેવોમાં વરસ્થાને પ્રતિષ્ઠા તેથી રુદ્રની.
જો સર્જવું હોય નવીન કાંઈ
તો તેની પહેલાં ઘણું ભાંગવું પડે !
કેવું મટી કુંભ થતાં પહેલાં
ખોદાઈ, ગૂંદાઈ, ચઢી ચાકડે, ને
તપી નિભાડે, બહુ પેર એમ.
શું શું પડે ના સહવું જ માટીને ?
આંબાની કૂંણી કલમે પહેલાં
જે મોર ઊગે ચૂંટવો પડે તે,
ને વૃક્ષ કેરા હિતમાં ન માળીને ?
ઉત્ક્રાન્તિ કેરી સીડી તો દીસે મંડી
સંહાર-સોપાન વડે, ન જે પે
ચઢ્યા વિના જીવન ઊર્ધ્વગામી
બને કદી : ઘોર વિચિત્ર એવો
વિકાસ કેરો ક્રમ છે પુરાણો !

પહેલી તે ઉદ્‌ભિદ સૃષ્ટિમાંથી
ઉત્ક્રાન્તિ કંઈ અંડજ જીવને થતાં
ઉદ્‌ભિજ્જ કેરો નહિ શું હરી થયો
સંહાર મોટો! ત્યમ અંડજેથી
જરાયુજોના જગની પ્રતિષ્ઠા
થતાં ન શું ઘોર અનેક યાતના
હશે સહેવી પડી અંડજોને?

વિના સંહાર એ જો ના હતો શક્ય વિકાસ આ,
તો તે સંહારને શાને લેખવો વ્યર્થ કોઈએ?
ને જેમ પ્રગતિ અર્થે વિનાશ જરૂરી કહી,
તેમ સુધારવા ભૂલો થયેલી ભૂતકાળમાં
વર્તમાને કદી મોટો નાશ પે કરવો પડે!
ને એવુંયે બને જ્યારે મોહથી સ્વાર્થથી 'થવા
ગતિ પ્રગતિની રૂંધી ભજે નિષ્ક્રિયતા જનો
ને બંધિયાર પાણીના જેવું જીવંત મૃત્યુ એ
ટાળવા ઉગ્ર સંહાર અચૂક કરવો પડે.

વિકાસ કેરો ક્રમ છે ન સાદો
અનેક આંટીઘૂંટીમાંથી એને
થવું પડે છે શ્રમથી પસાર;
ને એ ક્રિયામાં ઘણી વાર લોકો
વિમાર્ગમાં જાય ચઢી અને તે
સ્વીકાર તેનો સઘળે કરાવા
ઝનૂનથી ઝૂંઝી રહે સદાયે!—
સૌ ધર્મ ને વાદ અનેક કેરો
પૂરે છ એની ઇતિહાસ સાખ!
અનેક એવી જૂઠી મૂર્તિ ભાંગતાં
ખુલ્લી પડે ભીષણ કંઈક એડવાં;
તે વેળ તજ્જન્ય વિનાશને ભયે
હઠી જવું તે ન શું છે અધર્મ?

હા, અધર્મ એ; કિન્તુ એને અધર્મ લેખતાં
વિવેક કરવો રહે છે ધર્મ તેમ અધર્મનો:
જે અનિવાર્ય છે હિંસા જીવવા કાજ, તે પછી
અદકી કરવાને જો થાય ઇચ્છા અધર્મ તે.
જીવવા કાજ હિંસા જે થાય તે પ્રકૃતિ-ક્રમ,
ઉત્ક્રાંતિ ઉદ્‌ભિજ્જથી થઈ યોનિજો સુધી એ ક્રમે.
નો'તો કો દોષ હિંસામાં એ, ન નીતિઅનીતિનો
હતો એમાં કશો પ્રશ્ન—પ્રકૃતિ એ પ્રાણીની હતી.
પ્રકૃતિ વિકૃતિને એ પામી મનુષ્યને જગે,
જ્યારે સ્વાર્થ તથા સત્તા કેરું સાધન એ બની
વિકૃતિ એ વિના જે જે હિંસા કરવી પડે,
નિરુપાયે થતી તે સૌ—સ્વીકારી એનું નમ્ર થઈ,
પ્રાયશ્ચિત્ત કરી તેનું, હણાયાંની ક્ષમા ચહી,
હણાયું તેથીયે રૂડું મંગલ સર્જવું નવું!
એ છે સંસ્કૃતિ સાચી, એ છે ધર્મ સનાતન.

ધર્મ મનુષ્યનો આવો ભુલાવો છે સદૈવ, ને
એ ધર્મની થતાં ગ્લાનિ, આવે સંહાર સર્જવા!
કથા એવી અનેકે છે ભરેલો ઇતિહાસ જે,
યુગોથી નિત્ય તે ભાખે સત્ય એક અમોઘ કે,
માનવ્ય તો રહ્યું સાચું અલ્પમાં અલ્પ સાધને
જીવતાં પૃથ્વી આખીને લેખવામાં કુટુમ્બવત્!

આવા અનેક તર્કો ને વિતર્ક સેવતાં લહ્યો
મર્મ ઉત્ક્રાન્તિ કેરો મેં ઓછો ઝાંખો, અને ફરી
ક્રિયામાં પ્રાતમુહૂર્ત કેરી ચિત્ત પરોવતાં
ધરિત્રી કેરી મેં પાછી આદરી સ્તુતિ ભાવથી:

માતા હે વસુધા, દેને આશિષ ઉદ્‌ભિદોય સૌ
શકશે આ સ્થળ ઊગી જે દો આશિષ જેથી આ
ગૃહ જે બાંધીએ આજે, માંગલ્ય સાધી સર્વનું,
જીવને સર્વ જીવોને સાથે સંવાદ સર્વદા!
અંગોને તવ જે જે મા શોથી વંચિત વ્યોમની
રાખશે ગૃહ આ, તે પે વરેણ્ય ભર્ગની સુધા,
ઝીલતી સૂર્યને નિત્યે, રેલાવીશું અને અમે
ભાવથી પૂજશું તારો ખોળો તેને ભરી સદા
સ્નેહ સૌન્દર્ય ને શાન્તિના વર તેજ પુંજથી,
સહુ માંગલ્યની નિત્યે ઉપાસના અહીં અમે
કરતાં રચીશું વાડી મૃદુ હૈની પ્રાણ-સૌરભે!
ખંચન લેખજે ના મા, આ ગૃહને કદીય તું,
આભૂષણ સમું એને અંગ પે તવ ધારજે.
અને ઉદ્‌ભિજ્જ જેની આ સ્થળમાં વસતી હતે,
તે સૌને હેતથી આજે પ્રાર્થીએ કે, ન તે કદી
સ્થળ આ છોડી અન્યત્ર કરજો ગતિ, ને રહો
સ્વીકારવા અમારી ને આગારી સંતતિ તણી
સેવા તે અહીં; ને પૂજા સ્વીકારી અમ સર્વદા
અમારા ગૃહને તે સૌ વાડી રૂપે રહો વીંટી,
પાટે શોપારથી લીલા પૃથ્વીને જેમ અબ્ધિની!
કોઈને કોનેય ના બાધા અમારા ગૃહથી કદી
છાયામાં એની તો નિત્યે રહો શાન્તિ વિશ્વની ધરી!
આરાધ્ય જીવને હાજે હો એ શાન્તિ નિકેતન,
એની છાયા મહીં ગુંજો શાન્તિમંત્રો સનાતન:
શાન્તિ શાન્તિ હજો વ્યોમે, શાન્તિ હો નિશિવાસરે,
અંતરીક્ષે હજો શાન્તિ, શાન્તિ હો શાંતિ સૌ સ્થળે!

સ્નેહરશ્મિ

# પર્વનો મહિમા

(શ્રી. રવિશંકર મહારાજે વલ્લભવિદ્યાલય, બોચાસણના વિદ્યાર્થીઓ આગળ દશેરાને દિવસે આપેલા વ્યાખ્યાન પરથી)

પર્વ એ તો જીવ્યા પછીનું અનુભવનું વર્ણન છે. જેમ ખાધા પછી ઓડકાર આવે છે તેમ જીવન પછી તેનું પર્વ આવે છે. જેમ કે બળેવ. એ બ્રાહ્મણોનું પર્વ છે. પહેલાંના સમયમાં બ્રાહ્મણો ચાતુર્માસ કરતા. ચાતુર્માસમાં ઋષિઓ ચિંતન કરીને અનુભવોની આપલે કરતા અને જીવનમાં જે સાધનાઓ કરી હોય તેનું સંસ્કરણ કરતા. એમ દરેક વર્ષે કરતા. આ સાધનાનું સંસ્કરણ કરવું એ ઉપવીત–જનોઈ પાછળનો હેતુ છે.

વળી કેટલાક બળેવને નાળિયેરી પૂનમ પણ કહે છે. કેમ કે સાહસિક વેપારીઓએ તેની ઉજવણી કરેલી હતી, અને દરિયાને કાંઠે થતાં શ્રીફળ અર્પણ કરીને મુસાફરી કરવાનો રિવાજ હતો.

વળી તે દિવસે રક્ષાબંધનનો રિવાજ છે. તેની પાછળ હેતુ એ છે કે, ચોમાસામાં શરીરને રોગો આવવાના છે તેમાંથી રક્ષા કરો. શરદઋતુ આવવાની છે અને તેમાં રક્ષણ કરવાનું એ પ્રતીક છે. એટલા માટે જ 'शतं जीवेत् शरदः ।' 'સો શરદ જીવો' એમ કહેવાય છે.

પછી અર્ધો પાક થઈ ગયો હોય અને રોગ ઓછા થવા લાગ્યા હોય. એટલે રક્ષાની જરૂર ઓછી થાય. તેથી દશેરાને દિવસે તે કાઢી નાખે છે.

ઋષિપંચમીના પર્વનો વિચાર કરીએ તો સમજાશે કે, તે જીવન સાથે બંધબેસતું હતું. ઋષિઓ કુદરતી રીતે ઉત્પન્ન થયેલાં ફળફૂલ ખાતા. કેમ કે તેમનું જીવન કુદરતમય હતું. તે કોઈના પર પોતાનો બોજો નાખવા માગતા ન હતા. એ જીવન સ્વાભાવિક છે. પણ સમૂહમાં ઘણા જણ ભેગા રહેતા હોય ત્યારે એ રીતે જીવવું શક્ય નથી. ત્યારે ઓછામાં ઓછો બોજો બીજા પર પડે એ રીતે જીવવું જોઈએ. તેથી હંમેશાં નહિ તો એક દિવસ એવો ઠરાવ્યો કે તે દિવસે બળદની મજૂરીથી ઉત્પન્ન કરેલું નહિ ખાઉં, પણ મારી જ મહેનતનું ખાઈશ. એટલે જાતે શ્રમ કરીને ફળફૂલ જે મળે તે લાવીને તેને ખાય છે. આપણે ત્યાં 'સામો' ધાન્ય થાય છે. તેને તે દિવસે લોકો ખાય છે. તેથી તેને સામાપાંચમ પણ કહે છે. આમ જે જીવન જીવતા હતા તેનું પર્વ થયું.

અત્યારે હિન્દુ મુસલમાનના અને બ્રાહ્મણ અબ્રાહ્મણ વગેરેના ભેદ છે અને અંદર અંદર કલહ થાય છે. પહેલાંના સમયમાં આર્ય-અનાર્યના ભેદ હતા. અને આર્યો અનાર્યોને હાંકી કાઢવા લડતા અને નાશ કરતા. જેમ કે જુઓ સર્પસત્રની વાત. તેમાંથી આસ્તિક ઋષિને પ્રતાપે એમાં મેળ થયો. આપણાં પર્વોમાં આ ઊતર્યો છે. જેમ કે, નાગપંચમી એ મૂળ અનાર્યોનો તહેવાર આર્યોએ પણ ઊજવવા માંડ્યો. મહાદેવના ગળામાં નાગ છે, કેમ કે, તેમના દિલમાં આર્ય અનાર્યના ભેદ નથી.

ધરોઆઠમનું પર્વ લઈએ. ધરોઆઠમ એટલે દુર્વાષ્ટમી. ધોળી ધરો ૧૦૦ વર્ષના આયુષ્યની ગણાય છે. કાચો ખોરાક કુદરતી હોવાથી તે ખાવો સારો. રાંધેલા કરતાં કાચું સારું. એટલે અનાજ પલાળી, ઉગાડીને, દળીને ખાઈ શકાય. આવું હંમેશાં નથી કરી શકતા તો વરસમાં એક દિવસ તો રાખવો જ જે દિવસે તેનું સ્મરણ થાય. એમ માનીને તે પર્વ થયું. તે દિવસે લોકો ચોખાના લોટના લાડુ, ફણગા ફૂટેલા કઠોળનાં વેઢાં ખાય છે. કઠોળ ઊગે છે ત્યારે તે પચવામાં સહેલું બની જાય છે. બીજ એ તો માતા છે. છોડને પોતાની મેળે પોષણ મેળવવાની શક્તિ આવે ત્યારે તેનો નાશ થાય છે.

નવરાત્રિમાં માતાની એટલે શક્તિની પૂજા કરે છે. જવારા ઉગાડીને છેલ્લે દિવસે તેને નદીમાં કે પાણીમાં પધરાવે છે. એનો અર્થ એ છે કે, જે શક્તિ પેદા થશે તેને જનકલ્યાણમાં હોમી દઈશ.

એ નવરાત્રિ પછી દશેરા. તે દિવસે રામે લોકકલ્યાણ ખાતર રાવણને માર્યો. દશેરા એ ક્ષત્રિઓનો તહેવાર છે. ક્ષત્રિય એટલે સમાજનું રક્ષણ કરે તે. પણ પહેલાં ક્ષત્રિયો ગામ અને દેશ મેળવવા યુદ્ધો કરતા, અને લૂંટતા પણ ખરા. આજે લશ્કરી નોકરી એવી જ હલકી ક્ષત્રિયતા બની રહી છે. શિવાજી મહારાજે શરૂઆતમાં માવળા લોકોને એવી રીતે ભેગા કરેલા. કેમ કે મુસલમાનોની લૂંટમાંથી બચવાનો બીજો રસ્તો ન હતો. અને પાસે પૈસા ન હતા એટલે લૂંટીને લશ્કરને તેમાંથી ભાગ આપતા, અને એ રીતે લશ્કર ઊભું કર્યું હતું.

એ વખતે કેડ પર હાથ મૂકીને નૃત્ય કરતા હોય તેવા દેખાવના વિઠોબાની મૂર્તિ જોઈને રામદાસ સ્વામીએ કહ્યું કે, આ જમાના સાથે આ ઢંગનો મેળ ખાતો નથી. તારી મૂર્તિમાંથી અમને આજે રાષ્ટ્રરક્ષણની પ્રેરણા મળતી નથી. તેથી તારાં દર્શન કરવા નહિ આવું. અને પછી તેમણે ધનુષ્યબાણ ધારણ કરનારા રામલક્ષ્મણની અને સર્વાર્પણ કરનાર સેવક હનુમાનની મૂર્તિ સ્થાપી.

આપણે કોઈ મળે અથવા કોઈથી છૂટા પડીએ ત્યારે રામરામ્ બોલીએ છીએ. એનું મૂળ કારણ એ છે કે રામનું ચરિત્ર એટલે હિન્દુધર્મ અને હિન્દુધર્મ એટલે રામનું ચરિત્ર.

જેમ રામદાસે કર્યું તેમ તહેવારો અને તેનાં પ્રતીકો જીવનને બંધબેસતાં કરવાં જોઈએ. જેમ કે ૬ઠ્ઠી એપ્રિલ. રાષ્ટ્રીય સપ્તાહ થયું અને લોકો તેને ઊજવવા લાગ્યા.

ગાંધીજયંતી લોકો ઊજવે છે, કેમ કે આ જમાનાને તે બંધબેસે છે. એમ તહેવારો જમાનાને બંધબેસતા કરવા પડશે. કેમ કે આપણામાં નવી શક્તિ આવે અને સમાજના કલ્યાણ માટે ખરચાય એવું કરવું પડશે. અને એમ કરીશું તો અને ત્યારે આજના જમાનાને તે તહેવારોનો ઉપયોગ થશે. . . .

શરીરને ખડતલ બને એવું ઉછેરવું અને તેનો સદ્વ્યય કરવાને યોગ્ય બનાવવું એ કેળવણી છે. શરીર તો સાધન છે. સાધન જેટલું શુદ્ધ અને મજબૂત હોય તેટલું સારું. આ દશેરાના ઉત્સવનો અર્થ છે. **રવિશંકર વ્યાસ**

# મોટાંનું શીઘ્રશિક્ષણ–૨

## [ આવશ્યક સૂચનાઓ ]

[ ગયા અંકથી ચાલુ ]

**૧. સહશિક્ષણ સંબંધી વિવેક :** શીઘ્રશિક્ષણ માટે ગામમાં ઉમેદવારો ઢૂંઢવા જતાં છોકરાઓ તેમ જ છોકરીઓ બંને જોવામાં આવશે, કારણ કે ઢોર ચારવાનું કામ ૧૨ વર્ષની ઉંમર સુધી છોકરાછોકરી બન્નેને ભાગે આવતું હોય છે. બન્ને સરખાં હસમુખાં, સરખાં ચપળ, સરખાં તેજ જોવામાં આવશે. બેમાંથી એ વયના પ્રમાણે છોકરીઓ વધારે ડાહ્યી, કુશળ અને ઉત્સાહી માલૂમ પડશે.

આમાંથી ગ્રામસેવિકાઓએ તો છોકરીઓને જ પસંદગી આપવી ઘટે. છોકરીઓને શિક્ષણની બાબતમાં એટલો અન્યાય થયો છે કે પુરુષ સેવકોને પણ છોકરીઓ તરફ પક્ષપાત રહેવો સ્વાભાવિક છે. પરંતુ તે સ્વાભાવિક હોવા છતાં સેવકોએ પોતાનું ગજું તપાસી તેની મર્યાદામાં જ રહેવું ઉચિત થશે.

આ શીઘ્રશિક્ષણની યોજનામાં ૧૨ વર્ષ ઉપરનાં છોકરાછોકરીઓ સાથે કામ લેવાનું હોવાથી, અને તેમને પોતાના આશ્રમમાં રાતદિવસ સાથે જ રાખવાનાં હોવાથી, સેવકે કડકાઈથી મર્યાદા સંભાળવી આવશ્યક છે. ગામડામાં બેઠેલાં સેવક કે સેવિકા ઘણુંખરું સમૂહમાં રહેતાં નહિ હોય, તેમનું કેન્દ્ર નાની કુટીરનું બનેલું હશે અને તેમાં તેઓ એકલાં જ રહેતાં હશે. આવા સંજોગોમાં પુરુષ સેવકો શીઘ્રશિક્ષણ માટે છોકરાઓ જ લે, અને સેવિકાઓ છોકરીઓ જ લે, એ મર્યાદા સ્વાભાવિક છે, અને પાળવી આવશ્યક છે. પતિપત્ની ભેગાં મળીને ગ્રામસેવા કરવા નીકળેલાં હોય તો તેઓ મિશ્રમંડળ ભેગું કરી શકે. પણ તેમાંયે વિવેક રાખવાનો રહેશે. પત્ની જો માત્ર પતિ સાથે દોરાઈને તેનું ઘર રાખવા પૂરતી ગઈ હોય તો તેવા સંજોગોમાં મિશ્રમંડળ રાખવાની સલાહ હું ન આપું. પત્ની પોતાને સેવિકા સમજીને ગયેલી હોય, અને છોકરીઓની સાથે બધો વખત બધી દિનચર્યામાં સાથ આપતી હોય, અને પતિ તે જ પ્રમાણે છોકરાઓ સાથે, તો જ મિશ્રમંડળ રાખવું યોગ્ય ગણાય. પણ આમાં પણ એ શરત રહેશે કે, તેમની પાસે આશ્રમમાં પૂરતી મોકળાશ હોય, અથવા બે છૂટી છૂટી ઝૂંપડીઓ હોય.

**૨. સંખ્યા :** આવાં શીઘ્રશિક્ષણનાં વિદ્યાર્થીઓ અથવા વિદ્યાર્થિનીઓની સંખ્યા ચાર અથવા બહુ બહુ તો છથી વધવા ન દેવી. ગ્રામસેવકોને જગ્યાના સમાસનો, સાધનોનો, ખર્ચનો તેમ જ પોતાનાં ઇતર કામોનો — એમ બધો જ વિચાર કરીને પોતાની મર્યાદા ઠરાવવાની હોય છે. મેં સૂચવેલી સંખ્યા કરતાં વધારે રાખવાનો મોહ કરવા જતાં આ દરેક બાબતમાં તેમને બોજો લાગશે. પણ આટલી મર્યાદા સાચવી હશે તો તે નાની મંડળીઓ તેમને બોજારૂપ ન થતાં ઊલટી આશ્રમની દરેક પ્રવૃત્તિમાં ઉત્સાહ વધારનારી નીવડશે.

**૩. આશ્રમવાસની મુદત :** આપણે અહીં એવાં અત્યંત ગરીબ ઘરનાં છોકરાંઓનો જ વિચાર કરીએ છીએ કે જેમને તેઓ જરાક હાલતાં ચાલતાં થયાં કે તરત ગોવાળિયાને કામે વળગાડી દેવાં પડયાં હતાં. તેઓ કંઈક જુવાન થયાં એટલે માબાપ સ્વાભાવિક રીતે આશા રાખતાં હતાં કે તેઓ હવે મોટી મજૂરી કરશે અને ઘરનો ભાર ઉપાડવામાં પોતાનો ફાળો આપતાં થશે. તેવાં માબાપ પાસેથી વછોડીને આપણે આમને આશ્રમમાં લાવ્યા છીએ. આશ્રમમાં રહે ત્યાં સુધી માબાપ ઉપર તેમનો બોજો આપણે પડવા નહિ દઈએ એવી ખાતરી આપી ત્યારે જ આપણે માબાપને મનાવી શકયા છીએ. તેથી આવાં છોકરાંઓના આશ્રમવાસની મુદત ઘણી લાંબી ન હોવી જોઈએ. હું ધારું છું કે 'વર્ધા શિક્ષણ-યોજના'નો અભ્યાસક્રમ પૂરો કરાવવા જેટલી તે હોવી જોઈએ. તેમની ઉંમર અને અનુભવનો આપણને લાભ મળતો હોવાથી બે વર્ષની મુદતમાં તેટલું શીઘ્રશિક્ષણ સહેલાઈથી થઈ શકે એમ માનું છું.

**૪. ખર્ચનું શું ? :** વિદ્યાર્થીઓ પૂરો સમય આશ્રમવાસ સેવે એ આ યોજનાનો મૂળ પાયો હોવાથી અન્નવસ્ત્ર આદિ ખર્ચનો પ્રશ્ન ઊભો થશે જ. માબાપ પાસેથી તો તે મળે એવા સંજોગો નથી. અને ફંડફાળા ઉપર આશા બાંધવી પણ સારી નથી. ભિક્ષા લેવી હોય તોપણ ગામમાંથી જ અથવા પોતાના કામ ઉપર ખાસ પ્રેમ ધરાવનાર સ્નેહી વર્ગમાંથી અનાજ, કપાસ વગેરે રૂપમાં લેવી. પરંતુ મુખ્ય આધાર તો એ વિદ્યાર્થીઓના પોતાના ઉદ્યોગો ઉપર જ રાખવો જોઈએ. તેઓ રોજ

૭ કલાક ઉત્પાદક ઉદ્યોગ કરશે તો સહેજે પોતાના નિર્વાહ પૂરતું મેળવી શકશે. એટલું જ નહિ, એમનું કામ તો સાચા દિલનું અને ઉત્સાહનું હોઈ, તેઓ ગુરુદક્ષિણા રૂપે આશ્રમને પણ કંઈક ફાળો આપી શકશે.

કાંતણ, પીંજણ અને ખેતીકામ એ ત્રણ તો એવા ઉદ્યોગો છે કે કોઈ પણ ગામમાં કોઈ પણ મોસમમાં ગ્રામસેવક તેમાંથી એકાદ ઉદ્યોગ તો પૂરો પાડી શકશે જ.

કાંતણમાંથી ૭ કલાકમાં ૪થી ૬ આના સહેજે મળી રહે. પીંજણમાંથી તો ૮ આના સુધી પણ મેળવવા શક્ય છે.

ખેતીમાં આસપાસના ખેડૂતો સાથે ગોઠવણ કરી હશે, અને ગ્રામસેવક પોતે સાથે રહેશે એમ તેઓ જાણતા હશે, તો જુદી જુદી મોસમોમાં ૮ આનાં રોજનું કામ મેળવવું સહજ થઈ પડશે.

વણાટ પણ સારો ઉદ્યોગ છે અને તેમાંથી નવેક માસના શિક્ષણ બાદ ૬થી ૮ આનાનો રોજ મેળવી શકાશે.

કેટલાક સેવકો જાતે વણાટ જાણનારા હશે. તેઓ પોતે સાળ માંડશે અને તેમાં આ મિત્રોને મદદમાં લેવાનું રાખશે તો ઘણા અલ્પ આયાસે તેઓ વણાટની કળા શીખી લેશે. પરંતુ એ ઉદ્યોગ અનેક ક્રિયાપ્રક્રિયાઓ-...ા અને વખત લેનારો એક વિશાળ ઉદ્યોગ હોવાથી, ...મ જ તેનાં ઓજારો પણ પ્રમાણમાં કંઈક મૂડી માગનારાં હોવાથી, સેવકને શરૂઆતમાં ક્યાંકથી મદદ મેળવી લાવવી પડશે.

આ ચાર કામો પૈકી આ શીઘ્રશિક્ષણની યોજનાની દૃષ્ટિએ હું તો પીંજણને જ કામધેનુ માનું છું. આજ કાલ સારી પૂણીની બૂમ હમેશાં સંભળાતી જ રહે છે. વિદ્યાર્થીઓને જો તે કામ સારી રીતે શીખવી દેવામાં આવે અને જો તેઓ મન રેડીને મનોહર પૂણીઓ બનાવી આપે, તો ઘરાક શોધવાની કે પૂરતા પૈસા મળવાની ચિંતા કદી રહે જ નહિ. અને, મોસમને વખતે તો આશ્રમની આખી મંડળી જંગમ આશ્રમમાં ફેરવાઈ જાય અને રેંટિયા-ખાદીનો શોખ ધરાવનારાં ગામોમાં પીંજણો લઈને પહોંચી જાય, તો મહિનો બે મહિના સુધી તેઓ ખૂબ સારો અને પ્રાપ્તિવાળો ધંધો કરી શકે. તેઓ પોતાના રોજ ઉપરાંત ઘી, ગોળ અને દૂધ પણ ચોક્સ પ્રમાણમાં ન્યાયપૂર્વક માગી શકે, અને ગામવાસીઓ તે ઘણા જ પ્રેમથી આપે.

માત્ર ગ્રામસેવકે એટલું સાચવવું જોઈએ કે, પોતાની મંડળી આશ્રમ મટીને કેવળ મજૂરોની ટોળી બની ન જાય. પોતે જંગમ આશ્રમરૂપે વિચરતા હોય એમ જ તેમણે વર્તવું જોઈએ. એટલે કે, આશ્રમની સર્વ દિનચર્યા આગ્રહથી ચાલુ રાખવી જોઈએ. તેમ કરશે તો તે ગામમાંથી પોતે રોજી તો કમાશે જ, પણ તે ઉપરાંત ગામમાં આશ્રમી કેળવણી પણ અનાયાસે ફેલાવશે.

૫. ભણતર: યાદ રાખવું જોઈએ કે આપણે શીઘ્ર શિક્ષણની આ યોજના વિચારી રહ્યા છીએ. તે નિશાળના ભણતર વિના મોટાં થઈ ગયેલાં છોકરાછોકરીઓને નજર સામે રાખીને વિચારી રહ્યા છીએ. તેમની નિશાળના ભણતરની ખામી પૂરવા ઉપર ગ્રામસેવકનું ખાસ લક્ષ હોવું આવશ્યક છે: ગુજરાતી સાત ચોપડીઓ સુધીમાં નિશાળિયાઓ વાચન, લેખન, ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ-ભૂગોળ, વગેરેનો જેટલો પરિચય મેળવે છે તેટલો તો તેમને આપી દેવો જોઈએ જ.

એટલું જ નહિ, સામાન્ય નિશાળોમાં જેટલું આ વિષયોનું જ્ઞાન મળે છે તે વિષે આપણને ઘણો જ અસંતોષ છે. તે અતિ અલ્પ અને અધૂરું હોય છે. આપણે તો 'વર્ધા શિક્ષણ યોજના'ને નામે ઝાકીર હુસેન સમિતિએ જે અભ્યાસક્રમ રચ્યો છે તેનાથી જરા પણ ઓછાથી સંતોષ માનવા તૈયાર ન થવું જોઈએ. એ અભ્યાસક્રમમાં કેટલુંક કાચી ઉંમરનાં બાળકો માટે વધારા પડતું છે એમ બતાવી શકાય. પરન્તુ જે છોકરાછોકરીઓનો વિચાર ચાલી રહ્યો છે તેમના સંબંધમાં તો આપણે તે અભ્યાસક્રમને અક્ષરેઅક્ષર પહોંચી વળવું ઘટે. તે વધારાપડતું કે ભારે નથી અને બે વર્ષની મુદતમાં તેનું શીઘ્ર શિક્ષણ ન થઈ શકે એમ મને તો લાગતું નથી.

એ અભ્યાસક્રમમાં ૧. મૂળ ઉદ્યોગ, ૨. જન્મભાષા, ૩. ગણિત, ૪. સમાજપરિચય, ૫. સામાન્ય વિજ્ઞાન, ૬. આલેખન, ૭. સંગીત, ૮. હિંદુસ્તાની — એ રીતના આઠ વિષયો સૂચવવામાં આવ્યા છે. ગ્રામસેવકો જોશે કે તેમના સીમવગડાના ભોમિયા વિદ્યાર્થીઓ આમાંનું કેટલુંક તો પાઠ્યપુસ્તકોમાં આપેલું હોય છે તેના કરતાં પણ અનુભવે વધારે જાણતાં હોય છે. તેમનો તે અનુભવ ક્રમે ક્રમે શાસ્ત્રીય ભાષામાં અને શાસ્ત્રીય ઢાંચામાં તમે જેમ જેમ રચી આપતા જશો, તેમ તેમ તમારા વિદ્યાર્થીઓની આંખમાં અને વાણીમાં જ્ઞાનતેજ ચમકવા લાગશે.

આ અભ્યાસ માટે દિવસમાં ત્રણ કલાકની જોગવાઈ કરવાની મારી ભલામણ છે.

મૂળ ઉદ્યોગ કાંતણ, પીંજણ, ખેતીમાંથી તેમને પૂરો પડશે. ઉત્પાદન નિમિત્તે ૬ કલાક તે ઉદ્યોગો ચાલતા હશે, તેમાં ગ્રામસેવક તેમની સાથે જ હશે એટલે ચાલતા ઉદ્યોગે સહેજે સહેજે તેને લગતું ઘણું સિદ્ધાંત-જ્ઞાન મળી જશે. સેવકે તે બુદ્ધિપૂર્વક આપવું જ જોઈએ. છતાં કંઈક પ્રયોગ રૂપે, કંઈક કળા રૂપે, કંઈક ગણિત-ભાષા આદિને રૂપે તે તે ઉદ્યોગનાં અંગઉપાંગોનું શિક્ષણ આપવાનું રહેશે જ. આપણા બે કલાકમાંથી તેની પાછળ રોજનો અડધો કલાક પૂરતો થઈ પડશે.

વાચન, લેખન અને ગણિતની પ્રક્રિયાઓથી આ વિદ્યાર્થીઓ છેક અજાણ હોય છે. તે કંઈક ભારે બેહદી અને અઘરી વસ્તુ હોય એવી તેમના મન ઉપર છાપ હોય છે. વાંચતા લખતા નિશાળિયાઓને તેઓ દૂરથી એક પ્રકારના 'અહો'કારથી નિહાળતાં હોય છે. પોતાને તો તે કદી જ આવડી શકે નહિ એવો પણ તેમના મનમાં ડર પેસી ગયો હોય છે. પાકે ઘડે કાંઠા ન ચડે એ કહેવત રોજ રોજ તેમના કાન ઉપર અથડાય છે અને તેનું કામ બજાવતી રહે છે. પરંતુ જો સેવક રોજના એક કલાકને હિસાબે આ વિષયો માટે આપશે તો બે વર્ષમાં સહેલાઈથી ધારી મજલે પહોંચી જશે એ વિષે મને શંકા નથી. આલેખન અને હિંદુસ્તાનીનો પણ આ કલાકમાં સમાસ કરી શકાય, અને જો સેવક સંગીતમાં તાલ સ્વરનું કંઈક જ્ઞાન ધરાવતો હશે તો તેનો પણ આમાં જ સમાસ કરવો મુશ્કેલ નથી.

હવે રહ્યા સમાજપરિચય અને સામાન્ય વિજ્ઞાનના બે મોટા વિષયો. તેમાં ગ્રામસેવક જો હમેશાં લીલો અને તાજો રહેનારો હશે તો પોતાના વિદ્યાર્થીઓને ઘણું નવું અને રસભર્યું આપી શકશે. પણ તે જોશે કે વિદ્યાર્થીઓએ પણ પોતાના ગોવાળિયા તરીકેના જીવનમાં એમાંનું કેટલુંક ઠીક ઠીક પ્રમાણમાં જાણેલું છે. આ વિષય માટે રોજનો અડધા કલાકથી વધારે વખત અલગ કાઢવાની જરૂર નથી. તે પણ કેટલુંક પ્રયોગ રૂપે શીખવવાનું હોય તેથી જ. નહિ તો આશ્રમની સેવાપ્રવૃત્તિઓમાં, પ્રાર્થનાઓમાં, રસોઈ વગેરે ઘરકામોમાં, અને ઉત્પાદક ઉદ્યોગો ચાલતા હોય તેમાં અને તે દરમ્યાન આ બધું જ્ઞાન આપવાની તક સેવકને ઘરાઈ ઘરાઈને મળી રહે તેમ છે.

**૬. આપ-કેળવણી:** આપણે ભણતરના ત્રણ કલાક કાઢવા ધાર્યા છે, તેમાંના આપણે હજુ બે જ વાપર્યા છે. હજુ આપણી પાસે એક આખો કલાક સિલકમાં છે. સેવકો અનુભવે જોશે કે, તેમના વિદ્યાર્થીઓની બુદ્ધિ પ્રેમ અને દોરવણી મળતાં જોતજોતામાં પ્રકાશી ઊઠશે. તેમની જિજ્ઞાસા દુષ્કાળ પછી જાગતી ભૂખ જેવી ભડકી ઊઠશે. તેમાં વાંચવા લખવાની નવી આંખ ઊઘડતાં વળી પવન ફૂંકાવા જેવું થશે. તેઓ થોડા જ વખતમાં જે હાથમાં આવે તે અધોઅધ વાંચવા અને પી જવા લાગશે. સેવકે તે વખતે તેના હાથમાં પોતાના અભ્યાસક્રમને પોષક એવું વાચન ક્રમે ક્રમે મૂકતા રહેવું, અને પેટ ભરીને રસપાન કરવા દેવું—અલબત્ત આ કલાકની મર્યાદામાં રહીને. કેટલાકને નકશા દોરવા, ગણિતના દાખલા ગણવા, વિજ્ઞાનના પ્રયોગો કરવા, ચિત્રો ચીતરવાં, કાવ્યો અને ગીતો મુખપાઠ કરવાં, કવિતાઓ અને વાર્તાઓ અને નિબંધો લખવા—એવા એવા શોખો પણ જાગ્રત થશે. તેવી વૃત્તિવાળાઓને માટે પણ આ કલાક જરૂરનો છે. કોઈ કારીગર સ્વભાવના હશે તેમને એમના સ્વભાવ પ્રમાણેના શોખો જાગશે. જેવા કે આંધ્ર પદ્ધતિની તુનાઈ કરી સો આંકનું કાંતવું', બન્ને હાથે કાંતતાં શીખવું', સુંદર તકલીઓ, ધનુષતકલીઓ વગેરે વસ્તુઓ બનાવવી. તેમને પણ આ પોતાનો આગવો કલાક મળવો જરૂરનો જ છે.

'વર્ધાશિક્ષણયોજના'માં બધો અભ્યાસક્રમ સવિસ્તર આપેલો હોવાથી અહીં તેની વિશેષ ચર્ચા હું કરતો નથી. એટલું જ કે, તેમાંનું ઘણું નાની ઉંમરનાં બાળકો મહિનાઓ અને વર્ષોના અભ્યાસથી કરી શકે તે આ મોટાં છોકરાંઓ થોડાં અઠવાડિયાંઓમાં સિદ્ધ કરશે. મોટાં છોકરાંઓને બાળપોથીથી માંડીને ક્રમે ક્રમે વાંચતાં શીખવવું, અથવા એકડે એકથી માંડીને ક્રમે ક્રમે ગણિત શીખવવું, એવું તો ઓછું જ કરવાનું હોય? એ તો હસવા જેવી અને નકામો કાળ હરણ કરનારી પદ્ધતિ જ થઈ પડે. છતાં હું જાણું છું કે પ્રૌઢશિક્ષણને નામે અનેક વર્ગો નીકળે છે તેમાં આવી હાસ્યાસ્પદ રીતે જ કામ થતું હોય છે, અને તેથી પ્રૌઢ શીખનારાઓ કંટાળી જાય છે. તેથી ગ્રામસેવકો માટે આટલો ચેતવણીનો સૂર અહીં મૂકી દઉં છું.

**૭. સેવા:** આ યોજના દેખાવમાં તો જોકે મોટાઓનું શીઘ્રશિક્ષણ કરી તેમનું અભણપણું ટાળવાની જ છે. પરંતુ આને તો આપણે ગ્રામસેવકનાં અનેક કામોમાંના એક કામ તરીકે પણ આપણે કલ્પીએ છીએ. અને ગ્રામસેવકને કંઈ માત્ર નિશાળના ગહેતાજી જેટલું અને જેવું કામ કરવાથી સંતોષ થાય? તેની નજર તો કુદરતી રીતે એ જ હોઈ શકે કે, પોતાની ન્યાત વધારવી, ગામનાં સામાન્ય અને રખડતાં છોકરાઓ અને છોકરીઓને આકર્ષી, તેમને આશ્રમી કેળવણીનું પાન કરાવી, તેમને ગ્રામસેવાનો રંગ લગાડવો.

એ માટે તે સૂતાં બેસતાં, નહાતાં ધોતાં, રસોઈ કરતાં ને વાસણ માંજતાં, ઝાડુ કાઢતાં ને પાયખાનાં સાફ કરતાં પોતાના મનમાં રહેલી શ્રદ્ધા પોતાના વિદ્યાર્થીઓમાં ઉતારવાનો પ્રયત્ન કરશે જ. ઉદ્યોગો દરમ્યાન તેમ જ જે વાચનલેખન આદિ ભણતર ભણાવશે તેમાં પણ તે પોતાની એ વસ્તુને ગૂંથી દેશે.

એમ સેવાભાવના શીખવવા માટે કંઈ જુદો સમય હોઈ શકે નહિ. છતાં જુદો સમય ગણવો હોય તો પ્રાર્થનાઓને તેમાં મૂકી શકાય. તેમાં સવારે અડધો અને સાંજે એક મળી દોઢ કલાક આપવાથી ઉત્તમ કામ થશે. એથી વિદ્યાર્થીઓ પોતે જે કંઈ કરી રહ્યા છે, જે ભણી રહ્યા છે, જે ઉદ્યોગો કરી રહ્યા છે, તે બધામાં અર્થ

જોશે, અને પ્રાણુ અનુભવશે. તેમનું જીવન જ્ઞાનમય બનાવવામાં પ્રાર્થનાઓ તેમને અમૂલ્ય મદદ કરશે.

પરંતુ એકલી પ્રાર્થના જ તે હેતુ સિદ્ધ કરી શકે નહિ, જો તેની પાછળ આખા દિવસનું સેવાજીવન હોય નહિ. સેવકનું પોતાનું જીવન સેવામય હશે એટલે તે પોતાનો ભાવ ભજવશે, અને વિદ્યાર્થીઓમાં સેવાભાવના પ્રેરશે જ. આશ્રમમાં પાયખાનું જાતે સાફ કરવાનો નિયમ આગ્રહપૂર્વક રાખ્યો હશે તો માણસમાં અને કામમાં ઊંચનીચનો સંસ્કાર જડમૂળથી ઊખડી જશે. તે ઉપરાંત ગ્રામસેવાનાં કામો આશ્રમમાં કંઈ ને કંઈ નિયમિત ચાલતાં હશે, અને તેમાં વિદ્યાર્થીઓને અમલી કામ કરવાની તક મળશે. ગ્રામસફાઈ એ તેવું એક કામ છે. આશ્રમવાસીઓએ તે સતત, એકધારું, અખંડ રોજ સવારે એકાદ કલાક માટે ચલાવવાનો નિયમ રાખવા જેવો છે. બાલવાડી ચલાવવામાં આવતી હશે તો તેમાં મદદ કરતાં વિદ્યાર્થીઓ સેવાધર્મની કેટલી સુંદર અને રસભરી તાલીમ મેળવી શકશે ? કુમાર કન્યા આશ્રમ ચાલતું હશે તો તે પણ સેવાની તાલીમ પૂરી પાડશે. સેવક ગામમા માંદાઓની માવજત કરવામાં રસ લેતો હશે તો વળી તેમાં પણ સેવાની તાલીમ માટે કેટલી કીમતી તક છે ? સેવક ગામના બેકારોને રેંટિયા આદિ વડે રોજી આપવા, જુદા જુદા ગ્રામઉદ્યોગો શીખવવા પ્રયત્ન કરતો હશે, તેમાં પણ વિદ્યાર્થીઓ મદદ કરશે અને તાલીમ પામશે. ગામમાં તો દલિતોનું રક્ષણ કરવાના, તેમને ખાતર સત્યાગ્રહે ચઢવાના પણ પ્રસંગો અવારનવાર ગ્રામસેવકના જીવનમાં આવી પડે. વિદ્યાર્થીઓને તેનો પણ લાભ મળી શકે.

આવાં સેવાકાર્યો પાછળ દરેક વિદ્યાર્થી દિવસમાં દોઢેક કલાક આપે એમ રાખવું જોઈએ. આશ્રમવાસીઓની સંખ્યા પ્રમાણે રોજ ગ્રામસફાઈ, બાલવાડી, માંદાની માવજત જેવાં કામો નિયમિત ચલાવવાં અને અંદર અંદર વહેંચી લઈને કરવા.

**૮. દિનચર્યા :** અત્યાર સુધીમાં આપણે મોટાંઓના શીઘ્રશિક્ષણની યોજનાનાં જુદાં જુદાં અંગો વિચારી ગયા, તે પ્રમાણે મોટી ઉંમરના વિદ્યાર્થીઓ રાખનાર ગ્રામસેવકોના આશ્રમોનો દિવસ સામાન્ય રીતે નીચે પ્રમાણે વહેંચાશે :—

| | | |
|---|---|---|
| ૧॥ | કલાક | પ્રાર્થનાઓમાં |
| ૨ | ,, | ભણતરમાં |
| ૧ | ,, | આપ-કેળવણીમાં |
| ૬ | ,, | ઉત્પાદક ઉદ્યોગમાં |
| ૧॥ | ,, | સેવાકાર્યમાં |
| ૩ | ,, | રસોઈ વગેરે ઘરકામમાં તથા ન્હાહવા ધોવા ઇ૦ માં |
| ૧ | ,, | રમતગમત અને વ્યાયામમાં |
| ૮ | ,, | સૂવામાં |
| ૨૪ કલાક | | |

આશા રાખું છું કે, ઉત્સાહી ગ્રામસેવકો અને સેવિકાઓ આ યોજના ઉપાડી લેશે. તેમને નવા કામનો બાર અને ચિન્તા વધશે ખરાં, પણ તેના બદલા રૂપે તેમના આશ્રમનું જીવન ગોવાળિયાંઓના તેમાં દાખલ થવાથી અપૂર્વ રસથી છલકાવા લાગશે એની હું તેમને ખાતરી આપું છું.

આ યોજના ઉપાડનાર મિત્રોને અન્તમાં યાદ આપું છું કે, આ યોજનામાં 'શીઘ્રશિક્ષણ'નો એક પ્રયોગ પણ સાથે સાથે જોડાયેલો છે. નાનાં છોકરાંઓને છેક પાંચ વર્ષથી નિશાળમાં મોકલી બિનજરૂરી વાચન લેખન ગણિત વગેરેની તકલીફમાં ન ઉતારતાં, જો નાનપણમાં તેમને અનેક નાનાં નાનાં કામોમાં અને રમતોમાં મસ્ત રહેવા દેવામાં આવે, અને બાર વર્ષની ઉંમરે શિક્ષણની આવી કંઈક વ્યવસ્થા કરી આપવામાં આવે, તો સાત વર્ષનું ભણતર તેઓ બે વર્ષમાં સંપાદન કરી શકે, અને તે વધારે સારી રીતે અને વધારે બુદ્ધિપૂર્વક અને તેથી જ વધારે રસ સાથે. આ યોજના ગ્રામસેવકો ઉપાડી લે તો મારા જેવાઓ તેનું આ પ્રયોગની દૃષ્ટિએ પણ બારીકાઈથી અવલોકન કરતા રહેશે.

જુગતરામ દવે

વ્યવહારુ બુદ્ધિના હુઇત્સુએ ચુયાંગ ત્સુ આગળ ફરિયાદ કરી, "તમારુ શિક્ષણ કશા વ્યવહારુ ઉપયોગનું નથી," ત્યારે તેણે જવાબ આપ્યો, "જેમને નિરુપયોગી વસ્તુઓનું મૂલ્ય સમજાઈ ચૂક્યું હોય છે તેમને જ ઉપયોગી વસ્તુઓની વાત કરી શકાય છે. આપણે આ જે ધરતી ઉપર ચાલીએ છીએ તે તો ખૂબ વિશાળ છે, છતાં ચાલવા માટે તો માણસ પોતાના પગનાં તળિયાં નીચે આવે એટલી જ ધરતી વાપરે છે. પણ ધારો કે તેના પગની આસપાસની ધરતી છેક પાતાળ સુધી કાપી નાખવામાં આવે તો પછી તે એ ટુકડાઓનો ચાલવામાં ઉપયોગ કરી શકશે ?" હુઇત્સુએ કહ્યું, "તે તો કશા ઉપયોગમાં નહિ આવે." ત્યારે ચુયાંગ ત્સુએ કહ્યું, "એટલે નિરુપયોગીની ઉપયોગિતા દીવા જેવી ચોખ્ખી છે."

# સત્તરમી અને અઢારમી સદીનો હિંદનો વેપારઉદ્યોગ

મોગલોના સમયમાં (ઈ. સ. ૧૫૨૬થી ૧૭૬૪) હિંદમાં હુન્નરકળા સારી પેઠે ખીલેલી હતી તથા આર્થિક અને નાણાંકીય વ્યવસ્થા ઘણી આગળ વધેલી હતી. તે વખતે યુરોપનાં બજારોને હિંદ માલ પૂરું પાડતું હતું. કેટલાક ધંધાઓની કારીગરી એવી વિશિષ્ટ પ્રકારે ખીલેલી હતી કે તેનો જોટો યુરોપમાં મળતો ન હતો. કેટલાંક ગામડાં અને શહેરોના મહોલ્લાઓમાં રૂ, રેશમ, સોનું, રૂપું, તાંબું, પીતળ અને હાથીદાંતની કારીગરીનું ખાસ કામ થતું હતું. ખેતીનો માલ અને પાકો માલ બંદરો તરફ પહોંચતો હતો. યુરોપમાંથી વેપારીઓ અને પ્રવાસીઓ હિંદમાં આવ્યા ત્યારે દેશમાં આવો ધીકતો વેપારધંધો તેમણે જોયો અને તેનાં મોહક વર્ણનો તેમણે પોતાની પ્રજા આગળ કર્યાં. તેનું બે સદીના ગાળામાં ધીમે ધીમે કેવું પરિણામ આવ્યું તે આપણે ટૂંકમાં જોઈશું.

### પરદેશીઓ વચ્ચે હરીફાઈ

સોળમી સદીમાં આંતરરાષ્ટ્રીય વેપાર ઉપર પોર્ટુગીઝ લોકોનો કાબૂ હતો. તેઓ આરબ વેપારીઓ સામે ઝૂઝ્યા અને તેમનો વેપાર ખોરવી નાખ્યો, પોતાનો વેપાર ફેલાવ્યો અને સાથે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર પણ કર્યો. ધર્મપ્રચારમાં તેઓ ઘણી વખત બળજબરી કરતા એટલે લોકો તેમનાથી નાખુશ હતા. તેનો લાભ ડચ લોકોએ ઉઠાવ્યો. સત્તરમી સદીની શરૂઆતમાં ડચ અને અંગ્રેજોએ ભેગા થઈને પોર્ટુગીઝોને ઢીલા કર્યા અને પછી વિજેતાઓ વચ્ચે હરીફાઈ ચાલી. તેમાં અંગ્રેજો ફાવ્યા. વચ્ચે ફ્રેન્ચો આવ્યા, તેમને પણ માત કરીને અંગ્રેજોએ પોતાનો પગદંડો જમાવ્યો અને તેમાંથી સામ્રાજ્ય ઊભું કર્યું. જે વેપારઉદ્યોગથી લોભાઈને તેઓ આવ્યા હતા, તે વેપાર-ઉદ્યોગનું વહેણ બદલી નાખ્યું અને પોતાના દેશને સમૃદ્ધ કર્યો. ઇંગ્લન્ડને સમૃદ્ધ કર્યું અને હિંદને પાયમાલ કર્યું.

### મોગલોના સમયમાં આર્થિક સ્થિતિ

અકબરના સમયમાં (૧૫૫૬–૧૬૦૫) મજૂરીનો દર સામાન્ય રીતે ૩થી ૪ પૈસા હતો. માસિક રૂા. ૨ સામાન્ય ગણાતા. ગોરખપુરમાં સુથાર, કંસારા જેવા કારીગરોને માસિક રૂા. ૪ થી ૬ મળતા. ગુજરાતમાં ડચ લોકો પોતાના કારખાનામાં સુથારને રોજના ૩ આના આપતા હતા.

આટલી ઓછી મજૂરીમાં લોકો સહેલાઈથી નિભાવ કરી શકતા હતા, કારણ કે, તે વખતે અનાજપાણી ખૂબ સસ્તાં હતાં અને નાણું મોઘું હતું. ત્યારના ભાવો તાજેતરના ભાવોની સરખામણીમાં નીચે મુજબ હતા:—

| ઈ. સ. | બાજરી | ઘઉં | ઘી | ગોળ | રૂપિયાની —ખાંડ ખરીદશક્તિ- નો આંક (ટકામાં) |
|---|---|---|---|---|---|
| | ( ૧ રૂ.ના કેટલા પાકા શેર મળે ) | | | | |
| ૧૬૦૦ | ૧૮૧ | ૯૦ | ૧૦.૩ | ૧૯.૩ | ૧૦૦ |
| ૧૬૫૦ | ૨૧૪ | ૧૦૭ | – | – | ૧૦૦ |
| ૧૭૨૯ | – | ૧૩૧ | ૯.૬ | – | ૧૫૯ |
| ૧૮૦૭ | – | ૭૦ | ૩ | – | ૬૪.૫ |
| ૧૯૦૧ | ૨૦ | ૧૪ | ૧ | ૯.૩ | ૧૫.૪ |
| ૧૯૧૧ | ૧૭ | ૧૩ | .૯૧ | ૭.૫ | ૧૪.૧૪ |
| ૧૯૨૮ | ૧૦ | ૭ | .૬ | – | ૭.૩૪ |
| ૧૯૩૮ | ૧૬ | ૧૩.૮ | .૮૭ | ૮ | ૧૩.૧ |

### તોલમાપનું ધોરણ

ઉપરના આંકડા ચાલુ પાકા શેરના માપમાં લેવામાં આવ્યા છે. અકબરના વખતમાં ૫૫।। રતલનો મણ હતો ત્યારે જહાંગીરના વખતમાં ૬૬ રતલનો મણ હતો. હાલ પાકા મણના ૮૨.૩ રતલ ગણાય છે.

૧૬૬૧માં બંગાળામાં ૭૦ સિક્કા રૂપિયા=૧ શેર ગણતો. હાલ ૮૦ સિક્કા રૂ.=૧ શેર ગણાય છે.

રૂપિયા જુદી જુદી જાતના હતા. (૧) ઈલાહી (૨) શાહજહાંની (૩) ચરીરી (૪) સિક્કા.

૧૦૦ સિક્કા રૂ.=૧૦૪ ચરીરી રૂ.=૧૦૫ શાહજહાંની રૂ.=૧૦૬ ઈલાહી રૂ. થતા.

૪૦ દામ (ઘણુ પૈસો)=૧ રૂ. =૨ શિ. ૩ પેન્સ થતા. આ માપ બધા સમયે એકસરખું નહોતું. ઔરંગઝેબના સમયમાં દામ ૧૯૦થી ૨૧૫ ગ્રેનનો હતો અને અકબરના સમયમાં ૩૨૦ ગ્રેનનો હતો.

૯.૪ રૂ.=૧ સોનામહોર થતી હતી. સોનુંરૂપું બંનેના સિક્કા ચલણમાં વપરાતા હતા. પરચૂરણ વ્યવહાર તાંબાનાણાંનો અને કોડી તથા બદામનો હતો.

સુરતમાં મહમુદી સિક્કાનું ચલણ હતું. તેની કિંમત ૧ શિ. જેટલી હતી.

### વસ્તી

આ સમયમાં વસ્તી ઘણી ઓછી હતી. ત્યાર પછી વસ્તી નીચે મુજબ વધી છે:—

| | | | |
|---|---|---|---|
| ૧૬૦૫ | ૧૦ કરોડ | ૧૯૩૧ | ૩૫ કરોડ |
| ૧૭૫૦ | ૧૩ ,, | ૧૯૪૧ | ૩૯ ,, |
| ૧૮૭૩ | ૨૦ ,, | | |

પહેલા ખાનાના આંકડામાં ભૂલ હોય અને તે વખતની વસ્તી ગણતરી ચોક્કસ ન હોય એવો સંભવ છે.

### ધંધોરોજગાર

આ સમયમાં હુન્નરકળા સારી પેઠે ખીલેલી હતી. રૂ, રેશમ, સોનુંરૂપું, તાંબુપિત્તળ, હાથીદાંત અને બિદરી કામમાં લાખો માણસો રોકાયેલા હતા. સૌથી મોટો ધીકતો ધંધો કાંતવા-વણવાનો હતો. ખેતીમાંથી નવરાશ મળે ત્યારે પુરુષો વણતા અને સ્ત્રીઓ કાંતતી હતી. લાખો વણકરો અને બીજા કારીગરો સ્વતંત્ર રીતે પોતાનું કામ કરતા હતા. મોગલાઈના વખતમાં કેટલેક ઠેકાણે રાજ્યે પોતાનાં કારખાનાં કાઢ્યાં હતાં અને નવાબો અને ઉમરાવો મોટો વેપાર ખેડતા હતા. ખુદ નૂરજહાં પણ આવો વેપાર કરતી હતી. રાજાઓ હોશિયાર કારીગરોને રાજધાનીમાં બોલાવતા અને તેમને ઉત્તેજન આપતા હતા. જહાંગીર પોતાના દરબાર પાસે રોશની કરાવીને ત્યાવાં બજાર રાતે ભરાવતો હતો.

પરદેશી કંપનીઓ આ દેશમાં આવી તે અરસામાં, કારીગરોને અગાઉથી પેશગી આપીને કામ કરાવવાનું ધોરણ દાખલ થયું. એ રીતે કારીગરોને અગાઉથી પૈસા મળતા, પણ તેઓ માલ છૂટથી વેચી શકતા નહિ અને પૈસા ધીરનારને માલ વેચવા બંધાઈ જતા. પૈસા ધીરનાર માલની કિંમત પણ ઠરાવતો અને અમુક વખતે અમુક માલ તૈયાર કરી આપવાનો આગ્રહ રાખતો. એ આગ્રહની સાથે રાજકીય સત્તા અને બળજબરી ભળી, તેમાંથી વણાટનો ધંધો કરવા કરતાં હાથના અંગૂઠા કાપી નાખવાના પ્રસંગો ઊભા થયા.

આ રીતે કંપનીઓનો ધંધો થતો હતો અને રાજ્ય પોતે પણ કારખાનાં ચલાવીને માલ તૈયાર કરતું હતું. એવાં કારખાનાં આગ્રા, ફતેપુર, અમદાવાદ, સુરત, બુરાનપુર, કાશ્મીર, પટના, કાશી, લાહોર, લખનૌ, ચિતાગોંગ જેવાં ઠેકાણે ચાલતાં હતાં. તેવા એક કારખાનાનું વર્ણન કરતાં બર્નિયર લખે છે, 'એક મોટા ખંડમાં મુકાદમની દેખરેખ નીચે કિનારીગરો કામમાં મચેલા છે. બીજા ખંડમાં સોનાકામ થાય છે.' ત્રીજામાં ભાતીગરો કામ કરે છે. ચોથામાં લાખનું પાલીસકામ થાય છે. પાંચમામાં દરજી, મોચી, સાંધાવાળા, અને પેચવાળા કામ કરે છે. છઠ્ઠામાં રેશમકામ અને જરીકામ થાય છે. અને પ્રખ્યાત મસ્લિનમાંથી પાઘડીઓ અને સોનેરી ફૂલના સુંદર ભરતકામ કરેલા પટા તૈયાર થાય છે. કારીગરો રોજ સવારે કામે ચઢે છે અને સાંજે ઘેર પાછા ફરે છે.'

કારખાનાની દેખરેખ રાખનારને મલિક કહેતા. સૌથી ઉપર ધ્યાન રાખનાર રાજ્યનો મોટો અમલદાર હોય.

જ્યાં રાજ્યનાં કારખાનાં ન હોય ત્યાં રાજ્યનો ઇજારો રાખીને રાજાના અમલદાર મારફત માલ મેળવવામાં આવતો. રાજ્યે જેનો ઇજારો રાખ્યો હોય તે માલ બીજાને વેચી શકાતો નહિ, તેમ બીજાની પાસેથી ખરીદી શકાતો નહિ. આ માલ રાજ્ય પોતાનો નફો ચડાવીને પછી પ્રજાને વેચતું અગર પરદેશ ચડાવતું. શાહજહાનના વખતમાં રાજ્યે અમદાવાદી કિનખાબનો ઇજારો રાખેલો હતો, એટલે તે માલ પ્રજાને સીધી રીતે વેચવાની મનાઈ હતી. રાજ્ય તેની નિકાસ કરતું અને તેમાંથી ધૂમ નફો કરતું.

### વેપારનાં મથકો

અમદાવાદનું જરીકામ અને કિનખાબનું કામ વખણાતું હતું, અને પાસેનું સરખેજ એ પશ્ચિમ હિંદનું ગળીનું મથક ગણાતું હતું. મરાઠાઓના આગમન સુધી સુરત મોટું બંદર અને હુન્નરકળાનું મથક હતું. જુદી જુદી ઘણી કોમોના લોકો ત્યાં વસતા હતા. પશ્ચિમ વાટે સુરત અને લાહરી બંદર ઉપરાંત ભરૂચ, ચૌલ, ખંભાત, રાજપુર, ગોવા અને કારવાર મહત્ત્વનાં બંદરો હતાં. કાશીમાં ૭૦૦૦ સાળો ચાલતી હતી અને ત્યાંની પાંધડીઓ ઈરાન તુર્કસ્તાન સુધી પહોંચતી હતી. આખા હિંદમાં આગ્રા મોટું મથક હતું અને દેશના ધોરી રસ્તા બધા આગ્રે પહોંચતા હતા.

### વાહનવ્યવહાર

ઉપર પ્રમાણે જુદાં જુદાં મથકોથી દેશના એક ખૂણેથી બીજે ખૂણે માલ પહોંચાડવાની વ્યવસ્થા હતી. તે વખતે રેલવે કે મોટરો નહોતી પણ વાહનવ્યવહાર બરાબર ગોઠવાયેલો હતો. ૧૪થી ૨૦ હજાર પોઠિયાઓની વણઝારા-ની ટુકડીઓ રહેતી અને દરેક ફેરામાં ૫૦થી ૮૦ હજાર મણ માલ લઈ જતી હતી. સરેરાશ રોજના ૧૫ માઈલ અંતર કપાતું હતું. બુરાનપુરને રસ્તે સુરતથી આગ્રા ૫૫૦ માઈલ થતું. તે અંતર ૩૦થી ૪૦ દિવસમાં વણઝારા કાપી શકતા. બે બળદના ગાડાનું ભાડું રોજનો રૂા. ૧ થતો અને ઘોડાના રૂા. ૧૦ ભાડું થતું હતું.

વણઝારા, વાણિયા, અને ક્ષત્રિયો દેશમાં સતત ફરતા હતા. મોગલોના સમયમાં મોટી તેમ જ નાની મુસાફરી વણઝારા માટે સલામત હતી. મધ્ય હિંદ અને માલવાના ડુંગરાળ અને જંગલી પ્રદેશમાં—જે આગ્રા અને ગુજરાતનાં મથકોને રસ્તે આવેલો હતો—તે રસ્તે પણ મુસાફરી પ્રમાણમાં સલામત હતી.

### નાણાંવ્યવહાર

આવા મોટા વ્યવહારને અંગે નાણાંની લેવડદેવડની પણ પૂરતી વ્યવસ્થા હતી. હૂંડીઓનો વ્યવહાર વેપારનાં મથકોમાં સામાન્ય હતો. તે દ્વારા પૈસાની લેવડદેવડ સહેલાઈથી થઈ શકતી હતી. મોટાં મથકોમાં શરાફો અને જથાબંધ વેપારીઓ હતા, જેઓ લાખોનો વહીવટ કરતા હતા અને મોટી મૂડી પર કાબૂ ધરાવતા હતા. તેઓ સૂતરરેશમના વણકરોને નાણાં ધીરતા, ગળીના વેપારીઓને નાણાં ધીરતા, બીજા માલના ઉત્પાદકોને પણ નાણાં ધીરતા અને આંતર અને બાહ્ય વેપાર માટે જથાબંધ માલ પેદા કરાવતા. તે માલ દેશના એક ખૂણેથી બીજે ખૂણે અને દેશ બહાર મોકલતા અને તે અંગે નાણાંની લેવડદેવડની વ્યવસ્થા કરતા. ૦

### વેપારમાર્ગો

માલની અવરજવર જમીનમાર્ગે મુખ્યત્વે બળદ કે ઊંટ ઉપર કરવામાં આવતી હતી. ઈરાન અને મધ્ય એશિયા સાથેનો વેપાર લાહોર અને કંદહારને રસ્તે થતો હતો. ત્યારે દરિયાપારના દેશો સાથે રાતો સમુદ્ર અને ઈરાનના અખાતને રસ્તે વેપાર થતો હતો. યુરોપી વેપારીઓ હિંદમાં આવ્યા ત્યારે હિંદનો દરિયાઈ વેપાર સારી પેઠે ખીલેલો હતો. ઈ. સ. ૧૬૨૨માં પણ દરિયાઈ વીમાનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. તે વેપાર મુખ્યત્વે આરબ, ગુજરાતી, મલબારી, બંગાળી અને આર્મિનિયન વેપારીઓના હાથમાં હતો.

### વહાણવટું

વેપારીઓ પોતાનાં વહાણો રાખતા અને મોટે ભાગે માલની અવરજવર હિંદનાં વહાણોમાં જ થતી હતી. અહીં સારાં વહાણો તૈયાર થતાં અને તે વખતનાં ઇંગ્લન્ડનાં વહાણો કરતાં તે ઊંચી કોટિનાં હતાં.

પિટર મુંડી લખે છે, '૩૦૦થી ૪૦૦ ટન માલ ભરીને મોટી હોડીઓ આગ્રા અને બંગાળા વચ્ચે ફરતી હતી અને ઢાકા સુધી જતી હતી.' વચ્ચે ઇટાવા, અલ્હાબાદ, પટના વગેરે સ્થળોએ થોભતી હતી. આ હોડીઓ ખાસ કરીને ચોમાસામાં જ્યારે નદીઓ ભરપૂર હોય અને વહેણ ઝડપી હોય ત્યારે નીકળતી હતી. તેમાં ઘરવાખરી સામાન અને માણસોને પણ લઈ જવામાં આવતાં હતાં. 'કેટલીક હોડીઓ એટલી મોટી રહેતી કે તેમાં આખું ગામ સમાઈ જાય. તેમાં ઘણાં ઓરડા ઓરડીઓ રાખવામાં આવતાં અને હોડીની મધ્યે સ્ત્રીઓ માટે ખાસ ખંડો રાખવામાં આવતા.'

નાનાં હિંદી વહાણો ૬૦થી ૮૦ ટનનાં રહેતાં. પણ પૂર્વના દરિયા ઉપર, સામાન્ય રીતે ૬૦૦થી ૧૫૦૦ ટનનાં વહાણો ફરતાં હતાં. ઇંગ્લન્ડમાં તે વખતે ૩૦૦થી ૪૦૦ ટનનું વહાણ સામાન્ય ગણાતું હતું. ૧૬૧૨માં સર એચ. મીડલટને એક સુરતી વહાણ જોયું હતું, તે ૧૫૩ ફૂટ લાંબું, ૪૨ ફૂટ પહોળું અને ૩૧ ફૂટ ઊંડું હતું. અને તેમાં ૧૫૦૦ ટન માલ ભરેલો હતો. બીજા એક વહાણમાં ૧૭૦૦ મુસાફરો હતા. ૪૦ હજાર હોડીઓ સિંધુ પર ફરતી હતી. ૧૪૨૦ના અરસામાં નિકોલો કોંટીએ લખ્યું હતું કે, 'હિંદીઓ આપણા કરતાં પણ મોટાં વહાણો બાંધે છે. તેમાં ૨૦૦૦ ખાંચા, પાંચ સઢ અને પાંચ ડોલકૂવા હોય છે. તોફાનની સામે રક્ષણ માટે નીચેનો ભાગ તેવડાં પાટિયાંનો બનાવેલો હોય છે. કેટલાંક વહાણોની બનાવટ એવી હોય છે કે, એક ભાગ તૂટે તો બાકીના ભાગથી કામ થઈ શકે અને મુસાફરી અટકી ન પડે.' ત્યાર પછી લગભગ પોણા ત્રણસો વરસે લૉર્ડ વેલેસ્લીએ લખ્યું હતું કે, 'કલકત્તાના બારામાં હિંદમાં બનેલાં ૧૦ હજાર ટન ભારવાહી વહાણો પડેલાં છે.'

આ વહાણોમાં હિંદનો બધો વેપાર થતો હતો. શ્રી. બાલકૃષ્ણની ગણતરી પ્રમાણે હિંદનાં જુદાં જુદાં બંદરોથી ૩,૪૫૦૦૦ ટન માલની અવરજવર થતી હતી. તેમાંથી ૮૫૦૦૦ ટન માલ હિંદ બહાર જતો હતો અને બાકીનો દેશના કાંઠે કાંઠે મોકલવામાં આવતો હતો. ૧૭મી સદીમાં એશિયાના સમુદ્રોનો દરિયાઈ વેપાર દુનિયાના બીજા કોઈ પણ સમુદ્ર કરતાં વિશેષ હતો. પણ યુરોપી ચાંચિયાઓએ તે વેપારને ખોરવી નાખ્યો અને હિંદી ખલાસી અને વેપારીઓને દેશની સરકારનું રક્ષણ મળ્યું નહિ એટલે તેઓ પાછા પડ્યા. ઓગણીસમી સદીની શરૂઆતમાં તો ઇંગ્લન્ડે કાયદો કર્યો કે, જે વહાણ પર ત્રૈ ખલાસીઓ અંગ્રેજ ન હોય, તેને લંડનના બારામાં દાખલ થવા ન દેવું. તે જ અરસામાં પરદેશી વહાણના માલ ઉપર ઈંગ્લન્ડે વિશેષ જકાત નાખી. એ રીતે ચાંચિયાપણું, સરકારી મદદ અને રક્ષણનીતિની મદદથી ઇંગ્લન્ડે પોતાનું વહાણવટું જમાવ્યું અને હિંદ જે સત્તરમી સદીમાં વહાણવટામાં મોખરે હતું અને જે પૂર્વમાં દરિયાની રાણી ગણાતું, તે રાણી મટીને દાસી થયું અને ધીમે ધીમે વીસમી સદીમાં તો ગુલામની દશામાં આવી પડ્યું. આજે બીજા દેશો વહાણો બાંધે છે ત્યારે હિંદને વહાણો બાંધવાની સગવડ મળતી નથી; અને આજે તેનો દરિયાઈ વેપાર અબજો રૂપિયાનો છે છતાં વહાણવટામાં તેનો નંબર છેલ્લો છે. પરદેશી કંપનીઓ અને વેપારીઓએ અનેક કાવાદાવાથી હિંદ પાયમાલ કર્યું, તેમાં નુકસાનની દૃષ્ટિએ કાપડના ઉદ્યોગથી બીજે નંબરે વહાણવટાનો ઉદ્યોગ આવે છે.

### દેશપરદેશનો વેપાર

મોગલાઈ સમયમાં પરદેશી મુસાફરો અને વેપારીઓ હિંદમાં પહેલવહેલા આવ્યા ત્યારે દેશમાં આંતરિક અને બાહ્ય વેપાર સારી પેઠે ચાલતો હતો, તે ઉપર જણાવેલું છે. દેશની ચારે દિશામાં વેપારઉદ્યોગનાં મથકો ફેલાયેલાં હતાં. પશ્ચિમ હિંદમાં સુરત, દક્ષિણમાં મછલીપટ્ટમ, પૂર્વમાં ચિત્તાગોંગ, સતગાંવ અને પીપલી, એ સત્તરમી સદીના પૂર્વાર્ધમાં બાહ્ય વેપારનાં મહત્ત્વનાં મથકો હતાં. કેલિકો, ફેન્સી માલ, મસ્લિન અને સૂતર, તથા કપાસ, રેશમ, ચોખા, ખાંડ, ગળી, સુરોખાર, પીપર અને મસાલા, એ સમયે નિકાસમાં મુખ્ય વસ્તુઓ હતી. તે સૌમાં અગ્ર સ્થાન કાપડનું હતું. કાપડના પૂર્વના ઘરાકોમાં જાપાન, સિયામ, હિંદી-ચીન, મોલુકસ, સેરેમ, બન્દા, અંબોયના, મકાસર, બોર્નીઓ, સુમાત્રા અને જાવા હતાં. હિંદી મહાસાગરને રસ્તે પશ્ચિમમાં દક્ષિણ અને પૂર્વ આફ્રિકા અને એબીસીનિયામાં થોડો માલ જતો હતો. પશ્ચિમ આફ્રિકા, ઈજીપ્ત અને બાજુના ઉત્તર આફ્રિકાના પ્રદેશો અને પશ્ચિમ અરબસ્તાન એ મહત્ત્વનાં ઘરાકો હતાં. ઈરાન અને મધ્ય એશિયામાં જમીન માર્ગે માલ પહોંચતો

હતો. તુર્કસ્તાન, મરક્કોવી, પોલૅન્ડ અને પશ્ચિમ યુરોપ પણ સુતરાઉ અને રેશમી માલનાં ઘરાકો હતાં. કાપડની જુદી જુદી બસો પ્રકારની જાતો નિકાસ થતી હતી. તેને બદલે આયાતમાં નીચેની વસ્તુઓ મુખ્યત્વે આવતી હતી: ચીની રેશમ, કલાઈ, ઝવેરાત, કટલરી, કાચસમાન, દારૂ, હાથીદાંત, પારો, ઘોડા, ચાંદી, શેતરંજીઓ. ખજૂર, દ્રાક્ષ, રેશમ, કસ્તુરી, મીણ, અને કૉફી.

આ ઉપરાંત ગુલામોની આયાત પણ થતી હતી. આ વેપાર માટે પરદેશી કંપનીઓનું મોટામાં મોટું સાધન દેશી રાજ્યો પાસેથી મેળવેલી વેપારની રાહતો હતી. તેમણે વેપાર કરવાના પરવાના મેળવ્યા, એટલું જ નહિ, પણ દેશી વેપારીઓ કરતાં પણ વધારે સગવડો મેળવી. દેશી વેપારીઓને જકાત આપવી પડતી ત્યારે પરદેશીઓને ઓછી જકાત ભરવી પડતી. આવી રાહતો આપવામાં શરૂઆતમાં મુસ્લિમ રાજાઓ કરતાં હિંદુ રાજાઓ વધારે ઉદાર હતા. પછી તો મુસ્લિમ બાદશાહોએ પણ પરદેશીઓને ખટાવવામાં બાકી રાખી નહોતી. કાલીકટ, કોચીન અને કનાનુરમાં શરૂઆતમાં પોર્ટુગાલોને વેપારની જે સગવડો મળી, તે ગુજરાત, અહમદનગર અને બીજાપુરનાં મુસ્લિમ રાજ્યોમાં ન મળત. સુરતમાં ડચ વેપારીઓને ૧૬૧૯થી ૧૬૭૮ સુધી દાણમાંથી માફી મળતી હતી ત્યારે હિંદુ-મુસ્લિમ વેપારીઓને દાણ ભરવું પડતું હતું. ૧૬૫૦ પછી અંગ્રેજ વેપારીઓને પણ દાણમાંથી માફી મળી હતી. આ દાણનું ધોરણ ઔરંગઝેબના સમયમાં (૧૬૫૮–૧૭૦૭) નીચે મુજબ હતું:

હિંદુ વેપારી ૫ ટકા
મુસ્લિમ " ૨॥ " (૧૬૬૭ પછી માફ)
પરદેશી " માફ

ઔરંગઝેબના સમયમાં માલ ઉપર શ્રી જદુનાથ સરકારની ગણતરી પ્રમાણે જુદી જુદી ૫૪ પ્રકારની જકાતો પડતી હતી. કેટલીક વખત વસ્તુની મૂળ કિંમત કરતાં જકાતની રકમ બમણી થઈ જતી હતી.

વેપારીઓ અને દુકાનદારો ઘણાખરા હિંદુ હતા. ત્યારે વણકરો, રંગારા, કાચકામવાળા અને બીજા કારીગરો ઘણાખરા મુસ્લિમો હતા.

ઉપર વર્ણવેલી જકાતની પક્ષપાતની નીતિથી દેશી વેપારીઓને નુકસાન પહોંચ્યું અને પરદેશી કંપનીઓનો વેપાર ખીલ્યો.

શરૂઆતમાં તો હિંદમાંથી માલ લઈ જવાની હરીફાઈ ચાલતી હતી. પણ પછી તો હિંદનો માલ આયાત થતો અટકાવીને તેને બદલે હિંદમાં પાકો માલ ઘુસાડવાની પેરવી થઈ. હિંદી કાપડ ઇંગ્લંડમાં દાખલ થયું અને તેનો બહોળા પ્રમાણમાં પ્રચાર વધ્યો, એટલે ત્યાંના કારીગરોની રોજી અટકી પડી અને કારીગરોનાં બંડો થયાં. એટલે ૧૭૦૦થી ૧૭૩૦ના ગાળામાં ત્યાં હિંદી કાપડની આયાત અટકાવવા કાયદા થયા અને ૧૭૯૭ સુધી જકાતમાં વધારો થતો રહ્યો. હિંદી કેલિકો પહેરનારનો ૫ પૌંડ અને વેચનારનો ૨૦ પૌંડ દંડ લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. ૧૭૯૭માં આયાત કર ૬૭થી ૬૮ ટકા જેટલો થયો હતો. હિંદી માલ ઇગ્લન્ડમાં ત્યાંના માલ કરતાં ૫૦થી ૬૦ ટકા ઓછી કિંમતે વેચાતો હતો, એટલે હિંદી માલ ઉપર ૭૦થી ૮૦ ટકા સુધી જકાત લેવાતી હતી. આમ જો ન કર્યું હોત તો, ઇતિહાસકાર વિલ્સનના કહેવા પ્રમાણે, 'પેસલી અને માન્ચેસ્ટરની મિલો શરૂ થતાં જ અટકી પડી હોત અને વરાળયંત્રની મદદથી તે ફરી ચાલુ કરી શકાત નહિ.' આ રીતે હિંદી ઉદ્યોગને ભોગે ઇંગ્લન્ડની મિલો ઊભી કરવામાં આવી. હિંદની રાજકીય ગુલામીને પરિણામે, તેના યુરોપના વેપારને ગળાફાંસી થઈ અને ઇંગ્લન્ડનો માલ વગર જકાતે હિંદમાં દાખલ થવા લાગ્યો. તેનું ક્રમશઃ પરિણામ કેવું આવ્યું તે નીચેની હકીકત બતાવે છે:–

**૧૭મી સદીમાં હિંદમાંથી કાપડ નિકાસ**

દરિયા માર્ગે ૫૦૦થી ૬૦૦ લાખ ચો. વાર
જમીન „ ૩૦ „ „
પાકું રેશમ નિકાસ ૧૯૬ „ „
કાચું રેશમ „ ૪ „ રતલ

અઢારમી સદીની શરૂઆતમાં હિંદી માલ પર ઇંગ્લંડમાં જકાતો પડી, છતાં આ નિકાસ અઢારમી સદીની અધવચ સુધી ચાલી રહી. પણ પછી ઊલટો પ્રવાહ ચાલુ થયો. ૧૭૮૩માં બંગાળામાં પહેલવહેલું ઇંગ્લિશ મસ્લિન કાપડ આવ્યું. અને બીજાં ત્રણ વરસમાં તો હિંદમાંથી સુતરની નિકાસ થતી બંધ થઈ. અઢારમી સદીને અંતે તો લાખોને રોજી આપતો હિંદનો સુતર રેશમનો ઉદ્યોગ વિનાશમુખમાં આવી પડ્યો. ૧૮૪૧માં ઇંગ્લન્ડના વડા ખજાનચીએ કહ્યું હતું કે, 'આપણા માલથી હિંદી માલને આપણે સદંતર હાંકી કાઢ્યો છે.' ૧૮૪૬માં તો હિંદની નિકાસ બિલકુલ બંધ થઈ અને આયાત ઊલટી વધતી ચાલી. અઢારમી સદીની અધવચમાં ખુદ ઇન્ડિયા કંપનીનાં કારખાનાંમાં ૪૦ હજાર સાળો પર લગભગ ૫૦ હજાર વણકરો કામ કરતા હતા. અને દક્ષિણ હિંદમાં વણકરોની સંખ્યા ૫ લાખ જેટલી હતી. તે ઉપરાંત બંગાળામાં ૧૦ લાખ વણકરોને રોજી મળતી હતી. કાશીમાં ૭ હજાર સાળો ચાલતી હતી. તે સિવાય સુરત, અમદાવાદ જેવાં બીજાં સ્થળોએ હજારો વણકરોનું કામ ચાલતું હતું. એ રીતે હિંદમાં તે વખતે ૩૦થી ૪૦ લાખ સાળો પર વણાટકામ થતું હતું એમ ગણાય છે. તે કામ હિંદની નિકાસ બંધ થવાથી અને પરદેશી કાપડની આયાત થવાથી અટકી પડ્યું અને તે લોકો રોજી વિનાના થઈ પડ્યા. તેમાંના કેટલાક થોડી ઘણી જમીન ખેડી ખાવા લાગ્યા. ઉદ્યોગ ધંધા તૂટ્યા અને ખેતી પર બોજો વધ્યો. વેપારીઓ વેપારી કે કંટ્રાક્ટર મટીને કંપનીઓના ગુમાસ્તા થયા.

માલની આયાત નિકાસ ધીમે ધીમે વધી, પણ નિકાસ કાચા માલની થઈ અને આયાત પાકા માલની થઈ. હિંદ દુનિયાનું પાકા માલનું મથક મટીને કાચા માલનું મથક થયું. એકંદરે વેપાર વધ્યો પણ વેપારીઓ ડૂબ્યા. એટલે દેશીઓ ગરીબ થયા અને પરદેશીઓ ધનવાન થયા. એ રીતે ૧૮મી સદીને અંતે, હિંદના વેપારઉદ્યોગમાં વિનાશકારી ફેરફારનું મંડાણ થઈ ચૂક્યું હતું. તેને પરિણામે હિંદમાં બેકારી અને ગરીબાઈ આવી. તેનો જોટો પ્રાચીન હિંદમાં તો નહોતો પણ કોઈ અર્વાચીન સંસ્કારી દેશમાં પણ નથી.*

* આ લેખની માહિતી મુખ્યત્વે નીચેના પુસ્તકમાંથી તારવવામાં આવી છે:

The Economic History of India 1600-1800 Radhakamal Mukerjee

# સ્વાધ્યાય

## અભ્યાસ અને વૈરાગ્ય—૧

યોગ અથવા ચિત્તવૃત્તિનિરોધનાં બે સાધનમાં પહેલું ગણાવ્યું છે—અભ્યાસ અને વૈરાગ્ય. આ બેઉ મળીને પૂરું સાધન બને છે: બેઉ અરસપરસ ઉપકારી હોઈ, તે દરેક બીજાની મદદથી પુષ્ટ અને સફળ બને છે. તેમાંના 'અભ્યાસ'નો અર્થ આમ કર્યો છે:—

तत्र स्थितौ यत्नोऽभ्यासः ॥१३॥

મનની સ્થિતિ—સ્થિરતા મેળવવાને માટે યત્ન કરવો, એને અભ્યાસ કહે છે. આ કામ કેવું અઘરું છે, એ દરેક જણ જાત-અનુભવે જાણે છે. એથી જ ગીતાકારને અર્જુન કહે છે,

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवत् दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥६-३३॥

હે કૃષ્ણ, મન તો ચંચળ જ છે; ભારે જબરું ઉધમાતી છે અને એમાંથી ન ફરે એવું દૃઢ છે. એટલે પવનને બાંધવો ને તેને પકડવું એ સરખાં જ કઠણ છે.

અને જવાબમાં શ્રીકૃષ્ણ એ વાત કબૂલ કરે છે— असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् । જરૂર, મન ચંચળ છે ને પકડવું વસમું છે; છતાં હે મહાબાહુ, ધીરતાથી પ્રયત્ન કરનાર પુરુષનાં અભ્યાસ અને વૈરાગ્ય વડે તે હાથમાં આવે છે. अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ६-३४ ॥ ચંચળતામાં જ દૃઢ હોય એવું લાગતું મન આ બે સાધનો વડે સ્થિતિમાં પણ એવું જ દૃઢ કરી શકાય છે. આ અસંભવિત લાગતી વસ્તુ સાધનારી તાકાત પણ એ જ ચંચળ-સ્વભાવી મનની છે; તેને જ અભ્યાસ કહી છે. તેની શરત આ છે:—

स तु दीर्घकालनैरंतर्यसत्कारसेवितः दृढभूमिः ॥१४॥

પણ તે અભ્યાસ લાંબો વખત અને નિરંતર—સતત ચાલવો જોઈએ; એટલું જ નહિ, તે યત્નમાં ઉત્સાહ અને ઉમળકો તથા લગની પેરે એવી તેને સારુ સત્કારબુદ્ધિ હોવી જોઈએ. અભ્યાસનું અભ્યાસપણું એમાં રહેલું છે. પૂરાં ખંત ને ચીવટથી ધ્યેયમાં લાગવું એ જ અભ્યાસ છે. એ અભ્યાસ વેઠ વળગી છે એવી બુદ્ધિથી ન થઈ શકે; તેને માટે પ્રેમ, આદર, અને આવકાર આપણામાં હોવાં જોઈએ. એટલે, તે કામમાં પ્રેરણા કરનારું પ્રયોજન હમેશ આપણને લાગ્યા કરવું જોઈએ. એ જ આપણો પરમ અર્થ છે, એવો ભાવ જામે, તો જ આ બની શકે. અને આ શક્ય બને છે સાધનના બીજા તત્ત્વ વૈરાગ્ય વડે. તેની મદદથી જ અભ્યાસ આગળ વધે છે. જેમ દેશપ્રેમથી પ્રેરાઈને મનુષ્ય હોંશે હોંશે કુરબાન થવા સુધીનો યત્ન કરે છે, સહેજે તેમ કરી શકે છે, તેમ જ આ અભ્યાસના યત્નને માટે પણ છે. એમ થાય તો નિરોધની સ્થિરતા માટેનો પ્રયત્ન દૃઢ થાય છે; ધીમે ધીમે તે વસ્તુ ચિત્તનો ગુણ બનવા લાગે છે; સદા ચંચળ જ રહેવા જાણે ઘડાયું ન હોય, એમ લાગતું ચિત્ત ઊલટું જ બની જાય છે—સ્થિરતામાં દૃઢ બને છે. આવા ચંચળ મનને નાથવા માટે અભ્યાસની ઉત્કટતા કેવી હોવી જોઈએ, તેનો શ્રેષ્ઠ દાખલો કબીરજીનું નીચેનું ભજન છે:

मन ! तोहे केहि विध कर समझाऊँ ॥ ध्रु० ॥
सोना होय तो सुहाग मँगाऊँ, बंकनाल रस लाऊँ।
ग्यान शब्दकी फूंक चलाऊँ, पानी कर पिघलाऊँ ॥ १ ॥
घोड़ा होय तो लगाम लगाऊँ, ऊपर जीन कसाऊँ।
होय सवार तेरे पर बैठूँ, चाबुक देके चलाऊँ ॥ २ ॥
हाथी होय तो जंजीर गढाऊँ, चारों पैर बँधाऊँ।
होय महावत तेरे पर बैठूँ, अंकुश लेके चलाऊँ ॥ ३ ॥
लोहा होय तो एरण मँगाऊँ, ऊपर धुवन धुवाऊँ।
धूवनकी घनघोर मचाऊँ, जंतर तार खिंचाऊँ ॥ ४ ॥
ग्यानी होय तो ज्ञान सिखाऊँ, सत्यकी राह चलाऊँ।
कहत कबीर सुनो भाई साधू अमरापुर पहुँचाऊँ ॥ ५ ॥

ખરા મનથી આપણને લાગવું જોઈએ કે, મન જે ભમ્યા કરે છે તે બરોબર નથી. પણ તે ભમ્યા શું કામ કરે છે? ઘણા ભૂલ ખાઈને કહે છે, બહારનાં આકર્ષણોને લીધે. આ તો અર્ધંશીય ઓછું કે નહિવત જ સાચું છે. ખરું દોડવાનું કારણ પણ ચિત્તનો પૂર્વનો અભ્યાસ જ છે—રાગદ્વેષની પાછળ જન્મોજન્મથી દોડ્યા કરવા દેતા આવ્યા છીએ, તેથી જ તે એવું તો 'દૃઢભૂમિ' થઈ ગયું છે કે, જાણે એ જ એનો સ્વભાવ હોય! આવી તેની દૃઢ બનેલી ચલતા એ નિરોધ-વિરોધી વસ્તુ છે; તેને હણવા માટે લગાતાર મથ્યા જ કરવું, એ અભ્યાસ છે. અને તેને હણવાનું જે શસ્ત્ર છે તેને વૈરાગ્ય કહ્યું છે. તેને વિષે હવે પછીના અંકમાં.

૨૧-૧-'૪૬ મગનભાઈ દેસાઈ

# ખેતીની સુધારણા

હિંદના આર્થિક વિકાસની યોજનાઓનો હમણાં રાફડો ફાટ્યો છે. દિલગીરીની વાત છે કે, તે સાહિત્યમાં ખેતીની સુધારણા માટે વિગતવાર ચર્ચાનો અભાવ હોય છે. બંગાળાનો ભૂખમરો અને આખા દેશમાં પ્રવર્તતી અનાજની તંગી તો એમ ભારપૂર્વક ચીંધે છે કે આ બાબતની પદ્ધતિસર યોજના થવી જોઈએ. પણ કમનસીબની વાત છે કે આ યોજનાઓના ઘણાખરા પ્રયોજકો એમ માનતા લાગે છે કે, આર્થિક યોજના કરવી એટલે ઉત્પાદન વધારવાની યોજના કરવી. અને તે માટે તેઓ સમૂહઉદ્યોગો કે યંત્રોદ્યોગો વધારવાનું સૂચવે છે. આનું કારણ એ છે કે યોજના કરનારાઓને કંઈ કરી નાખવાની ઉતાવળ હોય છે. અને તેમને મન તાત્કાલિક પેદાશ વધારવી એ સાધન નથી હોતું પણ સાધ્ય હોય છે. તેમનો હેતુ એ હોય છે કે, કૃત્રિમ રીતે પેદાશને ઉત્તેજન આપીને અને ખેતીમાં કેન્દ્રિત ઉત્પાદનની પદ્ધતિ દાખલ કરીને આ ધ્યેય સિદ્ધ કરવું. તેમને મન આ રીતે જ ઔદ્યોગિક વિકાસ સાધી શકાય છે..

આ જાતની યોજના કરનારાઓ, જેમને માટે યોજના કરવામાં આવે છે, તેમનામાંના નથી હોતા. અને તેઓ ખેતી અને બીજા ઉદ્યોગો વચ્ચેનો મૂળભૂત તફાવત વીસરી જાય છે. જેઓ ખેતી કરી જાણે છે તેઓ કહે છે કે, ખેતી અને કેન્દ્રીકરણ એ એકબીજાના વિરોધી છે અને તે કુદરતના કાયદાથી પણ વિરોધી છે. ટૂંકી દૃષ્ટિએ જોઈએ તો કૃત્રિમ સાધનોથી ખેતીની પેદાશ વધારી શકાય છે. પણ તાત્કાલિક જે સુંદર લાભ આપતું લાગે તે લાંબે ગાળે છેવટે નુકસાનકારી નીવડે. એમ જોવામાં આવ્યું છે કે માણસ કુદરતને સતત છંછેડ્યા કરે છે, પણ તેને અંગે એ પણ નોંધવું જોઈએ કે કુદરત પણ માણસ ઉપર સતત વેર લીધા કરે છે. અનુભવીઓ કહે છે કે, કુદરતને અનુકૂળ થઈને ચાલવું એમાં જંગલીપણું નથી પણ સંસ્કારિતા છે, તેમાં તરંગીપણું નથી પણ વિચારશીલતા છે. આ ચેતવણી જ્યારે પેદાશ વધારવા માટે મોટા પાયાપર રસાયણિક ખાતરો વાપરવાની પોતે હિમાયત કરે ત્યારે યોજકોએ ખ્યાલમાં રાખવા જેવી છે. શું તેમણે એમ વિચાર કર્યો છે કે, જમીન સુધારવા માટે —છાણ-મૂતર, મળ, કચરો, પાંદડાં અને તેમની મેળવણીનું ખાતર જેવા — જમીનને માટે અમૂલ્ય ખોરાકનો કેમ ઉપયોગ કરવો, તેને કેમ સંઘરવો અને તેને કેમ વધારવો ? શું આ બધાં સાધનોનો આ દેશમાં પૂરતો ઉપયોગ કરી જોવામાં આવ્યો છે ?

યંત્રોદ્યોગનો વિચાર કરીએ તો તેમાં પણ એ જ ઘેલછા દેખાશે. શ્રમ બચાવનારાં યંત્રો, જેની ભલામણ કરવામાં આવે છે તે, ખરી રીતે શ્રમ લૂંટનારાં યંત્રો હોય છે. તે યંત્રો નવું કામ પેદા કરતાં નથી પણ ચાલુ કામનો નાશ કરે છે અને હળખેડુને બેકાર અને ફરજિયાત રીતે આળસુ બનાવે છે. એ બનવા જોગ છે કે આછી વસ્તીવાળા પ્રદેશો, જ્યાં જલદી કામ પતાવવાનું હોય ત્યાં, યંત્રો ઉપયોગી થઈ શકે. પણ સાથે એમ પણ બને કે એ રીતે પેદાશ વધારી હોય, તેથી જમીનનો કસ જલદી હણાઈ ગયો હોય અને લાભ કરતાં નુકસાન વધારે થયું હોય. લડાઈના સમયમાં આપણને હિંદના જુદા જુદા ભાગોમાં ટ્રેક્ટરો અને ખેતીનાં યંત્રોનો જે થોડો અનુભવ થયો છે, તે સ્પષ્ટ રીતે બતાવે છે કે, ટ્રેક્ટરો મર્યાદિત રૂપમાં કંઈક ઉપયોગી થઈ શકે છે. જેમ કે જંગલોની જમીન જલદી સાફ કરવામાં, જંગલી છોડ અને ખાંપા ઉખેડી કાઢવામાં અને જમીનનું ધોવાણ અટકાવવામાં. એમ કહેવામાં આવે છે કે યંત્ર દાખલ કરવાથી બીજા ઉદ્યોગો માટે મજૂરી ફાજલ પડે છે. પણ મોટા પાયા પર યંત્રો દાખલ કરવાથી આપણા દેશમાં ફાજલ પડનાર મજૂરોની સંખ્યા લાખોની થશે. જે લોકો કામ વગરના થશે તે બધાને કયા ઉદ્યોગોમાં રોકી શકાશે ? જ્યાં વસ્તી આછી હોય ત્યાં એમ થઈ શકે. અડધી સદી પર અમેરિકામાં એવી સ્થિતિ હતી અને ત્યાં ખેતી અને ઉદ્યોગોના વિકાસ માટે યંત્રો દાખલ કરવાની જરૂર હતી. પણ હિંદમાં તો કામ વગરના બેકારોનો મોટો પ્રશ્ન છે, ત્યાં યંત્રીકરણથી શું વળે ? આપણે તે અનિષ્ટમાં વધારો કરવો છે કે શું એ પ્રશ્નનો જવાબ પહેલવહેલો યોજકોએ આપવો જોઈએ. વર્ષો પહેલાં મહાત્મા રસ્કીન કહી ગયા છે કે એકેએક માણસને પૂરતું કામ મળી ન રહે ત્યાં સુધી યંત્ર દાખલ કરવું જોઈએ નહિ, કારણ માણસ આળસુ પડી રહે તો સડે છે, લોઢું સડતું નથી.

આ ઉપરાંત અર્થશાસ્ત્રના અભ્યાસીઓએ આ પ્રશ્નને બીજી રીતે પણ જોવો જોઈએ કે, જે ઢોર ખેતીના કામમાં વપરાય છે તે જમીનને કેટલું પાછું આપે છે ? વાડાનું ખાતર એ અમૂલ્ય રસાયન છે. તે ઢોર આપે છે. તે ઉપરાંત મરેલાં ઢોરનાં હાડકાં, લોહી, માંસ વગેરેમાંથી ખાતર મળે તે જુદું. વળી ખેતીના કામમાં ઢોર વાપરવાથી ગામડાંમાં દૂધ અને તેની બનાવટો મળી શકે છે તે પણ ખ્યાલમાં રાખવું જોઈએ. યંત્રો દાખલ કરવાથી ઢોર નાબૂદ થાય તો આ બધું ક્યાંથી મળે ? ખેતીમાં યંત્રની જગ્યાએ માણસો કામ કરે તેઓ પણ જમીનને કંઈક પાછું આપે છે. ત્યારે યંત્રને હિંદમાં તો પરદેશી સાધનો પર જીવવું પડે છે અને તે જ્યારે બગડી જાય કે ઘસાઈ જાય ત્યારે ફૂટી બદામે વેચી દેવું પડે છે. અને તેમાંથી જમીનને પાછું કંઈ મળતું નથી. વળી એ પણ શંકાશીલ બાબત છે કે ઢોરની ખેતી કરતાં યંત્રની

ખેતીથી એકર દીઠ વધારે માલ ઊતરે છે કે કેમ? વધારે સારો માલ થાય છે કે કેમ?

આ ઉપરથી એટલું જ સમજવાનું છે કે, અમુક પ્રકારના ઉદ્યોગોમાં મોટા પાયા પર કામ કરવાથી લાભ જણાયો હોય; તો પણ લાંબે ગાળે સરાસરી પેદાશનો વિચાર કરીએ, તો એ રીતથી ખેતીને લાભ જ થાય એમ નથી.

વળી પેદાશવૃદ્ધિનો વિચાર કરતાં માણસના માનસનો પણ વિચાર કરવો જોઈએ. પોતાના કામમાં માણસને મગરૂબી લાગે તેથી કામ વધારે સારું થાય છે કે નહિ? જો એમ હોય તો કેન્દ્રીકરણ કરવાથી આપસૂઝ અને સાહસને માટે સ્થાન રહેશે? આ પ્રશ્ન એ ચર્ચાનો મુદ્દો ઊભો કરે છે કે, ખેતી ખેડૂતપદ્ધતિમાં વધારે સારી થાય કે મોટા પાયા પરની ખેતી—જેમાં ખેડૂત કેવળ મજૂર થઈ જાય તેમાં—સારી થાય? અહીં એટલું નોંધવું જોઈએ કે, નાના પાયા પરની ખેડૂતપદ્ધતિમાં ઇંગ્લંડની માફક ખેડૂતદીઠ સો એકર જમીન નહિ હોય. આપણી વસ્તીના પ્રમાણમાં હિંદમાં કુટુંબ દીઠ જમીન એટલી ઓછી છે કે, એટલી જમીન અપરિગ્રહ-વ્રત અથવા સામ્યવાદના સિદ્ધાન્તોથી વિરુદ્ધ છે એમ કહી શકાય નહિ. ગમે તેમ હો, કોઈ પણ યોજનાની કસોટી એ હોવી જોઈએ કે એથી દેશને અને તેમાં રાતદિન મજૂરી કરવાવાળાને છેવટે લાભ થાય છે કે કેમ? રાષ્ટ્રનું હિત આ બન્નેના હિતથી જુદું હોઈ શકે નહિ.

(ગ્રામોદ્યોગ પત્રિકા) વૈકુંઠ લલ્લુભાઈ મહેતા
જુલાઈ '૪૫

# એલન ઑક્ટેવિયન હ્યૂમ

"હિંદી રાષ્ટ્રીય મહાસભાનો પ્રારંભ કરવો એ કોઈ પણ હિંદીને માટે અશક્ય હતું. . . . . મહાસભાનો સંસ્થાપક એક પ્રતિષ્ઠિત અંગ્રેજ અને પ્રસિદ્ધ અધિકારી ન હોત, તો રાજદ્વારી ચળવળ વિષે અત્યંત સાશંક એવી નોકરશાહીએ આ કે તે કારણ બનાવીને તે ચળવળ ક્યારનીય દાબી જ દીધી હોત."

(સ્વ ગોખલે ૧૯૧૩)

એ કામ કરનાર અંગ્રેજ અધિકારી, એલન ઑક્ટેવિયન હ્યૂમ સ્કૉટલંડના ઈશાન ખૂણાના કિનારા પરના એક ગામમાં ૧૮૨૯માં જન્મ્યો હતો. તેનો પિતા જોસેફ શસ્ત્રવૈદ તરીકે ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં હિંદ આવ્યો હતો. પિતાએ જે સાગરને રસ્તે જઈ ધનાર્જન કર્યું હતું, તે જ રસ્તો લેવાને જુવાન હ્યૂમે વિચાર કર્યો. અને ડૉક્ટર થઈને ૧૮૪૯માં તે હિંદને કિનારે ઊતર્યો. તે જમાનો એવો હતો કે, ઇસ્ટ ઇંડિયા કંપનીના કારકુનો જોતજોતામાં 'નવાબો' થતા અને સિપાઈઓ 'શેઠ' બનતા! હિંદ આવવું એટલે 'રૂપિયાનાં ઝાડ ઝૂડી ખાવાં' એમ ત્યારના પરદેશીઓ કહેતા.

એકવીસ વરસનો અંગ્રેજ યુવક ભાવી જીવન વિષેની આશાવાદી દૃષ્ટિ લઈને હિંદ આવે છે ત્યારે તે વખતના હિંદી યુવકોની શી સ્થિતિ છે, તેનો ચિતાર કલકત્તાનો અલેક્ઝાંડર ડફ નીચે પ્રમાણે આપે છે:

"પશ્ચિમની કેળવણી લેવા માટેનો ઉત્સાહ હજી સુધી ઓછો થયો નથી. તેઓ (હિંદી યુવકો) રસ્તામાં અમારી પાછળ પાછળ દોડી આવે છે; અમારી પાલખીનાં બારણાં ઉઘાડે છે, દીન ચહેરો કરીને અમારી આગળ અરજીઓ કરે છે. એ જોઈને પથ્થર પણ પીગળે, એવો તે દેખાવ હોય છે!"

શરૂઆતમાં હ્યૂમ યુક્તપ્રાંતના એક પોલીસ સ્ટેશનમાં કારકુન તરીકે રહ્યો; પણ ટૂંક સમયમાં તે ઇટાવા જિલ્લાનો કલેક્ટર થયો. ૧૮૫૭ના બળવાને દાબી દેવામાં તેણે બહાદુરી અને કુનેહથી કામ કર્યું, અને તેમાં ભાગ લેનારાઓને હળવી સજા કરીને તે પોતાના પ્રાંતમાં શાંતિ સ્થાપી શક્યો. હિંદી પ્રજાની અસહાય સ્થિતિ તે સમજતો હતો અને તેની સાથે તેની પૂરેપૂરી સહાનુભૂતિ હતી.

બળવા પછી હ્યૂમ યુક્તપ્રાંતમાં જકાત ખાતાનો કમિશનર, અને પછી હિંદી સરકારનો ગૃહમંત્રી નિમાયો. અને ત્યાં પણ એણે એટલું સારું કામ કર્યું કે, લૉર્ડ લિટને તેને પંજાબનો ગવર્નર નીમવાની ભારતમંત્રી સૅલીસબરીને સૂચના કરી. પણ લૅંકેશાયરના વેપારના હિતાર્થે, હિંદમાં આવતા માલ પર ૫% જકાત રદ કરવાની સૅલીસબરીની સૂચનાને લૉર્ડ નૉર્થબ્રૂક સાથે હ્યૂમે પણ સંમતિ ન આપી. તેથી તેને ફરી પાછો પ્રાંતીય મહેસૂલખાતામાં ધકેલી દેવામાં આવ્યો! બ્રિટિશ અને હિંદી સરકારની હિંદ પ્રત્યેની નીતિ સામે હ્યૂમને પહેલેથી જ અણગમો હતો. તેથી બંને સાથે તેના અવારનવાર ઝઘડાઓ થવા લાગ્યા. એથી કંટાળીને ૧૮૮૨માં તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું.

૨

અંગ્રેજી અધિકારી અહીંથી પેન્શન લઈને 'ઘેર' જાય ત્યાં સામાન્યતઃ તેનું મુખ્ય કામ મરણ પર્યંત હિંદનાં હિતોનો વિરોધ કરવાનું હોય છે. પણ હ્યૂમ નિવૃત્ત થયા પછી એક તપ સુધી અહીં જ રહ્યો ને તે દરમિયાન તેણે હિંદી મહાસભાનાં સ્થાપના તથા સંગઠનમાં અગત્યનો ભાગ ભજવ્યો.

બળવો શમવા પામ્યો હતો છતાં તેનો અગ્નિ અંદર ધૂંધવાતો હતો. આખા દેશનું નિઃશસ્ત્રીકરણ, પ્રેસ ઍક્ટ, ઇલ્બર્ટ બિલ અને દુકાળોએ બળતામાં ઘી હોમ્યું અને હિંદી પ્રજા ફરી બળવાની પુનરાવૃત્તિ કરશે કે શું, એવો ડર લાગવા લાગ્યો. તેનું સંગઠન થવા લાગ્યું હતું, તે

વિષેના કાગળો પણ હ્યૂમના હાથમાં આવ્યા હતા. ૧૮૭૬માં મહારાષ્ટ્રમાં ખેડૂતોએ સરકાર સામે હુલ્લડો કર્યાં ને તે લાગ જોઈને ફડકે નામના એક સાહસી યુવકે 'સ્વરાજ્ય' સ્થાપવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો.

પ્રજાનો આ વધતો જતો અસંતોષ સરકાર સહાનુભૂતિથી સમજે ને તે દૂર કરવા માટે તરત પગલાં ભરે, એવી હ્યૂમની ઇચ્છા હતી. તે અરસામાં રાનડે, સુરેંદ્રનાથ બૅનરજી, ફિરોઝશાહ મહેતા વગેરે આગેવાનોએ મુંબઈ, બંગાળ અને મદ્રાસમાં જુદી જુદી સંસ્થાઓ કાઢીને તે દ્વારા પ્રજાકીય દુઃખો સરકારને જણાવવાનું કામ શરૂ કર્યું જ હતું. પણ આ પ્રયત્નો તરફ સરકાર સાશંક દૃષ્ટિથી જોતી હતી. હિંદી આગેવાનોની મદદથી આ બધા પ્રયત્નોનું એકીકરણ કરીને હ્યૂમે ૧૮૮૪માં 'હિંદી રાષ્ટ્રીય સંઘ' સ્થાપ્યો ને પોતે તેનો મંત્રી થયો. દેશનાં અનેક શહેરોમાં તેની શાખાઓ નીકળી. તેણે કલકત્તા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોને ઉદ્દેશીને એક અપીલ બહાર પાડી, તેમાં તેણે દેશસેવાને વરેલા એવા પચાસ ચારિત્રસંપન્ન, બહાદુર, સંયમી અને સેવાની ભાવનાથી કંઈક કરવાની ધગશવાળા યુવકોની માગણી કરી. પ્રજાનો મત જાણવા માટે આવી સંસ્થાઓ ઘણી ઉપયોગી થશે, એમ વિચારીને, તે વખતના વાઇસરૉય લૉર્ડ ડફરીને હ્યૂમને એમાં ઉત્તેજન આપ્યું. સરકારી અધિકારીઓમાં સર વિલિયમ વેડરબર્ન અને સર હેનરી કૉટનની પણ તેને મદદ હતી. હિંદી આગેવાનોની સૂચનાથી તે સંસ્થાનું પહેલું અધિવેશન 'ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ'ના નામથી ૧૮૮૫માં મુંબઈમાં થયું ને તેમાં હ્યૂમે 'ધારાસભામાં હિંદીઓને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઈએ' એવી મતલબનો ઠરાવ મૂક્યો. મહાસભાની હાલની બળવાખોર વૃત્તિની કલ્પના કે અપેક્ષા હ્યૂમ કે રાનડે વગેરે તેના સહકારીઓને તે વખતે ન હોય. પણ હિંદી પ્રજા પોતાની માગણીઓ યોગ્ય અને બંધારણીય રીતે હિંમતભેર સરકાર આગળ રજૂ કરતાં શીખે, એવી તેમની અપેક્ષા હતી.

મહાસભાના ઠરાવો દર વરસે સરકાર પાસે જતા. પણ સરકારી તંત્ર એટલે અજગર કરતાં પણ આળસુ અને અવળચંડું! હાલે જ નહિ! તે જોઈ હ્યૂમ અકળાતો. તેણે ઇંગ્લંડમાં પણ પ્રચાર શરૂ કરાવ્યો ને તેમાં દાદાભાઈ, વ્યોમેશચંદ્ર બાનરજી, ડિગ્બી વગેરેની મદદ લીધી. તેને માટે તેણે એક બ્રિટિશ કમિટી નીમી અને 'ઇંડિયા' નામનું છાપું ચલાવ્યું. ત્યાંનો પ્રજામત વધારે જાગ્રત કરવા માટે ૧૮૯૨ની મહાસભાની બેઠક લંડનમાં ભરવાની તેની સૂચના હતી. પણ હિંદી આગેવાનોએ એ ધોળો હાથી ખરીદવામાં પૂરતો ઉત્સાહ બતાવ્યો નહિ! ઇંગ્લંડમાં પ્રચારને માટે લખેલા એક ચોપાનિયામાં તે હિંદનો ત્યાંના લોકોને આવો ચિતાર આપે છે:—

"હે ખાતાપીતા સુખી લોકો! હિંદના અસંખ્યાત દુઃખી જીવોના જીવનનો ખ્યાલ તમે કોઈ દિવસ કરો છો ખરા! જન્મથી માંડી મરણ સુધી તેમનો જીવનપંથ અનેક યાતનાઓથી ભરેલો હોય છે, તે ઉપર તમે કોઈ દિવસ આશાનાં કિરણો ફેંકો છો ખરા! અરેરે! જીવલેણ મહેનત અને અખંડ ભૂખમરો, રોગ અને રુદન, દુકાળ અને દૈન્ય—આથી જ તેમનાં ટૂંકાં અને દુખી જીવન ભરાયેલાં હોય છે!"

મહાસભા ત્રણચાર વરસની થતાંવેંત જ સરકારી તંત્ર તેને પામી ગયું ને તેને દબાવવાનો પ્રયત્ન કરવા લાગ્યું. તેના જન્મને અભિનંદન આપનાર લૉર્ડ ડફરીનેય હવે તેની સામે પડ્યો. યુક્ત પ્રાંતના ગવર્નર સર ઑકલંડ કોલ્વિન તો તેની પાછળ આદું ખાઈને જ મંડી પડ્યો! તેને આપેલા સચોટ જવાબમાં હ્યૂમ કહે છે કે, 'હિંદી પ્રજામાં અસંતોષ તો છે જ. પણ તે અનિષ્ટ રીતે ફાટી ન નીકળતાં યોગ્ય રીતે બહાર આવે તે માટે મહાસભાની ચળવળ છે.' સર સૈયદ અહમદ ૧૮૮૮માં લખે છે કે, "તેમણે 'કહેવાતી રાષ્ટ્રીય મહાસભાની સામે એક મોટું કામ ઉપાડ્યું છે.' આવી બધી સરકારી કે ગેર-સરકારી ટીકાઓનો જવાબ આપીને હિંદી મહાસભાનો કેસ બૌદ્ધિક અને નૈતિક ભૂમિકા ઉપર લાવવામાં હ્યૂમનો ફાળો મહત્ત્વનો છે.

૧૮૯૪માં, એટલે હિંદમાં પિસ્તાળીસ વરસ રહીને, પહેલાં અધિકારી તરીકે સહાનુભૂતિપૂર્વક હિંદીઓની હાડમારીઓ સમજી લઈને અને પછીથી એક તપ સુધી તે દૂર કરવાનો નિઃસ્વાર્થ પ્રયત્ન કરીને હ્યૂમ વિદાય લે છે. જતાં જતાં તે હિંદી યુવકને કહેતો જાય છે:

"તમે હિંદીઓ બહુ તો એક અઠવાડિયા સુધી કામ કરી શકો છો. પણ આખા વરસ સુધી સતત, ધીમી ગતિથી અને આળસ વગર કામ કરવું તમારામાંથી ઘણાને અશક્ય છે. પણ રાજદ્વારી વિજય જોઈતો હોય તો આવા અખંડ પરિશ્રમ અને ચીવટની પહેલવહેલી જરૂર હોય છે."

આ શીખ આજે પણ સાચી છે.

ઇંગ્લન્ડ જઈ તે નૉરવૂડમાં શાંતિથી રહેવા લાગ્યો. છેવટ સુધી હિંદી રાજકારણમાં તે રસ લેતો હતો. આખરે ૧૯૧૨માં તેનો દેહાંત થયો. બાંકીપુરની મહાસભાની બેઠકમાં તેના મૃત્યુનિમિત્તે દુઃખનો ઠરાવ થયો હતો.

હ્યૂમને હિંદીઓ વિષે જે લાગણી હતી તેમાં બ્રિટને ચલાવેલી હિંદની નિર્દય આર્થિક ચૂસણનો વિચાર પ્રધાન હતો, અને તેથી જ મુખ્યતઃ તે તેની સેવા કરવા પ્રેરિત થયો હતો. મહાસભાની ભાવી ચળવળ કેવી રીતે ચલાવવી તેનું માર્ગદર્શન કરવા માટે તેણે એક ગુપ્ત પત્રિકા છપાવી હતી. તેમાં તે લખે છે:—

"ભૂખમરો, ગરીબાઈ, અસંતોષ અને દુકાળથી હિંદીઓ એટલા બધા હેરાન થયા છે કે, તેમની સ્થિતિનો યોગ્ય વિચાર સરકાર ન કરે તો હિંદના અંગ્રેજ રાજ્ય પર ટૂંક સમયમાં મોટી આફત આવવાની છે."

'ઈશ્વરે આ મહાન દેશ ઇંગ્લંડના હાથમાં એક 'ટ્રસ્ટ' તરીકે આપ્યો છે' એમ તે એક ભાષણમાં કહે છે. અને "જોઈતા હક્કો ઇંગ્લંડ પાસેથી ન મળે તો 'હોર્ન લૉ'ની સામે ક્રૉમ્વેલે જેમ લડત ઉપાડી હતી તેવી લડત લડવા દરેક હિંદીએ તૈયાર રહેવું જોઈએ," એવી પણ તેની સૂચના હતી. આજે મહાસભા એ સૂચનાને તો ક્યાંય વટાવીને પાર ગઈ છે. તેણે એક નવી જ ક્રાંતિ-પદ્ધતિને જન્મ આપ્યો છે, અને દેશની બધી જ આશાનું મૂળ બની ગઈ છે. એ મહાન યાત્રાનો પ્રારંભ સાવ સાદી રીતે કરનાર આ હ્યૂમ હતો, એ મહાસભાની હીરક જયંતી સમયે યાદ કરવું જોઈએ.

રામચંદ્ર સોમણ

# નવું વાચન

**વીરાંગના વિદુલા** અનુ૦ વિષ્ણુદેવ સાં૦ પંડિત; પ્રકા૦ શ્રીરામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. પૃ૦ ૧૬; કિં ૦–૨–૦.

અરણ્યવાસ પૂરો થતાં, પાંડવોએ શ્રીકૃષ્ણને વિષ્ટિ માટે કૌરવો પાસે મોકલ્યા. તે ખબર જાણી, કુંતીમાતાને ઘડી વાર એવી શંકા આવી ગઈ કે, મારા પુત્રો વનવાસનાં દુઃખોથી ત્રાસીને કાયર તથા પામર તો નથી બની ગયા, કે જેથી પોતાનો અપમાનભર્યો પરાભવ કરનારા શત્રુઓ સાથે તે સમાધાનીના સંદેશાઓ ચલાવવામા પડ્યા છે! તેથી તે, પોતાની પૂર્વે થઈ ગયેલી વીરાંગના વિદુલાદેવીએ, પોતાના પરાજિત તથા હતાશ થઈ બેઠેલા પુત્ર સંજયને જે તાતાં વેણ સંભળાવીને ફરી દુશ્મનો સામે ઝૂઝવા પ્રેર્યો હતો, તેમનો સાર પાંડવો માટે પોતાના સંદેશારૂપે શ્રીકૃષ્ણ દ્વારા પાઠવે છે.

અપમાન અને પરાજય મૂંગે મોંએ સ્વીકારી લઈને જીવ્યા કરવાને બદલે, દુશ્મનનો સામનો કરતા કરતા રણસંગ્રામમાં ખપી જવું સારું—એ ધ્રુવપદવાળો વિદુલાદેવીનો પુણ્યપ્રકોપ આર્યમાતાના મુખમાં છાજે તેવો છે. રજપૂત રાજાઓ અને તેમનાં સૈન્યો રણસંગ્રામ દરમ્યાન પણ મોડી રાતે મહાભારતના આવા પ્રેરક પ્રસંગોનું શ્રવણ કરતા, અને બીજા દિવસ માટે જોઈતું, ધૃતિ, શ્રદ્ધા અને શૌર્યનું ભાથું બાંધી લેતા. આજે જ્યારે સમાન શસ્ત્રવાળા તો શું, પણ સદંતર નિઃશસ્ત્ર પક્ષને, સામેના શસ્ત્રસજ્જ દુશ્મન સાથે લડવાનું હોય, ત્યારે શક્ય એવા એકમાત્ર કંઠ્ય યુદ્ધ માટે જે કંઈ તાકાત જોઈએ, તે ખીલવવામાં પણ ઉપયોગી થઈ પડે, એવી રીતે આ બધા પૂર્વપ્રસંગોનો વિનિયોગ શક્ય હોવો જોઈએ, અને તે કરી આપવો જોઈએ. નહિ તો "મહાભારતમાં કેવું કેવું બન્યું છે" એવો કેવળ અહોકાર, અથવા હવે એવા 'વિજયમાળ કે વરમાળ' (—અપ્સરાની) ના સોદા કરવાનું શક્ય રહ્યું નથી એવી પોકળ હતાશા જ, આવા પ્રસંગોનાં રટણોથી નીપજે. અને હતાશા એ તો, વિદુલાદેવીના જ શબ્દોમાં, પુરુષકર્મમાત્રને બાળી નાખનાર વસ્તુ છે.

જોકે, મહાભારત કેવાં કેવાં તેજસ્વી મૌક્તિકોનો મહાસાગર છે, તે દર્શાવી આપવામાં મદદગાર થતું પ્રકાશકોનું કાર્ય તો નરી પ્રશંસા જ માગી લે છે. ગો૦

**માણસાઈના દીવા** : લેખક : ઝવેરચંદ મેઘાણી; પ્રકા૦ : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ–મુંબઈ. પૃ. ૨૩૩ + ૨૭; કિં૦ ૨-૮-૦

મહીસાગર! ગુજરાતની કોઈ નદીને સાગરનું નામ જોડવામાં આવ્યું હોય, તો તે ચરોતર પ્રદેશની આ મહા-નદીને. લાખો એકર ફળદ્રુપ જમીનને છિન્નભિન્ન કરી વિકરાળ કોતરડાં બનાવી મૂકનારી, તથા ઊંડી ખીણો ચીરી ચીરીને વહેતું જેનું પાણી "નથી પીવાના ખપનું, નથી ખેતીના ખપનું, કે નથી નાહવાના ખપનું," તેવી આ 'ગમગીન' 'હાવતરાખોર' નદીને જોઈને શ્રી. મેઘાણીના અંતરમાંથી તેને માટે 'કદરૂપી કુમારકા' એવો શબ્દ જ નીકળી શકે છે. અને વસ્તુતાએ પણ જેણે પોતાની આસપાસ ઊભી કરેલી 'ડરકામણી' 'સુનકાર' ગોદમાં વાઘ દીપડા અને તેમનાથી પણ વધારે ખૂની એવાં તેનાં માનવબાળકો જ લપાઈ શકે છે, તે નદી માટે, પહેલી નજરે, સમજાય પણ શું કે બીજો બોલ પણ શાનો કાઢી શકે? પરંતુ સાથે સાથે નદી પોતાના કાંઠાની આસપાસનાં સેંકડો ગામો અને લાખો માનવપ્રાણીઓ માટે જાગતા-જીવતા સતવાળી મહામાતા ચંડી છે; જીવતો-જીવત તેઓ તેનાં પુણ્યજળમાં નાહીને પુનિત થયાં માને છે અને તેના નામના ખાધેલા કપરા સોગંદ ઉથાપતાં નથી; અને મર્યા પછી સાતસાત ગાઉથી સગાંસંબંધીની કાંધે ચડીને પણ તેના ખડબચડા હૃદય ઉપર જ કાયમની નીંદમાં પોઢવાની એકમાત્ર ઉતાવળી રાખે છે. એ કપરી નદીને ગુજરાતે કંઈક વધુ સમજવી જોઈશે, કંઈક વધુ પ્રમાણવી પડશે. આ પુસ્તક એ દિશામાં ઓછું મદદગાર છે.

ગાઉઓ સુધી વિકરાળ કોતરોથી વીંટળાયેલી આ મહાચંડી પોતાની છાતી ઉપર નર્મદા તાપી કરતાં ઓછાં બાળકો રમાડી શકે છે. પરંતુ ત્યારે નર્મદા તાપીનાં પયપાન કરનારાં ભૂમિજનો જુઓ અને મહી નદીનાં ભૂમિજનોને જુઓ. આ બીજા લોક જાણે સળગતા અંગાર,—વિકરાળ ચંડીના વિકરાળ પુત્રો, અને છતાં તેટલા જ સતવંતા. આ પુસ્તકના પ્રસ્તાવના-લેખક કાકાસાહેબ કાલેલકર એ લોકો માટે 'જીવનનીર' શબ્દ વાપરે છે, તે આ જ અર્થમાં લાગે છે. વિશાળ કોતરોમાં સ્વચ્છંદ વિહરતી, અને હાડતોડ શ્રમ વડે

જીવન નિર્વહતી એ પ્રજામાં ખરેખર લડાયક તેમ જ દાનાઈભર્યાં, અતિથિસંમાનક તેમ જ ફીનાખોર, ઉદાર તેમ જ ઝનૂની ગુણો અને આવેગો સભર ભર્યાં છે. યંત્રયુગ અને પરદેશી રાજ્યની એડી હેઠળ એવા પ્રાદેશિક ગુણો અને ખાસિયતોનું સમાનીકરણ—સાધારણીકરણ થવાની જે પ્રક્રિયા નિર્ઘૃણ રીતે ચાલતી હોય છે, તેની અસર હેઠળ ભલભલા ખૂણાઓ પણ તૂટીને ગોળ બની જાય છે, અને કોઈ કોઈ કાયમ રહે છે તોપણ તેમના વિપરીત વિકૃત સ્વરૂપે જ. એવું ઘણું આ મહાનદીનાં ભૂમિજનોની બાબતમાં પણ બન્યું છે, અને મોટે ભાગે તેમને માટે ખૂની, લૂંટારા, ગુનેગાર એવાં વિશેષણો જ વપરાય છે.

એ કચરાયેલા, વિકૃત થયેલા વર્ગની ભૂતકાળની કારકિર્દીના અવશેષો ઉપર,—તેમના અંતરમાં જળતી માણસાઈની મૂળ જ્યોત ઉપર—શ્રદ્ધા રાખી, તેમની બેનાળી બંદૂકો, તીરકામઠાં, ધારિયાં, અને બહારવટાના ઘાતકી, પાશવી ઉન્માદોની વચ્ચે પણ માથાની પરવા રાખ્યા વિના ઘસી જઈને, તેમની ઉપરના સાચા પ્રેમને બળે તેમનાં બહારવટાં છોડાવનાર, તેમના ગુના કબૂલ કરાવી તેમને પોલીસ અમલદારોના હાથમાં રાજીખુશીથી તાબે થવા પ્રેરનાર, અને એ રીતે એ નિરક્ષર ઝનૂની પ્રજામાં પણ પોતાના નામની 'આણ' પ્રવર્તાવનાર શ્રી. રવિશંકર મહારાજના કેટલાક જીવનપ્રસંગોની આ કથાઓ સાથે જ આપણી પાસે માગ મુકાવે છે, અને આપણા હૃદયને પરવશપણે કૃતજ્ઞતા, કૃતાર્થતા અને ધન્યતાની લાગણીથી ઉભરાવી દે છે. રસની અને કલાની દૃષ્ટિએ પણ ઉત્તમ કથા ધાર્મિક પ્રતીતિ અને હૃદયપલટાની કથા જ હોઈ શકે છે,—નહિ કે જીવનની વિકૃતિ અને અધોગતિને લાગણીવેડાના રંગોની મદદથી ભભકાવતી કથાઓ;—એ હકીકતનો આ પુસ્તક સચોટ પુરાવો છે. ટૉલ્સ્ટૉય પોતાના કળાવિષયક પુસ્તકમાં વિધાન કરે છે કે, કળા પોતાના વસ્તુ તરીકે કામવાસના, લોભ, સ્વાભિમાન વગેરે તુચ્છ બાબતોને સ્વીકારીને સંકુચિત, વિરસ અને તુચ્છ બનતી જાય છે; તેને બદલે ધર્માનુભવની નિત્યનૂતન લાગણીઓને વિષય તરીકે સ્વીકારે, તો તે પોતે વધુ સાર્થક થાય એટલું જ નહિ, પણ વધુ અસરકારક તથા રસપ્રદ પણ બને. આ પુસ્તક તેનું પણ પ્રત્યક્ષ ઉદાહરણ છે. આ રોમાંચક કથાઓ વાંચતાં વાચક એક બે વખત પણ લાગણીની ઝણઝણાટીથી થરથરી ન ઊઠે એમ બનવું સંભવિત નથી. એવી ઝણઝણાટી તો વિકૃત વિષયથી પણ ઊભી કરી શકાય; પરંતુ આ જાતનાં પુસ્તકોની ખૂબી જ એ હોય છે કે, એ વાંચ્યા પછી એક જાતની વિફળતાની, તુચ્છતાની કે અપરાધની લાગણી થવાને બદલે કૃતાર્થતાની, ધન્યતાની અને કલ્યાણની શુભ લાગણીઓ જ અનુભવાય છે.

શ્રી. મેઘાણી જેવા ચારણ શૈલીધર આ કથાઓને મળ્યા, એ સોનામાં સુગંધ ભળવા જેવું થયું છે; તથા માત્ર વાર્તારસનો ભોગી વાચક તેથી ખરેખર ફાવી ગયો છે. સોરઠી પરિસ્થિતિ અને કથાનકો માટે વપરાઈ વપરાઈને તેની સાથે એકરૂપ બની ગયેલા પ્રયોગો અને શૈલીનો ચરોતરના મહીકાંઠાના કથાનકોના નિરૂપણમાં ન ઇચ્છવા છતાં શ્રી. મેઘાણીને હાથે થઈ જતો સ્વાભાવિક ઉપયોગ, એક પ્રકારનું વિસંવાદી વિતથ વાતાવરણ ઊભું કરી દે છે. એટલે વચ્ચે અવારનવાર આવતાં મહીકાંઠાનાં ગામોનાં અને માણસોનાં નામો, તથા ત્યાંના તળપદી ભાષાપ્રયોગોનાં કૃત્રિમ તથા અધૂરાં અનુકરણોથી પરાણે ચરોતરના પ્રદેશની આછી યાદ જાગ્રત થતી રહે છે. પરિણામે એમ બન્યું છે કે, આ વાર્તાઓ વલ્લભવિદ્યાલયના બારૈયા વિદ્યાર્થીઓ પોતાને ઘેર પોતાનાં કુટુંબીઓને સમજાય તેવી રીતે સંભળાવવાનો પ્રયત્ન ન કરી શકે. એ રીતે વિચાર કરતાં ઘડીભર મનમાં થઈ જાય છે કે, રવિશંકર મહારાજની આ કથાઓના નિરૂપક સૌરાષ્ટ્રના શ્રી. મેઘાણી કરતાં ચરોતરના શ્રી. રાવજીભાઈ પટેલ હોવા જોઈતા હતા.

ઉપરના ફકરામાં જે કહ્યું તે શ્રી. મેઘાણીની આ પુસ્તકમાં વ્યક્ત થયેલી કળાની મુલવણીરૂપે નથી. એ તો એ પુસ્તકની અમુક પ્રકારની વ્યવહારુ ઉપયોગિતાની દૃષ્ટિએ જ કહ્યું કહેવાય. બાકી, આ કથાઓના નિરૂપણમાં શ્રી. મેઘાણીએ પોતાની શૈલી ઉપર સંયમ વાપરીને આ કથાઓ ઉપર ખરેખર ઉપકાર કર્યો છે. અને તેથી કરીને આ કથાઓના જે વાચકોએ શ્રી. મેઘાણીને ફરિયાદ કરી છે કે, સૌરાષ્ટ્રની 'રસધાર', અને સોરઠી 'બહારવટિયાઓ'ની જમાવટ આ પુસ્તકમાં નથી, તે ખોટી છે; અને શ્રી. મેઘાણી ભલે નિવેદનમાં કહે કે, "તેમણે ધાર્યું હોત તો આ પ્રસંગોને તે સહેલાઈથી વધુ ભભકાવી શકત; અને તેમ કર્યું હોત તો આ પુસ્તક તેમને માટે થોડાં વધુ વખાણ મેળવી આપત;" પરંતુ સાચું તો કાકાસાહેબે એમની ટકોરમાં કહ્યું છે તેમ, આ પુસ્તકનું વસ્તુ શ્રી. મેઘાણીના ઉપર કહેલા સંયમની માત્રા પ્રમાણે જ ખીલ્યું છે. અને, કદાચ અનાયાસે, લેખકે રોમાંચક કર્યું છે તેટલે અંશે કથાઓનું વસ્તુ ઢંકાયું લાગે છે. રોમાંચક શૈલીનું દુઃખ જ એ છે કે, તે ગરમાગરમ અમુક પ્રસંગોને આધારે જ વિલસી શકે. રવિશંકર મહારાજ જેવા સુધારકના પ્રયત્નો પાછળ જે ઉગ્ર છતાં મૂંગી તપશ્ચર્યા, સહનશક્તિ અને ઠંડી તાકાત રહેલાં હોય, તે એ શૈલીના નિરૂપણમાં યથોચિત હિસ્સો પામી શકે નહિ. પરિણામે શ્રી. રવિશંકરે મેળવેલા અમુક આકર્ષક વિજયોની ભભકભરી રોમાંચકતા જ વાચકના મન ઉપર છવાઈ જાય છે; અને વાર્તારસ જાળવવા જતાં સંસ્કૃતિવીરના વાસ્તવિક પુરુષાર્થનું દસ્તાવેજી નિરૂપણ તેમાં રહેતું નથી. એટલું જ નહિ, એમ પણ

# માસિક વિવેચન

## નવું વર્ષ

આ અંકથી 'શિ. સા.' પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગયા જાનેવારીમાં 'પુનશ્ચ હરિઃ ઓમ્' કર્યું', ત્યારે બે વાતો તરફ ધ્યાન ખેંચ્યું હતું તે (૧) વિદ્યાર્થી પ્રવૃત્તિ અને સંગઠન તથા (૨) હિંદુસ્તાનીનો પ્રચાર. આ બેઉ કામો વર્ષ દરમિયાન સુંદર ખીલ્યાં છે ને આગળ વધ્યાં છે. બેઉ કામોના પ્રાથમિક મુદ્દા પણ સ્પષ્ટ થતા ગયા છે.

દેશના તાત્કાલિક ભાવી વિષે તે વખતે ચિંતા વ્યક્ત કરી હતી કે, ખરેખર તે સારું જ ઊઘડશે ? અને એમાં એ સુયોગ નોંધ્યો હતો કે, ગાંધીજી જેલ બહાર આવ્યા છે. આ સાથે જ સુયોગ નીવડ્યો છે. એમના નેતૃત્વે, દેશ પાછો પોતાના સ્વમાનના પંથે આવી ગયો છે. ત્યાર બાદ કાર્યવાહક સમિતિ બહાર આવી; તેણે તરત દેશનું કામ સંભાળી લીધું, અને વખતોવખત ઘટતી દોરવણી આપી પ્રજાને ટટાર કરી. આને જ જોરે આઝાદ ફોજ જેવો વસમો કેસ સફળતાથી તેણે લડી લીધો; તેમાં પ્રજા અને તેના નેતાઓનો વિજય ચોખ્ખો દેખાય એવો છે. તેની જ સાથે, એણે સ્પષ્ટ કર્યું કે ભાંગફોડનો રસ્તો કૉંગ્રેસને માન્ય નીતિમાં નથી આવતો.

પરંતુ, એથી ઉપરની ચિંતામાંથી પૂરા નીકળાતું નથી. એ ખરું કે, આપણે નીકળી જઈ શકીશું એવો ભરોસો વધારે પ્રમાણમાં પડી શકે છે. પણ, 'આપણું' ભાવી ઘડવામાં આપણો યોજનાબદ્ધ પુરુષાર્થ કે પહેલ કરવાની તાકાત'ની દૃષ્ટિએ જોતાં આપણે કેટલા આગળ વધીએ, એ આપણે માટે ખરો ગજ છે. આનો આધાર આપણા રચનાકાર્ય ઉપર છે. એ વધે તો જ આપણે સરકારનો સાચો ને સંગીન પડકાર કરી શકીએ. નવા વર્ષમાં એ વધો એ શુભેચ્છાથી તેમાં પ્રવેશ કરીએ છીએ.

## વિદ્યાપીઠના બે આચાર્યો

ગૂજરાત વિદ્યાપીઠનું આ ૧૯૪૫-૬ એ રજત જયંતી વર્ષ છે. તે દરમિયાન, અણધારી રીતે, તેના બે આચાર્યો અમદાવાદમાં પધારી ગયા, એ એક દૈવી સંકેત જ ગણાય. આ૦ કૃપાલાની અખિલ ગુજરાત વિદ્યાર્થી સંમેલનનું ઉદ્ઘાટન કરવાને નિમિત્તે આવી ગયા. થોડા દિવસો પછી આ૦ કાકાસાહેબ હિંદુસ્તાની પ્રચારને કામે આવ્યા. તેની જ જોડે અહીંની સાહિત્ય સભાએ તેમનો ષષ્ટિપૂર્તિ ઉત્સવ પણ ઊજવ્યો.

બેઉ આચાર્યોને વિદ્યાપીઠના જૂના વિદ્યાર્થીઓ તથા સ્નાતકો મળ્યા; જૂનાં સંસ્મરણો તાજાં કર્યાં. તેથી ઘણાને લાગ્યું હશે કે, કાળ કેવો ક્ષણિક છે ! વરસોનો વચ્ચે વીતેલો ગાળો ક્યાંય ઓગળી ગયો, ને બધા જૂનાં જ વાતાવરણમાં જાણે હળ્યામળ્યા ને પેટ ભરીને વાતો કરી.

અલબત્ત, વાતોનો મુખ્ય વિષય વિદ્યાપીઠ હતો. પણ આ વિદ્યાપીઠ એટલે તેના પુત્રોને મન, સ્વતંત્ર જીવન અને સ્વમાનની દીક્ષા દેનારી માતારૂપ છે. એ વ્યાપક રૂપે તેની આલોચના થઈ. બેઉ આચાર્યોએ આજને માટે પોતાનો આદેશ શો હોય, તે લંબાણથી કહ્યું. આ બેઉ વ્યાખ્યાનો સંઘરવા ને મનન કરવા જેવાં છે. તે મેળવીને આગળના અંકમાં આપવા ઉમેદ રાખું છું.

## વિદ્યાપીઠને મળેલું નવું દાન

જયંતીના વર્ષમાં એક નવી વાત પણ નોંધવા જેવી છે તે એ કે, વિદ્યાપીઠને ચિખોદરા (જિ. ખેડા) ના શ્રી. ગોરધનભાઈ આશાભાઈ પટેલે રૂ. ૧૦૦૦૦) આપ્યા છે, અને બેએક વર્ષમાં વધુ રૂ. ૫૦૦૦) તે પેટે તેમણે આપવા જણાવ્યું છે. આ માસની ૧૪મીએ મળેલી વિદ્યાપીઠ મંડળની બેઠકમાં આ દાનને સાભાર સ્વીકારવામાં આવ્યું અને તે અંગે કરવાનાં કામનો ઠરાવ કરવામાં આવ્યો. આ રકમમાંથી ઇતિહાસ, ભૂગોળ વગેરે સામાજિક વિદ્યાઓના અભ્યાસ, સંશોધન તથા પ્રકાશનનાં કામ કરવામાં આવશે. પ્રકાશનો 'સ્વ. શ્રી.સૂરજબહેન પટેલ સ્મારકમાળા' તરીકે બહાર પાડવામાં આવશે. હાલમાં ઇતિહાસના બેએક ગ્રંથો ('हिंदकी अंग्रेज बेपारशाही' તથા 'आधुनिक भारत') પ્રેસમાં છે, તે આ માળામાં પ્રથમ લેવાશે. અને કૉન્ગ્રેસના આ હીરકજયંતી વર્ષ નિમિત્તે, તેની બધી બેઠકોના ઠરાવોનો ગુજરાતી સંદર્ભગ્રંથ તૈયાર કરવો, એમ ઠરાવ્યું છે.

## સરદારશ્રીની સ્નાતકોને વિનંતી

સૌ કોઈ જાણે છે કે, પૂ. ગાંધીજી ગુજરાત વિદ્યાપીઠના આજીવન કુલપતિ છે; અને સરદારશ્રી વલ્લભભાઈ તેના કુલનાયક છે. અમદાવાદમાં સ્નાતકો આ૦ કૃપાલાનીજીને મળવા ભેગા થાય છે એ જાણી, કુલનાયકે તેમને મોકલેલો નીચેનો સંદેશો બધાને માટે હોઈ નીચે ઉતારું છું :—

'ભાઈ કૃપાલાની અમદાવાદ આવે છે એનો લાભ લઈ તમે બધા વિદ્યાપીઠના સ્નાતકો તથા જૂના વિદ્યાર્થીઓ મળો છો, એ ખબર મગનભાઈએ કહી તે જાણીને રાજી થયો. વિદ્યાપીઠની સ્થાપના સ્વરાજને માટે થઈ. તે કામમાં તેણે બરોબર પોતાનો ફાળો આપ્યો છે. હવે એ આપણા મનોરથ ફળવા નજીક આવ્યા છે. તે વખતે તમે વિદ્યાપીઠના આગળના કામનોય કદાચ વિચાર સેવતા હશો. એ એક મોટી જવાબદારીનો વિચાર તો આપણી આગળ છે જ. વખત આવ્યે એ આપણે કરી લેવાનું કામ રહ્યું છે. દરમિયાન આજે હાથ ઉપર જે કામો છે તે તો

સંભાળવાં જ જોઈએ. અને એ માટે તમારે સૌએ મને નિશ્ચિંત કરવો જોઈએ. વિદ્યાપીઠનાં હાલનાં ચાલુ કામોને માટે દર વર્ષે દસેક હજારની રકમ જોઈએ છે, તે સહેજે તમે કરી આપી શકો. આથી મારી ઉપર એ કામનો બોજો ન રહે; અને એ પૂરતો હળવો થઈ હું બીજાં કામો નિશ્ચિંતતાથી કરી શકું. આટલી રકમ તો તમે જેઓ અમદાવાદમાં છો, તેઓય સહેલાઈથી કરી શકો. અત્યારે ચાલતું કામ વિદ્યાપીઠના તમારા જ સ્નાતક દોરતો ચલાવી રહ્યા છે. એમને, અને એ રીતે મને, તમારે વિદ્યાપીઠના આટલી નાની વાર્ષિક જરૂરની ચિંતામાંથી મુક્ત કરવા જોઈએ. તમે બધા એકઠા મળ્યા છો ત્યારે આ કામનો વિચાર કરશો, એવી મારી તમને વિનંતી છે.'

મુંબઈ, ૨૧-૧૨-'૪૫

## ટિળક વિદ્યાપીઠ રજત જયંતી

રાષ્ટ્રીય વિદ્યાપીઠોનો જન્મ અસહકારની પ્રવૃત્તિમાંથી ૧૯૨૦માં થયો. તેથી ટિળક તથા બિહાર વિદ્યાપીઠનું પણ આ વર્ષે રજત જયંતીનું થયું. ટિળક વિદ્યાપીઠે, તે નિમિત્તે, નવાં કામો ઉપાડવાનો નિરધાર કર્યો છે, અને તેને માટે બે લાખ રૂપિયાની માગણી પ્રજા પાસેથી કરી છે. કામોની દૃષ્ટિએ આ રકમ નાની ગણાય; તે તેમને શરૂ કરી આપી શકે. પ્રજા તે રકમ વિદ્યાપીઠના સંચાલકોને પોતાના પહેલા હપતા તરીકે પહોંચાડી દે, એમાં એને ને એના જ કાર્યને લાભ છે, એ બતાવવાની જરૂર નથી. છેલ્લાં ૨૫ વર્ષમાં રાષ્ટ્રીય શિક્ષણે દેશની આગેકૂચમાં પોતાનો ફાળો પૂરો ચૂકવ્યો છે.

## વિદ્યાર્થીઓની ગ્રીષ્મપ્રવૃત્તિ

ગ્રીષ્મઋતુ નજીક આવતી જાય છે. એટલે વિદ્યાર્થીઓની ગ્રીષ્મપ્રવૃત્તિ અંગે વિચાર આજથી શરૂ કરવો જોઈએ. આ બાબતમાં ગયા વર્ષે થયેલી આ પ્રવૃત્તિના જગા જગાના હેવાલો મળેલા તે સંઘરી રાખ્યા છે. તેમાં ખાસ મદદરૂપ થાય એવો હેવાલ શ્રી. બબલભાઈએ ચાંગા મુકામે ચલાવેલા વર્ગનો છે. તે આવતા અંકમાં આપીશ.

સમસ્ત ગુજરાત — એટલે કે બ્રિટિશ તેમ જ દેશી રાજ્યોમાં ચાલતી આ છૂટીછવાઈ પ્રવૃત્તિને એકમેળ અને સમન્વિત કરવી જોઈએ. તેને સળંગ ચાલુ પણ રાખવી જોઈએ. તો પછી તેમાં કરવાનાં કામો યોજના-અને-ક્રમ-બદ્ધ હોવાં ઘટે. આ વિચાર મોડોવહેલો કરવાનો આવશે જ, એમ તેમાં પડેલા કેટલાક સેવકોને લાગતું હતું. તે માટે શુભ શરૂઆત થઈ છે એ તરફ, નીચેની છાપાજોગી ખબર દ્વારા, સૌનું ધ્યાન ખેંચાયું હશે. આમાં રસ લેનાર સૌ સેવકો આ બાબત ધ્યાન પર લે, એ વિનંતી કરી તે નીચે ઉતારું છું:—

"અમદાવાદ, શનિવાર

"આજે સવારે ૯ વાગ્યે, ઉનાળામાં ચાલતા વર્ગોના સમન્વય સાધવા માટે, એવા વર્ગોના સંચાલકોની એક સભા શ્રી. મોરારજી દેસાઈના પ્રમુખપદે મળી હતી. તેમાં ગુ. વ્યા. મંડળ, અમદાવાદ વ્યા. મંડળ. ગુજરાત અને કાઠિયાવાડ વિદ્યાર્થી મંડળ, સેવા સંઘ (બારડોલી), અમદાવાદ શાઉટ્સ એસોસિયેશનના પ્રતિનિધિઓ, તેમ જ લોકસેવા તાલીમ વર્ગ (થામણા) ના શ્રી. બબલભાઈ મહેતા, ગુજરાત વિદ્યાપીઠના શ્રી. મગનભાઈ દેસાઈ, વિઠ્ઠલ કન્યાવિદ્યાલય (નડિયાદ) ના શ્રી. દેસાઈભાઈ, વલ્લભ વિદ્યાલય (બોચાસણ) ના શ્રી. શિવાભાઈ, અને સેવાદળના જિલ્લાના કાર્યકરો મળી કુલ ચોવીસની હાજરી હતી.

સભામાં સામાન્ય ચર્ચા થયા બાદ નીચેના મુદ્દાઓ નક્કી કરવામાં આવ્યા હતા; અને તે ઉપર આગળ વિચાર કરવા માટે તા૦ ૧૦મી ફેબ્રુઆરીના રોજ બપોરે ત્રણ વાગ્યે કૉંગ્રેસ હાઉસમાં ફરી મળવાનું નક્કી કરવામાં આવ્યું હતું:

૧. અખિલ ગુજરાતમાં ચાલતી ગ્રીષ્મપ્રવૃત્તિનું એકમેળથી અને સમન્વયપૂર્વક કામ ચાલે એ જરૂરી છે. એને માટે સલાહ આપવા તથા સમન્વય વિચારવા માટે એક મધ્યસ્થ મંડળ હોય તો ફાવે.

૨. જુદાં જુદાં મંડળો આજે ગ્રીષ્મવર્ગો ચલાવે છે. આ વર્ષે તેઓ પોતાનો વર્ગ ચલાવવા માગે છે કે કેમ તે વિચારવું.

૩. સામાન્યપણે તે તે મંડળો પોતાનું કામ કઈ ઢબે ગોઠવવા ઇચ્છે (કલમ ૧લીની દૃષ્ટિએ), તેની સામાન્ય રૂપરેખા વિચારવી.

૪. ગ્રીષ્મ પ્રવૃત્તિમાં અત્યારે જે થાય છે તેમાં નીચેનાં બિંદુઓ મુખ્યત્વે જોવા મળે છે: (૧) રાષ્ટ્રની દૃષ્ટિએ સામાન્ય જ્ઞાનમાં ઉમેરો, (૨) ગ્રામસેવાનાં કામોનો પરિચય, (૩) વ્યાયામ, (૪) કવાયત, શિસ્ત અને જાતમહેનતનો મહાવરો, (૫) સેવાદળનું કામ, અને (૬) રચનાત્મક કામોની સમજ અને બનતો પરિચય.

જુદાં જુદાં મંડળો આમાંથી એક કે બીજા મુદ્દાને લઈને પોતાનું કામ કરે છે. સમગ્ર તાલીમની દૃષ્ટિએ આ બધાં બિંદુઓને પોતપોતાના કામની મુખ્ય નજરે પોતાના અભ્યાસક્રમમાં સ્થાન આપવા વિચાર કરવો.

૫. વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓનું કામ એકસાથે કરી શકશે કે કેમ, એ દરેક મંડળ, પોતાના કામને અંગે વિચારી લેવે.

જે સંસ્થા ઉપરની સભામાં આ કાર્યમાં સામેલ થઈ શકી નહિ હોય અને જે આવા સ્વતંત્ર વર્ગો ચલાવની હોય, તેમને પણ પોતાની સંસ્થા દ્વારા ચાલતા વર્ગનો અભ્યાસક્રમ, શ્રી. મોરારજીભાઈ દેસાઈને કૉંગ્રેસ હાઉસ, અમદાવાદ, મોકલવો, અને ઉપરના ચર્ચાયેલા મુદ્દાઓ ઉપર પોતાનો સહકાર આપવાની જેમની ઇચ્છા હોય તેમને પણ તા. ૧૦ મી ફેબ્રુઆરીની સભામાં આમંત્રણ આપવામાં આવશે." (ગુજરાત સમાચાર, ૧૩-૧-'૪૬)

## અભ્યાસક્રમ જોઈએ

રાજકોટથી શ્રી. છગનલાલ જોશી નીચે પ્રમાણે પત્ર લખે છે:—

"હાઈસ્કૂલના મોટા વિદ્યાર્થીઓ અને કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે સામાન્ય જ્ઞાનનો અભ્યાસક્રમ તમે ઘડી યા ઘડાવી આપો એવી મારી નમ્ર વિનંતી છે. પૂ. બાપુજી કહે

છે કે, જે શિક્ષણ હાઈસ્કૂલ ને કૉલેજમાં મૂકે છે તે આપકે આપવા પ્રયત્ન કરવો. આવો અભ્યાસક્રમ વિગતવાર તમે ઘડી આપો તો તે પ્રમાણે વર્ગો અમે શરૂ કરવા વિચારીએ છીએ . . . . શ્રમવર્ગ દર વરસે કઠિન વાડમાં ખોલાય છે. તેમાં પણ વ્યવસ્થિત અભ્યાસ થાય તે માટે એક અભ્યાસક્રમ ઘડવાની જરૂર છે. . . . ."

આવી માગણી બીજાં સ્થળો તથા સેવકો પાસેથી પણ મને મળી છે. ગાંધીજીએ ૧૯૪૪માં જેલમાંથી આવી, વિદ્યાર્થી-પ્રવૃત્તિના સ્વરૂપ વિષે સૂચનાઓ બહાર પાડી, ત્યારથી હું એમને મૂર્તરૂપ આપવા માટે શું કરવું તેના વિચાર કરું જ છું. સાથી મિત્રોને જણાવવાનું કે, તે અંગે તમારા વિચારો ને સૂચનાઓ મને લખશો. આ બાબત કેટલુંક માર્ગદર્શન આ માસિક દ્વારા આપવા તૈયાર કરવાનું કામ હાથ ઉપર છે, જે તૈયાર થયે પ્રસિદ્ધ કરીશ.

મ.

## એક કાંકરે બે પક્ષી

ચાલુ માસની ૧૨મી તારીખે હિંદી સરકારે વટહુકમ બહાર પાડીને રૂ. ૫૦૦ અને તેથી મોટી રકમની નોટોને કાયદેસર ચલણ તરીકે બંધ કરી છે, અને સરકારે નક્કી કરેલાં પત્રકો ભરીને રિઝર્વ બૅન્ક ઇ૦ પાસેથી વટાવી લેવા માટે ૨૬મી જાન્યુઆરી સુધીની મુદત નાખી છે. એટલે કે, બજારમાં ૧૨મી જાન્યુઆરી પછી ૫૦૦ અને તેથી મોટી રકમની નોટો લેવડદેવડના વ્યવહારમાં બંધ થઈ છે અને ૨૬મી જાન્યુઆરી પછી બૅન્કો પણ તેનાં નાણાં નહિ આપે. ત્યાર પછી તેવી નોટોની કિંમત પડીકું બાંધવાના કાગળ જેટલીય કદાચ નહિ રહે.

આવા આકરા વટહુકમનો હેતુ એમ બતાવવામાં આવે છે કે, કાળા બજાર કરીને નફો કરનારાઓ અને સરકારી આવકવેરામાંથી ગાપચી મારનારાઓને ઠેકાણે લાવવા. આ હેતુ સારો છે, પણ તેનો અમલ ઘણા વખત પહેલાં કરવો જોઈતો હતો. તેને બદલે હવે જ્યારે કાળાં બજારો થઈ ચૂક્યાં, ખોટા નફો કે લુચ્ચાઈથી આવક કરનારાઓએ મોટે ભાગે તે નાણાં ઠેકાણે પાડી દીધાં, અને અનાજ વગેરેની તંગીને કારણે લાખોનાં બલિદાન દેવાઈ ચૂક્યાં, ત્યારે આવું પગલું લેવાય છે, એ પરદેશી સરકારની બલિહારી જ છે.

આ પગલાની જુદી જુદી અસર થશે :—

૧. ખોટી રીતે કમાણી કરી તે ચોરધન નોટો રૂપે સાચવી બેઠેલા કેટલાક ખરેખર યોગ્ય દંડાય.

૨. સાચી રીતે કમાણી કરી હોય તેવાને પણ પૂરતો વખત અને સગવડ ન મળવાથી દંડાય.

૩. અણસમજ કે અજ્ઞાનથી ને ખોટા ફફડાટથી ગામડિયાઓ વગર કારણે દંડાઈ જાય કે વચલા દલાલો ફોસલાવી લે.

૪. નોટો બાબત પ્રજામાં સામાન્ય અવિશ્વાસ વધે.

૫. આ બધાં કારણે જેટલી નોટો પાછી ન ફરે તેટલી નોટો આપોઆપ ચલણમાંથી ઓછી થાય, અને તેનાં નાણાં પાછાં આપવાં ન પડે, એટલે તેટલો સરકારને અણધાર્યો નફો થાય.

પહેલી રીતે કોઈ દંડાય તેનું રોઈને દુઃખ કરવા કારણ નથી. પણ સરકારે કરોડોની નોટોનો ધોધ વહેવડાવ્યો તેમાંથી મોટી રકમની આશરે બે અબજની નોટો ઠેર ઠેર સંઘરાયેલી પણ પડી હશે. સરકાર એક વટહુકમ બહાર પાડે તે ૮૮ ટકા અભણ વસ્તીમાં એકદમ બધે શી રીતે પહોંચે ? અને નોટો વટાવવા માટે બૅન્કોની સગવડ પણ બધે કર્યા છે ? વળી શહેરોમાં પણ બૅન્કો પૂરતી સગવડ ક્યાં આપે છે ? વટહુકમ બહાર પડ્યો, પણ ભરવાનાં પત્રકો પણ શરૂઆતમાં ક્યાં મળતાં હતાં ? આ સ્થિતિમાં આવા વટહુકમથી પ્રજાને અગવડ થાય અને ચલણ પ્રત્યેનો અવિશ્વાસ વધે એ જ પરિણામ આવે.

સરકારે નોટોનું ચલણ બહાર પાડીને તેનાં નાણાં ગમે ત્યારે આપવાનું વચન આપેલું છે. તે સરકારે આપેલી એક બાંયધરી છે. તે પાછી ખેંચી લેતા પહેલાં પ્રજાને જે સમય અને સગવડ મળવાં જોઈએ તેની આ વટહુકમમાં બહુ ઓછી કાળજી લીધી જણાય છે. ખરી રીતે, 'જ્યૉર્જ' કે 'એડવર્ડ' છાપના રૂપિયા ચલણમાંથી બંધ કર્યા ત્યારે જેવી સગવડ આપી હતી, તેવી સગવડ આ પ્રસંગે આપવી જોઈતી હતી. તેમ કરવાને બદલે આટલા ટૂંક સમયમાં ઓચિંતું કલમના ગોદાથી ચલણ બંધ કરવું એ વાજબી ન ગણાય.

ખરી રીતે સરકારે આ વટહુકમથી એક કાંકરે બે પક્ષી માર્યાં લાગે છે. એક તો સરકારની કાળાં બજાર પ્રત્યે નફરત છે એમ બતાવવાનો દેખાવ થયો છે. યુદ્ધ-પ્રયત્ન માટે એને જ્યારે જરૂર હતી ત્યારે આ કાળાં બજારિયાઓને ને લાંચિયાઓને લગભગ છુટાદોર મૂકી દીધા હતા. હવે ચોર, ચોર કર્યે શું વળે ? એ તો ક્યારનો ભાગી ગયો ! ખેર. અને બીજી રીતે, જે નોટોનાં નાણાં આપવાં નહિ પડે તેમાંથી મોટો નફો કરવાની તરકીબ કરી છે. કોઈ ફળદ્રુપ ભેજાએ આ અજબ તરકીબ સરકારને બતાવી હોય એમ લાગે છે, જેથી કાળાં બજાર પ્રત્યે સરકારની જેહાદ જોઈને આમપ્રજામાં તેની વાહ વાહ બોલાય અને સાથે ચલણમાંથી લાખો કે કરોડોની નોટો પાછી ન ફરે, તેમાંથી મોટો નફો મળે.

સરકારને કાળા બજાર અટકાવવાં હોત તો અત્યાર સુધીમાં ઢંગધડા વગરના એકતરફી વટહુકમો બહાર પાડ્યા તે કદી ન કરત. દા.ત. કાગળના વટહુકમથી કાગળ વાપરવા માટે પરવાનગીનો કાયદો કર્યો, પણ કાગળ પૂરો પાડવા માટે કોઈ જોગવાઈ ન કરી. આવું જ એકતરફી ધોરણ ઘણા વટહુકમોને અંગે રહ્યું છે. તેને પરિણામે એમ કહેવાય કે, સરકારે પોતે જ આવા વટહુકમોથી કાળાં બજાર

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫—અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૪૬

## શાળાઓમાં ઉદ્યોગ દાખલ કરો

ગયા ડિસેંબરમાં અમદાવાદ મુકામે ભરાયેલી અખિલ ગુજરાત વિદ્યાર્થી પરિષદના અનેક ઠરાવોમાંના નીચેના ઠરાવ પ્રત્યે વધારે ધ્યાન જવાની જરૂર છે. માત્ર વિદ્યાર્થીઓનું જ નહિ, પણ શાળાઓના સંચાલકોનું તથા શિક્ષણનું કામ કરવા માટે પદ ઉપર આવનાર સ્વરાજ સરકારોનું પણ. ઠરાવ ટૂંકો છે, પરંતુ આપણા આજના શિક્ષણતંત્રની એક મોટામાં મોટી ઊણપ તરફ આંગળી ચીંધે છે. તે આ પ્રમાણે છે:—

> "ગુ૦ કો૦ વિ૦ની આ પરિષદ એમ માને છે કે, વિદ્યાર્થીઓની કેળવણીને સર્વાંગી, સંપૂર્ણ, અને કાર્યસાધક બનાવવા માટે, હાથઉદ્યોગની તાલીમની જોગવાઈ તેમાં અવશ્ય રહેવી જોઈએ. આ દૃષ્ટિએ પ્રાંતની સઘળી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને એકાદ ઉત્પાદક હાથઉદ્યોગ શીખવવાની વ્યવસ્થા કરવાનો સમય આવી પહોંચ્યો છે, એવો આ પરિષદનો દૃઢ અભિપ્રાય છે. તેથી મુંબઈ યુનિવર્સિટી તેમ જ પ્રગતિશીલ શાળાઓના સંચાલકોને આ દિશામાં જરૂરી પગલાં, વિના વિલંબે, ભરવા આગ્રહપૂર્વક વિનંતી કરે છે."

આ ઠરાવની સાથે સાથે પરિષદનો નીચેનો બીજો એક ઠરાવ પણ જોવો ઠીક થશે:

> "એ નિર્વિવાદ છે કે, આજની અપાતી કેળવણી એ અસંપૂર્ણ, અધૂરી અને અપંગ છે. છતાં પણ આજના સર્વ સંજોગોને ધ્યાનમાં લઈ આ પરિષદ એવો ચોક્કસ મત ધરાવે છે કે, મુંબઈ યુનિ. વિદ્યાર્થીને પદવી આપે તે પહેલાં તે વિદ્યાર્થી ઓછામાં ઓછા ત્રણ માસ ગામડામાં રહી જન-સેવાકાર્ય કરે. આથી આ પરિષદ મું. યુ. ના પદવીના અભ્યાસ-ક્રમમાં એને આવશ્યક ગણવા વિનંતી કરે છે."

ભણતરમાં ઉદ્યોગને સ્થાન આપવા પાછળ અનેકવિધ દૃષ્ટિઓ રહેલી છે. તેમાં સૌથી મોખરે, અલબત્ત, વર્ધા શિક્ષણ યોજનામાં બતાવેલી ગાંધીજીની દૃષ્ટિ આવે છે. તેમાં ઉદ્યોગને મનુષ્યના સંગીન ઘડતરની એક સાર્વત્રિક શક્તિ કે આત્મ-સાધન તરીકે કહરવામાં આવ્યો છે. અને નવીન અંગ્રેજી ભણતરના આડાટેડા પયાલોને જરા વાર બાજુ ઉપર રાખીને વિચાર કરીએ તો, હિંદની આમ-પ્રજાને આજ સુધી અનાદરે પણ કેળવી રહેલી શક્તિ કોઈ હોય તો એ જ પરંપરીણ ઉદ્યોગિતાની તાકાત જણાશે. ઉદ્યોગધંધો સ્થૂલ ઉત્પન્ન કરનારો વ્યાપાર જ માત્ર નથી; એ દ્વારા વ્યક્તિ તેમ જ સમાજની સૂક્ષ્મ એવી સંસ્કારિતા અને સંસ્કૃતિ પણ ઘડાય છે. તેથી જ તે કેળવણીનું પ્રબળ સાધન બની શકે છે.

અને સ્થૂળ પેદાશ કરનારું સાધન તો એ હવાડું છે. એ દ્વારા માણસ પોતાની રોજી મેળવી શકે છે ને નિર્વાહ કરી શકે છે. શિક્ષણમાં ઉદ્યોગના સ્થાન પાછળ આ પણ દૃષ્ટિ રાખવામાં આવે છે. પણ એ વિષે મર્યાદા આંકવી જોઈએ. ધંધા તરીકે અમુક ઉદ્યોગ શીખવા માગનારાઓના ધંધાવાર જુદા જુદા સમૂહ પડી જાય. તેમને માટે તે પ્રમાણે ધંધાવાર શિક્ષણસંસ્થાઓ — કલાભવનો જોઈએ. પરંતુ વ્યાપક શિક્ષણમાં ઉદ્યોગનો વિચાર કરતી વખતે આ દૃષ્ટિ તેમાં ચર્ચવાની જરૂર નથી. વિદ્યાર્થીઓ તેમના ઠરાવમાં જે દૃષ્ટિએ ઉદ્યોગ દાખલ કરવા માગણી કરે છે, તે પણ આ નહિ, પણ સાચી કેળવણીની છે. અને એ દૃષ્ટિએ, ખરું છે કે, એને દાખલ 'કરવાનો સમય આવી પહોંચ્યો છે.' અને તે એટલા માટે કે, ચાલુ સરકારી શિક્ષણની પદ્ધતિને ફેરવવી હોય,—અને સ્વરાજ આવે ને તે ન ફરે તો શું ફરવાનું છે?—તો આપણા રાષ્ટ્રની મૂળ જરૂરિયાતોને વિચારીને તેમાં ક્રાંતિકારી એવા ફેરફારો કરવા જોઈએ.

આવા બે ત્રણ ફેરફાર ઉઘાડા છે:

1. સ્વભાષાની પૂર્ણ પ્રતિષ્ઠા અને આદર.
2. ક્રિયા દ્વારા શિક્ષણની પદ્ધતિ અને જાત-મહેનતની ટેવ તથા ગૌરવનું ભાન.
3. રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો બહોળો પ્રચાર.

સ્વભાષાને ઠેઠ સુધીના શિક્ષણના માધ્યમ તરીકે અપનાવવાના એકદમ પ્રયત્નો શરૂ થવા જોઈએ.

શિક્ષણમાં વાંચવું અને જાણવું એ જ મુખ્ય સાધન ગણાય છે. એટલે સુધી કે, કરવાના કામ વિષે વાંચી લેવાથી જાણે જ્ઞાન મળ્યું એમ કેટલાયને ભ્રમ થાય છે. આવા વાંચિયા શિક્ષણમાં વાંચનને અતિભાર મળે છે, તેથી મન શરીરની શક્તિઓ સમતોલમાં ને સરખી કેળવાતી નથી. ધરકામ કરવાની ટેવ પણ નવા ભણતરમાં હીણી મનાય છે. આ અંકના પૃષ્ઠ પર છેલ્લે મૂકેલા અવતરણમાં કહ્યું છે એમ, શિક્ષણનો ઉદ્દેશ જ આડો અને ઊંધો કસી

ગયો છે. એ અવળી ગંગાને સવળી કરવા ઉપરનાં બે ત્રણ નજીવાં લાગતાં છતાં ભારે ક્રાંતિકારી પગલાં માટે ઝપાટાબંધ આપણે તૈયાર થવું જોઈએ.

વિદ્યાર્થીઓ આ ઠરાવ કરીને પોતાને કૃતકૃત્ય ન માને. તે એમેય ન માને કે, આ અંગે શાળાના સંચાલકોએ પહેલ કરવાની છે. વિદ્યાર્થીઓ પોતે તે કરી શકે છે, ને તેમણે ઠરાવ કરીને તેમ કરવાની જવાબદારી વહોરી છે. શાળાઓમાં ઉદ્યોગ દાખલ થાય, ત્યારે વિદ્યાર્થી તો હવે ના-મન કે કસગોટા કે વેઠ નહિ જ કરે, એમ મનાય. વિદ્યાર્થી પરિષદે આ બાબત વિદ્યાર્થી-ગત તો ઝપાટાબંધ કેળવવા માંડવો જોઈએ. અને તેમને એ પણ સમજાવું જોઈએ કે, રચનાત્મક કામમાં ખાદી અને કાંતણ તથા ગ્રામોદ્યોગ દ્વારા ગાંધીજીએ તેમને માટે કયારની વ્યવસ્થા કરી દીધી છે. દેશની આગળ મૂકેલો વ્યાપક રચનાકાર્યક્રમ એક આપણા દેશની વ્યાપક શિક્ષણસંસ્થાનો જ ઉપક્રમ છે. તે શાળાના સંચાલક ગાંધીજી છે; સૌ હિંદીઓ તેના વિદ્યાર્થી છીએ. પરિષદમાં વિદ્યાર્થીઓએ વ્યક્ત કરેલો મત પણ ગાંધીજીના આ જ લોકશિક્ષણનું અને તેમણે આદરેલા રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગનું જ ફળ છે. એટલે શાળાઓ કદાચ પોતાને ત્યાં ઉદ્યોગકામ શરૂ કરતાં વાર કરે; પરંતુ જેઓ સમજ્યા છે તેમણે કશી વાટ જોવા જરૂર નથી. અખિલ ગુજરાતના વિદ્યાર્થીઓ પોતાનો ઠરાવ પાળી બતાવશે?

માધ્યમિક શાળાઓના સંચાલકોને વિનંતી છે કે, તેઓ આ નવો સુધારો પોતાને ત્યાં દાખલ કરે. શિક્ષણ-તંત્રમાં સુધારો કરવાની દૃષ્ટિએ પણ આ શાળાઓ મધ્યમાં છે; તેઓ ક્રાંતિ કરશે તો જ ઉપરનું અને નીચેનું બેઉ તંત્ર હલાવી કે ફેરવી શકાશે. એ જ તંત્રે અંગ્રેજી કેળવણીને મદદ કરી છે; એ જ તંત્ર રાષ્ટ્રના ઊગતા સ્વરાજને પણ મદદ કરી શકશે. આમ એમની જવાબદારી પણ નાનીસૂની નથી.

૮-૨-'૪૬ મગનભાઈ દેસાઈ

# શ્રમજીવીઓની કેળવણી

આજના સમાજમાં મહેનત-મજૂરી કરનારો શ્રમજીવી વર્ગ લગભગ બધી જ રીતે ધુતકારાયેલો અને તરછોડાયેલો રહે છે. એમને નસીબે મોટે ભાગે મજૂરી જ કરવાની રહે છે. આથી એમનામાં રહેલા અનેકવિધ સંસ્કારો તેમ જ વિવિધ શક્તિઓનો વિકાસ રૂંધાઈ જાય છે. આ પ્રકારના વિકાસનું રૂંધન એટલું બધું ભયજનક નીવડી ચૂક્યું છે કે, આજે શ્રમજીવીઓમાં મહેનત-મજૂરી કર્યા સિવાયની બીજી કશી શક્તિ છે જ નહિ, એમ જ સમાજ માનીને ચાલે છે. મોટા મોટા શિક્ષણશાસ્ત્રીઓ પણ શ્રમજીવીઓમાં એવી શક્તિઓની ઓળખાણ કરી તેના વિકાસના સાચા માર્ગો બતાવવામાં લગભગ નિષ્ફળ નીવડ્યા છે. શ્રમજીવીઓ મહેનત-મજૂરી જ કરે છે અને એમનો બુદ્ધિવિકાસ થવો જોઈએ એવી ધૂન કોઈક સમાજ-હિતચિંતકમાં જાગે છે ત્યારે અક્ષરજ્ઞાન કે એના હુન્નર-ઉદ્યોગનું શાસ્ત્રીય જ્ઞાન એને આપવાના થોડા ઘણા ઢોંગ શરૂ થાય છે. પરંતુ આવા પ્રયાસોને પરિણામે શ્રમ-જીવીઓનો બુદ્ધિવિકાસ થતો જ નથી. કંઈક પરિણામ આવે છે તો એ વર્ગમાં પણ શ્રમદ્રોહી બુદ્ધિવિલાસ જાગે છે.

આવાં વિપથગામી પરિણામો શા માટે આવે છે? શ્રમજીવીઓના શ્રમજીવન અને એમની કહેવાતી બૌદ્ધિક કેળવણીને વધારે ઝીણવટથી તપાસીએ છીએ ત્યારે આપણને ખ્યાલ આવે છે કે, આજના શિક્ષણશાસ્ત્રમાં શ્રમ અને બુદ્ધિને તદ્દન જુદાં તત્ત્વો ગણવામાં આવે છે. શ્રમ અને મહેનત-મજૂરીમાં બુદ્ધિવિકાસની અખૂટ સામગ્રી પડેલી છે તેની ઓળખાણ આજના શિક્ષણ-શાસ્ત્રીઓને નથી. વર્ધા કેળવણીમાં રહેલી પરિશ્રમ અને પ્રવૃત્તિ દ્વારા કેળવણી આપવાની યોજનાથી શ્રમજીવીઓના શિક્ષણની આ કરુણ દુર્દશા ટાળવામાં આવી છે. વર્ધા શિક્ષણ પદ્ધતિએ શ્રમ, ઉદ્યોગપ્રવૃત્તિ અને પ્રસંગોનું ગૌરવ ખૂબ વધારી દીધું છે, અને એમાં રહેલી પાર વિનાની વિકાસશક્તિનાં અદ્ભુત અન્વેષણો કર્યાં છે.

આજની સમાજરચનાનું મધ્યબિન્દુ શોષણ છે. એમાંથી કેન્દ્રીભૂત વ્યવસ્થા, હિંસા અને અન્યાયનાં વિનાશ-ચક્રો ફેલાતાં જ ગયાં છે અને માનવજીવનનાં સર્વ ક્ષેત્રોને એ ચક્રોએ ભ્રષ્ટ અને નષ્ટ કરી દીધાં છે. કાર્યાલયો, કારકુનો, સંચાલકો, દલાલો, યોજકો અને તંત્રો એ કેન્દ્રીભૂત શોષણવ્યવસ્થાના શાપો છે. આ બધાં તત્ત્વો મહેનત-મજૂરી કરનાર વર્ગ પર તૂટી પડે છે અને એની બધીયે વિકાસશક્તિને પીંખી નાંખે છે અને એ શ્રમ-જીવીઓની શક્તિઓને ચૂસી લઈ એનો બધો જ લાભ પેલા યોજકો અને કાર્યાલયો અને દલાલો ઉઠાવી જાય છે. શ્રમજીવીઓનું કેવળ આર્થિક શોષણ જ થતું નથી. રખેને એમનામાં રહેલી બૌદ્ધિક અને સાંસ્કારિક શક્તિઓ જીવતી રહે અને ખીલે એટલા માટે, એમને પૂરેપૂરી રીતે પરાવલંબી રાખવામાં આવે છે. આ માટે એમનામાં રહેલાં બુદ્ધિ અને સંસ્કારોનું પણ શોષણ થતું જ રહે છે. મજૂરો અને ખેડૂતોનું આર્થિક શોષણ તો તરત દેખાઈ આવ્યું અને એની સામે સમાજનો સમજુ વર્ગ કકળી ઊઠ્યો. પરંતુ એમની બુદ્ધિ અને એમના સંસ્કારોનું શોષણ અદૃષ્ટ રીતે થતું રહ્યું છે, એટલે એ પર બહુ ઓછાનું ધ્યાન ખેંચાયું છે. એ શોષણ કઈ રીતે થાય છે? આ રસિક પ્રશ્નનો સૂક્ષ્મ

અભ્યાસ કરીએ છીએ ત્યારે ગાંધીજીએ એમના અહિંસા-યુક્ત અર્થકારણમાં સ્વાવલંબન અને સ્વયંસંચાલનનાં તત્ત્વોનો આગ્રહ રાખવામાં કેટલું બધું ડહાપણ વાપર્યું છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. આજના શોષકો શોષિત વર્ગના હાથમાં એમની શ્રમમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓને અંગેનું કોઈ પણ પ્રકારનું સ્વતંત્ર સંચાલનકાર્ય રહેવા જ દેતા નથી. આજે કારીગર અને ખેડૂત વર્ગ કેળવણીથી વંચિત રહે છે એનું કારણ એ નથી કે એમને અક્ષરજ્ઞાન મળતું નથી; એ વર્ગમાં કેળવણીનો દુકાળ એ માટે છે કે, એમના ઉદ્યોગધંધાનું સંચાલન કરવાની તેમ જ એને લગતી બીજી બધી સત્તાઓ એમની પાસેથી ઝૂંટવી લેવામાં આવી છે. આથી ખેડૂત મજૂર વર્ગની કેળવણીના ગજેરા એમને સ્વાવલંબી અને સ્વતંત્ર કરવામાં જ મંડાવવા જોઈએ. સ્વાવલંબન, સ્વયંસંચાલન અને સ્વતંત્રતા એમાં જેટલી ભરપૂર શિક્ષણ સામગ્રી પડી છે તેટલી બીજી કશામાં પડી નથી. માનવજાતિનું બધી જ જાતનું સ્વરાજ્ય એમાં જ કેળવણીની બારાખડી અને તેની પૂર્ણાહુતિ સમાયેલી છે.

વર્ધા કેળવણીએ શિક્ષણનાં આ સાચાં તત્ત્વોનો સંપૂર્ણ રીતે સ્વીકાર કર્યો છે. જન્મથી મરણ સુધીની સમગ્ર કેળવણીને એ યોજના સ્પર્શ કરે છે. કારણ કે મનુષ્યની બધી જ શક્તિનો સ્વાભાવિક વિકાસ જન્મથી મરણ સુધી થતો જ રહે છે. આથી શ્રમજીવીઓની પ્રાથમિક, માધ્યમિક, તેમ જ ઉચ્ચ કેળવણીની બધીયે યોજનાઓ એમની પ્રવૃત્તિઓ, એમના ઉદ્યોગો અને તે બધાના સ્વયં-સંચાલન મારફત જ વિચારાયેલી હોવી જોઈએ. આવી કેળવણીમાં સ્વયંવિકાસની સ્વતંત્રતા રહેલી હોય છે. ઉદ્યોગ-સંચાલનનું કાર્યકૌશલ્ય એમાં સંપૂર્ણ રીતે ખીલી ઊઠે છે; અને જ્યાં આવું વાતાવરણ હોય છે ત્યાં જીવનના સર્વ વ્યવહારો અને જીવનની સાધનાના સર્વ સંસ્કારોને સ્પર્શ કરનારી બુદ્ધિ, પ્રજ્ઞા, અને વિવેકશક્તિનો સંપૂર્ણ વિકાસ થતો જ રહે છે. સ્વતંત્ર સ્વયંવિકાસની સ્વાભાવિક પ્રેરણાને બળે બાળકમાં તેમ જ મનુષ્યમાં રહેલી અંતર્ગત શક્તિઓ બહાર આવવા માંડે છે. એ શક્તિઓને ઉદ્યોગ-પ્રવૃત્તિ અને પ્રસંગોનું સ્વાભાવિક અને સ્વયંવિકાસ-પોષક વાતાવરણ મળવા માંડે છે, એટલે તે બધી શક્તિઓ એકદમ ખીલવા માંડે છે. સ્વયંવિકાસની આ કેળવણીને પરાવલંબન ખૂંચે છે. શોષણક્રિયાઓ સામે તો એ રીતસરનું બંડ જ ઉઠાવે છે. આથી જ શ્રમજીવીઓની કેળવણીનો આ જાતનો વિચાર કરીને તે પ્રમાણે તેનો અમલ કરવામાં આવશે તો શ્રમજીવીઓના જીવનનો સાચો વિકાસ તો થશે જ—એ કેળવણી દ્વારા, આજનાં અર્થકારણ, રાજકારણ અને સમાજવ્યવસ્થામાં ઘૂસી ગયેલો પાર વિનાનો સડો દૂર થતાં અહિંસક સમાજ-રચનાનું વાતાવરણ ખીલવા માંડશે. ૨૩–૧–'૪૬

ગાંધીકુટિર, કરાડી દિલખુશ બ. દીવાનજી

# સંયુક્ત રાષ્ટ્રમંડળના હેતુઓ અને સિદ્ધાંતો

[નવેંબર, ૧૯૪૫ના અંકમાં આ મંડળનો પરિચય આપવાનું લખેલું તે મુજબ આ તેની શરૂઆત છે. હમણાં જ આ મંડળની પહેલવહેલી બેઠક લંડનમાં પૂરી થઈ. તે વખતે આ પરિચય રસપ્રદ થશે એમ માનું છું.]

સંયુક્ત રાષ્ટ્ર મંડળનું જાહેરનામું એક પુસ્તક લગભગ બને એવડો મોટો ને વિગતવાર દસ્તાવેજ છે. એમ માનો કે, સંયુક્ત રાષ્ટ્રમંડળ સંસ્થાનું એ બંધારણ છે. તેમાં ૧૯ ઉપર પ્રકરણો છે અને તેની કુલ ૧૧૦ ઉપરાંત કલમો છે, જેમાં પાછી પોતપોતાની અનેક પેટા કલમો છે. અને એ બધાની શરૂમાં આ દસ્તાવેજનું 'પ્રસ્થાન' ('પ્રિએમ્બલ') આપેલું છે. કહેવાય છે કે, આ 'પ્રસ્થાન'નો મુસદ્દો સામ્રાજ્યવાદી મુત્સદ્દી, જનરલ સ્મટ્સે ઘડ્યો હતો.

પ્રસ્થાન નીચે પ્રમાણે છે:—

"સંયુક્ત રાષ્ટ્રોના અમે લોકો, એવા મક્કમ વિચારથી કે,

— યુદ્ધના અનર્થે આપણા જીવનકાળમાં બે વાર માનવજાતને અકથ્ય દુઃખ અને શોક કરાવ્યાં છે, તેમાંથી હવે પછીની પેઢીઓને ઉગારવાને માટે; અને

— મૂળભૂત માનવહક્કોમાં, માનવ વ્યક્તિનાં ગૌરવ અને મૂલ્યમાં, સ્ત્રીઓ તથા પુરુષોના અને નાનાં તથા મોટાં રાષ્ટ્રોના એકસરખા હક્કોમાં—એમાં શ્રદ્ધાનો ફરી એકરાર કરવાને માટે; અને

— એવી સ્થિતિનું સ્થાપન કરવાને માટે કે જેની નીચે, ન્યાય તથા સુલેહનામાં અને આંતરરાષ્ટ્રીય કાયદાનાં બીજાં મૂળસાધનોમાંથી નીપજતી જવાબદારીઓને માટે આદરમાન જળવાઈ શકે; અને

— વધારે બહોળી સ્વતંત્રતામાં રહી સામાજિક પ્રગતિ અને વધારે સારાં જીવનધોરણો થવામાં મદદ કરવાને માટે;

અને આ હેતુઓને સાધવાને સારુ,

— સહનશીલતાનું આચરણ કરવા માટે તથા એકબીજાના ભલા પડોશી તરીકે શાંતિથી હળીમળીને સાથે રહેવાને માટે; અને

— આંતરરાષ્ટ્રીય સલાહ-શાંતિ તથા સલામતી જાળવવાને અમારા બળને એકત્રિત કરવાને માટે; અને

— બધાનાં સહિયારા હિત સિવાય કદી પણ શસ્ત્રબળ વાપરવામાં નહિ આવે એવી ખાતરી, (અમુક) સિદ્ધાંતોનો સ્વીકાર કરીને અને (તેને માટે ઘટતી) યુક્તિઓ કે પદ્ધતિઓ યોજવા દ્વારા, ઊભી કરવાને માટે; અને

— બધી પ્રજાઓની આર્થિક તથા સામાજિક પ્રગતિની અભિવૃદ્ધિ માટે આંતરરાષ્ટ્રીય તંત્રવ્યવસ્થાને કામમાં લેવાને માટે;

(સંયુક્ત રાષ્ટ્રમંડળના અમે લોકોએ) આ હેતુઓને સફળ કરવાને માટેના અમારા પ્રયત્નોને એકત્ર કરવાનો નિર્ણય કર્યો છે:

તેથી કરીને, અમારી પોતપોતાની સરકારોના પ્રતિનિધિઓ, કે જેઓ સાન ફ્રાન્સિસ્કો શહેરમાં મળ્યા છે, અને પોતાની પૂરી શક્તિ બરાબર સાબૂત અને સારી પેઠે દાખવી છે, તેઓની વાટે, અમે સંયુક્ત રાષ્ટ્ર-મંડળના આ વર્તમાન જાહેરનામાનો સ્વીકાર કર્યો છે; અને આથી એક આંતરરાષ્ટ્રીય સંસ્થા સ્થાપીએ છીએ, જેનું નામ 'સંયુક્ત રાષ્ટ્રમંડળ' રહેશે.

['પ્રસ્થાન' પૂરું]

## હેતુઓ અને સિદ્ધાંતો

### કલમ ૧લી

સંયુક્ત રાષ્ટ્રમંડળના હેતુઓ આ છે :—

૧. આંતરરાષ્ટ્રીય સલાહશાંતિ તથા સલામતી જાળવવી; અને એ હેતુને માટે :—

સલાહશાંતિને જોખમરૂપ ધાસ્તીઓ આવતી રોકવા અને દૂર કરવા માટે, તથા ચઢાઈઓ કે એવા બીજા શાંતિભંગના પ્રસંગોને દાબી દેવા માટે, ભેગા મળીને અસરકારક પગલાં ભરવાં; અને શાંતિમય સાધનોથી, તથા ન્યાય અને આંતરરાષ્ટ્રીય કાયદાના સિદ્ધાંતો પ્રમાણે, આંતરરાષ્ટ્રીય ઝઘડાઓ અથવા તો શાંતિભંગ થાય એવી પરિસ્થિતિઓનો નિકાલ કે પતાવટ કરવી;

૨ પ્રજાઓના આત્મ-નિર્ણયના અને તેમના સમાન-હકોના સિદ્ધાંત માટેના આદર-માનના પાયા ઉપર, રાષ્ટ્રોમાં મિત્રતાના સંબંધ કેળવવા, અને સાર્વભૌમ સલાહશાંતિ દૃઢ કરવાને માટે બીજાં ઘટતાં પગલાં લેવાં;

૩. આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, કે માનવદયા-ધર્મી પ્રકારના આંતરરાષ્ટ્રીય પ્રશ્નો ઉકેલવાને માટે, અને માનવહકો માટે તથા જાતિ, લિંગ, ભાષા કે ધર્મના ભેદભાવ વગર સૌને માટે મૂળભૂત સ્વતંત્રતાઓ માટે આદરમાનને ઉત્તેજન આપવા તથા તેને વધારવાને માટે, આંતરરાષ્ટ્રીય સહકાર મેળવવો;

૪. આ સર્વસાધારણ હેતુઓની સિદ્ધિઓ માટે રાષ્ટ્રો જે કાર્યો કરે તેમાં સુમેળ સાધવા માટેનું કેન્દ્ર બનવું.

### કલમ ૨ જી

ઉપર કલમ ૧માં જણાવેલા હેતુઓની સિદ્ધિ સારુ, આ મંડળ અને તેના સભ્યો નીચે પ્રમાણેના સિદ્ધાંતો અનુસાર વર્તશે :—

૧. આ મંડળ તેના બધા સભ્યોના 'રાજ્યહકની બાબતમાં સમાનતાના સિદ્ધાંત પર રચાયું છે.

૨. મંડળના સભ્ય થવેથી સાંપડતા હકો તથા લાભો સૌને ચોક્કસ મળે એટલા માટે, બધા સભ્યો, આ વર્તમાન જાહેરનામાની રૂએ જે ફરજો ઉઠાવવાનું પોતે માથે લે છે, તેમને નેકનિયતથી પૂરી કરશે.

૩. આંતરરાષ્ટ્રીય સલાહશાંતિ અને સલામતી તથા ન્યાય જોખમાય નહિ એવી રીતે અને એવાં સાધનો દ્વારા, મંડળના બધા સભ્યો પોતાના આંતરરાષ્ટ્રીય ઝઘડાઓ પતાવશે.

૪. બધા સભ્યો, પોતાના આંતરરાષ્ટ્રીય સંબંધોમાં, કોઈ પણ રાજ્યની પ્રાદેશિક સીમા કે રાજદ્વારી સ્વતંત્રતાની સામે બળ કે તેની ધાકધમકીનો ઉપયોગ નહિ કરે; અથવા સંયુક્ત રાષ્ટ્રમંડળના હેતુઓને અસંગત એવી કોઈ બીજી રીતનું વર્તન નહિ કરે.

૫. આ વર્તમાન જાહેરનામા અનુસાર સંયુક્ત રાષ્ટ્રમંડળ જે કાંઈ કાર્ય કરે તેમાં બધા સભ્યો તેને દરેક મદદ આપશે, અને સંયુક્ત રાષ્ટ્રમંડળ જે કોઈ રાજ્ય સામે અમલબજાવણીનું કે તેને રોકનારું પગલું લેતું હશે, તેને સભ્યો મદદ નહિ કરે.

૬. આ સંયુક્ત રાષ્ટ્રમંડળનાં સભ્ય ન હોય એવાં રાજ્યો, આંતરરાષ્ટ્રીય સલાહશાંતિ અને સલામતી જાળવવાને માટે જરૂરી હોય તેટલા પ્રમાણમાં, આ સિદ્ધાંતો અનુસાર વર્તશે એવી ખાતરી આ મંડળ સંપાદન કરશે.

૭. આ વર્તમાન જાહેરનામામાં કહેલી કોઈ વાત, કોઈ રાજ્યની પોતાના પ્રદેશની અંદરની હકૂમતમાં આવતી જે ખાસ બાબતો છે, તેમાં વચ્ચે પડવાની સત્તા સંયુક્ત રાષ્ટ્રમંડળને આપતી નથી; અથવા એવી બાબતોમાં આ વર્તમાન જાહેરનામાની રૂએ, સભ્યોને પતાવટ માટે મૂકવા ફરજ પાડી શકશે નહિ. પરંતુ પ્રકરણ ૭ની રૂએ લેવાનાં પગલાંની અમલબજાવણીને આ સિદ્ધાંત વાંધારૂપ નહિ થાય."

૮-૨-'૪૬ મ૦

# આદર્શ ગામ

મગધ દેશના પરાક્રમી રાજા અજાતશત્રુએ સ્વાતંત્ર્ય-પ્રેમી વજ્જીઓ પર હુમલો કરી તેમને જીતી લેવાનો નિશ્ચય કર્યો. એમાં સફળતા મળશે કે નહિ એ જાણવા માટે તેણે પોતાના એક મંત્રીને બુદ્ધ ભગવાનની સલાહ લેવા મોકલ્યો.

રાજાનો વિચાર સાંભળી ભગવાને પોતાના પટ્ટશિષ્ય આનંદને વજ્જીઓની સ્થિતિ વિષે પૂછ્યું: "આનંદ, વજ્જીઓ બધા લોકોને સભાગૃહમાં ભેગા કરીને વખતો-વખત સાર્વજનિક કામો તથા સાર્વજનિક હિતને વિષે ચર્ચા કરે છે? તે લોકોમાં એક્તા છે? તેઓ વડીલોની સેવા કરે છે? સ્ત્રીઓને માન આપે છે? ધર્મ પ્રમાણે ચાલે છે? સજ્જનોનો સત્કાર કરે છે? અનાથોની રક્ષા અને પાલનપોષણ કરે છે?"

આનંદે ભગવાનને ખાતરી આપી કે, "એમ જ છે," ત્યારે બુદ્ધ ભગવાને કહ્યું, 'એમ જ હોય તો વજ્જીઓની હાર નહિ થાય, તેમની તો ઉન્નતિ જ થશે. કેમ કે હું જ્યારે વૈશાલી ગયો હતો ત્યારે વજ્જીઓને મેં આ જ મંત્ર આપ્યો હતો કે, જ્યાં સુધી તમારું શિક્ષણ શુદ્ધ છે, જ્યાં સુધી તમે ધર્મને માર્ગે ચાલો છો, જ્યાં સુધી તમારું આચરણ શુદ્ધ છે, ત્યાં સુધી તમે પરતંત્ર નહિ થાઓ.'

આપણા દેશ પર અનેક વિદેશીઓએ આક્રમણ કર્યાં છે. અનેક રાજ્યો અને સામ્રાજ્યો અહીં સ્થપાયાં અને નાશ પણ પામ્યાં. પરંતુ જ્યાં સુધી આપણાં ગામડાંઓ પોતાની પંચાયતો મારફત સમાજનાં બધાં કામકાજ અને વહેવાર પોતે કરતાં રહ્યાં; ગ્રામ-સમાજને સુશિક્ષિત, સંસ્કારી અને ધર્મપરાયણ તથા નીતિપરાયણ રાખવાનું કામ પોતાનું જ છે એમ માનતાં રહ્યાં; ગામને સ્વચ્છ અને નીરોગી રાખવા તરફ પોતે જ ધ્યાન આપ્યું; ગામની ખેતી અને ગોપાલનની સાથે બીજા ગૃહ-તથા-ગ્રામ-ઉદ્યોગને જીવતા રાખી સઘળી જરૂરિયાતોમાં સ્વાવલંબી રહ્યાં; ગામના કારીગરો અને ગરીબમાંથી કોઈ બેકાર કે ભૂખે ન મરે એ જોવાની ફરજ બરાબર બજાવતા રહ્યાં; ગામમાં ચોરી, ધાડ ન થાય એની વ્યવસ્થા પોતે કરતાં રહ્યાં; અને ગામમાં ક્યાંય ઝઘડો ઊભો થતાં તેનો નિકાલ લાવવાનું કામ પોતાના હાથમાં રાખ્યું,—ત્યાં સુધી તેમણે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી અને તે સ્વાવલંબી અને સુખી રહ્યાં. પરંતુ આપણા દેશમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી તેની નવી રાજ્યપદ્ધતિ અને અર્થવ્યવસ્થામાં આપણાં ગામડાંઓ પોતાની બધી સ્વતંત્રતા અને સ્વાવલંબન ખોઈ બેઠાં. અને એને પરિણામે આજે તે નિસ્તેજ અને કંગાળ બની ગયાં છે. અનેક દેશી તથા પરદેશી ઇતિહાસવેત્તાઓ અને રાજનીતિજ્ઞોનો અભિપ્રાય છે કે, અંગ્રેજોએ આપણા દેશમાં આવીને જે નુકસાન કર્યાં છે — કાંઈક થોડો ફાયદો પણ કર્યો છે, પરંતુ નુકસાન વધારે કર્યું છે — તેમાં સૌથી મોટું નુકસાન તેમની કેન્દ્રિત રાજ્યપદ્ધતિ છે. તેને દાખલ કરીને આપણાં ગામડાંની વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા અને રાજ્યપદ્ધતિને તેમણે તોડી નાખી અને ગામડાંના લોકોને જીવનને જરૂરી નાની નાની બાબતોમાં પણ પરાવલંબી બનાવ્યા અને હિંદુસ્તાનની એક ભવ્ય સ્વરાજ્ય-વ્યવસ્થાનો નાશ કર્યો. એથી કરીને આજે જો ગામમાં પાણીની સારી વ્યવસ્થા ન હોય, સારા રસ્તા ન હોય અથવા શાળા ન હોય, તો લોકો લોકલબોર્ડ પાસે જાય છે; ગામમાં ચોરી થાય, મારામારી યા ખૂન થાય, તો પોલીસથાણેથી પોલીસ અમલદાર ન આવે ત્યાં સુધી બધું કામ જેમનું તેમ પડી રહે છે, પરંતુ એને માટે કાંઈ પણ કરવાનો અધિકાર લોકોના હાથમાં નથી હોતો. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું છે કે, કોઈ પણ સાર્વજનિક કામ કરવાની શક્તિ અને તેની દોરવણી લોકો પાસે રહી નથી, બધું સરકારના હાથમાં જતું રહ્યું છે. ગ્રામસેવકોએ ગંદાં, ગરીબ, અસહાય બનેલાં અને જેમના જીવનમાં કોઈ પણ જાતનો રસ રહ્યો નથી એવાં ગામડાંની ઉન્નતિ માટે કમર કસવાની છે. એ માટે અખૂટ ધીરજની જરૂર છે.

આ લેખમાં, આપણા પુરુષાર્થનું ધ્યેય શું છે, એટલે કે, આપણા પ્રયત્નથી અંતે આપણાં ગામો કેવાં બનવાં જોઈએ, એની કાંઈક કલ્પના આપવાનો ઇરાદો છે.

૧. આપણાં ગામોમાં સૌથી મોટું દુઃખ ગંદકીનું છે. ગામનાં ઘરો અને તેનાં આંગણાં સાફ નથી હોતાં. ફળિયાં સાફ નથી હોતાં. ગામની આજુબાજુની ખુલ્લી જમીન સાફ નથી હોતી. ઘરમાંની મોરીના પાણીનો નિકાલ કરવાની કોઈ જાતની વ્યવસ્થા ન હોવાથી ઘર, આંગણાં અને રસ્તામાં ખૂબ ગંદું કીચડ રહે છે અથવા દુર્ગંધ મારતાં ખાબોચિયાં હોય છે. ગામના કૂવાની આસપાસ એવો જ ગંદો કાદવ રહે છે, અને ઘણી જગાએ તો ગંદું પાણી કૂવામાં જઈ ને કૂવાના પાણીને બગાડે છે. આપણે માટે આ કામ એટલું મુશ્કેલ બની જાય છે કે, એ રોકવા માટે આપણે આપણી બધી શક્તિ ભેગી કરવાની જરૂર છે. ગામના નવજુવાનોમાંથી સફાઈ-સેવકોની ટુકડી તૈયાર કરી ગામની શેરીઓ આપણે સાફ રાખવી જોઈએ. લોકોનું મોરીનું તથા કૂવાની આસપાસનું પાણી વ્યવસ્થિત નીકો મારફતે દૂર લઈ જઈને તે વડે 'કોચર' જેવું પાણી શોષી લે એવું શાક અથવા કેળ જેવા છોડ ઉગાડવા જોઈએ. એનાથી ગંદકી દૂર થવાની સાથે કાંઈક આવક પણ થઈ શકે. આવી જ રીતે લોકોના શૌચને માટે લાંબા ખાડા ખોદીને તે પર વાંસની ટટ્ટીનાં જાજરૂ મૂકવાથી ગંદકી દૂર થઈને ઉપયોગી ખાતર પણ મળશે. ગામડાની ગંદકીનો આ પ્રશ્ન એવો છે કે, જો આપણા વધારાના

પાણીની, કચરાપૂંજાની અને આપણા મળમૂત્રની યોગ્ય વ્યવસ્થા કરીએ, તો ગંદકીને લીધે થતી બીમારીથી આપણને જેટલું નુકસાન વેઠવું પડે છે તેનાથી કેટલોક વધારે ફાયદો આપણે ઉઠાવી શકીએ. પરંતુ આપણી આ ગંદકીની ટેવો સેંકડો વર્ષ જૂની છે, એટલે એને દૂર કરવા વરસો સુધી કામ કરવાની તૈયારી રાખીને આપણે કામ શરૂ કરવું જોઈશે. લોકોની ટેવો બદલવા માટે તેમને સાધનો મેળવી આપવા ઉપરાંત લાંબા વખત સુધી તેમને પ્રત્યક્ષ તાલીમ આપવી પડશે. એ કામને માટે અથાગ ધીરજ, લગની અને પ્રેમની જરૂર છે. એને સફળ બનાવવાના પ્રયત્નમાંથી જ સંગઠન પેદા થશે અને તે એટલું મજબૂત હશે કે એની મારફતે આપણે બીજાં અનેક કામો કરીને ગામડાંમાં સ્વરાજની સ્થાપના કરી શકીશું. (ક્રમશઃ)

(‘ખાદી જગત’માંથી) નરહરિ દ્વારકાંદાસ પરીખ

# મહારાષ્ટ્ર યુનિવર્સિટીની યોજના

### પ્રાસ્તાવિક

ગુજરાત અને મહારાષ્ટ્રમાં ઈ. સ. ૧૯૨૦ ની સાલમાં અસહકારના આંદોલનવખતે રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના કરવામાં આવી હતી. તે જ પ્રમાણે બિહાર, કાશી અને દિલ્હીમાં પણ રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ હતી. અને તે દ્વારા કેળવણીના ક્ષેત્રમાં ઘણું ઉપયોગી કામ કરવામા આવ્યું હતું. પણ તે કામ કે તેની પદવીઓ સરકાર-માન્ય નહોતાં. વળી તે સંસ્થાઓ સ્વરાજ માટે સરજાઈ હતી અને સ્વરાજ માટે કામ કરતી રહી. એટલે દેશની પરિસ્થિતિ અનુસાર તેમના કામમાં ભરતી ઓટ આવતા રહ્યાં. આથી પ્રચલિત કેળવણીના રસિયાઓએ ગુજરાત અને મહારાષ્ટ્રમા સરકાર-માન્ય ઢબની યુનિવર્સિટી સ્થાપવાની પ્રવૃત્તિ ઉપાડી. ગુજરાત કરતાં મહારાષ્ટ્રમાં આ પ્રવૃત્તિ વહેલી શરૂ થઈ અને તે વધારે વેગવંતી બની. પણ તે વેગનો આધાર સરકારની કૃપાદૃષ્ટિ ઉપર રહેલો હોઈ સરકારી રસમિયા ધોરણે તે આગળ વધે છે. ૧૯૧૭ માં મુંબઈ ઇલાકાની કેળવણી પરિષદે ભાષાવાર પાચ વિદ્યાપીઠો સ્થાપવાની હિમાયત કર્યા પછી ૧૯૨૪ માં સેતલવાડ સમિતિએ સ્પષ્ટ ભલામણ કરી હતી કે, ‘મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક અને સિંધ માટે ચાર જુદી વિદ્યાપીઠો સમય પાકે ત્યારે સ્થાપવી અને તેમાં પૂનામા મહારાષ્ટ્ર વિદ્યાપીઠ સ્થાપવા માટે પૂરેપૂરી પરિસ્થિતિ તૈયાર છે.’ આ ભલામણ ૧૯૨૬ માં મુંબઈ યુનિવર્સિટીના સિનેટે સ્વીકારી હતી. પણ તેને લગભગ ૨૦ વરસ થઈ ગયાં છતાં તે વિદ્યાપીઠ અસ્તિત્વમા આવી નથી. ગુજરાત માટે જુદી વિદ્યાપીઠ સ્થાપવાની જરૂરિયાત ઉપરની ભલામણમાં સ્વીકારવામા આવી હતી. પણ ગુજરાતની વિશિષ્ટ પરિસ્થિતિને કારણે કે ગમે તે કારણે છેક હમણાં સુધી ગુજરાતની રાષ્ટ્રીય વિદ્યાપીઠથી અલગ અત્યારના સરકારી તંત્ર હેઠળ ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની ચળવળ ઉપાડવામા આવી નહોતી. ત્યારે મહારાષ્ટ્રના આગેવાનો તે બાબત સરકાર ઉપર અવારનવાર ઠરાવો અને પ્રતિનિધિમંડળો દ્વારા દબાણ લાવ્યા કરતા હતા. ૧૯૩૪માં સરકારે પૂનાની ડેક્કન કૉલેજ બંધ કરવાનો ઠરાવ કર્યો ત્યારે ત્યાંના આગેવાનોએ વિરોધ કરીને એ ઠરાવનો અમલ બદલાવ્યો હતો. અને એ કૉલેજને અનુસ્નાતક અભ્યાસ અને સંશોધન માટે ૧૯૩૯માં ફરી ચાલુ કરાવી હતી. તેના બંધારણમાં એવી કલમ રાખવામાં આવી હતી કે, મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થપાય ત્યાં સુધી મુંબઈ યુનિવર્સિટીના કુલનાયક તે કૉલેજની વ્યવસ્થાપક સમિતિમાં સભ્ય તરીકે રહે. આ બંધારણમાં ૧૯૪૦માં ફેરફાર કરવામાં આવ્યો અને ઉપરની કલમ પણ બદલવામાં આવી. એટલે મહારાષ્ટ્રના આગેવાનોને મહારાષ્ટ્ર યુનિવર્સિટીના ભાવી વિષે શંકા થઈ અને તેઓ સરકારના સલાહકારને મળ્યા. તેને પરિણામે સરકારે ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં મહારાષ્ટ્ર યુનિવર્સિટીની યોજના રજૂ કરવા શ્રી. જયકરના પ્રમુખપદે સાત સભ્યોની એક સમિતિ નીમી. અને તેમાં એક મુસ્લિમ સભ્યને પાછળથી ઉમેરવામાં આવ્યા, એટલે આઠ સભ્યોની સમિતિ થઈ હતી. તેણે છ જ માસમાં રિપોર્ટ રજૂ કરવાનો હતો. પણ તે રીતે કામ ન થઈ શકવાથી રિપોર્ટની મુદત ૧૯૪૩ના ઓગસ્ટ સુધી લંબાવવામાં આવી હતી. તે મુજબ જે રિપોર્ટ થયો તેમાં મહારાષ્ટ્ર યુનિવર્સિટી કયા ધોરણે રચી શકાય તેનો ખ્યાલ આપવામાં આવ્યો છે. તે અંગે સમિતિની મહત્ત્વની ભલામણો કલમવાર નીચે મુજબ છે:–

### હેતુ અને કાર્ય

૧. મહારાષ્ટ્ર માટે એક પ્રાદેશિક વિદ્યાપીઠ સ્થાપવી, જેમાં મરાઠી ભાષા, સાહિત્ય, વેપાર-ઉદ્યોગ, ઇતિહાસ, સંસ્કૃતિ અને કળાનું શિક્ષણ અપાય અને સંશોધન થાય, અને હિંદની જુદી જુદી ભાષાઓ અને તેના સાહિત્યનો પણ તુલનાત્મક અભ્યાસ થાય.

૨. સંસ્કારના વિષયો, વિજ્ઞાન, ઔદ્યોગિક વિજ્ઞાન, કાયદો, દાક્તરી અને એવી વિદ્યાઓનું ઉચ્ચ શિક્ષણ આપવું અને તેના સંશોધનની વ્યવસ્થા કરવી.

૩. વિશિષ્ટ વર્ગો અને વ્યાખ્યાનો દ્વારા પ્રજાના બધા વર્ગોમાં ઉચ્ચ કેળવણીનો શાસ્ત્રીય અને વ્યાવહારિક દૃષ્ટિએ પ્રચાર કરવો અને તે વિષયોમાં લાયકાત મેળવનારને પ્રમાણપત્રો આપવાં.

### નામ

૪. મહારાષ્ટ્ર માટેની વિદ્યાપીઠનું નામ ‘પૂના યુનિવર્સિટી’ રાખવું.

## વ્યવસ્થા અને કાર્યપ્રદેશ

૫. પૂનામાં હાલ કામ કરતી જુદી જુદી કેળવણીની સંસ્થાઓના આજીવન સભ્યો અને વ્યવસ્થાપકોનો મોટો ભાગ આ વિદ્યાપીઠ સાથે જોડાઈ જાય એ આજે વ્યવહારુ લાગતું નથી. એટલે તેમનો પરસ્પર સહકાર સાધવો જોઈએ અને ગ્રેજ્યુએટની પદવીનું શિક્ષણ આપતી બધી કોલેજો નવી વિદ્યાપીઠની સભ્ય બનવી જોઈએ. એટલે કે,તેઓ વિદ્યાપીઠની સાથે મળીને ઉચ્ચ શિક્ષણ અને સંશોધનની વ્યવસ્થા કરે.

૬. ઇન્ટર સુધીના શિક્ષણની વ્યવસ્થા કોલેજો પોતાની મેળે ગોઠવી લે; પણ પદવી માટેના શિક્ષણની વ્યવસ્થા કોલેજોના સહકારથી વિદ્યાપીઠ કરે.

૭. વિદ્યાપીઠનો પોતાની સભ્ય સંસ્થાઓનાં પુસ્તકાલયો ઉપર અંકુશ હોય, અને શિક્ષકો અને ઉચ્ચ અભ્યાસના વિદ્યાર્થીઓ માટે વિદ્યાપીઠ પોતે એક સ્વતંત્ર પુસ્તકાલય ઊભું કરે.

૮. અત્યારે પૂનામાં ચાલતી ખેતીવાડી અને ઇજનેરી કોલેજો પણ નવી વિદ્યાપીઠના અંકુશ હેઠળ આવે અને મહારાષ્ટ્ર બહારના વિદ્યાર્થીઓને તેમાં દાખલ કરવા બાબત અને તેનું આખા ઇલાકાની તરીકેનું ધોરણ ટકાવી રાખવા માટેની વિગતો એક સમિતિ નક્કી કરે.

૯. નવી વિદ્યાપીઠના કાર્યપ્રદેશમાં, મુંબઈ શહેર અને પરાંઓ બાદ કરતાં, મુંબઈ પ્રાંતનો મરાઠી ભાષા બોલનાર આખો પ્રદેશ આવે.

૧૦. મરાઠી ભાષાવાળાં બાજુનાં દેશી રાજ્યો, તેમની ઇચ્છા હોય તો, આ વિદ્યાપીઠ સાથે જોડાઈ શકે.

૧૧. મહારાષ્ટ્ર બહાર મરાઠી ભાષામાં કામ કરતી સંસ્થાઓ પણ ઇચ્છે તો આ વિદ્યાપીઠ સાથે સંબંધ બાંધી શકે.

૧૨. મહારાષ્ટ્રમાં આ વિદ્યાપીઠ સિવાય બીજી કોઈ વિદ્યાપીઠ મૅટ્રિકની પરીક્ષા લઈ ન શકે.

૧૩. મૅટ્રિક માટે અભ્યાસક્રમ નક્કી કરવા ઉપરાંત માધ્યમિક શાળાઓ ઉપર આ વિદ્યાપીઠનો અંકુશ ન હોય. તેમનો સંબંધ સરકારી કેળવણી ખાતા સાથે ચાલુ રહે.

૧૪. હાલની પૂના બહારની કોલેજો મુંબઈ યુનિવર્સિટી સાથે સંબંધ ચાલુ રાખવો હોય તો રાખે; પણ કોઈ પણ નવી કોલેજનો સંબંધ આ વિદ્યાપીઠ સાથે જ હોવો જોઈએ.

૧૫. વિદ્યાપીઠે શરૂઆતથી જ પ્રૌઢો માટે ખાસ વર્ગો અને વ્યાખ્યાનોની વ્યવસ્થા કરવી અને વિદ્યાપીઠની બાહ્ય પ્રવૃત્તિ પણ વિકસાવવી.

## બંધારણ

૧૬. વિદ્યાપીઠની વ્યવસ્થા માટે નીચેની સમિતિઓ રચવી :

(૧) નિયામક સભા ( કોર્ટ )
(૨) કારોબારી સભા
(૩) વિદ્યાનિધિમંડળ (એકેડેમિક કાઉન્સિલ)
(૪) વિદ્યાસમિતિ ( ફેકલ્ટી )
(૫) અભ્યાસ સમિતિ
(૬) ખાસ સમિતિઓ
(કમિટીએ મરાઠીમાં નામો યોજ્યાં નથી)

૧૭. નં. ૩, ૪, ૫ ની સમિતિઓ શિક્ષણવિષયક બધી વ્યવસ્થા કરે અને નં. ૧ ની સભા મુખ્યત્વે તે બહારની બાબતો વિષે નિર્ણયો કરે. બધો વહીવટી અને નાણાવિષયક કારોબાર નં. ૨ ની સભા સંભાળે.

૧૮. નિયામક સભામાં મહારાષ્ટ્રના દસ જિલ્લાઓની મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોના પ્રતિનિધિઓ હોય અને નોંધાયેલા ગ્રેજ્યુએટોના પ્રતિનિધિ હોય; માન્ય શાળાઓના પ્રતિનિધિ હોય અને પ્રાન્તની ધારાસભાના પ્રતિનિધિ હોય; તે ઉપરાંત સરકારનાં કેળવણી ખાતાંઓના પ્રતિનિધિ હોય અને કુલપતિ (ચાન્સેલર) પોતે વધુમાં વધુ ૨૦ ટકા સભ્યો નીમે, તેમાં પછાત વર્ગો અને લઘુમતી કોમોના પ્રતિનિધિઓનો સમાવેશ થાય.

૧૯. શિક્ષણ સમિતિઓમાં બધા શિક્ષણનું કામ કરનારા જ હોય.

૨૦ પ્રાન્તનો ગવર્નર આ વિદ્યાપીઠનો કુલપતિ (ચાન્સેલર) થાય અને કુલનાયક (વાઇસ ચાન્સેલર) કોઈ અનુભવી શિક્ષણશાસ્ત્રી હોય. તે પગારદાર હોય કે સેવાભાવી હોય.

૨૧. જુદી જુદી સમિતિઓ માટે ચૂંટણીની હરીફાઈ બને તેટલી ઓછી રાખવી.

## નાણાં-વ્યવસ્થા

૨૨. સરકાર વિદ્યાપીઠની ઑફિસો, વ્યાખ્યાનખંડો અને લાયબ્રેરીનાં મકાન બાંધવા માટે ઉચ્ચક રૂ. ૫ લાખની મદદ શરૂઆતમાં આપે, અને પછી દર વરસે રૂ. રા લાખની ચાલુ ખર્ચમાં મદદ આપે. તે ઉપરાંત હાલ પૂનાની સંસ્થાઓ પાછળ જે ખર્ચ કરે છે કે તેમને મદદ આપે છે તે ચાલુ રાખે. એટલી મદદ મળે તો વિદ્યાપીઠનું શરૂઆતનું ચાલુ ખર્ચ પરીક્ષાની ફી વગેરે મળીને નીકળી રહેશે. કામના ઉત્તરોત્તર વિકાસ માટે તો સરકાર અને પ્રજા તરફથી ઘણી વધારે મદદની જરૂર રહેશે.

૨૩. વિદ્યાપીઠ શરૂઆતમાં ૧૨ અધ્યાપકો અને ૧૨ અધ્યેતાઓ (રીડર્સ) નીમે, તેમાં પહેલાનો પગાર ૫૦૦-૨૫-૭૦૦ રાખવો અને બીજાનો ૩૦૦-૨૦-૫૦૦ રાખવો.

## શિક્ષણનું માધ્યમ

૨૪. વિદ્યાપીઠનું એક મહત્ત્વનું કામ મરાઠી ભાષાને શિક્ષણના વાહન તરીકે દાખલ કરવાનો અખતરો કરવાનું રહેશે.

૨૫. મરાઠી-માધ્યમનો પ્રયોગ આ પ્રદેશમાં વસતા બિન-મરાઠી લોકોની જરૂરિયાતોનો ખ્યાલ કરીને કરવો જોઈશે. તેવા લોકોની સગવડ ખાતર એવી વ્યવસ્થા કરવી કે, પરીક્ષાઓમાં જવાબો:અંગ્રેજીમાં આપવાની છૂટ ચાલુ

રાખવી અને ઇન્ટર સુધીની પરીક્ષાઓ માટે ઓછામાં ઓછી એક સંસ્થામાં અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાની વ્યવસ્થા રાખવી. તે ઉપરાંત આગળના અભ્યાસ માટે સંસ્કૃત અને મરાઠી ભાષાના અભ્યાસ સિવાયના બધા વિષયો અંગ્રેજી દ્વારા શીખવવાની વ્યવસ્થા વિદ્યાપીઠ કરે. આ જાતની સગવડનો ઉલ્લેખ વિદ્યાપીઠની સ્થાપનાના મૂળ કાયદામાં કરવો અને તેમાં પ્રાન્તિક સરકારની મંજૂરી વગર ફેરફાર ન થાય એમ રાખવું.

### ફેરફારો અને સુધારા

'૨૬. બી. જે. મેડીકલ સ્કૂલને દાક્તરીની પદવી માટેની કૉલેજ બનાવવી.

૨૭. વિદ્યાપીઠના ઉચ્ચ અભ્યાસક્રમમાં સંગીત અને કળાના શિક્ષણને સ્થાન આપવું અને ઔદ્યોગિક વિજ્ઞાન, વ્યાયામ, યોગવિદ્યા, વહાણવિદ્યા અને લશ્કરી તાલીમ જેવા વિષયોના શિક્ષણનો વિકાસ કરવો.

૨૮. અભ્યાસક્રમો અમેરિકન અને જર્મન વિદ્યાપીઠોના ધોરણે રચવા અને કૉલેજોમાં પણ વિદ્યાર્થીઓના કામ પર અધ્યાપકોની અંગત દેખરેખ રહે તેવો પ્રબંધ કરવો.

૨૯. અભ્યાસ માટે શાખાપથી અલગ અને છાત્રાલયોની બહાર રહેતા વિદ્યાર્થીઓના રહેઠાણનો પ્રશ્ન વિદ્યાપીઠે હાથ ધરવો અને તેવા વિદ્યાર્થીઓના આરોગ્ય અને રહેઠાણ ઉપર દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવી.

૩૦. ગરીબ અને પછાત વર્ગના વિદ્યાર્થીઓ આગળ ભણી શકે તે માટે વ્યવસ્થા કરવી અને તેવા વિદ્યાર્થીઓ ભણતાં ભણતાં કમાઈ શકે તેવી સગવડો આપવી.

૩૧. પસાર થયેલા વિદ્યાર્થીઓને કામધંધો શોધવામાં મદદ કરવા માટે બ્રિટિશ યુનિવર્સિટીઓની માફક એક વ્યવસાય-સહાયક બોર્ડ સ્થાપવું'.

### ઉપસંહાર

કમિટીની ભલામણોનો આ સાર છે. રિપોર્ટ ઉપર બધા સભ્યોએ સહીઓ કરેલી છે. કમિટીએ પહેલેથી અંદર અંદર એવું નક્કી કરેલું કે, કોઈ પ્રશ્ન ઉપર બનતાં સુધી બહુમતીથી નિર્ણય ન કરવો. અને કોઈ બાબત મતભેદ જણાય તો તેની તડજોડ કરવાનો પ્રયત્ન કરવો અને તેમ છતાં નિકાલ ન થાય તો તે બાબતના જુદા જુદા વિચારોના ઉલ્લેખ કરીને તે બાબત નિર્ણય ન આપવો. આ ધોરણે પોતે કરેલા નિર્ણયોનો સાર કમિટીએ તા. ૧૮-૨-૪૩ ને રોજ ગવર્નર સાહેબને આપ્યો ત્યાં સુધી બધા સભ્યો એકમત હતા. ત્યાર બાદ કમિટીના એક સભ્ય ખા. બ. સરફરાઝને વધુ વિચાર કરતાં, નવા વિચારો સૂઝ્યા અને તેમણે 'હિન્દુઓ અને મુસ્લિમો પ્રત્યેની પોતાની સ્પષ્ટ અને અનિવાર્ય ફરજ' વિચારીને મતભેદની જુદી નોંધ લખી. તેમાં તેમણે એવી માગણી કરી છે કે, 'મુસ્લિમ વિદ્યાર્થીઓને અત્યારે મહારાષ્ટ્રમાં કોઈ, પણ હાઈસ્કૂલ કે કોલેજમાં અંગ્રેજી દ્વારા શિક્ષણ લેવાની જે સગવડો છે તે મરાઠી માધ્યમ દાખલ થવાથી ઓછી થવી ન જોઈએ. અંગ્રેજી વર્ગના વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી જાય તોપણ હાલ ગળની સગવડ ચાલુ રહેવી જોઈએ. આ જ શરતે સરકારે નવી વિદ્યાપીઠ સ્થાપવાની રજા આપવી જોઈએ અને તે બાબત કાયદામાં બાંયધરી રાખવી જોઈએ.' આ સૂચના, કમિટીમાં પહેલાં આવી હોત તો તેનો કંઈક રસ્તો કાઢત એમ બાકીના સભ્યોએ કહ્યું છે. પણ તે સૂચના જેવી છે તેવી બાકીના સભ્યોએ સ્વીકારી નથી અને તેઓ પોતાની મૂળ સૂચના (સાર કલમ ૨૫) ને વળગી રહ્યા છે.

કમિટીને માટે એટલું કહેવું જોઈએ કે, યુનિવર્સિટીના આદર્શ કે બંધારણ કે હેતુઓ વિષે તેઓ ગમે તે વિચારો ધરાવતા હોય, પણ તેમણે રિપોર્ટમાં આદર્શોનો વ્યાવહારિક દૃષ્ટિએ તોડ કાઢવાનો પ્રયત્ન કર્યો છે. મહારાષ્ટ્રની આંતરિક સ્થિતિ, હાલ ત્યાં કામ કરતી સંસ્થાઓની સ્થિતિ, અને અત્યારની દેશની સ્થિતિ, બધાનો વિચાર કરીને તેમણે પોતાની ભલામણોનું સ્વરૂપ ઘડ્યું છે. તેમ કરવા જતાં આદર્શ મોળો પડ્યો હોય અને વ્યવહારની આંટીઘૂંટીમાં તેઓ અટવાઈ ગયા હોય તેમ લાગે છે. તેમણે ગવર્નરને કુલપતિ રાખવાનું કહ્યું છે અને સરકારી મદદ ઉપર વિદ્યાપીઠનું મંડાણ કરવાનું વિચાર્યું છે. તેમણે કોઈ મહત્ત્વની બાબત માટે સાંગોપાંગ આગ્રહ રાખ્યો નથી. સ્વભાષાનું માધ્યમ દાખલ કરવા માટેય કંઈ ચોક્કસ આગ્રહ રાખ્યો નથી, તેમ રાષ્ટ્રભાષાના સ્થાન વિષે કંઈ ભલામણ કરી નથી. ઊલટું, હાલના સંજોગોમાં અંગ્રેજીનું ધોરણ હલકું ન કરી શકાય એમ કહ્યું છે. ઔદ્યોગિક શિક્ષણ કે સ્ત્રીશિક્ષણ વિષે ખાસ કંઈ વિચાર્યું નથી. નવી વિદ્યાપીઠ સ્થાપવાના ઉત્સાહમાં મહારાષ્ટ્રની તિલક વિદ્યાપીઠના અત્યાર સુધીના કામ વિષે કંઈ ઉલ્લેખ કર્યો નથી. તેમનું મુખ્ય ધ્યેય અત્યારના સંજોગોમાં શક્ય તે રીતે મહારાષ્ટ્ર માટે સરકારમાન્ય જુદી વિદ્યાપીઠ સ્થાપવાનું રહ્યું છે. સરકારે તે ધ્યેયને માન્ય રાખ્યું છે અને તેવી વિદ્યાપીઠની સ્થાપના માટે અનુમતિ આપી છે. અગાઉ પણ એવી અનુમતિ આપી હતી. પણ હવે વધારે ચોક્કસ રૂપમાં આપી છે અને શરૂઆતના બાંધકામ વગેરેના ખર્ચ માટે રૂ. ૫ લાખની મદદ અને પછી દર વરસે રૂ. ૨॥ લાખની ચાલુ ખર્ચમાં મદદ કરવાનું સ્વીકાર્યું છે. એ રીતે કમિટીના સભ્યોનો પ્રાથમિક હેતુ પાર પડ્યો છે. પણ તે પૂરતું છે? ગુજરાતમાં પણ તેવી અલગ વિદ્યાપીઠ સ્થાપવાના પ્રયત્નો ચાલે છે. એટલે ગુજરાતે તે વિચારવા જેવો પ્રશ્ન છે કે, મહારાષ્ટ્રની કમિટીએ જે કર્યું છે તે પૂરતું છે? તેનાથી પ્રજાકીય કેળવણીનો નવો યુગ શરૂ થશે? તેનાથી સ્વતંત્ર રાષ્ટ્રનું ઘડતર થશે?

-વિઠ્ઠલદાસ કોઠારી

# રચનાત્મક કાર્યક્રમ વગર છૂટકો નથી

જેમ જેમ રાષ્ટ્ર રચનાત્મક કાર્યની અવગણના કરે છે, તેમ તેમ ગાંધીજી તેના ઉપર વધુ ને વધુ ભાર મૂકે છે. લોકને તે હમેશ યાદ કરાવે છે કે, સંગઠન વગર અને રચનાત્મક કાર્યક્રમની અમલ-બજાવણી વગર સ્વરાજ્ય નથી; અને કૉંગ્રેસે એને વિષે ભારે કશો ઉત્સાહ નથી બતાવ્યો તેમ છતાં તેઓ આમ કહે છે.

રચનાકાર્ય પર ગાંધીજીનો આટલો બધો ભાર શા માટે છે? સત્તાનાં કોટડાં ઉપર તે સીધી રાજદ્વારી ચળવળ દ્વારા હલ્લો કેમ નથી કરતા? આ પ્રશ્નનો વિગતવાર વિચાર કરવા બેસીએ તો, વ્યક્તિ અને સમાજના જીવન વિષેની ગાંધીજીની ફિલસૂફીમાં આઘા ઊંડે ઊતરવું પડે. એમાં પડવાનું અહીં ન હોય. તેથી અહીંયાં તો હું રચનાત્મક કાર્યક્રમની બે જે મહત્ત્વની અને વ્યવહારુ બાજુઓ છે તેથી તેમને જ માત્ર ચર્ચીશ.

ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનો મૂળ પાયો એ વિચાર ઉપર છે કે, હિંદુસ્તાનનું પરરાજ્ય, એક પ્રજા તરીકેનાં આપણાં પ્રાથમિક મૂળ કર્તવ્યોને આપણે જે અવગણીએ છીએ, તેના ઉપર નભે છે અને ફાલે છે. તેથી કરીને, લાંબા કાળથી ઉવેખાતી આવેલી એ ફરજો આપણે જ્યાં સુધી અદા નહિ કરીએ, ત્યાં સુધી, એ લાંબા કાળથી ઉવેખાતી આવેલી ફરજો પૂરતી તો કદી સ્વતંત્રતા હોઈ શકે નહિ. કાંતણ, ગ્રામોદ્યોગ, સ્વદેશી, રાષ્ટ્રભાષા, અસ્પૃશ્યતાનિવારણ, કોમી એકતા, કે આમ-જનતાની સેવા, —આમાંનું કોઈ પણ લો; લાંબેથી ઉવેખાયેલી રાષ્ટ્રીય ફરજને એ બધાં સૂચવનારાં છે. આવી ફરજ બજાવવા ઉપર રાષ્ટ્રની પ્રગતિનો આધાર છે. ગાંધીજી એમ માનનારા છે કે, રાજકીય કે કોઈ પણ જાતના હક પોતાની ફરજો બજાવવામાંથી આપોઆપ આવી મળે છે.

રચનાત્મક કાર્યક્રમની બીજી બાજુ, રાષ્ટ્રનું સંગઠન કરવાને માટે તેમાં જે શક્તિ રહેલી છે, તે છે. કોઈ પણ સંગઠન સંપ અને સહકારથી થતા કાર્ય ઉપર બંધાય છે. તેથી, એવી રીતે કરવામાં આવતું કાર્ય જેટલું વધારે સાચું અને ખપતું હોય, તેટલું તેની આસપાસ રચાતું સંગઠન વધારે મજબૂત થાય. ગાંધીજી હિંદના રાજકારણમાં દાખલ થયા તે પહેલાં, કૉંગ્રેસના સંગઠનનો પાયો ચળવળ અને દેખાવો કરવાં એ હતો. આ પ્રવૃત્તિઓ કામની છે; પરંતુ તેમાં એવું કામ નથી મળતું કે જેમાં વ્યક્તિઓ રોજ-બ-રોજ ભાગ લઈ શકે. એ પ્રવૃત્તિઓમાં આપણી શક્તિઓ અને આવડતોનો કસીને પૂરો ઉપયોગ નથી થતો. તેથી ગાંધીજીના આવવા પહેલાંનું કૉંગ્રેસ સંગઠન ઢીલું અને નબળું હતું. ગાંધીજીએ આ બધું બદલી કાઢવા પ્રયત્ન કર્યો. રાષ્ટ્રના આ સંગઠનને તેમણે લોકશાહી બંધારણ ઘડી આપ્યું. આમાંથી સભ્યો નોંધવાનું અને વખતોવખત સમિતિઓની ચૂંટણીઓ કરવાનું કામ જાગ્યું. પણ આ પૂરતું નથી. આ કામો પણ રોજ-બ-રોજની પ્રવૃત્તિ નથી. વળી, ચૂંટણીનું કામ ઘણી વાર લોકોને એક કરવાને બદલે અલગ કરે છે. તેના હરીફ ઉમેદવારો એકબીજાની શક્તિઓનો લાભ મેળવવાને બદલે સામસામાની ઊણપો પર જ ભાર મૂકવા વધારે સંભવ છે. અને જે વાત કૉંગ્રેસની ચૂંટણીઓ માટે સાચી છે તે, ઓછેવત્તે અંશે, પાર્લમેન્ટરી કાર્યક્રમ અંગે પણ સાચી છે;—જોકે આમાં બ્રિટિશ સરકારની સામે થવાનું હોય છે તે છતાં.

ચળવળની અને લોકશિક્ષણની દૃષ્ટિએ, સરકારી અને કૉંગ્રેસી બેઉ ચૂંટણીઓની કિંમત છે. સંગઠન બાંધવામાં તે મદદ કરે છે. પરંતુ એમ બંધાતું સંગઠન બહુ મજબૂત કે ઘટ્ટ નથી થઈ શકતું. તેથી કરીને, આ પ્રવૃત્તિઓ ઉપરાંત રચનાત્મક કાર્યક્રમને પણ ગાંધીજી રાષ્ટ્રની આગળ મૂકે છે. આ કામમાં આમજનતા, રોજ-બ-રોજની ઉપયોગી અને રાષ્ટ્રનું ઘડતર સાધતી પ્રવૃત્તિઓ દ્વારા, સંગઠિત થાય છે. આવાં કામોમાં ભાગ લેતી વ્યક્તિઓ એક બનવાનું, માંહોમાંહે સહકાર કરવાનું, અને એક નેતૃત્વ તળે કામ કરવાનું શીખે છે.

આજે હિંદુસ્તાનને જે મોટી જરૂર છે તે સંગઠનની છે. વ્યક્તિગત જોતાં હિંદુસ્તાનીઓમાં બુદ્ધિ કે શક્તિની ખોટ નથી. આજના આઝાદ અને આગળ વધેલા દેશોની સરખામણીમાં, આપણામાં ખૂટે છે તે સાથે મળી કામ કરવાની અને સંગઠિત થવાની શક્તિ. આ ખોટ ભાંગવાનું ઉત્તમોત્તમ સાધન રચનાત્મક કાર્યપ્રવૃત્તિ થઈ શકે. એના વિના આપણો છૂટકો નથી. ગાંધીજી જે રચનાત્મક કાર્યક્રમ રજૂ કરે છે તે જો દેશના લોકોને તથા તેમના નેતાઓને ન ગમે, તો તેમણે બીજો કોઈ પણ રચનાત્મક કાર્યક્રમ યોજવો જોઈશે, કેમ કે રચનાત્મક કાર્યક્રમ વગર હિંદનું અસરકારક સંગઠન થવાનું નથી. એવો નવો કાર્યક્રમ શોધાય ને દેશ આગળ મુકાય ત્યાં સુધી જો હાથ જોડીને બેસી રહેવું ન હોય ને કામ સાથે કામ હોય, તો આપણી સામે ગાંધીજીએ રજૂ કરેલો કાર્યક્રમ અમલમાં મૂકવો જોઈએ.*

પૂના, ૮-૯-'૪૫ — આચાર્ય કૃપાલાની

---

* રચનાત્મક કાર્યક્રમ અંગે મુંબઈ પ્રાંતિક સમિતિએ બહાર પાડેલી એક અંગ્રેજી ચોપડીના આદિવચન તરીકે લખેલો અંગ્રેજી લેખ અહીં ઉતાર્યો છે.

# દક્ષિણ ભારત હિંદુસ્તાની પ્રચાર સભા

હિંદુસ્તાનમાં એક રાષ્ટ્રભાષાનું પ્રચારકામ કરનારી સૌથી મોટી સંસ્થા કદાચ મદ્રાસની દક્ષિણ ભારત હિંદુસ્તાની પ્રચાર સભા છે. વિસ્તારની દૃષ્ટિએ જોતાં, બીજાં જાત જાતનાં રચનાકાર્યો કરનારી સંસ્થાઓમાં પણ ભાગ્યે જ બે ચાર એની બરોબરીની હશે; અને એનાથી ચડિયાતી તો ચરખા સંઘ સિવાય બીજી કોઈ ભાગ્યે જ છે.

રાષ્ટ્રભાષાના પ્રચારનું કામ સૌથી અઘરું લાગતું હતું મદ્રાસના ચાર પ્રાંતોમાં. તેથી ઈ. સ. ૧૯૧૮માં ગાંધીજીએ આ સભાનો પાયો મદ્રાસમાં નાંખ્યો ને સૌથી પહેલા પોતાના પુત્ર દેવદાસ ગાંધીને એ કામને માટે મોકલ્યા. તેમાંથી વધતાં વધતાં, આજે આંધ્ર, તામિલનાડ, કેરળ અને કર્ણાટક એ ચાર પ્રાંતો તથા આસપાસનાં દેશી રાજ્યોમાં થઈને, સભાના કુલ ૧૬૦૦ ઉપર પ્રચારકો હિંદુસ્તાનીનો પ્રચાર કરે છે. સભા નાની મોટી મળીને સાત પરીક્ષાઓ લે છે, તેમાં આજ સુધી કુલ ૧,૯૭,૬૫૯ વિદ્યાર્થી બેઠા છે. શાળા કોલેજો મળી ૪૧૨ સંસ્થાઓમાં સભા તરફથી હિંદુસ્તાની શીખવાય છે અને એના પ્રયત્નથી ૧૦ લાખ ઉપર આદમીઓ રાષ્ટ્રભાષા હિંદુસ્તાની શીખ્યા છે. આ બધા કામમાં આજ સુધીમાં ૧૫ લાખ રૂ. ખર્ચાયા છે. સભાનું વાર્ષિક ખર્ચ અત્યારે લગભગ દોઢ લાખ છે, અને એ આખી રકમ દક્ષિણ ભારતવાસીઓનાં ખિસ્સાંમાંથી જ આવે છે.

સભાનું એક છાપખાનું મદ્રાસમાં છે, તેમાં ૧૦ ભાષાઓમાં છાપવાનું કામ કરવાની વ્યવસ્થા છે. તેમાંથી ફક્ત હિંદુસ્તાનીની ૧૫૦ નવી કિતાબો છપાઈને બહાર પડી છે, જેમાં 'અ આ', 'અલિફ બે'ની ચોપડીઓથી માંડીને કોશ સુધીનો સમાવેશ થાય છે. બીજી જગાઓએથી પણ સભા ચોપડીઓ મંગાવે છે. ને ખૂણે ખૂણે હિંદુસ્તાનીનો પ્રચાર કરવા પ્રયત્ન કરે છે. આજ સુધીમાં હિંદુસ્તાનીની ૨૦ લાખથી વધુ ચોપડીઓ, ૧૨ લાખ રૂ.ની કિંમતની, એ ચારે પ્રાંતોમાં ખપી ચૂકી છે. આ ચોપડીઓમાં, ત્યાંની જુદી જુદી ભાષાઓ દ્વારા શીખવવાની ચોપડીઓ સૌથી વધારે છે. એ તો નિઃશંક વાત છે કે, ઉત્તર ને દક્ષિણ વચ્ચેની ખાઈ ઉપર એક પુલ બાંધવાનું કામ દ. ભા. હિં. પ્ર. સભા ભારે સરસ રીતે કરી રહી છે. સભાના એક રિપોર્ટમાં લખ્યું છે કે, પૂર્વમાં બરહામપુરથી પશ્ચિમમાં ગોવા સુધી ને કન્યાકુમારીથી ઉત્તરમાં હૈદરાબાદ સુધી, લગભગ બધાં ખાસ સ્થાનોમાં (ગામડાં સુધી) હિંદુસ્તાનીનું બીજ વવાયું છે ને તેનાં ફળ ફૂલી રહ્યાં છે.

આખા હિંદની અંજુમન તરકી એ-ઉર્દૂના વિદ્વાન મંત્રી ડૉ. અબ્દુલ હકે સભાના કામ બાબત પોતાનો મત આપતાં કહ્યું કે,

"જો હિંદુસ્તાનની બીજી સભાઓ પણ આ સભાના સિદ્ધાંત પ્રમાણે હિંદુસ્તાની ભાષાની ઉન્નતિ અને પ્રચાર કરવાની કોશિશ કરે, તો થોડા વખતમાં હિંદુસ્તાની આખા મુલકની ભાષા થઈ શકે. . . ."

૧૯૪૩માં સભાને પૂરાં ૨૫ વર્ષ થયાં. તે વર્ષ સભાની રજત જયંતીનું હતું. પણ ગાંધીજી ને ઘણાખરા કાર્યકર્તાઓ જેલમાં હતા, તેથી તેનો ઉત્સવ મુલતવી રાખેલો. તે ૧૯૪૬ના જાનેવારીના અંતભાગમાં આઠ દિવસ સુધી ખૂબ ઠાઠમાઠથી ઊજવવામાં આવ્યો. ગાંધીજી તેના પ્રમુખ હતા.

સભાના કાર્યાલયની સાથે 'હિંદુસ્તાની નગર' નામથી એક નવું મોટું શહેર બનાવવામાં આવ્યું હતું. કસ્તૂરબા, બજાજ વગેરેના નામના સુંદર દરવાજા બનાવવામાં આવ્યા હતા ને તેમના પર ઉત્તમ ચિત્રકળા કરવામાં આવી હતી. લગભગ ૨૫૦૦ માણસો નગરમાં ઊતર્યાં હતા. જયંતીની સભાઓમાં ૧૫થી ૨૦ હજાર સુધી લોકો થતા અને સાંજની ગાંધીજીની પ્રાર્થનામાં આવનાર લોક ૨–૨ા લાખ જેટલા થતા.

સભાના નવા વર્ષના સ્નાતકોનો પદવીદાન સમારંભ થયો. તેમણે પદવી લેતી વખતે પ્રતિજ્ઞા લીધી કે,

"હિંદુસ્તાનની એકતાને માટે એક રાષ્ટ્રભાષાની ભારે જરૂર છે, અને આ કામને માટે હિંદુસ્તાની જ બધી રીતે લાયક છે. આ હું સંપૂર્ણપણે માનું છું. હું પ્રતિજ્ઞા કરું છું કે, હિંદુસ્તાનીના પ્રચારમાં બનતી બધી મદદ કરવી એ મારી ફરજ સમજીશ. . ."

સભાનું કાયદેસર નામ અત્યાર સુધી દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા છે. . . સભાના દોઢ હજાર પ્રચારકોએ પોતાની પરિષદને હિંદુસ્તાની પ્રચાર પરિષદ નામ આપ્યું; ને તેમાં અનેક ઠરાવોમાં એક ઠરાવ એ કર્યો કે, "સભાનું નામ 'હિંદી પ્રચાર સભા' બદલીને હિંદુસ્તાની પ્રચાર સભા કરવામાં આવે." ગાંધીજી આ ઠરાવ સાંભળીને બહુ રાજી થયા. (નામ બદલવા માટે કાયદાથી જે કરવાનું રહે છે તે કરવાનું હોશિયાર વકીલોને સોંપવામાં આવ્યું છે.) . . . . મને વિશ્વાસ છે કે, દ૦ ભા૦ હિંદુસ્તાની પ્રચાર સભા દેશમાં એક રાષ્ટ્રભાષા, એક રાષ્ટ્રભાવ અને એક રાષ્ટ્રીય સંસ્કૃતિને જન્મ આપવામાં બહુ મોટું કામ કરશે અને ઉત્તર તથા દક્ષિણ, હિંદુ તથા મુસલમાન, આર્ય તથા દ્રવિડ — બધાંનાં મનને મેળવીને એક સુંદર પુલનું કામ દેશે.

('વિશ્વવાણી'માંથી) પં૦ સુંદરલાલ

# અખિલ હિંદ પુસ્તકાલય સંમેલન

અખિલ હિન્દ પુસ્તકાલય સંમેલનનું સાતમું અધિવેશન હિન્દની વડી સરકારની કારોબારીના સભ્ય સર અઝીઝુલ હકના પ્રમુખપણા હેઠળ વડોદરા મુકામે ગયા મહિનાની આખરે ભરાયું હતું. સંમેલનના સ્વરૂપના પ્રમાણમાં, દૂર દૂરના પ્રાન્તોમાંથી આવેલા પ્રતિનિધિઓની સંખ્યા સારી ગણાય. કરાંચીથી કલકત્તા અને લાહોરથી અન્નામલાઈ સુધીના લોકો આ પરિષદમાં ભાગ લેવા માટે ખાસ આવેલા જોઈને પુસ્તકાલય પ્રવૃત્તિમાં કેટલો રસ વધતો જાય છે તે સ્પષ્ટ જણાતું હતું. કદાચ વડોદરા એ પુસ્તકાલય પ્રવૃત્તિનું એક મોટું ધામ છે તેને પણ આ બીના આભારી હોય. પણ આ બધાના પ્રમાણમાં પરિષદની કાર્યપદ્ધતિ અને કાર્ય પ્રાથમિક સ્વરૂપનું અને અલ્પ ગણાય તેવું હતું.

પરિષદનું ઉદ્ઘાટન વડોદરાનાં પટરાણી શ્રી શાંતાદેવીએ કર્યું. પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં પુસ્તકાલય પ્રવૃત્તિ અને ગામડાંની કેળવણી અંગેના (બંગાળના કેળવણી ખાતાના પ્રધાન તરીકેના) પોતાના કેટલાક રમુજી અનુભવો કહ્યા અને ગામડાંની પ્રજાને માટે ઉપયોગી થાય એવા સાહિત્યની કેટલી અછત છે તે જણાવ્યું. હિંદુસ્તાનના ઇતિહાસ અને સંસ્કૃતિનું જે સાહિત્ય હસ્તલિખિતોના સ્વરૂપમાં પરદેશમાં ઘસડાઈ ગયું છે તે આપણને પાછું મળે એ તો જોકે અશક્યપ્રાય છે, તોપણ તેની ફોટોગ્રાફ નકલો મેળવવાનું કામ આપણે ઉપાડવું જોઈએ, એવી પણ એક સૂચના તેમણે કરી. આ કાર્ય સંમેલનની કક્ષામાં તેમ જ શક્તિમાં કેટલે સુધી આવી શકે એ વિષે મતભેદને અવકાશ ભલે હોય, પણ એ કામ ઘણું જરૂરી છે એમાં શંકા નથી. હિન્દની રાષ્ટ્રીય સરકારે એ કામ બને તેટલું જલદી કરવાનું રહેશે. પુરાતત્ત્વનાં ખાસ ગ્રંથાલયો આ કામમાં સહાયભૂત થઈ શકે ખરાં. આજે તો આજની વડી સરકારના એક સભ્ય પણ આ બાબતમાં રસ ધરાવે છે એટલું જાણીને સંતોષ માનીએ.

સંમેલનમાં નિત્ય અને નૈમિત્તિક સ્વરૂપના ઠરાવો મુકાયા ને પસાર થયા. પ્રતિનિધિઓ તરફથી જે ઠરાવો મોકલવામાં આવ્યા હતા તેમાંથી જે ઠરાવો રજૂ કરવા માટે પસંદ કરવામાં આવ્યા હતા તેથી કેટલાક પ્રતિનિધિઓને ખૂબ અસંતોષ થયો હતો. અને એ મુદ્દાસર મોકૂફીની સૂચના પણ સંમેલનમાં લાવવામાં આવી હતી. અને કામચલાઉ પ્રમુખ શ્રી રંગનાથનની કુનેહને લીધે જ સંમેલનનો વિચિત્રપણે અંત આવતો અટક્યો. ટૂંકમાં, આપણે ત્યાં સાહિત્ય પરિષદ અને સંમેલન વચ્ચે જે જાતનો સંબંધ ચાલે છે તેવો જ કંઈક આ ક્ષેત્રમાં અખિલ હિંદ પુસ્તકાલય સંઘ (એસોસિયેશન) અને સંમેલન વચ્ચે હોય એમ દેખાયું.

સંમેલનનું બધું કામકાજ—એક વક્તાનો અપવાદ બાદ કરતાં—અંગ્રેજી દ્વારા જ ચાલ્યું. આજના દેશના વાતાવરણ સાથે આ જરાય બંધબેસતું નથી. દક્ષિણ તરફના બે પાંચ પ્રતિનિધિઓ કદાચ હિન્દી કે હિન્દુસ્તાની બોલી કે તેથી પણ ઓછા કદાચ સમજી પણ ન શકતા હોય, તો એવા એક બે સદ્ગૃહસ્થોની ખાતર અંગ્રેજી દ્વારા કામ ચલાવીને સંમેલનમાં કૃત્રિમ વાતાવરણ ઊભું કરવું અને સમાજના મોટા ભાગને પોતાની પ્રવૃત્તિથી દૂર રાખવો, એ કેટલે સુધી ઇષ્ટ છે, તે વિચારી જોવું જોઈએ. આ કૃત્રિમતાને લીધે પ્રતિનિધિઓના ઉતારામાં ગુજરાતના જ પ્રતિનિધિઓ અંદર અંદર અંગ્રેજીમાં વાતો કરતા જોવામાં આવતા હતા.

પણ આની કરુણતા તો બીજી હતી. વડોદરામાં આ સંમેલન ભરાયું. પુસ્તકાલય પ્રવૃત્તિ માટે વડોદરા રાજ હિન્દભરમાં જાણીતું છે અને સેંકડો પુસ્તકાલયો આજે ત્યાં ચાલુ છે. એ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ સંમેલન માટે ફાળો પણ આપ્યાનું જાણવા મળ્યું. પણ સંમેલનનું કામકાજ અંગ્રેજીમાં ચાલશે માટે તમારે એમાં હાજર રહેવાની તસદી લેવાની જરૂર નથી, એવી સૂચનાઓ તેમને મળી !

પુસ્તકાલય પ્રવૃત્તિ ગામડાં સુધી લઈ જવી છે એવી ઇચ્છા સંમેલન પોતે પણ સેવે છે,—અને એ અર્થનો ઠરાવ પણ કરવામાં આવ્યો છે,—પણ લોકોની ભાષામાં કામ કર્યા વિના એ કેવી રીતે થઈ શકવાનું હતું તે સમજાતું નથી.

પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારનો આજનો બધો ઝોક અમેરિકા, ઇંગ્લન્ડ વગેરે દેશોનું અનુકરણ કરવા તરફ વધારે છે. આપણે ત્યાં તો હજી અક્ષરજ્ઞાનપ્રસારનો કે પ્રૌઢશિક્ષણનો પ્રયત્ન પણ જોઈએ તેટલો વ્યાપક થયો નથી. એવે વખતે પુસ્તકાલયની પ્રવૃત્તિ આપણી લોક-શિક્ષણની પ્રવૃત્તિને પોષક થાય એ રીતે ચાલવી જોઈએ. શહેરો, યુનિવર્સિટીઓ કે બીજાં તજ્જ્ઞોનાં મંડળોનાં પુસ્તકાલયોમાં એ પદ્ધતિઓ ભલે દાખલ કરવામાં આવે. બાકી આ પ્રવૃત્તિ ચલાવવાનો એકમાત્ર અસરકારક માર્ગ એ છે કે, દેશ આગળ પડેલા વિશાળ રચનાત્મક કાર્યના એક ભાગ તરીકે એ ચલાવવામાં આવે, તો જ દેશને તેનો લાભ મળી શકશે. અને એમાં ગાંધીવાદી રચનાત્મક કાર્યક્રમની ગંધથી ભડકવાની જરૂર નથી. દેશનાં અનેક શિક્ષણકાર્યો પેઠે, લોકશિક્ષણના આ કામમાં પણ ધરમૂળથી વિચાર કરવા લાગીએ, એ જરૂરનું છે.

પાંડુરંગ દેશપાંડે

# પશ્ચિમની સંસ્કૃતિના સળગતા પ્રશ્નો

[આ એક અંગ્રેજી નવલકથાની* સમાલોચના રૂપે લેખ છે. ગુજરાતી વાચક એ કથાને જાણતો હોય કે જાણશે એવી અપેક્ષા તો કેમ જ રખાય? રાખવાની જરૂરેય નથી. પરંતુ સમાલોચકે, આ કાળ, પશ્ચિમની પ્રજા પોતાની જ સંસ્કૃતિના સળગતા પ્રશ્નો વિષે શો વિચાર કરે છે, તેનો ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે. એથી આ લેખ ગુજરાતી વાચકને ખપનો લાગશે એમ માનું છું. —મં૦]

'ગેધરિંગ પિકનિક' અને 'ઇલીરિયન સ્પ્રિંગ' જેવી વિલક્ષણ કૃતિઓની લેખિકા ઍન બ્રિજની તાજેતરમાં પ્રગટ થયેલી નવલકથા 'સિંગિંગ વૉટર્સ'માં આગલી કથાઓ કરતાં સાવ જુદું જ વસ્તુ ગૂંથવામાં આવ્યું છે. 'ઇલીરિયન સ્પ્રિંગ'માં તેમણે ડાલમેશિયાનાં પુષ્પો અને સ્થાપત્યને સજીવ કર્યાં. નવી કથામાં આલ્બેનિયાની પુરાણી ભવ્યતાનું ચિત્રાંકન છે. ફાસીવાદી ઇટાલીનાં સંસ્થાન-લોલુપ આક્રમણો સામે પણ આ નાનકડો પ્રદેશ પોતાની પ્રાચીન સંસ્કૃતિ અને એનાં ચિરસ્થાયી મૂલ્યોને કેટલી દૃઢતાથી વળગી રહે છે, એ માનવ આત્માની ગમે તેવા પાશવી આક્રમણો સામેની અજેયતાની આ કથાને પાને પાને પ્રતીતિ થાય છે.

જરા નવાઈ જેવું લાગશે, પણ આ કથામાં વસ્તુ અને વાતાવરણ એકબીજાથી નિરનિરાળાં જેવાં લાગે છે. વસ્તુ તો સાવ સાદું છે: એક કારુણ્યમૂર્તિ વિધવા ગ્લોરિયર ઇસ્તંબુલ જતાં ટ્રેનમાં આકસ્મિક રીતે જ 'ઇન્ટરનૅશનલ લેબર ઑફિસ'ના એક ઇન્સ્પેક્ટરને મળે છે; તેની જોડેની વાતથી ઇંગ્લૅંડ અમેરિકાની મૂડીવાદી કારખાના-સંસ્કૃતિ અંગે એનું ભ્રમનિરસન થવા પામે છે. ઇંગ્લંડ-અમેરિકાના અર્થમૂલક ભૌતિકવાદ અંગે ઇન્સ્પેક્ટર નીલ્સ એવી તો તેજાબી ટીકાઓ કરે છે કે ગ્લોરિયરનું માનસ ડહોળાઈ જાય છે,—યુરોપની ઔદ્યોગિક સંસ્કૃતિના માનવ સુખાકારીપણા અંગેની એની શ્રદ્ધા ખખડી જાય છે. જીવન અને સંસ્કૃતિનું કલ્યાણકારી દર્શન કરવા માટે ઇન્સ્પેક્ટર નીલ્સ એને આલ્બેનિયાનો પ્રવાસ કરવાનું સૂચવે છે. આલ્બેનિયામાં એક જમીનદારને ત્યાં રહીને ગ્લોરિયર આ પ્રદેશની અમર ભવ્યતાનું પ્રત્યક્ષ દર્શન કરે છે.

આવી, પહેલી દૃષ્ટિએ સાવ સામાન્ય લાગતી વસ્તુની પીઠિકામાં જે વાતાવરણ ભરવામાં આવ્યું છે એ સામાન્ય નથી. ઇન્સ્પેક્ટર નીલ્સનાં ઘણાં વાક્યો તો જાણે કે ગાંધીજીએ 'હરિજન'ની પ્રશ્નપેટીમાં લખ્યાં હોય એવાં લાગે છે. રાષ્ટ્રનો વિસ્તાર, કદ અને આસ્યતા — 'સાઈઝ ઑફ એ નેશન ઍન્ડ વલ્ગેરીટી' એ બંને વસ્તુઓને એવો કઢંગો છતાં નિકટનો નાતો છે, એ આજ રાષ્ટ્રની સીમાઓ વધારવા ઇચ્છતી સંસ્થાનવાંચ્છુ સત્તાઓ ઉપર ચાબખા છે ગ્લોરિયરે મિલની બનાવટની 'લેસ' પહેરી હતી એ જોઈને નીલ્સ હાથબનાવટની મહત્તા અને સરસાઈ અંગે જે પ્રવચન જેવું બોલે છે, એ તો ગ્રામોદ્યોગ સંઘના કોઈ કાર્યકર્તા મજૂરી અને શ્રમનો મહિમા સમજાવતા હોય એવું જ લાગે છે:

'તંત્રને બદલે માણસને હાથે તૈયાર થયેલ પટ્ટીમાં જે ગુણ અને મૂલ છે, એ યંત્ર વડે તૈયાર થયેલ પટ્ટીમાં નહિ આવી શકે. વળી, વધારામાં યંત્રને બદલે હાથ વડે કામ કરવાથી કારીગરમાં જે ગુણ અને બળ આવે છે એ યંત્રમાંથી નથી મળી શકતાં. . . .

નીલ્સ અને ગ્લોરિયર વચ્ચે માનવસંસ્કૃતિ અને યંત્રવાદ અંગે ચર્ચા થાય છે અને ઉલટ નીલ્સ અર્વાચીન સંસ્કૃતિને 'યંત્રવત્ બનેલી જ ગલિયત' તરીકે ઓળખાવે છે.

યંત્રો અંગે નીલ્સના વિચારો નોંધવા જેવા છે:

'યંત્રો પોતે તો આપણને કશું જ સુધારતાં નથી, તેમ કશું બગડતાં પણ નથી. સમાજ એમને પોતાના અંકુશમાં રાખી શકે છે, કે પોતાને જ ઊઠીને યંત્રોના અંકુશ તળે જવું પડે છે, એના ઉપર જ યંત્રોના લાભ અથવા ગેરલાભનો નિર્ણય અવલંબે છે. માત્ર હિમાગારો, વીજળિક 'વૉશરો' અને આપણી પથારીની પડખે જ ટેલિફોન આવી જાય એટલે સંસ્કૃતિ આવી ગઈ એમ ન સમજવું, એમને અને સંસ્કૃતિને કાંઈ સંબંધ નથી.'

મુદ્રણકલા અને છાપખાનાઓ વિષે નીલ્સના વિચારો જુઓ:

'છાપખાનાંઓએ મહાન સાહિત્યો અને ઉમદા વિચારોનો ફેલાવો કરીને માનવજાત ઉપર કથ્યા કથાય નહિ એટલા બધા ઉપકારો કર્યાં છે. પણ બ્રિટનમાં સાર્વત્રિક સાક્ષરતા થવાથી રાષ્ટ્રની સ્મરણશક્તિ જ સંપૂર્ણ રીતે નહિ તો લગભગ પૂરેપૂરી કુંઠિત થઈ જવા પામી છે. અને અમેરિકાના દૈનિક પત્રકારોએ— એના ઢગલે ઊભરાતા ડૉલર લેખકો અને વિવેચકોએ —તો સ્વભાવથી જ ચતુર એવી એક પ્રજાની સ્વતંત્ર વિચારશક્તિ ઉપર વ્યભિચાર જ કર્યો છે. ફાયદા અને ગેરફાયદાનું આ એક ઉદાહરણ છે અને તેથી જ હું કહું છું ખરી જરૂરિયાત અંકુશની — નિયમનની છે. વીજળિક 'વૉશરો' અને 'સ્વીપરો'—નો અર્થ તો એમ થયો કે સ્ત્રીઓને તેમના હાથનો ઉપયોગ જ રહ્યો નથી. જેમ ઢગલાબંધ ગાડીઓનો અર્થ એમ થાય કે માણસોને હવે પગનો વપરાશ રહ્યો નથી. સ્ત્રીઓના હાથ ખાલી ન હોવા જોઈએ. એ હાથમાં કામવાસણ હોવાં જોઈએ, કાં સાવરણીઓ હોવી જોઈએ, કાં સોય-દોરા હોવાં જોઈએ. સાવ

* Singing Waters : By Ann Bridge Chatto & Windus, London.

નવરા ખાલી હાથ, અથવા બહું બહુ તો ગંજીપાનાં પાનાં ઝાલનાર હાથમાં, ખાલી ગર્ભાશયોની જેમ, કશુંક નિશ્ચેતન છે એમ સમજવું. ખાલી હાથ તેમ જ ખાલી ગર્ભાશય —બંને કિસ્સાઓમાં સ્ત્રી અને જીવન અરસપરસ કાંઈક દુમેળિયા સંબંધમાં છે અને એને પરિણામે જીવન કરકેરાટ, અજંપા અને યાતનાથી ભર્યું રહે છે. આ લોકો સંસ્કૃતિની રક્ષા કરે છે, પણ જીવન યોગને હાથતાળી આપીને જતું રહે છે. તેઓ આખી દુનિયાનો દિગ્વિજય કરે છે—રેડિયો ઉપર—પણ પોતાનો આત્મા ખોઈ બેસે છે. અને પુરુષ કે સ્ત્રી આત્માની ખોટ શી રીતે પૂરી કરી શકશે?'

યંત્ર-સંસ્કૃતિની શિરટોચે સિદ્ધ કરી ચૂકેલું અમેરિકા સુખી છે કે દુઃખી, એ અંગે એક યુવાન અમેરિકન લેખકે કાઢેલી હાયવરાળ નીલ્સે પોતાની ડાયરીમાં નોંધી રાખેલી એ ગ્લોઈરને વાંચી સંભળાવે છે:

'અમે લોકો અગ્રાહ્ય રીતે દુઃખી છીએ. આધ્યાત્મિક રીતે, ભાવનાત્મક તેમ જ બીજી રીતે, અમે અવળે પાટે ચડી ગયા છીએ. અમે શાની શોધમાં છીએ કે ક્યાં જઈ રહ્યા છીએ, એ પણ અમે નથી જાણતા. આથી, અમને જે કાંઈ મળી શકે — દોલત, એશઆરામ આનંદપ્રમોદ—એ સૌ ઉપર અમે મરણિયા થઈને તરાપ મારીએ છીએ. જંગલી પ્રાણીઓથી બચવા માટે અમારા પૂર્વજો ગામડાંઓની ચોતરફ ગઢની રાંગ બાંધતા, તેવી રીતે આત્માવિહોણાં પડેલાં ખાલી ખંડિયેરોની અડખેપડખે ભૌતિક મોજશોખી સાધનોના ઊંચા ઊંચા એકદંડિયા ચણ્યા છે. અમારાં ખાલીખમ હૃદયનું ભાન વિસારે પાડવા માટે અમે દિવસ ને રાત રેડિયો વગાડ્યા જ કરીએ છીએ. ઘરના આંગણે રડતું બાળક રમકડે રિઝાઈ જાય એમ, અમે ભારે બુદ્ધિયુક્ત યંત્ર-કરામતોથી રિઝાઈએ છીએ. પણ વાસ્તવમાં તો આ દુનિયા ઉપર વધારેમાં વધારે દુઃખી પ્રજા અમે જ છીએ. . . .'

હાથ-કારીગરી અને યંત્રોત્પાદન વિશે હજી નીલ્સ વધારે કહે છે:

'સુખી જીવન માટે જરૂરી એટલા જ સુપ્રમાણમાં યંત્રો અને જીવનનો મેળ શી રીતે ગોઠવવો, એ પ્રશ્ન આજે આખી દુનિયાને મૂંઝવે છે. હજારો વર્ષથી માનવજીવન તો એના એ જ ચીલે ચાલતું આવ્યું છે —સીવવું, લણવું, કાંતવું અને વણવું, રાંધવુંચીંધવું અને ખાવુંપીવું, ચાહવું અને પરણવું, જીવવું અને મરવું; તથા જ્ઞાનની પિપાસા, સૌન્દર્યનું સર્જન અને ઈશ્વરની સેવા અને અર્ચના. આ હજારો વર્ષથી ચાલી આવતી પ્રવૃત્તિમાં છાપખાનાની શોધે એક આંચકો આપ્યો, જે દ્વારા વિચારો વધારે ઝડપથી અને વધારે વિસ્તારમાં ફેલાવી શકાય છે. સાક્ષરતા સાથે અમુક હદ સુધી માણસજાત પોતાનો મેળ બેસાડી શકી છે. . . . પણ ઓગણીસમી સદીની શરૂઆત પછી વરાળએંજિન, આંતર-દાહ એંજિન, તાર, ટેલિફોન અને વાયરલેસ આવ્યાં છે; એમના આગમનથી માનવજીવનનો રંગ બદલી ગયો છે. માનવજીવન કોઈ દિવસ નહોતું એટલું બધું ઝડપી અને ઘોંઘાટિયું બની ગયું છે. સાથોસાથ યંત્રોની શોધ થવાથી, અને જથ્થોત્પાદન દ્વારા તૈયાર થયેલા માલનો પૂર દુનિયા-ભરમાં ફરી વળવાથી જીવનનાં કેટલાંક પાસાંઓમાં પરિવર્તન થયાં છે. ઉદાહરણ તરીકે, માણસ ધરતી અને હવામાનનો ઓશિયાળો હતો ત્યાં સુધી એને હરહમેશ પોતે ઈશ્વરનો ઓશિયાળો હોવાનું ભાન રહેતું. એ એણે ગુમાવ્યું છે. પોતે જે વસ્તુ મહેનતથી તૈયાર કરે છે, એમાં એને જે આનંદ અને અભિમાન મળે છે એ પણ એણે ગુમાવ્યાં છે. આનંદ એ ઈશ્વર છે. અને એ પરમાનંદ ગુમાવવાથી માનવ ગૌરવ ગુમાવાય છે. આ નવી પરિસ્થિતિ સાથે માનવજાતે કાં તો કાંઈક મેળ રાખવો પડશે, કાં એણે ખતમ થઈ જવું પડશે. આ પરિસ્થિતિનાં ખતરનાક પરિણામો તો હજી આપણે માપી શક્યા નથી. પણ ત્રણ પેઢી સુધીમાં તો આપણે કૅન્સર જેવા રોગો, ગુનાઓ, ઉન્માદ વગેરે વધતાં જોઈ રહ્યાં છીએ. . . . એક ફૅક્ટરી ઇન્સ્પેક્ટર તરીકે મને લાગે છે કે આપણે જૂઠા દેવોથી ચેતતા ચાલવું જોઈએ.'

આ જૂઠા દેવો કોણ કોણ, એનું વર્ણન આ રહ્યું:

'અમેરિકા પોતાને ત્યાં જિવાતું જીવન આદર્શ ગણે છે અને દુનિયાના બધા જ દેશો ઉપર એ ઠોકી બેસાડવા માગે છે. અમેરિકાનાં જીવન-ધોરણ કઢંગી રીતે અને નુકસાનકારક રીતે ઊંચાં છે. અંશતઃ તો બજારો ઊભાં કરવા માટે અમેરિકા પોતાનાં જીવનધોરણો બીજા દેશો ઉપર લાદવા માગે છે. [illegible] માનવતાનો અંચળો પહેરાવવો એ તો એક પાપ છે. અને જાહેરખબરોમાંથી આધ્યાત્મિક મૂલ્યો ઘટાવવા મથવું એ પણ પાપ છે. આ જૂઠા દેવ છે, અધોગતિ તરફ લઈ જનારા છે.'

સામાજિક એકતા અને વર્ગભેદો વિનાના સમાજ અંગે પણ આ વાક્યો નોંધવા જેવાં છે:

''વર્ગહીન સમાજ' એ શબ્દો માત્ર ભમરાળા નહિ પણ લફંગી છે. દુનિયામાં ક્યાંય પણ વર્ગહીન સમાજ છે જ નહિ. રશિયા એ આદર્શની નજીકમાં નજીક છે, પણ ત્યાંય વર્ગભેદો તો છે જ. જનતા-જનાર્દન ત્યાં મોટરગાડીઓની સહેલ કરી શકે છે? ના, તેઓ તો ટ્રામમાં અથવા તો પગથી ઉપર જ

ચાલે છે. તો પછી મોસ્કોમાં ઝળહળતી નવી રશિયન બનાવટની એ ઢગલાબંધ ગાડીઓમાં કોણ આરૂઢ થાય છે? કોમીસારો, ‘સ્પેટ્સી’, નિષ્ણાતો, ટેકનીશિયનો, નાચગાનવાળાઓ વગેરે બધા, જેને આપણે રશિયાની નૂતન ઉમરાવશાહી કહી શકીએ એ જ.’

એકાગ્ર અનિયંત્રિત અને નફટ જાહેરખબરોએ અને પત્રકારિત્વે માનવજીવન ઉપર કેવી અસર કરી છે એ જાણવા જેવું છે:

‘જાહેરખબરોએ જીવનનાં મૂલ્યોમાં ગૂંચવાડા ઊભા કર્યા છે. માણસમાં રહેલી દહેશતની લાગણી, અહમ, વગેરેને અપીલ કરીને જાહેરખબરો જૂઠાં મૂલ્યો પ્રસારે છે. તમારી પાસે ‘વિકટ્રોલા’ હોય તો તમે વધારે સુધરેલા અને સારા નાગરિક ગણાઓ. તમે ‘પામ-ઓલિવ’ વાપરશો તો વધારે માણસો તમને ચાહશે. ફલાણાની ટૂથ-પેસ્ટ નહિ વાપરો તો તમને ઠીકણું દર્દ થશે. . . . જાહેરખબરો ચોખ્ખે-ચોખ્ખી ગુંડાગીરી છે. મૂર્ખ જનતાની હલકી મનોવૃત્તિઓને અપીલ કરીને, જે માલની જરાય માગ કે ઉપયોગિતા નથી, એને એ લોકો ઉપર લાદે રાખે છે. . . . જાહેરખબરોએ લોકોની વિવેકશક્તિનો નાશ કર્યો છે. ‘નામની જ કિમ્મત છે.’ ‘છાપ યાદ રાખજો’ આવાં આવાં સૂત્રોનો પ્રચાર થાય છે. એ સૂત્રો ન જાણનાર ફ્રેન્ચ મહિલા તો દુકાને જઈને મોજાંની જોડમાં એનો વણાટ અને ટકાઉપણું જાતે તપાસે છે. પણ અમેરિકન સ્ત્રીઓ તો બારોબાર ટપાલ દ્વારા જ માલ મંગાવી લે છે. આ માલની જાહેરાત એણે ચોંથરિયાં માસિકોનાં પાનાં ઉપર વાંચી હોય છે અથવા રેડિયો ઉપર સાંભળી હોય છે. આ સ્થિતિ ઘણી જ ખરાબ છે. પોતાની અંગત વિવેકશક્તિનો આ હ્રાસ છે. ચાલાક અને અપ્રામાણિક વેપારીઓની સૂચના ઉપર જ એને જીવવાનું રહે છે. આ પ્રમાણે એની અન્ય પ્રવૃત્તિઓ ઉપર પણ અસર થવા પામે છે. આ લોકો વર્તમાનપત્રોમાંથી સમાચારો વાંચીને પોતાના સ્વતંત્ર અભિપ્રાયો બાંધી શકતા નથી. તેઓ પોતપોતાના પ્રિય કટારલેખકો અને વિવેચકોની કટારો વાંચી જાય છે અને એમના એંઠા અભિપ્રાયોને બ્રહ્મવાક્ય તરીકે સ્વીકારી લે છે. સમાચારોની ચાંપ બંધ કરીને તેઓ મિ. કેલ્ટનબોર્ન અથવા મિ. સ્વિંગની ચાંપ ચાલુ કરે છે. આ બન્ને કટારલેખકો હોશિયાર માણસો છે, પ્રામાણિક પણ છે. તેઓ પોતાથી બનતી બધી જ મહેનત કરી છૂટે છે. પણ છેવટે તો માણસ એક વિચારશીલ પ્રાણી છે. અને જ્યારે આપણે પોતાને માટે વિચારવાનું કામ મિ. કેલ્ટનબોર્નને સોંપી દઈએ છીએ ત્યારે આપણો એક જન્મસિદ્ધ હક્ક ગુમાવીએ છીએ.’

સાચા શિક્ષણની તો આજે યુરોપમાં પણ કેવી ખોટ પડી છે, એ જોઈએ:

‘લોકો જ્ઞાન અને શિક્ષણ વચ્ચે કાંઈ ભેદ નથી સમજતા. હરકોઈ પ્રકારના જ્ઞાનને લોકો ‘શિક્ષણ! શિક્ષણ!’ કહી રહ્યા છે. ‘ટેકનોલોજી’ અને શિક્ષણ વચ્ચે ઇંગ્લન્ડ અને અમેરિકામાં ગૂંચવાડો થઈ ગયો છે. ત્યારે ફ્રાન્સમાં—અથવા તો પોલૅન્ડ કે હંગેરીમાં સાચા અર્થમાં શિક્ષણ ઉપર જ ભાર મૂકવામાં આવે છે. પણ અર્થકારણના અન્યક્ષેત્રોની જેમ શિક્ષણના ક્ષેત્રમાં પણ માગ અને પુરવઠાના નિયમોએ પોતાનો ભાવ ભજવી બતાવ્યો છે! શિક્ષણનો પ્રશ્ન એ શાળાનો અને કૉલેજનો પ્રશ્ન નહિ પણ સમાજના ઘડતરનો—*આર્થિક પુરસ્કારની એષણા વિના સંસ્કૃતિ અને* વિદ્યાનાં બહુમાન કરવાનો—પ્રશ્ન છે. જ્યાં જ્યાં આ બે વસ્તુઓનું બહુમાન થશે ત્યાં ત્યાં માત્ર પોળી અને પાંગળી શાળાઓ પણ સાચું શિક્ષણ આપી શકશે. પણ જ્યાં એ વસ્તુઓના બહુમાન નહિ થાય ત્યાં આલિશાન ઠાઠ-ઠઠારાવાળી બારીઓમાં ‘પ્લેટ-ગ્લાસ’વાળી સેંકડો કૉલેજો પણ સાચું શિક્ષણ આપી નહિ શકે. . . .

‘. . . . આજે તો ઇંગ્લન્ડમાં પણ શિક્ષણ અંગેની જનતાની વિચારસરણીમાં વાણિજ્યદૃષ્ટિ પ્રવેશી ગઈ છે. આમ-ધોરણો—માસ સ્ટાન્ડર્ડ્ઝ—ઉપર જ સૌનું લક્ષ્ય ચોંટ્યું છે. એ જ એક ધ્યેય બન્યું છે. અને આમ-ધોરણો તો હમેશાં વણિકશાહી અને હલકાં જ હોવાનાં. પચાસ વર્ષ પહેલાં તુમાખી સુધારકો માનતા હતા કે સાર્વત્રિક શિક્ષણ અને પ્રાંતિક યુનિવર્સિટીઓ ઘણી ઘણી છૂપી મેધાનો ધોધ વહેવડાવશે અને ઇંગ્લંડનું બૌદ્ધિક ધોરણ ઊંચું લાવશે. પરિણામ એવું નથી આવ્યું. ‘લિબરલ’ ધંધાઓમાં સંસ્કૃતિનું ધોરણ ઊંચું જવાને બદલે નીચું ગયું છે. . . .

‘. . . મૅથ્યુ આર્નોલ્ડે કહ્યું છે એ ભયંકર રીતે સાચું છે: ‘જ્યારે કોઈ રાષ્ટ્રમાં, સર્વ વિષયો ઉપરની સ્વતંત્ર વિચારશક્તિનાં મૂલ ઘટવા માંડે છે, ત્યારે એ રાષ્ટ્રનો આત્મા મૃત્યુ પામે છે.’ શિક્ષણ શા માટે છે, એનો ઉદ્દેશ શો છે, એમ પ્રશ્ન પૂછનાર માણસ સંસ્કૃતિનો એક મૂળભૂત સિદ્ધાંત ભૂલી જાય છે કે, શિક્ષણ એ તો શિક્ષણ ખાતર જ છે. શિક્ષણ શા માટે છે, એ પ્રશ્ન તો માણસનો આત્મા શા માટે છે એવું પૂછવા જેટલો બાલિશ ગણાય. . . .

‘. . . મારે મન લોકશાહીનું ખરાબમાં ખરાબ પરિણામ એ છે કે શિક્ષણનું ધોરણ ઊંચું લાવવાને બદલે નીચું લઈ જવામાં આવ્યું છે. . . . સંસ્કૃતિની

ઉચ્ચ કક્ષાઓની અવગણના કરવામાં આવે છે. હું જે વસ્તુથી વંચિત રહ્યો છું, એ વસ્તુથી બીજા સૌએ પણ વંચિત રહેવું જોઈએ, એવો જાણે કે છૂપો સિદ્ધાંત કામ કરી રહ્યો છે! બ્રિટિશ અને અમેરિકન પત્રકારિત્વમાં રોજાબંધ લેખકો લોકશાહીના ઉપદેશો આપી રહ્યા હોવાનો દેખાવ કરે છે, પણ વાસ્તવમાં તો તેઓ ઈર્ષ્યાનું જ બહુમાન કરી રહ્યા છે.'

ચૂનીલાલ મડિયા

# હરિજનોને સવેળા અપનાવી લો

[ કોઈકે પડેલી ભૂલ કે અજ્ઞાન યા પાપનું એક લક્ષણ એ હોય છે કે, તે ગેબી માર મારે છે. આપણને ખબરે ન પડે એમ તે આપણા ઉપર પાછું વળીને ઘા કરે છે, અને તે વખતે આપણને એ સ્પષ્ટ દેખાતું નથી. આવી ભૂલોમાં અસ્પૃશ્યતાનું અને કોમી વેરઝેરનું પાપ એક મોટી ભૂલ છે. એ કેવી રીતે પાછી વળીને આજે હિંદના રાષ્ટ્ર-શરીર પર ઘા કરી રહી છે, એ બતાવવાની જરૂર નથી. નીચે આપેલું ચર્ચાપત્ર તેનું ભાન એક અણધારી દિશામાંથી કરાવે છે. ચર્ચાપત્રી એક રાષ્ટ્રપ્રેમી શિક્ષક છે, તેથી જાતે અનુભવેલી વાત કરે છે, એમ મનાય. આ ચર્ચાપત્ર મેં હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ મજમુદારને મોકલ્યું હતું. તેમણે તે ઉપર જે નોંધ કરી મોકલી, તે સાથે એ ચર્ચાપત્ર નીચે ઉતારું છું. — મ.]

શ્રી. તંત્રીશ્રી,

આપણે સૌ જાણીએ છીએ કે, પ્રાથમિક ધોરણોમાં હરિજન બાળકો બહુ ઓછાં ભણવા આવે છે. જે બાળકો ભણવા આવે છે તેમને, ઘણીખરી ગામની શાળાઓમાં, એક યા બીજા કારણે દાખલ કરવામાં આવતાં નથી; યા જેમને દાખલ કર્યાં હોય તેમના તરફ સાવકી મા જેવી વૃત્તિ કેળવવામાં આવે છે. પરિણામે ઘણાં ઓછાં હરિજન બાળકો એકડો ઘૂંટી શકે છે. ગામલોકોના આ વલણનું પરિણામ એ આવ્યું છે કે, બાળકોને ભણાવવાની ઇચ્છા રાખનારાં હરિજન માબાપોને, પોતાનાં બાળકોને, પોતાના પૈસે રોકેલા ખાનગી શિક્ષક પાસે ભણાવવાં પડે છે યા મિશનરી શાળામાં મોકલવાં પડે છે. આવાં ઘણાંખરાં બાળકો મિશનરી શાળાઓમાં જ ભણે છે. આમ કુમળી વયે, આ હરિજન બાળકોને, હિંદી સંસ્કાર મળવાને બદલે મિશનરી શાળાઓનો પ્રત્યાઘાતી સંસ્કારસંકર મળે છે, જે ભવિષ્ય માટેનો 'વજ્રલેપ' બની જાય છે. મિશનરી શાળામાં ભણી રહેલાં બાળકો માટે હાઈસ્કૂલોનાં દ્વાર ખુલ્લાં છે. મોટી ઉંમરનાં એ બાળકો હાઈસ્કૂલોમાં દાખલ થાય છે ત્યાં પણ હરિજનો તરીકે એકલાં અને અતડાં પડી જાય છે, અને બીજાં બાળકો સાથે ભળે યા સંસ્કારસંકરને કારણે ભળી શકતાં નથી. અંગ્રેજી ભણતાં આ બાળકો, આ રીતે, અંગ્રેજી ભણતાં ભણતાં ધીરે ધીરે, સંસ્કારસંકરનાં વધુ ને વધુ ભોગ બનતાં જાય છે. આ ભાઈબહેનો જ્યારે મેટ્રિક યા એવી બીજી પરીક્ષાઓ પાસ કરે છે ત્યારે નોકરી શોધવા નીકળે છે. અને ઘણાંખરાં ભાઈબહેનો બીજી નોકરીઓ મળવાના અભાવે શિક્ષણના ધંધામાં પ્રવેશ કરે છે. શું મોન્ટેસોરી યા બાલમંદિર કે શું પ્રાથમિક યા માધ્યમિક શાળાઓ સઘળે સ્થળે હરિજન ભાઈબહેનો (વિશેષે કરીને બહેનો) શિક્ષક તરીકે પસંદગી પામી રહ્યાં છે. આજની શિક્ષક અછતે પણ કેટલીક શાળાઓને આવાં હરિજન શિક્ષકો લેવા બાધ્ય કરી છે.

હવે વિચારો કે, આ હરિજન શિક્ષકો જે દૃષ્ટિએ આપણાં બાળકોને ભણાવે એ કઈ સંસ્કારદૃષ્ટિ હશે? એમને જે વારસામાં મળી છે તે કે બીજી? આ શિક્ષકોની ભાષા, કે જે દ્વારા આપણાં બાળકોમાં ભાષા અને ભાવ સમૃદ્ધ થવાનાં છે, તે શુદ્ધ હશે કે સંકર? આ શિક્ષકોનાં જ્ઞાન અને અનુભવ કયા થરનાં હશે? વિચાર કરતાં લાગશે કે, જે માણસે જીવનભરમાં રસાસ્વાદથી આત્મતૃપ્તિ ન કરી હોય એને, બીજાને રસાસ્વાદથી જ્ઞાનતૃપ્તિ કરાવવાનું કામ સોંપવા જેવું આ છે. આવાં હરિજન શિક્ષકોનો આપણાં બાળકો સાથેનો સંબંધ, એમના જૂના સંસ્કારને કારણે પ્રેમાળ હોવાને બદલે નકલી અને ધંધાદારીનો હશે. આમ છતાંય એ શિક્ષક છે માટે સંપૂર્ણ જવાબદારીવાળાં પ્રાણી છે એમ માની, જેમને આપણે કદી સંસ્કાર આપવાની ચિંતા કરી નથી એવા આ શિક્ષકોના હાથમાં, એમની પાસેથી સંસ્કારધન પામવા, આપણે આપણાં બાળકોને મૂકીએ છીએ.

કેટલાક કહેશે કે, અમારાં બાળકોને એવી શાળામાં જતાં અમે રોકીશું. પણ એ હવે અશક્ય છે. જ્યાં આખું આભ ફાટ્યું છે ત્યાં થીગડું દીધે કામ નહિ થાય. રોગનું મૂળ હરિજનો નથી પણ અસ્પૃશ્યતા છે. આપણે અસ્પૃશ્યતાને ફગાવી દીધી કે બધું બરાબર થઈ જશે. શાળાઓમાં ધીરે ધીરે હરિજન ભાઈબહેનો, શિક્ષક તરીકે, સારી સંખ્યામાં વધતાં જાય છે એટલે આપણે કાળબળને ઓળખી, મૂળ રોગ ઉપર ઘા કરી, સવેળા, આપણાથી અલગ અને વિમુખ થતાં એ ભાઈબહેનોને અપનાવી લઈએ. એમની નહિ પણ આપણી ગરજે પણ 'અપનાવી લેવાનું' જો આપણે હજીયે ચૂકીશું, તો એનો દંડ આપણે ઘણો ભારે ભોગવવો પડશે."

છોટુભાઈ સુથાર

અસ્પૃશ્યતાનિવારણની જરૂરિયાતની તરફેણમાં જે દલીલો મૂકી શકાય તેમાં આ ચર્ચાપત્ર લેખક ભાઈ એકનો ઉમેરો કરે છે. આ ચર્ચાપત્રના લેખક ભાઈ ખેડા જિલ્લા-માંથી લખે છે. અને ગુજરાતમાં હરિજનો પ્રત્યે સૂગ બતાવનાર જિલ્લાઓમાં ખેડા જિલ્લો પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. વાચકને કદાચ ખ્યાલ નહિ હોય કે, ચર્ચાપત્ર લેખક લખે છે તેમ, ખેડા જિલ્લામાં ઘણાં ગામોએ આવી મિશનની જુદી શાળાઓ હરિજનવાસમાં ચાલતી હોય છે અને તેનું કારણ સવર્ણ સમાજનો હરિજનો પ્રત્યેનો વિરોધ છે. સદ્ભાગ્યે છેલ્લાં વર્ષોમાં આ સ્થિતિ હવે સુધરવા માંડી છે. અને હવે નજીકના ભવિષ્યમાં પાછાં પ્રાન્તીય કેળવણી મંડળો (સ્કૂલબોર્ડ) અસ્તિત્વમાં આવશે તે વખતે તેઓ પોતાની નૈતિક ફરજ અદા કરશે એવી આશા રાખી શકાય. પોતાનાં અંગત હિતોને અલગ રાખીને સવર્ણસમાજ અસ્પૃશ્યતાને અધર્મ માનીને જેટલે અંશે તેનો ત્યાગ કરે, તેટલે અંશે તેની શોભા વધશે એ નિર્વિવાદ છે. પ૦ મ૦

# ચાંગાનો ગ્રીષ્મ-વર્ગ

[ ગયા અંકમાં જણાવ્યું હતું કે, શ્રી. બબલભાઈ મહેતાએ ગઈ સાલ ચાંગા મુકામે એક ગ્રીષ્મ-વર્ગ ચલાવેલો, તેનો પરિચય કરવા જેવો છે. તે વર્ગમાં થયેલા કામના તેમણે આપેલા હેવાલમાંથી નીચેનો ઉતારો આપેલો છે. —મં. ]

ઈ. સ. ૧૯૩૭ થી અમે દર વર્ષે ઉનાળાની રજાઓમાં ૭ થી ૧૫ દિવસ સુધીનો લોકશિક્ષણ તાલીમ વર્ગ ચલાવીએ છીએ. વચ્ચે '૪૨થી '૪૪ સુધી એક લાંબો ગાળો ખાલી ગયો.'

સામાન્ય રીતે અમારો પહેલેથી ચાલતો આવેલો શિરસ્તો એ છે કે, ખેડા જિલ્લામાં જે ગામ અમને આમંત્રણ આપે તે ગામમાં અમારો વર્ગ ચલાવવો. વર્ગનો બધો ખર્ચ ગામ ઉપાડી લે અને અમારાથી બની શકે તેવી અમારે ગામની કાંઈક સેવા કરવી.

એ નિયમ મુજબ અમારો ૧૯૪૫ની સાલનો વર્ગ ગામ ચાંગા (તાલુકે પેટલાદ) માં ભરાયો હતો.

આ વર્ગમાં કુલ ૩૯ ગામના ૮૯ ભાઈઓએ ભાગ લીધો હતો. એમાંના 13 કૉલેજમાં અભ્યાસ કરતા, ૪૮ અંગ્રેજી હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા, અને ૨૮ એથી નીચેનાં ધોરણના હતા. આવેલા ભાઈઓમાંથી ૧૭ ભાઈઓ હૉસ્ટેલ કે બોર્ડિંગમાં રહેતા અગર રહી આવેલા ભાઈઓ હતા.

વર્ગની દિનચર્યા નીચે મુજબ હતી :-

૫-૩૦ વાગ્યે ઊઠવું
૫-૩૦ થી ૬-૧૫ શૌચ દાતણથી પરવારવું
૬-૧૫ થી ૬-૪૫ प्रार्थना टूंक प्रवचन
૬-૪૫ થી ૭-૩૦ वाचन
૭-૩૦ થી ૮-૦ નાસ્તો
૮-૦ થી ૮-૩૦ સફાઈ, પાણી ભરવું વગેરે શિબિરકાર્ય.
૮-૩૦ થી ૯-૩૦ ગામનું काम
૯-૩૦ થી ૧૦-૩૦ સ્નાન
૧૦-૪૫ થી ૧૨-૩૦ બે વ્યાખ્યાનો ૫૦-૬૦ મિનિટનાં.
૧૨-૩૦ થી ૧-૩૦ ભોજન
૧-૩૦ થી ૨-૩૦ આરામ
૨-૩૦ થી ૪-૧૫ બે વ્યાખ્યાનો ૫૦-૫૦ મિનિટનાં
૪-૨૦ થી ૫-૫૦ कांतण तथा वणाई
૫-૫૫ થી ૬-૪૦ સંગીત (ભજનો)
૭-૦ થી ૭-૪૫ રમતો
૭-૪૫ થી ૮-૧૫ આરામ
૮-૧૫ થી ૯-૦ ભોજન
૯-૦ થી ૧૦-૩૦ પ્રાર્થના; બાદ મનોરંજન, પ્રશ્નોત્તરી ઇ૦
૧૦-૩૦ સૂઈ જવું

આ ઉપરાંત પંદર દિવસના તાલીમ વર્ગ દરમ્યાન, ગામમાં ચાર જાહેર સભાઓ, બે બહેનોની ખાસ સભાઓ, બે વ્યાખ્યાનો થયાં હતાં અને બે કૂચ કરવામાં આવી હતી. એ ઉપરાંત ગામ તથા કૂવાઓની સફાઈ કરી હતી.

તા. ૯મીથી ૨૩મી મે સુધીમાં નીચે જણાવેલા વિષયો પર વિવેચન થયું હતું :—

૧. વિદ્યાર્થીતાલીમ એટલે ચારિત્ર્યનું પાલન
૨. વિદ્યાર્થીતાલીમ એટલે સુટેવો પાડવી.
૩. આપણા સત્યાગ્રહની લડતો
૪. ખાદી દ્વારા સેવા
૫. વલ્લભ વિદ્યાલય શું છે?
૬. દેશીરાજ્યોના પ્રશ્નો
૭. અખબારી દુનિયાના લાભાલાભ
૮. આપણાં ગામડાંના પ્રશ્નો
૯. વર્ધા યોજના
૧૦. ધ્યેયની જરૂર
૧૧. ધૃતિ
૧૨. નાના કામમાં પણ ઝીણવટ અને ચોકસાઈ
૧૩. વિદ્યાર્થીનું રચનાત્મક કાર્ય
૧૪. આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ
૧૫. પ્રાર્થના
૧૬. વિચારપૂર્વકના જીવનની જરૂર
૧૭. દેશ, માબાપ અને લગ્ન
૧૮. ગાંધીજીની વિશેષતાઓ
૧૯. વ્યક્તિઓમાંથી જ સમાજ બને છે
૨૦. અંગત તેમ જ સામાજિક સ્વચ્છતા
૨૧. જીવનમાં ધર્મનું સ્થાન
૨૨. ગ્રામદૃષ્ટિ
૨૩. આશ્રમજીવન
૨૪. વેડછી આશ્રમ શું છે?
૨૫. વિદ્યાર્થીઓ શી સેવા કરી શકે?
૨૬. અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો
૨૭. હિંદુસ્તાનનું અર્થશાસ્ત્ર
૨૮. હિંદુ મુસ્લિમ પ્રશ્ન
૨૯. આપણા સ્વાતંત્ર્યનો ઇતિહાસ
૩૦. શ્રી. રવીન્દ્રનાથ ટાગોર અને એમના જીવનનું ઘડતર
૩૧. સેવાદળનો ઇતિહાસ
૩૨. સેવાદળની તાલીમની જરૂર
૩૩. ધ્વજવંદનની વિધિ
૩૪. વિદ્યાર્થી પ્રવૃત્તિનો ઇતિહાસ તથા હેતુ
૩૫. હરિજનોના પ્રશ્નો
૩૬. આપણી સ્થાનિક સંસ્થાઓ

૩૭. આપણી ધારાસભાઓ
૩૮. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી
૩૯. સહકારી પ્રવૃત્તિના લાભાલાભ
૪૦. કેળવણીમાં ઉદ્યોગનું મહત્ત્વ
૪૧. આપણી બહેનોના પ્રશ્નો
૪૨. આપણી મહાસભાનો વિકાસ
૪૩. અહિંસક સમાજરચના શું છે?
૪૪. તાલીમની જરૂર
૪૫. આપણું આરોગ્ય અને તે સાચવવાના ઉપાયો

દિનચર્યાનું તારણ કાઢતાં

૪॥ કલાક શરીરશ્રમ પાછળ,
૪॥ ,, જુદા જુદા વિષયોનાં વિવેચનના વર્ગોમાં,
૧ ,, સ્વાધ્યાય પાછળ,
૪॥ ,, અંગત કામકાજ પાછળ,
૧॥ ,, ઇતર પ્રવૃત્તિઓમાં,
૮ ,, આરામ પાછળ જતાં

એમ કુલ ૨૪ કલાક ગોઠવાયા હતા.

આવેલા વિદ્યાર્થીઓમાંથી ૬૫ કાંતવાનું જાણતા હતા, ૨૧ નવેસરથી કાંતતા શીખ્યા, ૪ વણાઈ જાણતા હતા, ૨૫ નવેસરથી વણાઈ શીખ્યા. પંદર દિવસમાં વિદ્યાર્થીઓએ ૩,૬૬,૧૮૮ વાર સૂતર કાંત્યું.

ઇતર પ્રવૃત્તિઓમાં એક પુસ્તકાલય રાખ્યું હતું. એમાંથી ૫૮ પુસ્તકો વંચાયાં અને ૯૦ ભાઈઓએ એ પુસ્તકોનો લાભ લીધો. ઉપરાંત નવજીવન કાર્યાલયનાં તેમ જ બીજાં પુસ્તકો વેચવા રાખ્યાં હતાં તેમાંથી ૧૭૫) રૂ. નાં પુસ્તકો વેચાયાં અને ૮૫) રૂ. નો રેંટિયા સરંજામ વેચાયો. વર્ગ દરમ્યાન "ગામડું" નામનું એક દૈનિક નીકળતું એમાં વિદ્યાર્થીઓને માર્ગદર્શક સૂચનો તથા સમાચાર આવતા. કુલ ૧૨ અંક નીકળ્યા. વિદ્યાર્થીઓ રસપૂર્વક એનો લાભ ઉઠાવતા. કેટલાક એમાંથી નોંધો પણ કરતા. બે પ્રદર્શનો ભર્યાં. એક ખેડા જિલ્લાની માહિતી આપતું અને એક આરોગ્ય પ્રદર્શન. વર્ગ દરમ્યાન ૨૮ ભજનો શીખવવામાં આવ્યાં. એ ઉપરાંત જાજરૂ, મુતરડી, કચરાખાડા, એંઠવાડ અને પતરાળાંના ખાડા વગેરેની પૂરેપૂરી વ્યવસ્થા કરી હતી.' એની સફાઈ પણ વિદ્યાર્થીઓ જ કરતા. વર્ગ અંગે તથા રસોઈ માટે જોઈતું બધું પાણી વિદ્યાર્થીઓ જ ભરતા. રોજ એમાં દોઢ કલાક જતો. વિદ્યાર્થીઓએ વર્ગમાં ચાલતા અભ્યાસક્રમની નોંધ પણ સારી રાખી છે.

આ વર્ગ પાછળ અમારો નીચે જણાવેલો આશય હતો :

વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીયતા વધે, અભ્યાસવૃત્તિ વધે, પોતાનાં કામો જાતે કરી લેવાની ટેવ પડે, એમનું ચારિત્ર્ય ખીલે, સારી ટેવો પાડવાની લગન લાગે, અને આપણા દેશના અને ખાસ કરીને આપણાં ગામડાંના પ્રશ્નો જાણવાની તથા એ માટે કાંઈક કરવાની એમને પ્રેરણા જાગે.

હાલમાં આપણે ત્યાં જે તાલીમ વર્ગો નીકળે છે એના બે ત્રણ પ્રકારો છે: (૧) વ્યાયામ તરફ વિશેષ ઝોકવાળા, (૨) રાજકીય અભ્યાસ તરફ વિશેષ ઝોકવાળા, (૩) રચનાત્મક કાર્ય તરફ વિશેષ ઝોકવાળા. આ ઉપરાંત આ વખતે હિંદુસ્તાની શિક્ષકોનો તેમ જ સ્ત્રી કાર્યકર્તાઓનો તાલીમ વર્ગ પણ નીકળ્યો હતો. આવા દરેક વર્ગનો અભ્યાસક્રમ જુદો જુદો જ રહેવાનો. કેટલેક સ્થળે સ્થાનિક વિદ્યાર્થીઓના જ વર્ગો પણ કાઢવામાં આવ્યા હતા.

આ બધા વર્ગોનો અભ્યાસ કરતાં કેટલાક વિચારવા જેવા મુદ્દા છે તે અંતે જણાવું:—

૧. વર્ગ સંચાલકને વર્ગના કામ અને ઉદ્દેશની પૂરી કલ્પના તથા તે સાધવાની તૈયારી હોવી.

૨. બહારના વ્યાખ્યાતાઓ બહુ મર્યાદિત પ્રમાણમાં બોલાવવા.

૩. નક્કી થયેલો અભ્યાસક્રમ સંચાલક તથા એણે અગાઉથી મેળવી લીધેલા સાથીઓ મારફત રજૂ થાય.

૪. વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત કરી દેવી જેથી વ્યક્તિગત ધ્યાન વિશેષ આપી શકાય.

૫. આવનાર વિદ્યાર્થીનું અભ્યાસ તથા ઉંમરનું ધોરણ દરેક વર્ગ માટે નિશ્ચિત કરી લેવું.

૬. આખા ગુજરાતમાં કઈ જાતના વર્ગો કોણ, ક્યાં અને ક્યારે કાઢશે એની પૂર્વવિચારણા અને જાહેરાત.

૭. ઉનાળાની રજાઓ દરમ્યાનના વર્ગમાં વ્યાયામના કલાકોની વિચારણા.

૮. વર્ગના ખર્ચ અંગેની વિચારણા.

૯. વ્યાખ્યાનોના કલાકોની વિચારણા.

૧૦. ઉત્પાદક અને આવશ્યક કામ અંગેના શ્રમની વિચારણા.

૧૧. ગામ સાથેનો સંબંધ.

૧૨. વર્ગના સ્વાસ્થ્ય માટે ખોરાક અને સ્વચ્છતાનું ધોરણ.

૧૩. અભ્યાસક્રમ એક વર્ષનો કે ત્રિવર્ષ વર્ષનો ક્રમિક?

૧૪. પ્રમાણપત્રો.

આ બધા મુદ્દા વિષે આ કામમાં રસ ધરાવનારાઓના ખ્યાલો જાહેરમાં આવે તો બહુ ઉપયોગી થઈ પડે.

# ધ્રાંગધ્રાનો ગ્રીષ્મવર્ગ

[આ વર્ગના ભાઈ રજબઅલી લાખાણીએ મોકલેલા હેવાલમાંથી નીચેનું તારણ આપું છું. આ એક સ્થાનિક વિદ્યાર્થીઓ પૂરતા વર્ગનો નમૂનો છે. એ પણ એક પ્રકાર ખપનો હોઈ, પરિચય કરવા જેવો નમૂનો ગણાય. —મ.]

તા. ૨-૫-'૪૫થી ૧૫-૫-'૪૫ સુધી ધ્રાંગધ્રામાં ત્યાંના સ્થાનિક વિદ્યાર્થીઓ માટેનો જ એક ગ્રીષ્મવર્ગ ચાલેલો. ૨૨ વિદ્યાર્થીઓ જોડાયા હતા. બપોરે બારથી ત્રણ અને રાત્રે આઠથી સાડા નવ વચ્ચે ઘેર જમવા જવા સિવાય બાકીનો બધો વખત (રાત્રે સૂવાનું સુધ્ધાં) વિદ્યાર્થીઓ કૅમ્પમાં જ ગાળતા. વર્ગમાં જોડાયેલા સિવાયના બીજા પાંચ છ ભાઈઓ પણ મોટા ભાગના કાર્યક્રમમાં રસ લેતા હતા. વર્ગમાં જોડાયેલા વિદ્યાર્થીઓમાંના ચાર પાંચ ભાઈઓ હાજરી આપવામાં અનિયમિત રહેતા— ઘેર જમવા ગયા પછી વખતસર આવી પહોંચતા નહિ.

વર્ગની રોજિંદી દિનચર્યા નીચે મુજબ હતી:—

સવારે છ વાગ્યે ઊઠવાનું. પછી તુરત સૈનિકની પ્રાર્થના તે પછી સવા સાત સુધીમાં શૌચ દાતણ વગેરેથી પરવારી કસરત કવાયત. એમાં રાષ્ટ્રીય કવાયત, લાઠી, કેલેસ્થનિક્સ, સૂર્યનમસ્કાર વગેરેનો સમાવેશ થતો. ત્યાર બાદ ધ્વજવંદન. વારાફરતી રોજ જુદા જુદા વિદ્યાર્થીઓને એ વિધિ કરાવવાની તાલીમ અપાતી. તે પછી દૂધ ચણાનો નાસ્તો લીધા બાદ એક વ્યાખ્યાન. વ્યાખ્યાન પછી કાંતણ અને વણાઈનો કાર્યક્રમ સવા કલાક. તે પછી અરધો કલાક સમૂહવાચન અને તે પછી કૅમ્પના સ્થળની સફાઈ. સફાઈથી પરવારી ઘેર નાહવા ધોવા ને જમવા અર્થે જવાનું.

બપોરે ત્રણ વાગ્યે આવે. ત્રણથી ચાર રાષ્ટ્રભાષા. તે પછી બે વ્યાખ્યાનો પોણા પોણા કલાકનાં. પછી દૈનિક સમાચાર વાચન અને એ અંગેની વાતો માટે અરધો કલાક. તે પછી ધ્વજઅવતરણ વિધિ અને પછી દેશી રમતો, જેમાં જુદી જુદી મેદાની તેમ જ બેઠી રમતોનો સમાવેશ થતો આઠથી સાડાનવ વચ્ચે જમવાનું પતાવી આવ્યા પછી સાડા નવથી સાડા દસ સુધી રાષ્ટ્રીય ગીતો ગાવાનું, પ્રશ્નોત્તરી કરવાનું વગેરે. સાડા દસે સૂઈ જવાનું.

પંદર દિવસની અંદર વિદ્યાર્થીઓને સામાન્ય સારું કાંતતાં આવડી ગયેલું અને વણાઈનો પણ ઠીક ઠીક ખ્યાલ આવી ગયો હતો. રાષ્ટ્રભાષાના સામાન્ય પરિચય ઉપરાંત ઉર્દૂ લિપિમાં પાટિયા ઉપર મોટા અક્ષરે લખેલું લખાણ ઉકેલતાં લગભગ સૌને ફાવી ગયું હતું.

ત્રણ ચાર અપવાદ સિવાયના બધાં જ વિદ્યાર્થીઓ અંગ્રેજી ૬ઠ્ઠા ને ૭મા ધોરણમાં ભણનારા હતા.

એક દિવસ વિદ્યાર્થીઓ સવારમાં વહેલા ઊઠી ઘેરથી ભાતું બાંધી પાંચેક માઈલ દૂર આવેલ જસાપર ગામે ગયેલા. ત્યાં તેમણે ગામના થોડાક ભાઈઓના સહકારથી કૂવા આસપાસની સફાઈનું કામ દોઢેક કલાક કરેલું.

છેલ્લે દિવસે રાત્રે બે કલાકનો કાર્યક્રમ હરિજનવાસમાં ભજનકીર્તન સાંભળવાનો રાખેલો.

વર્ગને અંતે બે વિદ્યાર્થીઓએ નવા રેંટિયા ખરીદી નિયમિત કાંતવાનું નક્કી કર્યું. બીજા ચારેક ભાઈઓ પાસે રેંટિયાની સગવડ હતી જ, પણ તે સિવાયના ભાઈઓની ખૂબ ઇચ્છા હોવા છતાં માબાપને ખર્ચ કરવા મનાવી શકેલા નહિ.

નીચે જણાવેલાં વ્યાખ્યાનો ઉપરાંત વિદ્યાર્થીઓને નિરક્ષરતાનિવારણનું કામ કરવાની દક્ષિણામૂર્તિ પદ્ધતિનો સામાન્ય ખ્યાલ અપાયો હતો. વર્ગને અંતે નિરક્ષરતા-નિવારણની પ્રવૃત્તિ શક્ય તેટલી ચાલુ રાખવાનું કેટલાક વિદ્યાર્થીઓએ નક્કી કર્યું હતું.

### વ્યાખ્યાનો ઇ૦ ના વિષયો

નવી સમાજરચના
અસ્પૃશ્યતાનિવારણ
આરોગ્ય, ખોરાક, શરીરરચના, વ્યાયામ.
રાષ્ટ્રધ્વજ
આપણી મહાસભા
કુદરતી ઉપચારો ને અકુદરતી જીવન
રચનાત્મક કામ શું છે?
રચનાત્મક કામ અને સ્વરાજનો સંબંધ
આપણા વહેમો
સિનેમા જોવા કે નહિ?
વિદ્યાર્થીઓની ચર્યા
વિદ્યાર્થીની સાધના
આજની પરિસ્થિતિનો સાચો ઉકેલ
ખાદી, અહિંસા, સ્વરાજ
વિદ્યાર્થીઓ શું કરી શકે?
કાઠિયાવાડના જાહેરજીવનનો પરિચય
મહેસૂલ પદ્ધતિ અને ખેતીના પ્રશ્નો
અર્વાચીન રાજકારણ
પાકિસ્તાન, દેશીરાજ્યો, ને કોંગ્રેસ
ખાદી પાછળની દૃષ્ટિ
કેમ કાંતવું?
રાજકોટ સત્યાગ્રહ
સાચી કેળવણી
ગામડાં માટે આટલો આગ્રહ શા માટે?

# ગૂજરાત વિદ્યાપીઠ

[ ૧૯૪૪–'૪૫ ના કામકાજનું ટૂંકું નિવેદન ]

[ 'રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ પાછી કામે ચડે છે' એ મથાળા તળે, નવેંબર ૧૯૪૫ના અંકમાં વેડછી આશ્રમનો પરિચય આપ્યો હતો. આ વેળા ગુજરાત વિદ્યાપીઠમાં અત્યારે શું કામ થાય છે. તે બતાવતું તેના મહામાત્રનું વાર્ષિક નિવેદન મળ્યું છે, તેમાંથી ટૂંકવીને આપું છું. આથી અનેક લોક વિદ્યાપીઠના કામ વિષે પૂછે છે તેમને કાંઈક જાણવા મળી રહેશે. જે વધુ જાણવા ઇચ્છે તે મહામાત્ર (ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ – ૧)ને લખીને પૂછી શકે છે. — મ. ]

## ચાલતાં કામો

વિનય મંદિરની પ્રવૃત્તિ, જે ૧૯૪૨ના ઑગસ્ટથી બંધ કરવામાં આવી હતી, એ આ વરસમાં ફરી ચાલુ કરવામા આવી નહોતી. તે સિવાય નીચેની પ્રવૃત્તિઓ આ વર્ષમા થઈ હતી :–

| | |
|---|---|
| ૧. કોશનું કામ | ૫. હિંદુસ્તાની પ્રચારકામ |
| ૨. પરિભાષાનું કામ | ૬. ખાદી કાર્યાલય |
| ૩. બીજું પ્રકાશન કામ | ૭. ખેતીકામ |
| ૪. વિદ્યાપીઠ ગ્રંથાલય | ૮. ગ્રામસેવા સમિતિ હસ્તક કામ |

આ ઉપરાંત વિદ્યાપીઠમાં અને તેની મદદથી નીચેના બે કામો પણ આ વર્ષ દરમિયાન ચાલુ હતાં :

૧. જૈન સાહિત્ય પ્રકાશન સમિતિનું કામ

૨. ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થાનું કામ

ઉપર ગણાવેલાં કામોનો ટૂંક અહેવાલ નીચે મુજબ છે :–

### ૧. કોશનું કામ

કોશની ત્રીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૩૭મા બહાર પડી હતી તે ઘણા વખતથી બજારમાં મળતી નથી. ૧૯૪૪મા તે ફરી છાપવાનો વિચાર હતો પણ સરકારનો કાગળ-નિયમનનો ધારો આવવાથી તે કામ તુરત થઈ શક્યું નહિ. હવે તે છાપવાનું શરૂ કર્યું છે. આશા છે કે ૧૯૪૬ના જૂન સુધીમાં તે બહાર પાડી શકાશે.

લડતનાં વર્ષો દરમિયાન 'जोडणी माटे लिप्याकोश' અને 'राष्ट्रभाषानो कोश' પણ વેચાઈ ગયા હતા. તે બન્ને ફરી છપાવ્યા છે. ખિસ્સાકોશ બહાર પડી ગયો છે. રાષ્ટ્રભાષાનો કોશ બહાર પડવાની તૈયારીમાં છે. તેની નવી આવૃત્તિમાં નવા શબ્દો ઉમેરવામાં આવ્યા છે અને દરેક શબ્દની નાગરી તેમ જ ઉર્દૂ બન્ને લિપિમાં જોડણી આપવામાં આવી છે.

### ૨ પરિભાષાનું કામ

કેટલાક વખતથી વિજ્ઞાનની પરિભાષા ગુજરાતીમાં તૈયાર કરવાનું કામ હાથ ઉપર લેવામાં આવ્યું હતું. તેને આ વરસ દરમિયાન પૂરું કરી પુસ્તિકારૂપે બહાર પાડ્યું છે. તેને ગુજરાતની હાઈસ્કૂલો અને વિદ્યાસંસ્થાઓએ સારો આવકાર આપ્યો છે.

આ કામ આગળ વધારવાને માટે વિદ્યાપીઠે વિજ્ઞાનનાં પુસ્તકોનું પ્રકાશન હાથ પર લેવું જોઈએ. તેની શરૂઆત 'आहार अने पोषण'ની પુસ્તિકાથી કરી છે. ત્યાર બાદ 'मलेरिया' ઉપર એક પુસ્તિકા બહાર પડી છે. એવાં બીજાં લોકોપયોગી પુસ્તકો તૈયાર કરાવવાનો પ્રયત્ન ચાલુ રાખવામાં આવશે.

'अर्थशास्त्रनी परिभाषा' આ સાલમાં માસિક દ્વારા હપતે હપતે બહાર પાડવામાં આવી હતી, તે હવે પુસ્તિકારૂપમાં બહાર પાડવામાં આવશે.

આ ઉપરાંત બીજી વિદ્યાઓની પરિભાષા તૈયાર કરવાનું કામ અનુકૂળતા પ્રમાણે હાથ ધરવાનું છે.

### ૩. બીજું પ્રકાશન કામ

વિદ્યાપીઠ ગ્રંથાવલીમા ચાલણગાડી અને વિદ્યાપીઠ વાચનમાળાની સાતે ચોપડીઓનું પુનર્મુદ્રણ કરવામાં આવ્યું હતું. તે ઉપરાંત 'खादीविद्या प्रवेशिका'ની નવી સુધારાવધારા સાથેની આવૃત્તિ, અને 'वर्धा शिक्षण योजना'ની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામા આવી હતી.

ગિદવાણી સ્મારક માળામાં 'हिंदनु प्रजाकीय अर्थशास्त्र' હમણાં બહાર પડ્યું છે અને 'दत्तना आर्थिक इतिहास'નો સાર હવે છાપવાનું શરૂ થશે.

ચકુબહેન સ્મારક માળામાં 'प्राचीन शांत कथाओ', 'आहार अने पोषण' અને 'मलेरिया' બહાર પડ્યાં છે.

રેવાભાઈ પટેલ સ્મારક માળામાં 'योगवासिष्ठ' બહાર પડ્યું છે અને ટૉલ્સ્ટૉય કૃત 'करवुं शुं?'નો અનુવાદ હવે બહાર પડશે.

### ૪. વિદ્યાપીઠ ગ્રંથાલય

આ સાલમાં ૧૪૮૨ પુસ્તકો વંચાયાં છે. વાચક સંખ્યા ૧૦૧ છે. વર્ષ દરમિયાન ૬૩૬ પુસ્તકો નવાં ઉમેરાયાં છે તે મળીને કુલ પુસ્તકસંખ્યા ૨૭,૪૬૩ થઈ છે.

### ૫. હિન્દુસ્તાની પ્રચાર

ગુજરાતમાં હિંદુસ્તાની પ્રચારનું કાર્ય હવે જામતું જાય છે. વિદ્યાપીઠના બે સેવકોની મદદથી ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થા કરે છે. તે કામને અંગે પ્રકાશનકામ વિદ્યાપીઠ તરફથી થાય છે. કોશ વિષે ઉપર નિર્દેશ કરેલો છે. તેનાં પાઠ્યપુસ્તકોમાં 'हिंदुस्तानी पाठावलि' ૧લી કિતાબ નાગરી અને ઉર્દૂ લિપિમાં બહાર પાડવામાં આવી છે. 'उर्दू लिपि शिक्षिका'ની નવી સુધારેલી આવૃત્તિ હમણાં બહાર પડી છે. બીજી કેટલીક ચોપડીઓનું કામ હાથ ઉપર છે.

### ૬. ખાદી કાર્યાલય

ત્રણ વણકર કુટુંબો પહેલાંની માફક ચાલુ રહ્યાં છે. તેમણે વરસ દરમિયાન ૩૦૫૩ ચો.વા. ખાદી વણી હતી.

કાંતનારાને પૂણી મળી શકે તે સારુ વિદ્યાપીઠ પાસે પડેલી યંત્રપીંજણ અમદાવાદના ખાદી મંદિરને સોંપ્યા છે. તે સંસ્થા પોતાની તરફથી વધુ પીંજણો રાખી વિદ્યાપીઠના મકાનમાં પૂણીઓ તૈયાર કરે એવી તેમને સવલ આપવામાં આવી છે.

### ૭. ખેતીકામ

વરસ દરમિયાન આ ખાતે રૂ. ૨૬૪૪-૦-૬ની આવક થઈ હતી અને વ્યવસ્થાખર્ચ ન ગણતા રૂ. ૧૩૩૩-૪-૬નું ખર્ચ થયું હતું. પાણીના બોરિંગ પરનું કૂડનું ઍંજિન વારંવાર બગડવાથી સાલભરમાં રૂ. ૭૨૧-૧૩-૦ તે ઉપર મરામત ખર્ચ થયું હતું. હવે ઍંજિન કાઢી વીજળીની ગોઠવણી કરવા વિચાર છે.

### ૮. ગ્રામસેવા સમિતિ

આ સમિતિનું કામ પૂર્વવત્ ફરી ચાલુ કરવામાં આવ્યું નથી. આ સાલમાં બે સેવકો તે ખાતે કામ કરતા હતા. બોચાસણ વિદ્યાલયમાં ૧૯૪૫ની ગમહાદેવભાઈ જયંતીથી સમગ્ર સેવા તાલીમ વર્ગ શરૂ કરવામાં આવ્યો છે.

### ૯. પરચૂરણ કામો

૧. 'શિક્ષણ અને સાહિત્ય' માસિક નવજીવન કાર્યાલય તરફથી ફરી શરૂ કરવામાં આવ્યું છે. તેના સંપાદક મંડળમાં વિદ્યાપીઠના બે સેવકો છે.

૨. શ્રી. મહાદેવભાઈ સ્મારક ફાળાના ઉઘરાણાના કામમાં એક મંત્રી તરીકે શ્રી. મગનભાઈ દેસાઈને લેવામાં આવ્યા હતા.

૩. મૅડમ મૉન્ટેસરીને ગુજરાતમાં બાલશિક્ષણ તાલીમ વર્ગ ચલાવવા માટે વિદ્યાપીઠના મકાનનો જરૂરી ભાગ ચારેક માસ માટે આપવામાં આવ્યો હતો.

૪. મુખ્ય મકાનનું ધાબું ગળે છે તે માટે ઇજનેર શ્રી. ભાઈલાલભાઈ પટેલની સલાહ પ્રમાણે કામચલાઉ ઉપાયો લેવામાં આવે છે. તેને અંગે કાયમી ઉપાય હવે કરવાની જરૂર છે.

૫. ટાઉન પ્લૅનિંગ યોજના ચાલુ વરસમાં અમલમાં આવી છે. તેની રૂએ વિદ્યાપીઠ હસ્તકની જમીનમાં ફેરફાર થયો છે. પહેલાં કુલ એકર ૨૫ ગુંઠા ૭ જમીન હતી. હવે એકર ૨૫ ગુંઠા ૨૪-૮ થઈ છે. જમીનની સુધારણા અને કિંમતવૃદ્ધિનો વેરો મ્યુનિસિપાલિટીએ કુલ રૂ. ૨૬,૨૧૧-૦-૦ વિદ્યાપીઠ પાસે માગ્યા છે.

### નવા વર્ષનું બજેટ

નવી સાલમાં ઉપર મુજબ જ કામ ચાલુ રાખવામાં આવ્યું છે. તેના ખર્ચનો અંદાજ રૂ. ૨૪,૯૫૦ કરવામાં આવ્યો છે.

પુસ્તક પ્રકાશન અને ખેતી વગેરેની આવકનો અંદાજ રૂ. ૭૫૦૦ કરવામાં આવ્યો છે. તે જતાં બાકીની રકમ વિદ્યાપીઠના સ્નાતકો, જૂના વિદ્યાર્થીઓ અને ગુજરાતની જનતા પાસેથી મેળવવાની રહે છે. જેઓ મદદ આપવા ઇચ્છે તેઓ પોતાનો ફાળો મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, એ સરનામે મોકલાવી આપે એવી વિનંતી છે.

## સાભાર સ્વીકાર

**મૂંગો સેવક** : લે૦ ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કં. લિ., મુંબઈ કિ. ૧-૮-૦. **લાલ કિલ્લાનો મુકદ્દમો** : લે૦ ઝવેરચંદ મેઘાણી, પ્ર૦ ભારતી પ્ર૦ મંદિર, ભાવનગર, કિ. ૧-૮-૦. **સુરભિ** : લે૦ પન્નાલાલ પટેલ, પ્ર૦ ભારતી પ્ર૦ મંદિર, ભાવનગર, કિ. ૩-૮-૦. **પરિણીતા** : લે૦ શરદબાબુ, અનુ૦ નગીનદાસ પારેખ, પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કિ. ૧-૦-૦. **કળોડાં : તનનાં અને મનનાં.** અનુ૦ શાંતાબહેન મ. દેસાઈ, પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, કિ. ૨-૦-૦. **ઉપાયન** : લે૦ સુન્દરમ્, પ્ર૦ આર. આર. શેઠની કં., મુંબઈ, કિ. ૩-૮-૦. **અમારો ગૂર્જર દેશ** : લે૦ વરધભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર, પ્ર૦ વોરા ઍન્ડ કં.,લિ૦, મુંબઈ, કિ ૦-૧૦-૦. **ઇતિહાસની કેડી** : લે૦ ભોગીલાલ જ. સાંડેસરા, પ્ર૦ પથિક પ્રકાશન, વડોદરા કિ. ૪-૮-૦.

લોકપ્રકાશનગૃહ, મુંબઈ, નાં પ્રકાશનો — **વૉલ્ગાથી ગંગા** : લે૦ રાહુલ સાંકૃત્યાયન, અનુ૦ ચંદુલાલ ભટ્ટ, કિ. ૬-૦-૦. **મેઘધનુષ** : અનુ૦ રમણલાલ સોની, કિ. ૪-૦-૦. **સામ્યવાદ** : લે૦ ભોગીલાલ ગાંધી, કિ. ૦-૧૨-૦. **દેશની આઝાદી માટે ફરી મળો** : લે૦ પૂરનચંદ્ર જોષી, કિ. ૦-૮-૦ **સ્તાલિનગ્રાડનો ઘેરો** : અનુ૦ પરાગ જાની, કિ. ૦-૮-૦. **સોવિયેટની વીરાંગનાઓ** : અનુ૦ રમેશ સંઘવી, કિં. ૦-૮-૦. **સોવિયેટ ભૂમિની આઝાદ પ્રજાઓ** : લે૦ ગંગાધર અધિકારી, અનુ૦ હરિપ્રસાદ દેસાઈ, કિં. ૦-૧૦-૦. **બુંગિયો** : કિં. ૦-૮-૦. **બ્રિટનમાં હિંદની થાપણ** : લે. બી. ટી. રણદિવે, કિં. ૦-૮-૦. **કૉંગ્રેસ અને કમ્યુનિસ્ટો** : લે૦ પૂરનચંદ્ર જોષી, કિં. ૦-૬-૦. **ચૂંટણી-જંગ જીતવા માટે** : લે૦ ઉપર પ્રમાણે કિં. ૦-૨-૦. **સ્વતંત્ર ને સુખી હિંદની રૂપરેખા** : લે૦ ઉપર, પ્રમાણે કિ. ૦-૨-૦. **કમ્યુનિસ્ટો મુસ્લિમ લીગને શા માટે ટેકો આપે છે?** : લે૦ કલ્યાણ કૃષ્ણન, કિં. ૦-૧-૬. **આઝાદીની લડતમાં અછૂત વર્ગનું સ્થાન** : લે૦ બી. ટી. રણદિવે, કિં. ૦-૨-૦. **લાલ વાવટાનો લડવૈયો બિરાદર જુગનખાન** : લે૦ ભોગીલાલ ગાંધી, કિ. ૦-૧-૦. **પંડિતજી! ફરી વિચાર કરો ૧૯૪૨ના ઑગષ્ટ પછી શું બન્યું?** : લે૦ ગંગાધર અધિકારી, કિં ૦-૨-૦. 'જનયુગ' [અઠવાડિક] : પ્ર૦ ગુજરાત કમ્યુનિસ્ટ પાર્ટી.

# માસિક વિવેચન

## 'વિદ્યાર્થીઓની હડતાલો

થોડા વખત ઉપર એક માધ્યમિક શાળાના બેએક વિદ્યાર્થી કાર્યકરોને મળવાનું થયું. તેઓ કહે, એક વિચિત્ર છતાં નાજુક પરિસ્થિતિ અમારી થતી જાય છે. હવે એવું થવા લાગ્યું છે કે, કાંઈક જરા સરખું બહાનું મળ્યું કે છોકરાઓ જરા વારમાં હડતાલ પાડે છે. અને એમાંય ખરાબી તો એ છે કે, કાંઈક ખબર આવતાં એપાંચ જણ હડતાલ પાડવાનો સમરો મૂકે. વાયુવેગે એ ચાલે જ! અને જે વિદ્યાર્થી એની સામે બોલે તે કદાચ ઓછો 'આઝાદ' કે 'દેશભક્ત' જણાય, એવું વાતાવરણ: એટલે સામે થવું પણ વસમું. અને એવું કોઈ અમારું તંત્ર તો હોતું નથી કે, પહેલું કાંઈ કામ તેની આગળ વિચારાય પછી આગળ ચાલે. પરિણામે, એવું બને છે કે, જરા જરામાં હડતાલ પડે, અને અમને કાર્યકરોને ન ગમે છતાં કાંઈ કરી ન શકીએ. કરવા જઈએ તો અમે અકારા લાગીએ. (અને મેં ઉમેર્યું; 'લીડરી'—નેતાગીરી પણ જોખમાય નહિ?) તે વિદ્યાર્થીઓએ કહ્યું, સાચું છે. પણ અમે હવે એની પરવા નથી કરતા. આ તો સાવ અરાજક જેવું થાય, તેની સામે થવું જોઈએ, એવા વિચાર ઉપર, અમે આવ્યા છીએ.

જવાબમાં મેં એમને કહ્યું, તમે સાચો નિર્ણય કર્યો છે; તમે સફળતાથી વર્તશો તો તમારી આગેવાની પણ દૃઢ થશે. બીજું કાંઈ નહિ તોય તમારી સેવા કરવાની આવડત અને શક્તિ તો વધશે જ. દોરનારને નેતા કહે છે, અમે તેમ દોરાઈ જનાર કે ઘસડાનારને નહિ.

અને વિદ્યાર્થીઓ હડતાલ પાડી તે સમય વેડફી જ નાંખે, તો તે પાડવામાં કશો ફાયદો કે જરૂર ભાગ્યે જ હોય.

## વિદ્યાર્થી પરિષદનો ઠરાવ

હડતાલની વાત નીકળી છે ત્યારે, ભેગાભેગી, આ અંગે અખિલ ગુજરાત વિદ્યાર્થી પરિષદે (ડિસેમ્બર ૨૨થી ૨૪માં અમદાવાદમાં મળી હતી તેણે) કરેલો નીચેનો ઠરાવ પણ જોવા જેવો છે:

'કેટલીક વાર વિદ્યાર્થીઓ કારણોસર કે પૂરતાં કારણો વગર હડતાલ પર ઊતરે છે. એ વાતની આ પરિષદ નોંધ લે છે. અને તેથી ગુજરાત-કાઠિયાવાડના વિદ્યાર્થીઓની આ પરિષદ વિદ્યાર્થીઓના માર્ગદર્શન માટે હડતાલ અંગે નીચેની સ્પષ્ટતા રજૂ કરે છે.

આ પરિષદ માને છે કે, શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચેનો સંબંધ એ કોઈ માલિક અને મજૂર જેવો નથી. સાથોસાથ આ પરિષદ એમ માને છે કે, શિક્ષકો અને વિદ્યાર્થીઓનાં કેટલાક હિતો અને હક્કો હાલની પ્રરેથી કેળવણીની પદ્ધતિમાં સમાન અને સરખાં છે, તેથી વિદ્યાર્થીઓએ પોતાની ફરિયાદો હક્કો કે સ્વમાન માટે હડતાલ જેવા ગંભીર રસ્તાને અપનાવવા પહેલાં એ ફરિયાદોનો વાજબી નિકાલ લાવવા માટે શક્ય એવા સઘળા પ્રયત્નો કરી છૂટવું જોઈએ. પણ એ ભુલાવું જોઈએ નહિ કે, હડતાલ અતિ છેક છેવટનું અને નછૂટકાનું હથિયાર છે. આમ હડતાલ પર જતા પહેલાં તે વિદ્યાર્થીઓ ત્યાંના સ્થાનિક વિદ્યાર્થી કાર્યકરોની આ અંગે સલાહ લે એ પણ અતિ જરૂરનું છે.

હડતાલ દરમિયાન પૂરી શાંતિ અને શિસ્ત જાળવવી એ પ્રત્યેક વિદ્યાર્થીની ફરજ છે. શિક્ષકો અને કેળવણી સત્તાવાળાઓ તેમ જ હડતાલ પર ઊતરેલા વિદ્યાર્થીઓ પાસેથી પરિષદ એવી આશા રાખે છે કે, હડતાલ દરમિયાન તેઓનું વર્તન એકબીજા પ્રત્યે કડવી લાગણી પેદા કરે એવું ન હોવું જોઈએ.'

## શિક્ષકો અને વિદ્યાર્થીઓ

હડતાલ ઉપરાંત શાળાઓમાં શિસ્તના પ્રશ્નો પણ જાત જાતના ઊઠે છે. એમાં તરત એમ કહી દેવું અઘરું છે કે, આજનો વિદ્યાર્થી પહેલાં કરતાં વધારે છકાછકેલો કે તોફાની બન્યો છે. મોટું ને વ્યાપક કારણ આજનું ધંધાદારી થતું જતું શિક્ષણતંત્ર હોય એમ લાગે છે. તેથી શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેના સંબંધનો ખ્યાલ જ જાણે પલટાતો ગયો છે. દા. ત., એક છોકરાને એક શિક્ષકે (તોફાન કે અવગણ્યાને લઈને) વર્ગ બહાર જવા ફરમાવ્યું; છોકરે જવાબ આપ્યો, શા માટે જાઉં? મેં ફી ભરી છે!—આ એક અતિદૃષ્ટાંતને ઉપર કહેલો ખ્યાલ-પલટો બતાવવા પૂરતો નોંધું છું. બાકી, આની સાથે એ પણ જોયું છે કે, જે વિદ્યાપ્રેમી શિક્ષકો લગનીભેર સારું શીખવનારા છે તેઓને; અથવા તો જેઓ રાષ્ટ્રપ્રેમવાળા હોય છે તેઓને;—આવા બે ગુણવાળાને આદર અને શિસ્ત સહેજે મળે છે. આ બતાવે છે કે, શિક્ષણના કાર્યની મૂળ ભાવના તો નષ્ટ નથી થઈ જતી. તેને જાગ્રત રાખી સંભાળવી અને વધારવી જોઈએ.

અ૦ ગુ૦ વિદ્યાર્થી પરિષદે આ બાબત પણ ઠરાવ કર્યો છે. તે આપણા જમાનાનો પણ સૂચક જ છે. ઠરાવ આ પ્રમાણે છે:

'ગુજરાત-કાઠિયાવાડના વિદ્યાર્થીઓની આ પરિષદ એ સ્પષ્ટ કરવા માગે છે કે, શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચેનો સંબંધ એ કોઈ શેઠ, નોકર કે માલિક મજૂર વચ્ચેનો, એટલે કે વર્ગભેદનો નથી, પરંતુ એકબીજાને પૂરક અને ભાઈ છે. વિદ્યાર્થીઓનાં હિતો અને હક્કો કાંઈ શિક્ષકોનાં હિતો અને હક્કોથી તદ્દન વિરુદ્ધ નથી, પરંતુ બન્નેને આજની કેળવણીના તંત્રના મૂળમાં રહેલા પ્રરેથી તંત્રથી ગંભીર નુકસાન પહોંચી રહ્યું છે. આથી આ પરિષદ વિદ્યાર્થીઓને વિનંતિ કરે છે કે, વિદ્યાર્થીઓ શિક્ષકો પ્રત્યે પૂરતા આદરથી વર્તન રાખે અને પ્રામાણિક મતભેદ ઊભા થાય ત્યારે વિનયપૂર્વક પોતાનો આગ્રહ ચાલુ રાખે.'

## માનવપ્રાણી કેવું વિચિત્ર છે!

નીચેની ખબર વાંચીને વાચકને, ખેલ કે મજાને સારુ દેડકાંને પથ્થર મારતાં બાળકોની પેલી જાણીતી વાત કદાચ યાદ આવશે. જોકે ખબર તો એના કરતાં વધારે ક્રૂર અને ખૂનખાર છે. ૧૮-૧૨-'૪૫ના 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માંથી નીચેનો રૉઇટરનો તાર ઉતારું છું:—

"ન્યૂ યૉર્ક : માછલી અને શની પશુઓને અંગેના એક મંડળના અધિકારીઓએ ('યુ. એસ. ફિશ ઍન્ડ વાઇલ્ડ લાઇફ સર્વિસ') એવી ચિંતા વ્યક્ત કરી છે કે, અણુબૉમ્બ અંગે નૌકાસૈન્યવાળાઓ જે પ્રયોગો કરે છે, તેથી વેપાર માટે મહત્ત્વની માછલીની જાતની મોટી સંખ્યા નાશ પામશે.

"નૌકાપતિ . . . એ જાહેર કર્યું છે કે, અણુબૉમ્બ પાણીની અંદર તથા સપાટી પર બેઉ જગાએ ફોડાશે. કેમ કે સપાટી પરનાં વહાણો તથા સ્થળભાગો પર તેની શી અસર થાય છે, તે બેઉ જોવું છે.

"(ઉપલા મંડળના) મુખ્ય માછલીવિજ્ઞાની મિ૦ . . . કહ્યું કે, પાણીની અંદર ફોડાતા બૉમ્બથી જે દબાણનો ધક્કો લાગે છે તેનાથી હજારો ફૂટ જેટલા વિસ્તારમાં જીવો નાશ પામે છે."

વાતનાં છોકરાં તો નર્યો ખેલ માણતાં; મરો હતો દેડકાનો જ. અહીં નૌકાપતિને પોતાના હાથમાં આવેલા નવા રમકડાના પ્રયોગનો ખેલ કરવાનો આનંદ તો હશે; પરંતુ તેનેય માછલી તો ખાવા જોઈએ છે. તે ખાઈને જીવવું છે; અને છતાં ધંધો કરવો છે પોતાના જ જાતભાઈઓને મારવાના નવા નવા નુસખા અજમાવવાનો!

સાચે જ માનવપ્રાણી વિચિત્ર છે. બાઇબલમાં બીજી યોનિઓ પર અધિકાર ભોગવવાની વાત આવે છે, ત્યાં આવો કાયદો તે કહેનારને કલ્પનામાંયે આવ્યો હશે ખરો?

## આ પણ લોકહિત માટે!

ગયા ચોમાસામાં બી. બી. રેલવે જગાએ જગાએ ધોવાઈ ગઈ, તેમાં બિલિમોરા આગળનું ભંગાણ સૌથી જબરું હતું. ત્યાં રેલવેવાળાઓને જૂની લાઈનને પડખે નવી નાંખવી પડી. આ કામ મહિનાઓથી ચાલે છે. તેને માટે દૂર દૂરથી મજૂરોનાં દળનાં દળ તે સ્થળે ઉતારવાં પડ્યાં; તેથી તે સ્થળ મજૂરોની એક કામચલાઉ વસાહત બની છે. તેમાં કોડીબંધ મજૂર કુટુંબો વસે છે.

થોડા દિવસ ઉપર ત્યાંથી દિવસની ગાડીમાં પસાર થતો હતો. જોયું કે, વસાહતનાં ઝૂંપડાંથી નોખી તરી આવે એવી એક ઊંચી જગા પરના ઝૂંપડા પર ધજા ઊડી રહી હતી. મને થયું, આ શું હશે? લોકોએ દેવમંદિર ઊભું કર્યું હશે? પણ તે જ વખતે મનમાં શંકા ઊઠી કે, સરકારનું . . . દેવી મંદિર તો ન હોય? ધીમી જતી ગાડીના પાટિયા પર કેટલાક મજૂરો વળગ્યા હતા. તે મરાઠી હતા. મેં પૂછ્યું, પેલી ધજાવાળી જગા શું છે? શંકા ખરી પડી: 'કંઈ, એ તો તાડીની દુકાન છે!'

લોકની 'સુખાકારી' માટે સરકાર જાગ્રત રહે નહિ તો શું કરે? લશ્કરના પડાવ પાસે કૂટણખાનાં ખોલવાની પેઠે જ મજૂરોના પડાવ પાસે આ તાડી-મંદિર ખોલવાની 'ફરજ' સરકાર પોતે જ સમજી જાય છે. એને માટે લોકમત જગાવવા કે લડવા કાંઈ જરૂર નથી. હા, એમાં સુધારો કરવા માટે લાંડી ખાવી પડે. પણ સ્વરાજ સરકાર આવે તો આ 'ફરજ' અવળી થવી જ જોઈશે.

## દેશી ભાષાઓનું જ્ઞાન

ગાંધીજી હમણાં બંગાળમાં હતા ત્યારે એક જગાએ છાપામાં હેવાલ આવેલો કે, તેમણે અફસોસ કર્યો કે, મને બંગાળી નથી આવડતી; આપણને ઘણી દેશી ભાષાઓ આવડવી જોઈએ.

આ સારનું લખાણ વાંચી તે વખતે એક વાતચીતના મેળાવડામાં એક જણે પૂછ્યું, "બે લિપિવાળી હિંદુસ્તાની શીખો, એ તો એક બોજો છે જ, ત્યાં ગાંધીજી વળી આ બોજો ક્યાંથી લાવે છે? આ તો કેમ ફાવે? ને શું કામ આપણે શીખવી?"

સ્વરાજ એટલે શું, અને તે કેમ ચાલવું જોઈએ, એની કલ્પના ન હોવાથી જ આવા ને બીજા અનેક જાતના સવાલો ઘણી વાર તો ઊઠે છે. ભાષાવાર પ્રાંત કરવા જોઈએ એમ સૌ કબૂલે છે. પરંતુ એમાંથી જ ફલિત થતી આ વાત તેમને નથી સમજાતી કે, તે કાંઈ અલગતા સેવવા માટે નહિ, પણ વધારે સારી પેઠે ને પરસ્પર વધુ પોષક રીતે એક બનવાને માટે એ સિદ્ધાંત છે. આ કરવાનું સાધન ભાષા, કળા કૌશલ્ય દ્વારા વિનિમય વગેરે એ જ છે. પ્રાંત પ્રાંતના લોકહૃદયને પહોંચવા તે તે પ્રાંતની ભાષા ને કલા ઇ૦ની ખાસિયત પામવી જોઈશે. એ વગર હિંદની પ્રજાને અખંડ નહિ રાખી શકાય.

આ સાદી વાત સમજવામાં મુશ્કેલી પડવાનું એક કારણ કદાચ એ છે કે, શિક્ષણની કોઈ પણ વાત લોકો અત્યારે ચાલુ પરદેશી સરકારના શિક્ષણ ખાતાની જ પ્રથાના ચીલામાં જુએ છે. એમાં કશો પ્રજાકીય ઉમળકો તો છે જ નહિ; નોકરીની ગરજ અને પરરાજ્યની લાચારીથી કરવી પડતી વેઠ, એ જ એ ક્રિયાનાં જાણે મુખપદ બન્યાં છે. તેથી હિંદુસ્તાનીની કે દેશી ભાષાઓની ઉન્નતિ અને પ્રગતિના વિચારથી કાંઈ પગલું ભરવાનું આવે કે તેમાં બોજો જ દેખાય છે. ગાંધીજી કાંઈ શિક્ષણ-તંત્રના વિષયોની ચર્ચા કરતા નહોતા. એ તો ભાવી સ્વરાજ્યની સ્વતંત્ર પ્રજાના નાગરિકની ભાવના અને ઉમળકાની વાત કરતા હતા. એ ભાવના અને ઉમળકો આપણામાં જાગવાં જોઈશે. તો પછી સ્વરાજ્યના શિક્ષણ-તંત્રમાં દેશી ભાષાઓનું શું સ્થાન હોવું જોઈએ, એ તો સહેજે સ્વરાજ્યના કેળવણી-પ્રધાનો ગોઠવી લેશે. એ પ્રકારની વ્યવસ્થા ગોઠવવાને માટે લોકમત અને પ્રેમપૂર્વક લોકપ્રયત્ન શરૂ થવો જોઈએ. ગાંધીજી પોતાના

રચનાકાર્યક્રમમાં જે વાત કરે છે તે આ જાતના કામની. ભાવી સ્વરાજની કલ્પના કરવામાં પણ એ જ કાર્યક્રમનો વિચાર મદદ કરી શકે છે. આપણે ત્યાં હિંદની બીજી દેશી ભાષાઓ જેમનાશ હવે વધવા જોઈએ; તો જ આપણું જીવન અને સાહિત્ય તથા સંસ્કૃતિ ભર્યાં ભર્યાં અને સાચાં રાષ્ટ્રીય થઈ શકશે.

## અંગ્રેજી વગર ન જ ચાલે ?

થોડા વખત ઉપર સુરતમાં 'ગુજરાત યુનિવર્સિટી' અંગે એક જાહેર ચર્ચા ગોઠવવામાં આવી હતી. તેમાં અનેક વક્તાઓએ ભાગ લીધો. તેઓમાં શ્રી. જુગતરામભાઈ દવેએ જે એક વાત કરી, તે નવી તથા મૌલિક પણ હતી. બીજાઓએ કરેલી વાતો સામાન્ય અને જાણીતી હતી. શ્રી. જુગતરામભાઈની વાતમાં મૌલિકતા ઉપરાંત એક જે જીવંત કળકળ છે તે પણ ધ્યાન ખેંચે છે. તેમણે જે કહ્યું તેનો હેવાલ નીચે પ્રમાણે મળ્યો છે:—

"ગુજરાતી દ્વારા શિક્ષણ અપાશે એ આનંદ પામવા જેવું છે. પરંતુ અંગ્રેજીને ફરજિયાત સ્થાન મળશે એવી આનંદમાં ભંગાણ પડ્યું. અંગ્રેજી તો આપણા માથા પર જ નહિ, પરંતુ વાળમાં ઘૂસી ગઈ છે, એટલે મુંડન કરાવ્યા વગર એ નીકળનાર નથી. માટે અંગ્રેજીને વિશ્વવિદ્યાલયમાં આવવા જ ન દઈએ. બધા વિદ્યાર્થીઓ માટે એ ફરજિયાત હોય એ ઠીક લાગતું નથી. ગામડાંની દૃષ્ટિએ મને એ ગમ્યું નથી. આ બધું સાંભળીને, ગામડાંમાં આ વિશ્વવિદ્યાલય શિક્ષણનો ધોધ વહાવશે એવી છાપ મારા પર પડી નથી. મેં તો એવી આશા રાખેલી કે, ગામડાંમાંથી જ પ્રાથમિક શિક્ષણ શરૂ કરે એવી આ સંસ્થા હશે. આ તો જેમ દિલ્હીથી સ્વરાજ્ય આવવાનું તેમ અમદાવાદથી શિક્ષણ. પરંતુ આ ટીકારૂપે નથી, ભિક્ષારૂપે કહું છું—માગણી મૂકી છે."

ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક સુધીના અભ્યાસક્રમમાં એવી જોગવાઈ હતી કે, અંગ્રેજીને બદલે મરાઠી, બંગાળી ઇ૦ કોઈ બીજી અર્વાચીન ભાષા લઈને સ્નાતક થઈ શકાય. એવી રીતે થવા માગનાર આજે જવલ્લે કોઈક નીકળે, એ જુદી વાત. મુદ્દો છે, અંગ્રેજીના સ્થાનનો અને કોઈ પણ વિદ્યાર્થી તે વિનાય ઉચ્ચ સુધીનો અભ્યાસ કરવા માગે, તો તેને જોગવાઈ આપવાનો. એ મુદ્દો જો ધ્યાનપાત્ર ઠરે, તો વિશ્વવિદ્યાલયની કલ્પનામાંય મોટો ફેર પડે. આ અને આવા બીજા અનેક મૌલિક મુદ્દાઓનો વિચાર જ હજી જાગ્યો નથી. અને તેથી જ આ પ્રાદેશિક યુનિવર્સિટીઓની વાતને સ્વરાજ-યુગનો પવન નથી લાગ્યો, એમ કહેવું પડે છે. એના ઉત્પાદકો સરકારી ઢબના ચોકઠામાંથી ભાગ્યે જ બહાર નીકળેલા લોક છે. આ વસ્તુ તો વાચક આ અંકમાં પ્રસિદ્ધ થયેલા મહારાષ્ટ્ર માટે યુનિવર્સિટીની 'જયકર યોજના'માંથી પણ પામી જઈ શકશે.

## પ્રાદેશિક યુનિવર્સિટી વિષે લોકમત

આ પ્રાદેશિક યુનિવર્સિટીઓ કરવા અંગે મુંબઈના 'ક્રૉનિકલ' પત્રે લોકમત જાણવા પ્રયત્ન કર્યો હતો. તેનું પરિણામ તેના તા. ૨૭-૧-'૪૬ના સાપ્તાહિક અંકમાં નીચે પ્રમાણે જણાવ્યું છે:

"પૂછેલી પ્રશ્નાવલીના મળેલા જવાબોની સંખ્યા એટલી તો ઓછી જ છે કે, તે ઉપરથી આપણા ઉચ્ચ શિક્ષણના આ એક સળગતા સવાલ અંગે લોક શું વિચારે છે, એનો અંદાજ કે ક્યાસ કાઢવો ન્યાયપુરઃસર ન ગણાય. તેથી તે જવાબોની ગણતરી કરીને તેનું પૃથક્કરણ કરવાનું છોડી દઈએ છીએ. પણ એ જવાબો તો ઠીક; તેમની સંખ્યા એટલી નાની છે કે તે જ એમ સાબિત કરે છે કે, સામાન્ય લોક આ સવાલ વિષે બેપરવા છે કે તેમાં માથું ફોડવા તૈયાર નથી. ચાલુ રાજદ્વારી ચળવળ અને આવતી ચૂંટણીઓમાં કદાચ લોક ગૂંથાયા હોય; પરંતુ એકે વિદ્યાર્થીનો જવાબ નથી મળ્યો એનો તો કાંઈ બચાવ નથી. . . ."

મૂળ વાત એમેય લાગે છે કે, લોકો આજે તો સ્વતંત્રતા માટે તલપાપડ થઈ રહ્યા છે; અને પ્રાદેશિક યુનિવર્સિટીનું કામ એમાં કાંઈ મદદ કરશે, એમ કોઈને ભાગ્યે જ લાગે છે. અને લોક એ પણ જાણે છે કે, સ્વતંત્રતા મળ્યે જ આ પ્રશ્નનો સાચો ઉકેલ પણ જડી શકશે. સરકારી શિક્ષણ અને સ્વરાજશિક્ષણમાં ફેર તો પડશે જ. એ શો, તે વિષે લોકને ભાગ્યે જ કોઈ કશું કહે છે કે સમજાવે છે. આજે મોટી જરૂર એની છે.

## ગ્રીષ્મ પ્રવૃત્તિ માટે મધ્યસ્થ સમિતિ

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે, ગ્રીષ્મવર્ગો ચલાવનાર ને તેમાં રસ લેનાર ભાઈબહેનોની સભા તા. ૯-૨-'૪૬ના રોજ, શ્રી મોરારજી દેસાઈને પ્રમુખપદે, અમદાવાદ કૉન્ગ્રેસ હાઉસમાં મળી હતી. ૨૭ જણ હાજર હતાં. આગલી સભામાં નક્કી કરેલા મુદ્દાઓ (ગયા અંકમાં જે જણાવવામાં આવ્યા છે.) વિષે સામાન્ય ચર્ચા થયા બાદ, ગુજરાતભરમાં ચાલતી આ પ્રવૃત્તિનું એકમેળથી ને સમન્વયપૂર્વક કામ ચાલે તે ઉદ્દેશથી સલાહ તથા દોરવણી આપવા માટે એક મધ્યસ્થ પ્રતિનિધિ સમિતિ નીમવામાં આવી, તે નીચે મુજબ:—

- શ્રી. મગનભાઈ દેસાઈ — પ્રમુખ
- શ્રી. પુષ્પાબહેન મહેતા
- શ્રી. બબલભાઈ મહેતા
- શ્રી. જાદવજી મોદી
- શ્રી. પોપટ વ્યાસ
- શ્રી. ગુજરાત વ્યાયામ મંડળના એક પ્રતિનિધિ તે નીમી જણાવે તે
- શ્રી. ઈનાયતદાર(?) — મંત્રી

આ સમિતિ ઇચ્છે તેમનો સાથ સહકાર મેળવીને પોતાનું કામ કરશે. આથી ગુજરાતની આ એક વિશિષ્ટ પ્રવૃત્તિ પોતાનાં વધી વધારે વિકાસ અને સફળતા સાધશે એવી આશા રાખીએ. મ૦

**કળા એટલે શું?** (ટૉલ્સ્ટૉય કૃત ‘What is Art?’) અનુ૦ મગનભાઈ દેસાઈ. પ્ર૦ (રેવાભાઈ પટેલ સ્મારક ગ્રંથમાળામાં), ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. સચિત્ર. પા. ૪૮+૨૪૦ (ગ્રંથમાં આવતાં નામોનો પરિચય આપતી સૂચિ તથા ગ્રંથસૂચિ સાથે). કિં. ૩-૮-૦.

[આ પુસ્તકના વિસ્તૃત ઉપોદ્‌ઘાતમાં અનુવાદકે આ ગ્રંથનો પરિચય આપ્યો છે. તે ટૂંકાવીને નીચે ઉતાર્યો છે:–]

કલા ઉપરનો ટૉલ્સ્ટૉયનો આ નિબંધ તેના થોડાક આર્ષ ગણાતા ગ્રંથોમાંનો એક છે. આ ગ્રંથ વિષે તેમણે જ તેના અંતિમ પ્રકરણમાં લખ્યું છે:

“મને નિકટ એવા કલાના વિષય પરનું મારું આ પુસ્તક યથાશક્તિ મેં પૂરું કર્યું છે. તેમાં મેં મારી સર્વ શક્તિ આપી છે. તેણે મારાં ૧૫ વર્ષ લીધાં છે. આ વિષયે મારાં ૧૫ વર્ષ લીધાં છે એમ કહેવામાં મારો અર્થ એ નથી કે, આ પુસ્તક હું પંદર વર્ષ સુધી લખતો રહ્યો છું; પણ મારે એટલું જ કહેવાનું છે કે, ૧૫ વર્ષ ઉપર મેં કલા ઉપર લખવાનું શરૂ કર્યું ને તે એમ માનીને કે, આ કામ મેં હવે માથે લીધું છે તો વગર અટકયે હું તે પૂરું કરી શકીશ. પરંતુ નીકળ્યું એવું કે, આ વિષય પરના મારા વિચારો એવા તો અસ્પષ્ટ હતા કે, મને સંતોષે એવી રીતે તેમને હું ગોઠવી ન શક્યો. ત્યારથી એ વિષે વિચાર કર્યા કરવાનું મારું અટક્યું નથી, અને ૭ સાત વાર મેં એ ફરી ફરી લખવા માંડ્યું; પરંતુ દરેક વેળા, તેનો ઠીક ઠીક ભાગ લખ્યા બાદ, તે કામને સંતોષકારક રીતે પૂરું કરવા હું અશક્ત નીવડ્યો, ને તેને પડતું જ મૂકવું પડ્યું હવે તે મેં પૂરું કર્યું છે. અને એ કામ ગમે તેવી ખરાબ રીતે મેં કર્યું હશે, છતાં મને આશા છે કે, આપણા સમાજની કલાએ જે ખોટી દિશા પકડી છે ને જેને તે અનુસરે છે, તે વિષેનો, તેના કારણ વિષેનો, અને કલાના ખરા ધ્યેય વિષેનો મારો મૂળભૂત વિચાર ખરો છે, અને તેથી મારું આ લખાણ નિરુપયોગી નહિ થાય. . . .” (પા. ૨૯૦)

આવા શબ્દોમાં ટૉલ્સ્ટૉય, પોતાના જીવનનાં છેલ્લાં વર્ષોના આ કાર્ય વિષે લખે છે. એમાં એમણે ખર્ચેલી મહેનત અને લીધેલી ચીવટ જ નહિ, તેની પાછળ તેમનું જે ચિંતન છે તેય તેને જ અનુરૂપ છે. કલાનો વિષય આમેય અગમ્ય અને ગૂઢ ગણાય છે. પરંતુ તેથી તે કાંઈ અમુક જ લોકોનો ઠેકો નથી બનતો. કલા સૌને માટે છે. કલા દ્વારા લોકોમાં ધર્મસંસ્થાપન કરવામાં આવ્યું છે. જુઓ દેશ દેશના ધર્મોના વિધિ અને ક્રિયાકાંડો, મંદિરો તથા મૂર્તિઓ, ધાર્મિક ચિત્રો તથા કલ્પન-કથાઓ અને પુરાણો. આ બધું કલા દ્વારા સધાયું છે.

એમ જ નહિ, માનવ જીવનને મારક કે તારક બની શકે એવી નાજુકમાં નાજુક, જે સ્ત્રીપુરુષ-સંબંધની વસ્તુ તેમાંય કલાએ સારી પેઠે ભાગ ભજવ્યો છે. નૃત્ય, સંગીત ઇત્યાદિ ધર્મસંગઠનમાં જ નહિ પરંતુ સમાજસંગઠનમાંય તેની દ્વારા સારી પેઠે કામ લેવાયાં છે. કલા એથી પણ વિચારવાનો મુદ્દો બને છે.

અને માનવ અર્થકારણમાં તે કેવો મુદ્દો બને છે એ તો ટૉલ્સ્ટૉય ગ્રંથના આદિમાં અને તેના ‘ત્યાર કરીશું શું’ એ ગ્રંથમાંય બતાવે છે. કલાને માટે પણ પાર વગરનો માનવશ્રમ લેઈએ છે. અને તેનાં ફળનો ઉપભોગ તેના કરનારના કરતાં તે ન કરનાર મોટે ભાગે કરે છે. તે બરોબર છે?—આ પ્રશ્ન પણ કળા અંગે ઊઠે છે.*

અને સૌથી મોટો પ્રશ્ન તો એ છે કે, આ ‘કલા’ ‘કલા’ કહીને કૂટયા કરવામાં આવે છે એ વસ્તુ છે શું? એનું કોઈ વ્યાપક લક્ષણ કે કસોટી છે ખરાં? કે પછી તેની ખાં થઈ માથે વાગેલી ટોળીના લોકોનો મત જ એનો નિર્ણાયક છે? અને તેઓ ઘણે ભાગે ‘આંધળાનો ગોળીબાર’ જ નથી રમતા હોતા? તેઓમાં ભળતા કારણોની અસરો કામ નથી કરતી હોતી? બીજું કાંઈ નહિ તોય તેઓએ કલા બાબત આપણને સાદી સરળ સમજ તો આપવી જ જોઈએ..

આમ કલા માનવજાતના ચતુર્વિધ પુરુષાર્થમાં ઓતપ્રોત રહેલી ચીજ છે. તેને અમુક ખાસ લોકની ચીજ ન કહી શકાય. છતાં લાગે છે એમ. એ ખરોબર છે? ના, તો શું છે?—આનાં જે ઉત્તર અને સમજ ટૉલ્સ્ટૉય આ પુસ્તકમાં આપે છે, તે ગમે તે વાચકને પણ ઊંડી અસર કર્યા વગર નહિ રહે. જે આંતર પ્રતીતિના જોશથી અને માનવહિતની કાળજીથી એ લખે છે, ને તેમાં જે પ્રામાણિક અનુભવની લાગણીનું પૂર રેલાવે છે, તે વાચકને સોંસરું હૃદયમાં પહોંચ્યા વગર રહે એમ નથી . . . .

ટૉલ્સ્ટૉયનું જીવન જોઈએ તો તરત સમજાય છે કે, તેનો ગ્રંથ બીજી જાતનો હોઈ ન શકે. ટૉલ્સ્ટૉયને કલાને અંગેનું કોઈ ફિલસૂફિક પીંજણ કરવું નહોતું. યુરોપમાં અનેક અધ્યાપકોએ તેમની પૂર્વે વિદ્યાપીઠોમાં કલામીમાંસા અંગે આવું કામ કર્યું હતું. તે એ પરંપરાના નહોતા. તેમને કલા અંગેનો આ પ્રશ્ન પોતાના જીવનમાંથી જાગ્યો હતો. તે એમની અંતર્મુખતાનું ફળ હતો. ૫૦ વર્ષની ઉંમરે પહોંચતાં સુધીમાં તે યુરોપમાં એક ઉત્તમ સાહિત્યકાર તરીકે નીવડી ચૂકેલા હતા. પરંતુ એ માત્ર સાહિત્યકાર નહોતા. તે એક સત્યશોધક સાધક પણ હતા. જીવનને કલાકારની નાજુક સંવેદનાથી તે અનુભવનાર હતા. કુશળ ફિલસૂફની તીક્ષ્ણ વેધકતા એમની બુદ્ધિમાં હતી. અને એ બુદ્ધિ ધર્મ કે સામાજિક વાદો યા રૂઢિઓથી સ્વતંત્ર હતી. અને સૌથી ખાસ તો એ કે, તે પોતાની આસપાસના જીવનને અને પોતે પોતાને પણ, ઊંડે ઊતરીને અને અપ્રમાદપૂર્વક, નિહાળનાર અને

* મોડ (‘ટૉલ્સ્ટૉય ઑન આર્ટ’, પા. ૬૭) આ સંબંધમાં કહે છે કે, “ખરેખર, તેમના આ કામને માટે તે પૂરા લાયક હતા . . . એ અર્થે એમની પાસે માણસો અને પુસ્તકોનું ભારે જ્ઞાન હતું, જીવનનો બહોળો અનુભવ હતો, અને બુદ્ધિ તથા અંતરાત્માનો અવાજ એ બે સિવાય કોઈ સનાતન બંધનમાંથી એ મુક્ત હતા.”

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૩] અમદાવાદ [માર્ચ, ૧૯૪૬

## કેળવણીનો આપણો આદર્શ

[કરાંચીની રાષ્ટ્રીય શાળા શ્રી શારદામંદિરની રજતજયંતી પ્રસંગે ગોઠવાયેલા શિક્ષણ-પ્રદર્શનને ખુલ્લું મૂકવાનો વિધિ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને (ગયે વર્ષે ઑક્ટોબરમાં) કર્યો હતો. તે પ્રસંગે તેમણે અાપેલા વ્યાખ્યાનનો ગુજરાતી અનુવાદ સંસ્થાના નિયામકે મોકલી આપ્યો છે તેમાંથી નીચેનો ભાગ આપવામાં આવે છે.]

કેટલાક લોકો એમ કહે છે કે, પરાધીન પ્રજાને રાજકારણ જેવું કશું હોતું નથી. તેનો ઉત્તર એ છે કે, પરતંત્ર પ્રજાને રાજકારણ સિવાય બીજું કશું હોતું નથી. જ્યાં સુધી આપણે જીવલેણ રોગથી પીડાતા હોઈએ ત્યાં સુધી આપણે તંદુરસ્ત માણસોને સહજ એવી પ્રવૃત્તિઓનો વિચાર ન કરી શકીએ. આપણો પ્રધાન પ્રશ્ન આ જીવલેણ રોગને દૂર કરવો એ જ બની રહે છે. એક વખત આ રોગ દૂર થયો કે આપણે આપણું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરીએ છીએ, અને તંદુરસ્ત માણસોને સહજ એવાં કાર્યોને માટે યોગ્ય બનીએ છીએ. તેથી, જો આ સંસ્થા દેશની અન્ય સંસ્થાઓની સાથે મુશ્કેલીઓમાંથી પસાર થઈ હોય અને જીવંત રહી હોય તો એ અનિવાર્ય છે.

મને ગઈ કાલે આગળથી પ્રદર્શન જોવાનું સદ્‌ભાગ્ય મળ્યું હતું. ત્યાં મેં જે કંઈ જોયું તેથી મને લાગ્યું કે, તમારી સંસ્થાને 'શારદામંદિર'નું જે નામ આપવામાં આવ્યું છે તે યોગ્ય જ છે. શારદા અથવા સરસ્વતી જીવનનાં સર્જનાત્મક અંગનું પ્રતીક છે. જ્યારે બધું નિશ્ચેષ્ટ હતું, જ્યારે અસ્તિત્વનો આવિષ્કાર થયો ન હતો, જ્યારે ગાઢ તિમિર છવાયેલું હતું, ત્યારે નીરવતામાં ગીતને વહેતું મૂકી સર્જને પોતાનું કાર્ય આરંભ્યું. સર્જન સામાન્યતઃ ગીત અને નૃત્યથી શરૂ થાય છે. નટરાજ કૃષ્ણની બાંસળી અને સરસ્વતીની વીણા એ સૂચવે છે કે, માનવ જીવનની સર્જનાત્મક પ્રવૃત્તિઓ સંગીત અને નૃત્યથી ઉત્તમ પ્રકારે વ્યક્ત થાય છે. આપણા દેશમાં, ભવ્ય ભૂતકાળના એ દિવસોમાં દરેક પ્રકારની ભક્તિનું આયોજન અથવા પ્રારંભ આ વસ્તુઓથી જ થયેલાં. કોઈ પણ દાતા જ્યારે મંદિર બંધાવતો ત્યારે તેની સાથે નૃત્યગૃહ પણ બંધાતું. તેમાં ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ સંગીત અને નૃત્યમાં, અને પુરુષો વાદ્યસંગીતમાં વિશેષતા પ્રાપ્ત કરતાં. શિવપુરાણના એક શ્લોક ઉપરથી સમજાય છે કે, સંગીત અને નૃત્યને કેવું વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે.

આજની આપણી શિક્ષણ સંસ્થાઓ કેવળ મગજનાં કારખાનાં છે. આપણને માહિતી આપવામાં આવે છે, આપણાં શરીરો ઘડવામાં આવે છે, પણ આપણી લાગણીઓ અવિકસિત રહે છે અને કલ્પનાશક્તિની ઉપેક્ષા થાય છે. શરીર અને બુદ્ધિ કરતાં કલ્પના અને લાગણીના વિકાસને પ્રથમ મહત્ત્વ મળે એ આવશ્યક છે. આપણે સંગીત અને નૃત્ય દ્વારા, કલાત્મક પ્રવૃત્તિઓ દ્વારા જીવનની બીજી બાજુનો વિકાસ સાધી શકીએ અને તે વિકાસ માનવ ઉત્કર્ષ માટે પ્રાણપ્રદ છે. અલબત્ત, આ સર્જનાત્મક પ્રવૃત્તિઓ માનસિક નિયમન માગી લે છે; આપણે આપણા મલિન મનને પવિત્ર કરવું જોઈએ; આપણું મન કોઈ પણ પ્રકારનાં સર્જનાત્મક કાર્યો હાથ ધરે તે પહેલાં બધી મલિનતા અને અનારોગ્ય દૂર થવાં જોઈએ. આપણા મહાન કવિઓ અને દ્રષ્ટાઓ સર્વે તપસ્વીઓ હતા. વાલ્મીકિએ રામાયણની શરૂઆત કેવી રીતે કરી હતી તે યાદ કરો. तपःस्वाध्यायनिरतम्। તેઓ તપસ્વી હતા; તેમણે મનને શુદ્ધ કર્યું હતું, હૃદયને પવિત્ર કર્યું હતું; તેથી જ તેઓ સત્ય જોઈ શક્યા છે અને આપણને ઉત્કૃષ્ટ કાવ્ય આપી શક્યા છે. તેથી જ 'માલવિકાગ્નિમિત્ર'માં ચિત્ર જ્યારે બરાબર આલેખાઈ શક્યું નથી હોતું, ત્યારે કાલિદાસ કહે છે કે, તે મૂળને વફાદાર નથી, કારણ કે તેમાં મલિનતા છે, અથવા એકાગ્રતાનો અભાવ છે. આમ તમે જોશો કે, કલાત્મક સર્જન માનવી પાસેથી તેનામાં રહેલી ઉત્કૃષ્ટતા માગે છે. આપણે આપણા સ્વભાવમાં આમૂલ પરિવર્તન કરવું જોઈએ કે જેથી સર્વ શક્તિઓ સંશ્લેષ પામીને તેમાં એકરૂપ બની જાય. સર્જનાત્મક પ્રવૃત્તિઓ આવા પ્રકારની ઉત્કટ એકાગ્રતા અને મૌલિક કલ્પના માગી લે છે. જેઓનાં

મન સત્યને યથાતથ પ્રતિબિંબિત કરી શકે એવા વિશદ દર્પણ સમાન બની ચૂક્યાં હોય છે, તેમને માટે જ આ શક્ય છે. આપણા દેશમાં શિક્ષણ વિશેનો આપણો ખ્યાલ આ પ્રકારની માનવીના આત્માની પરિશુદ્ધિ છે.

શ્રી શારદામંદિરે મને જે નાનકડી પુસ્તિકા આપી છે તેમાં લખ્યું છે કે, ' કેળવણીનો ઉદ્દેશ આત્માને મુક્તિને માર્ગે દોરી જવાનો છે. વિદ્યયા મૃત્યુ જિત્વા વિદ્યાથી આપણે મૃત્યુને જિતીએ છીએ. સ્વતંત્રતા એટલે શું ? સ્વતંત્રતાની અનેક બાજુઓ છે, અનેક અર્થોમાં તે વપરાય છે; એનો નિશ્ચિત અર્થ કરવો કઠિન છે. કેટલાક માણસો રાજકીય સ્વતંત્રતા વિષે અથવા પરરાજ્યશાસનમાંથી સ્વતંત્ર થવાની વાતો કરે છે. આપખુદીના ત્રાસમાંથી મુક્ત કરનારી એવી એક બંધારણીય સ્વતંત્રતા પણ છે. આર્થિક સ્વતંત્રતા પણ હોય છે. દેશમાં મોટા ભાગના માણસો જ્યારે નિરક્ષર હોય અને આર્થિક બાબતમાં ઉપલા વર્ગ ઉપર આધાર રાખતા હોય, ત્યારે પુખ્ત મતાધિકારની માગણી કરવી નકામી છે, કેમ કે તેઓમાં રાજકીય મતાધિકાર ભોગવવાની શક્તિ હોઈ શકે જ નહિ. બીજી એક સ્વતંત્રતા કાયદાના રાજ્યની પણ છે. તેમાં સ્વચ્છંદી ધરપકડો ન હોય, ગોળીબાર કરનારી ટુકડીઓ ન હોય, અટકાયતી છાવણીઓ ન હોય, , વટહુકમો પણ ન હોય. આને કાનૂની સ્વતંત્રતા કહેવાય. પરાપૂર્વથી ઊતરી આવેલા રીતરિવાજોના નાશે નમતી એક સામાજિક સ્વતંત્રતા પણ છે. પણ આ બધી સ્વતંત્રતાઓ એક મોટી સ્વતંત્રતાના સાધનરૂપ છે. જો માનવી પોતાનો આત્મા ગુમાવીને સમસ્ત જગતને પામે, તો તેથી તેને શો લાભ થશે ? આમ તમે જોઈ શકશો કે, આત્માની મહત્તા સાથે કોઈને પણ સરખાવી શકાય એમ નથી; કોઈ પણ સ્વતંત્રતાના બદલામાં એને વટાવી શકાય નહિ. આંતરરાષ્ટ્રીય શાસન માટે આપણે આપણી રાજકીય સ્વતંત્રતાને વત્તે-ઓછે અંશે મર્યાદિત કરી શકીએ ને આપણા સર્વસત્તાધીશપણાના અમુક હકને જતો કરી શકીએ. કટોકટીના કાળમાં આપણી આર્થિક અને કાનૂની સ્વતંત્રતાનેય અમુક વખતને માટે પડતી મૂકવી પડે. પણ એવી એક સ્વતંત્રતા છે કે જેને આપણે ક્ષણને માટે પણ ન ઠેલી શકીએ. અને તે છે માનવ આત્માની સ્વતંત્રતા. તમારા આત્માને સારુ તમારે કોઈ વખત આ જગતથી દૂર રહેવું પણ પડે. જ્યારે સૉક્રેટીસ લોકમતની સામે ઊભો રહ્યો ત્યારે રાજ્યે તેને હુકમ કર્યો, "ઉપદેશ દેવાનું બંધ કર, તો તને છોડી મૂકીએ." સૉક્રેટીસે જવાબ આપ્યો, "ના, એમાં જ આત્મનિર્ણયનો વિશિષ્ટ અધિકાર છે, એમાં જ મારો અંતરાત્મા છે. અને જો મારા અંતરાત્મા અને રાજ્યના કાયદાઓ વચ્ચે સંઘર્ષ ઉદ્ભવે તો જેટલે અંશે બની શકે તેટલે અંશે મારે એ નિયમોનો વિરોધ કરવો અને શિક્ષા સહન કરવી, એ મારી ફરજ છે." આપણે જેને સત્ય તરીકે સ્વીકાર્યું છે તેને ખાતર અને આપણા અંતરાત્માના આદેશને ખાતર જો સવિનયભંગનો આશરો લેવો પડે, તો તેને વખાણવા લાયક આત્મનિર્ણય તરીકે જ ઓળખાવી શકાય. તેથી જ સૉક્રેટીસે કહ્યું કે, "જીવનનાં ધ્યેયથી પતિત થવા કરતાં હું હળાહળ પીવાનું જ વધારે પસંદ કરીશ." ઉપનિષદોમાં દર્શાવ્યું છે અને મનુ પણ કહે છે કે, જે મનુષ્ય પોતાના સ્વભાવને સંયત કરે છે અને જે આત્મામાં સર્વ ભૂતોને અને સર્વ ભૂતોમાં આત્માને જુએ છે, તે જ ઉચ્ચ કોટિનો અતિમાનવ છે. તમે જે પુસ્તિકા મને જોવા માટે આપી તેની અંદર શિક્ષણનું સાચું ધ્યેય માનવાત્માની સ્વતંત્રતા છે, એમ જે સૂચવાયું છે તે સ્વતંત્રતા માનવાત્માની તાત્ત્વિક સ્વતંત્રતાથી વિભિન્ન નથી. આ સ્વતંત્રતાની રક્ષાને ખાતર જગતના મહાપુરુષો અસહ્ય પરિતાપ અને દુઃખમાંથી પસાર થયા છે અને મૃત્યુ પર્યંતની યાતનાઓ તેમણે સહી લીધી છે.

શિક્ષણનું ધ્યેય શું ? ગ્રીસના લોકોએ કહ્યું, "સ્વદેશપ્રેમ." રોમનોએ કહ્યું, "શહેનશાહ પ્રત્યે વફાદારી." રશિયનોએ કહ્યું, "વર્ગવિગ્રહ વિનાનું રાજ્ય." નાઝીઓએ કહ્યું, "વર્ચસ્વશાળી પ્રજાનું સાર્વભૌમત્વ." બ્રિટનના લોકોએ કહ્યું, "બ્રિટિશ સંસ્થાઓની ઈશ્વરદત્ત ખાસિયત." શિક્ષણના ધ્યેય વિષે આવા ભિન્ન ભિન્ન મતો પ્રવર્તી રહ્યા છે. એમાંનો દરેક મત નિષ્ફળ નીવડ્યો છે. ગ્રીકો સ્વદેશ-પ્રેમની આગમાં હોમાઈ ગયા. રોમન સામ્રાજ્યનોય વિલય થયો, કારણ કે તેને સાંકળી રાખનારી લશ્કરી શૃંખલા કેવળ બાહ્ય જ હતી. રોમનોમાં આધ્યાત્મિક જાગૃતિનો અભાવ હતો. વળી તમે જોશો કે, રશિયનોએ લોહી રેડીને અને ઝંઝાવાતોમાંથી પસાર થઈને ક્રાંતિ સ્થાપી. નાઝી સાર્વભૌમત્વ પણ નષ્ટ થયું છે. બ્રિટિશ સંસ્થાઓના દૈવ-નિર્મિત સ્વરૂપને વળગી રહેલા સામ્રાજ્યનો પણ એક દિવસ અંત આવશે. પણ આપણું પ્રયોજન તદ્દન જુદું છે. શિક્ષણનું ધ્યેય મનુષ્યને દ્વિજત્વ — બીજો અવતાર — આપવાનું છે. આપણે આપણા સ્વભાવ અને સ્વભાવજન્ય આવશ્યકતાની સૃષ્ટિમાં જન્મ્યા છીએ, સ્થળ અને સમયની મર્યાદામાં જીવીએ છીએ. પણ આપણે એક નવી સૃષ્ટિમાં અવતાર લેવાનો છે; આપણી જાતને પાર્થિવ જીવનની સંકુચિતતામાંથી ઉગારી લઈને સ્વર્ગીય રાજ્યના સાચા નાગરિક બનવાનું છે. ગુરુનો ધર્મ આપણને આ નવો અવતાર આપવાનો છે.

ગુ એટલે અંધકાર, રુ એટલે નિરોધ. [શબ્દ] પ્રકાશ શક્તિ અને ઐશ્વર્યના પ્રભવસ્થાનને જોવાની દૃષ્ટિ પ્રા[પ્ત] કરે એટલા માટે આંખ આડેનાં પડળો દૂર કરવાં, [એ] સાચા ગુરુનું કર્તવ્ય છે. આમ આપણા દેશનો વિચા[ર] કરતાં કહીએ તો બ્રહ્મવિદ્યા એ કેળવણીનું સુનિશ્ચિત કાર્ય [છે].

તે આપણે કેવી રીતે સાધી શકીએ? આ ઉચ્ચ જીવનની દીક્ષા લેવાને માટે આપણે કઈ કઈ અવાંતર સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે? એ દીક્ષા બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્ય એટલે આત્મસંયમ. બ્રહ્મચર્યથી પવિત્ર થઈ શકાય. વિદ્યા અને ધનથી આપણામાં મદ ન ઉદ્ભવવો જોઈએ. કુલાભિમાને આપણામાં ઘમંડ ન ઉપજાવવો જોઈએ.

તમારી સામે આ રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો છે. એનો લીલો રંગ જો સર્ગશક્તિનો સૂચક હોય, તો એનો કેસરી રંગ જે તપ અને યાતનાઓમાંથી આપણને પસાર થવું પડે છે તેનો સૂચક છે. અને ધોળો રંગ એમાંથી પસાર થયા પછી પ્રાપ્ત થતી પારદર્શી ધવલતા, સાચી સાદગી અથવા તો ઉજ્જ્વલ જીવનનો સૂચક છે. કોમો કે બીજી કોઈ એવી વસ્તુ સાથે એને સંબંધ હોય એમ હું માનતો નથી. જ્યારે સર્ગશક્તિનો જુવાળ ધરતીને તરબોળ કરી દે છે, ત્યારે તે નવોઢાનું અનોખું રૂપ ધારણ કરે છે. સમસ્ત જગત વસંતની તાજગી અનુભવે છે; તે ફળફુપ અને લીલુંછમ બની રહે છે. આ કારણે હું લીલા રંગને જીવનની સર્જનાત્મક બાજુનો સૂચક ગણું છું. અને મેં કહ્યું છે તેમ, સર્જન આત્મસંયમ વિના સંભવી શકે નહિ. તેથી કેસરી રંગ છેક મહર્ષિઓના સમયથી માંડીને તે આજના રામકૃષ્ણ મઠનાં ભગવાં વસ્ત્રધારી સ્વામીઓના સમય સુધી તપ અને આત્મસંયમનું પ્રતીક બની રહ્યો છે. આ તપ દ્વારા જ તમે સર્જનાત્મક કૃતિઓ રચી છે અને પારદર્શી સાદગી તેમ જ સદા પ્રફુલ્લ એવા જીવનને સિદ્ધ કરી શકો.

આપણા ગૌરવકાળમાં આપણે એમ કદી કહ્યું નથી કે, બ્રહ્મચર્ય ફક્ત પુરુષો પૂરતું જ મર્યાદિત રહેવું જોઈએ. એ દિવસોમાં સ્ત્રી પણ પુરુષોના જેટલી જ આધ્યાત્મિક સ્વતંત્રતાની અધિકારિણી હતી. આપણે એમાં કશો ભેદ પાડ્યો નહોતો. પુરુષોએ સ્ત્રીઓને શીખવ્યું છે એના કરતાં ઘણી બાબતોમાં સ્ત્રીઓએ પુરુષોને વધુ શીખવ્યું છે. આખરે તો આપણા કરતાં સ્ત્રીઓને તપ વિશેષ સહજસાધ્ય છે. ઉચ્ચ ભૂમિકાએ પહોંચતાં પહેલાં આપણે ખૂબ પ્રયત્ન કરવો પડે છે. તેથી જ તો બ્રહ્માએ સનત્કુમારને સ્ત્રીઓનું ઉદાહરણ આપ્યું હતું. તમે જાણો છો કે, સાવિત્રીનો પતિ અલ્પાયુષી હોવાને કારણે તેને બીજો પતિ પસંદ કરવાનું કહેવામાં આવ્યું હતું. તે વખતે તેણે ફક્ત એટલું જ કહ્યું કે, "બીજા કોઈને નહિ વરું. જો મારા નસીબમાં સહન કરવાનું હશે તો હું તે સહી લઈશ. હું મારા અંતરાત્માને છેતરીશ નહિ, દૂભવીશ નહિ કે વેચીશ નહિ." એવી જ રીતે રામચંદ્રે સીતાનો ત્યાગ કર્યા પછી બીજું લગ્ન ન કર્યું. આમ તમે જોઈ શકશો કે, આપણા મહાન વીરો સહનશક્તિનાં ઉજ્જ્વળ ઉદાહરણો છે. તેઓ સમસ્ત વિશ્વને માટે દૃષ્ટાંતરૂપ બની ગયાં છે આજે જો આપણો દેશ યશસ્વી સ્થળે બિરાજતો હોય તો તેનું કારણ એ છે કે, તપના અગ્નિમાંથી એ પસાર થયો છે.

તમે સરસ્વતીને કમલના આસને બિરાજેલી જુઓ છો. સરસ્વતીની આ કમલાસના મૂર્તિ આપણે પરાપૂર્વથી જોતા આવ્યા છીએ. એ સૂચવે છે કે, આપણે માટીઘડ્યા માનવી છીએ, અને આપણો પિણ્ડ વાસનાથી ઘડાયેલો છે. પણ એને એક સુંદર પુષ્પ કરી દેવાનું આપણા હાથમાં છે. આ રીતે જ્યારે આપણે પંકમાંથી પંકજ પ્રગટાવી શકીએ ત્યારે સરસ્વતી પ્રગટ થાય છે. જેના વિષે વેદોમાં અને ઉપનિષદોમાં વર્ણન કરવામાં આવ્યું છે તે કમળ આ ભાવનાનું પ્રતીક છે. આ પ્રતીક માનવીને સમજાવે છે કે, સૃષ્ટિના જડ કાદવમાંથી આધ્યાત્મિક 'વરેણ્યભર્ગ'ને પ્રાપ્ત કરવાની તેનામાં શક્તિ રહેલી છે. આ સિદ્ધિ માનવીને માટે અશક્ય નથી. તેથી જ તો શ્વેતપદ્માસના એવી સંજ્ઞા વાપરવામાં આવે છે.

વિશ્વનું સર્જન તપ દ્વારા થાય છે. જેણે પોતાના હૃદયને પરિશુદ્ધ કર્યું છે, તેને માટે બીજી બધી વસ્તુઓ સાહાય્યકારી થઈ પડે છે; બીજું બધું જ્ઞાન એને માટે મદદકર્તા થઈ પડે છે. આપણા પૂર્વજો કહેતા કે, આપણને અસ્ત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, અને ઔષધિવિદ્યા વગેરેનું જ્ઞાન હોવું જોઈએ. પણ એટલામાત્રથી આપણે સંતોષ ન માનવો જોઈએ. નારદ સનત્કુમારને કહે છે કે, "હું બધી વસ્તુઓ શીખ્યો છું. પણ હું ફક્ત એનો પાઠ જ જાણું છું—અર્થ જાણતો નથી, એ વસ્તુઓના હાર્દને પામી શક્યો નથી. હું જે મંત્રો શીખ્યો છું તેનો અર્થ જાણતો નથી. આ બધાથી મને સંતોષ થતો નથી." તમે હમણાં જે ઉપનિષદનો મંત્ર ગાયો તેનો અર્થ એ હતો કે, 'મને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થાઓ. આત્માના ક્ષેત્રનો માર્ગ મળો,' ઇત્યાદિ. આપણા પૂર્વજો કહેતા આવ્યા છે કે, વિદ્યા આજીવિકાનું સાધન માત્ર નથી. તેનામાં એવું સામર્થ્ય હોવું જોઈએ કે જે આપણને ઉચ્ચતમ કક્ષાએ પહોંચાડવા અધિકારી બનાવે. જ્યારે માનવી જન્મે છે ત્યારે 'અમૃત' અને 'મૃત્યુ' એ બેમાંથી એકની પસંદગી કરવાનું તેને કહેવામાં આવે છે. સત્ય અને જ્યોતિની સાધનાથી આપણે મૃત્યુને અમૃતમાં પલટાવી શકીએ છીએ.

આવો મહાન આદર્શ જો આપણે સમજી શકીએ, જો આપણે આપણી સામે ફરકી રહેલા ઝંડાના રહસ્યને પામી શકીએ, તો આપણને સમજાશે કે, આ જગતમાં માનવીએ માત્ર આધિભૌતિક સિદ્ધિઓ જ પ્રાપ્ત કરવાની નથી, કેવળ વંશવૃદ્ધિ જ કરવાની નથી, એણે પોતાનામાં રહેલા સત્યની ઝાંખી કરવાની છે.

# શોષણાર્થી સરકારની પગારનીતિ

જ્યાં ત્યાં હડતાલો પડી રહી છે. મોંઘવારી એમાં નિમિત્તકારણ છે. પરંતુ મૂળ કારણ તો એથી ઊંડાં — અંગ્રેજી રાજ્યની સ્થાપનાની નીતિમાં અંકાયેલાં હોય, એમ લાગે છે. હડતાલોમાં ખાસ ધ્યાન ખેંચે એવી બે છે — શિક્ષકોની ને ટપાલીઓની. શિક્ષકોએ તો તે પાડી જ દીધી; ટપાલીઓ હાલ થોભી ગયા છે, પણ હડતાલ ઝઝૂમતી તો રાખી છે.

આ બેઉ વર્ગ પ્રજાના આવશ્યક સેવકવર્ગોમાંના છે. એક વગર બાળકોની કેળવણી બગડે, બીજા વગર આપણો વહેવાર થંભી જાય. એમની જરૂર વિષે બે મત હોય નહિ.

આ વર્ગોની સંખ્યા ખૂબ મોટી છે. સરખામણીમાં નાની સંખ્યાવાળા ઉપરના નોકરોને સરકાર ઝટ સંતોષે છે. પણ, સમાજનાં પાયાનાં કામો કરનાર અનેક નાના નાના નોકરોની સંખ્યા મોટી જ હોય; તેમનો પગાર ઝટ તે નથી વધારતી. સંતુષ્ટ રખાતા મોટા નોકરોને કબજે રાખી સરકાર પોતાનું ગાડું હાંક્યે રાખે છે, એથી આ કુધારો અન્યાય ચાલ્યા કરે છે.

અંગ્રેજ સરકારની આ નીતિ આજકાલની નથી. ઈસ્ટ ઇંડિયા કંપની જેટલી જૂની એ છે. મોટી મુદ્દાની જગાઓ ઉપર ગોરા અમલદારો મૂકવા; તેમને મોટા પગાર આપવા, જેથી તેઓ લાંચ ખાવા ન લલચાય; અને પછી નીચલી અસંખ્ય જગાઓ, તેને માટે જોઈતું ભણેલા દેશીઓને આપવી. તેઓ તેમની જૂની રીતો પ્રમાણે ભલે લાંચ રુશવતના બોજા પ્રજા ઉપર નાંખતા. માત્ર સરકારનું કામ કરે, તેનાં નાણાંમાં ગરબડ ન કરે, એટલે બસ. અને એમને સરકારી નોકરોનું પદ મળ્યું એ ઓછું છે? તેને જ જોરે એ આટલા મળતર કરી શકે છે ને? આવી અલબત ગણતરીથી પરદેશી સરકારનું નોકર-તંત્ર ગોઠવાયું.

કંપની સરકારે શરૂમાં તો તેના ગોરા નોકરો માટે પણ આ જ નિયમ રાખેલો. તેથી જ ગોરા અને તેમના કાળા આડતિયા ને ગુમાસ્તા ફાવે તેવી રીતોથી પૈસા કમાતા હતા. ધીમે ધીમે આ નીતિમાં સુધારો થયો તે એ કે, મોટી નોકરીઓના પગાર સુધરતા ગયા, નાની નોકરીઓના એ પ્રમાણમાં ન સુધર્યા. અંગ્રેજી રાજ્યની જરૂર એ જ આ આખી નીતિનું મૂળસૂત્ર હતું અને આજ સુધી છે. અને એ જરૂર એટલે અહીંના વેપાર અને રાજ્યતંત્રમાંથી બ્રિટનને માટે પૂરો લાભ રહ્યા કરે, એમ વર્તવું. આમ કરવાને માટે નાહકના ખોટા કે સ્વાર્થી ન દેખાવાય તો સારું. એટલે બ્રિટનનું સીધું હિત જ્યાં ન જોખમાતું હોય તેવી બાબતોમાં ભલે ન્યાય અને યોગ્યતા સચવાય.

આવી પગાર-નીતિમાં સરકારને ફાયદો છે, પણ પ્રજાને માટે આફત છે. નીચલા નોકરો હમેશાં, એક પદ્ધતિ જ જાણે હોય એમ, અન્યાયી મળતરો ઊભાં કર્યા કરે છે. લોકો લાચાર થઈ તેને વશ રહે છે. આથી જ નોકરી અંગે પૂછતાં પગાર ઉપરાંત પુછાય છે, 'અને બીજું પણ મળે ને'! આમ મળતું 'બીજું' ખાનારાં ખાતાં પણ લોક-જાહેર છે. તેમાં કેળવણી ખાતું બાકાત છે. તે એવું છે કે તેમાં 'બીજા'ને માટે લાગ ઓછો રહે છે. એમ જ ટપાલખાતાનું પણ. બીજા ધંધાઓમાં ન ફાવે તે કેળવણીમાં જઈ પડે, એવી જે અવદશા જોવા મળે છે, તેનાં મૂળ પણ, સરખામણીમાં ઓછા પગાર સાથે, આવી પરિસ્થિતિને લઈને હશે એમ ખરું?

પરંતુ આજે તો માસ્તરોએ પણ પોતાના ભાવ ઊભા કર્યા છે. શિક્ષણ ધંધાદારી બન્યું; ડિગ્રી અને પ્રમાણપત્રોનાં, નોકરી માટે, — અને કાંઈક સામાજિક પ્રતિષ્ઠા સારુ પણ, — મૂલ્ય જાગ્યાં; પરીક્ષામાં સફળતા અને 'પ્રમોશન'ની ગરજ માબાપોને ઊભી થઈ. આથી માત્ર ખાનગી ટ્યૂશન જ નહિ, પણ પાસ કરવાની લાંચો ઇ૦ પણ જાગ્યું. 'શો પગાર વરસાવી દો છો કે શાળામાં ભણાવીએ?' — એમ કહેવાતું પણ જાણવા મળે છે. આથી શિક્ષણને નામે એવી દશા થઈ ગઈ કે, છોકરાને માટે ઘેર માસ્તર તો રાખવો પડે, એમ માબાપોમાં સામાન્ય મનાતું થયું છે. આથી ટ્યૂશન-બજારમાં તેજી આવી. તેમાં જ કલાકો મથતો માસ્તર શાળામાં પછી કરવા ધારે તોય કેટલો શ્રમ કરી શકે? શાળાવાળા પણ આથી પગાર વધારવા ખાતે શો ઉત્સાહ બતાવે? — આમ આખું તંત્ર કથળતું ગયું છે. એમાં કોઈ એકનો વાંક કાઢી શકાય એમ નથી. એક ચોખ્ખો બોધ આમાંથી એ છે કે, નીચલા અને ઉપલા નોકરોના પગાર વચ્ચે જે મોંમાથા વગરનો ફેર છે તે શોષણાર્થી પરરાજ્યને પાલવે; પ્રજાસેવક સ્વરાજ સરકારને તે ન પાલવી શકે. કેમ કે તેનાથી પ્રજામાં લાંચરુશવત વિષેની નૈતિક સૂગ જ જાણે જતી રહે છે. એવી જ લોકમાનસની દશામાં કાળાં બજાર અને તેને મળતી પ્રક્રિયાઓ પ્રત્યે સહજ અણગમો અને પુણ્યપ્રકોપ નથી જાગતો. કોંગ્રેસ લડતી હતી ત્યારે પણ જે કાળાં બજાર અને કાળો વેપાર-લોભ સર્વત્ર વ્યાપી શક્યો, તેમાં મૂળ આ જે અઘટિત ધનલાભ પ્રત્યેની સૂગનો અભાવ કે ઊણપ છે, તે બતાવી શકાય. मा गृधः कस्यस्विद् धनम् જે દેશમાં એક મૂળધર્મ તરીકે આદિકાળથી કહેવાયું છે, ત્યાં નહિ તો આમ કેમ હોય?

ગાંધીજીએ પ્રધાનોના પગારમાં મર્યાદા બાંધી તે કાંઈ એમને જ માટે ને તે પૂરતી જ નહોતી. એ તો એક પ્રતીક હતું. પ્રજાકીય સરકારનો પ્રધાન જો આટલી રકમ પામે, તો બીજાને એથી બહુ વધારે કેમ શોભે? પણ એમ ઓછા જ લોકો આપોઆપ માને છે? તે સારુ,

સહેજે સૌ એ ભાવથી વર્તે એવી અર્થવ્યવસ્થા સરજવી જોઈએ. એટલે સ્વરાજ સરકારે સમાજની આખી ભળતર-વ્યવસ્થા જ નવી નિર્માણ કરવી જોઈશે. અંગ્રેજ સરકારની પગારનીતિનો મૂળદોષ આખા આપણા આર્થિક તંત્રમાં વણાઈ ગયો છે. તે પલટવાનું કામ સ્વરાજસરકારને માથે છે; તે અર્થે આપણે સ્વરાજ જોઈએ છે. એનું પ્રતીક પેલી પગાર-મર્યાદા છે. ધંધા-રોજગાર અને નોકરી ઇ૦માંથી મળતરો વ્યવસ્થિત થવાં ઘટે. સરકારી જમાખર્ચ અને જકાતી તથા કરભારની નીતિ એ ઢબે પલટાવી જોઈએ. અંગ્રેજ સરકારે એના ઉપલા અમલદારોને ખુશ રાખીને પોતાનું રાજ્ય સંભાળ્યું. સ્વરાજ સરકારે ગ્રામપ્રજા જોડે રોજ સંપર્કમાં આવતા બધા નીચલા નોકરોને સંભાળવા જોઈશે. અને તે બે રીતે :— માત્ર પગાર વધારીને નહિ,— એ તો કરવાનું જ છે, નહિ તો તે પોતાનું પ્રજાકીય સરકારનું નામ બોળે; પરંતુ એ નીચલા નોકરોને વધારે લાયક, વધારે સમજુ, પોતાનાં કામોને વધારે સારી રીતે કરી શકે એવા કરીને. આજે પ્રાથમિક શિક્ષક તેના કામ માટે પૂરતો તૈયાર નથી. તેને શિક્ષણકામ માટે પ્રેમ હશે કે કેમ એ જુદી વાત; પરંતુ તે કરવાને માટે તાલીમ અને પૂરતું ભણતરેય નથી. 'પી. ઍફ.' થવામાં પણ મૅટ્રિક ઇ૦ જેવા સડાની વાતો જાણવા મળે છે. પ્રાથમિક શાળાઓમાં પણ ગમે તેમ પ્રમોશનો અપાય છે. ટૂંકમાં, આપણા નાયકો કહે છે એમ, છેલ્લાં ચાર વર્ષના અંગ્રેજ કુરાજ્યના જ નહિ, તેની સૈકાંજૂની કુરાજ્યનીતિના કાટરડાને સાફ કરવાનું કામ દેશની સામે છે. આપણાં ગામડાંના દશ્ય પેઠે, એક ઉકરડા જેવું જ આ આખું રાજ્ય આજે થઈ રહ્યું છે. આ સાફ કરવા માટે હડતાલ એ શસ્ત્ર નથી. પ્રજાભરમાં — તેના બધા વર્ગોમાં — સેવાની ભાવના અને રાષ્ટ્રપ્રેમનું મોજું પ્રવર્તે તો જ આ બની શકે. આ પણ એક પ્રકારની અહિંસક લડાઈ જ છે. પેટ તો કોઈનેય નથી છોડતું. પરંતુ પડેલા દેશો એને આગળ કરીને જ ચાલવાથી કદી ઉન્નત નથી થયા. અને સ્વરાજસરકાર કદી પોતાના નાગરિકોને ભૂખ્યા, એટલે કે બેકાર, ન રાખી શકે, તો તેના નોકરોને પેટ પૂરતું પહોંચાડવા તો બાંયધરી આપે જ. તો જ, શોષણાર્થી પરદેશી સરકારમાં અને તેનામાં ફરક છે, એમ ગ્રામપ્રજાને ને દેશમાં ખૂણે ખૂણે આપોઆપ દેખાશે.

૧૨-૩-'૪૬ મગનભાઈ દેસાઈ

# પડોશના શહેરની સેવા

## [ગ્રામસેવકનું એક કામ]

ગ્રામસેવકનાં કામો સૂચવું છું તેમાં શહેરની સેવા એ તો ઊલટી ભાષા ન થઈ? શહેર તો તે તજીને આવ્યો છે. શહેરને હિંદુસ્તાનના શરીર પર નીકળેલું ગૂમડું જાણીને તે સાચા હિંદુસ્તાનમાં — એટલે કે ગામડામાં આવ્યો છે.

શહેરને ગૂમડું કહ્યું તે ત્યાં વસતી પ્રજા તરફ તિરસ્કાર બતાવવા નથી જ. જો તે ગૂમડું હોય અને જો ગ્રામસેવાનું કામ અહિંસાના માર્ગે કરવું હોય તો ગૂમડા ઉપર મલમપટ્ટો કરવો એ પણ સેવકનું જ કર્તવ્ય છે.

વળી, અહીં હું શહેર શબ્દ વાપરું છું ત્યારે મારા મનમાં મુંબઈ કલકત્તા નથી. સુરત અમદાવાદ પણ નથી. નડિયાદ નવસારી પણ નથી. પણ બારડોલી બોરસદ જેવાં શહેરો છે. આઠ દસ નાનાં ગામડાંના ઝુંડ વચ્ચે આપણા દેશમાં આવું એકાદ મોટું ગામ હોય છે જ. તેને ગામડું પણ ન કહેવાય તેમ શહેર પણ ન કહેવાય. આનાથી પણ નાનાં શહેરો મારી નજર સામે છે, જેવાં કે વાલોડ-બુહારી, વરાડ-આજીપરા, થામણા-ગંભીરા, માતર-લીંબાસી, વગેરે. આ છેલ્લાં ગામોને શહેરો તરીકે કોઈ ઓળખતું નથી. વસ્તીગણતરીમાં પણ તે ગામડાંમાં જ ખપે છે. પરંતુ તે ગામડું અને શહેરનાં મિશ્રણ છે. ત્યાંનાં કેટલાંક ફળિયાં જોઈશું તો શુદ્ધ ગામડાં છે અને કેટલાક લત્તાઓ શુદ્ધ શહેરો છે.

આવાં નાનાં શહેરો અને મિશ્ર ગામડાં દેખાવે ગામડાં જેવાં હોય છે. નવા ગ્રામસેવકોને પોતાના ક્ષેત્ર તરીકે તેવા જ એકાદમાં વરવાની લાલચ થવી સાહજિક છે. ઘણુંખરું તે પોતે કોઈક એવા જ સ્થાનની પેદાશ હોય છે. ત્યાં તેને કોઈ ને કોઈ આશરો આપનાર સહેલાઈથી મળી શકે છે. તેની વાતમાં રસ બતાવનાર અને રાષ્ટ્રીય વલણ ધરાવનાર સુશિક્ષિત ગૃહસ્થો પણ મળે છે. છતાં એ લાલચમાં ન તણાવાની અને શુદ્ધ ગામડું જ — રાનીપરજ કે ઠાકરડા કે હરિજન કે એવી જ કોઈ દીન દરિદ્ર વસ્તીવાળું — પસંદ કરવાની મેં તેને સલાહ આપી છે.

નાનું શહેર કે કસબો તો તેણે ન જ પસંદ કરવો, કારણ તેમાં તે સેવા કરી શકશે તેના કરતાં આળપંપાળમાં જ વધારે ગૂંચવાશે. મિશ્ર ગામડું પસંદ કરવાની હું છેક ના નહીં પાડું, પણ તેમાંના શુદ્ધ ગામડાના વિભાગમાં જ તેણે પડાવ નાખવો એવો આગ્રહ જરૂર રાખું. શહેરી વિભાગમાં વસવા જશે તો તેને સુખ-સગવડો કદાચ મળી રહેશે, પણ તે જુદી જ જાતનાં કામોમાં દોરવાઈ જાય એવો સંભવ છે.

આવાં શહેરો અને શહેરી ગામોમાં જાહેર કામ કરવાની ધગશવાળા કોઈ કોઈ સુશિક્ષિત ગૃહસ્થો હોય છે, તેઓ પોતાના ગામને દરેક રીતે આગળ લાવવા ઇચ્છે છે. સૌથી પહેલાં તો તેઓ કેળવણીનો ફેલાવો ઇચ્છનારા હોઈ, ખાતાંવાળા પર લાગવગ લગાડી હાઈસ્કૂલ લઈ આવ્યા છે. પણ હજુ તે ધર્મશાળામાં બેસાડવી પડે છે ત્યાં સુધી તેમના મનને જંપ નથી. બાજુના તેવા જ ગામની હાઈસ્કૂલ કેટલી ભવ્ય છે? તેઓ મુંબઈ, રંગૂન અને દક્ષિણ આફ્રિકા સુધીની પણ મુસાફરી કરશે અને પેલીને પણ ટપી જાય એવી હાઈસ્કૂલ બાંધ્યા વિના રહેશે નહિ. તેની સાથે, તેવું જ ગામને શોભે એવું, છાત્રાલય પણ બંધાવશે. પૈસાની છૂટ હશે તો બાલમંદિર પણ કાઢશે. વળી મોતીભાઈ અમીનનો પુસ્તકાલય અને વાચનાલયનો આગ્રહ જાણીતો છે, તેથી તે પણ કરવાં જ રહ્યાં — એટલે કે, તેનાં મકાનો. અને હવે તો ઘણાં ગામોએ ટાઉનહૉલ પણ કરાવ્યા છે અને તેના ઉપર ટાવરનો કળશ પણ ચડાવ્યો છે. આ જાહેર ભાવનાવાળા ગૃહસ્થોમાં રાષ્ટ્રીય ભાવનાનું જોર જો વધારે હોય છે તો તેઓ ગામમાં અખાડો પણ ઊભો કરશે ગામનાં બાળકો ચરખા ગણવેશ પહેરી એકસાથે કવાયત કરે એ તો ગામની શોભા છે. ગામ બધી રીતે આગળ આવ્યું, પણ હજુ પાણીના નળ બાકી જ છે. તે થયા, પણ વીજળીના દીવા ન થાય ત્યાં સુધી બધું અંધારું જ સમજવું.

આવા ઉત્સાહી ગૃહસ્થો આ બધાં 'ગ્રામસેવા'નાં કામોમાં પોતાને મદદ કરી શકે એવા ગ્રામસેવકોની શોધમાં જ હમેશાં હોય છે. અને કોઈ મળી આવે તો તેને પેટ ભરીને પગાર આપવાને પણ તેમને વાંધો નથી. તેમને પોતાને તો તેમના ધંધા લાગેલા છે. વળી કંઈક ફુરસદ મળે તે વખતે મુંબઈ રંગૂન દોડવાનું રહે છે — કારણ કે પૈસા વિના ગામને મુંબઈનું બચ્ચું કેમ બનાવી શકાય?

આ બધા ગ્રામસેવાના ઊજળા પ્રકારો છે. પુષ્કળ *પૈસો અને સહેજસાજ જાહેર ઉત્સાહ એ બેનો મેળ* જામે, તો કોઈ પણ શહેરી ગામ એ બધું કરીને આગળ આવી શકે છે. આપણા ગ્રામસેવક વિના તેમાંનું કંઈ અટકી રહેવાનું નથી. પરંતુ તેના વિના દેશનાં જે સાચાં ગામડાં છે તેમનું જરૂર અટકી પડેલું છે. ત્યાંનાં બાળકો ફક્કો ભણવા નવરાં નથી તો બાલમંદિર ને અખાડા માટે, છાત્રાલય અને હાઈસ્કૂલ માટે તો ક્યાંથી જ નવરાં હોય? ગામમાં સારા પાણીના સારા કૂવાનુંયે ઠેકાણું નથી. છે તે ભંગાર થઈ ગયો છે, તેને સમરાવવાના વાકડા નથી, ત્યાં નળનો વિચાર પણ ક્યાંથી સૂઝે? અને જ્યાં ઘાસલેટના ખડિયાનુંયે ઠેકાણું ન હોય ત્યાં વીજળીનું તો સ્વપ્નુંયે ક્યાંથી આવે? સાચા ગ્રામસેવકનું એવાં ગામડાંઓમાં જ કામ છે.

આમ ગ્રામસેવકોને શહેરી ગામોની ઊજળી સેવામાં ફસાતા રોકું છું, છતાં આજે હું તેમને તે જ શહેરી ગામોની સેવાને પોતાના કાર્યક્રમમાં સ્થાન આપવાની ભલામણ કરી રહ્યો છું.

દેખીતું છે કે, તેમનું મુખ્ય કામ તો કોઈ સાચા ગામડાની સાચી ગ્રામસેવાનું જ હશે. ત્યાં તેણે ગ્રામસેવાનો અનેકવિધ કાર્યક્રમ ઘડ્યો હશે. પડોશી-સેવા તેનો એક નાનો સરખો ભાગ હશે. અઠવાડિયે એકાદ દિવસ તે ખાતે આપશે તો પણ બસ છે. ત્યાંનાં કેટલાંક કામો કેવળ પ્રાસંગિક હશે, જે માટે તેને તે ગામોમાં કાયમી સેવા કરવાની જરૂર નથી. જો તેણે તેની સાથે પરિચય રાખ્યો હશે અને વિશ્વાસ મેળવ્યો હશે તો તેવાં ઘણાં કામો આવતાં જતાં, ખાસ વખત રોક્યા વિના, તે કરી શકશે.

એવા પડોશી શહેરની ગ્રામસેવકે કઈ સેવા કરવી અને કેવી રીતે? તેને વધારે સમૃદ્ધ, વધારે શોભીતું, વધારે નામચીન કરવું, શહેરી કેળવણી, શહેરી સગવડો અને શહેરી ઉદ્યોગધંધાઓમાં આગળપડતું કરવું, એનો તો મેં ઊજળી સેવા ગણી છેદ ઉડાડી દીધો છે. ત્યારે હવે ગ્રામસેવક માટે કઈ સેવા કરવાની બાકી રહે છે?

ગ્રામસેવકે કરવા જેવી એક જ સેવા છે — તે એ કે, તેવાં શહેરી ગામોના લોકોને નજીકનાં સાચાં ગામડાંઓની અથવા તો પોતાના જ ગામમાં આવેલા શુદ્ધ ગામવિભાગની સેવામાં વાળવા. ત્યાંના દરેકદરેક વર્ગને સાચા ગામડાની સેવાની કંઈ ને કંઈ તક શોધી આપવા તેણે નિરંતર ચિન્તન કર્યા જ કરવું.

ત્યાંના વિદ્યાર્થીઓ ઉત્સાહી છે. દેશમાં ચાલી રહેલાં આંદોલનોની તેમના ઉપર અસર ફરી વળેલી છે. પણ તેમની શાળાઓ ચીલે ચીલે ચાલ્યાં કરનારી છે. માબાપો પોતાના દેશહિતના વિરોધી ધંધાઓમાં રચ્યાં પચ્યાં રહે છે. હૃદયમાં ઊર્મિઓ ઊઠે છે તેને ઉત્તેજન આપનાર એમને કોઈ નથી. ગ્રામસેવક જો તેમની મૈત્રી *કેળવશે તો તેઓમાં દબાયેલાં જીવન એકદમ જોર કરીને* ખીલી ઊઠશે.

તેઓ ઉત્સાહથી પોતાના ગામના મહોલ્લાઓની સફાઈ કરશે, પીંજતાં અને કાંતતાં શીખી જશે, ઘરમાં તરણું પણ તોડવાનું જેમને ઉત્તેજન નહોતું તેઓ હોંશે હોંશે ઘરનાં કપડાં ધોવાં, વાસણ માંજવાં, ઝાડુ કાઢવું, વગેરે વગેરે કામોમાં મદદ કરવા લાગી જશે. ખરેખર તેઓને કેદખાનામાંથી છૂટ્યા જેવું લાગશે. ગ્રામસેવક તેમને પોતાના ગામડામાં આવવાનું નોતરું આપશે તેને તેઓ તરત ઝડપી લેશે. ત્યાં સેવક તેમને ખેતરોમાં ગરીબ ગામવાસીઓની જોડાજોડ કામ કરવાની તક આપશે, તેમની જોડાજોડ ગાયો ચારવા જવાની તક આપશે, તેમની જોડાજોડ દળવાની અને છાસ તાણવાની તક આપશે.

આવાં શહેરોની પ્રજા મોટે ભાગે ગામડાંના શોષણ ઉપર જ નભે છે, અને તેમના શિકારરૂપ ગામડાંના લોકો સુખી કે સ્વતંત્ર થાય એમાં તેઓ રાજી નથી એમ કહેવાય છે, અને તે ખોટુંયે નથી. છતાં જરાક પ્રેમ અને ઉત્તેજનથી એ જ શહેરીઓની ઊછરતી પ્રજાને તેમની જોડાજોડ આનંદથી કામો કરતી કરી શકાય. એટલું જ નહિ, ગ્રામસેવકમાં આવડત હશે તો શહેરનાં બાળકો ગામડાંમાં આવી ગ્રામસફાઈ કરશે; હરિજનો અને હળપતિઓ સાથે તિરસ્કારથી વર્તવાનું છોડી તેઓ સેવાભાવે તેમનાં ફળિયાં અને ઘરોમાં ઝાડુ કાઢવા લાગશે. તેઓ ગરીબ ગ્રામ-વાસીઓનાં બાળકો સાથે ખેલશેકૂદશે અને આનંદ કરશે. તેમની સાથે કાંતશે પીંજશે, તેમની સાથે દેશભક્તિનાં ગીતો ગાશે અને ઉત્સવો ઊજવશે. તેઓ ગ્રામવાસીઓને પોતાના શહેરી વિસ્તારોમાં માનથી લઈ જશે. ત્યાં તેમની ભજનમંડળીઓ બેસાડશે; તેમની સાથે રમતગમતો ગોઠવશે, હરીફાઈઓ રાખશે.

પડોશી શહેરોના કેળવાયેલા યુવકોની સેવા કરવાનું પણ ગ્રામસેવકે ચૂકવું ન જોઈએ. તેઓમાંથી કોઈ સુંદર સંગીત શીખ્યા હશે, કોઈ ચિત્રકળા શીખ્યા હશે, કળા કારીગરી જાણતા હશે, જ્ઞાનવિજ્ઞાન ભણ્યા હશે. તેમની મૈત્રી સાધીને સેવક તેમને પણ ગ્રામસેવામાં વાળી શકે છે. તેમને તે પોતાના ગામડામાં લઈ જશે, ગ્રામવાસીઓના દિલ સાથે તેમના દિલનું અનુસંધાન કરી આપશે. પોતાનું કળાકૌશલ્ય અને પોતાનું જ્ઞાનવિજ્ઞાન ગ્રામલોકોને શીખવવાનો એમને ઉમળકો આવે એવી હવા તે પેદા કરશે.

તેમને બદલામાં તેમની ફી મળ્યા વિના નહિ રહે. ગ્રામવાસીઓ તેમને બીજું કંઈ નહિ તો હળ હાંકતાં અને કોશ ફેરવતાં અને દાશ તાણતાં તો શીખવી શકશે જ.

શહેરી યુવકોમાંથી કોઈ ઉત્કટ ભાવનાવાળા પણ નીકળી આવશે. તેમને અવારનવાર છૂટુંછવાયું આવું કામ કરીને સંતોષ થશે નહિ. તેઓ ગ્રામસેવકની સાથે કાયમ વસવા અને તેના તમામ કામમાં સાથ આપવા તૈયાર થઈ જશે. સેવકને માટે આથી રૂડું બીજું શું હોઈ શકે?

પડોશી શહેરો સાથે આ રીતે પ્રેમ અને સેવાનો સંબંધ બાંધ્યો હશે તો ત્યાંનાં ગૃહસ્થો અને બહેનોમાંથી ગ્રામસેવકના કામમાં રસ લેનાર કોઈ કોઈ વ્યક્તિઓ નીકળે એ ઘણું જ સંભવિત છે. તેઓને અંદરથી ગામ-વાસીઓનું કામ કરી છૂટવાનો ઉમંગ હશે અને ગ્રામસેવક તો સહાનુભૂતિનો ભૂખ્યો હોય જ છે. તેણે અતિ નનું અને અતિ દરિદ્ર ગામ જાણીજોઈને પસંદ કર્યું છે. ત્યાં લોકોનો પ્રેમ તે મેળવી શકે છે. પણ સાધનો તેમની પાસે ક્યાં જ નથી. સેવકને સારી ઝૂંપડી કરી આપવાનું તેઓને મન છે, સામાન મળે તો મહેનત કરવામાં પાછા ન પડે, પણ તેમની પાસે પોતાની એવી જમીન નથી, લાકડાં, વાંસ વગેરે પણ નથી. પહેલાંની જેમ આજે વગડાઓમાં એ બધું રહ્યું નથી કે જઈને વાઢી લાવે.

આવા ગામની જેને સેવા કરવી છે તે સૌની સહાનુભૂતિનો સદા ભૂખ્યો હોય જ. જેટલાં બળો ગામની સેવામાં તે વાળી લાવી શકે તેટલાં ઓછાં જ છે.

પણ સાધનો મેળવવાં એ મૂળ હેતુ નથી, એ સેવકે ભૂલવું નહિ. જો તે તેના લોભમાં પડ્યો તો સાચું કામ છોડી તે શ્રીમંતોની ખુશામતમાં ચડી જાય એવું જોખમ છે. પોતાના ગામમાં ઘણાં સાધનો એકઠાં કરી પોતાના કામને શણગારવું એ વિચાર મુખ્ય ન હોવો જોઈએ. પડોશી શહેરીઓનાં મનમાં ગામડાં માટે પ્રેમ જન્મે, તેઓ પોતાનાં શહેરોમાં વસતા છતાં ગ્રામવાસીઓ જેવાં સાદાં અને મહેનતુ જીવન ગુજારતા થાય, ગામવાસીઓ સાથેના વ્યવહારમાં ન્યાય અને માનની નીતિ રાખતા થાય, એ જ ગ્રામસેવકની દૃષ્ટિ રહેવી જોઈએ. ગ્રામસેવકની સોબતથી એવું પરિવર્તન કોઈના જીવનમાં થયું હશે તો તેના સ્વાભાવિક ફળ રૂપે તેઓ ગ્રામસેવાના કામમાં પોતાનો વખત અને પોતાનાં ધનસાધન સ્વાભાવિકપણે આપતા થઈ જશે.

ગામડાંનાં ઝૂમખાં વચ્ચે આવેલાં નાનકડાં શહેરો અથવા મિશ્ર ગામોના શહેરી લત્તાઓના લોકોના મુખ્ય ધંધાઓ મોટે ભાગે ગામવિભાગના શોષણ ઉપર રચાયેલા હોય એ કુદરતી છે. ગામડાંનું લોહી ચુસાઈ ચુસાઈને છેવટે મુંબઈ કલકત્તા જેવાં શહેરોમાં અને દિલ્હીની સરકારી તિજોરીમાં એકઠું થાય છે. ત્યાં મોટા મોટા નળો અને રાક્ષસી ટાંકીઓ છે, પણ તે સભ્યતા અને મોટાના વિવેકના વેલબુટ્ટાઓમાં ઢાંકી દીધેલાં રહે છે. પણ એ મોટા નળોમાં લોહી પહોંચાડનારી જે નાની નાની અસંખ્ય નળીઓ છે તે આ નાનાં નાનાં શહેરો છે. એ નળીઓના છેડા ગામડાંઓના માંસમાં ખોસેલા ખુલ્લંખુલ્લા જોઈ શકાય છે. અહીં તેને ઢાંકવા પોસાય તેમ નથી.

અહીં જમીનદારો જમીન ખેડાવવાનો ધંધો કરે છે, શાહુકારો વ્યાજવટાવનો ધંધો કરે છે, વેપારીઓ ઉધારની લાલચ લગાડી અનેક નકામી વસ્તુઓ ઘુસાડવાના ધંધા કરે છે, દારૂતાડીના ઇજારદારો વ્યસનના વ્યાપાર માંડી બેઠા છે. સરકારની છત્રછાયા નીચે એ બધું ધમધોકાર ચાલી રહ્યું છે. દયા અને ન્યાય અને સમાનતા અને સ્વતંત્રતાની વાતો અહીં પોસાય તેમ નથી.

આવી પરિસ્થિતિ વચ્ચે વસનાર ગ્રામસેવક જો સત્યાગ્રહી હશે તો તેનું સેવાનું કામ સીધી સડક પર ગાડી દોડાવવા જેવું નહિ હોય. માત્ર રેંટિયા ચલાવીને, નિશાળો માંડીને, વાંચનાલયો કાઢીને કે રાષ્ટ્રીય ઉત્સવો કરીને તેનું કામ પૂરું થશે નહિ. તેને ભાગે અન્યાયો સામે ઝઘડામાં ઊતરવાનું સદા આવતું જ રહેશે, આવવું જોઈએ.

પણ એ ઝગડા તેણે અહિંસાને રસ્તે કરવા છે. નજીકની શહેરી પ્રજાનાં જેટલાં અંગો સાથે પ્રેમ અને સેવાનો સંબંધ તેણે જોડ્યો હશે તેટલું જ તેમ કરવું એને માટે શક્ય બનવાનું છે.

આ દૃષ્ટિએ નજીકનાં શહેરની સેવા એ ગ્રામસેવકનું એક આવશ્યક કામ થઈ પડે છે. ભલે તેમાં તે અવારનવાર થોડો વખત જ આપી શકશે, ભલે અઠવાડિયે એકાદ વાર જ તે એ ખાતે કાઢી શકશે. છતાં જો પોતાની ગ્રામસેવાનું આ અંગ તે ખીલવશે નહિ તો તેની ગ્રામસેવામાં સાચી ચીકાશ તે આણી શકશે નહિ.

આપણા કેટલાક ગ્રામસેવકો આ અંગનું મહત્ત્વ સમજ્યા છે એમ તેમના કામ ઉપરથી જોઈ શકાય છે. બીજાઓ એ દિશામાં પ્રયત્ન કરશે એવી આશા છે.

જુગતરામ દવે

# વિઠ્ઠલ કન્યા વિદ્યાલય—નડિયાદ

'રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ પાછી કામે ચડે છે' એ મથાળે આ અગાઉ વેડછી વિદ્યાલયનો તથા વિદ્યાપીઠના ચાલુ કામનો પરિચય આપ્યો હતો. આ વેળા બીજી એક રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાનો પરિચય આપું છું, તે નડિયાદનું વિઠ્ઠલ કન્યા વિદ્યાલય. નામ પરથી સ્પષ્ટ છે કે, સદ્ગત શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક તરીકે એ સંસ્થા શરૂ કરવામાં આવી છે. તેની ઉદ્ઘાટન-ક્રિયા પૂ. ગાંધીજીને હસ્તે ૩૧–૫–૧૯૩૫ના રોજ થઈ હતી. તેના પ્રમુખ સરદારશ્રી વલ્લભભાઈ પટેલ છે, અને કાર્યવાહક સમિતિનાં પ્રમુખ શ્રી. ઇન્દુબહેન ચિમનલાલ શેઠ છે.

સાત વર્ષ કામ કર્યા બાદ, ૧૯૪૨ની લડત આવતાં સંસ્થાની મોટી વિદ્યાર્થિનીઓ તથા શિક્ષકમંડળ તેમાં જોડાયું. એમ સંસ્થાનું શિક્ષણકામ સ્થગિત થયું ત્યારે તેમાં ૧૦૫ વિદ્યાર્થિનીઓ અને ૧૮ શિક્ષકશિક્ષિકા હતાં. પરિસ્થિતિ બદલાતાં, ઈ. સ. ૧૯૪૪ના જૂનથી ફરી વિદ્યાલય ચાલુ કરવામાં આવ્યું છે.

સંસ્થા કોઈ પણ વિદ્યાપીઠથી સ્વતંત્ર રહીને કન્યાઓની કેળવણીનું કામ કરવાનો ઉદ્દેશ રાખે છે, અને તેનું કામ એ રીતે ચાલે છે.

એ કેળવણીને પરિણામે કન્યાઓમાં નીડર અને સ્વાશ્રયી બનવાની, સુશીલ, જ્ઞાનવાન અને કુશળ ગૃહિણીઓ તેમ જ માતાઓ થવાની તથા સમાજસેવાના ક્ષેત્રમાં ફાળો આપવાની શક્તિ આવે, એવી કેળવણી આપવાનું આ વિદ્યાલયનું ધ્યેય છે.

કન્યાઓનાં શરીર સુદૃઢ થાય, ખડતલ થાય, તેમનામાં નીડરપણું કેળવાય, તથા વહેમ નિર્મૂળ થાય, અને સંજોગવશાત્ પોતાના ઉપર કુટુંબના નિર્વાહનો ભાર આવી પડે તો તે ઉપાડવાને તેઓ શક્તિશાળી નીવડે, એવી કેળવણી આ વિદ્યાલયમાં મળે એ વાત પણ સતત લક્ષમાં રખાય છે.

આ ધ્યેયને ફળીભૂત કરવા આટલી વસ્તુઓ સિદ્ધાંત રૂપે સ્વીકારવામાં આવી છે. (૧) આપણા સામાન્ય કુટુંબનાં ઘરકામો તથા કારભાર દક્ષતાપૂર્વક, જ્ઞાનપૂર્વક, અને પદ્ધતિસર કરતાં આવડવું જોઈએ. (૨) સંસ્કારી માનવજીવનના આધારરૂપ એવા મૂળ ઉદ્યોગો મારફત જે કેળવણી અપાય છે તે વધારે સંગીન અને વ્યક્તિ તેમ જ સમાજને વધારે ઊંચે ચડાવનારી છે. તેથી અભ્યાસ-ક્રમમાં કેટલાક મૂળ ઉદ્યોગોને પણ સ્થાન હોવું જોઈએ. (૩) આની સાથે, પોતાની તથા સમાજની જરૂરિયાતોને લક્ષમાં રાખીને તથા તેમની સાથે બંધબેસે તેવી રીતે, પૂરતો સાહિત્યિક અભ્યાસ યોજવો.

ઉપરની બાબતોને અનુસરીને કેળવણીનાં ત્રણ અંગ યા સાધન ગણ્યાં છે: (૧) છાત્રાલય, (૨) મૂળ ઉદ્યોગો, તથા (૩) સાહિત્યિક અને કલાના વર્ગો.

૧. ગૃહ યા છાત્રાલય — નવ વર્ષ પૂરાં કર્યાં હોય, પોતાનું કામ જાતે કરી શકતી હોય, અને ગુજરાતી ત્રીજા ધોરણનો અભ્યાસ પૂરો કર્યો હોય, એવી બાળાને છાત્રાલયમાં લેવાનું ધોરણ છે.

૨. ઉદ્યોગો — ઉદ્યોગોમાં હાલમાં (૧) શાકભાજી અને ફળફૂલની વાડી, (૨) રૂથી કાંતવા સુધીની ખાદીવિદ્યા, (૩) ભરતકામ અને સીવણ તથા (૪) ગોપાલન અંગે દહીં, માખણ ને ઘીની તાવણી કરવાનું શીખવવામાં આવે છે. ઉદ્યોગોને રોજના બે કલાક અને વીસ મિનિટ અપાય છે.

૩. આ અભ્યાસમાં સાહિત્યકળાના ભણતર અંગે આ વિષયો છે — ગુજરાતી, હિંદુસ્તાની, સંસ્કૃત, 'બેઝિક' અંગ્રેજી, ગણિત, નામું, સમાજવિદ્યા (ઇતિહાસ, ભૂગોળ અને નાગરિક ધર્મ), સામાન્ય વિજ્ઞાન, (આરોગ્યજ્ઞાન, શરીરરચના, બાલઉછેર, વનસ્પતિવિજ્ઞાન, ગૃહવિજ્ઞાન), ચિત્રકળા અને સંગીત. આ ઉપરાંત રમતગમત તથા કસરત કવાયત રોજ નિયમિત ચાલે છે. દર વર્ષે પર્યટનો પણ ગોઠવવામાં આવે છે.

વિદ્યાલયનો કુલ અભ્યાસક્રમ સાત વર્ષનો છે. તે પૂરો કરનારને સંસ્થા તરફથી 'વિનીતા'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

હાલ સંસ્થામાં કુલ ૧૧૨ વિદ્યાર્થિનીઓ છે. જણ દીઠ વાર્ષિક ખર્ચ ૩૫૦થી ૪૦૦ રૂ. આવે છે. પોતાની કન્યાઓને આ સંસ્થામાં મોકલવા ઇચ્છનારે વધુ વિગત માટે તેના આચાર્યને લખવું.

મ.

# વૈરાગ્ય અને કળારસિકતા

પ્રશ્ન — વિરક્ત માણસ કળારસિક હોઈ શકે ખરો? કળા અને વૈરાગ્યનો મેળ ખાય ખરો?

જવાબ — હું જો એમ કહું કે, સાચો વિરક્ત માણસ જ ઉત્તમ કળારસિક થઈ શકે છે તો તમને તેની નવાઈ લાગશે. પણ હું તમને નવી અને જૂની બન્ને દૃષ્ટિથી સમજાવવાનો છું કે, સાચી કળાદૃષ્ટિ કેળવાય તે માટે વિરક્તિ અત્યંત જરૂરી વસ્તુ છે.

આપણા સાહિત્યશાસ્ત્રજ્ઞો કહે છે કે, બધાં જ પ્રિય વાક્યો કળાત્મક કે રસાત્મક હોતાં નથી. 'તને હું પુષ્કળ પૈસા આપીશ', એમ હું જો કોઈને કહું તો તે રાજી રાજી થઈ જશે. 'તારે ત્યાં છોકરો આવ્યો છે' એવા આનંદદાયક સમાચાર જો કોઈને કાને પડે તો તે હર્ષઘેલો થશે એમાં શંકા નથી. પણ તેથી આ વાક્યો કાવ્યાત્મક છે એમ ન કહી શકાય. લોભમોહ-જનિત આનંદ કદી પણ કળાત્મક આનંદ હોતો નથી. કળાત્મક આનંદ તટસ્થતાથી જ ભોગવવાનો હોય છે.

એક વખત શ્રી ધર્માનન્દ કોસંબીને મેં કહ્યું કે, ગોવાની કુદરતી શોભા કેટલી સુંદર છે! ત્યારે તેમણે કહ્યું, 'ગોવાની શોભા જોઈને તમને જેમ સૌંદર્યબોધ થાય છે તેવો મને થઈ શક્તો નથી કારણ કે, ગોવામાં મારી ખેતીવાડી ઇત્યાદિ મિલકત છે. મોટા બગીચા જોઈને મને આનંદ થાય છે, તેની સાથે જ આ મારો બગીચો છે, એનો ઉપભોગ હું કરનાર છું', એવી ભાવના કે ભાન જાગ્રત હોય છે; અને પાડોશીનો બગીચો એટલો જ સુંદર હોય તો પણ આ મને મળી ગયો હોત તો મારી ખેતીવાડી કેટલી વિસ્તારવાળી થઈ જાત, એ જ કલ્પના મારા મનમાં પ્રથમ ખડી થાય છે. તેથી તમારી માફક હું તટસ્થપણે આનંદ લઈ શકતો નથી. ગોવામાં તમારી મિલકત નથી અને તમારે ત્યાં લેવી નથી; એટલે તમે તટસ્થપણે ગોવાની વનશ્રીનો આનંદ ભોગવી શકો છો."

ધર્માનન્દજીના આ વિવેચનમાં મારી કળા કે સાહિત્યની મીમાંસા બહુ સુંદર રીતે પ્રતિબિંબિત થયેલી છે. વસ્તુગત સૌંદર્યની સાથે તટસ્થપણે તાદાત્મ્ય સાધવામાં જ કલાત્મક આનંદ રહેલો છે.

તાદાત્મ્ય અત્યંત આવશ્યક છે. સાચો આનંદ તાદાત્મ્ય દ્વારા જ થાય છે, પણ એ આનંદ શુદ્ધ હોય તે માટે તટસ્થતા પણ અતિ જરૂરી છે.

ભૂખ્યા માણસને જો પેટપૂર તાજું અને સ્વાદિષ્ટ ભોજન મળે તો તેને આનંદ થશે, તૃપ્તિ થશે. તેનું શરીર, મન અને કદાચ આત્મા પણ તૃપ્ત થશે. પણ ભોજનાનંદ એ પાર્થિવ આનંદ છે. તેમાં તટસ્થતા નથી હોતી, તેથી તે કલાત્મક આનંદ થઈ શકતો નથી. એટલે જ આપણા કલાકોવિદોએ નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે, નાટકમાં ભોજનના પ્રસંગો બતાવવા નહિ; તેમ જ મોઢાને પાણી છૂટે એવા ખાદ્ય પદાર્થોનું વર્ણન પણ કરવું નહિ.

આનો એવો અર્થ નથી કે, નાટ્યકલા-કોવિદોને ભોજનની જરૂર નથી હોતી; અથવા, જમવામાં કંઈ પાપ છે અથવા ગ્રામ્યપણું છે એમ તેઓ માને છે. જમવામાં ગ્રામ્યપણું હોય કે ન હોય, જમ્યા વિના જીવી શકાય નહિ, તેથી જમવું તો જોઈએ જ. કલાકોવિદોનું કહેવું એટલું જ છે કે, ભોજનાનંદ એ કંઈ કલાનંદ નથી.

આટલા પરથી તમારા ધ્યાનમાં આવ્યું જ હશે કે, જે માણસે અહંકાર અને લોભનો ત્યાગ કર્યો છે, જે અહંતા-મમતાથી પર ગયો છે, તેને જ તટસ્થ સુખ શી રીતે ભોગવવું તે સારી રીતે આવડે. કોઈ પણ જાતના મોહમાં સપડાયા વિના તદ્દન અલિપ્તપણે જીવનના બધા પ્રસંગોમાં રહેલો રસ તે ભોગવી શકે.

વિરક્ત એટલે કંઈ સૂગલો નથી હોતો. સાચો વિરક્ત માણસ જીવનવિમુખ નથી હોતો. પરંતુ અલિપ્ત રહીને પણ તે આ દુનિયામાં પ્રસન્નપણે અને ઉત્સાહથી વહેવાર કરે છે. પોતે અલિપ્ત હોવાને લીધે દુનિયામાં વહેવાર કરવાનું તેને સહેલું હોય છે, એટલું જ નહિ પણ અલિપ્તપણાને લીધે તેની બુદ્ધિ એવી કુશાગ્ર બનેલી હોય છે કે, બધી કળાઓમાં શ્રેષ્ઠ જે જીવનકળા એ જ તેને સહજપણે હસ્તગત થયેલી હોય છે. આપણી બધી કળાઓને જે કંઈ પ્રતિષ્ઠા મળે છે તે આ જીવનકળાની સાથેના તેમના સંબંધને લીધે જ મળે છે. આ સર્વોચ્ચ કળા — જીવનકળા — જેણે સિદ્ધ કરી તેને બીજી બધી કળાઓનું હાર્દ બહુ જ સહેલાઈથી અવગત થાય છે.

વિરક્ત માણસ કોઈ કલાકૃતિ જોઈને અથવા કલાત્મક પ્રસંગ અનુભવીને બહાવરો નહિ થાય એ સાચું છે, પણ દરેક વખતે તેનો સાચો મર્મ ઉત્તમ રીતે સમજી લઈને પોતે મનમાં ને મનમાં પ્રસન્ન થઈને ડોલવા માંડે છે. *બહારથી જોઈ આડઅંગરા જેવો તે અવિકસિત દેખાશે* પણ ઝાડ વગેરેના જેવો તે અંતઃસંજ્ઞ હોય છે. પણ તેથી તેને જીવનાનંદ કંઈ ઓછો મળતો નથી.

હવે એ વાત પણ સાચી કે, વૈરાગ્ય જ્યારે અંતિમ કોટિએ જઈ પહોંચે છે, ત્યારે તેમાંથી જે સ્વયંભૂ આનંદ પેદા થાય છે તેની આગળ કલાત્મક આનંદ તદ્દન ફીકો લાગે છે. પણ તેથી કલાત્મક આનંદને પારખવાની કે અનુભવવાની વિરક્ત માણસની શક્તિ ઓછી થતી નથી.

તાનસેનનો ગુરુ હરિદાસ તાનસેનના કરતાં ક્યાંય વધારે સંગીતનું હાર્દ સમજનારો હતો. પણ તે કદી રાજાના દરબારમાં ગયો નહિ. તે સદાય પોતાના નાદબ્રહ્મની મસ્તીમાં જ રહેતો. તાનસેનને વિગલિત-વેદ્યાંતર એવો સંગીતઆનંદ મળતો હતો તો પણ તે તેમાંથી ફરી નીચે ઊતરતો. અને ધનને લોભે અથવા પ્રતિષ્ઠાને

લોભે રાજાને પ્રસન્ન કરવાના આનંદને સંગીતના આનંદથી શ્રેષ્ઠ માનતો. હરિદાસ હમેશ નાદબ્રહ્મની ઉપાસનામાં ને તેના આનંદમાં ગરત રહેતો અને ભાન ભૂલી જતો. તેનામાં વાત્સલ્ય હતું, તેથી જ તેણે તાનસેનને સંગીત વિદ્યામાં પાવરધો બનાવ્યો; અને તેનામાં સૌજન્ય હતું તેથી જ તેણે પોતાને દર્શને આવેલા અકબર બાદશાહને પોતાનું સ્વર્ગીય સંગીત સંભળાવ્યું. પણ જ્યારે કંઈક પુરસ્કાર કે ભેટ આપવાની વાત નીકળી ત્યારે તેણે તદ્દન સહજપણે પોતાની નિઃસ્પૃહતા વ્યક્ત કરી.

ઉચ્ચતમ કોટિના કળાકારો જીવનકળામાં નિપુણ હોય છે તેથી જ નિરીહ, નિઃસ્પૃહ, નિરહંકાર, અલિપ્ત અને વિરક્ત હોય છે; અને તેથી જ તેઓ કલાનુભૂતિની બાબતમાં તેમ જ કલાભિવ્યક્તિના સામર્થ્યમાં સર્વોચ્ચ ટોચે પહોંચેલા હોય છે.

નડિયાદ, ૧૯૪૬

(મરાઠી પરથી) દ. બા. કાલેલકર

# ગ્રીષ્મવર્ગ ખોલનારને માટે

[અખિલ ગુજરાત ગ્રીષ્મપ્રવૃત્તિ માટેની મધ્યસ્થ સમિતિ તરફથી નીચેનું પ્રસિદ્ધ કરવા મળ્યું છે. તેમાં રસ લેનાર સૌ માગેલો સાથ આપી આ કામને આગળ વધારશે એવી આશા છે. મ.]

ગુજરાતભરમાં વિદ્યાર્થીઓ ઉનાળાની રજાઓનો રાષ્ટ્રીય દૃષ્ટિએ સદુપયોગ કરવા સ્વાભાવિક પ્રેરાય છે તેમાંથી તેમની ગ્રીષ્મપ્રવૃત્તિનો જન્મ થયો અને થોડાં વરસથી તેનો વિકાસ થઈ રહ્યો છે. આ કામ કોઈ મધ્યસ્થ દોરવણીથી થાય ને તેમાં એકદૃષ્ટિ અને સમન્વય આવે તો સારું ખીલી શકે. એ નિર્વિવાદ છે. તેથી તેનો વિચાર કરવાને માટે ગુજરાત કાઠિયાવાડનાં આ કામમાં રસ લેતા ભાઈબહેનોએ મળી, એક ગ્રીષ્મપ્રવૃત્તિ મધ્યસ્થ સમિતિ નીમી છે, જેના સભ્યો નીચે પ્રમાણે છે —

૧. શ્રી. મગનભાઈ દેસાઈ (પ્રમુખ)
૨. „ જાદવજીભાઈ મોદી, ભાવનગર
૩. „ પુષ્પાબહેન મહેતા, વિકાસગૃહ, અમદાવાદ
૪ „ બબલભાઈ મહેતા, થામણા
૫ „ પોપટ વ્યાસ (મંત્રી, અ૦ ગુ૦ વિ૦ મહાસભા)
૬ „ ચીતુભાઈ શાહ (ગુ૦ વ્યાયામ પ્રચાર મંડળ)
૭. „ કનામઝાર — મંત્રી

આ સમિતિએ બે બેઠકોમાં મળીને, આવતા ઉનાળામાં વર્ગો ચલાવનારાઓને માર્ગદર્શક અને મદદરૂપ થાય, એ માટે કેટલીક સૂચનાઓ અને ભલામણો વિચારી કાઢી છે.

ગ્રીષ્મવર્ગો સ્થાનિક વિદ્યાર્થીઓ પૂરતા હશે; અને અમુક પ્રદેશના વિદ્યાર્થીઓ માટે ફાવે એવા કોઈ મધ્યસ્થ સ્થાને ચાલનાર પણ હશે. કેટલાક વર્ગો ગુજરાતમાંથી જે આવવા ઇચ્છે તે બધાને માટે હશે બહેનોને માટે પણ વર્ગો ચાલશે

વર્ગોમાં પોતપોતાનો ખાસ કાર્યક્રમ પણ હશે જેમ કે, (૧) કોઈ વર્ગ સામાન્યજ્ઞાનની વૃદ્ધિ ઉપર મુખ્ય ભાર દેશે; (૨) કોઈ ખાસ વ્યાયામની તાલીમ માટે હશે; (૩) કોઈમાં સેવાદળની તાલીમ આપવાની નેમ હશે; (૪) કોઈ વર્ગો રચનાત્મક કામોનો પરિચય અને ગ્રામસેવાના પાઠો આપવા માટે હશે

છતાં, આ બધા વર્ગોમાં એક વસ્તુ તો સમાન રૂપે રહેશે, અને તે એ કે, બધા વર્ગોનું સંચાલન દેશની સ્વતંત્રતા માટે ગાંધીજીએ દેખાડેલા સિદ્ધાંતો તથા નીતિરીતિને વફાદાર રહીને કરવામાં આવશે. આપણા પ્રાચીન પ્રસિદ્ધ રાષ્ટ્રના સ્વરાજની દૃષ્ટિ અને તેને માટે ગાંધીજીએ સત્ય અને અહિંસાનાં જે સાધનો બતાવ્યાં છે તે, આ બધા વર્ગોને એકસરખાં લાગુ પડતાં હશે.

બધી નાતજાત, કોમો તથા ધર્મો પ્રત્યે સમતા અને બંધુતાની ભાવના આપણા રાષ્ટ્રની સંસ્કૃતિનું અમર સૂત્ર છે. આથી આ વર્ગોમાં સર્વધર્મસમભાવ તથા બધી કોમો ઇ૦ની એકતાનો ભાવ પાયામાં રહેલો હશે. હરિજનોને તેમાં સમાન દરજ્જાનું સ્થાન હશે આ ભાવનાને મૂર્તિમંત કરવા માટે વર્ગોના કાર્યક્રમમાં સક્રિય દૃષ્ટિ રખાવી જોઈએ.

બીજું, આ વર્ગોના શિબિરો ચાલશે. ચોવીસે કલાક તેમાં બધા સાથે રહેશે. એમાં વિદ્યાર્થીઓની સમગ્ર તાલીમ થાય એ દૃષ્ટિએ, શિબિર-વ્યવસ્થામાં ને વર્ગ-સંચાલનમાં કેટલીક સર્વસાધારણ બાબતો સચવાવી જોઈએ. આને માટે સમિતિએ થોડીક સર્વસામાન્ય બાબતો વિચારી છે, કે જેમને બધા પ્રકારના વર્ગોના કાર્યક્રમમાં સ્થાન મળવું જોઈએ :—

૧. સામાન્ય જ્ઞાનવૃદ્ધિની બાબતમાં નીચેનું —
   (૧) રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ (કોંગ્રેસનાં ૬૦ વર્ષ) (રોજ ૦॥ કલાક)
   (૨) રચનાત્મક કાર્યક્રમ શું છે? શા માટે? તેની વિગતોની અગત્ય અને સમજ (રોજ ૦॥ કલાક)
૨. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની (બેઉ લિપિમાં) (રોજ ૦॥ કલાક)
૩. જનતા જોડે સંપર્ક — તેમની સેવાનાં કામો દ્વારા (અઠવાડિયામાં એક દિવસ નક્કી કરી શકાય)
૪. વ્યવસ્થિત શિબિર-જીવન — શિસ્ત અને જાત-મહેનતની તાલીમ (રોજ ૧ કલાક શિબિરકામોમાં)
૫. કસરત, કવાયત અને રમતો (રોજ કુલ ૧॥ કલાક)
૬. રાષ્ટ્રીય મૂળઉદ્યોગ — કાંતણ પીંજણ ઇ૦ (રોજ ૧ કલાક)

ઝઝૂમતા દુકાળની દશા અને તેને પહોંચી વળવા માટે શું કરવું?— આ બાબત પણ સામાન્ય જ્ઞાનની એક પ્રાસંગિક જરૂર સમજી ઉમેરવી જોઈએ. (યુક્તાહાર કોને કહેવાય? તેની સમજ).

ગ્રીષ્મવર્ગ માટે આ સર્વસામાન્ય વિષયો તથા તેને માટે ક્રમવાર સમય રોજ કેટલો આપવો તે તેની સાથે જણાવ્યું છે. તે પરથી દિનચર્યા ઘડવામાં આવે તો દિવસના કલાકોની ફાળવણી આ પ્રમાણે થઈ રહેશે—

| | કલાક |
|---|---|
| શિબિર કામો | ૧ |
| કસરત, કવાયત, રમતો | ૧॥ |
| સ્વાધ્યાય | ૧ |
| ભોજન નાસ્તો ઇ૦ | ૨॥ |
| નાહવું ધોવું | ૧ |
| આરામ ને ઊંઘ | ૮ |
| વર્ગ કામ— | ૨ |
| રચનાકાર્યનો પરિચય ઇ૦ | ૦॥ |
| રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ | ૦॥ |
| હિંદુસ્તાની | ૦॥ |
| કાંતણ પીંજણ | ૧ |
| સાયંપ્રાર્થના કે આખા શિબિરનું સંમિલન. (ખબરઅંતર, શિબિર-સૂચનાઓ, પ્રવચન ઇ૦) | ૧ |
| કુલ | ૧૯ |

બાકીના ૫ કલાકમાં દરેક વર્ગ પોતપોતાની ખાસિયત પ્રમાણેનાં કામો ગોઠવી શકે. એ સમય પોતપોતાના વિશેષ કામને માટે પણ પૂરતો થશે, એમાં શંકા નથી.

આ વર્ગોનો ગણવેશ ખાદી રહે એવો આગ્રહ રાખી શકાય તો સારું. ખાદીને માટે કાંતવું હવે જરૂરી છે. એટલે આ વર્ગોમાં એક કલાક, તે ન જાણનારને શીખવવા, ને જાણનારને વધુ સારું શીખવવા ને કાંતણવિદ્યાની ઉપલી બાબતોની જાણ કરવામાં આપવો જોઈએ.

આ વર્ગોમાં અનેક વક્તાઓને નોતરવાનો એક સામાન્ય ક્રમ બની ગયો છે. આથી સહેજે અનેક જણનો પરિચય ને સંપર્ક મળી રહે છે પરંતુ એ જ આ વર્ગોને ચલાવવાનું પ્રયોજન કે એના ઉપર તે નિર્ભર રહે એવું ન હોવું જોઈએ. દરેક વર્ગસંચાલકે પોતાના વર્ગ માટે નક્કી કામ અને તે ચલાવનાર માણસો પહેલેથી વિચારી લેવા જોઈએ. મહેમાનોને નોતરવામાં આવે; જે આવી શકે તે ભલે તેમાં અભિવૃદ્ધિ કરનારા હોય કહેવાની મતલબ કે,—અનેક વ્યાખ્યાતાઓ બહારથી આવે તેના ઉપર વર્ગની સફળતાને ન ટેકવવી; પણ જેમ એક શાળા પોતાનું સમયપત્રક અને તેનું પાલન વિચારી તેનું આયોજન કરી લે છે, તેમ આ વર્ગોનું થવું જોઈએ.

નર્યા વ્યાખ્યાનક્રમને પણ ઉત્તેજન બહુ ન ઘટે. વિદ્યાર્થીઓ સ્વાધ્યાય કરે, ચર્ચાઓ ગોઠવે, પ્રશ્નોત્તરીઓ રાખે, નિયત વિષયો ઉપર અભ્યાસ કરી પોતે નિબંધવાચન કરે, પોતાનું હસ્તલિખિત ચલાવે, આસપાસની જનતાની સેવાનાં કામોમાં વખત આપે, પ્રવાસમાં અમુક સમય આપે. આ પ્રકારનાં કામો કરવાથી ઉપયોગી તાલીમ મળે છે તે દ્વારા વસ્તુ વધારે વિશદ થાય છે અને વિદ્યાર્થીઓ પોતાના કામને રસિક પણ કરી શકશે.

એક સૌથી મુખ્ય વાત તે એ કે, આ વર્ગોના શિબિરો એવી રીતે ચાલવા જોઈએ કે તેની છાપ આસપાસના લોક ઉપર જનતાસેવક. ઉદ્યમ, સેવા, સદ્‌ભાવ અને જનતાપ્રેમની પડે કોઈ રીતે આપણે લોક ઉપર બોજારૂપ કે પીડારૂપ તો ન જ થઈ શકીએ. આખું વાતાવરણ સ્વરાજપ્રેમ અને રાષ્ટ્રીયતાનું શિક્ષણવાળું થઈ રહેવું જોઈએ. સ્વચ્છતા, ઊંચનીચભાવનો અભાવ, અસ્પૃશ્યતાનિવારણ, જેવી બાબતોમાં શિબિરજીવનમાંથી લેવા જેવું હોવું જોઈએ.

આટલી સામાન્ય બાબતોના અમલની ખાતરી કરી લઈને વર્ગ ચલાવવાની તૈયારી કરવી જોઈએ.

જેઓ આ ઋતુમાં વર્ગો ચલાવવા માગતા હોય તે પોતાના વર્ગને અંગેની નીચેની માહિતી સમિતિના મંત્રી શ્રી ઇન્દુમતી (કોંગ્રેસ હાઉસ, ભદ્ર, અમદાવાદ) ને ૧૫મી એપ્રિલ સુધીમાં મોકલી આપે એવી વિનંતી છે—

૧ વર્ગનો ઉદ્દેશ. કોના તરફથી ચાલશે?

૨. ક્યાં તે ચલાવશો? ક્યારે ને કેટલા દિવસનો?

૩. કેટલા જણને? સ્થાનિક હશે? કે કયા પ્રદેશના વિદ્યાર્થીઓ લેશો?

૪. મુખ્ય સંચાલક કોણ રહેશે?

૫ અભ્યાસક્રમ અને દિનચર્યાની રૂપરેખા.

૬. સમિતિએ સૂચવેલા સર્વસાધારણ વિષયો સમયમાં રાખી શકશોને?

બીજું જે કાંઈ પોતાના વર્ગ અંગે જણાવવું જરૂરી માનો તે.

આવા વર્ગોને મદદરૂપ થાય તે હિસાબે માર્ગદર્શક વિગતો સાથે અભ્યાસક્રમ, ઉપયોગી વાંચવા જેવાં પુસ્તકોની સૂચિ વગેરે આપતી, ગ્રીષ્મપ્રવૃત્તિ અંગે એક પુસ્તિકા આવતા માસના અંત સુધીમાં તૈયાર કરવા વિચાર છે. તે બહાર પડ્યે છાપામાં ખબર આપવામાં આવશે.

જેઓ આ પ્રવૃત્તિ ઉપાડવા અંગે વિશેષ કાંઈ પૂછવા-વિચારવા ચાહે તેમણે મંત્રીને લખવાથી બનતી મદદ કરવામાં આવશે, એ કહેવાની જરૂર નથી.

ઉપર માગેલી માહિતી વર્ગ ચલાવવા ઇચ્છનારાં ભાઈબહેનો વેળાસર મોકલી આપશે એવી વિનંતી છે, જેથી ગુજરાતનાં સૌ વિદ્યાર્થી ભાઈબહેનોને એકસાથે તેની ખબર આપી શકાય.

# ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ

કેટલાક વખતથી ગુજરાતનું હિંદુસ્તાની પ્રચારનું કામ વિદ્યાપીઠ સંભાળી લે, એવો વિચાર ચાલતો હતો. તે વિષે હવે નિર્ણય થયો છે, તે વાચક નીચે પ્રસિદ્ધ કરેલાં લખાણો પરથી જોશે. હિંદુસ્તાની પ્રચાર સભાએ વર્ધામાં પોતાનું કામકાજ વધારવા માંડ્યું, એટલે શ્રી. અમૃતલાલ નાણાવટીને એમાં પણ ધ્યાન અને સમય આપવાનું થયું. પરંતુ એ શરતે કે, ગુજરાતમાં તેમણે યશસ્વી રૂપે આદરેલું કામ રજા કે ફુરસદ આપે તો. તેથી, આ કામ હવે ગાંધીજીની સંમતિથી વિદ્યાપીઠ સંભાળી લે છે; અને તે સંભાળવાને માટે એક સમિતિ નીમે છે. આ બાબત સૌની જાણને માટે પ્રસિદ્ધ કરવા મળી છે તે નીચે ઉતારી છે. મ.

૧

વર્ધા, તા. ૧૮-૨-'૪૬

શ્રી. મહામાત્ર,
ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

ભાઈશ્રી,

પૂ. મહાત્માજીની પ્રેરણાથી ગુજરાતમાં 'ગુ. રા.ભા. પ્રચાર'ને નામે છેલ્લાં છ વરસથી અમે બે જણા રાષ્ટ્રભાષાનો પ્રચાર કરતા આવ્યા છીએ. સાથે સાથે એ પ્રચારને અંગે વિદ્યાર્થીઓની યોગ્યતાની કસોટી પણ થાય એ ઉદ્દેશથી અમે વર્ધાની રા.ભા. પ્ર. સમિતિની પરીક્ષાઓની એજન્સી પણ ચલાવી હતી. એ પરીક્ષાઓ પણ મહાત્માજીની પ્રેરણા મુજબ ચલાવવામાં અમારો હાથ હતો જ. આગળ જતાં એ પરીક્ષાઓની નીતિ પ્રયાગના હિંદી સાહિત્ય સંમેલનની નીતિ સાથે સંકુચિત થતી જાય છે એમ લાગવાથી, અમે એ સંસ્થાઓ સાથેનો 'ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર'નો સંબંધ તોડ્યો. જેલમાંથી બહાર આવ્યા પછી પૂ. ગાંધીજીને પણ સંમેલનના કર્તાહર્તા શ્રી. ટંડનજી સાથેના લાંબા પત્રવ્યવહાર-પછી એ સંસ્થા અને એની પરીક્ષાઓ સાથે પોતાનો સંબંધ તોડવો પડ્યો.

પૂ. ગાંધીજીએ રાષ્ટ્રભાષા પ્રચારને જે નવી વ્યાપક દૃષ્ટિ આપી તે પ્રમાણે રાષ્ટ્રભાષાનો પ્રચાર હિંદુસ્તાનીને નામે અને અનિવાર્ય રૂપે નાગરી તથા ઉર્દૂ લિપિમાં ચલાવવા માટે છેલ્લાં અઢી વર્ષથી એ જાતની પરીક્ષાઓ પણ થઈએ છીએ. સંજોગો અનુકૂળ થતાં વેંત ગુ. રા. પ્રચાર સંસ્થા ગાંધીજીની નવી સંસ્થા હિંદુસ્તાની પ્રચાર સભા સાથે સંબદ્ધ કરવામાં આવી છે.

આ બધું કામ ચલાવવામાં ગુજરાત વિદ્યાપીઠનો અને નવજીવન સંસ્થાનો સહયોગ પ્રથમથી છે જ. એ કૃતજ્ઞતાપૂર્વક અહીં નોંધીએ છીએ.

ગુજરાતની જનતાને રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના પ્રચારનું મહત્ત્વ વધુ ને વધુ ધ્યાનમાં આવતું જાય છે અને કામનો વિસ્તાર વધતો જાય છે. આવી સ્થિતિમાં અમને એ જરૂરનું જણાય છે કે, ગુજરાત વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રનિર્માણના રચનાત્મક કાર્યને વરેલી પીઢ રાષ્ટ્રીય સંસ્થા એ કામ પોતાના જ હાથમાં લઈ લે. માટે અમારી પ્રાર્થના છે કે, હિંદુસ્તાની પ્રચાર સભા સાથે સંબદ્ધ રહીને ચાલતી આ આખી પ્રવૃત્તિ ગુજરાત વિદ્યાપીઠ પોતાના હાથમાં લે અને વિધિસર એને અપનાવે.

ગુજરાત અને કચ્છ કાઠિયાવાડમાં ચાલતી આ પ્રવૃત્તિ પરત્વેનો અમારો રસ ઓછો થયો નથી. આખા હિંદુસ્તાનમાં રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના પ્રચારનું કામ અમે યથાશક્તિ કરીએ જ છીએ. એટલે ગુજરાતની અમારી આ સંસ્થા વિદ્યાપીઠને સોંપી દીધા પછી પણ એ કાર્ય પરત્વે વિદ્યાપીઠ અમારી સેવા જ્યાં જ્યાં જરૂરની માને ત્યાં ત્યાં તેવી સેવા અમે પોતાનું કર્તવ્ય સમજીને આપતા રહીશું.

કૃપા કરીને અમારો આ કાગળ ગુજરાત વિદ્યાપીઠ મંડળ આગળ મૂકશો અને મંડળનો નિર્ણય અમને જણાવશો.

લિ. સેવક
કાકા કાલેલકર
અમૃતલાલ નાણાવટી

૨

### શ્રી. મહામાત્રનો પત્ર

(વિદ્યાપીઠ મંડળ પરિપત્ર ૪/૪૫-૪૬)

આ સાથે શ્રી. કાકાસાહેબ કાલેલકર તથા શ્રી. અમૃતલાલ નાણાવટીનો પત્ર બીડ્યો છે. આપને ખબર છે કે, મંડળની ગઈ બેઠકમાં, હિંદુસ્તાની પ્રચારનું કામ વિદ્યાપીઠ હસ્તક લેવા બાબત ઠરાવ કરવાનું મુલતવી રાખેલું. ત્યાર બાદ હિંદુસ્તાની પ્રચાર સભાની વર્ધામાં બેઠક થઈ, તે વખતે પૂ. ગાંધીજીની સંમતિથી વિચારવામાં આવ્યું છે કે, ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થા જે કામ કરે છે, તે તેણે વિદ્યાપીઠને સોંપી દેવું. સાથે બીડેલો પત્ર તે અંગે અને તે અનુસાર છે.

આ કામ આપણે લેવાનું વિચારેલું છે જ. તે મુજબ, ઉપરના પત્રને અંગે આ સાથે જોડેલો ઠરાવ આપણે કરી લેવો જોઈએ, એવી મારી ભલામણ છે. આપ તે બાબતનો આપનો અભિપ્રાય આઠેક દિવસમાં મને મોકલી આપશોજી.

તા. ૧૪-૩-૧૯૪૬

[આ પત્ર પરથી વિદ્યાપીઠમંડળે એ અંગે નીચે પ્રમાણે ઠરાવ પસાર કર્યો છે :—]

૩

### વિદ્યાપીઠનો ઠરાવ

શ્રી. મહામાત્રે મોકલેલો, વિદ્યાપીઠ મંડળ પરિપત્ર નં ૪/૪૫-૪૬ તથા તેની સાથે બીડેલો શ્રી. ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થાના પ્રમુખશ્રી તથા સંચાલક (અનુક્રમે) શ્રી. કાકાસાહેબ કાલેલકર તથા શ્રી. અમૃતલાલ નાણાવટીએ મહામાત્રને લખેલો પત્ર, — બેઉ જોયા. તે

અંગે ઠરાવવામાં આવે છે કે, શ્રી. મહામાત્રે તે પરિપત્રમાં કરેલી ભલામણને મંજૂર રાખવી અને સદરહુ સંસ્થાનું કામકાજ વિદ્યાપીઠે નવા વર્ષથી (એટલે કે નૂતન ૧૯૪૬ થી) સંભાળી લેવું.

૨. તે અંગેનું દફતર હિસાબકિતાબ વગેરે શ્રી. અમૃતલાલ નાણાવટી પાસેથી સમજી લઈ વિદ્યાપીઠ કાર્યાલય અંગે કરી લેવાનું શ્રી. મહામાત્રને સોંપવામાં આવે છે.

૩. શ્રી. કાકાસાહેબ તથા શ્રી. નાણાવટીએ છેલ્લાં છ વરસથી રાષ્ટ્રભાષાનું કામ કરી ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીની જે સેવા કરી છે તેની નોંધ લેવામાં આવે છે, અને તેને માટે તેમને આ મંડળ મુબારકબાદી આપે છે. હવે પછી પણ તેઓ આ કામને અંગે વિદ્યાપીઠને પોતાની મદદ આપવાનું ચાલુ રાખશે, તેની હર્ષ અને આભાર પૂર્વક નોંધ લેવામાં આવે છે.

૪. આ કામને માટે નીચેની સમિતિ નીમવામાં આવે છે. તેને શ્રી. ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ કહેવામાં આવે.

૧. કુલનાયક સરદારશ્રી વલ્લભભાઈ પટેલ પ્રમુખ
૨. શ્રી. મોરારજી દેસાઈ
૩. ,, જુગતરામ દવે
૪. ,, બબલભાઈ મહેતા
૫. ,, વિઠ્ઠલદાસ કોઠારી
૬. ,, અમૃતલાલ નાણાવટી
૭. ,, ગિરિરાજજી
૮. ,, નાનાભાઈ ભટ્ટ
૯. ,, કરીમભાઈ વોરા
૧૦. ,, જીવણજી દેસાઈ
૧૧. મહામાત્ર શ્રી. મગનભાઈ દેસાઈ મંત્રી

૫. વિદ્યાપીઠની બીજી સમિતિઓ પેઠે આની નિમણૂંક પણ વાર્ષિક રહે.

૬. તે સમિતિને પોતાનું કામ કરવા માટે પરીક્ષા સમિતિ જેવી પેટાસમિતિઓ નીમવાનો અધિકાર રહેશે.

૭. ગુજરાત કાઠિયાવાડના જિલ્લાઓ તથા શહેરોમાં સ્થાનિક પ્રચારતંત્ર કેવું ગોઠવવું ફાવે અને ઠીક પડશે, એ અંગે પણ આ સમિતિ વિચારી લે.

૮. ગુજરાતમાં આજે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનું કામ કરનાર સૌ ભાઈબહેનો આ કામનાં વિકાસ અને વૃદ્ધિ કરવામાં વિદ્યાપીઠને સાથ આપી મદદ કરે, એવી મંડળની સૌને વિનંતી છે. અને ગુજરાતનાં રાષ્ટ્રપ્રેમી ભાઈબહેનો તથા સાળા મહાશાળાઓનાં શિક્ષક શિક્ષિકાઓ અને વિદ્યાર્થીમંડળો પણ આ કામને ઉપાડી લેશે એવી આશા રાખવામાં આવે છે."

# નવીન અર્થરચના

[શ્રી. નરહરિભાઈ પરીખે લખેલું 'માનવ અર્થશાસ્ત્ર' નવજીવન પ્રકાશન મંદિર તરફથી હમણાં જ બહાર પાડવામાં આવ્યું છે. તેમાં અર્થશાસ્ત્રના સિદ્ધાંતો માનવહિતની દૃષ્ટિએ રજૂ કરેલા છે અને તેનો અમલ કેવી રીતે કરવો જોઈએ તે વિચારેલું છે. ટૂંકામાં ગાંધીજીની વિચારસરણી મુજબ અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને આજે કેવી રીતે ઘટાવવા જોઈએ તે બતાવવાનો પ્રયત્ન તેમાં છે.

પુસ્તક લગભગ ૯૦૦ પાનનું છે અને તે સાત ભાગમાં વહેંચેલું છે. પહેલા ભાગમાં પ્રાસ્તાવિક ચર્ચા કર્યા પછી અર્થશાસ્ત્રની પ્રણાલિકા મુજબ બીજા ચાર ભાગમાં સંપત્તિની ઉત્પત્તિ, વિનિમય, વહેંચણી અને વ્યયનો વિચાર કરેલો છે. ત્યાર પછીના છઠ્ઠા વિભાગમાં સમાજવાદની મીમાંસા કરવામાં આવી છે અને ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ સમજાવેલો છે. છેવટના વિભાગમાં આપણા મૂળઉદ્યોગો ખેતી, ખાદી, ગોપાલન અને ગૃહઉદ્યોગો આજે કેવી સ્થિતિમાં છે અને તે અંગે શું શું કરવું જોઈએ તે વિચારેલું છે.

આ રીતે આ પુસ્તક ઘણા વાચકોની ગરજ સારશે, અર્થશાસ્ત્રના વિદ્યાર્થીઓને તેમાંથી સરળ ગુજરાતી ભાષામાં અર્થશાસ્ત્રના સિદ્ધાંતો સમજવાના મળશે અને હિંદના પ્રશ્નોનો નવીન દૃષ્ટિએ વિચાર કરવાનો મળશે. ગ્રામસેવકો અને સામાન્ય વાચકોને તેમાંથી આર્થિક સિદ્ધાંતોનું અને આપણા દેશના આર્થિક પ્રશ્નોનું સામાન્ય જ્ઞાન મળશે અને માનવ હિતની દૃષ્ટિએ શું થવું જોઈએ એ બાબત દોરવણી મળશે. નવીન અર્થરચનાની લેખકની દૃષ્ટિ પુસ્તકના દરેક પ્રશ્નની ચર્ચામાં પડેલી છે. તે એકત્ર કરીને અહીં તારણરૂપે આપી છે. તે ઉપરથી પુસ્તકમાં રજૂ કરેલા વિચારોનો વાચકને ટૂંકામાં ખ્યાલ આવશે. તેને સારુ આખા વિચારને નીચેના ૧૦ ખંડોમાં વહેંચી નાંખ્યો છે. અનુક્રમે તે આપણે જોઈશું:

૧. અગત્યનાં તત્ત્વો
૨. શ્રમનો આદર્શ
૩. મૂડી અને મૂડીદારો
૪. મજૂરી અને મજૂરો
૫. ખેતી
૬. ગોપાલન
૭. પરદેશી વેપાર
૮. સટ્ટો, ઇનામો ઇ૦
૯. ખાનગી માલકી અને ટ્રસ્ટીપણું
૧૦. વિકેન્દ્રીકરણ અને ગ્રામોદ્યોગો

વધારે વિસ્તૃત ખ્યાલ મેળવવા માટે વાચકે પુસ્તકને પહોંચવું જોઈએ.]

## ૧
## અગત્યનાં તત્ત્વો

૧. નવીન અર્થરચના એવી હોવી જોઈએ કે, તેમાં જીવન સગવડવાળું અને તથા બધી રીતે આરોગ્યવાન

અને સ્ફૂર્તિમય રહી શકે એટલી જરૂરિયાતો સૌને મળતી હોય. આવી જરૂરિયાતો વિચારપૂર્વક નક્કી કરી તેની ઇચ્છાપૂર્વક મર્યાદા આંકવી એ સમાજના સુખસંતોષ માટે બહુ આવશ્યક અને ઇષ્ટ છે.

૨. આવી અર્થવ્યવસ્થા સમાજને હિતકારી ત્યારે જ બને, જ્યારે સમાજની દરેક વ્યક્તિને પોતાની શક્તિ મુજબ, પોતાને અનુકૂળ કામો કરવાની પૂરેપૂરી તક મળી રહે. એટલે કે, એ કામ કરવામાં જે સાધનો કે ઓજારો જોઈએ તે મળવામાં કોઈ જાતનો અંતરાય ન આવે, એ કામ માટે જે કુદરતી સાધનો જોઈએ તેનો જરૂર પ્રમાણે ઉપયોગ કરવાની પૂરેપૂરી છૂટ હોય. વળી પોતે કરેલા કામમાંથી થયેલું ઉત્પન્ન અથવા તેમાંથી મળેલા ફળનો લાભ બીજાઓ ગેરવાજબી કે ખોટી રીતે ઉઠાવી ન જાય. ટૂંકમાં, સમાજમાં ભૂખમરો ને કંગાલિયત ન હોય, એક દેશ બીજા દેશનું, તેમ જ દેશમાંનો એક વર્ગ બીજા વર્ગનું શોષણ ન કરી શકે.

૩. જ્યાં સુધી અર્થવ્યવસ્થા કેવળ માની લેવામાં આવેલી સંપત્તિના ઉત્પાદન અને તેનાં કેટલાં નાણાં ઊપજશે તે ઉપર નજર રાખીને ગોઠવાય છે, પણ માનવ-સુખનો વિચાર તેમાં થતો નથી, ત્યાં સુધી દુનિયામાં સુખશાંતિ સ્થપાવી અશક્ય છે.

૪. વાણિજ્ય અને ઉદ્યોગ વિના ઘડીભર જગત નભી શકે, પણ કૃષિવૃત્તિ અને ગોપવૃત્તિ વિના જગતનો નિર્વાહ ચાલી જ ન શકે. એટલે નવીન અર્થરચનામાં વાણિજ્ય અને ઉદ્યોગ, કૃષિ અને ગોપવૃત્તિને ભોગે નહિ પણ એને પોષક થાય એ રીતે, પોતાની પ્રવૃત્તિને નિયંત્રિત કરે એ આવશ્યક છે.

(ચાલુ) વિઠ્ઠલદાસ કોઠારી

# ભાલ પ્રદેશ અને હરિજનો

પાણી વિહોણા ભાલ પ્રદેશની મુલાકાત શારીરિક દૃષ્ટિએ જરા તકલીફવાળી લાગતી હોય છે, પણ બહુ જ બોધપ્રદ હોય છે. ખંભાત રાજ્યનો કેટલોક પ્રદેશ ભાલ પ્રદેશની અંદર ગણી શકાય તેવો છે. અને ભાલમાં જેમ પાણીની તાણ — અછત — પ્રવર્તે છે તેવી અહીં પણ હોય છે. આ પ્રદેશમાં જમીનતળ ખારાં એટલે ઊંડા કૂવા ખોદવા પોસાય નહિ. લોકો સાધારણ રીતે પહોંચે ત્યાં સુધી તળાવનાં પાણીનો છૂટથી ઉપયોગ કરે. ઉપરાંત તળાવમાં જ કૂવો ખોદી રાખેલો હોય એટલે તળાવનું પાણી ઓછું થતાં કૂવાનું પાણી લઈ શકાય એ સામાન્ય રીતે પી જ શકાય તેવું હોય છે. આ પ્રદેશમાં વસતા હરિજનો તળાવમાં પાણી પહોંચે ત્યાં સુધી તો નભાવી લે. પણ ગામઈ એટલે ખરી રીતે સાર્વજનિક કૂવેથી પાણી લઈ શકે નહિ. આ પ્રદેશમાં લોકલ બોર્ડ જેવી અર્ધપ્રજાકીય સંસ્થા પણ નહિ, એટલે હરિજનો જો કાચા કૂવાઓ ખોદી શકે તો કામચલાઉ ઉકેલ થાય. પણ કાયમી રાહત ન મેળવી શકાય. ખંભાતના વતની અને મુંબઈ, ઇ૦ શહેરોમાં ધંધો કરતા કેટલાક ગૃહસ્થોની મદદથી સને ૧૯૪૦–૪૧માં હરિજનો માટે જુદા પાકા કૂવાઓ હરિજન સેવક સંઘ તરફથી કરી આપેલા હતા. ત્યાર બાદ રેલ અને અતિવૃષ્ટિ થઈ ગયાં. તેની અસરથી કેટલાકને નુકસાન થયું છે એવા સમાચાર મળવાથી આ કૂવાઓની મુલાકાત ગોઠવી હતી. અજાણ્યાં ગામડાં અને હરિજન-વાસની મુલાકાતથી કામ શરૂ કરવાનું. એટલે ગામ તરફથી સ્વાગતની આશા રાખ્યા વિના અમે હરિજનવાસમાં જ મુકામ રાખવાનું ઠરાવ્યું હતું એક ગામે ભંગી વાસમાં રાત્રિ ગાળવાનું અમે આગળથી ગોઠવી રાખ્યું હતું. એટલે ભંગીઓએ મહોલ્લો સ્વચ્છ કરી — ચાદરોથી એક નાનકડો માંડવો બાંધીને ઉતારો આપ્યો હતો. મહેમાનોનાં સ્વાગત માટે શું ખાવાનું આપવું તે સવાલ કોઈને મૂંઝવતો ન હતો. આ ગાળામાં ઘઉં તૈયાર થવાની તૈયારી છે. એટલે ગામેગામ ઘઉંનો પોંક તૈયાર જલદી થઈ શકે. રસ્તે ચાલનો વટેમાર્ગુ પણ ખેતરોમાંથી થોડી ફૂંપળો લઈ, ત્યાં જ પોંક પાડી ખાઈ લે તો તેમાં ગુનો ન ગણાય. ગરીબ ભંગીને પણ ગામના પાકનો હિસ્સો તો મળે જ, એટલે હરિજનો તરફથી ઘઉંનો પોંક મળે તે જ ભોજન તરીકે સ્વીકારી બીજે ગામ જવાનો શિરસ્તો રાખ્યો હતો. ખંભાત રાજ્યનાં જે ગામોની અમે મુલાકાત લીધી તેમાં જ્યાં જ્યાં રાજ્યની પ્રાથમિક શાળાઓ હતી ત્યાં પણ હરિજનને દાખલ કરતા નથી. નજીકમાં જિલ્લાના પ્રદેશમાં આ હક સ્વીકારાવા માંડ્યો છે. તેની હરિજનોને જાણ થઈ છે ખરી. કેટલાંક સ્થળોએ અરજીઓ પણ થયેલી, પણ હજુ તેઓ સફળ થયા નથી. આ પ્રશ્નમાં સ્થાનિક લોકોનો સહકાર વધારે કીમતી છે, અને તેના વિના હરિજનો પોતાનો હક ભોગવી શકે તેવા સંજોગો ઓછા છે

આ પ્રદેશમાં માત્ર ઘઉંની જ ખેતી, ખેતરાઉ કૂવા નહિ અને તેથી પીતની ખેતી નહિ. ઘઉંનો પાક લીધા પછી લાંબાં — ઝાડ વિનાનાં ખેતરો — ઉજ્જડ લાગે. હરિજનો મિલનું સૂતર વણવાનો ઉદ્યમ કરી શકે. પણ આજ તો આવા પ્રદેશોમાં કાયદેસર સૂતરનો હક તો મળવો અઘરો છે. પરિણામે એક જાતની બેકારી પ્રવર્તે છે.

આ પ્રદેશમાં અભ્યાસ માટે વિદ્યાર્થીમંડળો પગયાત્રા યોજે અને ગામે ગામે મુકામો નાખે તો દેશદર્શનની દૃષ્ટિએ ઉપયોગી છે.

પરીક્ષિતલાલ મજમુદાર

# સ્વાધ્યાય

## અભ્યાસ અને વૈરાગ્ય — ૨

અંગ્રેજીમાં એક કહેવત છે, તેનો અર્થ એમ થાય છે કે, દરેક સિદ્ધિમાં એક ટકો આંતર ઊર્મિબળ અને ૯૯ ટકા પરિશ્રમ કે પરસેવો હોય છે. તે આપણા ચાલુ પ્રકરણને લાગુ કરીને કહીએ તો, દરેક સિદ્ધિમાં આંતર ઊર્મિબળ એ વૈરાગ્ય છે અને ૯૯ ટકાનો પરસેવો એ અભ્યાસ છે. સૌમાં કદાચ આંતર ઊર્મિ ઓછીવત્તી હોય, —એકસરખી ન પણ હોય. પરંતુ અભ્યાસનો પરસેવો તો ધારે તો સૌ પાડી શકે.

અભ્યાસ અને વૈરાગ્યના સંબંધનો વિચાર કરતાં પેલી સસલા અને કાચબાની વાત પણ યાદ કરવા જેવી છે. માત્ર સહજશક્તિ પર નિર્ભર રહી પ્રમાદમાં પડનાર સસલું હોડમાં હાર્યું; અને જેટલી પણ શક્તિ હતી તેનો ખંત-અને-લગની-ભેર ઉપયોગ કર્યા કરીને કાચબો જીત્યો. અભ્યાસનું બળ એવું છે.

એમ છતાં, એની સાથે વૈરાગ્ય જોઈએ જ. વૈરાગ્ય અભ્યાસની આંખ છે. જેમ જ્ઞાન વિનાનું કાર્ય, તેમ જ વૈરાગ્ય વિનાનો અભ્યાસ મિથ્યા જવા પૂરી બીક રહે છે. તેથી જ જડ પ્રથા કે રૂઢિઓ, નવો કોઈ પવન વાતાં વેંત, ઊડી જાય છે; સ્મશાન-વૈરાગ્યને વીતતાં વાર નથી લાગતી; અને ભારે જૂની ટેવો પણ, તેમનાં દોષિતતા કે ખરાબ-પણાનું જ્ઞાન થતાં, સુધરી શકે છે. સાચા જ્ઞાનના અગ્નિ-કણથી અજ્ઞાન અને પાપના ઓઘલા ભસ્મસાત્ થઈ જાય છે, તે પણ આથી જ કહેવાયું છે. આવી શક્તિ વૈરાગ્યની છે. પણ તેનો અર્થ સામાન્ય લોકમાં બહુ ગેરસમજ ભરેલો ચાલે છે. નકારાત્મક શબ્દ હોવા છતા, વૈરાગ્ય એક પ્રકારના ચોક્કસ જ્ઞાનનું કે તજ્જન્ય બળનું વાચક છે. તેને માટે આત્મબળ જોઈએ છે; સુખદુઃખ તથા પદાર્થોના ખરા સ્વરૂપ વિષેની પાકી અને અચળ સમજ જોઈએ છે. 'પડ્યા ત્યારે કહે કે નમસ્કાર,' અથવા 'અશક્તિમાન ભવેત્ સાધુઃ' કે એને મળતી ઉક્તિઓ વૈરાગ્યને આમ ખોટું સમજવા સામે લાલ બત્તી ધરવાને માટે છે. વૈરાગ્ય એક પ્રકારનું બળ છે, અને એમ જ યોગસૂત્રકાર તેને વર્ણવે છે:

दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥ १५ ॥

આ લોકમાં સાક્ષાત્ જોવા જાણવા મળતા એવા 'દૃષ્ટ' અને બીજા લોકોમાં મળે છે એમ જે શાસ્ત્રાદિમાં કહેવાયેલું સાંભળવાથી જાણીએ છીએ એવા આનુશ્રવિક—ટૂંકમાં આ લોક તથા પરલોકમાં મળતા બધા પદાર્થો પ્રત્યે તૃષ્ણાબુદ્ધિ ન હોવી, તેથી ચિત્તમાં જે વશીકારભાવ આવે છે, તેનું નામ વૈરાગ્ય છે. વિષયોનું સામાન્ય લક્ષણ એમ મનાય છે કે, તે ચિત્તને (નાવને વાયુ હરે એમ) ખેંચી જાય છે. આ વશીકાર નથી, અવશતા છે. તેવી અવશતાથી કશું કામ ન બની શકે.

આવો વશીકાર કે પોતા ઉપરનો કાબૂ માત્ર આધ્યાત્મિક કામની જ વિભૂતિ નથી. કાર્યમાત્રમાં કાંઈ ને કાંઈ કાબૂ રાખીએ તો જ તે સધે છે. ભણનાર વિદ્યાર્થી પોતાના અભ્યાસને માટે કાબૂ રાખે, મનને વિદ્યા બહાર ચઢેડવા ન દે, તો જ તે ભણી શકે. વેપારી તેના વેપારકામથી વ્યગ્ર રહે તો ન જ ફાવે. એમ વૈરાગ્ય તો દરેક માટે જરૂરી બળ છે. પોતાના ઇષ્ટ વિષયમાં ધ્યાન રાખવું એટલે અન્ય તરફ વિરાગી તો બનવું જ જોઈએ. એમ બનવાને માટે ચિત્ત આપણા કાબૂમાં રહેવું જોઈએ. એ કાબૂનું નામ જ વૈરાગ્ય. માત્ર, અધ્યાત્મમાં અથવા કહો કે મનુષ્યના પરમ—ચરમ પુરુષાર્થને સારુ તે કાબૂની માત્રા તેવી જ પરમ જોઈએ.

આવો વશીકાર મેળવવાને માટે હમેશ વિષયોના સ્વરૂપ વિષે સાચી સમજ મેળવી, તેમનું દોષદર્શન કરતા રહેવું જોઈએ. જાગૃતિ કે અપ્રમાદ પૂર્વક, તેમનાં આકર્ષણથી ચિત્તને ખેંચાઈ જતું ઝાલી રાખવું જોઈએ. એ કામ કરવાને માટે વૈરાગ્યબળ કામ આવે છે.

અને જેવો આપણી ઇષ્ટ વસ્તુનો પ્રકાર તે પ્રમાણે આ બળ વધારે અને ચઢિયાતું જોઈએ. અધ્યાત્મ વિષયમાં અને બીજા વિષયમાં ફરક હોય તો એ છે કે, આત્મા વિષયમાત્રની માતારૂપ જે પ્રકૃતિ, તેનાથી ભિન્ન છે. એટલે, સૂત્રકાર અનેકવિધ એ વિષયો અંગેના કાબૂથી જુદો પાડીને પરમ વૈરાગ્યને વર્ણવતાં કહે છે કે,

तत् परं पुरुषख्यातेः गुणवैतृष्ण्यम् ॥ १६ ॥

જ્યારે પુરુષતત્ત્વનું જ્ઞાન થાય છે — પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે એમ ખરેખર સમજાય છે, ત્યારે તે વૈરાગ્ય પરમ શ્રેષ્ઠ પદે પહોંચે છે. હંમેશાં તો વિષયો અને મન વચ્ચે ખેંચાખેંચી જ રહે છે; તેથી હર ઘડીએ મનમાં આપણે દોષદર્શન કરી કરીને વસ્તુઓની ખરી સમજ જગવતા રહેવું પડે છે. આવો અભ્યાસ સતત ચાલે છે, ત્યારે છેવટે જડ અને ચેતન વચ્ચે જે મૌલિક ભેદ છે તેનો વિવેક ચિત્તમાં જાગે છે. જેમ કે, જેને આ દેશની પરદેશી સરકારની અશુભતા વિષે પાકો ખ્યાલ બંધાયો, તે સ્વપ્ને પણ તેની સેવા સહકારમાં જવા જાતે કરીને મન નહિ કરે. તેને સરકાર વિષે પાકું 'ગુણવૈતૃષ્ણ્ય' થઈ ગયું. તેમ જ ચિંતન-મનનના લાંબા અભ્યાસ અને અનુભવે જેણે જોયું કે, પુરુષ કે ચેતન એ જ સત્ય સનાતન છે, અને પોતાના ત્રણ ગુણો દ્વારા ખેલની આ વિશ્વની પ્રકૃતિ તો છે-નથી, તે માણસ પછી તેનાથી ભરમાતો મટે છે કેમ કે જ્ઞાન કે સમજની એક એવી પરમ જગાએ તે પહોંચે છે કે જ્યાં તેને અજંપો કે અવશતા દશાવી કે

ડગાવી શકતાં નથી. આ જ પરમ દૃઢ વૈરાગ્ય છે. ગીતાકારે તેની શૈલીમાં આ વાતને આમ વર્ણવી છે,

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ॥

માણસ આહાર લેવાનું ચાલુ ઝાલી રાખે તો તેના વિષયો ટળે છે તો ખરા. એવા સતત દોષદર્શનની ચગારીથી તે મગતરાં ઊડી જાય છે. અને સામાન્ય મનુષ્યે એ જ કામ કર્યાં કરવાનું છે. પણ તે સમજે કે, વિષયોનું મૂળ ચિત્તનો રસ છે. અને

रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

આ રસ પણ મૂળગો ત્યારે જ જાય કે જ્યારે પરમ તત્ત્વનું દર્શન થાય. સૂત્રકાર આને જ 'પુરુષખ્યાતિ' કહે છે. અને એને જ 'જ્ઞાન' પણ કહેવામાં આવે છે. એટલે થયું એવું કે, અભ્યાસ કરવાનો તે સાચો વૈરાગ્ય મેળવવા માટે, એટલે કે સાચી સમજ કે દૃષ્ટિ કેળવવાની. તે ઉચ્ચી અવધિની ક્યારે કહેવાય? કે જ્યારે પ્રકૃતિ પુરુષના નોખાપણાનો વિવેક જાગે. આ સમજ વગર વૈરાગ્ય નથી, અને વૈરાગ્ય વગર અભ્યાસ કેવો? આમ ટૂંકમાં આ બે સાધનો મળીને ચરમમાં ચરમ પુરુષાર્થની પણ સિદ્ધિ કરાવી આપે એવાં પ્રબળ છે. અને એ જ કોઈ પણ સાધનાનાં બે શાસ્ત્રશુદ્ધ અંગ છે —

૧. શું સાધવું છે તેની સ્પષ્ટ સમજમાંથી જન્મતો અન્ય વિષેના વૈરાગ્યરૂપી વશીકાર.

૨. આ વશીકારથી સજ્જ થઈ, જે સાધવું છે તેની પાછળ મંડ્યા રહેવાનો અભ્યાસ.

વાચકે જોયું હશે કે, આમાં શું સાધવું છે તેનો સ્પષ્ટ હકારાત્મક ઉલ્લેખ નથી; તે અનુસ્યૂત રાખ્યું છે. એના સ્પષ્ટ ઉલ્લેખથી ને એને જ વરીને સાધના કરવી એટલે ઈશ્વરપ્રણિધાનનો બીજો નિરોધઉપાય. તે હવે પછી.

૧૧-૨-'૪૬ મગનભાઈ દેસાઈ

# પૂરક કેળવણી—કેટલીક સૂચનાઓ

'આજે તો શાળાઓ મોટે ભાગે સરકારી નિયંત્રણ હેઠળ છે અથવા સરમાર તેમના ઉપર અસર કરે છે. એટલે વિદ્યાર્થીનું શિક્ષણ અગત્યની બાબતમાં ઊણું રહે છે. દેશની રાજકીય હાલતથી, છાપાંઓમાં આવે કે કોક ભાષણમાં સંભળાય તે સિવાય, અસ્પૃષ્ટ રહે છે. કોંગ્રેસના કાર્યકર્તાઓએ વ્યવસ્થિત રીતે એમના આ અધૂરા શિક્ષણની પરિપૂર્તિ કરવી જોઈએ. (ગાંધીજી)

વિદ્યાર્થીઓની ચાલુ કેળવણી રાષ્ટ્રીય મહત્ત્વની બાબતોમાં ઊણી રહે છે એ નિર્વિવાદ વાત છે. તેમાં વ્યવસ્થિત રીતે પૂર્તિ કરવાનું કામ ઉપાડી લેવા ગાંધીજીએ આજ્ઞા કરી છે અને તે કામને અઢારવિધ રચનાત્મક કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે. તેમાં મુખ્ય ધ્વનિ એ છે કે, વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય જાગૃતિનું શિક્ષણ આપવું. સાથે સાથે આજની શાળામહાશાળામાં વિદ્યાર્થીને જે અધૂરિયા કેળવણી મળે છે તેમાં પૂર્તિ કરવાનો વિચાર પણ રાષ્ટ્રીય કેળવણીકારોએ કરવો જોઈએ. વિદ્યાર્થીને આજે સાચાં ઇતિહાસભૂગોળ શીખવાતાં નથી, તેમ તેને પોતાની આજુબાજુની પરિસ્થિતિનું કે પોતાના વતનનું સાચું ભાન થતું નથી; તેને શરીરશાસ્ત્ર અને આહારશાસ્ત્રનું પૂરતું જ્ઞાન મળતું નથી, તેમ તેને શરીર સુદૃઢ બનાવવાની પૂરતી તાલીમ મળતી નથી; તેનું સ્વભાષાનું જ્ઞાન અધકચરું હોય છે, અને રાષ્ટ્રભાષાનું જ્ઞાન તો નહિવત્ જેવું હોય છે; તેને આધુનિક પ્રશ્નોનું જ્ઞાન હોય તોય તે અવ્યવસ્થિત અને ઉપલકિયું હોય છે, અને જુદા જુદા ધર્મોનાં તત્ત્વોનો તેને ભાગ્યે જ ખ્યાલ હોય છે; તેનામાં સાદી રમતો રમવાની આવડત નથી હોતી, તેમ સાદું સંગીત પણ તેને આવડતું નથી હોતું; તેને શરીરશ્રમ કરવા પ્રત્યે અણગમો હોય છે, અને હિંદની પ્રાચીન સંસ્કૃતિ તથા પ્રણાલિકામાં તેને રસ નથી હોતો. આવી આવી ઘણી બાબતોમાં તેની કેળવણી ઊણી હોય છે. તેમાં રાષ્ટ્રીય તત્ત્વ દાખલ થાય, એટલે કે તેને સાચું રાષ્ટ્રીય શિક્ષણ મળે, તો જ એ ઊણપો મટે. તેને માટે ગાંધીજીએ સરકારી શાળાના અસહકારના પાયા ઉપર રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના કરી હતી. પણ અત્યારની પરિસ્થિતિ વિચારીને હવે તેમણે* જણાવ્યું છે કે, 'આપણે વિદ્યાર્થીઓને શાળા મહાશાળાઓમાંથી પાછા વાળવાના નથી. તેઓમાં ભરતી થનારા વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યા તેનો સચોટ પુરાવો છે. તેથી ઉત્તમ માર્ગ એ છે કે, વ્યવસ્થિત રીતે, એમના ઊણા અભ્યાસની પરિપૂર્તિ કરવી.'

આ કામ મહાસભાવાદીઓએ ઉપાડી લેવાનું છે. એટલે કે, ફક્ત મહાસભાના કાર્યકરોએ નહિ, પરંતુ આ કામમાં માનનારા નાનામોટા બધાએ — ખાસ કરીને વિદ્યાર્થીઓએ પોતે અને શિક્ષકોએ આ કામમાં વિદ્યાર્થીમંડળો, અભ્યાસી મંડળો, વ્યાયામશાળાઓ જેવી સંસ્થાઓ સારો ફાળો આપી શકે. તેમાં મોટેરાનો સાથ હોય અને ઉત્સાહી શિક્ષકો તેમાં રસપૂર્વક ભાગ લે અને દોરવણી આપે તો સહેજે એ કામ દીપી ઊઠે. કેટલેક ઠેકાણે એમ જોવામાં આવે છે કે, વિદ્યાર્થીમંડળો આવી પ્રવૃત્તિ શરૂ કરે છે અને શિક્ષકો તેનાથી અળગા રહે છે. પરિણામે, યોગ્ય દોરવણી વગર તે કામમાં જોઈએ તેવી પ્રગતિ થતી નથી. એટલે શિક્ષકોનો પણ તેમાં સાથ હોય તે જરૂરી છે. વિદ્યાર્થીઓની શાળાની કેળવણીની ઊણપ પૂરી કરવાની તેમની પણ ફરજ છે. વિદ્યાર્થીમંડળો જેમ વિદ્યાર્થીઓની ભરતી કરે છે તેમ આ કામ માટે તેમણે ઉત્સાહી શિક્ષકોની

* આ જ બાબતમાં હમણાં ગાંધીજીએ લખ્યું છે તે માટે આ અંકના પૂંઠા પરનું અવતરણ જુઓ.

પણ ભરતી કરવી જોઈએ. અગર જ્યાં અલગ શિક્ષકમંડળો હોય ત્યાં બન્નેએ ભેગા મળી આવાં કામ ઉપાડી લેવાં જોઈએ.

આવાં મંડળો દ્વારા નીચેની કેળવણી આપવાની યોજના કરવા જેવી લાગે છે :—

૧. ખાસ કરીને ગુજરાતનો અને સામાન્ય રીતે હિંદુસ્તાનનો પ્રવાસ,

૨. ગુજરાતની જુદી જુદી (દલિત તથા પછાત ગણાતી) કોમોનો પરિચય,

૩. સમૂહ રમતો, સાદી કસરત (સેવાદળની સામાન્ય તાલીમના રૂપમાં), અને સાદું સંગીત (રાષ્ટ્રીય ગીતો અને ભાવપૂર્ણ ભજનો),

૪. શરીરશાસ્ત્ર અને આહારશાસ્ત્રનું જ્ઞાન અને સાદા ઉપચારોનું જ્ઞાન,

૫. દેશદેશાન્તરની ક્રાન્તિઓ; આધુનિક રાજકીય અને આર્થિક પ્રશ્નો અને જુદા જુદા વાદોનો પરિચય,

૬. હિંદમાં અંગ્રેજોનો અને રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ; સત્યાગ્રહની લડતોનો ઇતિહાસ અને તેનું તત્ત્વ

૭. માતૃભાષાના જ્ઞાનનો વિસ્તાર અને રાષ્ટ્રભાષાનો હિંદુસ્તાનીનો (એક લિપિમાં) અભ્યાસ,

૮. જુદા જુદા ધર્મોનો પરિચય,

૯. વ્યાવહારિક નામું,

૧૦. સભાસંચાલનનાં મૂળતત્ત્વો,

૧૧. ગામડાંનું અર્થશાસ્ત્ર અને સહકારપ્રવૃત્તિ તથા તેની ઉન્નતિના પ્રશ્નો,

૧૨. રચનાત્મક કામો અને તેની સંસ્થાઓનો પરિચય,

૧૩. સ્વયંપાક અને સમૂહજીવનની તાલીમ,

૧૪. પોતાની આજુબાજુના પ્રદેશની સાદી તપાસો,

૧૫. સામાન્ય કાંતણ-પીંજણ અને કોઈ એક હાથ-ઉદ્યોગનું જ્ઞાન,

૧૬. ગ્રામસફાઈ અને શરીરસ્વાસ્થ્યનું જ્ઞાન,

૧૭. પ્રૌઢશિક્ષણ પદ્ધતિ,

૧૮. સાદા ભજવવા લાયક સંવાદો.

વિદ્યાર્થીના શાળા-મહાશાળાના જીવન દરમિયાન વિદ્યાર્થીમંડળો કે અભ્યાસગૃહો કે વ્યાયામશાળાઓ આવાં કામો પોતાની અસર તળેના વિદ્યાર્થીઓને ક્રમવાર શીખવવાની વ્યવસ્થા કરી શકે. તેમણે જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓ માટે પોતાનો કાર્યક્રમ બનાવવો જોઈએ અને ફાલતુ સમયમાં અને રજાઓના દિવસોમાં, છૂટક છૂટક ભાષણો અપાવવાને બદલે, અમુક ક્રમપતાથી તે કાર્યક્રમ મુજબ પદ્ધતિસર અભ્યાસ થાય એવી યોજના કરવી જોઈએ. આખા ગુજરાતનું એક વ્યવસ્થિત મંડળ હોય અને તે દ્વારા ઠેકઠેકાણે ક્રમિક વર્ગો યોજાય તો તે રીતે વ્યવસ્થિત કામ થઈ શકે. તેમ કરતાં કરતાં વિદ્યાર્થીઓ માટે સૂચવાયેલા રચનાત્મક કાર્યક્રમનો પણ સહેજે અમલ થઈ શકશે અને વિદ્યાર્થીઓની કેળવણીની ઊણપ પૂરી કરી શકાશે.

ઉપરના મુદ્દાઓની કેટલીક વિગતો સૂચનારૂપે નીચે આપી છે. તેમાં અનુભવીઓ સુધારાવધારા કરીને તેને વધારે વિગતવાર બનાવીને ક્રમિક રૂપ આપી શકે :

(૧) દરેક ગુજરાતીએ ગુજરાતની ચારે દિશામાં નીચેનાં સ્થળોએ ફરી વળવું જોઈએ. પ્રવાસ બને તેટલો પગપાળા કરવો જોઈએ. અને દરેક જગ્યાએ જતાં અગાઉ તેની ઐતિહાસિક અને ભૌગોલિક માહિતી તથા જોવા લાયક સ્થળોની માહિતી મેળવી લેવી જોઈએ. અને પ્રવાસ દરમિયાન દરેકે પોતાની નોંધ કરવી જોઈએ :—

(૧) વડોદરા, ડભોઈ, પાવાગઢ, શિવરાજપુર (૨) નર્મદાકાંઠો, શુક્લતીર્થ, કબીરવડ, સુરપાણ (૩) ગિરનાર, જૂનાગઢ, વેરાવળ (૪) ભાવનગર, શેત્રુંજય (૫) દ્વારકા-ઓખા (૬) મોઢેરા, પાટણ, સિદ્ધપુર, બાલારામ (૭) આબુ, અંબાજી (૮) વડનગર, તારંગા (૯) ઈડર, ખેડબ્રહ્મા (૧૦) કપડવંજ, ઉત્કંઠેશ્વર (૧૧) નળકાંઠો (૧૨) ઠાકોર, લસુંદ્રા, દાહોદ તથા ભીલ પ્રદેશ

ઉપરના પ્રવાસમાં ગુજરાતની નીચેના જેવી પ્રજાકીય સંસ્થાઓ લેવાનો સમાવેશ કરી લેવો જોઈએ : અમદાવાદ-હરિજન આશ્રમ, વિદ્યાપીઠ, જ્યોતિસંઘ. નડિયાદ-અનાથાશ્રમ; વિઠ્ઠલ કન્યા વિદ્યાલય. બોચાસણ વલ્લભ-વિદ્યાલય વેડછી આશ્રમ, મરોલી આશ્રમ, આંબલા ગ્રામદક્ષિણામૂર્તિ, તરવડા સર્વોદય મંદિર, વગેરે.

આવી જે જે સંસ્થાઓ, જ્યાં કંઈ વિશેષ દૃષ્ટિથી કામ થતું હોય, તે જોવા જવાનું પ્રવાસનું એક ખાસ કામ હોવું જોઈએ.

આ ઉપરાંત ગુજરાત બહાર સગવડ પ્રમાણે નીચેનાં સ્થળોનો પ્રવાસ પણ ખેડવો જોઈએ :—

(૧) ચિતોડ, ઉદેપુર, ઉજ્જન, ઇંદોર (૨) અજમેર જયપુર, દિલ્હી, હરદ્વાર (૩) આગ્રા, મથુરા, કાશી (૪) મુંબઈ, નાશિક, જબલપુર (૫) અજંતા, ઇલોરા, પૂના, વર્ધા, (૬) કલકત્તા, પૂરી (૮) મદ્રાસ, બૅંગલોર, મૈસૂર. રામેશ્વર (૯) કાશ્મીર

આવા વિદ્યાર્થી-ઉપયોગી પ્રવાસોની જરૂરી માહિતી અને નકશા સાથે નાનકડી પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરી હોય, તો વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે.

પ્રવાસોની સાથે બીજાં કામો ભેળવવાં મુશ્કેલ હોય છે. એટલે કેટલીક રજાઓ આવા પ્રવાસ માટે રાખવી જોઈએ, કેટલીક તાલીમ વર્ગો માટે અને કેટલીક લોકસંપર્ક તથા રચનાત્મક કામ માટે.

(૨) શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ગુજરાતની જુદી જુદી કોમોની (બારવાડ, ઠાકરડા, બારૈયા, હળપતિ, રાનીપરજ, ભીલ) વચ્ચે જઈને રહેવું જોઈએ અને તેમની કેટલીક માહિતી ભેગી કરવા ઉપરાંત તેમની સાથે રહીને સફાઈ, પ્રૌઢશિક્ષણ જેવાં કામો કરવાં જોઈએ. જુદાં જુદાં નક્કી કરેલાં ગામોમાં બબ્બે કે ત્રણ ત્રણની ટુકડી રહે તો કામ

થાય, અગર તો કોઈ મધ્યસ્થ સ્થળે છાવણી નાખીને આજુબાજુના પ્રદેશોમાં કામ કરી શકાય. એ રીતે સમૂહજીવન, બીજી તાલીમ, લોકસંપર્ક, રચનાત્મક કામ બધાંનો ભેગો મેળ બેસાડી શકાય. આની સાથે શક્યતા પ્રમાણે આજુબાજુનાં જોવાલાયક સ્થળો પણ જોઈ શકાય. રોજ એકેક ગામ ફરતા જવામાં તકલીફ વધારે પડે છે અને ખાસ કામ થઈ શકતું નથી, તેમ વધારે સંપર્ક સધાતો નથી. એટલે છાવણી નાખીને ફરવું અગર નાની નાની ટુકડીઓમાં અમુક ગામડાંના જથ્થામાં રહેવું ઇષ્ટ છે.

(૩) તાલીમ વર્ગોમાં ઉપર જણાવેલા વિષયોનું જ્ઞાન અને તાલીમ, તેનો ક્રમ ગોઠવીને, ત્રણેક વર્ષમાં આપવાં જોઈએ. ગ્રીષ્મ વ્યાયામ વર્ગોએ જેમ ક્રમવાર શિક્ષણની વ્યવસ્થા કરી હતી, તેવો તેનો ક્રમ ગોઠવવો જોઈએ. અને સગવડ પ્રમાણે જુદે જુદે ઠેકાણે તેના વર્ગો ચલાવવા જોઈએ. આ અભ્યાસક્રમ અને તેને લગતાં પુસ્તકો નક્કી કરવામાં વિદ્યાપીઠનો 'સ્વરાજ્ય વિદ્યાલય'નો અને 'સમાજ સેવા મંદિર'નો અભ્યાસક્રમ અગર ચરખા સંઘનો નવો અભ્યાસક્રમ ઉપયોગી થઈ શકે તેમ છે. આ વર્ગોનો અભ્યાસક્રમ, અને કાર્યક્રમ તથા દિનચર્યા વ્યવસ્થિત અને નક્કી હોવાં જોઈએ. તેમાં શરીરશ્રમ, વાચન, લેખન અને પ્રશ્નાવલિને ઉત્તેજન આપવું જોઈએ.

(૪) વિદ્યાર્થીઓ સામાન્ય રીતે ફાલતું ગમે તેવું સાહિત્ય વાંચે છે. તેથી સમયભંડોળ કદાચ વધતું હશે પણ ઉપયોગી વિષયોનું જ્ઞાન વધતું નથી. તેથી તાલીમ વર્ગોના વિષયોને અંગે અને સામાન્ય જ્ઞાનના વિષયોને અંગે ('ગાંધી સાહિત્ય'ની સૂચિ તૈયાર થઈ છે તેવી) વિષયવાર ઉપયોગી સાહિત્યની એક સૂચિ તૈયાર કરવામાં આવે, તો જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી થઈ પડે. વિદ્યાર્થીમંડળો તે મુજબ પુસ્તકો વસાવી શકે અને તેનો તાલીમ વર્ગ દરમિયાન અને બીજા સમયમાં ઉપયોગ થઈ શકે. (આવી એક સૂચિ તૈયાર કરવામાં આવશે)

(૫) વિદ્યાર્થીઓ પાસે નાની નાની આર્થિક તપાસો કરાવવી જોઈએ. તેથી પુસ્તકોમાંથી ન મળે તેવું કેટલુંક સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ મળી જાય છે, લોકોનો પરિચય થાય છે, અને આંકડાઓનું વર્ગીકરણ અને તારવણી કરવાની જરૂરી તાલીમ મળે છે. પણ આ કામ લોકોની કાંઈક સેવા કરીને, તેમનો વિશ્વાસ સંપાદન કરીને કરવું જોઈએ અને તે નાના પાયા પર મર્યાદિત સ્વરૂપમાં હોવું જોઈએ. આવી તપાસો માટે નીચેના મુદ્દા સૂચવી શકાય:—

(૧) પોતપોતાના ફળિયાની, ગામની કે નાતની જનસંખ્યા તથા કેળવણી વિષયક અને સામાજિક સ્થિતિ, (૨) ગામનાં ઢોર અને દૂધના ધંધાની સ્થિતિ, (૩) કુંભાર, મોચી, દરજી, લુહાર, ઘાંચી જેવા કારીગરોમાંથી એકાદ કે તેથી વધુ કારીગરોની સ્થિતિ, (૪) હરિજનોની સંખ્યા, ધંધા, અને સ્થિતિ, (૫) મોટરો, ઘંટી, દૂધનો સંચો, હોટેલો જેવાં સાધનોની ગામ પર અસર, (૬) 'માતર તાલુકાની આર્થિક તપાસ'માં ગામની સામાન્ય માહિતી ભેગી કરવાનું રાખ્યું છે તેવી ગામવાર સામાન્ય માહિતી, વગેરે.

આવી તપાસોમાં અટપટી અને લાંબી તપાસણીમાં પડવું ન જોઈએ. દેવા જેવા પ્રશ્નોમાં પણ ઊતરવું ઠીક નથી. પણ નાના મુદ્દા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. તેની પ્રશ્નાવલિ અગાઉથી નક્કી કરવી જોઈએ અને તે બાબત પૂરતી સમજણ દરેકને આપવી જોઈએ. તથા માહિતી બરાબર મળે તે માટે સ્થાનિક માણસોની મદદથી અગાઉથી વાતાવરણ તૈયાર કરી રાખવું જોઈએ. ગમે તેમ જઈને માહિતી ભેગી કરવા જતાં લોકો શંકામાં પડે છે અને માહિતી મેળવી શકાતી નથી, તે બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૬) આપણા દેશની આમ જનતાના આધારરૂપ કાંતણ-પીંજણનું સામાન્ય જ્ઞાન દરેક વિદ્યાર્થીને તાલીમવર્ગો મારફત આપવું જોઈએ અને પછી દરેકે યજ્ઞાર્થે કાંતવાની ટેવ પાડવી જોઈએ. આ આવડત ગામડાંમાં કામ કરવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે. દેશના ગરીબો સાથેના સમભાવનું પ્રતીક તો તે છે જ.

આ ઉપરાંત કોઈ પણ એક ગ્રામઉદ્યોગનું (જેમ કે ખેતી, પશુપાલન, સુથારી, લુહારી, ગારીકામ, ચામકામ, ઘાણી, હાથકાગળ, મધમાખ-ઉછેરકામ) દરેક જાણી લે તો ગ્રામજીવન અને સ્વાવલંબી જીવનની દૃષ્ટિએ ઇષ્ટ છે.

(૭) 'આંધળાનું ગાડું', 'ખેડૂતનો શિકારી,' 'શાન્તિદાસ', 'નવું રેલવે સ્ટેશન', 'બે કેરી' જેવા ચૂંટેલા કેટલાક સંવાદો અને નાનાં નાટકો તૈયાર કરાવવાં જોઈએ, જે ગામડાંમાં ફરતાં લોકોને ગમત સાથે જ્ઞાન આપવામાં કામ લાગે.

આ બધું કામ સ્વયંશિક્ષણની દૃષ્ટિએ કરવામાં આવે તો જ ઉપયોગી નીવડે. ગામડાંમાં જનાર લોકોના ઉપર ઉપકાર કરવા જાય છે કે લોકોને કંઈ શીખવી દેવા જાય છે, એ દૃષ્ટિએ જશે તો તે લોકોને કંઈ આપી શકશે નહિ અને તેને પોતાને પણ કંઈ મળશે નહિ. આ બાબત પ્રથમથી મનમાં સાફ હોવી જોઈએ. વિશેષમાં, સઘળું કામ ક્રમસર, અને યોજનાપૂર્વક થવું જોઈએ અને તેમાં શિક્ષકોનો અને વિદ્યાર્થીઓનો સહકાર હોવો જોઈએ. કોઈ મધ્યસ્થ મંડળ આ બધું યોજી શકે તો આપણી કેળવણીમાં આપબળે નવો યુગ શરૂ થાય. તેની સચોટ અસર પાડવા માટે શિક્ષકો અને વિદ્યાર્થીઓએ મળીને સંગઠિત કામ કરવું જોઈએ, અને આજે છૂટક છૂટક પ્રયત્નો ચાલે છે તેને બદલે ક્રમબદ્ધ યોજનાપૂર્વક કામ ઉપાડવું જોઈએ. આ દિશામાં ગ્રીષ્મ પ્રવૃત્તિ માટે નિમાયેલી મધ્યસ્થ સમિતિએ પ્રયત્ન આદર્યો છે તે આવકારપાત્ર છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# સંયુક્ત રાષ્ટ્રમંડળનાં સભાસદ અને ખાતાં

અંગ્રેજીમાં ટૂંકમાં જેને 'યુ-એન-ઓ' અથવા સંયુક્ત રાષ્ટ્રમંડળ કહે છે તેના હેતુઓ અને સિદ્ધાંતો વિષે ગયા અંકમાં જોયું. આ હપતામાં એ જોઈએ કે, કયું રાષ્ટ્ર તેનું સભ્ય થઈ શકે, અને પોતાનું કામ કરવા માટે તે મંડળે મુખ્ય કયાં ખાતાં સ્થાપ્યાં છે.

### સભાસદ

સભાસદ અંગે ૪ કલમો છે, અને તે મંડળના જાહેરનામાનું ૨જું પ્રકરણ છે.

(૩) "જે રાજ્યોએ સાન ફ્રાન્સિસ્કોમાં મળેલી સંયુક્ત રાષ્ટ્રપરિષદમાં ભાગ લીધો હોય, અથવા ૧-૧-૧૯૪૨ના રોજ સંયુક્ત રાષ્ટ્રોએ કરેલા જાહેરનામામાં અગાઉથી સહી કરી હોય, તેઓ જો આ વર્તમાન જાહેરનામામાં મત આપે અને તેની ૧૧૦મી કલમ મુજબ તેને મંજૂર રાખે, તો આ મંડળના તેઓ મૂળસભ્યો બનશે."

[આ કલમ પ્રમાણે રશિયા, બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા, ઇ૦ મિત્રરાજ્યો ઘણાંખરાં આપોઆપ આ મંડળનાં સભ્ય બને છે. મૂળ સભ્યો સિવાયના બીજાએ સભ્ય બનવાને માટેની કલમ આ પછીની આવી છે:]

(૪) "બીજાં બધાં શાંતિપ્રિય રાજ્યોને આ મંડળનું સભાસદપણું ખુલ્લું છે. દાખલ થવા માગનારે વર્તમાન જાહેરનામામાં જે જવાબદારીઓ રહેલી છે તે સ્વીકારવી જોઈએ, અને એમને અદા કરવા તેઓ સશક્ત અને રાજી છે એમ આ મંડળને લાગવું જોઈએ."

[કલમમાં 'શાંતિપ્રિય' શબ્દ ધ્યાન ખેંચશે. જાણે કે 'મિત્રરાજ્યો' ગણાતાં મૂળસભ્યો તેવાં છે જ! આજે રશિયા ને અંગ્રેજી-ભાષી ગોરાઓ (એટલે કે અંગ્રેજો ને અમેરિકનો) કેવું વર્તે છે તે જુઓ. ઈરાનના શા હાલ છે તે જુઓ.]

(૫) "મંડળના જે સભ્ય સામે 'સલામતી સમિતિ'ને (તેનું એક ખાતું આ છે.) પગલાં લેવાનાં થયાં હશે તેને, સભ્ય તરીકેના હક્કો ઇ૦ ભોગવવામાંથી દૂર કરવાની ભલામણ જો સદરહુ સમિતિ કરે તો, તે પરથી મંડળની મુખ્ય સમિતિ ('જનરલ ઍસેમ્બ્લી') તેમ કરી શકશે."

(૬) "મંડળનો જે સભ્ય આ જાહેરનામાના સિદ્ધાંતોનો ભંગ કર્યા જ કરશે, તેને તેમાંથી કાઢી મૂકવાની સલામતી સમિતિની ભલામણ પરથી, મુખ્ય સમિતિ તેમ કરી શકશે."

### મંડળનાં મુખ્ય ખાતાં

મંડળનું કામકાજ સંભાળવા માટે મુખ્ય ૬ ખાતાં જાહેરનામાની કલમ ૭માં ગણાવ્યાં છે. તે અંગે બે કલમ (૭, ૮)નું અલગ પ્રકરણ-ત્રીજું છે.

(૭) "સંયુક્ત રાષ્ટ્ર મંડળનાં મુખ્ય ખાતાં તરીકે નીચેનાં સ્થાપવામાં આવે છે:

૧. મુખ્ય સમિતિ ('ધી જનરલ ઍસેમ્બ્લી')
૨. સલામતી સમિતિ ('સિક્યૂરિટી કાઉન્સિલ')
૩. આર્થિક અને સામાજિક સમિતિ
૪. ટ્રસ્ટીપણા સમિતિ
૫. આંતરરાષ્ટ્રીય અદાલત
૬. મંડળની કચેરી ('સેક્રેટરિયેટ')

(૮) જે જાતનાં પેટાખાતાંની જરૂર લાગે તે, આ વર્તમાન જાહેરનામાની મર્યાદામાં રહીને, સ્થાપવામાં આવે."

આ મુખ્ય ખાતાંનું કાર્ય, કાર્યપદ્ધતિ, તેમની રચના, જવાબદારી ઇ૦ બાબતો માટે હવે પછી અલગ અલગ પ્રકરણો આવે છે. તે વિષે આગળ ઉપર જોઈશું.

૧૬-૩-'૪૬ મ૦

# વિદ્યાર્થીઓ અને ખાદી

ગયા અંકમાં અખિલ ગુજરાત વિદ્યાર્થી મહાસભાના ઠરાવો વિષે ચર્ચા આવી હતી. આ વખતે કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદના ઠરાવો મળ્યા છે, તેમાંના એક તરફ ધ્યાન દોરવું જોઈએ આ પરિષદ તા. ૮, ૯ ડિસેમ્બર, ૧૯૪૫ના રોજ રાજકોટમાં મળી હતી. તે અ. ગુ. વિ. મહાસભા સાથે જોડાયેલી છે. એણે તેની આ બેઠકમાં પસાર કરેલા ઠરાવોની પુસ્તિકા તેના મંત્રીએ મોકલી છે. તેમાં નીચેનો એક ઠરાવ છે, તે એવો છે કે જેનો વિદ્યાર્થીઓ ધારે તો તરત અમલ કરી શકે છે:—

"રાષ્ટ્રીયતાના રંગે રંગાયેલા અને સેવાભાવથી ભીંજાયેલા યુવાનોનું શિસ્તબદ્ધ દળ દેશની સાચી સેવા કરી શકે તેમ છે અને એ કાર્ય માટે યુવાનોએ શુદ્ધ ખાદીનો ગણવેશ ધારણ કરવો જોઈએ, એમ આ પરિષદ માને છે. તેથી પરિષદ સંઘના સભ્યોને એ ગણવેશ ધારણ કરવાની તથા તે માટે કાંતવાની ભલામણ કરે છે."

આ ઠરાવમાં ખાદીની સિફારસ એક વિશિષ્ટ દૃષ્ટિએ કરવામાં આવી છે. પં. જવાહરલાલજીએ ખાદીને 'લિવરી ઑફ ઇન્ડિપેન્ડન્સ'—આઝાદીનો ખાસ પોશાક કે ગણવેશ—કહી છે. વિદ્યાર્થીઓનો સદરહુ ઠરાવ આ વ્યાખ્યાને અનુસરીને રચાયેલો લાગે છે. એ રીતે ખાદીના રહસ્યને સમજવાની, અને તેનો જે ભાવ પોતાને અપીલ થાય તે પ્રમાણે તેને અપનાવવાની વિદ્યાર્થીઓને અને હરકોઈને છૂટ છે. ખાદી હિંદના ગરીબોની સેવાનું પ્રતીક છે, અહિંસક અથવા અદ્રોહી ઉદ્યોગધંધાનું નિશાન છે, ઉદ્યમિતા અને સ્વાવલંબન તથા સ્વમાનનું દ્યોતક છે. આ બધું ને એવું એવું અનેક તેમાં ભરેલું હોવાથી, ખાદી

તિરંગી ઝંડાનું અધિષ્ઠાન બની છે ને તેનો જનક રેંટિયો તેના મધ્યના ગૌરવસ્થાને બિરાજે છે. આથી 'આઝાદીનો ગણવેશ' એ એનું પૂરું ભાવવાચી બિરદ છે. વિદ્યાર્થીઓને એ માન્ય હોય તો તેમણે તે રીતે તેનો અમલ વિચારવો જોઈએ. કેમ કે ખાદી એવી છે કે તે કેવળ વિચારસરણી નથી, તે હોવાની સાથોસાથ તે પ્રગાઢેનું પ્રત્યક્ષ કાર્ય અને અમલ-ખિલવણી પણ છે. તેથી એને માટે કેવળ 'pious' કે 'અસ્પૃશ્ય' ઠરાવો બહુ અર્થવાળા નથી લાગતા. હમણાં સ્વાતંત્ર્યદિને એક વિદ્યાર્થી પત્રિકા વાંચવામાં આવી. તેમાં વિદ્યાર્થીઓને ઉદ્બોધન હતું કે, 'ચલો ગામડે,' અને એવું આશ્વાસન (!) આપેલું કે, તમે ખાદી ન પહેરતા હો તોય ચાલશે, પણ ગામડે ચલો. જો ખાદી 'આઝાદીનો ગણવેશ' છે, તો સ્વાતંત્ર્યદિને જ એ વગર શી રીતે ચાલે? અને પછી ગામડે જવાનું પણ શું કામ? સ્વતંત્ર્યની કોરી વાતો કરવા? આપણે માટે સ્વાતંત્ર્ય હવે વાતનો વિષય નથી રહ્યો; 'કરેંગે યા મરેંગે'નો વિષય બન્યો છે. તેવે વખતે ખાદી અંગે આવો ભાવ સો ન છાજે.

અને ખાદી કેવળ પૈસા ફેંકી દીધે મળતી ત્યાંથી આગળ વધી છે. તેથી તેણે આઝાદીનું પ્રતીક બનવાની પોતાની શક્તિ વધારી છે. તે તેના પ્રેમી પાસે પ્રત્યક્ષ કર્મ માગે છે. અમુક સૂતર આપો તો જ તે મળી શકે. કાચા સૂતરનો નગદ તરીકેનો ચલણી ભાવ ઊભો કરવામાં આવ્યો છે. એથી એની અને ખાદીની પ્રતિષ્ઠા વધી છે. નાણાં-ચલણથી જ ટેવાયેલા કેટલાક અર્થશાસ્ત્રીઓને આ નથી સમજાતું. નાણાંની પ્રતિષ્ઠા કેવળ નાણાં તરીકે થયેલી હોવાથી નાણું પોતે એક વેપાર-વણજ બને છે, એ પ્રક્રિયા તો જાણીતી છે. એમ જ સૂતરને ખાદીના કાપડ પૂરતી પ્રતિષ્ઠા મળે, તો તેમાં કોઈ વિચિત્ર કે નવી પ્રક્રિયા નથી આદરાતી. પણ એ મુદ્દો અહીં આપણે નથી ચર્ચતા. ખાદી પહેરવી હોય તો તેને ખરીદવાને માટે થોડુંય કાંતવું જોઈએ, એ આજની બજાર-સ્થિતિ છે. આઝાદી-પ્રેમીએ એને વશ થયે જ છૂટકો. તેથી વિદ્યાર્થી પરિષદના ઠરાવમાં કાંતવાની પણ ભલામણ થઈ છે, એ સાવ જરૂરી વાત છે; તે સમજવા માટે તેને ધન્યવાદ ઘટે છે. વિદ્યાર્થીઓએ હવે ખાદી પહેરવા માટે પણ કાંતતાં શીખવું જોઈએ. જગા જગાનાં વિદ્યાર્થીમંડળોએ કાંતણના શિક્ષણ વર્ગો શરૂ કરવા જોઈએ. ઘણા પૂછે છે, વિદ્યાર્થીઓ પોતાની પ્રવૃત્તિ અંગે રચનાકાર્ય હમે શું કરી શકે? આ રહ્યો તેનો એક ઉત્તર: તેઓ કાંતણ શીખવા માગનાર માટે વર્ગો ચલાવે. કાઠિયાવાડ પરિષદ પોતાના ઠરાવનો અમલ કરવા બંધાયેલી છે. તેણે તેનાં કેન્દ્રોમાં કાંતણના વર્ગો શરૂ કરી પોતાના સભ્યોને કાંતવાની, એટલે કે ખાદી પહેરવાની અનુકૂળતા આપવી જોઈએ. વિદ્યાર્થી મંડળો આનો વિચાર કરશે?

૧૪-૩-'૪૬ મગનભાઈ દેસાઈ

## સાભાર સ્વીકાર

**વિશ્વકી વિભૂતિયાઁ** લે. હરિભાઉ ઉપાધ્યાય, પ્ર., હિન્દી મંદિર, પ્રયાગ કિં. ૧-૮-૦. *રિયાસતી જનતાકી સમસ્યાયેં* લે. વૈજનાથ મહોદય, પ્ર., નવયુગ સાહિત્ય સદન, ઇન્દોર કિં. ૦-૧૨-૦. *માલિક ઔર મજ़દૂર* લે. લિયો ટૉલ્સ્ટૉય, અનુ. શોભાલાલ ગુપ્ત, પ્ર., નવયુગ સાહિત્ય સદન, ઇન્દોર કિં. ૧-૪-૦. **મનન** લે. હરિભાઉ ઉપાધ્યાય, પ્ર., નવયુગ સાહિત્ય સદન, ઇન્દોર કિં. ૧-૪-૦, *સાધનાકે પથ પર* લે. પ્ર. ઉપર પ્રમાણે કિં. ૩-૦-૦, *હિન્દુસ્તાન સ્વાતંત્ર્યકા* ઇતિહાસ લે. વાસુદેવ ઉપાધ્યાય, પ્ર. સસ્તા સાહિત્ય મણ્ડલ, નઈ દિલ્લી કિં. ૪-૦-૦. **નયા રોજ़ગાર** લે. ગોપાલપ્રસાદ વ્યાસ, પ્ર. નવયુગ સાહિત્ય સદન, ઇન્દોર કિં. ૩-૦-૦, **હમારી રાજનૈતિક સમસ્યાયેં** લે. શાન્તિપ્રસાદ વર્મા, પ્ર. ઉપર પ્રમાણે. કિં. ૫-૦-૦ **પાગલ** લે. ખલિલ જિબ્રાન, અનુ. ચૌધરી શિવનાથસિંહ શાંડિલ્ય, પ્ર. ઉપર પ્રમાણે કિં. ૧-૦-૦. **સ્વામીરાવ** લે. સુભદ્રા ગાંધી. પ્ર. લોકપ્રકાશન ગૃહ, મુંબઈ કિં. ૪-૦-૦. **ચૂડાલાનું આખ્યાન** પ્ર. રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, **સ્વામી વિવેકાનંદ** લે. બ્રહ્મચારી આનંદ ચૈતન્ય, પ્ર. રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, કિં. ૧-૪-૦ **સાધના ભાગ** લે. ઉમાશંકર જોશી, પ્ર. ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર કિં. ૨-૦-૦. ***The Latest Fad — Basic Education*** By Acharya J. B. Kripalani, Vora & Co. Publishers Ltd. 1-8-0 **ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ** લે. ગોવિંદરાવ પાં. ભાગવત, પ્ર., ગુ. વ. સોસાયટી કિં. ૧-૦-૦ **શુકતારક** લે. વિજયરાય વૈદ્ય, પ્ર., ગુ. વ. સોસાયટી કિં. ૨-૦-૦. **ભાલણ ઉદ્ધવ અને ભીમ** લે. રામલાલ ચૂ. મોદી. પ્ર., ગુ. વ. સોસાયટી કિં. ૦-૧૪-૦. **ફારસી ગ્રંથો** લે કૃષ્ણલાલ મો. ઝવેરી, પ્ર., ગુ. વ. સોસાયટી કિં. ૧-૦-૦. **પાંચ લાખની ટહેલ** લે. પૂરનચંદ્ર જોષી, પ્ર., લોકપ્રકાશન-ગૃહ, મુંબઈ. **દીનબંધુ પ્રયોજક** રસુલભાઈ ન. વહોરા, પુસ્તકાલય સ. સ. મંડળ લિ. કિં. ૨-૦-૦. **કલાપીનો કેકારવ** લે. જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી, પ્ર., ઉપર પ્રમાણે કિં. ૭-૦-૦. **દેવ અને દાનવ** લે. મગનલાલ શ્યામજી ત્રિવેદી પ્ર., ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ કિં. ૧-૮-૦. **તપોવન** લે. ચૂનીલાલ વર્ધમાન શાહ, પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત કિં. ૩-૮-૦. **પરિહાસ** લે. સ્વ. નવલરામ જ. ત્રિવેદી, પ્ર. આદર્શ પુસ્તક ભંડાર અમદાવાદ કિં. ૨-૮-૦. **શ્રીકાન્ત** અનુ. રમણલાલ સોની, પ્ર. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ કિં. ૪-૮-૦.

# માસિક વિવેચન

**વર્તમાન સદીની અર્થનીતિ**

રીઝર્વ બૅન્કના શ્રી. દેશમુખે થોડા માસ પર મુંબઈમાં (જુઓ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' ૨૯–૮–૧૯૪૫) એક વ્યાખ્યાનમાં કહ્યું,

"વર્તમાન સદીમાં આર્થિક નીતિના ત્રણ ઉદ્દેશો છે— ગરીબાઈ નાબૂદ કરવી, બેકારી કમી કરવી, અને અસમાનતા ઓછી કરવી."

આટલે સુધી તો ઘણાખરા સંમત થશે. પણ તે પછી એ જે ઉપસિદ્ધાંત તારવે છે તે એવો નથી:—

"આ ત્રણ પ્રાથમિક જરૂરિયાતો પરથી, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં જે ઉપસિદ્ધાંત ફલિત થાય છે તે એ કે, રાજકીય સલામતી અને માલના વિનિમયની વિપુલતા."

અત્યારે ઇંગ્લંડ, અમેરિકા, રશિયા જે કરે છે તે પોતપોતાની સલામતી અને નાણાંકીય સધ્ધરતા માટે જરૂર કરે છે. જેમ કે, હિંદનું કરોડો રૂપિયાનું લેણું ડુબાડવાનું નહિ તોય તે દૂધે ધોઈને આપવાની ફરજમાંથી જે ગલ્લાંતલ્લાં ચાલે છે, તે એ બે દેશોની 'સધ્ધરતા' માટે જ ને? તેથી કદાચ તેમની ગરીબાઈ, બેકારી દૂર થશે; અમુક અંશે અસમાનતા પણ. પરંતુ તે બધાને લાગુ નથી પડતું. બધા દેશો જો સલામતી અને સધ્ધરતા એકીસાથે યોજવા ને શોધવા જાય તો લડાલડી થઈ જાય છે. અમુક નબળાઓના ઉપર જ થોડાક દેશો માતે છે. એટલે ઉપરના મૂળસિદ્ધાંત પરથી જો ઉપસિદ્ધાંત કાઢવો હોય તો એ નીકળે કે, દરેક નાનામોટા, કાળા ગોરા કે પીળા દેશ સ્વતંત્ર થવું જોઈએ, અને અન્ન વસ્ત્ર ઇ૦ પ્રાથમિક જરૂરોની બાબતમાં સ્વાવલંબી ને સધ્ધર થવું જોઈએ. આ બનવાને માટે સામ્રાજ્યવાદ અને કદ્દામ રીતે ચૂસણ યંત્રોદ્યોગવાદ ટળવા જોઈએ. તો જ શ્રી. દેશમુખે બતાવેલા પેલા ત્રણ ઉદ્દેશો સિદ્ધ થઈ શકે એમ આજે તો લાગે છે.

**'શાંતિના ગુનેગારો'**

આ મથાળાથી 'ટ્રિબ્યૂન' છાપામાં (૧૯–૯–'૪૫) અગ્રલેખ જોયો તેનો સાર, આજે 'યુદ્ધના ગુનેગારો'ને ન્યાય (?) તોળવા નીકળી પડેલા જમાનામાં, જોવા જેવો લાગ્યો, તેથી નીચે ઉતારું છું.

લેખક કહે છે કે, યુદ્ધના ગુના કરનારને એક રાહત-કારણ છે કે તે યુદ્ધની વિષમતાને વશ છે. તેથી, શાંતિમાં ગુના કરનાર તો તેનેય ચડે છે. એટલું જ નહિ, શાંતિનો દ્રોહ કરનારા ગુનેગારોની જ મોકાણ જગતમાં યુદ્ધરૂપે મંડાય છે. તેથી શાંતિ-સ્થાપન માટે આ ગુનેગારોને દેરી દેરી ઠેકાણે લાવવા જોઈએ.

તે ગુનેગારો ક્યા? પહેલા તો એ લોક કે જે કાયદાથી મળેલી પોતાના હાથની સત્તાનો દુરુપયોગ કરે છે; તે દ્વારા પોતાના જ ભાત-ભાઈઓ પર જુલમ ગુજારે છે. જેમ કે, કબૂલાત કઢાવવા જુલમ કરતો સરકારી નોકર, લાંચ ન મળવાથી પકડનારો પોલીસ, કે લાંચિયો અમલદાર, વગેરે.

બીજો વર્ગ દુકાળ આણનાર નિષ્ઠુર લોભિયાઓનો. 'પોતાના અંગત લાભને માટે તેઓ એવી સ્થિતિ થવા દે છે કે જેમાં માણસોના જાન જાય.' કાળા બજારિયા અને સંઘરા-ખોર લોક આ વર્ગમાં આવે છે. 'સરકારી વુડહેડ સમિતિ કહે છે કે, બંગાળ ભૂખમરામાં જે ૧૫ લાખ માણસો મર્યાં તેમાંના દરેક દીઠ, કાળા બજારિયાઓએ રૂ. ૧૫૦૦ નફો કર્યો છે. . . . એમના સાગરીત સરકારી અમલદારોએ શો નફો કર્યો તે જણાયું નથી. પરંતુ એ બે વર્ગોએ મળીને સામાન્ય નાગરિકનો મરો કર્યો, એ વાત છે.'

ત્રીજા વર્ગમાં આવે તેવા અમલદારો કે જે પોતાની બેદરકારી કે અશક્તિને લીધે લોકને રિબામણી કરાવે છે.

અને અંતે માનવ સ્વાતંત્ર્યની બુદ્ધિમાં આડે આવનાર લોક તથા નાઝી-ફાસી-સામ્રાજ્ય-વાદો પણ આ જ ગુનાના દોષિત છે.

ટૂંકમાં, શાંતિકાળમાં પણ દુરાચાર, અનીતિ, દ્રોહ, લોભ, મદમત્સર આદિ શત્રુઓ ઊભા જ છે; તેમની સામે સતત લડવામાં ન આવે, તો તે મનુષ્ય, તે નાગરિક, તે અમલદાર, તે સંસ્થા, તે દરેક વ્યક્તિ કે સમૂહ શાંતિનો ગુનો કરે છે. એ વ્યાપક સિદ્ધાંત પર 'શાંતિના ગુનેગારો'ને સતત રાજ્યે પકડતા રહેવું જોઈએ ને સમાજે તેમની સામે તકેદારી રાખવી જોઈએ. નહિ તો સમાજને યુદ્ધમાંથી બચવા માટે કોઈ આરો રહેતો નથી.

**પ્રાથમિક શિક્ષકોની હડતાલ**

ગુજરાત પ્રાથમિક કેળવણી પરિષદ હમણાં થોડા મહિનાઓ ઉપર અમદાવાદમાં મળી હતી. શ્રી. હંસાબહેન મહેતા તેનાં પ્રમુખ હતાં. હાલમાં દલાલના પ્રાથમિક શિક્ષકોએ હડતાળ પાડી છે. આવા બારીક સમયે આ પરિષદના પ્રમુખે તેમને દોરવણી આપવી જોઈએ. આ પગલું ભરવા અગાઉ તેઓએ એમનો અભિપ્રાય મેળવેલો કે કેમ એ ખબર નથી. પણ એ વાત છોડીએ. અહીંયાં, શ્રી. હંસાબહેને હડતાલ અંગે છાપાં જોગું નીચેનું નિવેદન કર્યું છે તે પ્રસ્તુત છે:—

"ગુજરાત પ્રાથમિક કેળવણી પરિષદના પ્રમુખ તરીકે અને શિક્ષકોના એક શુભેચ્છક તરીકે પ્રાથમિક શિક્ષકોની હડતાળ વિષે મારા વિચારો આ નિવેદન દ્વારા પ્રગટ કરું છું.

"શિક્ષકોના પગારનું ધોરણ અતિશય નીચું છે અને એમાં સુધારો થવો જ જોઈએ એ વિષે બે મત છે જ નહિ. ગયે વર્ષે જ્યારે પ્રાથમિક કેળવણી પરિષદ અમદાવાદમાં ભરાઈ હતી તે વખતે આ વાત બધાએ જ કબૂલ રાખી હતી. પરંતુ તે વખતે તાત્કાલિક પ્રશ્ન તો શિક્ષકોને અપાતાં અલ્પ મોંઘવારી ભથ્થાનો હતો. બીજા સરકારી નોકરોને જે મોંઘવારી

ભથ્થું મળે છે તેટલું જ ભથ્થું શિક્ષકોને મળવું જોઈએ એવી એમની માગણી હતી. એક બાજુ મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડ અને બીજી બાજુ સરકાર, એ બેના ઝઘડામાં શિક્ષકોને અત્યાર લગી ખૂબ સહન કરવું પડ્યું છે. આખરે શરૂઆતથી જ જે ભથ્થું મળવું જોઈતું હતું તે આજે મોડે પણ સરકારે શિક્ષકોને આપ્યું એટલું જ નહિ, પણ એનો અમલ ગયા ઑગસ્ટ માસથી કરવો એ પણ ઠરાવ્યું. આટલાથી શિક્ષકોને તત્કાળ પૂરતો તો સંતોષ થવો જોઈતો હતો. કારણ કે, પગારનું ધોરણ બદલવાનો નિર્ણય આજની હંગામી સરકાર ભાગ્યે જ કરી શકે. યુદ્ધ પશ્ચાતની એ યોજનાનો પ્રશ્ન નવી રાષ્ટ્રીય સરકાર હવે થોડા સમયમાં જ આવશે એ જાણ્યા છતાં શિક્ષકોએ આ પગલું લીધું એ યોગ્ય કર્યું નથી, એમ મને લાગે છે. ખાસ કરીને ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના મંત્રી શ્રી. મોરારજીભાઈ દેસાઈનું નિવેદન, જેમાં શિક્ષકોના પગારનું ધોરણ સુધારવાની ચોખવટ થઈ છે, એ બહાર પડ્યા પછી શિક્ષકોએ એ પગલું લેવાની જરૂર નહોતી એમ મને લાગે છે.

"બીજી એક વસ્તુ પણ અત્યારે સ્પષ્ટ કરવાની જરૂર છે. શિક્ષકનું સમાજમાં સ્થાન નીચું થયું છે. એનું કારણ કેવળ એનો ઓછો પગાર નથી; પરંતુ એની શિક્ષક થવાની લાયકાતનું ધોરણ પણ નીચું ગયું છે એ છે. શિક્ષકના પગારનું ધોરણ ઊંચું કરવા સાથે શિક્ષકની લાયકાતનું ધોરણ પણ આજે છે તેના કરતાં વિશેષ ઊંચું થવાની જરૂર છે. સાર્જન્ટ યોજના પ્રમાણેનો પગાર માગનાર શિક્ષકે એ યોજનામાં નિશ્ચિત કરેલી લાયકાત મેળવવી પડશે. એટલે રાષ્ટ્રીય સરકાર આવતાંની સાથે પગાર વધારી દેશે એ માન્યતા ભૂલભરેલી છે. રાષ્ટ્રીય સરકાર શિક્ષણ તેમ જ શિક્ષક બન્નેનું ધ્યાનમાં રાખી જે યોગ્ય હશે તે જરૂર કરશે. પણ એને માટે સમયની જરૂર છે. આ વસ્તુ શિક્ષકોએ સમજવાની જરૂર છે. એટલે જ આ હડતાલ કસમયની છે એમ મને લાગ્યા વિના રહેતું નથી." તા. ૯–૩–'૪૬

બાળકોની પરીક્ષા જેવા ખાસ સમયે હડતાલ પાડવી પણ ઠીક નથી, શિક્ષકો જેવા સમુદાયે હડતાલનું શસ્ત્ર વાપરવું જોઈએ કે કેમ, એ સવાલ ઊઠે એવો છે. પરંતુ તે વિષે તો સમાજના નેતાઓ ચર્ચા કરી માર્ગદર્શન આપે ત્યારે ખરું.

શિક્ષકોએ હડતાલ પાડી એટલે કેટલીક સ્કૂલ બોર્ડોએ નિશાળ-બંધીનો 'લૉકાઉટ' જાહેર કર્યો! તેથી શું વળશે? અને સરકારનેય શી પડી છે? એ ક્યાં પ્રજાકીય જવાબદારી રાખે છે? વચ્ચે મરો થાય છે બાળકોના શિક્ષણનો. બાળકોનું શિક્ષણ એ કોઈ શેઠ કે કંપનીના માલકી-હકનું કામ નથી. શિક્ષણ ખાતામાં કામ કરનાર સૌ, પોતપોતાને સ્થાને ને તેના કામ પૂરતા, જવાબદાર સેવકો છે. આનો ખ્યાલ રાખીને સૌએ વર્તવું જોઈએ. અને એમ ન કરી શકીએ તો એ કામ છોડી દેવું સારું, પણ એને અધ્ધર લટકતું ન મૂકી શકાય.

પગારનીતિ અંગે આ અંકમાં સ્વતંત્ર એક લેખ હોઈ, આ વિષે વધુ અહીં કહેવાનું રહેતું નથી.

## રચનાકાર્ય તરીકે હિંદુસ્તાની જ હોય

શ્રી. અરુણચંદ્ર પંડ્યા સુરત શહેરના રાષ્ટ્રભાષા પ્રચારક મંડળના જૂના કાર્યકર્તા અને એક મંત્રી છે. વાચક આ મંડળ વિષે કાંઈક જાણે છે, કેમ કે અગાઉ એકએક અંકમાં તેની પરિચયાત્મક નોંધ આપવામાં આવી હતી. આ મંડળ વર્ધા સમિતિની હિંદી-નાગરી નીતિને વળગીને ચાલે છે. તેના મુખ્ય સંચાલકોમાં ઘણા મહાસભાવાદી કાર્યકર્તાઓ છે. તેઓમાં થોડાક મહિનાથી ચર્ચા ચાલે છે કે, રચનાકાર્ય તરીકે આપણા મંડળે હવે હિંદુસ્તાની પ્રચારનું કામ કરવું જોઈએ, હિંદીનું નહિ. આ ચર્ચા પતી લાગતી નથી; અથવા કહો કે, અત્યારે તો મંડળ હજી પોતાની નીતિ સુધારી લેવા તૈયાર નથી. તેથી કરીને શ્રી. પંડ્યાએ તેના સભ્ય અને મંત્રી તરીકે તેમાંથી રાજીનામું આપ્યું છે. તે અંગે સુરતની જનતાને ખુલાસો આપતાં તે જણાવે છે તે સાચું છે કે,

"રાષ્ટ્રભાષાના કાર્યને રચનાત્મક કાર્યક્રમના એક અંગ તરીકે મેં ગણ્યું છે અને હિંદુસ્તાની જ રાષ્ટ્રભાષા હોઈ શકે એવો મારો મત ઘણા વખતથી બંધાયો છે."

## કાઠિયાવાડમાં હિંદુસ્તાની પ્રચાર

ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર તરફથી, કાઠિયાવાડમાં, શ્રી. નાનાભાઈ ભટ્ટની અધ્યક્ષતા તળે શ્રી. વજુભાઈ શાહ રાષ્ટ્રભાષાપ્રચારનું કામ કરે છે. ૧૯૪૩માં જ્યારે ગુ૦ રા૦ પ્રચાર સંસ્થાએ પોતાની નીતિ બદલી અને હિંદુસ્તાનીની પરીક્ષાઓ શરૂ કરી, ત્યારે શ્રી. વજુભાઈએ કાઠિયાવાડમાં વર્ધાસમિતિનું કામ તરત બંધ કરી દીધું, અને ધીમે ધીમે હિંદુસ્તાનીનાં કેન્દ્રો ખોલતા ગયા. અલબત્ત, અગાઉ ચાળીસેક કેન્દ્રો હતાં તેમાંથી ઘટાડો ઘણો થયો. પરંતુ તે ટૂંક સમય માટે જ હશે, એમ એ ખાતરી આપે છે. કેન્દ્રો વધારવામાં અગવડ એ છે કે, જગાએ જગાએ બંને લિપિના જાણકાર પ્રચારકો તરત મળતા નથી. તેને પહોંચી વળવા માટે તેમણે યોજના કરી છે, અને ટૂંક સમયમાં કાઠિયાવાડનાં ગામોમાં પહેલાંની પેઠે કેન્દ્રો તે સ્થાપી શકશે. આ માસની શરૂમાં ભાવનગર શહેરનાં હિંદુસ્તાની પરીક્ષાર્થીઓને પ્રમાણપત્રો આપવાનો મેળાવડો હતો. તે વખતે મેં જોયું કે, બહેનો ઠીક ઠીક રસ આ કામમાં લે છે. ભાવનગર વિદ્યાર્થીઓનું એક મોટું ધામ છે. તેઓએ હિંદુસ્તાનીના કામને ઉત્સાહભેર ઉપાડી લેવું જોઈએ. કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદ અને તેની શાખાઓ તથા કાઠિયાવાડમાં રચનાકાર્ય કરનારાઓ પણ આ કામમાં રસ લઈ તેને વેગ આપવા વિચાર કરશે એવી આશા છે.

## બહેનોમાં હિંદુસ્તાની પ્રચાર

અખિલ ભારતીય સ્ત્રી પરિષદનાં મહામંત્રી શ્રી. કુલસુમ સયાણી ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચારના સંચાલક શ્રી. અમૃતલાલને લખી જણાવે છે કે, ગયા ડિસેંબરમાં હૈદરાબાદ

(સિંધ) ખાતે મળેલી પરિષદની બેઠકમાં નીચેનો ઠરાવ પસાર થયો છે:—

"હિંદની એક સર્વસામાન્ય રાષ્ટ્રભાષા તરીકે હિંદુસ્તાની છે એને આ પરિષદનો પૂરો ટેકો છે એમ ફરી જાહેર કરે છે. એને સાથુ તે ભલામણ કરે છે કે, (૧) બધાં સભ્યોએ એ ભણવી જોઈએ ને તેનો અભ્યાસ કરવો; (૨) અને પરિષદનું કામ તથા પ્રચારાર્થે (લેખી તથા જબાની) હિંદુસ્તાનીમાં ચલાવવાનું વધારતા જવું."

આ અર્થે પરિષદની શાખાઓ હિંદુસ્તાનીના વર્ગો ચલાવે ને પરીક્ષાઓ માટે સભ્યોને તૈયાર કરે, તેમાં તે મદદ ચાહે છે, જે ખુશીથી તેમને આપવામાં આવશે, એમ તેમને જણાવવામાં આવ્યું છે.

## શ્રી. મોતીભાઈ અમીન અધ્યાપન મંદિર

સ્વ૦ મોતીભાઈ અમીનની સ્મારક સમિતિએ ઊભા કરેલા ફાળામાંથી ઉપરની સંસ્થા આણંદમાં ગયે વર્ષે ઊઘડી. તેનું સંચાલન સદ્દગતના જ એક સર્જનરૂપ એવા ચરોતર કેળવણી મંડળના હાથમાં છે. તેને એક વર્ષ પૂરું થયાનો મેળાવડો ગયે મહિને શ્રી. બાળાસાહેબ ખેરને પ્રમુખપદે થયો. અધ્યાપન મંદિરમાં, સરકારે નિયત કરેલા બે વર્ષના અભ્યાસક્રમ પ્રમાણે, બે વર્ગ ચાલશે. આ સાલ ૪૦ ઉમેદવારોનો એક વર્ગ ચાલ્યો. નવા વર્ષમાં હવે એવો બીજો વર્ગ શરૂ થશે. સરકારનિયુક્ત વિષયો ઉપરાંત હિંદુસ્તાની, ચિત્ર, સંગીત, વ્યાયામના વિષયો માટે પણ જોગવાઈ રાખી છે, જેથી ઉત્સાહી ઉમેદવારો એની પણ તાલીમ લઈ શકે. સંસ્થા માટે મકાન તથા છાત્રાલય બાંધવા રૂ. એક લાખની માગણી કરવામાં આવી છે. આ સંસ્થા સદ્દગતના સેવાક્ષેત્રમાં તેમનાં આદરેલાં સેવાકાર્યોને ખીલવી તેમનું સાચું સ્મારક બનો.

## વિદ્યાર્થી એમ કેમ કરે છે?

નૂતન શિક્ષણમાં માનતા લાગતા એક શિક્ષક આજના વિદ્યાર્થી અંગે કેટલાક પ્રશ્નો પોતે ઉઠાવે છે અને તેના પોતાના જવાબો સાથે લખી મોકલે છે. એ જવાબોમાં સૌ સંમત નયે થાય. પરંતુ જે સવાલો છે તે આજના વિદ્યાર્થી માનસને સમજવા માટે પણ સૂચક છે. પ્રશ્નો પરથી લાગે છે કે, તે નાનાં બાળકો પરથી રાચ્યા હોય.

આ રહ્યા તે સવાલ-જવાબ:

"૧. વિદ્યાર્થી ચોરી કેમ કરે છે?
માબાપ કે શિક્ષક એને શિક્ષા કરે છે તેથી.
૨. વિદ્યાર્થી તોફાન કેમ કરે છે?
શિક્ષક જે કહે તેમાં સમજ ન પડવાથી.
૩. વિદ્યાર્થી વાંચતો કેમ નથી?
પુસ્તક ઉપર કંટાળો આવવાથી.
૪. વિદ્યાર્થી મારામારી કેમ કરે છે?
મેદાનમાં રમવાનો પ્રસંગ ન મળવાથી.
૫. વિદ્યાર્થી પરીક્ષામાં ચોરી કેમ કરે છે?
પરીક્ષામાં નાપાસ થવાની ધાકથી.
૬. વિદ્યાર્થી નિરુત્સાહી કેમ હોય છે?
તેને ઠોઠ કહેવાથી.
૭. વિદ્યાર્થીને ભણવાના વિષયોમાં રસ કેમ પડતો નથી?
ભણવાના વિષયોનો જીવનમાં ઉપયોગ ન સમજવાથી.
૮. વિદ્યાર્થીઓમાં વિચાર કરવાની શક્તિ કેમ આવતી નથી?
તેના મનમાં ઊઠતા પ્રશ્નો પૂછવાનું સ્થાન ન હોવાથી.
૯. વિદ્યાર્થીઓ સ્કૂલ છોડયા પછી તેને યાદ કેમ કરતા નથી?
સ્કૂલના નિયમોએ તેની શક્તિ ને ઇચ્છાને દબાવેલી હોવાથી.
૧૦. વિદ્યાર્થીઓ શિક્ષકો પરત્વે માન કેમ રાખતા નથી?
શિક્ષકોએ વિદ્યાર્થીના જીવન સાથે સંપર્ક સાધેલો ન હોવાથી.
૧૧. વિદ્યાર્થીઓમાં કંઈ કરી નાખવાની તમન્ના કેમ જાગતી નથી?
તેમને મહાન પુરુષોનાં જીવનચરિત્રનો પરિચય ન હોવાથી."

## ગરીબ વિદ્યાર્થીઓ માટે

શ્રી. ચંદુલાલ વ્યાસ મુંબઈથી નીચેની જાહેરાત મોકલી આપે છે:--

"જે કોઈ વિદ્યાર્થીને આર્થિક મદદની જરૂર હોય તેણે 'શ્રી નૂતન કેળવણી' માસિકના માર્ચ, ૧૯૪૬,ના અંકમાં આપેલી વિગતવાર યાદી જોઈ, પોતાને લાગુ પડતી બાબત વાંચી, યોગ્ય સ્થળે અરજી કરવી. જરૂર હોય તો માસિકનો અંક ૭ આનાની ટિકિટ બીડવાથી, ખપાટિયા ચકલા, સુરત, એ સરનામેથી મળી શકશે."

## 'જ'નો અતિઉપયોગ

એક ભાઈ બારડકરાંક 'જ' આજકાલ બહુ છૂટથી અને કેટલીક વાર તો નકામો વપરાય છે તે તરફ ધ્યાન ખેંચે છે. તે અર્થે પુરાવારૂપે તેમણે બે એક રોજિંદાં છાપાંના થોડાક અગ્રલેખોમાં આવેલા 'જ'ની ગણતરી કરી આંકડા પણ મોકલ્યા છે.

પત્રકાર ભાઈની 'જ'ના અતિ ઉપયોગની ટીકા સાચી છે. લેખકો એ તરફ જો ધ્યાન રાખશે તો નકામા લાગતા 'જ' પોતાને જ મળી આવશે.

## ગ્રામપંચાયત વિષે ઇનામી નિબંધ

ખેડા જિલ્લા ગ્રામપંચાયત મંડળના મંત્રી શ્રી. શનાભાઈ પ્રભુદાસ પટેલે નીચેની ઇનામી હરીફાઈ માટે જાહેરાત મોકલી આપી છે:—

"હિંદની પુરાણી ગ્રામપંચાયતો, તેની શરૂઆત અને તે નષ્ટ થવાનાં કારણો, અત્યારના સંજોગોમાં તેને અનુરૂપ કેવી પંચાયતો હોવી જોઈએ, અને તેમ કરવા માટે પ્રાચીન પંચાયતોના બંધારણમાંથી કયા કયા જરૂરી મુદ્દાઓ અત્યારની પંચાયતો માટે લેવા જોઈએ, અને તેવા મુદ્દાઓને કેવી રીતે અત્યારના ગ્રામ-પંચાયતના બંધારણમાં સામેલ કરવા જોઈએ, તેમ જ રાષ્ટ્રના એક સ્વયંપૂર્ણ એકમ તરીકે ગ્રામપંચાયતનું બંધારણ કેવું હોવું જોઈએ, અને તે માટે અત્યારના ગ્રામપંચાયતના બંધારણમાં કેવી જાતના સુધારા વધારા કરવા જોઈએ, વગેરે બાબતોનો સમાવેશ કરીને

ગ્રામપંચાયતો માટે ઉત્તમ પ્રકારનો નિબંધ લખનારને ખેડા જિલ્લા ગ્રામપંચાયત મંડળ તરફથી રૂ. ૨૫૦ ઇનામ આપવામાં આવશે.

"૧. જે નિબંધો લખાઈને આવશે તેની તપાસણીનું કામ મંડળ તરફથી નીમેલ સમિતિ કરશે. અને એ સમિતિ જે નિબંધને ઉત્તમ પ્રકારનો ગણશે તેના લખનારને ઉપરનું ઇનામ આપવામાં આવશે.

"૨. ઇનામ આપવા માટે મંજૂર કરાયેલા નિબંધના સર્વ હક મંડળને સ્વાધીન રહેશે.

"૩. નિબંધ લખનારે પોતાના નિબંધો તા. ૧૫મી મે, ૧૯૪૬ પહેલાં મંત્રી, ખેડા જિલ્લા ગ્રામપંચાયત મંડળ, સેવા મંદિર, નડિયાદ, એ સરનામે મોકલી આપવા."

<u>હિંદુસ્તાની પ્રચારક ગ્રીષ્મવર્ગ</u>

સૌ વાચકોને ખબર હશે કે, દર વર્ષે હિંદુસ્તાની પ્રચારકોને આગળ તાલીમ આપવા માટે ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિ છેલ્લાં બે વર્ષથી ગ્રીષ્મવર્ગ ચલાવે છે. આ ઋતુનો વર્ગ ભાદરણ મુકામે તા. ૬૧ મેથી ૨ જૂન સુધી ચાલશે. જે પ્રચારકો તેમાં જોડાવા માગે તેમણે, તે અંગે, ચરોતર હિં૦ પ્ર૦ સમિતિના મંત્રી, C/o ચરોતર કેળવણી મંડળ, આણંદ, તેમને લખવું.

મ૦

# નવું વાચન

**મૂંગો સેવક**—જ્યૉર્જ મૅકડોનેલ્ડ કૃત અંગ્રેજી નવલકથા 'સર ગીબી'ને આધારે ગુજરાતીમાં ટૂંકાવીને ઉતારનાર શ્રી. ચંદ્રશંકર શુક્લ. પ્ર૦, વોરા ઍન્ડ કંપની; એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની, મુંબઈ ૨ પા ૧૧૨, પાકું પૂઠું, કિં. ૧–૮–૦

આ પુસ્તકના પ્રાસ્તાવિક 'બે બોલ'માં શ્રી. નરહરિભાઈ પરીખ જણાવે છે કે, પૂ. ગાંધીજીનાં પ્રિય પુસ્તકોમાંનું એક આ છે. કથાનાયક ગીબી મૂંગો છે, સ્કૉચ અમીર કુટુંબનો નબીરો છે. પણ બાપે દારૂની લતમાં અમીરી ગુમાવી કજદર ગાંઠ્યું, તેનાં દુઃખ ગીબીને ભોગવવાં પડે છે. પણ તેમાં તે ઊતરી જતો નથી: મૂળની ખાનદાની એના લોહીમાં છે, તેને તે સહજભાવે ખીલવે છે. રોટલાના વાખા છતાં, તે જીવનમાં તેને માટે વલખાં નથી મારતો, પણ સેવા ને પરોપકારનાં કામોમાં જીવને જોખમે પણ ઝૂઝે છે. અલબત્ત, એની છાપ સામા પર પડે જ—તેનો જીવન-માર્ગ સરળ થતો જાય છે.

બાપ દારૂમાં ને દારૂમાં ગુજરી જાય છે. નબાપો ગીબી એક ખેડુ કુટુંબમાં સમાય છે; ઘરની વૃદ્ધા એને પુત્રવત્ સંઘરે છે. વૃદ્ધા એક ઉમદા ખ્રિસ્તી બાઈ છે.

ગીબીના શરૂના દુખી દહાડામાં કાંઈક સાથ દેતી ને સંસર્ગમાં આવેલી એક બાઈ છે, એ એક ઊતરી જાતનું સ્ત્રીપાત્ર છે. તે પણ ગીબીના સેવાજીવનથી તો પ્રભાવિત થાય જ છે, એમ લેખક બતાવે છે.

વાતનો અંત સુખમાં આવે છે. એક પાદરી ગીબીના એક સગાનું ઉત્તરાધિકાર તેને અપાવે છે. મુફલીસ ગીબી સર ગીબી થાય છે.

મૂળ લાંબી વાતનો ચોથાથીય ઓછા ભાગમાં આ સાર છે. વાર્તા કહેવાને હિસાબે પ્રકરણો પાડી, તે લેખકે કહી છે. નીવડી ચૂકેલી અને ઉમદા પરદેશી નવલકથાઓને આમ આપણી ભાષામાં ઉતારવાનું કામ જરૂરી છે. કેટલાક આવી વાતોનાં આપણા દેશકાળમાં વેશાંતર કરે છે. એ કદાચ અઘરું હોવા ઉપરાંત વિરસેય બને. આ ચોપડી વેશાંતર નથી, પણ મૂળનો સાર છે. સારમાં પણ કથાકારની કલા જો ભળે તો આવા 'સારાનુવાદો' પણ સરસ સાહિત્ય બને. નાનાં મોટાં સૌ વાચકોના હાથમાં મૂકી શકાય એવી આ વાત આવકારપાત્ર છે.

**ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ**—લેખક: ગોવિંદરાવ ભાગવત. પ્ર૦, ગુ૦ વ૦ સોસાયટી, અમદાવાદ. પા. ૧૮૪ કિં. ૧-૦-૦.

લગભગ એક સૈકા બાદ જાણે પાછું દેશનું વાતાવરણ ૧૮૫૭ના દિવસો નવે દેહે અવતરતા દેખાતું હોય, એવો રંગ આજે ચાલે છે. તે દિવસોની ભાવના લઈને કામ કરનારી આઝાદ ફોજ પણ બની; અરે, લક્ષ્મીબાઈનું નામ લઈને સશસ્ત્ર સ્ત્રી-સેના પણ તેમાં તૈયાર થઈ! તેવે વખતે આ પુસ્તક લોકપ્રિય થશે. લેખકે તે સ્વતંત્ર રૂપે લખ્યું છે. શૈલી સામાન્ય વાચકને ગમે એવી, ભાવનાના જોશવાળી અને પ્રવાહી તથા રાષ્ટ્રપ્રેમના ઉદ્રેકભરી છે. આથી એક કથાની પેઠે તે વાંચી શકાય છે. ઇતિહાસની હકીકતોની વફાદારી સાચવવાની પૂરી ચીવટ લેવામાં આવી છે.

કથા વાંચતાં લક્ષ્મીબાઈની વીરતાની છાપ મન પર પડે છે. મનમાં એમ થાય છે કે, આ રાણીની પેઠે જ હિંદનાં બીજાં સ્ત્રી-પુરુષો તે કાળે ઝૂઝ્યાં હોત તો! પણ એ આ પુસ્તકનો પ્રશ્ન નથી. લેખક આપણા ઇતિહાસની આ વીરાંગનાની ચરિતકથા કહેવા તાકે છે. રાણી પોતાના કામમાં કેમ ન ફાવી, તે જ બળવાખોર રાણી શરૂનાં વર્ષોમાં શું કામ અંગ્રેજોને રાજી રાખીને વર્તે છે. તે કાળના હિંદને પરદેશીઓના હાથમાંથી ઉગારવું હોય તો કયો રસ્તો કામિયાબ થાય,—આવા પ્રશ્નો કદાચ રાણીને ઊઠ્યા પણ ન હોય; લેખક તેમાં પડતા પણ નથી. બલ્કે લેખક અંતે આજની આપણી અહિંસક બળવાની પદ્ધતિમાં શ્રદ્ધા વ્યક્ત કરે છે. તે આ કથા દ્વારા એ બતાવવા ચાહે છે કે, એક યુવતી પણ ત્રણેક વર્ષના ટૂંકા ગાળામાં કેવાં પરાક્રમ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪


## વિદ્યાપીઠના સ્નાતકોને

[આચાર્ય કૃપાલાની જાનેવારી માસમાં અમદાવાદ આવ્યા ત્યારે વિદ્યાપીઠના સ્નાતકો વગેરેને મળ્યા હતા. તે વખતે તેમણે એમની આગળ જે વાતચીત કરી હતી, તેનો સાર આપવાનું આ અગાઉ એક અંકમાં કહ્યું હતું. તેમની વાતચીતનો કેટલોક ભાગ છાપાંમાં આવ્યો હતો, તે જોઈને તેમાં તેમણે સુધારોવધારો કરી આપ્યો, તે ઉપરથી આ સાર તૈયાર કર્યો છે. —મ૦]

તમને, આ સંસ્થાને અને તેની આસપાસના વાતાવરણને જોઈને મને હજારો વિચારો આવે છે. કારણ કે જિંદગીનાં પાંચ વર્ષ મેં અહીં તમારી સેવામાં ગાળ્યાં છે. એ સમયને હું જીવનનો સહુથી ઉત્તમ સમય ગણું છું. તમારા બધાની પાસે આવ્યો તે પહેલાં પણ હું અધ્યાપક હતો. પણ ત્યાં અને અહીં કામ કરવામાં બહુ ફરક લાગતો હતો. અહીં તો હું અને તમે બધા આઝાદ હતા. અને તે મારી જુવાનીનો પણ કાળ હતો.

વિદ્યાપીઠમાંથી ગયા પછી મેં એવું એક પણ મોટું કામ કર્યું નથી કે જે માટે હું મારી જાતને ધન્ય ગણું. તે વખતે જે વાતો કરી હતી તે આજે કરી શકતો નથી. એનું કારણ મને ખબર નથી. એ જમાનો પણ બદલાઈ ગયો છે. એવો મોકો પણ હવે નથી. પણ ગમે તેમ, એ વાતો જે રીતે અને જેવી કરી તેવી હવે નહિ કરી શકું. એ જોશ પણ નહિ આવે. લાગે છે કે, મારામાંથી અને સંજોગોમાંથી, આ સંસ્થામાંથી અને વાતાવરણમાંથી કંઈક ચાલ્યું ગયું છે.

મારી પાસે જે કંઈ હતું તે બધું મેં તમને આપી દીધું છે. એથી વધુ કાંઈ જ મારી પાસે નહોતું. જતી વખતે પણ મને થતું હતું કે, હવે મારી પાસે કંઈ નથી, હતું તે આપી દીધું છે. સમય પૂરો પાકી ગયો ને હું ચાલ્યો ગયો. પણ તેનાં સંસ્મરણો રહી ગયાં છે.

તમે લોકો વિદ્યાપીઠને સજીવન કરવા ચાહો છો. પણ વિદ્યાપીઠ તો ગુજરાતમાં સમાઈ ગઈ છે. એથી એને સજીવન કરવાની શી જરૂર છે? ગુજરાતના ઘડતરમાં તમે બધાએ ફાળો આપ્યો છે. હું જ્યારે અહીં અધ્યાપક હતો ત્યારે માનતો હતો કે, વિદ્યાપીઠ ગુજરાતના ઘડતરમાં જરૂર પોતાનો ફાળો આપશે. મને લાગે છે કે એ ફાળો અપાયો પણ છે. વિદ્યાપીઠે કરેલું કાર્ય દિવસે દિવસે વધતું જશે, ઘટતું નહિ જાય. એટલે વિદ્યાપીઠ હોય કે ન હોય, તેની ચિંતા કરવી ન જોઈએ. સંસ્થાનું કામ થઈ ગયું એટલે એ બંધ થઈ, એમાં દુ:ખની કાંઈ વાત નથી. કારણ કે, જે કામ થઈ જાય છે તેની અસર તો રહેતી જ હોય છે. એટલે આ બાબતમાં હું કંઈ સલાહ આપી શકતો નથી.

તમે વિદ્યાપીઠને જૂના રૂપમાં સજીવન નહિ કરી શકો અને નવા રૂપમાં કરશો તો એ જૂની વિદ્યાપીઠ નહિ હોય. નદીમાંથી જે પાણી વહી જાય છે તે ફરી વહી શકતું નથી. એ તો દરિયામાં જે મળી ગયું તે ગયું.

પણ એ જરૂરી છે કે, મકાનો અને પુસ્તકાલયનો ઉપયોગ થવો જોઈએ; અને સેવકો પાસે એવું કામ હોવું જોઈએ કે જે પ્રજાની હાલની જરૂરિયાતો સાથે સંબંધ હોય. એ માટે હું તમને એક સલાહ આપું છું. મને જે અત્યારે સૂઝે છે તે કહું છું. અહીંયાં કેળવણીની સંસ્થાઓ ઘણી છે. એ કામમાં પડવાની હવે તમારે જરૂર નથી. પણ તમે હવે અહીં એક છાત્રાલય શરૂ કરી શકો. અને તેમાં એવા છાત્રોને દાખલ કરો કે જેમને ગાંધીજીના રચનાત્મક કાર્યમાં પૂરેપૂરો વિશ્વાસ હોય અને જે એ કરવા માગતા હોય. ગુજરાત કોલેજમાં ભણતો વિદ્યાર્થી ત્યાં રહીને રેંટિયો નહિ કાંતી શકે, અને કાંતશે તો સૌ એની મજાક ઉડાવશે. કાંતવા માગતા એવા વિદ્યાર્થીઓને કોઈ પ્રકારનું ઉત્તેજન ત્યાં નહિ મળે. તે પ્રૌઢશિક્ષણનું કામ કરવા માગતો હશે તો તેમાં પણ ત્યાં એને ઘણી મુશ્કેલ પડશે. ઘણા વિદ્યાર્થીઓ — યુવાનો એવા છે કે જેઓ ગાંધીવિચારસરણી સમજતા હોય છે અથવા તો સમજવા કોશિશ કરતા હોય છે. પણ એમ ખાલી સમજવાથી કે સમજવાની કોશિશ કરવાથી કંઈ વળતું નથી. જે એ પ્રમાણે કામ કરવા માગે છે તેનાથી જ એ થઈ શકે છે. કામ કરવાથી જ તેનો પ્રકાશ સાંપડે છે. ગીતા વાંચવાથી જ એનો ખ્યાલ નથી આવતો. એ તો એ પ્રમાણે આચરવાથી જ આવે.

એટલે એવા વિદ્યાર્થીઓ મળી આવે કે જે ગાંધીજીના વિચારો પ્રમાણે કામ કરવા માગતા હોય, પણ તેઓને તેમ કરવાની તક મળતી ન હોય, તેવાઓને એ ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત કરવાની તક મળે તેમાં તમે બધા મદદ કરો. એવાઓને અહીં લાવીને રાખો. બાપુજીના આદર્શો મુજબ જીવન ઘડવા એવા લોકો અહીં આવીને રહે તો, લાગે છે કે, સંસ્થાના આ મકાનનો સારો ઉપયોગ થયો ગણાશે. એવા વિદ્યાર્થી ૨૫ ૫૦-૧૦૦ તૈયાર કરી શકો તો તમે જે કરવા માગો છો તે કરી શકશો. તે સાથે એય યાદ રાખજો કે, નદી પાર કરવી હોય તો તેના પ્રવાહ સાથે થોડુંક ખેંચાવું પડે છે, અને તો જ તેને પાર પણ કરી શકાય છે.

એટલે, ગાંધીજીના વિચારો અને આદર્શો સમજે એવા શક્તિશાળી વિદ્યાર્થીઓને અહીં લાવીને રાખો અને એમને બાપુજીની તેજસ્વી અહિંસા શીખવો.

હમણાં કલકત્તામાં મને કેટલાક છૂપી સંસ્થાઓવાળા મળ્યા હતા. એમને મેં કહ્યું, તમે બધા મહાત્માજીના સાચા અનુયાયી બની શકો એવા છો. સાચી અહિંસા સક્રિય હોય; નિષ્ક્રિયતા લાવે તો તે હિંસા છે, ચેતન નથી. ગાંધીજીમાં અહિંસાની ચેતનમય શક્તિ છે, સક્રિય ઉગ્રતા છે. એટલે જ તેમણે વાઇસરૉયને સંભળાવ્યું કે, તમે સૈનિક છો તો હુંય સૈનિક છું; તમે હિંસાના સૈનિક છો, હું અહિંસાનો સૈનિક છું તેઓ જ્યારે બોલે છે ત્યારે સાંભળનારાઓમાં નિષ્ક્રિયતા નહિ, પણ સક્રિયતા, ઉગ્રતા પ્રગટાવે છે. ગાંધીજીના વિચારોને બે બાજુ હોય છે. એક બાજુ નિષ્ક્રિય હોય છે, ત્યારે બીજી સક્રિય ઉગ્ર જ્વાળામુખી જેવી હોય છે. અહિંસાની એક બાજુ શાંત અને નિષ્ક્રિય છે અને બીજી બાજુ જ્વાળા જેવી છે. એમ જ પ્રેમ તથા સત્યની પણ બે બાજુ હોય છે.

એટલે કહું છું કે, મહેરબાની કરીને અ-હિંસામાંથી 'અ' (non-)નો ખોટો અર્થ કાઢી નાંખો અહિંસા કેવળ નકારરૂપ નથી. જો એના નકારરૂપ ઉપર જ નર્યો એકાંગી ભાર મૂકવામાં આવે તો અહિંસા ભ્રષ્ટ થઈ મૂઢાગ્રહ, હિંસા અને દ્વેષરૂપ જ બની રહે અહિંસાનું હકારરૂપ પ્રેમ છે. જે માણસમાં પ્રેમ નથી તેની જિંદગી અહંતાભરી હોય છે; તે માણસ કોઈનું ભલું કરી શકતો નથી, પણ ઊલટું પોતાને અને બીજાને નુકસાન કરે છે. અહિંસા એટલે જ પ્રેમ. જેનામાં પ્રેમ ભર્યો હોય છે તેનું વદન હમેશ પ્રફુલ્લિત હોય છે, તેના વદનમાંથી તેજ સ્ફુરતું હોય છે. ગાંધીજીને જુઓ. કેવો પ્રેમ તેમના વદનમાંથી નીતરતો હોય છે! એમની પાસે નાનું બાળક પણ જાય છે, અને પરદેશી લોકો પણ જાય છે. અને ત્યારેય તે બસ હસતા ને હસતા જ હોય છે. તેમનો પ્રેમ સામા માણસના હૃદયમાંથી પણ સ્ફુરણા જગાડે છે. ગાંધીજી લોકો પાસેથી કંઈ લઈ લેતા નથી, પણ આપતા હોય છે. મહાત્માજીના જે અનુયાયીમાંથી પ્રેમ સ્ફુરતો નથી, તે કેવળ નકારરૂપવાળો છે. હસમુખો ચહેરો જુઓ તો સમજજો કે એનામાં ગાંધીજીનો કાંઈક અંશ છે.

સત્ય અને અહિંસાનું એક બીજું તત્વ છે; આ ભુલાવું ન જોઈએ. એ છે બુદ્ધિતત્ત્વ. સામાન્યપણે આપણને એમ શીખવવામાં આવે છે કે, સત્ય અને બુદ્ધિ સાથે સાથે હોય એમ નથી. પરંતુ સત્ય અને અજ્ઞાને પરસ્પર ઘાતક છે. એક સારો દાખલો લો — હકીકતનો રિપોર્ટ કરવાનો છે. એક અજ્ઞાન માણસ તે બરોબર નહિ કરી શકે. અજાણપણે તેના કહેવામાં કાંઈક દબાઈ જશે તો કાંઈકમાં અત્યુક્તિ થઈ જશે. તેણે જો બરોબર હકીકતો રજૂ કરીને કહેવું હોય, તો તેનું મગજ વ્યવસ્થિત કામ કરવા માટે કેળવાયેલું હોવું જોઈશે. તેમ જ અજ્ઞાનીના હાથમાં અહિંસા પણ અહિંસા નહિ રહે; તેનું હાર્દ ઊડી જશે, ખાલી નિર્જીવ ખોખું કે તેનું હાસ્યચિત્ર જ રહેશે. દરેક ચુસ્ત જૈન અહિંસાને માને છે ને પાળે છે; પણ તે પોતાની માન્યતાઓ અને કાર્યો પર બુદ્ધિનો પ્રકાશ પાડતો નથી; પરિણામે તેની અહિંસા ઊતરી જઈ હસવા જેવાં રૂપ ધારણ કરે છે. તેથી, એમ માનવું કે, ગાંધીજીનાં અહિંસા અને સત્યની અજ્ઞાન કે બુદ્ધિહીન લોક સેવા કરી શકે, એ તો બેહૂદું છે. બાઇબલમાં કહ્યું છે, "હોલા જેવો નિર્દોષ અને સાપ જેવો ચતુર હું થા." આમ કહેનાર સત્ય અને અહિંસાના મૂર્તિ સમાન ક્રાઈસ્ટ હતા. ગાંધીજીમાં બુદ્ધિગુણ રહેલો છે કે જે ઘણી વાર એમના સામાવાળિયાઓને હંફાવે છે. સત્ય અને અહિંસામાં કાંઈક મૂર્ખાઈ હોય છે એમ તેઓ માનીને ચાલે છે. પણ ગાંધીજી જેવના પોતાના વ્યવહારમાં જ્યારે તેઓ આ જોતા નથી, ત્યારે અકળાઈને નવાઈ પામે છે. તેથી જ તેમાંના ઘણા એમને વાંકાબોલો મુત્સદ્દી માને છે.

ગાંધીજીએ ખાદીનું કામ બતાવ્યું તેને તમે ડોશીઓનું કામ બનાવી શકો છો. પણ એ જ ખાદીને તમે એવું કામ પણ બનાવી શકો છો કે રેંટિયાના એક એક આંટાએ તમે ક્રાન્તિ પ્રગટાવી શકો. મહાત્માજી જે જૂની લાગતી વાતો કરે છે તેમાં કાંઈક સજીવ સક્રિય તત્ત્વ રહેલું જ હોય છે, કે જે એ કાર્યને ઉગ્ર – 'ડાઇનૅમિક,' અંતર્ગત મહાશક્તિવાળું અને સક્રિય વાસ્તવિક બનાવે છે.

ગાંધીજીના વિચારોનો આપણે હ્રાસ કરી રહ્યા છીએ એટલે મારે આ કહેવું પડ્યું છે.

પહેલાં આપણા ઉપર અંગ્રેજી વિચારોનો હલ્લો થતો. શેઠનો ગુલામ પર હુકમ હોય એ રૂપે એ આપણા પર આવતા. ગુલામનો સ્વભાવ હોય છે કે, તે શેઠના હુકમમાં શંકા-નજર જ રાખે. આથી કરીને, અંગ્રેજી વિચારો, તથા કાર્યોના એ હલ્લા સામે થવાનું હિંદને માટે સહેલું

હતી. પરંતુ આજે એમાં ફરક થયો છે; આજે નવો પશ્ચિમી વિચાર આપણા પર આવી રહ્યો છે. ગુલામને તેના શેઠના હુકમરૂપે તે નથી આવતો. તે આવે છે નવા, આગળ વધેલા અને વૈજ્ઞાનિક વિચારના લેબાશમાં. પહેલા હલ્લાને આપણે ગાંધીજીની નેતાગીરી તળે પાછો વાળ્યો. તેમ જ આ નવો હલ્લો છે તેનો પણ આપણે સામનો કરી શકીએ. તે માટે આપણે ગાંધીજીની વિચારણા અને સત્ય-અહિંસાથી લડવાની તેમની સત્યાગ્રહી પદ્ધતિ અપનાવવાં જોઈએ. ન્યાય અને શાંતિના પાયા પર નવી દુનિયા સ્થાપે એવી નવક્રાંતિ એ જ રસ્તે આવી શકે એમ છે; સશસ્ત્ર યુદ્ધ અને હિંસાથી નહિ. પશ્ચિમનો નવવિચાર નવી દુનિયાને યુદ્ધ અને હિંસાનાં આ બે સાધનોથી સ્થાપવા ચાહે છે. એ તો જૂના ધંધાને નવા લેબાશ આપવાની વાત છે. એમાંથી કાંઈ જ વળવાનું નથી.

હું બાપુ પાસે આવ્યો તે પહેલાં, મને લાગતું કે, મારી પાસે ઘણું છે ને ઘણું હું જાણું છું. પણ તેમની સાથે કામ કર્યા પછી મને લાગ્યું કે, એ જાણે છે તેટલું હું નથી જાણતો. એટલે રાજકારણ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર બધું હું ફરી ભણ્યો અને તેમાંથી મને પ્રકાશ મળ્યો છે.

બાપુજી પાસેથી જે કાંઈ થોડો વખત શીખવાનું મળ્યું તે પરથી મને એક વાત સમજાઈ છે અને તે એ કે, બાપુ જે કહે છે તેમાં કાંઈ ને કાંઈ ગૂઢ તત્ત્વ હોય છે. કેટલાક નવજુવાનોને તો તેમાં કાંઈ ને કાંઈ પ્રત્યાઘાતી હોવું જોઈએ એમ લાગે છે! પાયાની કેળવણી પર એક ચોપડી મેં લખી છે એ તમે જાણો છો. એ મેં કેમ લખી તે કહું. હું જાણતો હતો કે, બાપુ જે કાંઈ કહે છે તેમાં કાંઈ ને કાંઈ તત્ત્વ હોવું જોઈએ. આથી શિક્ષણના ઇતિહાસના મારા અભ્યાસનું હું પુનરાવર્તન કરી ગયો; ને એમ કરતાં મને જડ્યું કે, આ માણસ દેશ આગળ જે રજૂ કરે છે તે તો શિક્ષણની સૌથી વધુ વૈજ્ઞાનિક અને અદ્યતન પદ્ધતિ છે! મૉન્ટેસોરી, ડૉલ્ટન વગેરે ક્રિયા દ્વારા શિક્ષણની પદ્ધતિઓ અધૂરી જે વાત કહે છે તે દિશામાં જ બધી જનારી છે. ગાંધીજીની રીત નવો જ પ્રકાશ ફેંકે છે.

મહાત્માજીની યોજનાઓ મૂર્ખતાભરી, જુનવાણી કે અવૈજ્ઞાનિક હોય છે એ મનોગ્રહ દૂર કરો અને તેમાં જુઓ તો તમને કાંઈ ને કાંઈ નવો જ પ્રકાશ સાંપડશે. ખુલ્લા દિલે જો ગાંધીજીની ફિલસૂફી તરફ જઈએ, તો આપણે (પ્રો. કાંતવાળાની) 'ગાંધીઝમ રી-કન્સિડર્ડ' જેવી ચોપડીઓ ન લખવી પડે. તેના લેખકે ગાંધીજીના વિચારો વિષે જે વલણ પહેલાં લીધું હશે તેમાં તેને ફરી વિચાર કરવો પડ્યો હોય, એ તદ્દન બનવા જોગ છે. તો વધારે યોગ્ય એ હતું કે તે સાફ કહે કે, હું મારી વિચારસ્થિતિ ફરી તપાસું છું. જો બધી બાજુથી ને પૂર્ણપણે ગાંધીજીની વિચારણાનો અભ્યાસ કરવાનો પ્રયત્ન શરૂથી જ થાય, તો તેમાં કાંઈ જ ફરી તપાસવાપણું નથી. આપણે યાદ રાખવું જોઈએ કે, ગાંધી મહાન પ્રતિભામૂર્તિ છે. પુસ્તકોનો અભ્યાસ કરીને કંઈક વિચાર કાઢે, અને પ્રતિભામૂર્તિ — 'જીનિયસ' — કંઈ વિચાર કાઢે, એમાં હમેશાં ફેર હોય છે. એ તો ભણેલો માણસ કાવ્ય લખે ને કાવ્યની કુદરતી બક્ષિસવાળો માણસ કાવ્ય લખે, એ બેમાં જે ફેર હોય છે, તેના જેવું છે.

ગાંધીજી જે કંઈ વાત સામે મૂકે છે તે એક આખી વસ્તુનું મધ્યબિંદુ હોય છે. અર્થશાસ્ત્રનું મધ્યબિંદુ તેમણે મૂક્યું કે, દરેકને ખાવા પહેરવા જોઈએ. એમાં આટલી વસ્તુ રહે છે કે, દુનિયાની પાર્થિવ વસ્તુઓ એટલી બધી ન હોવી જોઈએ કે જે સત્યને અસત્ય બનાવી દે અને ભારરૂપ બને. ગરીબાઈ પણ એવી ન હોવી જોઈએ કે જે સત્યને અસત્યમાં પલટાવી નાંખે. કેટલી 'રોટી'ની જરૂર છે અને કેટલી નહિ, એ એમાં આવી જાય છે. એવી રીતે રાજકારણનું મધ્યબિંદુ અહિંસા છે એમ તેમણે કહ્યું છે. આમ ગાંધીજી દરેક વસ્તુનું મધ્યબિંદુ પહેલાં રજૂ કરે છે, તે પછી એની પાછળના પ્રમેયો — ઉપસિદ્ધાંતો — રજૂ કરે છે. તે પછી એનું વ્યવહારુ કામ કરી બતાવે છે કે તરત જ લોકો એ શાસ્ત્ર સમજી જાય છે.

જૂના જમાનામાં માણસોમાં ત્રણ દોષો હતા, જે આજે કદાચ જોવામાં નહિ આવતા હોય. જૂના જમાનામાં ઉદાત્ત મનના માણસો ઝીણી ઝીણી બાબતો પ્રત્યે ઉપેક્ષા સેવતા હતા; આજના ઉદાત્ત મનના માણસો ગાંડો અમિતાચાર કરે છે. જૂના જમાનામાં ગૌરવશાળી માણસો ધીરગંભીર હોતા; આજના ગૌરવશાળી માણસો ઝઘડાળુ અને અવળચંડા હોય છે. જૂના જમાનાના બેવકૂફો આખાબોલા હતા; આજના બેવકૂફો નર્યા ધૂર્ત હોય છે.

—કૉન્ફ્યૂશિયસ

# કેન્દ્રણ વિ૦ વિકેન્દ્રણ

છાપાંમાં એક એવી ખબર આવી હતી કે, સરકારે અનાજની માપબંધી કરી તેને સારુ તેનો સંઘરો કરવામાં ૧૪ લાખ ટન ઉપર અનાજ દર વર્ષે ઉંદર ઇ૦ ખાઈ જાય છે! સામાન્ય શાંતિના સમયે સરકાર અનાજ આ પ્રમાણે સંઘરતી નથી — તેને સંઘરવું પડતું નથી. તે બધું વેપારીઓ અને લોકોનાં ઘરોમાં આપોઆપ ગોઠવાઈ જાય છે. તેમની પાસે તેને બરોબર સાફસૂફ કરીને રાખવાની આવડત અને સવડ હોય છે. તે બગડે એ તેમને પાલવે પણ કેમ?

પણ સરકારનું એવું નથી. અનાજ સરકારના ભંડારોમાં એમ ન જ સચવાય. તે બગડે કે સુધરે તેની કોને પરવા પડી હોય! સાર્વજનિક એટલે કોઈનું નહિ, એ સામાન્ય વ્યાખ્યા ચાલતી હોય છે. સરકાર ધારે તોય તે ઘર જેવું સુધારીને રાખી ન જ શકે. પરંતુ લડાઈની તંગીમાં માપબંધી જેવી વ્યવસ્થા તેણે કરવી જોઈએ, નહિ તો ગરીબ લોક — એટલે કે મોટા ભાગની વસ્તીને અનાજ ન મળી શકે. આ વસ્તુ 'આપણે અનુભવે જોઈ છે ને પરિણામે લાખો લોક વગર મોતે મરી ગયા.

પણ, આ નીતિથી પેલા ૧૪ લાખ ટન બગડે છે, એ તો ખટકે જ છે. એ પણ યુદ્ધની એક અનિવાર્ય હાડમારી જ માનવી? સરકારે જોઈની આવડ મેળવી ન લીધી, કેમ કે તે એજવાબદાર પરદેશી હતી. ખેર. હવે એ પ્રકરણ પર પડદો પડતો જાય છે.

પણ આ ઉપરથી જે એક વાત તરફ ધ્યાન ખેંચવું છે તે કેન્દ્રણ વિ૦ વિકેન્દ્રણ* અંગે. ઘેરઘેર અનાજ ચળાઈ, વિણાઈ, છડાઈ, ઊપણાઈને સંઘરાય; વેપારી તેની આવડતે પોતાનો ભંડાર રાખે; — આ બધી પાર વિનાની વિકેન્દ્રિત મજૂરીનાં બહુ દામ ગણાતાં નથી. તે કરવામાં કેન્દ્રિત કામના જેવી ધમાલ પણ નથી હોતી. પણ તે બધી કેન્દ્રિત થાય ત્યારે દામ ખૂબ ખર્ચવાં પડે છે — સરકારને તેના નોકરો અને ભંડારો પાછળ ઉપરાંત, ૧૪ લાખ ટનનો બગાડ પ્રજાએ વેઠવો પડે છે. દુકાળમાં અધિક માસ જેવું જ એ ને?

આમાંથી ગાંધીજીની વિકેન્દ્ર અર્થવ્યવસ્થાનો એક મોટો મુદ્દો સ્પષ્ટ થાય છે. સામાન્ય અર્થશાસ્ત્રમાં દામથી ગણવામાં આવતા ઉદ્યોગો જ વિચારાય છે પણ અનેક ઘરની અંદર થતાં નાનાં મોટાં સંખ્યાબંધ કામો રોજ થાય છે, જે આ અર્થવ્યવસ્થામાં આવતાં નથી. આ કામો જો ગણવા બેસીએ તો પાર વિનાનાં છે. કોઈ પણ ઘરની સવારથી દિનચર્યા તપાસતાં એ માલૂમ પડશે. પણ એ જો કેન્દ્રિત થાય તો ભારે મોટો આર્થિક પ્રશ્ન ઉપસ્થિત થાય. દા. ત દળવાનું કામ ઘેરઘેર થાય તો યંત્ર-ઘંટીનો ઉદ્યોગ ન જામે. યંત્ર-ઘંટીના લોટની આરોગ્ય વિષયક પંચાતો જાગે એ તો વળી નોખો જ વિષય થયો. આપણે તો અહીં માત્ર એક અર્થવ્યવસ્થા પૂરતો જ વિચાર કરીએ છીએ.

આવાં કામોને જૂની પરિભાષામાં યજ્ઞકર્મો કહ્યાં છે. એટલે અર્થવ્યવસ્થાના વિચારમાં બે નહિ, ત્રણ પ્રકારનાં કામનો વિચાર, ખરું જોતાં, થવો જોઈએ :—

૧. મોટા કેન્દ્રિત યંત્રઉદ્યોગો
૨ નાના વિકેન્દ્ર ગૃહઉદ્યોગો
૩. જાતમહેનતનાં અનેક નાનાં યજ્ઞકર્મો

પહેલાં બે કામો કદાચ કેવળ આર્થિક બની શકે. એ રીતે તે મનુષ્યને માત્ર લોભી કે દગાબાજ યા પાજી પણ બનાવી શકે. ગણતરીબાજ તો એ થાય જ. પરંતુ ત્રીજા પ્રકારનું કર્મ એથી નોખી ભાતનું છે. તે માનવી ગુણો માગે છે. તેથી તેમાં કેળવણી રહેલી છે. પરસ્પર પ્રેમ અને મદદનું તત્ત્વ તેમાં છે, આરોગ્ય માટે જરૂરી સંભાળ તે દ્વારા જ લઈ શકાય છે. જેમ કે, ગમે તેટલી યુક્તિ સરકારી અનાજ-ભંડારીઓ કરે, તેઓ એટલું સ્વચ્છ અન્ન ન આપી શકે કે જેવું લોક ઘરમાં રાખવાથી ખાતા હતા. મોટું કારખાનું થયું એટલે અમુક અસ્વચ્છતા, અમુક જડાપણું, વગેરે આવે જ છે. તેથી જ બને તેટલું ઓછું કેન્દ્રણ કરવું, એમાં આર્થિક અને સાંસ્કૃતિક બેઉ રીતે લાભ છે એમાં માન-જીવનનાં વધુમાં વધુ મૂલ્યો સાચવવાને કામ કેળવવાની ગુંજાશ વધારે મળે છે, એ તો ઉઘાડું છે. તેથી, જે સંસ્કૃતિઓ માનવજીવનને મુખ્ય રાખીને ચાલી છે, ત્યાં અર્થવ્યવસ્થામાં વિકેન્દ્રણ બને તેટલું વધારે સચવાયું જ છે. જુઓ ચીન અને હિંદનો જીવનવ્યવહાર.

ચાલુ યુદ્ધે આ બાબતમાં કેન્દ્રણ સામે આ રીતે અનેક પાઠો આપેલા છે. યુદ્ધ પોતે એકકેન્દ્રી ઉદ્યોગ (!) થવાથી કેવો ઘાતક અને અસાંસ્કૃતિક મહામારી જેવો ધંધો બની ગયો છે! પશ્ચિમી કેન્દ્રણ-દૃષ્ટિમાં બધું જ મોટાં તોસ્તાન બની બેસે, — બહિયારાનું પણ. — તેમ જ યુદ્ધના પણ હાલ થયા છે. અને આ દાવાનળ એવો તો આગળ વધે છે કે દરિયાનાં પાણી પણ તે ઓળંગી જઈ બધે જ પહોંચે છે. છતાં એમાંથી ઊગરવું તો જોઈએ. તે માટે એક માર્ગદિશા તો આ છે જ કે, આ કેન્દ્ર-ઉદ્યોગો મર્યાદિત રહે, વિકેન્દ્ર-ઉદ્યોગો વધે, અને અને યજ્ઞ-ઉદ્યોગો નિરંતર અને સમજ તથા જ્ઞાન પૂર્વક પ્રજા ચલાવે. ગાંધીજીની અર્થનીતિનો જ એક અંશ આ છે એમ કહી શકાય.

મ૦

૧૦-૪-'૪૬

* 'કેન્દ્રીકરણ' અને 'વિકેન્દ્રીકરણ' જેવા લાંબા શબ્દો માટે આ ટૂંકું રૂપ યોજ્યું છે.

# ઑફિસ-પદ્ધતિ વિ૰ ગ્રામસેવા-પદ્ધતિ

'ગ્રામસેવા-પદ્ધતિ' એ જરા વિચિત્ર શબ્દપ્રયોગ છે. પરંતુ, આજ સુધી આપણે ખાદીકામ 'ઑફિસ અથવા દુકાન' પદ્ધતિએ કર્યું છે, તેનાથી હવેની નવી પદ્ધતિ જુદી તરી આવે તે માટે તેને કંઈક આવું નામ જ આપવું જોઈએ.

ખરું છે કે, આપણી ખાદીનું મૂળ તો સ્વરાજ્ય ભાવનામાં જ હતું. "મારા એક હાથમાં ખાદી મૂકો અને બીજા હાથમાંથી સ્વરાજ્ય લઈ લો", "સૂતરને તાંતણે સ્વરાજ્ય", એવાં એવાં ગાંધીજીનાં વચનોની પ્રેરણાથી જ આપણે ખાદીકામમાં જોડાયા હતા. પણ પછી ખાદીકામ કરવા બેઠા અને તપસીલોમાં ઊતર્યા ત્યારે આપણે સ્વરાજ્યના વિચારને ભૂલી ગયા અને કેવળ લૂખીસૂકી ખાદી જ બનાવવા ને વેચવા લાગ્યા.

મૂળ કલ્પના એવી હતી કે, લોકોને આપણે શુદ્ધ સ્વદેશી અને ઘરમાં જ ઉત્પન્ન થતા કાપડના આગ્રહી બનાવીશું, એટલે તેઓ વિદેશીઓના શોષણમાંથી એ બાબતમાં છૂટશે, અને એવી મોટી બાબતમાં છૂટવાનો પ્રયત્ન કરશે એટલે આપોઆપ તેમને સમગ્ર જીવનમાં વિદેશીઓના પાશમાંથી છૂટવાનો ઉત્સાહ ચડશે. પણ આપણે તપસીલમાં ઊતર્યા એટલે આપણે શું કર્યું? ઑફિસ ખોલી, કારકુનો રાખ્યા, કાંતનારા ને પીંજનારા ને વણનારા મજૂરો રાખ્યા, ખાદી બનીને આવે તેને શહેરોમાં મોકલી, ત્યાં આકર્ષક ભંડારો ખોલ્યા, સુંદર જાહેરાતો કરીને અને વાચાળ વેચનારાઓને રોકીને તે વેચવા લાગ્યા.

આ આખો વ્યવહાર કોઈ પણ કુશળ વેપારી કરે તેવો હતો. એમાંનું કશું જ સ્વરાજ્ય સાથે સંબંધ રાખતું નહોતું. એ ઑફિસ કે દુકાનપદ્ધતિનું ખાદીકામ હતું.

પણ આપણો વેપાર બીજા વેપારીઓના જેવો સફળ થઈ ન શક્યો. તેઓ તો બજારની રૂખ જોઈ જ્યારે જે વેપારમાં ફાયદો દેખે તે કરવા મંડે: આજે દૂધની ડેરી ચલાવતા હોય તો આવતી કાલે ચામડાં કમાવવા મંડ્યા હોય, પરમ દિવસે વળી વાસણનું કારખાનું કાઢે તો પેલે દિવસે જમીન રાખીને ખેતી કરાવવા લાગે, તો પાંચમે દિવસે કાંતવા વણવાનું કારખાનું ઊભું કરે. અને તક મળી જાય તો છઠ્ઠે દિવસે લડાઈનો દારૂગોળો બનાવવાને પણ શો વાંધો? આપણા કાર્યાલય માટે એ રસ્તો ખુલ્લો નહોતો. એટલે જ આપણે સફળ થઈ શક્યા નહિ.

પણ આપણું મગજ આપણી દુકાનપદ્ધતિમાં એટલું લીન હતું કે આપણે નિષ્ફળતાનું ખરું કારણ જોઈ ન શક્યા. આપણી દુકાનદારીમાં જ કંઈક દોષ છે એમ આપણને હમેશાં લાગતું હતું. આપણામાં કેટલાયે વેપારરોજગારના કુશળ ખેલાડીઓ હતા. કેટલાયે નિષ્ણાત આંકડાબાજો અને અર્થશાસ્ત્રીઓ હતા. યંત્રવિદ્યાના જાણકારો પણ હતા. તેઓ એકાદ મિલ કે બીજો કોઈ પણ બાજુ ધંધો સફળતાથી ચલાવી શકે તેવા હતા. પોતાની એ શક્તિનું તેમને અભિમાન પણ હશે. તેથી ખાદીકામમાં નિષ્ફળ જવા માટે તેમને મનમાં મનમાં શરમ થતી હતી. એમાં તેમને પોતાની અક્કલની હાર લાગતી હતી. તેઓ ચારે તરફથી કાર્યાલયમાં સુધારાઓ અને સંશોધનો કરવા વળગ્યા.

પ્રથમ તો તેમણે સસ્તી મજૂરીના પ્રદેશો શોધી ત્યાં ખાદી ઉત્પન્ન કરાવી અને સમૃદ્ધ ભાગોમાં મોકલી વેચવાનું ગોઠવ્યું. છતાં વ્યાપારધુરંધરો મિલની હરીફાઈમાં ખાદીને ઊભી રાખી શક્યા નહિ, કારણ કે મિલો તેમના કરતાં એ બાબતોમાં ગાઉના ગાઉ આગળ હતી, અને વધારામાં તેમને પરદેશી સરકારનો સાથ હતો. બીજી દિશામાં તેમણે સુંદર સફાઈદાર ચરખડાચક બનાવ્યું, બે ત્રાકનો મગનરેંટિયો શોધ્યો, પગે ચાલતી યંત્ર-પીંજણ કાઢી. છતાં સફળતા એટલી ને એટલી દૂર રહી. લાખ રૂપિયાના ઇનામ માટે યાંત્રિકો જેમ જેમ મથતા હતા તેમ તેમ તેઓના નમૂનાઓ મિલના સંચાને મળતા થતા જતા હતા. અને મિલ ઊભી કરવાની તો આપણને મનાઈ હતી.

ઑફિસપદ્ધતિમાંથી આપણને છોડાવવા ગાંધીજીએ ચાર એકથી એક ગોટા પ્રયત્નો કર્યા, પણ તે બધાને આપણે આપણી પદ્ધતિમાં ચતુરાઈથી ઘટાવી લીધા.

એક તો કોંગ્રેસના સભાસદ માટે સૂતરનું લવાજમ. એમણે ધાર્યું કે, સ્વરાજ્યના ઉત્સાહમાં આપણે સૌ જાતે કાંતતા થઈ જઈશું. અને આપણને જોઈને કરોડો પણ જાતે કાંતતા અને ખાદી કરી લેતા થશે. પરંતુ આપણે થોડા જ વખતમાં એ નિયમમાંથી છટકી ગયા. માત્ર કોંગ્રેસના પદાધિકારીઓએ ગમે ત્યાંથી લાવીને ખાદી પહેરવી એટલું જ માંડ માંડ બાકી રહેવા દીધું. આપણે ખાદી કાર્યાલયો ચલાવનારાઓએ મજૂરો શોધી તેમને માટે ખાદી કરાવી આપવા માંડી. મજૂરો ના પાડે તો તેમને વધારે મજૂરીની લાલચ આપી. ખાદી પહેરનારા-ઓને પણ મદદ આપી ખાદી સસ્તી કરી આપી.

ગાંધીજીએ હવે બીજો પ્રયત્ન કર્યો. તેમણે આગ્રહ પકડ્યો કે કાંતનારાઓને પોતાને ખાદી પહેરતા કરવા જોઈએ. તેમણે માન્યું કે આપણે કાંતનારાઓની વચ્ચે તેમના જેવા થઈને વસીશું, તેમના આખા જીવનમાં ઊતરીશું, આપણી સ્વરાજ્યશ્રદ્ધા તેમનામાં ઉતારીશું અને એ રીતે તેમને કાંતવાનો રંગ લગાડીશું. પણ આપણે તેમાંયે આપણી ઑફિસપદ્ધતિ ચલાવી.

કાંતણ-મજૂરીમાંથી કપાત કરી કરીને એમને ખાદી આપવાનો નિયમ કર્યો. નિયમને વશ થઈ એ બિચારાંઓએ થોડીઘણી ખાદી પહેરી. પણ તેમાંથી સ્વરાજ્ય પાસે આવ્યું નહિ.

ગાંધીજીએ વળી ત્રીજો પ્રયત્નો કર્યો — કાંતનારાંઓને ઓછામાં ઓછું કલાકના એક આના પ્રમાણેનું નિર્વાહ-વેતન આપવું. તેમણે ધાર્યું, એમ કરતાં તેમનું જીવન આપણે જરા ઊંચું કરીશું, સાથે આપણું જીવન જરા તેમની નજીક લઈ જઈશું, એ પ્રયત્નમાં સ્વરાજ્યનો રંગ આપોઆપ ચડી જશે. પણ આપણે તેમાંયે ઑફિસ-પદ્ધતિએ વર્ત્યા. કંતામણ વધાર્યું, પણ તે ગભરાતાં ગભરાતાં અને થોડુંક જ. તેમની નજીક તો ન જ ગયા. આપણી બધી શક્તિ અને આવડત મોંઘી ખાદી વેચવા સારુ શહેરના ભંડારો શણગારવામાં વાપરવા લાગ્યા.

પરિણામે સ્વરાજ દૂર જ રહ્યું. ઊલટી ખાદી મોંઘી થઈ અને આપણી મૂંઝવણ વધી.

ગાંધીજીએ છેલ્લો પ્રયત્ન હવે નવસંસ્કરણને રૂપે કર્યો છે. તે એ છે, કે મજૂરો પાસે ખાદી કરાવવી નહિ, પણ સૌએ જાતે કાંતવું અને જાતે પહેરવું. ખાદીનો વેપાર કરવો નહિ, પણ સૌએ પોતે પોતાને જોઈતી ખાદી કરી લેવી. તેમણે માન્યું, જેને સ્વરાજ્યની ભાવના હશે તે જાતે ખાદી કરી લેશે, અને બીજાઓમાં તેવી ભાવના જગાડવાનો પ્રયત્ન કરશે. આજ સુધીના અનુભવથી ગાંધીજીએ હવે એટલી સ્પષ્ટ વાત મૂકી છે કે જેને આંધળો પણ દેખ્યા વિના ન રહે, જેનો અનર્થ કરવો કેવળ અશક્ય છે. તેમાં ઑફિસ-પદ્ધતિનો સંભવ જ રહેતો નથી. છતાં ઑફિસ-પદ્ધતિની ફાચર તેમાયે પોતાની અણી ઘુસાડવા લાગી છે. "લોકો જાતે કાંતે એ ઠીક હોય તોપણ તેઓ પોતાને જોઈતું બધું કાપડ આજે જ પેદા કેમ કરી શકે?" ઑફિસોમાં બેઠાં બેઠાં આપણે દલીલ કરી તેથી અમુક મુદત સુધી જેઓ એક આંટી કાંતી લાવે તેમને પાંચ રૂપિયાની મજૂર પાસે કંતાવેલી ખાદી ખરીદવાની છૂટ રાખવી જોઈએ." અને એટલી એક આંટી કાંતવાનો જો તેમને વખત ન મળતો હોય તો મજૂરની કાંતેલી આંટી મેળવી તેના બદલામાં ખાદી લે તેમાં શો વાંધો? અને તે બિચારાઓ મજૂરો મેળવવાની ખટપટમાં કેમ ઊતરી શકે? ઑફિસ જ મજૂરો રોકી તેમને માટે આંટીઓ તૈયાર કરાવી આપે એમાં શી હરકત?"

ખરેખર, આ ઑફિસ-પદ્ધતિ આપણા હાડમાં પેસી ગયેલી છે. દરેક કામ મજૂરોથી કરાવવાની આપણને ટેવ પડી ગઈ છે.

કપડું મજૂરોથી બનાવવું શક્ય હશે, પણ ખાદી એટલે કે સ્વરાજ્ય એ મજૂરો રાખીને મેળવવું શક્ય નથી.

અને કપડું જો મજૂરોથી જ મેળવવાનું હોય તો પછી શા માટે તેમના હાથમાં ગંદ, ધીમો, નાનકડો રેંટિયો મૂકવો? શા માટે રાક્ષસી મિલોના સંચા પર જ તેમને ન બેસાડવાં?

ખાદી એ તો નિમિત્ત છે, જીવનની પાયાની જરૂરિયાત છે, તેથી તેનો પ્રયત્ન કરતાં જીવનમાં આપોઆપ સ્વરાજ્યશક્તિ ખીલે તેમ છે. એ અર્થમાં જ ખાદી એ સ્વરાજ્યરચનાનો આધારસ્તંભ છે.

મને લાગે છે કે, હવે આપણે આ ઑફિસ-પદ્ધતિમાં ઘણાં વર્ષ સુધી અથડાયા. હવે બળપૂર્વક અને જ્ઞાનપૂર્વક તેમાંથી ખરી જવું જોઈએ. આપણે જેમ તેમ કરીને કપડું પેદા કરવું નથી. તે તો મિલોના સંચા બહુ સફાઈથી અને ઢગલા મોઢે કરી શકે છે. આપણે તો ખાદી મારફત સ્વરાજ્ય લાવવું છે. લોકો કાપડમાં અને જીવનની નાની મોટી સર્વ વાતોમાં પરાધીન થઈ ગયા છે, પોતાના પગ પર ખડા રહેવાની શક્તિ અને ઇચ્છા ગુમાવી બેઠા છે, તે સ્થિતિ મટાડી તેમને સજીવન કરવા છે, દેશમાંથી ગુલામીને દેશવટો દઈ સ્વરાજ્ય આણવું છે. તે ખાતર આપણે ખાદી કરવી છે.

તે ઑફિસોમાં બેસી ચતુરાઈ ભર્યાં તંત્રો અને યંત્રો ગોઠવવાથી નહિ થાય. તે તો ગામડાંમાં જ્યાં પ્રજા વસે છે તેમની વચ્ચે જઈને વાસ કરવાથી, તેમનામાં આવી ગયેલી નિરાશા આપણા ઉત્સાહના ચેપ વડે ઉડાડવાથી જ થઈ શકશે.

ગામડાંમાં જઈને આપણે લૂનીશું, કાંતીશું, વણીશું, 'સુંદર ખાદી બનાવીશું' અને સાથે સાથે ગુલામી વચ્ચે પણ સ્વરાજ્યની હવામાં રહેવું શક્ય છે એનું જીવતું દૃષ્ટાન્ત આપણે લોકોને પૂરું પાડીશું. આપણે ગામમાં અનેક નાનાંને અને મોટાંને, સ્ત્રીઓને અને પુરુષોને આપણી સાથે ભેળવી સ્વરાજ્યનો સ્વાદ ચખાડીશું તેઓ પણ લૂનશે, કાંતશે, વણશે; જીવતી ખાદી બનાવી પહેરશે, અને સાથે સાથે સ્વરાજ્યની હવા ચલાવશે.

સાચી ખાદી પેદા કરવી હોય તો આપણે આવી ગ્રામસેવા-પદ્ધતિ જ સ્વીકારવી જોઈએ.

મને આનંદ થાય છે કે, ભલે બહુ ધીમે પગલે, છતાં દેશમાં ચારે તરફ ગ્રામસેવા-પદ્ધતિમાં ખ દીકામ ફેરવાવા લાગ્યું છે. બારડોલીમાં શ્રી ચૂનીભાઈની આસપાસ છ સાત ગ્રામસેવકો અને સેવિકાઓ નાનકડાં રાનીપરજ ગામોમાં બેસી નવી પદ્ધતિનો ચીલો પાડી રહ્યાં છે. કરાડી ક્ષેત્રમાં શ્રી દીવાનજી અને તેમના બે ત્રણ સાથીઓ પણ તેમ કરી રહ્યા છે. કાઠિયાવાડના પાંચ સાત સાહસી કાર્યકર્તાઓએ પણ ઑફિસોમાંથી છૂટી ગ્રામસેવાપદ્ધતિ ગ્રહણ કરી છે.

વેડછી તા. ૧૩-૪-'૪૬ જુગતરામ દવે

# શાળામાં ઉદ્યોગનું શિક્ષણ—એક પ્રયોગ

[ ગૂજરાત વિનય મંદિરનો અનુભવ ]

ગયા ડિસેમ્બરમાં અમદાવાદમાં મળેલી અખિલ ગુજરાત વિદ્યાર્થી પરિષદે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને એકાદ ઉત્પાદક હાથઉદ્યોગ શીખવવાની જરૂર છે, એવો દૃઢ અભિપ્રાય દર્શાવ્યો છે અને પ્રગતિશીલ શાળાઓના સંચાલકોને તે દિશામાં શરૂઆત કરવા આગ્રહ કર્યો છે. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતા વિનય મંદિરમાં વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાનની સાથે ઔદ્યોગિક શિક્ષણની તાલીમ આપવામાં આવતી હતી. એટલે જે શિક્ષણ સંસ્થાઓ એ દિશામાં કંઈ કરવા ઇચ્છે, તેમને માટે એ પ્રયોગની વિગતો ઉપયોગી હોઈ, અહીં તેની જાણવા જેવી વિગતો આપી છે.

વિદ્યાર્થીઓને બૌદ્ધિકની સાથે ઔદ્યોગિક શિક્ષણ આપવાની જરૂરિયાત ગૂજરાત વિદ્યાપીઠે તેની સ્થાપનાથી સ્વીકારી છે. ઈ. સ. ૧૯૨૦માં થયેલા એના શરૂઆતના બંધારણમાં એક કલમ એવી છે કે, 'વિદ્યાપીઠનાં દરેક મંદિરમાં ઔદ્યોગિક કેળવણી અથવા શારીરિક મહેનત ફરજિયાત ગણવામાં આવે.' ત્યાર પછી ઈ. સ. ૧૯૨૮માં વિદ્યાપીઠનાં ધ્યેયો નવેસર સ્પષ્ટ કરવામાં આવ્યાં તેમાં જણાવેલું છે કે, 'વિદ્યાપીઠમાં ઔદ્યોગિક શિક્ષણને બૌદ્ધિક શિક્ષણના જેટલું જ મહત્ત્વ આપવામાં આવશે અને રાષ્ટ્રના પોષક જે જે ઉદ્યોગો છે તેમને સ્થાન આપવામાં આવશે, બીજાને નહિ' આ ધોરણે વિનય મંદિરની શરૂઆતથી જ કોઈ ને કોઈ રૂપમાં વિદ્યાર્થીઓને ઔદ્યોગિક શિક્ષણ આપવામાં આવતું હતું. તે કાંતણ, પીંજણ અને વણાટના રૂપમાં હોય કે સુથારી, લુહારી અને સીવણના રૂપમાં હોય. રાષ્ટ્રના પોષક ઉદ્યોગોમાંથી તેની પસંદગી કરવાની હતી, એટલે તેની મર્યાદામાં રહીને સગવડ અને અનુકૂળતા પ્રમાણે ઉદ્યોગો શીખવવામાં આવતા હતા. તે મુજબ તેના પદ્ધતિસર અભ્યાસક્રમો પણ યોજવામાં આવ્યા હતા. તેની પાછળનો હેતુ કેવળ ઉદ્યોગ શીખવવાનો ન હતો; પણ વિદ્યાર્થીઓને સર્વાંગી કેળવણી આપવાનો હતો અને ક્રિયા કરતાં કરતાં ઉત્પાદક કામ થાય અને ઇંદ્રિયોની કેળવણી મળે તથા બુદ્ધિ ખીલે, એ હતો. એમ કરવાથી અનેક રીતે લાભ થતો. વિદ્યાર્થીને કોઈ હસ્તઉદ્યોગમાં બેથી ત્રણ વરસમાં પ્રવેશ મળી જતો, જેનો વિકાસ કરીને તે ધારે તો તે ધંધાનો પૂરો કારીગર થઈ શકે. તે કારીગર ન થાય તોપણ તેને એ દ્વારા એટલી તાલીમ મળે કે ભવિષ્યમાં બીજા ધંધામાં તેને એ તાલીમ ઉપયોગી નીવડે, અને બેથી ત્રણ હાથઉદ્યોગોમાં પ્રવેશ પામ્યો હોય એટલે તેનું ભવિષ્યનું જીવન વિશેષ સમૃદ્ધ બને. તે ઉપરાંત શાળાના સમયમાં એક લાભ એ થતો કે, પાંચ કે ૭ કલાક વર્ગોમાં બેસીને એકનું એક કામ કરવાને બદલે કામમાં ફેરબદલી થવાથી, શરીર અને મગજના શ્રમનું સમતોલપણું જળવાઈ રહેતું અને ભણવામાં વિશેષ રસ આવતો.

વિનયમંદિરમાં જુદે જુદે સમયે અનુકૂળતા પ્રમાણે નીચેના ઉદ્યોગો ચલાવવામાં આવ્યા છે.

(૧) કાંતણ-પીંજણ (૨) વણાટ (૩) સુથારીકામ (૪) સીવણ (૫) પુસ્તક-બાંધણી (૬) ચંપલકામ (૭) માટીકામ (૮) ખેતી. આ ઉપરાંત ગોપાલન, ચમારકામ, લુહારકામ, નેતરકામ જેવા ઉદ્યોગો પણ લઈ શકાય.

દરેક વિદ્યાર્થી શરૂઆતમાં કાંતણ-પીંજણનું સામાન્ય જ્ઞાન મેળવી લે, પછી તે કોઈ બીજા ઉદ્યોગમાં જઈ શકતો. આ વ્યવસ્થા બે રીતે ઉપયોગી માલૂમ પડી હતી. નવા વિદ્યાર્થી બીજા ઉદ્યોગોમાં શરૂઆતમાં જલદી ગોઠવાતા નથી અને બગાડ કરે છે. તેઓ કાંતણપીંજણમાં ઘડાઈ ને આગળ જાય તો બીજા ઉદ્યોગોમાં વધારે વ્યવસ્થિત કામ કરી શકે છે. વળી પોતાના પૂરતું કાંતવા-પીંજવાનું જાણી લે એ દરેકને માટે ઉપયોગી તો છે જ. આ દૃષ્ટિએ ઉપરની વ્યવસ્થા અનુકૂળ હતી. તે સિવાય બીજા ઉદ્યોગોમાં સંખ્યા અને સાધનોની સગવડ પ્રમાણે વિદ્યાર્થીઓ જઈ શકતા હતા.

દરેક ઉદ્યોગમાં શિક્ષક પણ સાથે કામ કરે એ આવશ્યક હતું. ફક્ત ઉદ્યોગ શીખવનાર શિક્ષક સાથે કામ કરે એમ નહિ, પણ શાળાના બધા શિક્ષકો કોઈ ને કોઈ ઉદ્યોગમાં વિદ્યાર્થીઓની સાથે કામ કરે, એ આવશ્યક હતું. આ ધોરણ ઔદ્યોગિક શિક્ષણ આપનાર કોઈ પણ શાળા માટે આવશ્યક છે. તો જ શાળામાં ઉદ્યોગનું વાતાવરણ જામી શકે છે અને બૌદ્ધિક અને ઔદ્યોગિક શિક્ષણનો મેળ બેસે છે. ઔદ્યોગિક શિક્ષણ શરૂ કરનાર સંસ્થાએ આ શરત પોતાની સંસ્થાના શિક્ષકો માટે અનિવાર્ય સમજવી જોઈએ. શિક્ષકોની ઉદ્યોગ શીખી લેવાની તૈયારી હોવી જોઈએ અને ઉદ્યોગ શીખી લેવાની સગવડ સંસ્થાએ તેમને કરી આપવી જોઈએ. તો જ જતે દિવસે ઉદ્યોગશિક્ષક અને બીજા શિક્ષક વચ્ચેનો ભેદ ટળી જશે અને કેળવણીમાં એકરૂપતા આવશે. મિસ્ત્રી કે કારીગર મારફત શાળામાં ઉદ્યોગ-શિક્ષણ આપવાની વ્યવસ્થા કામચલાઉ જ ગણવી જોઈએ.

ઉદ્યોગનો સમય રોજ એક સમય અથવા તો અઠવાડિયાના છૂટક છૂટક બે ચાર સમય હોય એ પૂરતું

નથી. તેથી એકધારું કામ થતું નથી અને સમય બગડે છે. એટલે રોજ ઓછામાં-ઓછા હાઢથી બે કલાક એ ખાતે આપવા જોઈએ અને બુદ્ધિપૂર્વક બધું કામ કરાવવું જોઈએ. વિદ્યાર્થીઓ પોતાનાં સાધનો સ્વચ્છ અને સુઘડ રાખે, બગડેલાં સાધનો સુધારી જાણે, માલનો બગાડ ન કરે, અને તે ક્રિયા અંગેના હિસાબ-કિતાબ અને ગણિત જાણે એમ કરવું જોઈએ. પોતાના કામની રોજની નોંધ રાખે, સરેરાશ કાઢે, પ્રગતિનું માપ કાઢે, એ બધું કામ ઉદ્યોગના સમયમાં વિદ્યાર્થીઓ પાસેથી કરાવ્યું હોય તો કેટલુંક વ્યાવહારિક ગણિત અને હિસાબી જ્ઞાન તથા કેટલુંક સામાન્ય જ્ઞાન તેને એ દ્વારા સહેજે રસપૂર્વક મળી જાય છે.

વિનયમંદિરના સમયોની વહેંચણી સને ૧૯૨૯માં નીચે મુજબ હતી :

દર શનિવારે અડધો વખત ચર્ચાપરિષદ જેવાં કામો ખાતે રહે, તે જતાં અઠવાડિયાના ૪૮-૪૦ મિનિટના ૪૪ સમય કામ થતું તેમાંથી ૨૦ સમય અક્ષરજ્ઞાનને અને ૨૦ સમય ઉદ્યોગને અને ૪ સમય સંગીત તથા આલેખનને મળતા. ૧૯૩૫માં ફરી અભ્યાસક્રમ ગોઠવાયો ત્યારે રોજની ૦-૪૦ મિ. સામુદાયિક કાંતણ માટે અને ૨-૦ બે કલાક ઉદ્યોગ માટે રાખવામાં આવ્યા હતા. અક્ષરજ્ઞાન માટે, સંગીત વગેરે સાથે અઠવાડિયાના ૨૯ સમય મળતા હતા.

હાલ શાળાઓમાં જુદા જુદા વિષયો માટે જે રીતે સમયો વહેંચાયેલા છે તે જોતાં, આમ દોઢથી બે કલાક ક્યાંથી કાઢવા, એ મોટો પ્રશ્ન છે. એ ખરેખર મુશ્કેલી છે. એટલે આખા અભ્યાસક્રમમાં મૂળભૂત ફેરફાર થયા વગર ઔદ્યોગિક શિક્ષણ માટે સાચું વાતાવરણ નિર્માણ થવાનું નથી, એ સાચું છે. છતાં પ્રગતિશીલ શાળાઓ બીજા સમયોમાં થોડી કાપકૂપ કરીને તેની શરૂઆત કરી શકે. ખાસ કરીને છાત્રાલયવાળી શાળાઓની માફક, વિદ્યાર્થીઓના બહારના સમયનો પણ ઉપયોગ થઈ શકે તો એમ કરવામાં વિશેષ સગવડ થાય.

આ રીતે ઉદ્યોગ દાખલ કરવા માટે કેટલાંક સાધનો પણ શાળાઓને વસાવવાં પડે. તકલી કે રેંટિયા જેવાં સાધનો તો વિદ્યાર્થીઓનાં પોતાનાં હોય. વિદ્યાર્થીઓ હાલ શાળાઓમાં અનેક જાતની ફી આપે છે. તે જોતાં એવાં સાધનોનું ખર્ચ વધુ થાય તેમ નથી. પણ પીંજણ જેવાં કેટલાંક સાધનો શાળાએ વસાવવાં પડે. સુથારીનાં સામાન્ય ઓજારો વિદ્યાર્થીઓ પોતાનાં રાખે, પણ કેટલાંક મોટાં સાધનો અને સામાન્ય ઓજારો શાળાને વસાવવાં પડે. સીવણમાં ગજ-કાતર વિદ્યાર્થી પોતાનાં રાખે, પણ સંચા તો શાળાએ વસાવવા પડે. આમ કેટલુંક ખર્ચ વિદ્યાર્થી કરે અને કેટલુંક શાળાને કરવું પડે.

ઉપરાંત કાચા માલમાં કેટલાક પૈસા શાળાને રોકવા પડે; મોસમ તકે કપાસ સંઘરવો પડે, સુથારી માટે લાકડાં ખરીદવાં પડે, વગેરે. આવી રીતે કેટલાં સાધનો ખરીદવાં પડે અને કેટલું મૂડી રોકાણ થાય તેને લગતી કેટલીક વિગતો 'વર્ધા શિક્ષણ યોજના'માં આપેલી છે.

વિશેષમાં જે માલ તૈયાર થાય તેનો નિકાલ પણ કરવો જોઈએ. તે માટે જોગવાઈ ન હોય તો આખી યોજના તૂટી પડે. તૈયાર માલ બજારમાં વેચાય તેવો થાય તે માટે ખાસ કાળજી રાખવી પડે. માલ તેવો થાય એમાં શિક્ષણની સફળતાની કસોટી પણ રહેલી છે. શિક્ષકે તે માટે આખું કામ વ્યવસ્થિત રીતે યોજવું જોઈએ, જેથી શિખાઉ વિદ્યાર્થીને અમુક જ કામ સોંપાય અને આગળ તૈયાર થયેલા વિદ્યાર્થી અને શિક્ષક માલની છેવટની તૈયારી બરોબર જોઈ લે. કામ શીખતાં કોઈ નમૂનો બગડે તે નુકસાન ખાતે જાય. પણ શીખવામાં કાયમનું નુકસાન જ થાય એમ ન થવું જોઈએ. વર્ગની ગોઠવણી એવી હોવી જોઈએ કે, જેથી શિખાઉ અને શીખેલા વિદ્યાર્થીના હાથમાંથી વસ્તુ ક્રમસર પસાર થાય અને પદ્ધતિસર તૈયાર થાય. વસ્તુઓ વિદ્યાર્થીને ઉપયોગી અગર આજુબાજુના લોકોને ઉપયોગી એવી જ કરવી જોઈએ. તેમ ન બને તો તેનું રીતસરનું બજાર હોવું જોઈએ. આ દૃષ્ટિએ કાંતણ-પીંજણ માટે બજારની મુશ્કેલી રહેતી નથી, તેમ ખાદી વણાય તે માટે પણ રહેતી નથી. પણ બીજા ઉદ્યોગો માટે તેનો અગાઉથી વિચાર કરી લેવો જોઈએ. તો તે ઉદ્યોગનું શાળાને અંગે નાનું કારખાનું ચાલતું હોય તો આખી વ્યવસ્થા વધારે સારી રીતે થઈ શકે છે.

વિનય મંદિરમાં જે ઉદ્યોગો ચાલતા તેમાંથી સીવણ ખાતાને વિદ્યાર્થીઓનું અને આજુબાજુનાં કુટુંબોનું કામ મળી રહેતું. સુથારીખાતાને પણ ઓર્ડરો મળી રહેતા. પુસ્તક બાંધણી ખાતાને વિદ્યાપીઠનું પુસ્તકાલય કામ પૂરું પાડતું. ચંપલની માગણીની મુશ્કેલી નડતી નહિ. પણ એવી સ્થિતિ બધે ન હોય. એટલે જે ઉદ્યોગ શરૂ કરવામાં આવે તેમાં શું પેદા થશે અને તેના માલનો નિકાલ કેવી રીતે કરવામાં આવશે તેની ચોક્કસ યોજના હોવી જોઈએ.

આમ થાય તો ઉદ્યોગ મારફત વિદ્યાર્થીઓને ઉત્તમ પ્રકારની તાલીમ મળે છે, એટલું જ નહિ, પણ તેઓ સંસ્થાના ખર્ચમાં કંઈ ફાળો પણ આપે. તેઓ શિક્ષકોનો પૂરો પગાર કદાચ ન કાઢી શકે, તોય ઉદ્યોગ અંગેનું સામાન વગેરેનું ખર્ચ, નુકસાન અને ઘસારો તો તેમાંથી જરૂર નીકળે. એ રીતે જોતાં વિનય મંદિરના વિદ્યાર્થીઓના બે કલાકના કામથી અને અંગત કાંતણ કામથી શાળાના

કામના દિવસોમાં જુદાં જુદાં વરસોમાં વિદ્યાર્થી દીઠ નીચે મુજબ ચોખ્ખી આવક થઈ હતી :

| | ઉદ્યોગની આવક | | અંગત કાંતણની આવક |
|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | રૂા. ૨–૧૧–૨ | + | રૂા. ૧—૬–૨ |
| ૧૯૩૮–૩૯ | ૫—૯–૬ | + | ૨–૭–૧૧ |
| ૧૯૩૯–૪૦ | ૩–૧૦–૬ | + | ૨–૧૫–૬ |
| ૧૯૪૦–૪૧ | ૩–૧૧–૦ | + | ૩—૧–૫ |
| ૧૯૪૧–૪૨ | ૩—૨–૫ | + | ૨–૧૧–૨ |

આમાંથી અંગત કાંતણની આવક જવા દઈએ તો ઉદ્યોગકામમાંથી સંસ્થાને ઉદ્યોગનું ચાલુ ખર્ચ કાઢતાં વિદ્યાર્થી દીઠ માસિક લગભગ ચાર આના મળ્યા. કેળવણીની સાથે આટલી ચોખ્ખી આવક વિદ્યાર્થી કામ શીખતાં શીખતાં કરી આપે તે ઓછી ન ગણાય. આજે વિદ્યાર્થી કંઈ જ કમાણી નથી કરતો અને અધૂરી કેળવણી લે છે, તે કરતાં આમાં થોડી ઘણી કમાણી કરીને ઉત્તમ પ્રકારની કેળવણી લે છે, એ મોટો લાભ છે. તેનો બીજી કેળવણી સાથે મેળ બેસાડીને બુદ્ધિપૂર્વક અને પદ્ધતિસર ઉદ્યોગ શીખવવાની વ્યવસ્થા થાય તો સંસ્થાને, શિક્ષકોને અને વિદ્યાર્થીઓને તેમાં દરેક રીતે લાભ જ છે, એ વિનય મંદિરનો અત્યાર સુધીનો અનુભવ બતાવે છે.

શાળાઓમાં ઉદ્યોગનું વાતાવરણ જામે અને વિદ્યાર્થીઓ નીચલાં ધોરણોમાં ઘડાઈને આવતા થાય, તો કામ અને કમાણીનું પ્રમાણ જરૂર વધી શકે. પણ કેળવણીની સંસ્થામાં પ્રધાન દૃષ્ટિ કમાણીની નહિ પણ વિદ્યાર્થીના વિકાસની હોવી જોઈએ. એટલે વિદ્યાર્થીના વિકાસની મહત્ત્વની દૃષ્ટિ ખ્યાલમાં રાખીને ઉદ્યોગકામ ચલાવવું જોઈએ. વિકાસમાં ઉદ્યોગ દ્વારા અનુત્પાદક નહિ પણ ઉત્પાદક કામ એ મહત્ત્વની શરત છે, એ પણ ભુલાવું ન જોઈએ. એટલે વિદ્યાર્થી પાસે શું કરાવવું છે અને કેમ કરાવવું છે અને તે દ્વારા એને કેવી જાતની તાલીમ આપવી છે, એની પ્રગતિનું ક્રમિક ધોરણ શું હોવું જોઈએ, એનો શિક્ષક પાસે નકશો હોવો જોઈએ. આ રીતે વિચાર કરવામાં અને ઉદ્યોગ–શિક્ષણ કેળવણીની દૃષ્ટિએ ગોઠવવામાં વિનય મંદિરના શિક્ષકોની ઘણી શક્તિ ખરચાતી હતી એમ કહેવું જોઈએ. એ પ્રમાણે આ નવા સાહસમાં શિક્ષકો સમય આપે અને ઉત્સાહ બતાવે અને જીવ દઈને કામ કરે, તો જ એ કામ સફળતાથી આગળ વધે.

આ કામમાં ઉત્સાહ રેડવા માટે પ્રગતિના માસિક નકશા અને વર્ષમાં એક વાર વિદ્યાર્થીઓની કૃતિનું પ્રદર્શન ઉપયોગી નીવડે છે. તે કામ પાછળ પણ શિક્ષકોએ સમય આપવો પડે છે. એમાંથી કેટલુંક ઉદ્યોગના કામની સાથે જ તૈયાર થઈ શકે. પણ એકંદરે તે કામ માટે શિક્ષકોની પોતાની ઉદ્યોગ શીખવાની તૈયારી અને સમય આપવાની તૈયારી, એ સફળતાની પહેલી શરત છે. તે જો હોય તો વિદ્યાર્થીઓને તેમાં રસ લેતા કરવા મુશ્કેલ નથી. ઊલટું નાનપણથી તેમનો સ્વાભાવિક વિકાસ થયો હોય અને સંસ્થામાં ઉદ્યોગનું વાતાવરણ હોય તો પુસ્તકિયા શિક્ષણ કરતાં આવાં ક્રિયાત્મક કામોમાં વિદ્યાર્થીઓને વધારે રસ પડે છે.

અંતમાં આ સંબંધમાં, ૧૯૨૮માં પૂ. ગાંધીજીએ વિદ્યાપીઠના ઉદ્યોગ-શિક્ષણને ઉદ્દેશીને લખેલા નીચેના શબ્દો ધ્યાનમાં રાખવા જેવા છે :

'ઉદ્યોગને ઓછામાં ઓછા બે કલાક રોજ અપાય છે. ઉદ્યોગને બરોબર પહોંચી વળવા સારુ વધારે સમય આપવાની જરૂર તો રહેશે જ. કેમ કે પૂરા મહાવરા વિના એક પણ ઉદ્યોગ હાથ થઈ ન શકે. કારીગરના હાથ પૂરા કામ વિના રીઢા ન થાય. ઉદ્યોગ માનસિક ક્રિયાની જેમ નથી વિકસી શકતો. થોડું વાચન મળ્યા પછી મન વગર વાચ્યે વિકાસ પામી શકે, કેમ કે મન તે ક્રિયા કરતાં મન વિચારનું કામ કરી શકે છે. ઉદ્યોગ કેવળ શારીરિક કામ હોવાથી તે જેટલો સમય આપે તેટલો જ સમય તે પાકે, એથી તેને મહાવરાની પૂરી આવશ્યકતા રહે છે. વળી મધ્યમ વર્ગને ઉદ્યોગની ટેવ જ હોતી નથી. તેથી તેને ટેવ પાડવાને સારુ વિશેષ મહાવરાની જરૂર રહે.'

વિદ્યાર્થીઓને ઉદ્દેશીને તેમણે કહેલું કે :

'અહીં જે ઉદ્યોગનું શિક્ષણ રાખેલું છે, તેમાં રસ લઈને કામ કરશો તો ઉદ્યોગની બુદ્ધિ નહિ હોય તો તે આવશે. પણ જો જડ જેવા થઈને રંદો ફેરવશો તો તેમ નહિ થઈ શકે. રસ લેશો તો તમે જોશો કે એનું પણ શાસ્ત્ર છે. ચેતનરૂપ થઈને ઉદ્યોગ કરશો તો જોશો કે એમાં રસ પડે છે, એનું પણ શાસ્ત્ર છે એ સિદ્ધ કરી શકશો.'

શિક્ષકોને ઉદ્દેશીને તેમણે કહેલું કે :

'અધ્યાપકો જ જો ઢીલા હશો તો સિદ્ધાન્તો પડી ભાંગવાના છે એ દેખીતું છે. . . . વિદ્યાર્થીઓની દોરીનો આધાર શિક્ષકોની કળા ઉપર છે.'

નવા પ્રકારની કેળવણીમાં આ શબ્દો સૌએ ખ્યાલમાં રાખવા જેવા છે.

— વિઠ્ઠલદાસ કોઠારી

# નવીન અર્થરચના

[ શ્રી નરહરિભાઈ પરીખ કૃત માનવ અર્થશાસ્ત્ર (પ્ર૦ નવજીવન, કિં૦ ૬-૦-૦)ની સરૂપ સમાલોચનાના આ લેખનો પહેલો હપતો ગયા અંકમાં આપ્યો હતો. આ તેનો આગળનો ભાગ છે ]

## શ્રમનો આદર્શ

૫. કેવળ આર્થિક સુખસગવડો વધાર્યાં કરવી એ કાંઈ માનવજીવનનું ધ્યેય નથી. જો આપણે એક આર્થિક અને સામાજિક ન્યાય તરીકે આટલું સ્વીકારીએ કે, માણસ જેટલી વસ્તુઓનો કે સેવાઓનો ઉપભોગ કરે તેના બદલામાં એ વસ્તુઓ અને સેવાઓના પૂરા અવેજ જેટલી સમાજોપયોગી મહેનત તેણે પોતે કરવી જ જોઈએ, તો તો માણસને પોતાની જરૂરિયાતો અને તેના ઉપભોગ ઉપર અંકુશ મૂકયા વિના ચાલે જ નહિ.

૬. શરીરના અને બુદ્ધિ તથા હૃદયના વિકાસ માટે પણ શારીરિક શ્રમનું અમુક પ્રમાણ જરૂરનું છે. તેને અવકાશ ન મળે તેટલી હદ સુધી સુખસગવડનાં સાધનો વધારવાથી તો, એ સગવડો ભોગવી ભોગવીને, ઘણી વાર માણસ અપંગ અને બુદ્ધિહીન બની જાય છે.

૭. ઉત્પાદક મજૂર તો સમાજનું બહુ મોટું અંગ છે. એના હિતની અવજ્ઞા કરીને ઉત્પાદનની કોઈ પણ રીત ચલાવવામાં આવે તે અનર્થકારીજ ગણાવી જોઈએ. ઉત્પાદક મજૂરને ભોગે માલ સસ્તો બને તેથી સમાજને લાભ કરતાં નુકસાન જ વધારે થાય છે.

૮. કોઈ પણ સમાજની અર્થવ્યવસ્થા ન્યાયયુક્ત અને સુખશાંતિમય ત્યારે જ થઈ શકે, જ્યારે પોતાને તેમ જ પોતાના મજૂરી ન કરી શકે તેવા આશ્રિતોને જોઈતી ઉપભોગની વસ્તુઓ માટે આવશ્યક હોય તેટલો અને સમાજને ઉપયોગી થઈ પડે તેવો શ્રમ દરેક સ્ત્રી-પુરુષ કરે.

૯. માણસનાં બધાં અંગોને અને બધી શક્તિઓને પૂરતું કામ મળે—પૂરતું એટલે જોઈએ તેટલું, નહિ વધારે, નહિ ઓછું—તો માણસને ઓછામાં ઓછો ઘસારો પહોંચે અને સરવાળે વધારેમાં વધારે કામ થાય. સખત મહેનતનું કામ પણ જ્યાં સુધી થાક ન ચડે ત્યાં સુધી ઠંડે પહોરે કરવાનું સારું લાગે છે. એટલે ઠંડે પહોરે એવું સખત મજૂરીનું કામ હોય, ત્યાર પછી વળી હળવું પણ ઘરની બહાર ખુલ્લામાં કરવાનું એવું કામ હોય, પછી વળી છાંયે બેસી કરવાનું કામ હોય, અમુક વખત પોતાના શોખનું જ એવું કાંઈ ખાસ કામ હોય, અમુક વખત સામાજિક સહવાસમાં ગાળવાનો હોય, અમુક વખત નવું જ્ઞાન મેળવવામાં ગાળવાનો હોય, અમુક વખત રમતગમત કે વાર્તાવિનોદ હોય; એમ આખો દિવસ કામની એવી રીતે વહેંચણી કરી હોય કે તેમાં શરીરને તથા બુદ્ધિને જોઈએ તેટલો જ શ્રમ, તેમ જ આવશ્યક આસાએશ મળી રહે; તો વધારેમાં વધારે કામ થાય, વધારેમાં વધારે સગવડ સચવાય, માણસનો વિકાસ વધારેમાં વધારે થાય, અને વ્યક્તિનાં તેમ જ સમાજનાં સુખસંતોષ પણ વધારેમાં વધારે સધાય.

૧૦. જે લોકો શ્રીમંતપણાની મોટાઈ બતાવવા માટે અથવા પોતાના આળસને જ પોષવાને માટે પોતાના કામનો ભાર બીજા ઉપર નાખે છે, તેઓ તો સમાજની અર્થવ્યવસ્થાને તેમ જ સમાનતાની ભાવનાને એટલું નુકસાન જ પહોંચાડે છે. આ દૃષ્ટિએ અંગત અને ઘરકામ કરનારા નોકરોના શ્રમની પરીક્ષા કરીએ તો જેમનો શ્રમ ઉત્પાદકની કોટિમાં આવે એવા નોકરો બહુ ઓછા નીકળશે. એટલે સમાજમાં જેમ આવા નોકરચાકરોની સંખ્યા ઓછી હોય તેમ સારું.

૧૧. આજીવિકાની ખાતર પરિચર્યાનું કામ કરવું એ, બધા જ દેશોમાં અને બધા જ કાળમાં હલકું ગણાયું છે. તેથી એ કામ કરનારો અલગ વર્ગ એક વર્ગ તરીકે જેટલો વહેલો નાબૂદ થાય તેટલું સારું. દરેક માણસ પોતાનાં અંગત કામકાજ પોતે કરી લે એ જ ઇષ્ટ છે. કુટુંબીજનો કુટુંબનાં એવાં કામોને પહોંચી વળે. એમાં નોકરચાકરનું પ્રયોજન ન હોવું જોઈએ. માણસ બીમારીને લીધે અપંગ દશામાં આવી પડે અને બીજાની સેવા લેવી પડે તો કુટુંબીજનોની, પાડોશીની, મિત્રોની મદદ જરૂર લે, અને એ કામ તેઓ પ્રેમભાવે કરે. પણ પોતાની મુશ્કેલી દૂર થતાં એ માણસ ફરી સ્વાવલંબી બની જાય.

૧૨. અત્યારે તમામ વસ્તુઓ અને પ્રવૃત્તિઓના મૂલ્યની આંકણી નાણાંના ગજથી કરાય છે, એટલે જેમાંથી ધનપ્રાપ્તિ થાય તે શ્રમ ઉત્પાદક એવો ખ્યાલ પ્રચલિત છે. પણ અત્યારે જે આર્થિક અને ઉત્પાદક પ્રવૃત્તિઓ કહેવાય છે, તેની આંકણી માનવજાતિનાં સુખસગવડ અને પ્રગતિના ગજથી કરવામાં આવે, તો જેમાંથી ધનપ્રાપ્તિ થાય છે અને તેથી ઉત્પાદક ગણાય છે, એવી ઘણી પ્રવૃત્તિઓ કેવળ નકામી નહિ પણ ખરેખરો અનર્થ કરનારી માલૂમ પડે.

૧૩. જેમના શ્રમથી માનવ સુખ સંતોષ અને પ્રગતિ સધાય તેમના જ શ્રમને ઉત્પાદક શ્રમ ગણવો જોઈએ અને તેમને જ તેમના શ્રમના પ્રમાણમાં વાજબી બદલો મળવો જોઈએ તે સિવાયના બીજાઓની કમાણી એ ખોટી રીતે મેળવેલી કમાણી જ કહેવાય. છતાં આ કસોટીએ જેઓ ઉત્પાદક શ્રમ કરનારાની ગણતરીમાં ન આવી શકે એવા ઘણા માણસો બહુ મોટી કમાણી કરતા જોવામાં આવે છે. તેથી સમાજમાં આર્થિક અસમાનતા, દુઃખ અને કંગાલિયત ઉત્પન્ન થાય છે.

–ચાલુ

વિઠ્ઠલદાસ કોઠારી

# હિંદની સંજીવની

[શ્રી રામકૃષ્ણ પરમહંસની જયંતી અમદાવાદમાં તા. ૧૦-૩-'૪૧ના રોજ ઊજવાઈ, તે પ્રસંગે શ્રી મગનભાઈ દેસાઈએ આપેલા વ્યાખ્યાનમાં ચર્ચેલા એક મુદ્દાનો સાર.]

હિંદના અર્વાચીન ઇતિહાસનાં છેલ્લાં ૭-૮ સૈકાં તપાસતાં એક વસ્તુ આજે પણ બોધક થઈ પડે એવી તરી આવે છે. આ સૈકાં એટલે બે જુદા ધર્મો માનનારી પ્રજાઓનું હિંદમાં આગમન. એક ઇસ્લામ, બીજો ખ્રિસ્તી. બેઉ ધર્મો અન્યધર્મીઓને વટલાવવામાં માને. બેઉ પોતાના ધર્મની સર્વશ્રેષ્ઠતામાં ઓછીવત્તી છતાં ઝનૂની આસ્થા રાખે. બેઉ ધર્મો હિંસાના ઉપયોગમાં માને છે. બેઉ એકેશ્વરની માન્યતાવાળા ધર્મો. બેઉ હિંદમાં ચાલતી મૂર્તિપૂજાને હસનાર કે ધુત્કારનાર. અને આ દખનાં બીજાં પણ નાનાં મોટાં સામ્યબિંદુઓ કદાચ હશે. આટલાંય ધ્યાનપાત્ર છે.

પહેલા આવ્યા ઇસ્લામીઓ. તેઓ ચઢાઈ કરતા આવ્યા. શરૂમાં લૂંટથી તૃપ્ત થઈ ચાલ્યા જતા. તેમાંથી રાજ્ય સ્થાપીને રહ્યા ને દેશના બન્યા. આ કાળ એટલે ૧૨-૧૩મા સૈકાનો કાળ. ઇતિહાસ જોતાં, જાડી નજરે એક સામાન્ય મોટી વસ્તુ એ દેખાય છે કે, આ કાળમાં હિંદુધર્મમાં એક પ્રકારની આધ્યાત્મિક અરાજકતાની દશા હતી. વાડાબંધી, ઊંચનીચભાવ, અને તેમાંથી જન્મતી પામર ક્ષુદ્રતા આ વખતમાં બતાવી શકાય. તેનાં સૂચક લક્ષણ જાણે ન હોય એમ, રાજકીય એકતા આ કાળે રહી નથી, અને અધ્યાત્મક્ષેત્રમાં અનેક દેવદેવીઓની જડ કે તામસ પૂજા ચાલે છે. આને જ ઇસ્લામીઓ બુતપરસ્તી કહે છે અને તે સામે બુત-પરસ્તી-નિવારણનું જ નવું બુત ઊભું કરી બેસે છે.

આ દશા એક મોટી ક્રાંતિની જ છે. તેમાં સમાજ-જીવનનાં આધ્યાત્મિકથી માંડીને આર્થિક, રાજકીય ને સામાજિક બધાં અંગો સંડોવાય છે. બધે અજંપો અને અસ્થિરતાનો પરિતાપ વ્યાપે છે. સહૃદય જીવો આ જોઈ વ્યાકુલ થાય છે; તેમનામાં ઊંડે ઊંડે, આ બધું જોઈને, દયા અને દુઃખનું વલોણું જાગે છે. પરિણામે હિંદના એ આધ્યાત્મિક અરાજકના ઉકેલ રૂપે, અનેક સંત-ભક્તો પાકે છે, જેઓ એક રામ-રહીમની સાદી ભક્તિ અને સરળ મહેનતુ જીવન ઉપદેશે છે. તેઓ બધા લોકની ભાષામાં અને તેમની વચ્ચે રહી કામ કરે છે, ને તેઓ મોટે ભાગે સામાન્ય લોકમાંથી પાકેલા છે.

આમ પાટે ચડાવેલું લોકજીવન ઔરંગઝેબના કાળમાં પાછું જોખમાય છે. તે પાછો ઝનૂની ધર્મકારણ જગવે છે. લશ્કરને જોરે અને લાંબા આયુષ્યના સદ્ભાગ્યે, આખા દેશમાં એ પહોંચાડે છે. બીજું તો કાંઈ નહિ, તેને તોડવું તો જોઈએ જ; પરિણામે મોગલ સામ્રાજ્ય પર મરાઠા અને શીખના હલ્લા થાય છે. અને સામ્રાજ્યની સત્તા માટે માંહોમાંહે મુસલમાનોમાંય કુસંપના ઝઘડા જાગે છે. પરસ્પર દ્વેષ અને વિરોધના આ અંધકાર યુગમાં પાછી આધ્યાત્મિક અરાજકની દશા આવી લાગે છે. એના સૂચક ચિહ્નરૂપે હોય એમ, ૧૮મા સૈકામાં ભાગ્યે જ કબીર નાનક આદિ જેવો એકે સંત યુગપ્રવર્તન કરનારો પાકે છે. આ સૈકું એ રીતે ખાલી જાય છે.

અને એ જ સૈકામાં અંગ્રેજો વેપારીમાંથી રાજકર્તા થઈ જાય છે. *હિંદીઓ એક નથી; તેઓ પોતપોતાનાં* અલગ ક્ષુદ્ર સ્વાર્થ-દેવદેવીઓ ભજે છે. એમની તુલનામાં અંગ્રેજો એક વેપારદેવના પૂજકો તો ખરા જ. અને ખ્રિસ્તીઓ પણ મિશનો સ્થાપી હિંદના આધ્યાત્મિક મૂળને પડકાર કરે છે. હિંદની ખાસિયત છે કે, આવા વિષમ કાળે સંતો પેદા થઈ સમન્વય અને પુનર્જીવનનો નવમંત્ર શોધી આપે છે. ૧૯મા સૈકાના પ્રારંભમાં જ આના દ્રષ્ટાઓ પાકતા જોવા મળે છે. દેવેન્દ્રનાથ, કેશવચંદ્ર સેન, સ્વામી દયાનંદ, રામકૃષ્ણ પરમહંસ બંગાળામાં પેદા થાય છે. તેમણે શરૂ કરેલી પરંપરામાં આજ આપણો દેશ આગળ વધ્યો છે.

આ વિકાસનો પાઠ સ્પષ્ટ છે. હિંદમાં ક્ષુદ્ર વાડાબંધી કે સ્વાર્થની સાઠમારીના મૂળમાં આધ્યાત્મિક અરાજક કે નાસ્તિકતા હોય છે. તે દૂર કરવા દ્વારા જ હિંદના આત્માને જગવી શકાય છે. આજે યુરોપના દેશો રાષ્ટ્રધર્મ અને સમાજવ્યવસ્થાના અમુક કે તમુક વાદરૂપી બુતોને વળગ્યા છે. ઇસ્લામના જન્મકાળે અરબસ્તાનની ટોળીઓ જેવો જ યુરોપનો ઘાટ આજે છે. એમાં ઈશુ ખ્રિસ્તને સ્થાન નથી; માનવકુટુંબની એકતાને માન નથી. નર્યું इदमद्य मया लब्धम् इम प्राप्स्ये मनोरथम्, — લોભ અને 'મદનું અરાજક છે. રામકૃષ્ણના કાળનો જ યુગ નવે અવતારે આજે આવ્યો છે. તે કાળે હિંદના આત્માને માત્ર અંગ્રેજ પડકારતો હતો; આજે આખી ગોરી સંસ્કૃતિનો પડકાર આવી રહ્યો છે. ઇતિહાસને પૂછીએ, ને અત્યારનો જેટલો પણ અનુભવ છે તે જોઈએ, તો લાગે છે કે, આધ્યાત્મિક નવ-મંત્રની એ જ જૂની સંજીવની હિંદને સહરો અને કામ દેશે. હિંદે તેના સંતપુરુષોના અમર સંદેશને આજે જીવી બતાવવો જોઈએ. શ્રી રામકૃષ્ણ પરમહંસની જયંતી વખતે આ આપણા ઇતિહાસનો પાઠ યાદ કરવા જેવો છે.

# સમાજવિદ્યાઓની પરિભાષા

હિંદના રાજકારણ અંગે જે આજે ચારેકોર ચાલી રહ્યું છે તે ખરું જોતાં તો સ્વતંત્ર હિંદનું નિર્માણકાર્ય થઈ રહ્યું છે, એમ કહેવું જોઈએ, એટલે કે, જે ચાલે છે તે રાજકારણ નહિ, राष्ट्रकारण છે. મુસ્લિમ લીગ કે એને મળતાં નાનાં મોટાં કોમી જૂથો કે મંડળો જે કામ કરે છે, તેનો પ્રકાર આવો નથી; તે તો મુત્સદ્દીગીરીનું રાજકારણ વધારે લાગે છે. પરંતુ કૉંગ્રેસનું કાર્ય એથી આગળ વધીને આખા રાષ્ટ્રનું સ્વતંત્ર નિર્માણ કરવાનું છે. અલબત્ત, તેમાં, જેને રાજકારણ કહેવાય છે, તે આવી જાય છે. પણ પેલાં નાનાં નાનાં કોમી કે વિશેષ-હિતવાદી જૂથો તો તેમાં જ પર્યાપ્ત થાય છે, અને તેથી જ તેમનું રાજકારણ અને કૉંગ્રેસનું કાર્ય એક પ્રકારનું નથી રહેતું; આ ફેરને લઈને કૉન્ગ્રેસના ને બીજાંના કામમાં કદ-ભેદ જ નહિ, ગુણ-કે-પ્રકારભેદ આવી જાય છે.

પણ આ લેખનો વિષય આ નથી. તે પરથી એટલું જ કહેવાનું છે કે, આજે દેશભરમાં શું ચાલે છે તે જાણવા માટે પ્રજા આતુર બનવા લાગી છે. લોકશાહી સ્થાપવા ઇચ્છતી કૉન્ગ્રેસ તેને એ બધું કહેવા, સમજાવવા અને તે દ્વારા તે પ્રજાશક્તિનો પ્રત્યક્ષ સાથ ચાહે છે.

અને આ માત્ર સ્વતંત્રતાની લડતને અંગે નથી. નવું બંધારણ ઘડાય છે; નવું અર્થકારણ વિચારાય છે; નવા નવા ઉદ્યોગો ઊભા કરવા માટે યોજનાઓ ઘડાય છે. આમ, આજ સુધી જે ક્ષેત્રોમાં પરદેશી ગોરા લોકો ને થોડાક અંગ્રેજી ભણેલા દેશી 'મોટા' માણસો જ સમજે ને કરે તે ખરું, એમ આમ-પ્રજા માનતી ને ચાલતી, તેની અંદર આ નવા યુગમાં આપોઆપ સુધારો થતો જાય છે. તે થવો પણ જોઈએ. આ ઊગતા લોકશાહી માનસને બરોબર પોષીને કેળવતા જવું જોઈએ. એ એક જબરું લોકશિક્ષણનું કામ પોતાને જોરે જાગતું જાય છે. શિક્ષણ-જગતે તેને સમજી જઈ આવકારવું જોઈએ એટલું જ નહિ, એ સ્વયં જાગની માગને પહોંચી વળવા તૈયાર થવું જોઈએ. કમનસીબ જોગે, ચાલુ શિક્ષણ-જગતમાં આ સમજ હજી જાગી નથી, તો તેને પહોંચી વળવાની તો વાત જ ક્યાં રહી? આ એક ભારે ટીકા છે; પણ તે સાચી છે. કેવી રીતે તે જોઈએ.

ઉઘાડું છે કે, ઉપર કહેલા પ્રકારની માગને લોકભાષા દ્વારા જ પહોંચી શકાય. ચાલુ શિક્ષણ-જગત આ માગના વિષયોને, કદાચ અમુક અંશે ને અમુક મર્યાદામાં, ચર્ચતું હશે. પણ તે અંગ્રેજીમાં જ મોટે ભાગે. આ માધ્યમ તો ન ચાલે એ ઉઘાડું છે. અરે, કૉલેજોમાં ભણતા છોકરાઓ માટે પણ એ માધ્યમ નકામું નીવડ્યું છે! આજે વિદ્યાર્થીઓ સમજવા માગે છે, પણ અંગ્રેજી આડે આવે છે. તેમને એ બધું જ્ઞાન માતૃભાષામાં જોઈએ. યુનિવર્સિટીઓ એની આડે ઊભી છે. પણ એ તો ભલે હજી તેમનું જેટલું થોડુંક પરદેશી રૂપનું આયુષ્ય બાકી હોય એટલું ઘસરડી કાઢે. લોકો માટે એમ નથી. છાપાં એમને આજે જેવી આવડે તેવી પણ કેળવણી આપી રહ્યાં છે. ખબરો જ બધી આ ચાલુ ઘડતરના પ્રશ્નોને અંગેની હોય છે. તે ખબરો અંગ્રેજીમાં જ પહેલી શબ્દબદ્ધ થાય છે. તેથી દેશી છાપાંને તેનાં કાચાંપાકાં ઓરાંખરાં ભાષાંતરો ઢસરડવાનાં થાય છે. કેટલીય વાર તે અવાચ્ય હોય છે; તેમાં ચોકસાઈ નથી હોતી. એનું કારણ સ્પષ્ટ છે. દેશી પરિભાષા ખૂટે છે; અને ઉપરાંત અનુવાદ-કળા પણ ખીલી નથી. આ બેઉ વાતનો કસોટી-કાળ બેઠો છે. જો એનો બરોબર સામનો કરીએ, તો આ બેઉ વસ્તુ આપોઆપ પ્રજાશિક્ષણની એરણ પર ટિપાઈને તૈયાર થઈ જાય. આને મદદ કરવી જોઈએ. તે અંગે એક બે વસ્તુ જો ચાલુ થાય તો ફાવે—

૧. અર્થશાસ્ત્ર, રાજકારણ ઇ૦ સમાજવિદ્યાના વિષયો સ્વભાષામાં ભણાવવાનું શરૂ કરવું જોઈએ.

૨. એટલે, તેને માટે પરિભાષા પણ હોવી જોઈએ. તો આ વિષે સામયિક ચર્ચાઓ અને ગ્રંથો લખવાનું કામ ચાલી શકે.

તાજેતરમાં બહાર પડેલું શ્રી નરહરિભાઈ પરીખ કૃત 'માનવ અર્થશાસ્ત્ર' આ રીતે અતિ ઉપયોગી અને વેળાસરનું પુસ્તક છે. તેમાં શ્રી વિઠ્ઠલદાસ કોઠારીએ તૈયાર કરેલી અર્થશાસ્ત્રની પરિભાષા પણ પુરવણી તરીકે આપી છે. લેખકો તથા અનુવાદકોને એ ખપની થઈ પડશે માનું છું.*

તેમ જ રાજકારણની પરિભાષા હવે કાંઈક ચોકસરૂપે મળવી જોઈએ. બ્રિટિશ પ્રધાનમંડળના પ્રતિનિધિઓ આવે છે, તેઓ ભાવી રાજ્યબંધારણ વિચારશે. તેને અંગે આપણી પ્રજાએ વિચાર કરવો જોઈએ; અથવા આજની સ્થિતિમાં, તેની પાસે એ વિચાર કરાવવો જોઈએ—તેને એ વિષે વિચાર કરતી કરવી જોઈએ. એટલે તેને તેની ભાષામાં સમજ પડે એમ એ બધું બોલાવું, લખાવું, ચર્ચાવું ને વિચારાવું જોઈએ. બંધારણ અંગે નાની નાની બારીકાઈઓમાં જઈને બધું તપાસાશે. તે બધાને આપણી ભાષાઓએ પહોંચી વળવાનું છે. કૉન્ગ્રેસ મંચ પર એ ચર્ચાશે. હિંદુસ્તાનીમાં એ ચર્ચાશે—ચર્ચાવું જોઈએ. ઠરાવોના ખરડા પણ તેમાં જ કરવાના થશે. આ બધા માટે હિંદુસ્તાનીના કાર્યકર્તાઓ તથા દેશી ભાષાના પ્રેમીઓએ તૈયાર થવાનો કાળ આવી ગયો છે. ગુજરાતમાં અર્થશાસ્ત્ર, રાજકારણ વગેરેના અધ્યાપકો આ બાબતમાં ઘણી મદદ

* તેની વ્યાખ્યાઓ સહિત અલગ ચોપડી રૂપે તેને વિદ્યાપીઠ પરફથી છપાવવાનું કામ હાથ ઉપર છે, તે થોડાક વખતમાં પ્રસિદ્ધ કરી શકાશે.

કરી શકે. કેટલા અને કયા શબ્દોના ગુજરાતી પર્યાય તરત જોઈએ, એની યાદી તેઓ આપી શકે. તેને માટે સમર્પક શબ્દો પણ સૂચવી શકે. બીજા ભાષાપ્રેમી વિદ્વાનો આ કામમાં હાથ દઈ પોતાની વિદ્યાને પણ તાજી ને તેજસ્વી કરશે એવી આશા છે.

૧૩-૩-'૪૬ મગનભાઈ દેસાઈ

# *સમવાયતંત્ર અને સમૂહતંત્ર

રાજ્યશાસ્ત્રમાં રાજ્યોનું અનેક રીતે વર્ગીકરણ કરવામાં આવે છે. દાખલા તરીકે, સિદ્ધાન્તની દૃષ્ટિએ રાજ્યસત્તા ક્યાં રહેલી છે, એ ધોરણે કરવામાં આવેલું રાજ્યનું વર્ગીકરણ જોઈએ તો, જ્યાં તે એક જ માણસના હાથમાં હોય તેને રાજાશાહી કહેવામાં આવે છે; દેશના મૂઠીભર ઉમરાવોના હાથમાં હોય તેને અમીરશાહી કહેવામાં આવે છે; ગણ્યાગાંઠ્યા જમીનદારો અને ધનિકોના હાથમાં હોય તેને ધનિકશાહી, અને પ્રજા સમસ્તના હાથમાં હોય તેને લોકશાહી કહેવામાં આવે છે.

એ જ રીતે રાજ્યતંત્રના પ્રકાર ઉપરથી પણ રાજ્યનું વર્ગીકરણ કરવામાં આવે છે. દાખલા તરીકે, દેશની સઘળી રાજ્યસત્તા અવિભાજ્ય રીતે એક જ મધ્યસ્થ તંત્રને સુપરત કરવામાં આવી હોય તેને એકકેન્દ્રી (unitary) રાજ્ય કહેવામાં આવે છે. જ્યાં રાજ્યસત્તાના મધ્યસ્થ અને પ્રાંતિક એવા બે ભાગ પાડીને દેશના રાજ્યબંધારણમાં સમગ્ર રાષ્ટ્રને સ્પર્શતી સત્તાઓ મધ્યસ્થ રાજ્યતંત્રને સોંપવાની અને અમુક રાજ્યસત્તા રાષ્ટ્રના અંગભૂત ઘટકોના પ્રાંતિક તંત્રને સોંપવાની જોગવાઈ કરવામાં આવી હોય, એવા રાજ્યને બહુકેન્દ્રી અથવા સંયુક્ત (dual or compsosite) રાજ્ય કહેવામાં આવે છે.

આ બહુકેન્દ્રી અથવા સંયુક્ત રાજ્યના પણ બે વિભાગો પાડી વિચાર કરવામાં આવે છે. તે વિભાગો આ છે: સમવાયતંત્ર (federation) અને સમૂહતંત્ર અથવા સંઘતંત્ર (confederation)

આટલી પ્રસ્તાવના પછી આપણે સમવાયતંત્ર અને સમૂહતંત્ર એટલે શું, તથા એ બંને વચ્ચે ભેદ શો, તેનો વિચાર કરીશું.

આપણે ઉપર જોયું કે, બહુકેન્દ્રી અથવા સંયુક્ત રાજ્યમાં રાજ્યસત્તાને મધ્યસ્થ અને પ્રાંતિક એમ બે ભાગમાં વહેંચી નાખવામાં આવે છે. આમ શાથી? એકકેન્દ્રી રાજ્યની પેઠે એમાં રાજ્યસત્તા અવિભાજ્ય કેમ નથી? એનાં કારણો સમવાયતંત્ર તેમ જ સમૂહતંત્રના મૂળમાં રહેલાં છે.

પ્રથમ આપણે સમવાયતંત્રનો વિચાર કરીશું. બે કે તેથી વધારે સામાન્ય રીતે સ્વતંત્ર રાજ્યો એકત્ર મળવાને પરિણામે સમવાયતંત્ર ઉદ્ભવે છે. આ રાજ્યો અથવા સમવાયતંત્ર રચનાર ઘટકો—હવે પછી આપણે એમને સમવાયતંત્રના ઘટકો તરીકે જ ઓળખીશું—માં જાતિ, ભાષા, સંસ્કૃતિ, હિતો, પ્રદેશ, ભૌગોલિક પરિસ્થિતિ વગેરેને લીધે અનેક પ્રકારની ભિન્નતા હોય છે. દાખલા તરીકે, સ્વિટ્ઝર્લૅન્ડના સમવાયતંત્રમાં ફ્રેંચ, જર્મન અને ઇટાલિયન એવા ત્રણ જાતિ, ભાષા અને સંસ્કૃતિના લોકો છે. કૅનેડાના સમવાયતંત્રમાં બ્રિટિશ અને ફ્રેંચ જાતિ તથા ભાષાના લોકો છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉત્તરનાં કેટલાંક રાજ્યો ઉદ્યોગપ્રધાન છે અને દક્ષિણનાં કેટલાંક રાજ્યો ખેતીપ્રધાન છે. જર્મનીના સમવાયતંત્રમાં તેના મોટામાં મોટા ઘટક પ્રશિયા અને નાનામાં નાના ઘટક વચ્ચે કદ તેમ જ સામર્થ્યની દૃષ્ટિએ કીડી અને કુંજર જેટલો તફાવત છે. આ ઉપરાંત સમવાયતંત્રના પ્રત્યેક ઘટકમાં પોતાની સ્થાનિક અસ્મિતાની ભાવના પણ હોય છે. એ ઘટકો ઉપર જણાવેલી તેમની ભિન્નતા તથા તેમની સ્થાનિક અસ્મિતા જતી કરવાને તૈયાર નથી હોતા. અને આમ છતાં એ ભિન્નતાઓ અને પ્રાંતિક અસ્મિતાઓના વાડાઓને ભેદનારી વ્યાપક રાષ્ટ્રીયતાની અને એકતાની ભાવના પણ તે બધામાં હોય છે, અને તેથી જ સમવાયતંત્ર શક્ય બને છે. ઘટકોની આ વૈયક્તિક ભિન્નતાઓ તથા સ્થાનિક અસ્મિતા તેમ જ એ બધા ઘટકોમાં રહેલી સર્વસામાન્ય વ્યાપક રાષ્ટ્રીયતા અને એકતાનો સમવાયતંત્રમાં સમન્વય કરવામાં આવે છે. એટલા માટે સમવાયી રાજ્યબંધારણમાં રાજ્યસત્તાના મધ્યસ્થ અને પ્રાંતિક એવા બે ભાગ પાડવામાં આવે છે, અને તેમનાં ક્ષેત્રો ચોક્કસપણે નક્કી કરવામાં આવે છે. એ પ્રમાણે આંકવામાં આવેલી મર્યાદાની બહાર મધ્યસ્થ કે પ્રાંતિક એકે સત્તા જઈ શકે નહિ. રાજ્યસત્તાની આ રીતની વહેંચણીને કારણે ઘટકો પણ પોતાની વિશિષ્ટતા જાળવી શકે છે. સામાન્ય રીતે સંરક્ષણ, પરદેશનીતિ, ચલણ વગેરે સમવાયતંત્રના બધા ઘટકોને સ્પર્શતા વિષયો મધ્યસ્થ સરકારને સોંપવામાં આવે છે, જ્યારે ઘટકોની આંતરિક વ્યવસ્થા તેમને સોંપવામાં આવે છે. છતાં સમવાયતંત્રમાં ઘટકો અલગ રાજ્ય તરીકેની પોતાની હસ્તી મિટાવી દે છે. દરેક ઘટકનો નાગરિક સમવાયતંત્રનો પણ નાગરિક બને છે. દાખલા તરીકે, ન્યૂયૉર્કવાસી ન્યૂયૉર્કનો તેમ જ યુનાઇટેડ સ્ટેટ્સનો નાગરિક છે, બાવેરિયાવાસી બાવેરિયાનો તેમ જ જર્મનીનો નાગરિક છે. આમ સમવાયતંત્ર એ એક જ રાજ્ય છે. એનો કોઈ પણ ઘટક એક વખત તેમાં દાખલ થયા પછી કાયદેસર રીતે તેમાંથી છૂટો થઈ શકતો નથી.

હવે આપણે સમૂહતંત્રનો વિચાર કરીએ. એ પણ સમવાયતંત્રની પેઠે બે કે બેથી વધુ સ્વતંત્ર રાજ્યોનું જોડાણ છે, પરંતુ વાસ્તવમાં એ બંને વચ્ચે મૌલિક ભેદ છે. પ્રથમ તો સમવાયતંત્ર સંયુક્ત છતાં એક જ રાજ્ય છે, જ્યારે સમૂહતંત્ર એક રાજ્ય નથી. બંનેમાં તેમના ઘટકોનું સ્થાન અને પદવી જુદાં જુદાં છે. સમવાયતંત્રનો ઘટક પોતે સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્ય નથી. જ્યારે સમૂહતંત્ર, તેનાં ઘટક-રાજ્યોએ ઠરાવેલા અમુક હેતુઓને માટે થયેલું સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્યોનું જોડાણ છે. એ દરેક રાજ્ય પોતે ચાહે ત્યારે કાયદેસર રીતે સમૂહ-તંત્રમાંથી છૂટું થઈ શકે છે. સમવાયતંત્રના જેવી હેતુની એકતા ન હોવાને કારણે એ સમવાયતંત્રના જેટલું સ્થાયી કે અસરકારક નથી હોતું. સમૂહતંત્રનો પ્રત્યેક ઘટક સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્ય તરીકે ચાલુ રહેતો હોવાને કારણે તેનો નાગરિક સમૂહતંત્રનો નાગરિક નથી બનતો તથા તેનાં ઉપર સમૂહતંત્રની સીધી સત્તા હોતી નથી. આથી સમવાયતંત્રમાં જે જીવંત એકતા હોય છે તે સમૂહતંત્રમાં નથી હોતી.

સમૂહતંત્રના મૂળમાં જ રહેલી આ બધી ખામીઓને લીધે સમૂહતંત્રનો એકે અખતરો સફળ થયાનો ઇતિહાસમાં દાખલો નથી. સ્વિટ્ઝર્લૅન્ડ, યુનાઈટેડ સ્ટેટ્સ અને જર્મનીનાં સમવાયતંત્રો આરંભમાં સમૂહતંત્રો જ હતાં. પરંતુ, ઉપર જણાવેલાં કારણોને લીધે. તે ધાર્યો હેતુ પાર પાડવામાં સફળ ન થઈ શક્યાં, એટલે છેવટે તેઓ સમવાયતંત્રમાં ફેરવાઈ ગયાં. આજે દુનિયામાં એક પણ સમૂહતંત્ર મોજૂદ નથી.

હિંદમાં આજે રાજ્યબંધારણના પ્રશ્નો વિચારાઈ રહ્યા છે ત્યારે ઇતિહાસનો આ અનુભવ સમજવા જેવો લાગે છે.

મણિભાઈ ભ૦ દેસાઈ

# સિંહ અને અવળો પ્રશ્ન

સપ્તર્ષિઓએ 'મઘાનાં મોઘાં પાણી' પસંદ કરેલાં કહેવાય છે. વસંત ઋતુ*ની શરૂઆતના દિવસોમાં, રાતના નવ વાગ્યાના સુમારે, આકાશના પૂર્વ ભાગે મઘા અને ઈશાન ખૂણામાં સપ્તર્ષિ ઊગતા જણાશે. સપ્તર્ષિમાં સાત તારા છે જ્યારે મઘા, સિંહ રાશિમાં આવેલા પોતાના જ નામના એક નક્ષત્રનો યોગતારો છે. તારકમંડળમાં જે સૌથી વિશેષ ચળકતો તારો હોય છે તેને એ મંડળનો યોગતારો કહેવામાં આવે છે. આપણે જોયેલાં મંડળોમાં પારિજાત અને આર્દ્રા અનુક્રમે વૃશ્ચિક અને મૃગમંડળના યોગતારા છે.

સિંહ રાશિમાં બધાં મળી ત્રણ નક્ષત્ર છે — મઘા, પૂર્વા ફાલ્ગુની અને ઉત્તરા ફાલ્ગુની. મઘા નક્ષત્રનો આકાર દાતરડા જેવો છે, અને મઘા તારો એ દાતરડાની મૂઠનો છેડો છે. આ મઘા નક્ષત્રની નીચે સહેજ લંબચોરસ બનાવતા ચાર તારાઓ છે. આ તારાઓ બે બેની જોડમાં એકબીજાની નીચે ક્ષિતિજને સમાંતર આવેલા છે. આપણે આ લંબચોરસને ફાલ્ગુની-નો લંબચોરસ કહીશું. ફાલ્ગુનીના ઉપરના બે તારાની જોડને પૂર્વા ફાલ્ગુની અને નીચેના બે તારાની જોડને ઉત્તરા ફાલ્ગુની કહે છે. પૂર્વા ફાલ્ગુનીના બંને તારા ચળકતા છે, પણ એ બેમાં ઉત્તર તરફનો વિશેષ ચળકતો છે. ઉત્તરા ફાલ્ગુનીમાં એક તારો ખૂબ ચળકતો છે અને બીજો સાવ ઝાંખો છે. એ એટલો બધો ઝાંખો કેમ હશે? ઉત્તરા ફાલ્ગુનીના ચળકતા તારાને અરબ લોકો अल धनब अल असद — સિંહપુચ્છ કહે છે. પુચ્છનું માન પોતાને નથી મળ્યું એમ માનીને તો એ ક્રોધથી કાળો પડી ઝાંખો નહીં થયો હોય?



* ફેબ્રુ. ૧૯થી એપ્રિલ ૨૦ સુધી

મઘા નક્ષત્ર અને ફાલ્ગુનીના લંબચોરસને ધ્યાનમાં લઈએ તો સિંહ જેવી આકૃતિ ઊભી થતી દેખાશે. મઘા તારો સિંહના આગળના પગ દર્શાવે છે અને દાતરડાનો વળાંક એનું માથું. પૂર્વા ફાલ્ગુની આ સિંહની કમર છે, જ્યારે ઉત્તરા ફાલ્ગુનીનો ચળકતો તારો એનું પુચ્છ છે. સિંહ રાશિની સિંહ આકૃતિ, વૃશ્ચિક રાશિના વીંછીની પેઠે, પહેલી દૃષ્ટિએ એકદમ સ્પષ્ટ થઈ જતી નથી. પણ એક વાર સ્પષ્ટ થયા પછી એ હંમેશ માટે મનમાં કોતરાઈ જાય છે અને ભૂલી જવાતી નથી.

મઘાનું અંગ્રેજી નામ છે 'રેગ્યુલસ'. રેગ્યુલસ એટલે નાનો રાજા. સિંહ જંગલનો રાજા છે અને મઘા એનો યોગતારો છે. માટે તો એને નાનો રાજા નહીં કહ્યો હોય? અથવા જંગલને જન્માવનાર મેઘરાજા એ મોટો રાજા અને જંગલમાં રાજ કરનાર એ ઉપરાજા એમ કલ્પીને તો મઘાને નાનો રાજા નહીં ગણ્યો હોય? એક બીજી રીતે મઘા ખરેખર નાનો રાજા છે. આકાશમાં જે માર્ગે થઈને સૂર્ય ભ્રમણ કરે છે એનું નામ છે ક્રાન્તિવૃત્ત. સૂર્ય-માર્ગનું રક્ષણ કરવા માટે, ક્રાન્તિવૃત્તના ચાર ભાગ પાડી, દરેક ભાગની જવાબદારી એક એક ચળકતા તારાને આપ્યાનું પ્રાચીન બાબિલોનિયાના લોકોએ કલ્પ્યું હતું. આ ચાર તારાઓ મઘા, પારિજાત, મીનાસ્ય અને રોહિણી છે. પ્રથમ વર્ગના આ ચારે તારા પૈકી એકલો મઘા ક્રાન્તિવૃત્તની સાવ પાસે છે. સૂર્ય આકાશનો રાજા છે અને મઘા સૂર્યની અનુપસ્થિતિમાં એનો વાઇસરૉય—ઉપરાજા—નાનો રાજા છે. વરસાદનો રાજા મેઘરાજા, અને એને જન્માવનાર સૂર્યને સમ્રાટ કલ્પીએ તો, વરસાદનાં નવ નક્ષત્રો આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વા ફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત અને ચિત્રા પૈકી બરાબર મધ્ય સ્થાન ભોગવનાર મઘા, ખરેખર નાનો રાજા છે એમ લાગશે. અને ત્યારે સપ્તર્ષિઓએ મઘાનાં મોંઘાં પાણી કેમ પસંદ કર્યાં હશે એનું પણ રહસ્ય સમજાશે.

સપ્તર્ષિની વાત મુલતવી રાખી સિંહ રાશિના તારાઓની થોડી પિછાન કરી લઈએ. ખુદ મઘા એક વિરાટ તારો છે. એ સૂર્ય કરતાં ૧૨૫ ગણો મોટો અને ૨૫૦ ગણો તેજસ્વી છે. પણ એ એકલતારો નથી. એનો સાથી તારો નીળા રંગનો માત્ર દૂરબીન વડે દેખાય એવો ઝાંખો તારો છે. આ સાથીતારક પણ પાછો યુગ્મતારક છે. આમ એકલપંથી દેખાતો મઘા ખરી રીતે ત્રણ તારા મળીને બનેલો એક સંબદ્ધ તારો છે.

સિંહ રાશિનો બીજો ચળકતો તારો સિંહપુચ્છનો છે. એ બીજા વર્ગનો તારો છે. સૂર્ય કરતાં એ ૧૧ ગણો તેજસ્વી છે અને આપણાથી ૩૨ પ્રકાશવર્ષ છેટે બેઠેલો છે. સિંહ રાશિનો ત્રીજો ચળકતો તારો મઘા તરફના દાતરડાના વળાંકનો બીજો તારો છે. એનું એક અરબી નામ સિંહલલાટ છે. લલાટના તિલક જેવો આ તારો આકાશના સુંદરતમ યુગ્મતારાઓ પૈકીનો એક છે. એનો એક તારો ખુલતા નારંગી રંગનો છે અને બીજો લીલી સોનેરી છાંટવાળા પીળા રંગનો છે. ૫૦૦ પ્રકાશવર્ષ છેટે આવેલા આ બંને તારા એક સામાન્ય કેન્દ્રની આજુબાજુ ફેરફુદરડી ફરે છે. એમની એક ફેરફુદરડી લગભગ ૪૦૦ વર્ષે પૂરી થાય છે!

૨૧ મી જૂને સૂર્યનું દક્ષિણાયન (સાયન) થાય છે. આજ કાલ સૂર્યનું દક્ષિણાયન કર્ક રાશિમાં થાય છે. ૪૫૦૦ વર્ષ પહેલાં એ સિંહ રાશિમાં થતું હતું. મિસરના પિરામીડો ઘણા જૂના મનાય છે. એ પિરામીડો જેટલું જૂનું ત્યાંનું એક સ્ત્રી-સિંહ (સ્ફિન્કસ)નું પૂતળું છે. આ શિલ્પ રાક્ષસી કદનું પથ્થરનું એક મોટું બાવલું છે. કંઈ નહિ તો ૫૦૦૦ વર્ષ જેટલું એ પુરાણું મનાય છે. પિરામીડમાંના મૃતદેહો ઉપર તે સમયના ધ્રુવતારાનો પ્રકાશ પડે એવી યોજના કરેલી છે. એ જ પ્રદેશના બુદ્ધિશાળી ખગોળ-જ્ઞ સ્થપતિઓએ, પોતાના સમયનું, સિંહમાંનું સૂર્યનું દક્ષિણાયન અમર કરવા, એ વિરાટ સ્ત્રી-સિંહ સર્જ્યો છે, એમ માનીએ તો એમાં કશું જ અજૂગતું નથી.

આપણી રાશિનો સિંહ કયા કથાનકનો સિંહ હશે? રાજા દિલીપના સિંહના રૂપમાં પરીક્ષા લેનાર ઇન્દ્રનું આ સ્મરણચિહ્ન હશે? કે પછી ગુફામાં રાક્ષસ સાથે દ્વંદ્વ યુદ્ધ ખેલી, એનો નાશ કરી જનતાનું કલ્યાણ કરનાર વાનરસિંહ વાલીનું? વળી દેવમંદિર, રાજદ્વાર યા ઘરના પ્રવેશદ્વારે સિંહ બેસાડવાનો આપણે ત્યાં રિવાજ છે એ કઈ કથાની અંતકડી હશે? સિંહ રાશિના મઘા નક્ષત્રરૂપી અવળા પ્રશ્નાર્થચિહ્ન જેવી આ જિજ્ઞાસા અગમ્ય રહસ્યવાળી તો નહિ હોય ને?

છોટુભાઈ સુથાર

# રાષ્ટ્રભાષા પ્રચાર વિષે બે સવાલો

ગયા અંકમાં ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સભાની સ્થાપનાની જાહેરાત વાચકોએ જોઈ હશે. ત્યાર પછી તરત થોડા દિવસમાં છાપાંમાં 'અખિલ ગુજરાત પ્રાંતીય રાષ્ટ્ર-ભાષા પ્રચાર સમિતિ'ના પદવીધરોનાં નામ આવ્યાં. આ એક અકસ્માત પણ હોય. પરંતુ તે પરથી, અને પહેલાં પણ કેટલાય વખતથી, અવારનવાર પૂછપરછ થયા કરે છે કે, આ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ શું છે? આનો જાહેર જવાબ આપવો ઠીક થશે.

આવી પૂછપરછ આ સમિતિના ખોટા નામને લઈને જન્મે છે. આ સમિતિનું 'રાષ્ટ્રભાષા' પ્રચારનું નામ ભ્રામક છે. પ્રામાણિકતાને ખાતર પણ તેના સંચાલકોએ તે બદલવું જોઈએ, જેથી લોક નાહક ભુલાવામાં ન પડે.

આ સમિતિ 'હિંદી–નાગરી'નો પ્રચાર કરે છે. રાષ્ટ્ર-ભાષાનું લોકમાન્ય નામ 'હિંદુસ્તાની' તેને માન્ય નથી: જો એને 'હિંદી' નામ માન્ય હોય તો તે એ વાપરી શકે છે; એમાં સ્પષ્ટતા પણ છે, અને ગેરસમજને સ્થાન ઓછું થાય છે.

તે સંસ્કૃત શૈલીની હિંદીને માને છે. તેની લિપિ નાગરી છે, એમ જણાવી, તે લિપિનો પ્રચાર કરવામાં માને છે. આ કાંઈ પૂર્ણ રાષ્ટ્રભાષા ન થઈ. તે તો બે લિપિમાં લખાતી એવી જે સરળ હિંદી ઉર્દૂના સુભગ સમાસરૂપ ભાષા હિંદુસ્તાની છે, તે છે. તેથી સમિતિનું નામ તો બદલવું જોઈએ.

પણ તેના સંચાલકો તે કદાચ ન બદલે. 'રાષ્ટ્રભાષા'ને નામે જૂનું જે પરીક્ષાતંત્ર ચાલતું હતું, તે ચલાવ્યે રાખવા માટે તેમાં અનુકૂળતાનો લાભ હોય. એ લોભ જતો ન કરી શકાતો હોય.

પરંતુ જનતા સ્પષ્ટતા માગે છે; તેણે તે માગવી જોઈએ, ને તેમને એ મળવી જોઈએ. તે એ છે કે, 'રાષ્ટ્રભાષા' શબ્દ ભ્રામક છે, અને તેને નામે હિંદી શૈલી+નાગરી લિપિનો પ્રચાર કરવામાં આવે છે. મહાસભાએ તથા ગાંધીજીએ જેને રાષ્ટ્રભાષા કહી છે, તે ભણવા કે પ્રચાર કરવા માગનાર સમજે કે, ઉર્દૂ નાગરી બેઉ લિપિ લઈને ચાલતો હિંદુસ્તાનીનો પ્રચાર એ મહાસભાને માન્ય છે, અને એને માટે ગાંધીજીએ હિંદુસ્તાની પ્રચાર સભા નામે અલગ સંસ્થા સ્થાપી છે. ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ એ સંસ્થાની નીતિરીતિ પ્રમાણે પોતાનું કામ કરે છે.

એક એવો સવાલ પણ આવ્યો છે કે, ત્યારે પેલી હિંદી–નાગરી પ્રચાર સમિતિના પ્રમુખ શ્રી મુનશી કેમ છે? કેટલાક મહાસભાવાદી પણ એમાં નથી?

આ સવાલ ખરું જોતાં તેઓને પૂછવો જોઈએ. હું તો એનો સામાન્ય જવાબ જ આપી શકું. શ્રી મુનશી હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ છે. તે અગાઉ એ તેની પ્રચાર પરિષદના પ્રમુખ થયા હતા. તે સ્થાનેથી તેમણે પણ આખા હિંદની બધી કોમો — હિંદુમુસલમાન સૌ — વચ્ચેના માધ્યમ તરીકે એક ભાષાની જરૂર માની જ છે, અને તે 'હિંદી-હિંદુસ્તાની' છે, એમ કહ્યું છે. નામનો ઝઘડો જવા દઈએ. મતલબ કે, એક રાષ્ટ્રભાષા સૌ માટે જોઈએ તે એમને કબૂલ છે. કોંગ્રેસ તેને જ 'હિંદુસ્તાની' કહે છે. તો પછી ઝઘડો ક્યાં રહ્યો? એ ઝઘડો રાષ્ટ્રભાષાના ક્ષેત્રનો નથી. એ ઝઘડો હિંદના કોમી ઝઘડાને અંગેનો છે. તેનું સ્વરૂપ શ્રી. મુનશીનાં વ્યાખ્યાનોમાંથી હું જે સમજ્યો છું તે કહું.

ઉપર પ્રમાણે હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર્યા પછી, હિંદી ને તેના પ્રચારની ખાસ વાત રહે નહિ. પણ શ્રી મુનશી તેને બીજા એક દૃષ્ટિબિંદુથી સમજાવે છે. એ બિંદુ રાષ્ટ્રભાષા અંગેનું નથી પરંતુ દેશના બધા હિંદુઓને માટે એકભાષા રચવાનું છે. આજે બધા હિંદુઓ એક ભાષા નથી બોલતા. તેમની ધર્મભાષા સંસ્કૃત છે એમ કહેવાય. પરંતુ એ બોલાતી નથી. હિંદુઓ બોલે છે તો પોતપોતાની પ્રાંતભાષા; અને તે જ ભાષા તે તે પ્રાંતની બધી કોમોની હોય છે. એટલે પ્રાંતોના હિંદુઓએ પોતાની એક હિંદી ભાષા કરવી, એ વિધાન રાષ્ટ્રીય એકભાષાના ક્ષેત્રનું નથી. કોમ અંગેનો સવાલ એથી નિરાળું જ ક્ષેત્ર છે. એટલે, મહાસભાવાદી તરીકેનો સવાલ આવે છે ત્યાં, રાષ્ટ્રભાષાપ્રચારનું રચનાકાર્ય સ્પષ્ટ છે અને તે હિંદુસ્તાની પ્રચાર છે.

આ બાબતમાં સરદાર વલ્લભભાઈ પટેલને એક ગુજરાતી ભાઈએ પૂછેલા પ્રશ્નનો તેઓશ્રીએ આપેલો ઉત્તર યાદ દેવડાવું. તે ૧૯૪૫ના ડિસેંબર અંકમાં અપાયો હતો, તે નીચે ઉતારું છું:

પૂના, તા. ૧૬–૧૧–'૪૫

"તમે રાષ્ટ્રભાષા વિષે કોંગ્રેસની નીતિ શું છે તે જાણવા માગો છો. તે નીતિ કોન્ગ્રેસના તે વિષેના ઠરાવમાં છે* તે તમારે જોઈ લેવી ઘટે છે. હું જે રીતે કોંગ્રેસની નીતિ સમજ્યો છું તે તમારી મદદ સારુ મૂકું છું.

૧. ઉત્તર હિંદુસ્તાનના (શહેરના તેમ જ ગામડાંના) હિંદુ-મુસલમાનો આપસના વહેવારમાં જે ભાષા બોલે છે તે હિંદુસ્તાની છે અને તે રાષ્ટ્રભાષા છે.

૨. આ હિંદુસ્તાનીનાં સાહિત્યિક બે રૂપો છે, હિંદી અને ઉર્દૂ.

૩. કોંગ્રેસી હિંદુસ્તાનીમાં હિંદી અને ઉર્દૂનું ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રણ હોય છે

૪. કોંગ્રેસે હિંદુસ્તાની માટે બે લિપિનો સ્વીકાર કર્યો છે, નાગરી અને ઉર્દૂ. આનો અર્થ એ થયો કે, આ બેમાંથી ગમે તે લિપિમાં લખેલ લખાણનો સ્વીકાર કરવાને કોંગ્રેસ બંધાયેલી છે. કોંગ્રેસવાળા પોતાની મરજી મુજબ ગમે તે લિપિમાં લખી શકે છે.

૫. ઉપરની નીતિ પરથી સ્પષ્ટ થાય છે, કોઈ કોંગ્રેસવાળા ઉપર નાગરી લિપિમાં કે ઉર્દૂ લિપિમાં કોઈ કાગળ, પરિપત્ર કે પ્રકાશન આવે તો એને એ વાંચતાં આવડવું જોઈએ. અમુક લિપિ હું નથી જાણતો એમ કહી એ એનું લખાણ પાછું ન કાઢી શકે.

૬. જ્યાં સુધી દેશમાં નાગરી અને ઉર્દૂ આ બેમાંથી એક જ લિપિ જાણનારાઓની ઠીક સંખ્યા રહેવાની છે ત્યાં સુધી કોંગ્રેસ-વાળાઓએ બન્ને લિપિમાં લખવાનો મહાવરો રાખ્યે જ છૂટકો, નહિ તો અમુક લોકોનો સીધો સંબંધ સાધી જ ન શકાય અને એ ઊણપને કારણે આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિ એકાંગી થઈ જાય,

૭. માટે જ્યાં જ્યાં ભણાવવાની સગવડ ઊભી કરી શકાય ત્યાં ત્યાં બન્ને લિપિનું એકસામટું જ્ઞાન આપવું જોઈએ અને કોંગ્રેસવાળાઓએ પોતાની સ્વરાજ્યની સેવાની યોગ્યતા વધારવાની દૃષ્ટિએ બન્ને લિપિ શીખવી જોઈએ."

૧૨–૪–'૪૬ મ૦

* આ ઠરાવો વિષે 'શિ. સા.'ના નવેંબર, '૪૫, અંકમાં 'કોંગ્રેસ અને રાષ્ટ્રભાષા' (પા. ૨૪૪) એ લેખ જુઓ.

# મૅટ્રિકના અભ્યાસક્રમમાં ફેરફાર

મુંબઈ યુનિવર્સિટીની સેનેટે મૅટ્રિકના અભ્યાસક્રમમાં અમુક ઢબનો ફેરફાર કરવાની ભલામણ પસાર કરી છે. તે અંગે છાપાંમાં મોટે ભાગે તેને નાપસંદ કરતી ટીકાઓ આવી છે. એમાં ખાસ વાંધો એ લેવાય છે કે, આથી પરીક્ષાનું ધોરણ બહુ ઊતરી પડે છે; અને કેટલાક જરૂરી વિષયો રદ થઈ શકવાથી, નીચલાં ધોરણોના ભણતરમાં પણ તેમને ઘસાતું સ્થાન મળવા ભીતિ છે.

શો ફેરફાર થયો છે ને તેનું હવે આગળ શું થશે એ અંગે એક જાણકાર ભાઈ કહે છે કે,

"સેનેટની એ સભા તદ્દન અવ્યવસ્થિત હતી; કોણ શું કહેવા માગે છે તે પૂરેપૂરું સમજાય એમ જ ન હતું. જેને જે ફેરફાર સૂચવવા હતા તે સૂચવ્યા — પણ એ પાછળ શિક્ષણ-વિષયક વિચારણા હતી જ નહિ. આવા વાતાવરણને અંગે જે ગંભીર વિચાર આપી શકે તેવા પ્રતિષ્ઠિત વિદ્વાનો મૂંગા બેસી રહ્યા હતા. . . .

"આખીયે સભા કાંઈ સાંભળવાના 'મૂડ'માં ન હતી. અને દરેકેદરેક વિષય ઉપર, ધોરણ ઉપર ને અભ્યાસક્રમ ઘટાડવા બાબત, એમ લગભગ ૨૦ વખત જુદી જુદી બાબતો માટે મત લેવાયા, ને આ ઠરાવરૂપે પરિણામ આવ્યું.

"પણ આ છેવટનો નિર્ણય નથી. હજી આ આખી વસ્તુ સિન્ડિકેટ પાસે જશે. ચોક્કસ સ્વરૂપમાં બરાબર ઘડાશે ને પછી ફરી પાછી સેનેટ પાસે એ દરખાસ્ત આવશે. જો સેનેટમાંથી પસાર થશે તો છેવટે ચાન્સેલરની સંમતિ માટે જશે. તે મળ્યા પછી નવો અભ્યાસક્રમ શાળાઓમાં આવશે.

"ઘણાંનું એવું માનવું છે કે, જે પસાર થયું છે તે સ્વરૂપમાં નવો અભ્યાસક્રમ આવે એવો સંભવ નથી. એ માટે ઘણે સ્થાનેથી વિરોધ થયો પણ છે. એટલે સેનેટ પસાર કરશે તોપણ ચાન્સેલર બહાલી આપશે નહિ. જોકે સેનેટમાંથી પણ ફરી પસાર થવાનો સંભવ બહુ ઓછો છે.

(અ) સૂચવેલો ને સેનેટે પસાર કરેલો અભ્યાસક્રમ આ પ્રમાણે છે:—

**ફરજિયાત વિષયો**

૧. માતૃભાષા અથવા (માત્ર પાંચ વર્ષ માટે) અંગ્રેજી
૨. અંગ્રેજી ('જનરલ')
૩. સામાન્ય વિજ્ઞાન
૪. ગણિત (બીજગણિત, ભૂમિતિ અને અંકગણિત) (બે પ્રશ્નપત્રો — દરેક ૧૦૦ માર્કસનો)

**મરજિયાત (ગમે તે એક વિષય લેવાનો)**

૧. પ્રાચીન ભાષા અથવા અર્વાચીન યુરોપીય ભાષા (અંગ્રેજી સિવાય)
૨. ઇતિહાસ (હિંદનો)
૩. ઇંગ્લંડનો ઇતિહાસ
૪. ભૂગોળ
૫. ભૌતિક અને રાસાયણિક વિજ્ઞાન

(બ) વિદ્યાર્થીએ દરેક વિષયમાં ઓછામાં ઓછા ૨૫/૧૦૦ ગુણ મેળવવાના રહેશે, ને એકંદરે ૩૫ ટકા સરવાળો થવો જોઈએ.

(ક) દરેક વિષયના બોર્ડને અત્યારના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને માથે વધુ બોજો હોય તે ઘટાડવા ભલામણ કરવી.

આમ વિષયો ઓછા થયા, પાસ થવાનું ધોરણ નીચું ઉતાર્યું, ને અભ્યાસક્રમ પણ હલકો કરવો એમ ઠરાવવામાં આવ્યું છે.

મૅટ્રિકનો અભ્યાસક્રમ આજે સંતોષકારક નથી, પણ નવા સુધારા એને કોઈ પણ રીતે વધુ સંગીન બનાવી શકે તેમ નથી, અને કોઈ પણ પક્ષને સંતોષ આપી શકે તેમ નથી, એમ ઘણનું માનવું છે."

આ બાબત યુનિવર્સિટી હવે શું કરે છે તે જોવાનું છે પરંતુ એક બે બાબતો તેમાં ધ્યાન બહાર જવી ન જોઈએ. એક તો એ કે, અંગ્રેજી કેળવણીએ ઉપરથી શરૂ કરીને નીચે ફેલાવાનું જે ઊંધું વટવૃક્ષ ઊભું કર્યું છે, (ગીતાકાર જેને માટે 'અસંગ' શસ્ત્ર જ સૂચવે છે), તે હવે છતું અને સીધું થવું જોઈએ. પાયાની કેળવણી જ આગળ વધતાં વધતાં જ્યાં લઈ જાય ત્યાં ને તેટલા ધોરણે પહોંચવું જોઈએ. કૉલેજવાળા ને પંડિતો એને અવાસ્તવિક રીતે ખાલી ખેંચીને ઉપર ઢસડી લાવે એ ઘાતક થશે. હવેની કેળવણીમાં સુધારો કરવાને માટે, આ પાયાનો સિદ્ધાંત છે, તેને સેનેટના પંડિતો ન ભૂલે.

બીજું, એમાં સ્વભાષા અને રાષ્ટ્રભાષાનું વ્યવસ્થિત અને માનભર્યું સ્થાન હોવું જોઈએ. યુનિવર્સિટીમાં પણ હવે માધ્યમ સ્વભાષા બનશે એ યાદ રાખવું ઘટે. (આંતર-યુનિવર્સિટી બોર્ડે આ જાતની ભલામણ પણ કરી છે, એ આ નવા યુગની નિશાનીરૂપ છે.) એક અર્વાચીન ભાષા તરીકે જ અંગ્રેજીને હવેના ક્રમમાં સ્થાન ઘટે છે. અને તેનું ધોરણ સામાન્ય હિંદી બાળકની વહેવારુ જરૂર તથા વિકાસને ધ્યાનમાં રાખીને ઠરાવવું જોઈએ. એ ભાષા સ્વ- અને રાષ્ટ્ર-ભાષાને નુકસાન હવે તો ન જ કરી શકે.

બધા વિષયોનું માધ્યમ સ્વભાષા થઈ જાય તો, જ્ઞાન અને માહિતીની દૃષ્ટિએ, થોડાં વરસમાં આપણું ધોરણ સાબૂત કરી શકાશે. ત્યાં સુધી, આ સુધારાને લીધે, જૂની નજરે જો તે દેખીતું ઊતરતું લાગે તો ભડકવા જરૂર નથી. કેમ કે આ ઢબે અપાતું શિક્ષણ શરૂઆતથી તેના ગુણમાં ક્યાંય વધી જશે. અને જેમ જેમ તેમાં આગળ વધીશું તેમ તેમ તેના કદમાંય સુધારો જ થશે. એટલે યુનિવર્સિટી હવે એવી સમજથી ચાલે કે, મૅકોલેનો યુગ પૂરો થઈ હિંદમાં હવે સ્વભાષા યુગ પાછો આવી ગયો છે. આ સમજવાળી સેનેટ આજે ન હોય, તો કાંઈક અધવધરું કરે એમ બને. પરંતુ તે પણ મૅટ્રિકના

અભ્યાસને વાસ્તવિક જરૂર તરફ વધારે વળતો ને તેને વધારે વફાદાર તો કરશે જ. પસાર થયેલા ઠરાવની વિગતોમાં ભલે સુધારા-વધારાને અવકાશ હોય, પરંતુ આ મોટી ને મહત્ત્વની બાબત તેમાં અજાણ્યે પણ કાંઈક તો સ્વીકારવામાં આવી છે, એ તેની તરફેણમાં જનારી એક બાબત તરફ દુર્લક્ષ થવું ન જોઈએ. મૅટ્રિક માત્ર કૉલેજ-પ્રવેશની જ પરીક્ષા નથી. એ શાળાન્ત પરીક્ષા પણ છે. અને મોટી સંખ્યાના વિદ્યાર્થીઓ એટલેથી ભણતર પૂરું કરીને જીવનમાં પડે છે અથવા વિશેષ તાલીમ લેવા જાય છે. આ ખ્યાલ અહીં ભુલાવો ન જોઈએ. આજે હિંદુસ્તાની તાલીમી સંઘ બુનિયાદી કેળવણીનાં ૭ વર્ષ બાદ ઉત્તર-બુનિયાદી તરીકે વર્ધા યોજનાને આગળ વધારવા માગે છે, તે કક્ષા મૅટ્રિકને મળતી થઈ! એમાં પાયાથી વિચાર કરવાની જે નવી દૃષ્ટિ છે, તે હવે પછીના કેળવણી-સુધારાનું મુખ્ય સૂત્ર થવી જોઈએ.

૧૫-૩-'૪૬ મગનભાઈ દેસાઈ

# વલ્લભ વિદ્યાલય—બોચાસણ

"રાષ્ટ્રીય સંસ્થાઓ પાછી કામે ચડે છે" એવા મથાળાથી અપાતા તેમના પરિચયની લેખમાળા કેટલાક અંકથી ચાલે છે. આ વેળા વલ્લભ વિદ્યાલયનો પરિચય આપવામાં આવે છે. સરદાર વલ્લભભાઈના પરથી તેનું આ નામ પાડવામાં આવ્યું છે.

ગુજરાતના જુદા જુદા ગ્રામવિભાગોમાં અને ખાસ કરીને પછાત ગણાતી કોમોમાં કામ કરનાર સેવકો તૈયાર કરવા માટે ઉદ્યોગપ્રધાન રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓ કાઢવાની પોતાની યોજના મુજબ, ગુજરાત વિદ્યાપીઠે, ખેડા જિલ્લામાં બોચાસણ સ્થળ પસંદ કરી, સન ૧૯૩૧ના જૂન માસની ૭મી તારીખે, આ વલ્લભ વિદ્યાલયની સ્થાપના કરી હતી.

સન ૧૯૪૨ના ઑગસ્ટની નવમી તારીખથી કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓ લડતમાં જોડાયા, એટલે વિદ્યાલયનું શિક્ષણકામ આપોઆપ બંધ હતું. બાદ ૧૫-૮-'૪૫થી તેનું કામ વ્યવસ્થિત રૂપે શરૂ કરવામાં આવ્યું છે.

વિદ્યાલયમાં જે જાતની ગ્રામસેવાની તાલીમ આપવાની કલ્પના છે તેવી જ જાતની તાલીમ અ. ભા. ચરખા સંઘે આખા દેશમાં આપવાનો નિર્ણય કર્યો. તેથી વિદ્યાલયે ચરખા સંઘે ઠરાવેલો બે વર્ષનો અભ્યાસક્રમ લઈ તે તારીખથી સમગ્ર ગ્રામસેવા તાલીમ વર્ગ શરૂ કર્યો છે. તેમાં વિનીત કે મૅટ્રિક જેટલા ભણતરવાળાંને લેવામાં આવે છે. અંગ્રેજી આવડવું એ જરૂરનું નથી માન્યું. ઉંમર ૧૯ ઉપર હોવી જોઈએ.

## અભ્યાસના વિષયો

૧. રસોઈ તથા સફાઈવિજ્ઞાન : વિદ્યાલયમાં રસોઈ બનાવવી, પાયખાના સફાઈ, અને ઘંટી ચલાવવી વગેરે કામો વિદ્યાર્થીઓ પોતાને હાથે કરશે. એની સાથે રસાયણશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, સફાઈવિજ્ઞાન, આહારશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન અને નામું શીખવવામાં આવશે.

૨. ઉદ્યોગ : ૧. ખેતી અને ગોપાલન, ૨. વસ્ત્રવિદ્યા. ખેતી અને ગોપાલન સાથે પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, જીવવિદ્યા અને પશુચિકિત્સાનું, તથા વસ્ત્રવિદ્યાની સાથે યંત્રશાસ્ત્ર, ગણિત અને કપાસવિજ્ઞાનનું જ્ઞાન આપવામાં આવશે.

૩. સામાન્ય જ્ઞાન : (એક સમય = ૪૫ મિનિટ)

| | સમય. |
|---|---|
| ૧. રચનાત્મક કાર્યક્રમના સિદ્ધાંતો તથા બીજી સંસ્થાઓની માહિતી | ૮૮ |
| ૨. મુખ્ય મુખ્ય ધર્મોનો પરિચય | ૪૪ |
| ૩. હિન્દુસ્તાનનાં ઇતિહાસ તથા ભૂગોળ | ૮૮ |
| ૪. માનવસંસ્કૃતિની પ્રગતિની માહિતી | ૮૮ |
| ૫. ગામડાના પ્રશ્નો | ૮૮ |
| ૬. નાગરિક શાસ્ત્ર | ૮૮ |
| ૭. હિન્દુસ્તાની ભાષા | ૪૪ |

૪. સ્વાધ્યાય : દિવસના કામની નોંધ કરવી અને વર્ગ ઉપરાંતનું વિશેષ વાચન.

૫. સપ્તાહમાં એક દિવસ મનોરંજન અને સંસ્કૃતિના વિવેચનનો કાર્યક્રમ રહેશે.

## ઇતર અભ્યાસની વ્યવસ્થા

૧. વાચનાલય (હિન્દી તેમ જ ગુજરાતી માસિકો, સાપ્તાહિકો અને દૈનિકો આવે છે તેનો લાભ વિદ્યાર્થીઓ લે છે. અગત્યના લેખોની નોંધ પણ સાથે મૂકવામાં આવે છે.)

૨. પુસ્તકાલય.

૩. રોજ સાંજે દેશપરદેશના સમાચાર આપવામાં આવે છે. જુદા જુદા ધર્મનાં પુસ્તકોમાંથી તથા ઇતર સાહિત્યમાંથી ઉન્નત વિચારો અને ભાવનાઓને પોષનારા વિભાગોનું થોડું થોડું અધ્યયન રાખવામાં આવે છે.

૪. નાનામોટા પ્રવાસો મોટે ભાગે પગપાળા કરવામાં આવે છે.

૫. પ્રસંગે ગામડામાં દિવસ ગાળવામાં આવે છે. ત્યાં સામાન્ય રીતે સફાઈ, સમૂહકાંતણ, ગામની મુલાકાત, ગામના વિદ્યાર્થીઓ સાથે રમતગમત, રાસ, ભજન અને સભા વગેરે કાર્યક્રમ હોય છે.

૬. વિદ્યાર્થીને વ્યવસ્થાલેર અને જવાબદારીથી પ્રત્યક્ષ કામ કરતાં આવડે એ માટે તેને હિસાબ રાખવા, કાર્યાલયની વ્યવસ્થામાં મદદ કરવી, કોઠારની વ્યવસ્થા કરવી, વગેરે કામ સોંપવામાં આવે છે.

આ ઉપરાંત નીચેની નાની મોટી પ્રવૃત્તિઓ તેની આસપાસ ચાલે છે :—

બાલશિક્ષણ — વિદ્યાલય આચાસણ ગામ બહાર ખેતરોમાં છે. આસપાસની બે-ત્રણ છાપરીઓનાં બાળકો માટે.

બહેનોનો વર્ગ — વિદ્યાલયના કાર્યકર્તાઓની બહેનો માટે.

ખાદીકામ — ૧૯૪૨ સુધીમાં આ કામ કેન્દ્ર મારફત સારું ખીલવવામાં આવ્યું હતું. તેનાં તે કેન્દ્રોમાં ૧૨ કાર્યકર્તાઓ કામ કરતા. આ કેન્દ્રો દ્વારા ખાદીકાર્યકર્તાની પ્રત્યક્ષ તાલીમ વિદ્યાર્થીઓને અપાતી. દર માસે ૧૫,૦૦૦ ઉપરાંતની ખાદી થતી.

લડત બાદ એમાં પલટો થઈ ગયો છે, અને ચરખા સંઘની નવી નીતિ પ્રમાણે, વિદ્યાલયનું જ સ્વાવલંબી ખાદીનું કેન્દ્ર ચલાવાય છે. વિદ્યાર્થીઓને તેની પ્રત્યક્ષ તાલીમ આપવા માટે પ્રયોગશાળા પણ તેથી પૂરી પડી રહે છે.

દવાખાનું — ૧૯૩૪થી આ ચાલે છે. તેથી આસપાસનાં અનેક ગામોને વૈદકીય મદદ આપી શકાય છે, ને વિદ્યાલયને તેમનો સંપર્ક ને પ્રેમ મળે છે.

ગોશાળા ને ખેતી — દસ ગાયોની ગોશાળા અને તેમને માટે ખેતીકામ ચાલે છે. જરૂરી શાકભાજી પણ કરવામાં આવે છે.

વિદ્યાલય પોતાના કાપડની જરૂર પૂરતું સૂતર કાંતી લે છે.

કુલ ૯ સેવકો તેમાં કામ કરે છે. શ્રી. રવિશંકર મહારાજની અધ્યક્ષતામાં વિદ્યાલયનું કામ ચાલે છે. વધુ જાણવા ઇચ્છનાર તેના આચાર્યને લખે.

મ૦

# માસિક વિવેચન

## એક મજલ કપાઈ

છેવટે પ્રજાને પોતાના પ્રધાનોનું રાજ્ય મળ્યું છે. પ્રાંતીય ચૂંટણીઓ પૂરી થઈ અને પ્રજાકીય પ્રધાનોએ પોતાના લોકનું કારભારું સંભાળી લીધું છે. ગવર્નરોએ એમની લીલા સંકેલી લીધી છે, અને એમના ઘણાખરા સલાહકારો બીજે બારણેથી દૂર થઈ ગયા છે: એમના કારભારનો જવાબ આપવા ઊભા રહ્યા નથી.

આમ, પ્રજાની સ્વરાજની લડતની એક મજલ પૂરી થઈ છે. શ્રી. ખેરસાહેબે વડા પ્રધાન થઈને કહ્યું એમ, નવ વર્ષે પાછા આપણે આપણા ઘરની સંભાળ લેવાના અધિકારી બનીએ છીએ. આ હક પ્રજાએ લડીને લીધો છે. અને આગળનું કામ ચાલે છે. પિંડો ચાક ઉપર છે; જોઈએ છીએ શું ઊતરે છે તે. અહિંસક પદ્ધતિમાં વાટાઘાટ કે પ્રત્યક્ષ લડત સરખાં જ હોય છે. તેને દમદાટી આપવાની હોતી નથી. જ્યારે જે જરૂરી હોય તે પગલું પૂરી સાવધાની અને સુસજ્જતાથી ભરવું, એમાં પ્રમાદ કે અભિમાન ન જોઇએ. એટલે સશસ્ત્ર યુદ્ધની સેનાઓ થાકે છે એમ અહિંસક સેનાને થાકવાપણું નથી હોતું. અહિંસક પદ્ધતિની ખૂબી જ એ છે. લડત અને આરામ એમાં ઓતપ્રોત રહેલાં હોય છે. તેથી જ સવિનય ભંગ અને અસહકાર સત્યાગ્રહની એક બાજુ છે, અને તેની જ બીજી બાજુ રચનાત્મક કાર્ય છે.

## પહેલા વિશ્વયુદ્ધની અંતિમક્રિયા

રોઇટર ખબર આપે છે કે, એપ્રિલની ૮મીએ લગભગ ૪૦ રાષ્ટ્રોના પ્રતિનિધિઓ મળ્યા અને ગઈ લડાઈના અવશેષરૂપ રાષ્ટ્રસંઘની પૂર્ણાહુતિ કરી. તેણે આ બીજા યુદ્ધના અંતે જન્મેલા સંયુક્ત રાષ્ટ્રમંડળને પોતાનો વારસ ઠરાવ્યું અને તેને પોતાની મકાન મિલકત ઇ૦ હવે સોંપી પોતે ઇતિહાસ-સમાધિ લેશે. હવે જોવાનું છે કે, બાપ કરતાં બેટો ચડે છે કે શું થાય છે તે.

લડાઈ રોકવાને માટે જન્મેલો એ સંઘ ૧૯૩૯માં તે આવી તેને રોકી ન શક્યો; એ જ એનું નૈતિક મરણ તો હતું જ. હવે તેનું ભૌતિક મરણ પણ થયું છે, અને ભૌતિક વારસો અપાઈ ગયો છે. પણ તેનો નૈતિક વારસો? અથવા તે કશો છે ખરો? યુદ્ધે તે સાફ કરી દીધો ન ગણાય? એટલે સંયુક્ત રાષ્ટ્રમંડળ નવે ચોપડે નૈતિક બાજુ શૂન્ય સિલકથી શરૂ કરે છે, એમ ગણાય.

અને એનું શરૂ થયેલું કામ જોતાં 'શ્રી ૧૧' જેવા શુકનથી પણ તે શરૂ કરી શક્યું નથી. સદ્‌ગત થતો રાષ્ટ્રસંઘ એને પેલી સનાતન વૃદ્ધ શીખનો ટોણો મારી શકે છે, 'મુજ વીતી, . . . ધીરી બાપુડિયાં.' ગયા સંઘની કે તેને જ તત્ત્વતઃ મળતી નીતિથી નવું રાષ્ટ્રમંડળ ચાલવા માગે, તો તો ટોણો ખોટો પણ ન પડે. એવા નર્યા કાયાપલટથી કાંઈ આત્મા ન ફરે. જોઈએ હવે જગત પાસે કેટલી સત્ય-અહિંસાની પૂંજી છે. કેમ કે તેના વિના રાષ્ટ્રમંડળનો જે વેપાર મંડાયો છે તે ખેડવો અશક્ય છે.

## ખોરાકી તંગી અને દારૂબંધી

હિંદમાં નોકરીધંધા ઇ૦ માટે આવતા અંગ્રેજો માટે પાદરી ખાતું રાખવાની નીતિ કંપની સરકારના જમાનાની છે. તેના અવશેષ રૂપે આજેય મુંબઈ, મદ્રાસ, લાહોર, ઇ૦ સ્થળોએ સરકાર-માન્ય બિશપો રહે છે. કલકત્તાનો બિશપ તેમનો વડો ગણાય છે, અને તેને 'હિંદનો મેટ્રોપોલિટન' કહેવાય છે. હાલ તે પદ ઉપર 'મોસ્ટ રેવરંડ' જી. સી. હુબ્બક કરીને છે. હમણાં કલકત્તાના રેડિયો-મથકેથી બોલતાં તેમણે એક ઉપદેશ-વાક્ય, (અલબત્ત ગોરા ખ્રિસ્તીઓ માટે તે ખાસ હશે એમ માનવું જોઈએ.) કહ્યું તે ધ્યાનમાં લેવા જેવું છે. તેમણે કહ્યું, "જો દારૂ ઓછો પીવામાં આવે તો સામાન્ય

વાપરને માટે ખોરાકી સામાન વધારે બચશે." (ટાઇમ્સ ઑફ ઇંડિયા—તા. ૯–૪–'૪૬—એ. પી. આઈ.નો તાર, કલકત્તા ૬–૪–'૪૬)

થોડા જ દિવસ અગાઉ, શ્રી ખેરસાહેબે પ્રધાનમંડળ રચ્યું તે વિષે લખતાં, મુંબઈના ટાઇમ્સે અગ્રલેખમાં સરકારીબેર ટકોર કરી કે, પીવાના હક (!) બાબત પહેલાં જેમ ન ચલાવતા. મતલબ કે, દારૂબંધી કરવા વિષે સંભાળજો. મેટ્રોપોલિટને આવા લોકને ખાસ ઠપકારવા ઘટે. આપણે જાણીએ છીએ કે, ૧૯૧૪–'૧૯ના યુદ્ધકાળમાં ખોરાકની તંગીને પહોંચી વળવા રશિયા, બ્રિટન, અમેરિકા ઇ૦ દારૂ-પીતા દેશોમાં પણ કડક નિયમન અને બંધી મૂકવામાં આવેલી. આજે અહીં ખોરાકની તંગી છે. તે સારુ પણ પુરવઠા ખાતું તેમ કરી શકે.

પણ આપણો દેશ દારૂડિયો, એટલે કે દારૂ પીવામાં માનનારો નથી. બધા દેશી ધર્મો તેની મના કરે છે. સમાજમાં તે પીવાની લાજ-શરમ ને અપ્રતિષ્ઠા છે. આ દેશ ગોરાનો નથી. તે હવે રાજપદેથી હઠે છે. તેની શાહીય કુટેવો માટે અહીં આખા કાયદાને તે ન બગાડી શકે. ગોરો હવે રાજકર્તા તરીકે નહિ પણ સમાન હકે અને હિંદની સેવામાં તે રહી શકે, એ સૂત્રમાં આ સમજ આવી જાય છે.

અને જો ખ્રિસ્તી તરીકે ગોરાએ વર્તવું હોય, તોય તેમનો વડો પાદરી એમને ઉપદેશ આપે છે તે હૈયે ધરવો ઘટે. દારૂ ખોરાકની ચીજોમાંથી બને છે. એટલે અન્નનું ઝેર થાય છે. અને એ ઝેર પીનારા નકામો વધારે ખોરાક લીયે છે, એ પણ ખરું જ ને? મેટ્રોપોલિટને દારૂબંધી માટે જરા વધારે જોરથી પોતાનો અવાજ ગોરાઓને સંભળાવવો જોઈએ.

## રેડિયોની હિંદુસ્તાની માટે શબ્દકોશ

અખિલ હિંદ રેડિયો મથકેથી હિન્દુસ્તાનીમાં ખબરો વગેરે રોજ અપાય છે. આની ભાષા વિષે સારી પેઠે ટીકાટિપ્પણી અને વિરોધ ચાલ્યા કરે છે. હિંદી સાહિત્ય સંમેલનનો વિરોધ તેમાં ખાસ નોંધપાત્ર છે. તેણે રેડિયોનો બૉયકૉટ કરવા સુધી પગલાં ભર્યાં હતાં.

આ પ્રશ્નનો કાંઈક નિકાલ કરવા માટે મધ્યસ્થ સરકારના તે ખાતા તરફથી એક સમિતિ નીમવામાં આવી હતી, અને તેને કેટલાક મુદ્દાઓ વિચારી તે ઉપર સરકારને સલાહ આપવાનું કામ સોંપાયું હતું. તેમાં બે મુદ્દા નીચેના હતા :

૧. રેડિયો જે ખબરો આપે છે તે હિંદુસ્તાનીમાં આવે છે, તેમ આપ્યા કરવી? કે ઉર્દૂ અને હિંદીમાં અલગ અલગ આપવી?

૨. જો એક સામાન્ય ભાષામાં આપવી, તો તે ભાષાનું સૌને સંતોષ આપે એવું શબ્દભંડોળ પસંદ કરવા શું કરવું?

સમિતિએ ફેબ્રુઆરી જાનેવારીએ મળી આની ચર્ચા કરી, અને તેણે સર્વાનુમતે એવી સલાહ આપી કે, 'ખબરો હિંદુસ્તાનીમાં જ આપવાનું ચાલુ રાખવું. આ કામમાં મુશ્કેલી છે; પણ એક રાષ્ટ્રભાષા કરવી હોય તો તેનો સામનો કરવો જોઈએ.

શબ્દભંડોળના આ કામને માટે રેડિયોવાળાઓએ લગભગ ૮,૦૦૦ અંગ્રેજી શબ્દ એવા પસંદ કર્યા છે કે જે ખબરો આપવામાં સામાન્યપણે વપરાતા હોય. તેના હિંદી, ઉર્દૂ અને સૂચનારૂપે સરળ હિંદુસ્તાની પર્યાયો તૈયાર કરવામાં આવ્યા છે. આવો કોશ કરવાનો ઇરાદો એ છે કે, સૂચવેલા સરળ હિંદુસ્તાની પર્યાયો માટે તજ્જ્ઞોની સલાહ ને મદદ લઈ શકાય.

ઉપરોક્ત સમિતિએ આ શબ્દકોશના પ્રયત્નની દિશાને આવકાર આપ્યો છે, અને તે બરોબર છે, અને તેણે સૂચવ્યું છે કે, શબ્દોની પસંદગીના આ કામને માટે સ્થાયી સલાહ સમિતિ નીમવામાં આવે, ને તે રેડિયોના ડિરેક્ટરને શબ્દપસંદગીમાં મદદ કરે. તો સદરહુ કોશનું કામ આગળ ચલાવવાનું પણ આ સમિતિ દ્વારા થાય, એમ સમિતિએ ભલામણ કરી છે.

રેડિયો અને સિનેમા હિંદુસ્તાની પ્રચારનાં જબરજસ્ત સાધનો બન્યાં છે. તેમાં રેડિયોએ શબ્દકોશ બનાવ્યો. તે કદાચ એટલો સરળ અને સફળ ના બને જેવો કે સિનેમાની લોકમાં ચાલતી ભાષામાંથી તારવવાથી બને. સિનેમા લોકને સંતોષ ન આપે તો કેમ ચાલે? એટલે તેણે આપોઆપ સફળ ભાષા યોજવી જોઈએ. અને એ તેણે પોતાની રીતે કર્યું છે, એમ કહેવું જોઈએ. તેથી આખા દેશમાં નીવડી ચૂકેલી થોડીક લોકપ્રિય હિંદુસ્તાની ફિલ્મનો પાઠ લઈને જો તે પરથી શબ્દકોશ તૈયાર કરવામાં આવે, તો એ એક સરસ કામ થાય. હિંદુસ્તાની શબ્દભંડોળ સ્થિર કરવામાં એ સાચી મદદ કરી શકે. દરમિયાન રેડિયોવાળાએ તેમના ૮,૦૦૦ શબ્દોનો કોશ પ્રજા આગળ છાપીને જ મૂકવો જોઈએ; એટલે કે તે વેચાતો મળી શકવો જોઈએ.

## કાર્યવાહક સમિતિની સુંદર દોરવણી

છાપાંમાંથી વાચકે જોયું હશે કે, કોંગ્રેસની કાર્યવાહક સમિતિ હવેથી પોતાના ઠરાવો મૂળ હિંદુસ્તાનીમાં કરશે અને તેવા જ છાપાંવાળાને પ્રગટ કરવા આપશે. આ એક ભારે મોટો ફેરફાર છે. દેશને અને કોંગ્રેસી પ્રધાનમંડળોને એમાં ક્રાંતિકારી દોરવણી રહેલી છે. જેમ કે, મુંબઈથી એક ભાઈ લખે છે, સરકારી માપબંધી અંગે ભરવાનાં ફારમ અંગ્રેજીમાં હોય છે. તે ન જાણનારને પૈસા આપી તે ભરાવવાં પડે છે.' વળી તે કહે છે કે, કોંગ્રેસ સમિતિનાં કેટલાંક પત્રકો અંગ્રેજીમાં હોય છે; સંસ્થાઓનાં પાટિયાં તો મુંબઈમાં ઘણાંખરાં હોય છે.

આગળ જતાં જોઈએ તો સુધરાઈઓ અને સ્કૂલ

બોર્ડો વગેરે પોતાના હેવાલો અંગ્રેજીમાં રજૂ કરે છે. સરકારમાં કાંઈ લખવાનું હોય તો એ અંગ્રેજીમાં કરવું પડે છે, નહિ તો તે કામ, દેશી ભાષાને રોષે (?), રખડી જાય છે.

આ બધું હવે સુધરતું જવું જોઈએ. અને આ નાનોસૂનો ફેર ન માનવો. તેથી આપણે વહીવટી કામો માટે ભાષા ખીલવવી જોઈશે. તેમાં ચોકસાઈ અને સ્પષ્ટતા આણવી પડશે. શબ્દો ને વાક્યો જોખીને મૂકતાં શીખવું પડશે. રાજવહીવટ અને ન્યાય, કાયદો તથા રાજબંધારણની ભાષા અંગ્રેજી જ રહેવાથી, સામાન્ય પ્રજાજનને સહેજે જે કેળવણી મળી શકત,—તે જો સ્વભાષામાં કે રાષ્ટ્રભાષામાં હોય તો,—તે તેને નથી મળતી. આ બધાને તે બિચારો જાદુ જેવું માનીને ડરતો રહે છે. આમ લોકશાહી પણ ન ચાલી શકે. આ બાબતમાં આપણા પ્રધાનોએ × ઊંડા ઊતરી પ્રજાને દોરવી જોઈએ. અને પ્રજાએ સ્વભાષાના વાપરનો પોતાનો આગ્રહ અને તેની આવડત પણ કેળવવી જોઈએ. કાર્યવાહક સમિતિનું ઉપરનું પગલું આ ક્રાંતિ માટેની દોરવણીરૂપ છે. નાગરિકો, સંસ્થાઓ અને સરકાર તેને આગળ લેશે?

## પ્રાથમિક શિક્ષકોની હડતાલ

આખરે એ પૂરી થઈ છે. શિક્ષકોના પ્રતિનિધિઓએ નામ૦ વડા પ્રધાનમાં પોતાનો વિશ્વાસ વ્યક્ત કર્યો છે ને તેમને પોતાની માગણીઓ જણાવીને ૨૪-૪-'૪૬થી હડતાલ સંકેલી લેવા ઠરાવ્યું છે. આ વિશ્વાસ તો તેઓ, વિના હડતાલ પાડ્યેય, મેળવી શકતા હતા. તો બાળકોનું શિક્ષણ મહિના માસ ઉપર જે રખડ્યું, તેમ ન થાત. પણ ગઈગુજરીમાં જવાની હવે જરૂર નથી. મોડે મોડેય સમજભર્યો ઠરાવ કરવા માટે અભિનંદન. હવે પછી તેઓ વધારે સામાજિક જવાબદારી દાખવીને પોતાની માગણી માટે લડશે એવી આશા રાખીએ. તેમાં તેઓ હડતાલને તો બાતલ જ રાખે, એ બધી રીતે જોતાં લાભકારક છે.

## શિક્ષકોના ત્રણ થર

પ્રાથમિક શિક્ષકો ઓછા પગારની ફરિયાદ કરે છે. પણ એ ફરિયાદ આખા શિક્ષકવર્ગની જ નથી? માધ્યમિક કે ઉચ્ચ કહેવાતા શિક્ષણના શિક્ષકો પણ એ જ દશામાં છે. લડાઈ દરમિયાન આ લોકોમાંના કેટલાય વધારે મળતરવાળાં સ્થાને જતા રહ્યા. અધ્યાપકો મિલોમાં ને ઉદ્યોગમાં અવલકારકુની વગેરેએ ગયા. હાઈસ્કૂલોમાં શિક્ષકોની તાણ પડી. એટલે આ ઉપલા બે થરના શિક્ષકોએ હડતાલ ન પાડી એટલું જ. બાકી તેમની ફરિયાદ તો છે જ.

એટલે એક જાડો ફરક આ ત્રણ થરો વચ્ચે એ જોવા મળે છે કે, પ્રાથમિક શિક્ષક હડતાલ પાડવા જેટલો પ્રાથમિક છે, માધ્યમિક વગર બોલ્યે એનું ચલાવે છે અને ટ્યૂશન દ્વારા ખેંચે છે; અને અધ્યાપક સાહેબ* તો ટ્યૂશનેય ન કરી શકે; તેમાંના કેટલાક નસીબદારો યુનિવર્સિટીનાં કામમાંથી મળતરો કાંઈક કરતા હોય.

એક બીજો ફરક પણ છે. તાણ અને મુશ્કેલીના આ કાળમાં, કપરા પ્રમાણે વેતરણ કરવું જોઈએ, એ ઉઘાડી વાત છે. પણ એમ કરવામાં સમાજમાં પ્રતિષ્ઠાને માટે બહારના દોરદમામથી મોભો સાચવવાની રૂઢિ આ ત્રણે વર્ગ જુદી જુદી રીતે પાળતા હશે. એક વાત જાણવા મળી તે પરથી આ ખ્યાલ મને આવ્યો; તે પરથી જ એ સ્પષ્ટ પણ થશે, એટલે કહું છું.

એક યુવક મિત્ર પાસેથી જાણવા મળ્યું કે, એક કૉલેજના પ્રોફેસર સાહેબ નેકટાઈ વિના કામ પર આવેલા. પ્રિન્સિપાલ સાહેબે તેમને ટોક્યા કે, તમારે સૌ પેઠે સુધા સજીને આવવું જોઈએ. શું કામ? પણ એમ પૂછી ન શકાય. ભલે ઉનાળામાં તમે બફાઈ મરો; બૂટ મોજાંમાં દોકડાઈને પગ કુગાઈ જાય; પણ પ્રોફેસરનો લેબાસ ન હોય તો કેમ ચાલે? મોટામાં મોટા પ્રતિષ્ઠિત લોક પણ આજે સાદું સ્વચ્છ પહેરણ ધોતિયું ૯૦ પહેરે; પણ તે પ્રોફેસર ક્યાં છે? તે ઓછા અંગ્રેજી યુનિવર્સિટી ચલાવે છે!

વટ સાચવવાની આ પીડા માધ્યમિકને પ્રમાણમાં ઓછી, અને પ્રાથમિકને તેનાથી ઓછી છે.

એટલે આ પણ એક ફરક તો ખરો. બાકી શીખવી ખાવાની ધંધાવૃત્તિ તો સૌમાં સમાન આવી ગઈ હોય એમ લાગે છે; અને તે માત્ર પગાર-વૃદ્ધિથી ટળી શકે એમ નથી માની શકાતું. મનુષ્ય ઘડવાના ઉદ્યોગમાં આ વૃત્તિ ન ચાલી શકે એ ઉઘાડું છે. એને શી રીતે સુધારી શકાશે, એ વિચાર હવે પછી ઉગ્રપણે આપણી સામે આવવાનો છે.

## વિદ્યાર્થીઓને પંડિતજીની સલાહ

પં૦ જવાહરલાલજી હમણાં નાવિકોની હડતાલનાં રમખાણોને પ્રસંગે મુંબઈ આવ્યા ત્યારે એક સભામાં વિદ્યાર્થીઓને સખત ઠપકો આપતાં કહ્યું:

> "તમે તો એમ વર્તતા લાગો છો કે જાણે હિંદુસ્તાન તમારી નેતાગીરી માટે તાકીને બેસી રહ્યું હોય! બધાં સ્વાતંત્ર્યયુદ્ધોમાં વિદ્યાર્થીઓ પીઠબળ હતા. તેમાંથી ભવિષ્યના નેતાઓ જાગે એવો એ ક્રમ છે. પરંતુ હિંદના વિદ્યાર્થીઓએ તો ક્યારની નેતાગીરી પચાવી પાડી છે! તમારી પ્રવૃત્તિ તો સાચે

× શ્રી. મોરારજી દેસાઈએ મુંબઈમાં એક જાહેર પરિષદમાં કહ્યું કે, હવેથી હું તમારી જોડે યા તો હિંદુસ્તાની કે ગુજરાતીમાં બોલીશ; અંગ્રેજીમાં બોલવાનો આ છેલ્લો પ્રસંગ માનજો. આ સારી વાત છે

* એક મિત્ર અહીં મને મારું અજ્ઞાન બતાવીને કહે છે કે, અધ્યાપકો હાઈસ્કૂલ કૉલેજના વિદ્યાર્થીઓનાં ટ્યૂશન કરે છે!

જ હાસ્યાસ્પદ અને વાહિયાત થઈ ગઈ છે. તમારે તો અભ્યાસ અને શાંત રચનાકાર્યમાં લાગી જવું જોઈએ. દોરવણી આપવાની હશે તેની કોંગ્રેસ પાસેથી લઈ લઈશું."

આ સલાહ વિદ્યાર્થીને આપવી પડે છે એ પણ સમયની બલિહારી છે. વિદ્યાર્થીઓને રાજકીય પક્ષોએ પોતાના સ્વાર્થને સારુ ન વાપર્યાં કે બહેકાવ્યા હોત તો કદાચ આવી સલાહ ન આપવી પડત. વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ કરવા કહેવું પડે એય ગજબ જ છે ને! આજે પરદેશીમાંથી સ્વદેશી રાજ્ય જન્મવાનો ક્રાંતિકાળ છે, તેમાં આવી બેહૂદગીઓ તો ક્ષેત્રે ક્ષેત્રે જોવા મળે તોય નવાઈ નથી. એથી નિરાશ થવાનું નથી; સતેજ થઈ તે આગંતુકતાને કાયમી માની લેવાની ભૂલ ન થાય, તો બસ. કાળબળ પણ તેમાંનું ઘણું સાફ કરી નાંખશે.

### ગ્રીષ્મવર્ગો

છાપાંમાં વાચકો અનેક ગ્રીષ્મવર્ગો ખોલવાની જાહેરાતો જોતા હશે. તે બધા વિષે માસિક પત્રમાં જાહેરાત બહુ કામની ન ગણાય. તે બધા વર્ગો પૂરા થયે તેમને વિષેની સામગ્રી આ પત્રે એકઠી કરવી જોઈએ ખરી. સર્વ વર્ગોના સંચાલકોને વિનંતી છે કે, તેઓ પોતાના વર્ગનો હેવાલ આ પત્ર ઉપર મોકલી આપે. અને તેઓને જણાવવાનું કે, ગ્રીષ્મવર્ગ પ્રવૃત્તિ માટે માર્ગદર્શક રૂપ પુસ્તિકા તૈયાર કરવાનું જે ગયા અંકમાં જાહેર કરેલું, તે હવે બહાર પડી ગઈ છે. તેની જાહેરાત આ અંકના પૂઠા ઉપર અંદર જોશો.

### સુરત જિલ્લા હિંદુસ્તાની પ્રચારક વર્ગ

સુરત જિલ્લામાં રાષ્ટ્રભાષાપ્રેમીઓ હિંદુસ્તાનીનું કામ હવે વ્યવસ્થિત રૂપે ઉપાડવા ચાહે છે. સુરત શહેરમાં આ કામ માટે વ્યવસ્થિત પ્રચાર મંડળ ચાલે છે, તેની મદદથી બારડોલી તાલુકાના કડોદ ગામે તા. ૧-૫-'૪૬ થી ૧૫-૫-'૪૬ સુધી એક પ્રચારક વર્ગ ચાલશે. તેમાં ૨૦ સ્થાનિક પ્રચારકો ઉપરાંત ૭૦ વધુ જિલ્લામાંથી લેવામાં આવશે. બહારગામના ભાઈઓનું ખર્ચ ગામલોક ઉપાડી લેશે.

મુખ્ય કાર્ય આ હશે. ઉપરાંત કાંતણ, તુનાઈ, તથા સેવાદળની ટૂંકી તાલીમ અને રચનાકાર્યનાં બીજાં અંગોનો સામાન્ય પરિચય પણ આપવામાં આવશે.

આ કામની મુખ્ય દેખરેખ શ્રી જુગતરામભાઈ દવે અને ચિમનલાલ ભટ્ટ રાખશે. બેઉ ભાઈઓ અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા,ના સભ્યો છે.

આશા છે કે, એમની દેખરેખ તળે શરૂ થતું આ કામ સુરત શહેર પેઠે સુરત જિલ્લામાં પણ હવે આગળ વધશે અને જામશે. મ૦

## નવું વાચન

**ઘર, શાળા ને શેરી**—લેખક: શ્રી. ગિરીશભાઈ મ. ભટ્ટ. પ્ર૦, ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર. પા. ૩૨, કિ. રૂ. ૦-૬-૦

સ્વ. ગિજુભાઈના સ્મરણાર્થે શરૂ કરેલી 'ગુજરાત જ્ઞાનમાળા'ની આ છઠ્ઠી પુસ્તકા છે. તેના લેખક શ્રી. ગિરીશભાઈ દક્ષિણામૂર્તિના જૂના બાળપ્રેમી શિક્ષક છે અને બાળવાર્તાના લેખક તરીકે જાણીતા છે. તેમણે પોતાના અનુભવમાંથી બાળકેળવણીને ઉપયોગી કેટલાક મુદ્દાઓ —જેવા કે, શાળામાં મકાન, બજાર, પાણિયારું, પુસ્તકાલય, બૅન્ક, રેંકડી, સંગ્રહસ્થાન વગેરે—આમાં સરળ ભાષામાં ચર્ચ્યા છે. તેમાંના ઘણા શિક્ષકોને ઉદ્દેશીને છે અને કેટલાક માબાપોને ઉદ્દેશીને છે. સૂચનાઓ અનુભવ ઉપર રચાયેલી છે અને અમલ કરવા જેવી છે. પણ તેમનો અમલ કોણ કરશે એ સવાલ સહેજે થાય છે. આજે આપણી આજુબાજુ જે પરિસ્થિતિ પ્રવર્તે છે તે જોતાં તેનો અમલ કેવાં માબાપ અને શિક્ષકો કરશે એ મોટો પ્રશ્ન છે. આજે ઘણાં માબાપોને રવિવારે કે રજાના દિવસે બાળકો ઘેર રહે તે પણ ભારે પડે છે અને તેમાંથી ચાડિયાં અને ધોકાબાજી ચાલે છે. અને શાળાઓમાં ઘણે ઠેકાણે શું નજરે પડે છે? શિક્ષક ટેબલ પર ટાંટિયા નાંખીને પડ્યા હોય કે બીડીઓ ફૂંકતા હોય, બાળકોને વઢતા હોય કે ધોલધપાટ કરતા હોય, બાળકો પાસે લાકડાં કે ચાપાણી મંગાવતા હોય કે ખોટી હાજરીઓ પૂરતા હોય, માંડ કલાકેક ભણાવતા હોય અને પરીક્ષકો કે અમલદારોની ખુશામત પર જીવતા હોય, શાળામાં કામચોરી કરીને ટ્યૂશનની કમાણીનું સાધન ઊભું કરતા હોય અને નવું વાચન તથા સંસ્કાર કેળવણીનો તો સદાકાળ ઉપવાસ હોય;—તેવાઓ પાસેથી નવીન વિચારો ઝીલવાની અને તેમનો અમલ કરવાની કેટલી આશા રાખવી?

ખરી જરૂર આજે માબાપો અને શિક્ષકોને કેળવવાની છે. તેઓ બાળકોને કેળવણી આપી શકે તે પહેલાં તેમણે પોતાની કેળવણી માટે શું શું કરવું જોઈએ તે જાણવું જોઈએ અને પોતે કેળવણી લેવી જોઈએ. કોઈ અનુભવીએ તે માર્ગ બતાવવો જોઈએ. બીજી પુસ્તકા આવા વિષય ઉપર કરવા જેવી છે. બાળકોની દૃષ્ટિએ પણ બીજા ઘણા પ્રશ્નો ચર્ચવા જેવા છે. તે થાય કે ન થાય તોપણ જેટલે અંશે આ પુસ્તિકાની સૂચનાઓનો શાળાઓમાં અમલ થશે તેટલે અંશે શાળાનું કામ દીપશે અને ભાવિ નાગરિકો વિશેષ સુઘડ અને સંસ્કારી થશે. વિ૦

**અમારો ગુર્જર દેશ:** લેખકો વસ્ત્રભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર; પ્રકાશક—વોરા ઍન્ડ કંપની, મુંબઈ; પા. ૯૨; કિં. રૂ. ૦-૧૦-૦ (સચિત્ર)

પ્રાથમિક શાળાનાં પહેલાં ચાર ધોરણનાં ભૂગોળના નવા અભ્યાસક્રમ પ્રમાણેનાં પુસ્તોની શ્રેણીનું આ ચોથું અને છેલ્લું પુસ્તક છે. આ શ્રેણીના પહેલા પુસ્તક 'દેશ દેશાવરમાં'નું અવલોકન કરતાં ચાર વર્ષ અગાઉ (શિક્ષણ અને સાહિત્ય, વર્ષ ૩, અંક ૭.) અમોએ આ લેખકોએ પસંદ કરેલી શૈલી, વિષય-છણાવટની પદ્ધતિ, વગેરે બાબતના અમારા વિચારો વિસ્તૃત રીતે આપેલા છે. એ જ ઢબે અને પદ્ધતિએ આ પુસ્તક તૈયાર કરેલું છે, 'કુદરતી વિભાગોની દૃષ્ટિએ જ શિક્ષણ અપાવું જોઈએ,' 'નવલકથાની જેમ સરળતાથી વાંચી શકાય એ ઢબે અને એને અનુકૂળ એવી સરળ અને વિવિધતાવાળી શૈલીમાં આવાં પુસ્તકોની રચના થવી જોઈએ,' માહિતી આપતી વખતે વિદ્યાર્થીનું સામાન્ય જ્ઞાન ખૂબ વધે એ દૃષ્ટિ હોવી જોઈએ,' 'પોતાનાં દેશ અને વતન માટે વિદ્યાર્થીને મમતા બંધાય એ રીતે રજૂઆત કરવી જોઈએ,' વગેરે જરૂરી વસ્તુઓ ધ્યાનમાં રાખીને આ પુસ્તક લેખકોએ લખેલું હોઈ આવકારને પાત્ર છે.

આપણા ગુજરાતનું વર્ણન કરતાં ઝીણી ઝીણી જાણવા જેવી માહિતી આપવાનો પણ સારો પ્રયત્ન લેખકોએ કરેલો છે.

આમ છતાં કેટલીક વસ્તુઓ તરફ લેખકોનું ધ્યાન ખેંચવું જરૂરી જણાય છે. ચૌદમા પાઠમાં પત્રને છેડે 'કાન્તા શાહના જયહિંદ' લખનાર કાન્તાબહેન કાનડાનાં તેમનાં મિત્રો કેશવ અને કલ્યાણીને ગુજરાતના પાટનગર અમદાવાદનું વર્ણન આપતાં બીજી બાબતો સાથે અમદાવાદને કેળવણીના કેન્દ્ર તરીકે ઓળખવવાનું કેમ ભૂલી જાય છે તે સમજાતું નથી. વળી કાનડા પ્રદેશનાં મિત્રોનાં નામ કેશવ અને કલ્યાણી એવાં ગુજરાતી નામો કરતાં તે પ્રદેશનાં નામો પસંદ કરવાં જોઈતાં હતાં. અઢાર ઓગણીસ અને વીસ એ ત્રણ પાઠમાં ગુજરાતની યાત્રાનું વર્ણન આવે છે ઉદવાડાથી દ્વારકા સુધી વચ્ચે બધાં સ્થળોએ ઉતરીને જોતાં જોતાં જનાર યાત્રીઓ તરીકે નાનાં કનુ અને કમળાને બદલે મોટી ઉંમરનાં પાત્રો પસંદ કરવાં જરૂરી હતાં. ચોવીસમા પાઠમાં પોતાના પ્રાંતનો પરિચય આપનાર તેને પ્રાંતના પ્રતિનિધિઓ અમે આસામથી આવીએ છીએ એ રીતે શરૂ કરી બોલે છે એ પ્રયોગ બરોબર નથી. બધા કંઈ સાથે ઓછા બોલતા હોય છે? બધા વતી કોઈ પ્રતિનિધિ બોલતો હોય તે રીતે શૈલી હોવી જોઈએ. વગેરે.

ગુજરાતના જુદા જુદા પ્રદેશોનું વર્ણન કરતાં તે તે પ્રદેશના કેટલાક પ્રચલિત શબ્દો લેખકોએ વાપર્યા છે તે ઠીક કર્યું છે. જેમ કે 'કાઠિયાવાડનો બાજરો' (પાનું ૨૮–૨૯) 'કાનમમાં કપાસ વીણતાં ફાળ વાળવી' (પાનું ૩૦) વગેરે સોપારીના ઝાડ અને મરીના વેલાની વિગત સારી રીતે સમજાવી છે (પાનું ૫૪) અમદાવાદની મિલોમાં એક દિવસમાં તૈયાર થતું કાપડ હિંદુસ્તાનમાં એક છેડેથી બીજે છેડે સુધી ચાદરની માફક પથરાઈ રહે' એ રીતે આપેલી માહિતી વિદ્યાર્થીના મગજમાં ઝટ ઉતરી જાય એવી છે.

એ રીતે પુસ્તક સારું છે, અને વિદ્યાર્થીઓને તે જરૂર ગમશે એમ અમે માનીએ છીએ.

શાં. ગાંધી

**ગીતિકા**—કર્તા: પૂજાલાલ, પ્રકાશક: જગન્નાથ પૂજાલાલ ડોક્ટર, ૨૨, ગોવાળિયા ટૅંક રોડ, મુંબઈ. પૃ. ૩૧; કિં. ૧–૮–૦

**જપમાળા**–લેખક, પ્રકાશક: પૂજાલાલ ર. દલવાડી, શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી. પૃ. ૩૭. કિં. ૦–૮–૦

*હૃદય-પોકાર, શ્રી માઁના ચરણે ; સંપાદક :* શ્રી નંદલાલ ભોગીલાલ શાહ. પ્રકાશક–શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. પૃ. ૬૯ અને ૩૨. કિંમત ૧–૦–૦ અને ૦–૮–૦

અરવિંદ આશ્રમનાં માના આગમનને પચીસ વર્ષ થયાં એ આનંદમંગળ મહોત્સવના ઉલ્લાસને વ્યક્ત કરતાં ૨૫ ગીતોનો સંગ્રહ તે ગીતિકા. માને ઉદ્દેશીને અનેક પ્રસંગોમાં લખાયેલાં ૧૦૮ મુક્તકોનો સંગ્રહ તે જપમાળા. એમાં કોઈ જાતનો સાધનાનો ક્રમ નથી, પણ ૧૦૮ની સંખ્યા પૂરી કરવા જાત જાતની કોટિઓ કરેલી છે. બંને પુસ્તકો ભક્ત હૃદયના ઉદ્‌ગાર છે અને 'ભક્તાત્માઓ માટે, જગદંબિકા પ્રતિ બાળકભાવે વળેલા જીવો માટે' છે. કેવળ કાવ્યરસામૃતના ઉપાસકો. ... પણ છેક નિરાશ નહિ થાય એવી આશા' લેખકે વ્યક્ત કરી છે તે છેક વ્યર્થ જાય એવી નથી.

'હૃદયપોકાર'માં 'સરળ ભક્ત હૃદયના સાચા ઊર્મિભર્યા ઉદ્‌ગારો છે. . . . એ ભક્ત હૃદય ભજનીયને ભક્તિપ્રધાન જ્ઞાનની નજરે જુએ ત્યારે જે સરળતા, જે સમર્પણ, જે તનમનાટ, જે દૈન્ય અને છતાં જે અમાપ શ્રદ્ધા અને આત્મવિશ્વાસ નીપજવાં જોઈએ, તેનું પ્રતીક આ ભક્તિકાવ્યના મુક્તક જેવા શ્લોકોમાં મળે છે.'

ગંગોત્રીના દર્શનથી જાગેલા સંવેદનમાંથી બીજા કાવ્યનો જન્મ થયો છે. એ પણ મુક્તકોનો જ સંગ્રહ છે. માના દર્શનથી થતો આનંદ, અનુભવાતી કૃતકૃત્યતા, અને પરિણામે ચડતી ખુમારી એમાં ઠેર ઠેર જોવા મળે છે. કવિ 'ઘડીક પોતાના હૃદયભાવોને વ્યક્ત કરે, ઘડીક સ્વસ્થ ચિત્તે માતૃમહિમા ગાય, ઘડીક સંસારી જનોને ઉપદેશ આપવા મંડે, ઘડીક માડીને સંબોધવા મંડે, એવું કવિએ આ કાવ્યમાં કર્યું છે.' કાવ્યની એક વિશેષતા એ છે કે, એને માટે યોજાયેલો છંદ શિખરિણી અને મંદાક્રાંતાના મિશ્રણ રૂપ છે. 'બે બોલ'માં જણાવવામાં

આપ્યું છે કે, 'પહેલા ભાગના છ અક્ષરો શિખરિણી છંદના છે, ને બાકીના મંદાક્રાંતા છંદના છે' તે બરાબર નથી. ખરું જોતાં ચરણની પહેલી બાર શ્રુતિ તે શિખરિણીની પહેલી બાર શ્રુતિ છે, અને છેલ્લી સાત તે મંદાક્રાંતાની છેલ્લી સાત શ્રુતિ છે. વળી ક્યાંક તો આખા શ્લોકો શિખરિણીમાં જ લખાયેલા છે. જેમ કે ૪, ૫, ૬, ૩૪.

**રુબાઇયાત અને બીજાં કાવ્યો:** કર્તા હરગોવિંદ પ્રેમશંકર કવિ; સંપાદક પ્રકાશક—નાથાલાલ દવે, ૧૦૧૬, કૃષ્ણનગર, ભાવનગર પૃ. ૩૨+૧૧૬. કિં ૩-૦-૦ ખાસ આવૃત્તિ ૪-૦-૦

પોણી સદીને આરે પહોંચેલા આ મસ્ત કવિનાં કાવ્યો એમનો સમો વીતી ગયા પછી પણ પ્રગટ થયાં એ આનંદની વાત છે. પુસ્તકની શરૂઆતમાં ઉમર ખય્યામની રુબાઇયાતના ફિટ્ઝરાલ્ડે કરેલા અંગ્રેજી અનુવાદ ઉપરથી કરેલો અનુવાદ આપવામાં આવેલો છે. શ્રી. ઉમાશંકરે પ્રવેશકમાં ઉમર ખય્યામ, રુબાઇયાત અને ફિટ્ઝરાલ્ડનો અનુવાદ, એ બધાં વિષે વિગતે ચર્ચા કરેલી છે અને અંતે આ અનુવાદ સંબંધે લખેલું છે કે, મેઘદૂતની જેમ આની કડીઓનું સર્વસ્વ એક જ કડીમાં ગુજરાતીમાં ઉતારવું સહેલું નથી, પણ એકંદરે કહી શકાય કે અનુવાદમાં મૂળનો પ્રસાદ અને પ્રવાહ બંને સચવાયા છે. એક જ ઉતારો બસ થશે.

> રે આવ ને ભર જામને તજ ગાઢ હૈયા-દુઃખને,
> આનંદ કંદ વસંત સમ શું લહેરથી ભર ઉરને;
> જો કાળ આ ઊડે પ્રસારી ક્ષણ ક્ષણે નિજ પાંખડી,
> રે નજરે કર આ કાળ ચાલ્યો પાંખ પર સૂવારી કરી.

મૂળ સાથે સરખાવનારને આ એક કડી ઉપરથી પણ અનુવાદના ગુણદોષનો ખ્યાલ આવી શકશે.

સંગ્રહમાંની બીજી કવિતાઓમાં પણ ગઝલો જ મુખ્ય છે અને તેમાં સૂફીવાદી મસ્તી ભરેલી છે. ગઝલ સિવાયની વૃત્તબદ્ધ કવિતાઓ કે ગીતોમાં પણ એ જ ભાવ પ્રધાન છે. 'ચાળો 'નામની કવિતામાંની પંક્તિ, લીટી એનો ખ્યાલ આપશે.'

> આંખલડીનો એવો ચાળો શે ગમ્યો ?
> શે ગમિયો એ મોહક વસમો ચાગ જો '
> વિણ દોરડીએ તાણી લીધો જીવરો,
> વિણ મદિરાએ પ્રસર્યો કેફ અતાગ જો '
>
> *
>
> સૌ સ્થળમાં એ મીઠી વાગે વાંસળી,
> ઝરમર વરસે ઉરમાં શીળો ઘન જો !
>
> *
>
> એ ચાળામાં છો તલવારો ઊછળે,
> એ ચાળે છો વસિયલ કાળા નાગ જો '
> છો એ ચાળે બાતલ તો ભવથી થવું,
> પ્રભુ ! એ ચાળાનો દેજે અનુરાગ જો !

એ પછીનું 'એ અણસારે' ગીત પણ એવું જ છે.

બીજી કવિતાઓમાં 'ક્યાંયે ઉર ઠરવે નહીં' મારું' એ પદ, થોડાં હાલરડાં, બારવા ઉપરનાં બે ગીતો, પુત્રના અવસાન પાછળ લખાયેલાં બે કાવ્યો, અને સત્યાગ્રહ સંગ્રામ વખતે લખાયેલ 'વીર હાકલ' નોંધપાત્ર છે.

લાગણીની સચ્ચાઈ, રચનાનો પ્રસાદ, અને તળપદી ભાષાનું બળ કાવ્યોને ઉપભોગ્ય બનાવે છે.

પુસ્તકને અંતે ફિટ્ઝરાલ્ડની અંગ્રેજી રુબાઇયાત તથા થોડાં ટિપ્પણો આપેલાં છે. ટિપ્પણમાં "મદિરાના પ્યાલાને 'જામે-જમશીદ' કહેવામાં આવે છે" એમ લખ્યું છે તે બરાબર નથી. જમશીદ બાદશાહ પાસે એક જાદુઈ પ્યાલો હતો જેમાં આબેહયાત હતું એમ મનાય છે. એ પ્યાલો તે જામે જમશીદ.

**સાહિત્ય અને પ્રગતિ:** [ગ્રંથ બીજો ૧૯૪૫] સંપાદકો—શ્રી કરસન માણેકાદિ છ સાહિત્યકારો. પ્રકાશક—ભારતીય સાહિત્ય સંઘ, અમદાવાદ. પૃ. ૨૨૪ કિં. ૩-૦-૦.

લગભગ ૧૨૦ પાનાં જેટલી વાર્તાઓ, ત્રીસેક પાનાં જેટલી કવિતાઓ, અને પોણોસોએક પાનાં જેટલા વિવેચન લેખોનો આ સંગ્રહ છે. શરૂઆતમાં પ્રગતિશીલ સાહિત્ય પરિષદનો ટૂંકો હેવાલ, એ પરિષદે પસાર કરેલું પ્ર. સાહિત્યકારોનું જાહેરનામું વગેરે કેટલીક માહિતી આપેલી છે. ગ્રંથ પહેલાની પેઠે આનો પણ સર્જન વિભાગ નબળો છે. વિવેચન વિભાગમાં 'રવીન્દ્ર-સાહિત્યનો પ્રધાન સૂર' 'ગીતો—એક હથિયાર' (જેમાં લેખકે પોતાનાં ગીતોની ચર્ચા કરવાની પણ હિંમત કરી છે.), 'દેશ દેશનાં રાષ્ટ્રગીતો' વગેરે શ્રમપૂર્વક લખાયેલા લેખો છે. છાપની ભૂલો ઘણી છે.

આખું પુસ્તક કોઈ માસિકના ખાસ અંક જેવી વાની પીરસે છે. નં૦

'લેટેસ્ટ ફૅડ'—પાયાની કેળવણી ઉપર આચાર્ય કૃપલાનીનું અંગ્રેજી પુસ્તક, બીજી આવૃત્તિ. પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ. કિં. ૧-૮-૦

આ ચોપડીનાં કેટલાંક પ્રકરણો આ માસિકમાં ૧૯૪૨ અગાઉ અપાતાં હતાં. તે પૂરું કરી હવે તેને ગુજરાતીમાં ઉતારવાનું કામ વિદ્યાપીઠ તરફથી ચાલે છે. થોડા મહિનામાં તે તૈયાર થઈ રહેશે. દરમિયાન અંગ્રેજી જાણનારે, ગાંધીજીનું આ કેળવણીમાં દર્શન સમજવાને માટે, આ ચોપડી વાંચવી જોઈએ. તેનું આવું સચોટ નિરૂપણ ભાગ્યે જ બીજું મળે. ગાંધીજી તેના આદિવચનમાં કહે છે, આ કેળવણી વિષે "જિજ્ઞાસુઓને જે અનેક શંકા પજવે છે તે બધીનો જવાબ આપવાનો આ ચોપડીમાં પ્રયત્ન છે."

પ્રકાશકે આ બીજી આવૃત્તિ કાઢી આવી કીમતી ચોપડી મળતી કરી, એ સારું કર્યું છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫—અંક ૫ ] અમદાવાદ [ મે, ૧૯૪૬

## સ્વ૦ શ્રી. ભૂલાભાઈ જીવણજી દેસાઈ

કહેવાય છે કે, શ્રી તથા સરસ્વતી સાથે નથી રહી શકતાં. સ્વ૦ ભૂલાભાઈ એવા નસીબદાર પુરુષ હતા કે, તે બે ઉપરાંત કીર્તિ પણ તેમને વરી હતી. અને તે કીર્તિ કેવળ શ્રી તથા સરસ્વતીની જ નહિ, પણ તેમનાં દેશપ્રેમ અને રાષ્ટ્રસેવાની પણ. તે આપકર્મી હતા. વલસાડ પાસે ભદેલી ગામમાં એક સામાન્ય સ્થિતિના કુટુંબમાં તેમનો જન્મ (ઈ. સ ૧૮૭૭માં) થયો હતો. તેમના પિતા જૂની ઢબના મુખતિયાર હતા. પિતાની એ શક્તિ પુત્રને વારસામાં સારી પેઠે મળી હતી, એ આજે જગજાહેર વસ્તુ થઈ ચૂકી છે.

હાઈસ્કૂલનું ભણતર પૂરું કરી શ્રી. ભૂલાભાઈ મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણવા આવ્યા. સામાન્ય સ્થિતિના ગરીબ પણ લાયક વિદ્યાર્થીઓને ભણવામાં મદદ કરનારી જાણીતી સંસ્થા, ગોકળદાસ તેજપાળ બોર્ડિંગમાં તે રહ્યા હતા. એમ. એ. અને ત્યાર બાદ એલએલ. બી. થઈ, ગુજરાત કૉલેજમાં ઇતિહાસના અધ્યાપક તરીકે તે દાખલ થયા. તે વખતે સ્વ૦ આનંદશંકર ધ્રુવ ત્યાં સંસ્કૃતના અધ્યાપક હતા. સાંભળ્યું છે કે, સ્વ૦ ભૂલાભાઈનાં ઇતિહાસનાં વ્યાખ્યાન સાંભળવા બીજા વિદ્યાર્થીઓ પણ પોતાના વર્ગ છોડી જતા, તેથી પ્રિન્સિપાલને તેમને વારવા માટે પ્રયત્ન કરવો પડ્યો હતો. ભૂલાભાઈનાં વિદ્વત્તા અને વક્તૃત્વ, જે આજે તો સૌ કોઈ વખાણે છે, તે એ શરૂના કાળથી જણાતાં હતાં. એમ આ પરથી દેખાય છે.

સ્વ૦ ધ્રુવ અને ભૂલાભાઈ બેઉ એમ. એ., એલએલ. બી. હતા. બેઉ અચ્છા અધ્યાપક હતા. બેઉ સામે કૉલેજ ને કોર્ટનું ક્ષેત્ર, પસંદ કરવા ઇચ્છે તો, તૈયાર હતું. સ્વ૦ ધ્રુવ કૉલેજમાં રહ્યા, ભૂલાભાઈ કોર્ટમાં ગયા, ને ઈ. સ. ૧૯૦૫માં તેમણે એડવોકેટની પરીક્ષા પાસ કરી મુંબઈ હાઈકોર્ટના વકીલ તરીકે પોતાની આજે મશહૂર થઈ ચૂકેલી કારકિર્દી શરૂ કરી.

આ મોટા ફેરફારમાં સાદુંસીધું અનુમાન એ સંભવે છે કે, કૉલેજ કરતાં કોર્ટના કામમાં કમાણી વધારે કરી શકાય, એ એક મોટું કારણ હશે. પરંતુ એક બીજો વિચાર પણ અહીં આગળ રહેલો છે, જે સમજવાથી શ્રી. ભૂલાભાઈના ત્યાર પછીના જીવનની દિશા સમજવા માટે મદદ થાય છે. હિંદના રાજકારણનો છેલ્લાં કેટલાંક વર્ષોનો પ્રવાહ જોતા જણાય છે કે, તેમાં કૉલેજોના અધ્યાપકો કરતાં કોર્ટના વકીલો વધારે હોય છે. બલ્કે, જોવા તો એમ મળે છે કે, ભાગ્યે જ કોઈ કૉલેજ અધ્યાપકે, તે તરીકે ચાલુ રહીને, છેલ્લાં ૨૦–૩૦ વર્ષ દરમિયાન કૉંગ્રેસ મંચ પર આગળપડતું સ્થાન લીધું છે. હા, તેમાંથી મુક્ત થઈને બહાર આવેલા, કૃપાલાનીજી, ગિદવાણીજી જેવાં દાખલા બતાવી શકાય; પરંતુ નોંધપાત્ર એ છે કે, ત્યારે તેઓને સરકારી શિક્ષણ સંઘરી પણ ન શક્યું. આ બીના સરકારી શિક્ષણને માટે સૂચક ટીકા તથા તેના મૂળ લક્ષણરૂપ છે, એમાં શંકા નથી. સ્વ૦ ભૂલાભાઈ જો કૉલેજને વળગી રહ્યા હોત, તો પછીના જીવનમાં તેમણે દેશની અને કૉંગ્રેસની જે ઝળકતી સેવા કરી, તે ન કરી શકત, એમ માની શકાય. સરકારી કૉલેજ છોડતી વખતે તેમને તો આ વસ્તુનો ખ્યાલ નહિ હોય. આજ આટલાં વરસ પછી, આપણે આ સમાલોચના કરી શકીએ છીએ.

કૉલેજ છોડી કોર્ટમાં જતાંની સાથે ત્યાં પણ તેમની શક્તિનો પરચો તરત મળ્યો. ને થોડા કાળમાં તે ત્યાના એક અગ્રગણ્ય વકીલ ગણાતા થઈ ગયા.

શ્રી. ઝીણા પણ એમની સાથેના એક વકીલ હતા. બેઉ મિત્રો હતા. અને આગળ ઉપર જુદા રાજકારણી રાહો પર ચાલતાં છતાં, બેઉ મિત્રો રહ્યા હતા, તેનો પુરાવો શ્રી. ઝીણાએ સ્વર્ગસ્થને જે ભાવભરી જાહેર અંજલિ આપી છે, તે છે. અનેક લોકોએ શ્રી. ભૂલાભાઈનો આ મળતાવડો મૈત્રી-સ્વભાવ વખાણ્યો છે. તેઓ કહે છે કે, વિધવિધ ક્ષેત્રોમાં અને સામે કામ કરવા છતાં શ્રી. ભૂલાભાઈ સૌ સાથે મીઠાશ અને સારાસારી રાખી શકતા. એટલું જ નહિ, તે પોતાની તળપદી ગામડિયા સાદગી પણ, મુંબઈના વોર્ડન રોડના વાતાવરણમાં પણ, ભૂલ્યા નહોતા. તે એમની તળપદી અનાવલી બોલીમાં પોતાના નાતભાઈઓ જોડે પણ એ જ ભાવ અને સરળતાથી ભળતા. તે કહેતા, ભાઈ, હું તો ખેડૂત કુટુંબનો છું ને તે મારો ગુણ ભૂલી શકતો નથી. એ મીઠાશ અને દિલની

કુમારાને લીધે જ, શ્રી. ઝીણા જેવા પણ તેમને અંજલિ આપ્યા વગર રહી શકયા નથી.

તે કાળે આપણી હાઈકોર્ટમાં એવું મનાતું કે, મોટા ને જબરા બારિસ્ટરો તો ગોરા જ. આ માન્યતા તોડવામાં શ્રી. ભૂલાભાઈનો સારો ફાળો છે, એમ તેના જાણકારો કહે છે.

આમ ધંધામાં સ્વસ્થ ગોઠવાયા બાદ, શ્રી. ભૂલાભાઈની પ્રતિભા આપોઆપ અન્ય ક્ષેત્રો તરફ વળવા લાગી. તે ધારત તો સારા ઇતિહાસકાર થઈ શકત; પરંતુ વકીલાતનાં કાગળિયાં ફેંદી કેસોના ઇતિહાસકાર થયા પછી એ તો બની ન શકે. એટલે રહ્યુ રાજકારણનું ક્ષેત્ર, કે જ્યાં પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓ પોતાની શક્તિ અજમાવે એવો પારો જ પડેલો હતો. ઈ. સ. ૧૯૧૫ના કાળમાં શ્રી. ભૂલાભાઈ, જયકર તથા ઝીણા હોમ રૂલ લીગમાં કામ કરતા જોવા મળે છે. તેમાં તેઓ ૧૯૧૯ સુધી રહ્યા. અને ત્યાર પછી રાજકારણનો એ યુગ પણ પૂરો થયો.

કૉલેજ અને કોર્ટ વચ્ચેનો એક ફરક આપણે ઉપર જોયો. કોર્ટમાં આવ્યા પછી પણ, અંગ્રેજ રાજ્યમાં એવી વ્યવસ્થા છે કે, ભૂલાભાઈ જેવાઓને ફાવતું હોય તો સુખે તેમ કરી શકે. જેમ કે, બાહોશ ધારાશાસ્ત્રીને જજ બનાવાય, ગવર્નરની કાઉન્સિલનો સભ્ય બનાવી લેવાય, સર બનાવીને વટલાવી લેવાય, વગેરે. શ્રી. ભૂલાભાઈ ઇચ્છત તો આવી અનેક વાતોમાંથી મનપસંદ કોઈ પણ લઈને નિરાંત કરી શકત; અને પરરાજ્યની નામાંકિત વફાદારીની આરામી કીર્તિ મેળવી લેત. પરંતુ તેમણે એ પ્રલોભનો છોડયાં. એ શાથી, એનો ચિતાર તો સ્વર્ગસ્થનો કોઈ અંગત મિત્ર કે જીવનચરિતકાર કહે ત્યારે. પરંતુ એમણે એવાંનું કાંઈ ન કર્યું', એ તો હકીકત છે. ૧૯૨૬માં મુંબઈના ઍડવોકેટ-જનરલ થોડો વખત થયા, એટલું જ. તે પદની રૂએ, મુંબઈની ત્યારની કાઉન્સિલમાં સભ્ય નિમાયા હતા, એવું જાણવા મળે છે. પરંતુ, તે વખતે એવું કોઈને ભાગ્યે જ જણાયું હોય કે જેમાંથી, તેમણે આગળ ઉપર વડી ધારાસભામાં જે કામ કરી બતાવ્યું, તેની આશા પડે.

બારડોલી ખેડૂત સત્યાગ્રહે એમને પોતાની શક્તિઓ વાપરી સેવા કરવાનો રાહ દેખાડયો. એક રીતે જોઈએ તો, શ્રી. ભૂલાભાઈએ કૉંગ્રેસની સેવા પણ પોતાના ધારાશાસ્ત્રના જ્ઞાનની વિભૂતિ વડે મુખ્યત્વે કરી છે. એથી એની કિંમત ઓછી આંકવાની નથી. એમાં નોંધવાનું એ છે કે, એવી શક્તિ ધરાવનારા તો અનેક હોય છે, પણ બધા કાંઈ તેને દેશને ચરણે ઓછા જ ધરે છે! એ શ્રી. ભૂલાભાઈએ ધરી, તેમાં એમનો સ્વરાજ અને સ્વાતંત્ર્ય માટેનો પ્રેમ તથા દેશભક્તિ રહેલાં છે, એ નિર્વિવાદ છે.

બારડોલી પોતાના વતનનો જિલ્લો. તેના ખેડૂતોને તે ઓળખે. તેમનો કેસ સમજવામાં તેમને સરળતા જ નહિ, અમુક પ્રકારનો ઉમળકો પણ હશે. ત્યારે તેમની મદદમાં કામ કરનારાઓ આજે પણ અહોભાવથી એમની વિગતો જાણી તેમને છણી કાઢીને પામી જવાની શક્તિ તથા તેમાંથી દલીલબદ્ધ કેસ તારવવાની આવડનાં વખાણ કરે છે. આ આવડ ઇતિહાસના અભ્યાસીનો ગુણ હોય છે, ને આપણે શરૂમાં જોયું કે, શ્રી. ભૂલાભાઈ તે હતા.

પછી ૧૯૩૦-૩૪ના કાળમાં તે સીધી લડતમાં પડયા ને જેલ ગયા, અને ત્યાર બાદ વડી ધારાસભાના કૉંગ્રેસ પક્ષની આગેવાની લીધી તે લગભગ મરણ પર્યંત શોભાવી. વચ્ચે ૧૯૪૦ના સત્યાગ્રહમાં પણ તેમણે ભાગ લીધો. અને આ કાળમાં તે કાર્યવાહક સમિતિના પણ એક સભ્ય બનવાનું વિરલ માન પામ્યા. આ કાળમાં તે કૉંગ્રેસના બન્યા હતા અને તેની લડતોમાં આગેવાની ભર્યો ભાગ લેતા થઈ ગયા હતા. મુંબઈની પ્રાંતિક સમિતિનું પ્રમુખપદ પણ આ ગાળામાં તેમણે સ્વીકાર્યું હતું અને યશસ્વી કર્યું હતું.

ઈ. સ. ૧૯૪૨નો કાળ એક રીતે કૉંગ્રેસના ઇતિહાસમાં નવું જ પ્રકરણ હતો. લડાઈનો કાળ પણ તેને નવું રૂપ અને નવો ઓપ આપતો હતો. તે કાળમાં શ્રી. રાજાજી જેવા, ગાંધીયુગના જૂના જોગી પણ જુદી નજરે જોતા થયા હતા. સાંભળ્યું છે કે, શ્રી. ભૂલાભાઈને પણ ૧૯૪૨ની એ આખી નવી ભૂમિકા સાવ ગમી નહોતી. પરંતુ તેથી તે કૉંગ્રેસના ન મટી શકે. આ વખતે — ૧૯૪૦-૪૧ની જેલમાંથી — તેમની તબિયત કથળતી ચાલી હતી. તેથી તેમણે કાર્યવાહક સમિતિના સભ્યપદનું પણ રાજીનામું આપ્યું હતું.

એ ગાળો ૧૯૪૪માં ગાંધીજી છૂટતાં વીત્યો. પોતાની નબળી તબિયત છતાં, શ્રી. ભૂલાભાઈએ વડી ધારાસભાનું કામ પાછું સંભાળી લીધું. આટલે સુધીમાં દેશનું રાજકારણ ઝપાટાભેર પાછું તેજ થતું જતું હતું. તેમાં આઝાદ હિંદ ફોજનો કેસ આવ્યો, અને ભૂલાભાઈને પોતાના જીવનું કામ મળ્યું. કહે છે કે, ઑક્સીજન લઈને પણ તે વખતે એ કામ કરતા હતા. તે કેસમાં તેમણે અથાક મહેનત કરી. શરીર સામે પણ ન જોયું. કાયદાનો એક મોટો સિદ્ધાંત તેમાં તોળાવાનો હતો. એક ગુલામ પ્રજાને તેની ઉપર બેઠેલા પરરાજ્ય સામે ઊઠવાને હક છે કે નહિ? શ્રી. ભૂલાભાઈએ આંતરરાષ્ટ્રીય કાયદો અને પ્રજાઓની આઝાદીની લડતોનો ઇતિહાસ ફેંદી કાઢી સાબિત કર્યું કે, આ હક હરેક પ્રજાને છે જ. એટલે એમાં ગુનો તો ક્યાંથી જ સંભવે? બલ્કે એમાં વીરતાની શોભા રહેલી છે. એ કેસ ચાલતો હતો ત્યારે આખા દેશની નજર દિલ્હી પર હતી, અને તેના કાન શ્રી. ભૂલાભાઈના મોંમાંથી શા શબ્દો સરે છે તેના ઉપર હતા. આ કામ એમના ધારાકીય જીવનના કળશરૂપ છે. એ કામને માટે આખા રાષ્ટ્રે એમને ધન્યવાદ આપ્યા.

જવાબમાં એમણે ટૂંકમાં જ કહ્યું, એમાં મારી મોટાઈ ન જુઓ; એ મોટાઈ કૉંગ્રેસની અને તેને મહાન જબરી તાકાત બનાવનાર હિંદી પ્રજાની છે.

આ પોતાનું મહાન કામ કરીને તે પથારીવશ થયા તે થયા. તેમાંથી તે ઊઠ્યા નહિ અને તા. ૬-૫-૧૯૪૬ના રોજ દેવલોક પામ્યા. ગુજરાતના કેટલાય સપૂતો આજે રાષ્ટ્રનાં વિધવિધ ક્ષેત્રો શોભાવી રહ્યા છે. શ્રી. ભૂલાભાઈ ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં બિરાજતા હતા તેને કમાઈ ખાવાનું જ ક્ષેત્ર ન ગણતાં તેમણે તેને પોતાના દેશપ્રેમથી પ્રેરાઈને દેશભક્તિનું પણ બનાવ્યું. અને તે કૉંગ્રેસના રસ્તે. બારડોલીના ખેડૂતો, અમદાવાદનું મજૂર મહાજન, તથા છેવટે આઝાદ ફોજ — આ ત્રણનાં તેમણે કરેલાં કામો આના જ્વલંત દાખલાઓ છે જો ધારત તો તેઓ 'લિબરલ' થઈ શકત, 'નૉન-પાર્ટી' થઈ શકત; 'ઇમ્પીરિયલ' રાજપુરુષ થઈ શકત. ગાદીનો એ રસ્તો છોડી તેમણે કૉંગ્રેસનો કાંટાળો રાહ પસંદ કર્યો એમાં, આપણા દેશના સાચા રાજકારણ વિષે ઊંડી સમજ એમણે બતાવી છે. પણ એવી બૌદ્ધિક સમજ તો ઘણાની હશે. તે મુજબ વર્તવા માટે હૃદયબળ જોઈએ સ્વ૦ ભૂલાભાઈએ પોતાની પાછલી આયુમાં પણ એ બતાવ્યું. એમાં એમણે પોતાના દિલનો ભાવ કેવા પ્રકારનો છે એ બતાવ્યું છે. ભારે સુખસામગ્રી અને નિરાંતની વકીલી કરી ખાવાનો સંજોગ છતાં, તેને એ ભૂલી શક્યા, એ એમના નાનપણના ખેડુ ને ખડતલ જીવનની મૂળ શક્તિ કહેવાય. કૉંગ્રેસી રાજકારણ મુખ્યત્વે ધારાશાસ્ત્રીઓ અને વાચા-કે-કલમ-શૂરાઓના હાથમાં રહેવાથી, શરૂમાં એનું સ્વરૂપ એક પ્રકારની વકીલી જેવું જ ચાલતું. એમાંથી ગાંધીજીએ તેને ઉગાર્યું. પરંતુ તેમાં પાવરધા થયેલા વકીલો તે સહેજે ખંખેરી કાઢી ન શક્યા. સ્વ૦ દેશબંધુ, મોતીલાલજી વગેરે પેઠે શ્રી. ભૂલાભાઈએ તે ખંખેરી કાઢી કૉંગ્રેસની લડતોમાં જેલ સુધીનો ભાગ લીધો હતો છતાં, એમની તાલીમ તો પેલી જ હતી; તેથી કૉંગ્રેસનાં કાર્યોમાં લડત-વિભાગના તે આગેવાન ન થઈ શકે; એ એમની જન્મારાભરની વકીલી તાલીમની ટેવને લઈને આવેલી મર્યાદા ગણાય. આમ છતાં, લડતના પ્રસંગને પણ પોતાની ઝીણી નજરે તપાસવામાં ને ઘટતો નિર્ણય કરવામાં તે સારી પેઠે મદદ કરી શકતા હતા. એ મદદ પણ વિરલ હોય છે. ટકાની તોલડી તેર વાનાં માગે. જીવંત સંસ્થાઓની શક્તિ વધારવા માટે અને પ્રગતિ કરવા માટે અનેક જાતના શક્તિવાન લોકો સાથે મળીને કામ કરતા જોઈએ છીએ. શ્રી. ભૂલાભાઈએ તેમાં પોતાની ધારાશાસ્ત્રીની શક્તિ આપી, વક્તૃત્વથી તેને શોભાવી, અને દેશદાઝથી તેને તેજસ્વી કરી. માણસના જીવનને મર્યાદા છે, અને એક રીતે જોઈએ તો તેનો પાર નથી. છતાં, એમા ભારે શક્યતાઓ પણ ભરેલી છે. તે ખીલવવાનો રાજમાર્ગ એક છે ને તે એ-કે, ઈશ્વરે આપેલી બૌદ્ધિક, આર્થિક, ઇ૦ બધી પૂંજી નર્યા સ્વાર્થમાં ન નાંખતાં તેને પરાર્થ ખાતે પણ વાળવી. તો સ્વાર્થ તો સધાય જ છે, ઉપરાંત પણ મળે છે કે જે નરી સ્વાર્થ-સેવાથી ખોવાઈ જાય છે. શ્રી. ભૂલાભાઈના જીવનમાંથી આ પાઠ લેવા જેવો છે.

ગુજરાત એમને હમેશ યાદ કરશે.

૧૩-૫-'૪૬ મગનભાઈ દેસાઈ

ચ્વાંગ ત્ઝુની પત્ની મરી ગઈ ત્યારે નૈયાયિક હુઈત્ઝુ શોક કરવા માટે તેને ઘેર આવ્યો. ત્યાં તેણે જે દૃશ્ય જોયું તે જોઈને તે આભો જ બની ગયો. ચ્વાંગ ત્ઝુ પોતાના ઘૂંટણ ઉપર કટોરો ઊંધો પાડી તાલ બજાવતો ગાતો હતો. હુઈ ત્ઝુએ કહ્યું, "ગમે તેમ હો, પણ તે તમારી સાથે રહી, તમારાં બાળકોને તેણે ઉછેર્યાં, તમારી સાથે જ તે ઘરડી થઈ. તમે તેને માટે શોક ન કરો, એ તો બહુ ખરાબ કહેવાય જ, પણ તમારા મિત્રો તમને આમ તાલ બજાવી ગાતા જુએ એ તો હદ વટાવી કહેવાય." ચ્વાંગ ત્ઝુએ કહ્યું, "તમે મારે વિષે ખોટો ખ્યાલ બાંધો છો. જ્યારે તે મરી ગઈ ત્યારે કોઈ પણ માણસની પેઠે હું નિરાશામાં ડૂબી ગયો હતો. પણ તરત જ જે બન્યું હતું તેના ઉપર વિચાર કરતાં મેં મારી જાતને કહ્યું કે, મરણ એ કોઈ નવી અજાણી આપત્તિ નથી. . . . જો કોઈ થાકી જાય અને સૂઈ જાય તો આપણે તેની પૂંઠે પૂંઠે બૂમબરાડા અને શોરબકોર મચાવતા જતા નથી. જેને મેં ખોઈ છે, તે મારી પત્ની પણ મહાન અંદરના ખંડમાં ઊંઘવાને સૂઈ ગઈ છે. કલ્પાંત કરતાં કરતાં તેના આરામમાં ખલેલ કરવા પહોંચી જવું, એ તો કુદરતના સર્વશક્તિમાન કાયદાને ન સમજ્યા બરાબર થયું.

— કૉન્ફ્યૂશિયસ

# દીક્ષિત સેવાજીવન—નામ૦ શ્રીનિવાસ શાસ્ત્રિયાર

મરણ કોઈને મૂકતું નથી. છતાં જ્યારે દેશના સુલક્ષણા સેવકો જાય છે ત્યારે સ્વાભાવિક રીતે મન પર અસર થાય છે. થોડા જ માસના ગાળામાં આપણા સૌથી આગળની હરોળના બે રાષ્ટ્રસેવકો ગયા — શ્રી. ભૂલાભાઈ અને નામ૦ શ્રીનિવાસ શાસ્ત્રી. બેઉના રાહ જુદા હતા. શરૂમાં શ્રી. ભૂલાભાઈ શિક્ષક થયા, પણ તે છોડી વકીલ બન્યા ને જીવનના અંત સુધી એ રહ્યા. શાસ્ત્રીજી પણ શિક્ષક હતા. તે છોડી તે હિંદ સેવક સમાજના સભ્ય બન્યા, ને થોડાં વર્ષ પર નિવૃત્ત થયા ત્યાં સુધી જિંદગીભર રાજદ્વારી મુત્સદ્દીનું કામ કર્યું. બેઉ અંગ્રેજીના ભારે વક્તા હતા. એકે એ શક્તિ કૉંગ્રેસના જહાલ રાજકારણ અને સ્વરાજની લડત ખાતે આપી; શાસ્ત્રીજીએ તેમની રીતે સ્વરાજ માટે તે વાપરી, પરંતુ અંગ્રેજ સામ્રાજ્યનાં યશોગાન કરવામાં પણ તે વાપરી.

આ બે પુરુષોનાં મરણ થોડા સમયમાં જ સાથે થવાથી, દેશે તેમને જે અંજલિ આપી, તેનો ફરક સહેજે ધ્યાન પર આવે. એક મિત્રે કહ્યું, 'ભુલાભાઈને દેશે શાસ્ત્રી કરતાંય ભારે માન આપ્યું! એ ફેર આ બે વ્યક્તિઓનાં વ્યક્તિત્વ અને જીવનદીક્ષાના કરતાં તેમણે દેશસેવાને માટે પસંદ કરેલી રીતને' વધારે આભારી હતો. શ્રી. શાસ્ત્રીજી જૂના 'લિબરલ' પક્ષના થોડા ચુનંદા રહેલા રાષ્ટ્રસેવકોમાંના એક હતા; શ્રી. ભૂલાભાઈ કૉંગ્રેસના હતા. એ બે પક્ષો વચ્ચે જે ફરક લોકમાનસ પર છે, તેનું જ પ્રતિબિંબ આ બે વ્યક્તિઓને લોકોએ આપેલી અંજલિમાં પણ છે.

શાસ્ત્રીજી સ્વ૦ ગોખલેના પટ્ટશિષ્ય, ને તેમની બાદ ભારત સેવક સમાજના પ્રમુખ હતા. આ સમાજનું ખાસ લક્ષણ તેના સંસ્થાપકે એ કલ્પેલું કે, તેના સભ્યો સેવાને દીક્ષા તરીકે સ્વીકારે અને ધર્મ તથા રાજકારણ અલગ વાડા છે એમ માનીને ન ચાલે. એ જ દૃષ્ટિએ ગાંધીજીએ પોતાને એ સમાજના હકીકતે નહિ તોય આત્મિક દૃષ્ટિએ સભ્ય માન્યા છે. અને તેથી શાસ્ત્રીજીને તે જાહેરજીવનમાં પોતાના ગુરુભાઈ જેવા માનીને આદરમાન કરતા; અને ભારત સેવક સમાજનાં સુખદુઃખમાં હમેશ પોતાથી બને તેટલો સાથ આપતા આવ્યા છે. પરંતુ, ભારત સેવક સમાજની દૃષ્ટિ એવી ન કહી શકાય. તે સમાજે ગાંધીજીને તેમની સત્યાગ્રહની કાર્યપદ્ધતિને કારણે પોતામાં ન સંઘર્યાં. અને કેટલાંય વરસો સુધી એ સમાજ કૉંગ્રેસની અને ગાંધીજીની એ પદ્ધતિની સામે રહ્યો છે. આ ભેદ શાસ્ત્રીજીનો પણ ગાંધીજી સાથે હતો. શરૂ શરૂમાં તો કદાચ અનેક લિબરલો પેઠે શાસ્ત્રીજી આ નવી પદ્ધતિ સામે ભારે ખિજવાતા, અને એનો જુસ્સો કોક કોક વાર જાહેરમાં પણ ઊછળી આવતો. પરંતુ વરસો જતાં, એ બાબત શાસ્ત્રીજીમાં ફરક પડતો ગયો હોય એમ લાગે છે. તેનું કારણ ગાંધીજીનો ને તેમનો અનુપમ મીઠો સંબંધ છે. ૧૯૨૩માં ગાંધીજીને પૂનામાં એપેન્ડિસાઇટિસનું ઑપરેશન કર્યું, ત્યારે પથારી પરથી મળવા બે જણને બોલાવ્યા તેમાં એક શાસ્ત્રીજી હતા. તે ભવ્ય પ્રસંગનું પોતાના મન પર અંકાયેલું ચિત્ર શાસ્ત્રીજીએ અમર કર્યું છે. એમાં એમણે ગાંધીજીની જે તારીફ કરી છે, તેવી ઓછાએ કરી હશે. અને તે વખતે તો લિબરલ પક્ષ ગાંધીજી પર સારી પેઠે છંછેડાયેલો હતો. ત્યાર પછી તો એમનો ગાંધીજી પરનો પ્રેમ અને એમનાં કાર્ય તથા શક્તિ વિષેની સમજ ક્યાંય આગળ વધી ગઈ છે છેલ્લા યુદ્ધથી અને તેમાં જે અનુભવ શાસ્ત્રીજીને થયા તેણે તો આ સમજને વધારે ઊંડી અને સચોટ બનાવી છે આ વર્ષોમાં લિબરલ પક્ષ જોઈ ચૂક્યો કે, કૉંગ્રેસનું રાજકારણ તેઓએ ૧૯૧૯માં તેનાથી જુદા પડતી વખતે જેવું હસી કે ધુત્કારી કાઢેલું તેવું નથી. એ એક પ્રજાકીય અવાજનું પ્રતીક છે; તેની સામે થવું એ દેશના ખરા હિત સામે થવા બરોબર છે એટલે મૂળ નીતિ રીતિનો તાત્ત્વિક વિરોધ હોવા છતાં, છેવટનાં વર્ષોમાં શાસ્ત્રીજી ગાંધીજીના કાર્યને ને કૉંગ્રેસની લડતને વધારે સમજ્યા હતા, એમ લાગે છે. અને એ તે પુરુષની મોટાઈ અને ન્યાયપ્રિયતા તથા વિવેક બતાવે છે. સાથે કામ કરનાર કે રહેનારને તો સૌ કોઈ ન્યાય આપે. જે સામા પક્ષને ન્યાય આપી શકે તે ખરો છે. આ ગુણ વિરલ છે. જેઓ જાહેરજીવનને ધર્મમય કરવામાં માને છે, તેવામાં એ ગુણ ખીલી શકે. શાસ્ત્રીજી એ સિદ્ધાંત પર સ્થપાયેલા સેવક સમાજના મુખ્ય સેવક હતા. તે ભારે વિદ્વાન હતા. હિંદની સંસ્કૃતિના ઊંડા અભ્યાસી હતા. સંસ્કૃત સાહિત્યના પ્રેમી હતા. વ્યાપક રાજકારણ અને સમાજ-કારણ એ તો એમના કામને અંગે પણ વિસ્તૃત અભ્યાસનો એમનો વિષય હતો. ભારત સેવક સમાજમાંથી નિવૃત્ત થયા પછી તે મદ્રાસ બેંગલોરમાં રહેતા. વચ્ચે જરાક અન્નામલાઈ વિશ્વવિદ્યાપીઠના કુલનાયક તરીકે પણ કામ કર્યું હતું. શિક્ષણ એ તો એમનું પ્રથમ પ્રેમપાત્ર કામ ગણાય. બાદ નરમ તબિયતને લઈને તે આરામ જ કરતા. પરંતુ દેશમાં શું ચાલે છે એ નિહાળતા રહ્યા વગર કેમ રહેવાય? કેમ કોઈ રહી શકે? નિવૃત્તિનો અર્થ એમ નથી સૂચવતો. આથી નિવૃત્તિમાં પણ તેમને મહત્ત્વની લાગે તેવી બાબતો ઉપર તે જાહેરમાં લખતા અને પ્રસંગોપાત્ત બોલતા પણ. અને દેશનો સમજણો વર્ગ એમની એ અનુભવ—અને—અભ્યાસ-પૂત સલાહ શિખામણ, તેને ઘટતા માનપૂર્વક, ઝીલતો. એમના જેવી સિદ્ધિના પુરુષો દરેક રાષ્ટ્રને હમેશ જરૂરના હોય છે. હા, ક્રાંતિના કે ગુલામ

રાષ્ટ્રોના સ્વરાજ માટે લડવાના કાળમાં, સહેજે, લિબરલ નીતિ અળખામણી અને બેકાર લાગે છે. પરંતુ શાંતિથી સ્વરાજ ચલાવવા માટે એ નીતિ કામની અને કદાચ સારી પણ ગણાય. એટલે શાસ્ત્રીજીનો જીવનપાઠ હવે પછીનાં આપણાં કામ માટે ખૂબ ખપનો છે. એમની અથાક શ્રમ લેવાની અને ઊંડો અભ્યાસ કરી વસ્તુને આમૂલાગ્ર વિચારવાની ટેવ આપણા યુવકોએ ધડો લેવા જેવી છે. અને એમનું દીક્ષિત જીવન તો હરેક કાળ માટે સૌને બોધરૂપ છે.' એ ઝીલીએ તો, અહીંથી ગયા છતાં, આપણામાં એમને અમર કરી શકીએ.

૧૪-૫-'૪૬ મ૦

# નવીન અર્થરચના

## મૂડી અને મૂડીદારો

૧૪. માણસોને બેકાર બનાવી મૂકે એટલી મૂડી કેટલે દરજ્જે વધાર્યે જવી એ મોટો પ્રશ્ન આજના અર્થશાસ્ત્રીઓ આગળ ઉકેલ માટે ઊભો છે. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ગ્રામોદ્યોગો, જેમાં બહુ ઓછી મૂડીની જરૂર પડે છે, તેનો પુનરુદ્ધાર કરવો એ એક રામબાણ ઉપાય છે.

આમજનતાના હિત ખાતર તથા સાચી આર્થિક પ્રગતિ એટલે કે સૌને કામ મળી રહે અને કામ કરનાર પોતાના કામનું ફળ પોતે ભોગવી શકે.એ ખાતર એ થવું જરૂરી છે કે, બહુ નાનો વર્ગ મૂડીને કબજે કરી બેઠો છે, તેના હાથમાંથી અથવા તો તેની બાથમાંથી મૂડીને છોડાવવી જોઈએ. વળી મૂડી નાણાંપતિઓની ચુંગાલમાંથી છૂટે તે માટે આખી નાણાં-વ્યવસ્થામાં પણ ધરમૂળના ફેરફારો થવા જોઈએ.

૧૫. નફો કરવો એ નહિ, પણ સમાજની જરૂરિયાતો પૂરી પાડવી એ અર્થપ્રવૃત્તિનું ધ્યેય છે.

૧૬. સમાજની જરૂરિયાતોનો તેની ઉપયોગિતાના ક્રમમાં વિચાર કરી, તે ક્રમમાં મૂડીનું રોકાણ ત્યારે જ થઈ શકે જ્યારે મૂડીનો ઉપયોગ કોઈની પણ નફાખોરી માટે નહિ, પણ સમાજની જરૂરિયાતની વસ્તુઓનો વિવેક કરી તેના ઉત્પાદન માટે કરવામાં આવે.

૧૭. મૂડી માટેની ખેંચતાણ ગ્રામોદ્યોગો અને ખેતી વચ્ચે નથી પણ ખેતી અને શહેરના યંત્રોદ્યોગો વચ્ચે છે. યંત્રોદ્યોગો ગ્રામોદ્યોગોને મારી નાખી ખેતીને પણ ફટકો મારે છે, તે અનર્થકારી છે

૧૮. આપણા યોજકો જો આપણી ખેતી અને ગ્રામોદ્યોગોની ખિલવણીમાં પોતાની શક્તિ વાપરે તો આખા દેશની આર્થિક સ્થિતિ બહુ જલદી સુધરે. પણ અત્યારે તેઓ યંત્ર-ઉદ્યોગોની ખિલવણી પાછળ જ મંડ્યા હોઈ, પરદેશી ચૂસ ઉપરાંત તેમના યંત્રઉદ્યોગોની ચૂસ પણ ગામડાંને વેઠવી પડે છે.

૧૯. બીજા યોજકોની-માફક આર્થિક ક્ષેત્રના યોજકો પણ કેવળ પોતાના સ્વાર્થ અને અંગત નફા માટે નહિ પણ આખા સમાજના આર્થિક કલ્યાણની ખાતર પોતાની પ્રવૃત્તિ ચલાવતા થશે નહિ, ત્યાં સુધી સાચી આર્થિક પ્રગતિ સાધી શકાવાની નથી

૨૦. જમીનના આર્થિક ભાડા ઉપર કોઈ વ્યક્તિનો નહિ પણ આખા સમાજનો હક હોવો જોઈએ.

૨૧. વ્યાજની પ્રથાને આપણે કદાચ તદ્દન નિર્મૂળ ન કરી શકીએ તો પણ તેને એટલી બધી મર્યાદિત અને અંકુશિત તો કરી નાખવી જોઈએ જ કે એ શોષણના કારણરૂપ ન બને અને તેની મારફત આળસને પોષણ ન મળે.

## મજૂરી અને મજૂરો

૨૨ મજૂરને કેટલો બદલો મળવો જોઈએ તેનો વિચાર કેવળ આર્થિક નફા-નુકસાનની દૃષ્ટિએ નહિ થઈ શકે અને ન કરવો જોઈએ. તેની વિચારણામાં માણસાઈની દૃષ્ટિ અથવા નૈતિક દૃષ્ટિ અનિવાર્ય છે. કોઈ પણ સુધરેલા સમાજમાં સાધારણ માણસની વાજબી જરૂરિયાતો — તેના યોગ્ય વિકાસને માટે આવશ્યક હોય તેટલી — પૂરી પડી રહે તેટલો મજૂરીનો દર હોવો જ જોઈએ.

૨૩. સુખી અને તંદુરસ્ત સમાજમાં સૌને કામ મેળવવાનો અને જીવવાનો હક છે. તેથી દરેક પુખ્ત વયના સ્ત્રી પુરુષને પોતાને લાયકનું સમાજોપયોગી કામ મળી રહેવું જોઈએ, અને તંદુરસ્ત, સુઘડ અને પ્રાગતિક જીવનના નિર્વાહનું અમુક ધોરણ આપણે નક્કી કરવું જોઈએ જે માણસ પોતાની શક્તિ પ્રમાણે સમાજોપયોગી કામ કરે, તેને એ ધોરણ મુજબ જીવન ગાળી શકે તેટલું મહેનતાણું ઓછામાં ઓછું મળવું જોઈએ. સંભવ છે કે જીવનનું ધોરણ જુદા જુદા દેશકાળ પરત્વે જુદું જુદું હોય.

૨૪. અત્યારની આખી સંસ્કૃતિ એ યંત્રસંસ્કૃતિ છે. તેને સ્થાને જો ગ્રામોદ્યોગ અથવા હાથઉદ્યોગ સંસ્કૃતિની સ્થાપના કરીએ તો જ બેકારી અને કંગાલિયતનો ઉપાય થઈ શકે એમ છે. આપણે એવું ધ્યેય રાખવું જોઈએ કે, ઓછામાં ઓછા અને વધારેમાં વધારે મહેનતાણાના દર વચ્ચેનો તફાવત નાબૂદ થઈ જાય

૨૫. જ્યાં સુધી નવી સમાજરચના પૂરેપૂરી અમલમાં ન આવે ત્યાં સુધી કામના પ્રકાર પ્રમાણે મહેનતાણાના દર પણ જુદા જુદા રહેવાના, જોકે નફા જેવી વસ્તુ તો નાબૂદ થવાની જ

વિઠ્ઠલદાસ કોઠારી

# મૅટ્રિકના અભ્યાસક્રમ માટે એક સૂચના

## [ગૂજરાત વિનયમંદિરનો પ્રયોગ]

ગયા અંકમાં શાળાઓમાં ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવાને અંગે ગૂજરાત વિદ્યાપીઠના વિનયમંદિરના ઉદ્યોગ-શિક્ષણનો ખ્યાલ આપ્યો હતો. આ અંકમાં વિનયમંદિરની અક્ષરજ્ઞાનની પ્રવૃત્તિનો ખ્યાલ આપવાનો ઇરાદો છે. વિનયમંદિર એટલે હાઈસ્કૂલ. એટલે આ પ્રયોગ મૅટ્રિકનો અભ્યાસક્રમ વિચારવા માટે મદદરૂપ પણ થશે. સ્વરાજમાં હાઈસ્કૂલનું સ્વરૂપ કેવું હોય, એની કલ્પના પણ આ પરથી કરી શકાય.

### ટૂંક ઇતિહાસ

વિદ્યાપીઠનું વિનયમંદિર અમુક વિશિષ્ટ સંજોગોમાં શરૂ કરવામાં આવ્યું હતું. વિદ્યાપીઠની સ્થાપના વખતે વિદ્યાપીઠને માન્ય વિનયમંદિરો શહેરોમાં અને ગામડાંમાં હતાં, એટલે વિદ્યાપીઠ તરફથી સીધી રીતે કોઈ વિનય-મંદિર ચાલતું નહોતું. પણ ૧૯૨૯મા પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ વિદ્યાપીઠથી છૂટી થયા પછી શહેરમાં ચાલતી નવી ગુજરાતી શાળા અને ગૂજરાત મહાવિદ્યાલય વચ્ચે સાંકળ સાધવાની જરૂર લાગી અને તે માટે વિનયમંદિરની શરૂઆત ૧૯૨૭માં કરવામાં આવી હતી.

### વિનયમંદિરનો ઉદ્દેશ

વિનયમંદિરની પ્રવૃત્તિનો હેતુ વિદ્યાપીઠના રાષ્ટ્રીય શિક્ષણના ધ્યેયથી ભિન્ન હોઈ શકે નહિ. પણ આ પ્રવૃત્તિનું વિશેષ લક્ષ રાખવામા આવ્યું હતું, તે જુદે જુદે પ્રસંગે જુદા જુદા રૂપમાં બહાર આવ્યું હતું.

વિનયમંદિર શરૂ કરતા આચાર્ય કૃપાલાનીએ જણાવ્યું હતું કે:

'રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણે વહેલો મોડો ઉકેલવો જ પડશે. જ્યારે જ્યારે આપણે આપણા રાષ્ટ્રીય જીવનનો વિચાર કર્યો છે ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણી સમક્ષ અચૂક રીતે ઊભો થયો છે રાષ્ટ્રીય કેળવણી વિના રાષ્ટ્રીય-જીવન સંભવતુ નથી. જ્યારે જ્યારે રાષ્ટ્રીય જીવન બળવાન થયું છે ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણી પણ પ્રાણવાન બની છે. આ બંને વસ્તુનો એવો અભેદ સબંધ છે. બંગભંગવાળા આંદોલન કરે કે મિસિસ બિસાન્ટ કરે કે ગાંધીજી આંદોલન કરે—દરેકને રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન પ્રજા સમક્ષ ધરવો જ પડ્યો છે. આર્યસમાજીઓને પણ આ પ્રશ્ન હાથ ધરવો પડ્યો છે. સનાતનીઓને પણ એ પ્રશ્ન હાથ ધરવો પડ્યો છે. રવીન્દ્રનાથ ટાગોરને હિંદી સંસ્કૃતિનુ પુનરુજ્જીવન કરવાને માટે પણ એ રસ્તો લેવો પડ્યો છે. આમ આ પ્રશ્ન અમારી સામે હરદમ ખડો છે, અને તેનો ઉકેલ કર્યા સિવાય છૂટકો નથી આ સિદ્ધાન્તનો પ્રશ્ન છે, આત્માનો પ્રશ્ન છે. લોકો કહે છે: વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થઈ છે એથી અમારે તે છોડી દેવું જોઈએ. પણ આ કામ છોડવાથી છૂટે એવું નથી અમે છોડીશું તો કોઈ બીજા એને ઉપાડશે; સત્ય વસ્તુ જ એવી છે. જ્યાં સુધી જગતમાં એની સ્થાપના નથી થઈ ત્યાં સુધી એ નજર આગળથી ખસવાનું નથી. સિદ્ધાન્તવાદી છોડી શકતો જ નથી. અમારો અટળ વિશ્વાસ છે કે, રાષ્ટ્રીય કેળવણી સાચા માર્ગ પર છે, અને અમે એમ પણ માનીએ છીએ કે, સરકારી કેળવણી ખોટા માર્ગ પર છે. અમારા માર્ગમાં અમે સફળ ન થઈએ તે અમારા દોષને લઈને, વિદ્યાર્થીઓના દોષને લઈને, પ્રજાના દોષને લઈને — સિદ્ધાન્તના દોષને લઈને હરગિજ નહિ. એ દોષો કાઢવા અમે મથીશુ.'

૧૯૩૦–૩૨ની સ્વરાજની લડત પછી ૧૯૩૫માં વિનય-મંદિરની પ્રવૃત્તિ ફરી શરૂ કરવામાં આવી ત્યારે શ્રી. નરહરિભાઈ પરીખે જણાવ્યું હતું કે:

'સ્વરાજ્યપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્ય-કર્તાઓ તૈયાર કરવાનું વિદ્યાપીઠનું એક ધ્યેય છે. એ કાર્ય-કર્તાઓને કેવા પ્રકારનાં જ્ઞાન અને તાલીમની જરૂર છે તે વિષે આપણને ઘણું વિચારવાનું મળ્યું છે. વિદ્યાપીઠમાં તાલીમ પામેલા અનેક ગ્રામસેવકો ગામડાંમાં બેસી ગ્રામસુધારનું કામ કરી રહ્યા છે. છતાં જેટલાની જરૂર છે તેના પ્રમાણમાં તો તેમની સંખ્યા નજીવી છે. એટલે તાલીમ પામેલાં ગ્રામ-સેવકોની સંખ્યા પણ વધારવાની જરૂર છે જ. આ બધું આ વિનયમંદિર દ્વારા સાધવાના હેતુથી રાષ્ટ્રીય શિક્ષણના આ પ્રયોગનો ફરી આરંભ થાય છે.'

આ રીતે ફરી કામ શરૂ થયા પછી ૧૯૩૭ના અંત ભાગમાં વર્ધા શિક્ષણ યોજનાનો જન્મ થયો. એટલે તે અનુસાર કામ ચલાવવાનો પ્રયત્ન થયો. તેની પાછળની કલ્પના એવી હતી કે, પાયાના શિક્ષણ માટે ગણાતાં પ્રથમ દસ–અગિયાર વર્ષોની કેળવણીનો પ્રયોગ કરી જોવો. અને તે આજના માધ્યમિક શિક્ષણની પેઠે કૉલેજના શિક્ષણની પૂર્વતૈયારી રૂપે નહિ, પરંતુ સ્વતંત્ર એક પર્યાપ્ત શિક્ષણ તરીકે આપવું. તેમાં મહત્ત્વની દૃષ્ટિ એ હતી કે, દેશની સામાન્ય કેળવણીની પુનર્ઘટના કઈ દિશામાં કરવી ઘટે તેનો ખ્યાલ રાખીને એક સાર્વત્રિક સામાન્ય શિક્ષણક્રમ ગોઠવવો.

ઉપરની દૃષ્ટિ પહેલાં પણ હતી અને તે મુજબ અભ્યાસક્રમ ગોઠવવાનો પ્રયત્ન થતો હતો. ૧૯૩૬ સુધીના અનુભવ ઉપરથી અભ્યાસક્રમનો વિચાર કરવા માટે વિદ્યાપીઠ મંડળે એક અભ્યાસક્રમ સમિતિ નીમી હતી. તેને સૂચનારૂપે વિદ્યાપીઠ મંડળે જણાવ્યું હતું કે:

'સામાન્ય કેળવણીનુ સ્વરૂપ, જે આજે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ એવા ત્રણ વિભાગમાં સમન્વય છે અને વિદ્યાર્થી ઉચ્ચ વિભાગ સુધી પહોંચે ત્યારે કંઈક કેળવાયો મનાય છે, તેને સ્વીકારીને ચાલવાની જરૂર નથી. પરંતુ વિદ્યાર્થીએ સામાન્ય શિક્ષણ તરીકે કેટલું જ્ઞાન મેળવવું જોઈએ

તેનો ક્રમ ઘડવાનો છે, કે જે ક્રમમાં શીખ્યા પછી, આ તો તે જીવનમાં પ્રવેશ કરે, અથવા પોતાની રુચિ કે લાયકાત પ્રમાણે વિશેષ શિક્ષણ મેળવવા જાય.

'આ ક્રમમાં ભાષા તથા વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાનના વિષયો ઉપરાંત ઉદ્યોગ-શિક્ષણનો સમાવેશ હોય. તે શિક્ષણ કઈ દૃષ્ટિએ, કેટલું અને કયા કયા ઉદ્યોગનું આપવામાં આવે તેનો વિચાર પણ કરવામાં આવે.'

આ ધોરણ લક્ષમાં રાખી સમિતિએ જે સૂચનાઓ કરી અને સુધારાઓ સૂચવ્યા, તે અનુસાર વિનયમંદિરનો અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો હતો. વર્ધા યોજનાનો ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ આવ્યા પછી તે મુજબ કુમારમંદિરનાં નીચલાં ધોરણોથી શરૂ કરીને ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો પ્રયત્ન થતો હતો અને વિનયમંદિરનાં ઉપલાં ધોરણોમાં તદનુસાર કેટલાક ફેરફારો કરવામાં આવ્યા હતા તેમાં વખતોવખત પ્રત્યક્ષ નિરીક્ષણ અને અનુભવ ઉપરથી કરવા જેવા સુધારા શિક્ષકમંડળ કરતું હતું. તે મુજબ ૧૯૪૨ના જુલાઈમાં જે અભ્યાસક્રમ અમલમાં હતો તેની મહત્ત્વની, વિગતો અહીં આપી છે. તે ઉપરથી તે પ્રયોગનો ખ્યાલ આવશે અને તેમાંથી આપણા શિક્ષણની પુનર્વિચારણાના કામમાં કંઈક મદદ થશે.

### અભ્યાસક્રમની રૂપરેખા

આખો અભ્યાસક્રમ ૭ વરસનો છે. તેને બે વિભાગમાં વહેંચવામાં આવ્યો છે: (૧) ધોરણ ૧થી ૩ (૨) ધોરણ ૪થી ૭. વિનયમંદિરમાં પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ પૂરાં કર્યાં પછી વિદ્યાર્થીઓને લેવામાં આવતા હોવાથી પહેલાં ત્રણ વરસનો અભ્યાસક્રમ કુમારમંદિરના અનુસંધાનમાં યોજેલો હતો અને બાકીનો માધ્યમિક શાળાનું શાળાન્ત ધોરણ કેવું હોવું જોઈએ, એ દૃષ્ટિએ યોજેલો હતો. એ ધોરણમાં વર્ધા યોજનામાં કલ્પેલી પાયાની કેળવણીનો સમાવેશ કરવાની દૃષ્ટિ પણ હતી. બાળકો વર્ધા યોજના પ્રમાણે શરૂઆતથી વ્યવસ્થિત તાલીમ લેતા આવે તો આ આખો અભ્યાસક્રમ ઓછા વખતમાં પણ થઈ શકે.

ઉપર જણાવેલા બે વિભાગોમાંથી પહેલા વિભાગમાં બધા વિષયો ફરજિયાત હતા અને બીજા વિભાગમાં અમુક વિષયોનો વિકલ્પ રાખવામાં આવ્યો હતો.

### પહેલો વિભાગ: ધો. ૧થી ૩

(કુમારમંદિર ધો. ૫થી ૭)

વિષયો — સ્વભાષા, રાષ્ટ્રભાષા, ગણિત, ઇતિહાસ-ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકળા, સંગીત, ઉદ્યોગ.

### બીજો વિભાગ ધો. ૪થી ૭

ફરજિયાત વિષયો — સ્વભાષા, રાષ્ટ્રભાષા, પ્રાચીન ભાષા, અર્વાચીન ભાષા, ગણિત-નામું, ઇતિહાસ-ભૂગોળ, વિજ્ઞાન, ઉદ્યોગ.

વૈકલ્પિક વિષયો — પ્રાચીન ભાષા, અથવા ગણિત અથવા સંગીત અથવા ચિત્રકળા અથવા અર્થશાસ્ત્ર-નામું. આ વૈકલ્પિક વિષયોનું સામાન્ય જ્ઞાન આગલાં ધોરણોમાં બધાને મળી જાય, પછી વિદ્યાર્થી પોતાની રુચિ અનુસાર ગમે તે એક વિષય પસંદ કરે, એવું ધોરણ હતું.

ઉદ્યોગ — ઉદ્યોગશિક્ષણ વિષે અગાઉ ખ્યાલ આપેલો છે. તેને અંગે એટલું ફરી નોંધવું જોઈએ કે, ઉદ્યોગનો અભ્યાસક્રમ તે તે ઉદ્યોગમાં સામાન્ય પ્રવેશ કરાવવા પૂરતો હતો. ક્રિયાત્મક કામની સાથે તે ઉદ્યોગનું ગણિત, હિસાબકામ, કાચા માલનો પરિચય, શાસ્ત્રીય જ્ઞાન અને માહિતી, તથા સાધનોનો ઉપયોગ અને સમારકામ શીખવવાનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો, જેથી વિનીત થયા પછી વિદ્યાર્થી ઇચ્છે તો એકાદ વરસ વધુ મહાવરો કરીને તે ધંધાનો પૂરો કારીગર થઈ શકે. શાળામાં તે ઉદ્યોગનું આખા વખતનું પદ્ધતિસર ઉદ્યોગકામ ચાલતું હોય તો વિનીત વર્ગના અનુસંધાનમાં વિદ્યાર્થી તે ઉદ્યોગમાં આખો વખત કામ કરીને વિશેષ તાલીમ લઈ શકે. ટૂંકમાં, શાળામાં તેના ઉદ્યોગ-શિક્ષણનો પાયો નંખાય, તે ઉપર વિદ્યાર્થી ધારે તો ચણતર કરીને પૂરો કારીગર થઈ શકે.

વર્ધા શિક્ષણની યોજના પ્રમાણે તો ઉદ્યોગ દ્વારા સઘળું શિક્ષણ આપવાની કલ્પના છે તેનો પ્રયોગ વિનયમંદિરની સાથોસાથ પ્રાથમિક શાળાના પહેલા વરસથી શરૂ કર્યો હતો અને તે દર વરસે આગળ વધારવામાં આવતો હતો. ઉપરનાં ચાલુ ધોરણોમાં ગણિત, વિજ્ઞાન જેવા વિષયોમાં તેનો સમન્વય કરવાનો પ્રયત્ન થતો હતો અને ઉપર મુજબ ઔદ્યોગિક શિક્ષણ આપવામાં આવતું હતું. હાલની શાળાઓમાં એ જ ધોરણે ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરી શકાશે એમ લાગે છે.

### સમયોની વહેંચણી

શાળાનું બધું કામ ૧૦-૫૦થી ૫-૩૦ સુધી ચાલતું. તે સમય નીચે પ્રમાણે વહેંચાયેલો હતો:

૦-૨૦ ઉપાસના, ૩-૨૦ અક્ષરજ્ઞાનના વર્ગો, ૨-૦ ઉદ્યોગના વર્ગો, ૦-૩૦ વ્યાયામ, ૦-૩૦ આરામ. કુલ કલાક ૬-૪૦

અક્ષરજ્ઞાનના સમયો અઠવાડિયામાં ૨૯ (દરેક ૦-૪૦ મિ. ના) હતા. તેની વિષયવાર વહેંચણી નીચે મુજબ હતી:

| વિષય | ધો. ૧થી ૩ | ધો. ૪ | ધો. ૫ | ધો. ૬-૭ |
|---|---|---|---|---|
| ગુજરાતી | ૯ | ૮ | ૬ | ૬ |
| હિંદુસ્તાની | ૩ | ૩ | ૩ | ૩ |
| અર્વાચીન ભાષા | – | ૬ | ૬ | ૬ |
| ગણિત-નામું | ૬ | ૬ | – | – |
| વિજ્ઞાન | ૨ | ૨ | ૨ | ૨ |
| ચિત્રકળા | ૩ | – | – | – |

| | | | | |
|---|---|---|---|---|
| ભૂગોળ | ૨ | – | – | ૨ |
| ઇતિહાસ | ૨ | – | ૩ | ૩ |
| સંસ્કૃત | – | ૩ | ૨ | – |
| વૈકલ્પિક વિષય | – | – | ૬ | ૬ |
| સંગીત | ૨ | – | – | – |
| સામાન્ય જ્ઞાન | – | ૧ | ૧ | ૧ |

આમાં વિષયોની વહેંચણીનું ધોરણ આ પ્રમાણે છે :

૧. સ્વભાષા અને રાષ્ટ્રભાષા બધાય વર્ગોમાં.

૨. અર્વાચીન ભાષા તરીકે અંગ્રેજી હોય કે મરાઠી, બંગાળી, હિંદી, ફ્રેન્ચ, જર્મન ગમે તે હોય.

આ ભાષાનું શિક્ષણ, વિનયમંદિરનાં પહેલાં ત્રણ ધોરણ પૂરાં થતાં સુધીમાં સ્વભાષાનો પાયો પાકો થયા પછી, શરૂ થાય તેનો હેતુ તે ભાષા સમજવાનો અને પોતાની ભાષામાં ઉતારવાનો હતો. એટલે લેખન કરતાં તે ભાષના વાચન અને અનુવાદ પર વિશેષ લક્ષ આપવાનું હતું.

૩ વ્યાવહારિક ગણિત અને નામું ચાર ધોરણ સુધીમાં પૂરું થાય. પછી વૈકલ્પિક થાય.

૪. સામાન્ય શરીરશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન અને રસાયનનું જ્ઞાન બધાને મળે.

૫. સામાન્ય ચિત્રકળા અને સંગીતનું જ્ઞાન પણ બધાને મળે. તેમાં વિશેષ લાયકાતવાળા વૈકલ્પિક તરીકે આગળ લે.

૬. ઇતિહાસ-ભૂગોળ — જગતનાં અને સવિશેષ હિંદનાં — બધા શીખે.

૭. ગુજરાતીનો પાયો પાકો કરવા સંસ્કૃત ભાષાનો પરિચય બધાને કરાવવાનો હતો. તે ઉપરાંતનો સંસ્કૃતનો અભ્યાસ વૈકલ્પિક રહેતો.

૮. સામાન્ય જ્ઞાનમાં નીચેના વિષયોનો પરિચય કરાવવાનો હતો :

જુદા જુદા ધર્મો, જુદા જુદા વાદો, દેશ દેશાન્તરની ક્રાન્તિઓ, તાત્કાલિક ઉપચારો, મહાપુરુષોનાં જીવનચરિત્રો, સભાશાસ્ત્ર, રચનાત્મક કાર્યક્રમ અને તેની સંસ્થાઓ.

૯. ઉદ્યોગના શિક્ષણમાં તેને અંગે જરૂરી શાસ્ત્રીય માહિતી, તેનું હિસાબી જ્ઞાન અને તેનું વિજ્ઞાન આપવાનું હતું અને ઉપરના વિષયો ઉદ્યોગ શિક્ષણને લક્ષમાં રાખીને શીખવવાના હતા. તેમાં દૃષ્ટિ એ હતી કે, ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થીને હાથપગની કેળવણી મળે, તેને હાથ-ઉદ્યોગ આવડે અને તે દ્વારા બૌદ્ધિક તાલીમ અને સંસ્કાર પણ મેળવે.

### ઇતર શિક્ષણપ્રવૃત્તિઓ

ઉપર જણાવેલા અક્ષરજ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણ ઉપરાંત, વિદ્યાર્થીને નાગરિક તરીકેની વિશેષ તાલીમ આપવા માટે વિદ્યાર્થીજીવનનાં બીજાં અંગો પણ ખીલવવાનો પ્રયત્ન થતો હતો. તે કામ છાત્રાલય મારફત વધારે સારી રીતે થઈ શકે છે. વિનયમંદિરના મોટા ભાગના વિદ્યાર્થીઓ છાત્રાલયમાં રહેતા એટલે તે કામ માટે મોટી સગવડ હતી. છાત્રાલય માત્ર વીશી કે લૉજ મટીને વિદ્યાર્થીજીવનને વિકસાવવાનું એક સાધન બની રહેતું. છાત્રાલયની સફાઈ, દવાખાનું, પ્રવાસો, વ્યાયામ, રમતગમતો, રસોડું, પ્રદર્શનો, ઉત્સવો, વિદ્યાર્થીબેંક અને ભંડાર, વાચનાલય, હસ્તલિખિત સામયિકો, ચર્ચાસભા અને મહેમાન-વ્યવસ્થા જેવાં કામો વિદ્યાર્થીઓ શિક્ષકોની દેખરેખ નીચે ભેગા મળીને સંભાળી લેતા અને તે દ્વારા નાનાં નાનાં કામોની વ્યવસ્થા કરવાની તાલીમ મેળવતા. ચોવીસ કલાકના વ્યવસ્થિત સમૂહજીવનની તાલીમ પણ એ દ્વારા મળતી હતી.

આખા દિવસનો નિયમિત અને વ્યવસ્થિત કાર્યક્રમ એ કેળવણીની દૃષ્ટિએ મહત્ત્વની વસ્તુ છે. તેમાં સામુદાયિક જીવનનો ઉમેરો થાય અને વિદ્યાર્થીઓ અને શિક્ષકો ભેગા મળીને સામુદાયિક કામો કરે, અંગમહેનતનાં કામો કરે, ત્યારે તેમાં અનેરી તાલીમ મળે છે. શાળાના કાર્યક્રમમાં આ દૃષ્ટિએ શિક્ષણની આ બાજુ પણ વિચારવી જોઈએ. વિદ્યાર્થીજીવન ઉપર વર્ગના શિક્ષણ કરતાં આવાં કામોની વધારે ગુણકારી અને સ્થાયી અસર રહે છે, એ અનુભવથી કહી શકાય. તે સંબંધમાં એટલું નોંધવું જોઈએ કે, એવાં સ્વેચ્છાએ કરવાનાં કામ જેમ તેમ અવ્યવસ્થિતપણે કરવામાં આવે તો લાભ કરતાં નુકસાન કદાચ વધારે થાય. માટે જે કંઈ કરવામાં આવે તે વ્યવસ્થિત રીતે અને કેળવણીની દૃષ્ટિ ખ્યાલમાં રાખીને નિયમપૂર્વક કરવામાં આવે તો જ તેની કિંમત છે.

હાલમાં મુંબઈ યુનિવર્સિટીમાં મૅટ્રિકના અભ્યાસક્રમમાં કેટલાક ફેરફારો કરવાનો વિચાર ચાલે છે. તેને અંગે કેટલીક સૂચનાઓ રજૂ થઈ છે, જેને હજી આખરી સ્વરૂપ મળ્યું નથી. તેમાં મહત્ત્વની સૂચના કેટલાક વિષયો વૈકલ્પિક કરવા બાબતની છે. આ સંબંધમાં કેટલીક ચર્ચા ઊઠી છે અને કેટલાકે તેની સામે વિરોધ કર્યો છે. વિદ્યાપીઠના વિનયમંદિરમાં અમુક વિષયોના વિકલ્પનો પ્રયોગ કરી જોયો છે અને તેમાં કંઈ મુશ્કેલી જણાઈ નથી. ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરતાંની સાથે એવા વિકલ્પો દાખલ કર્યા વિના છૂટકો નથી. પણ અમુક વિષયોનું પુસ્તકિયા જ્ઞાન જેટલું ઓછું મળે, તેની ખોટ વિદ્યાર્થીને મળતી બીજા પ્રકારની સંગીન કેળવણીમાંથી પુરાઈ જવી જોઈએ. સવાલ એટલો છે કે, બીજી વધુ ઉપકારક કેળવણી કઈ કઈ આપવી, કયા વિષયો વૈકલ્પિક રાખવા, ક્યારથી વિકલ્પ શરૂ કરવો, અને તે શરૂ થાય તે પહેલાં વૈકલ્પિક વિષયોનું પ્રાથમિક જ્ઞાન કેવી રીતે, કેટલું, ક્યાં સુધીમાં આપી દેવું આવી બાબતોની વિચારણા માટે આ પ્રયોગ અને તે રીતે થયેલા બીજા પ્રયોગોની વિગતો મળે તો ઉપયોગી થઈ પડે.

**વિઠ્ઠલદાસ કોઠારી**

# રાનીપરજ કન્યા કેળવણી—એક પ્રયોગ

[ મઢી કન્યા વિદ્યાલય ]

બારડોલી તાલુકાનાં રાનીપરજ ગામડાંમાં આજ વર્ષોથી શ્રી. જુગતરામભાઈ રચનાત્મક કાર્ય કરી રહ્યા છે, તે જોવાની અને તેમાંથી પ્રેરણા મેળવવાની ઇચ્છા ઘણા વખતથી હતી, તે હમણાં પાંચેક દિવસ ત્યાં ગાળીને પૂરી કરી શક્યો.

શ્રી જુગતરામભાઈનું કાર્ય શુદ્ધ ગાંધીવાદી વિચાર-સરણી ઉપર ચાલી રહ્યું છે. વેડછી સ્વરાજ્ય આશ્રમની ઊડતી મુલાકાત પણ તમે લો, કે કોઈક દૂરના ગામડામાં જાઓ, તમને ત્યાં થતાં રચનાત્મક કાર્યમાં આત્મશુદ્ધિ, સંસ્કાર ને સ્વાશ્રયની ભાવના જણાશે. તે બધા અંગે કહેવાનું તો ઘણું છે. મારું ખાસ ધ્યાન મઢી કન્યા વિદ્યાલયે ખેંચ્યું. તે અહીં વર્ણવું.

તા. ૮-૧-'૪૬થી તા. ૧૦-૧-'૪૬ સુધી શ્રી. અન્નપૂર્ણા-બહેને આશરે બે વર્ષથી શરૂ કરેલા મઢીના કન્યા વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ શ્રી. રવિશંકર મહારાજના પ્રમુખપદે ઊજવવામાં આવ્યો હતો. ઉત્સવના કાર્યક્રમની યોજના વિદ્યાલયની રાનીપરજ બાળાઓ, રાનીપરજ સમાજ ને કાર્યકર્તાઓને લક્ષ્યમાં લઈ, સર્વાંગે સંપૂર્ણ કરવામાં આવી હતી. હું તા. ૧૦મીએ પહોંચ્યો. બપોરે ૨-૩૦ પછી મૌન સાથે સમૂહકાંતણ રાખવામાં આવ્યું હતું. સમૂહકાંતણનો કાર્યક્રમ દરેક રાષ્ટ્રીય સંસ્થાએ ઉત્સવોમાં વધાવી લેવા જેવો છે શરીરશ્રમની મહત્તા, ગાંભીર્ય ને શિસ્તની દૃષ્ટિએ એની જરૂર છે. રાત્રે ભાષણો અને કન્યાઓના સંવાદો, રાસ ગરબા વગેરેનો રંજનાત્મક કાર્યક્રમ હતો.

સમૂહકાંતણ પછી શ્રી. મહારાજ અને શ્રી. ખંડુભાઈ દેસાઈનો કાર્યકર્તાઓ સાથે વાર્તાલાપ હતો. શ્રી. ખંડુભાઈએ મિલઉદ્યોગને લગતા કેટલાક આંકડા, હકીકતો વગેરે આપી ખાદીની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવી હતી. વાર્તાલાપ દરમિયાન એક ભાઈએ રવિશંકર મહારાજને પ્રશ્ન પૂછ્યો કે, વર્ધામાં જાજુજી વગેરે બેઠા છે તેઓ ગાંધીજીની ખાદી વિષે નવી યોજનાને અંગે કેટલીક સૂચનાઓ ત્યાં બેઠા કરે છે; પણ એવા શા માટે ગામડામાં જઈ પોતાની શક્તિ, બુદ્ધિનો લાભ ગામડાંને આપતા નથી? તેઓ ત્યાં બેઠા અમારી મુશ્કેલીઓ પણ સમજી શકતા નથી.

મહારાજે જે જવાબ આપ્યો તે દરેક કાર્યકર્તાએ સમજવા જેવો હતો. એમણે જણાવ્યું કે, દરેક જે સ્થાને બેઠા હોય ત્યાં જ તે શોભે. એને સ્થાનભ્રષ્ટ કરો તો એ કોડીનો થઈ જાય. જેની જેવા પ્રકારની શક્તિ, જેનો જેવો વિકાસ, તેને અનુરૂપ તે કામ શોધી લે છે. તંત્રમાં જુદી જુદી કક્ષાના કાર્યકર્તાઓની જરૂર છે. તો જ તે કામ સરળ રીતે ચાલે. કાર્યકર્તાનીયે જરૂર છે, ને તેટલી જ સૂત્રનું સંચાલન કરનારની પણ છે.

અન્નપૂર્ણાબહેનનો પ્રયોગ કેળવણીના ક્ષેત્રમાં નવીન ભાત પાડે છે. આ વિદ્યાલય આજે ચાલી રહેલાં સામાન્ય વિદ્યાલયો ૧૧થી ૫ વાગ્યા સુધી બાળકોને ગોંધી રાખી ભણાવવાનાં—ખરું જોતાં તો હકીકતો ઠાંસી ઠાંસીને ભરવાના—કારખાનાં જેવું નથી. તેમ જ વિદ્યાર્થીઓ માટે રહેવા, સૂવા ને ખાવાની જોગવાઈ કરનારાં છાત્રાલયના સ્વરૂપનું નથી તદ્દન નવી જ વસ્તુ છે. અહીં પાસે પાસેનાં ફળિયામાં રહેતી રાનીપરજની ૧૯ બાળાઓને આ વિદ્યાલયમાં રાખવામાં આવે છે. બે વખતના ભોજન માટે બાળાઓ પોતપોતાને ઘેર બપોરે ૧૦-૧૫થી ૧૨-૩૦ સુધી અને સાંજે ૪-૩૦થી ૬-૧૫ સુધી (કુલ ચાર કલાક માટે) જાય છે. ઘેર જાય ત્યારે તેઓ ઘરના નાના મોટાં કામકાજ કરી કુટુંબને મદદરૂપ થાય છે. વીસ કલાક બાળાઓ વિદ્યાલયમાં ગાળે છે અને ઘરની સાથેનો સંપર્ક પણ જાળવી રાખે છે. વિદ્યાલયમાં જે સંસ્કાર મેળવે છે તેની સુવાસ ઘરમાં પણ રોજ રોજ ફેલાવે છે.

અન્નપૂર્ણાબહેન પોતાના નિવેદનમાં જણાવે છે કે, "મને હંમેશ થાય છે કે, આ બાળાઓનું અભ્યાસગૃહ છે તેવું જ તે મારું પણ છે. હું નડિયાદ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં હતી અને વિનીત થઈ ત્યારે પૂ. મહારાજ આવ્યા હતા. શ્રી. દેસાઈભાઈએ અમને બતાવીને કહ્યું કે, 'આ બાળાઓ વિનીત થઈને ભણી ઊતરી.' મહારાજે અમને પૂછ્યું, 'બોલો, ભણ્યાં કે ભણાવ્યું?' મેં પૂછ્યું, 'આમ કેમ કહ્યું?' મહારાજે કહ્યું, 'બાળક ભણે છે, પણ ખરી રીતે તે પોતાના શિક્ષકને ભણાવે છે. કારણ, તેમને ભણાવતાં શિક્ષક અનુભવજ્ઞાન મેળવતો હોય છે. એ રીતે તમે દેસાઈભાઈને ભણાવ્યા સાચું ભણતર તો તમે હવે ભણવાનાં છો.'"

અન્નપૂર્ણાબહેન જણાવે છે કે, "આ અક્ષરશઃ સાચું છે, એ હાલ અનુભવું છે. મારું શિક્ષણ મેં મઢી આવીને શરૂ કર્યું છે. આ વિદ્યાલયની બાળાઓ પાસેથી બેઠી ફળિયાનાં બાળકો સમાં રાનીપરજ ભાઈબહેનો પાસેથી હું મારી શક્તિ પ્રમાણે ભણવા કરું છું."

વિદ્યાલયની શરૂઆત છ બાળાઓથી થઈ હતી. 'છ બાળાઓ દ્વારા અન્નપૂર્ણાબહેને તેમના કુટુંબોમાં પ્રવેશવાનો સફળ પ્રયત્ન કર્યો.

અન્નપૂર્ણાબહેન ગામડાનાં લોકસેવિકા પણ થયાં છે. વખતોવખત ગામમાં ફરવા જઈને લોકો સાથે સંપર્ક સાધવો, માંદાં માણસની માવજત કરવી, દુઃખમાં આશ્વાસન અને હિંમત આપવાં, શાળામાં આવતાં બાળકોની ઘેર સંભાળ કેવી રીતે લેવાય છે તેની તપાસ કરવી, તેમાં કંઈ ખામી હોય તે તરફ માબાપનું ધ્યાન વિવેકથી દોરવું ને તે સુધારવા પ્રયત્ન કરવો, તેમાંયે પછાત ને દલિત વર્ગના માબાપો તરફ વધારે મમતા રાખી તેમને મદદરૂપ થવું, એ તમામ કામો અન્નપૂર્ણાબહેન ચીવટ, ધીરજ ને મમતાથી કર્યે જાય છે આથી વાલીઓનો ને ગામનો સંપર્ક સધાઈ તેમનું કામ સંગીન જીવંતતાવાળું બને છે.

એઓ પોતાના નિવેદનમાં જણાવે છે, "ઘણાં કુટુંબોમાં બાળકોની સંભાળ લેવાતી નથી. બાળકે ખાધું કે નહિ તેની જાણ માતાને હોતી નથી તો પછી તેઓ કેવા સંસ્કાર મેળવે છે તેની તો વાત જ શી! ૧૦૦ કુટુંબોમાથી ફક્ત ત્રણ જ કુટુંબો એવાં છે જે બાળકોને ઠીક ઠીક રાખે છે." બાપ દારૂડિયો હોય તો તાડી પીને પડ્યો રહે છે ને બાળકો ભૂખ્યાં પડી રહે એવાં દૃશ્યો પણ એમણે જોયા છે. એટલે એમણે દારૂતાડી છોડાવવાનું કામ પણ હાથમાં લીધું છે, જેમાં એમને સારી સફળતા મળી છે આ આત્મશુદ્ધિની પ્રવૃત્તિ માટે રેંટિયો સાધન બન્યો છે. એ ૧૦૦ કુટુંબોમાં પ્રવેશી રહ્યો છે. દર અઠવાડિયે એક દિવસ રાત્રે ગામમા રાનીપરજનાં ઝૂંપડાંમાં વિદ્યાલયની પ્રાર્થના રાખવામાં આવે છે. આજુબાજુ સાફસૂફ કરી ગામલોક ને બાળાઓ ભેગાં બેસી પ્રાર્થના કરે છે.

વિદ્યાલયમાં 'આટી-દુકાન' ચલાવવામાં આવે છે. જે રાનીપરજ ભાઈબહેનો કાંતે છે તેઓ પોતાનું સૂતર આ દુકાને વેચી દુકાનમાથી ગોળ, મગફળી, નાળિયેર, તેલ વગેરે જરૂરિયાતોની વસ્તુઓ ખરીદે છે. એક વર્ષ દરમ્યાન ૯૮૦ આટી લઈને તેના બદલામાં તેટલી કિંમતનાં ગોળ, મગફળી વગેરે વેચવામા આવ્યાં છે. રાનીપરજ ખેડૂતો માલની અદલાબદલીની પદ્ધતિને ટેવાયેલા છે એટલે આ પદ્ધતિને તેમણે વધાવી લીધી છે.

ગાંધીજયંતી, સ્વાતંત્ર્યદિન, રાષ્ટ્રીય સપ્તાહ વગેરે રાષ્ટ્રીય ઉત્સવોને સ્થાનિક લોક-ઉત્સવોમાં સ્થાન આપ્યું છે ને એ ઉત્સવોની ઉજવણીમા સારી સફળતા મળી છે.

વિદ્યાલયમાં ભણવાનો સમય દોઢ કલાક રાખવામાં આવ્યો છે. ઉદ્યોગ ને કાંતણને લગભગ ચાર કલાક આપવામાં આવ્યા છે. રૂઢિચુસ્ત શિક્ષકોને સ્વાભાવિક થશે કે, દોઢ કલાકમાં તે શું છોકરાંને ભણાવવાનાં હતાં ને તેઓ પણ શું ભણવાનાં હતાં! બુદ્ધિ, સમજશક્તિ ને ઇન્દ્રિયોને બંધ રાખી કેવળ હાથપગ હલાવવા ને અમુક ક્રિયા કરવી એ ઉદ્યોગની કલ્પના ભ્રાંતિ છે. સાચો ઉદ્યોગ ખરું જોતાં બાળકના સર્વાંગી વિકાસનું સાધન છે. આશ્રમના દરેક કાર્યથી બાળકનો વિકાસ થાય તે દૃષ્ટિથી તે યોજવામાં આવ્યાં છે. એક વર્ષમાં દરેક બાળાએ પોતાનો રેંટિયો કર્યો, પોતાનાં તમામ કપડાં કર્યાં, ને છતાં બધી બાળાઓના મળી રૂા. ૨૬-૯-૬ મઠી વિદ્યાલયમાં જમે રહ્યા છે. બધું મળીને ૯૦૨ આંટી સૂતર કાંત્યું, ૪૪ રતલ ૨ પીંજ્યું, ને ૮૩૫૨ રતલ રૂની પૂણી બનાવી. ઉપરાંત કપાસ લોઢવાનું, આસનો વણવાનું, બાગકામનું, રૂમાલ ઓટવાનું ને કબજા સીવવાનું, આંટી-દુકાન ચલાવવાનું, વગેરે કામ બાળાઓએ કર્યું. બાળાઓનો બૌદ્ધિક વિકાસ સંતોષ આપે એવો છે. સામાન્ય જ્ઞાન, લેખન, વાચન ને ગણિતમાં પણ સારી પ્રગતિ કરી છે.

શ્રી. જુગતરામભાઈએ બાલવાડીની નવી યોજના રજૂ કરી છે તેનો અમલ પણ અન્નપૂર્ણાબહેન કરી રહ્યાં છે. એ બહેન એટલેથી જ ધરાતાં નથી, પણ ગામના ગોવાળિયા તેમ જ નિશાળે ન જતાં એવા મોટી ઉંમરનાં બાળકોને સાંજથી સવાર સુધી વિદ્યાલયમાં રાખી કુમાર આશ્રમની પણ એમણે શરૂઆત કરી દીધી છે. કાકાસાહેબ કાલેલકરે વિદ્યાલયની મુલાકાત વખતે જે નોંધ કરી છે તેનો ઉતારો આપી મઢી વિદ્યાલયની મારી ઉપર જે છાપ પડી તેનું નિવેદન પૂરું કરું છું:

"ગ્રામસેવા મંડળનાં રાનીપરજ કન્યા વિદ્યાલયની પ્રવૃત્તિ જોઈ ઘણો સંતોષ થયો. ચિ. અન્નપૂર્ણાબહેનનું નિવેદન સાંભળી ખાતરી થઈ કે, કેળવણીના સર્વોચ્ચ સિદ્ધાંતો પ્રમાણે અહીંનું કામ ચાલે છે.

"રાનીપરજ જેવી ઉપેક્ષિત કોમની બાળાઓને સુધ્ધાં કેળવણી આપવી એ પરમેશ્વરને અત્યંત પ્રિય એવું કામ છે. એટલે કે, એ પ્રવૃત્તિને પરમેશ્વરના આશીર્વાદ છે જ. ચિ. અન્નપૂર્ણાએ આ કાર્યમાં ઘણી પ્રગતિ સાધી છે ને હજીયે પ્રગતિ કરશે એવી આશા એણે ઉત્પન્ન કરી છે.

"બાળાઓની કેળવણી સાથે તેમનાં માબાપોનો સંપર્ક સાધવો અને એ રીતે તેમને પણ આડકતરી રીતે કેળવવાં એ આ વિદ્યાલયની વિશેષતા છે, જે વિશેષ ધ્યાન ખેંચે છે."

ડાહ્યાભાઈ નાયક

# ફી-વધારો અને પાસના ટકા

હમણાં એક વિદ્યાર્થી કાર્યકર્તાએ સવાલ પૂછ્યો, તે એના જેવા સૌને માટે વિચારવા જેવો હોઈ, અહીં નોંધું છું. તેણે કહ્યું, એક શાળાનું વાર્ષિક પરિણામ બહુ કડક છે, તેનું શું કરવું?

તેનો બીજો પ્રશ્ન હતો, માધ્યમિક શાળાઓ ફી વધારવાની છે એવી વાત મળે છે, તો તે અંગે શું?

બેઉ સવાલો, સામાન્યપણે આપણે ત્યાં જે જાતની વિદ્યાર્થી-પ્રવૃત્તિ ચાલે છે, તેની નજરે મહત્ત્વના અને તેના ધ્યાનપાત્ર ગણાય છે. અને તે છે પણ, કેમ કે બેઉની સાથે વિદ્યાર્થીનું હિત સંબંધાયેલું છે.

પરંતુ પ્રશ્નકારના પૂછવાનો મુદ્દો એ હતો કે, આ અંગે વિદ્યાર્થીઓએ ચળવળ કે ઝુંબેશ ઉઠાવવી ન જોઈએ?

મને લાગે છે, આમાંનો એકે મુદ્દો એવો નથી કે જેમાં વિદ્યાર્થી તરીકે વિદ્યાર્થીએ લડત કરવાની હોય.

પરીક્ષામાં નાપાસ થનારનું પ્રમાણ અમુક કલ્પેલા કરતાં વધે ઘટે ત્યારે પરીક્ષાને કડક ના-કડક કહેવાય છે. પણ તેની સાથે એમેય નહિ કે, તે કડક લાગે તો પરીક્ષાર્થી પ્રમાણમાં કાચો વધારે છે? એવું તો નથી જણ્યું કે, અમુક પરીક્ષામાં ૭૫ ટકા પાસ થતા હતા ને તે આંકડો જ બહુ લાગવાથી ઓછો કરવામાં આવ્યો. એથી ઊલટું બનવા સંભવ છે કે, ૨૫ જ ટકા પાસ થતા હોય તો તે બહુ ઓછા લાગવાથી કાંઈક વધારી શકાય તો તે વધારવાનું જોવામાં આવે છે. એટલે, પરિણામની કડકાઈ વિદ્યાર્થીને સાચું જોતાં એમ સૂચવે છે કે, તેણે વધારે સારી રીતે તૈયાર થવું જોઈએ. એ પાઠ લેવાને બદલે, કહેવાતી લોકશાહીમાં ચાલતી ભળતી રીતોએ કામ કરવું, એ વિદ્યાર્થીને માટે પણ સારી નાગરિક કેળવણી ન ગણાય.

બીજો પ્રશ્ન ફીનો છે. તે વધે તો માબાપોને વધારે ખર્ચ પડે. એ પૂરું ન જ કરી શકનારાં માબાપોએ ભણાવવાનું બંધ કરવું પડે, અથવા શાળાઓમાં બધે હોવી માફી અર્ધ-માફી જેવી સવડ મેળવવી જોઈએ. વિદ્યાર્થીને ખર્ચને કારણે ભણવાનું છોડવું પડે એ સારું ન કહેવાય.

આ તેની એક બાજુ. તેની બીજી બાજુ છે તે પણ નજર બહાર કરી શકાય એમ નથી. સરકારે માધ્યમિક કેળવણી ધીમે ધીમે કરીને ખાનગી આધાર પર કરી દીધી છે. તે તેને માટે ગ્રાન્ટ આપે છે. ખાનગી વ્યક્તિ કે મંડળ આ કામ કરે તે તેને આર્થિક રીતે પરવડવું જોઈએ. તેથી શિક્ષકોનાં બજાર ઉપર તેમણે ખેલવાનું આવે, બધા ધંધા પેઠે. આમાં પણ મળતરના ટકા વધારવાની બીજી યુક્તિઓ પણ, કહે છે, હોય છે. બનવા જોગ છે કે, હશે. બીજી બાજુ, સરકારે ગ્રાન્ટ આપવા દ્વારા મોટી ખટપટ અને લાગવગનું પ્રકરણ ઊભું કરી મૂક્યું છે. શાળાઓએ એમાં પણ સંડોવાવું પડે; તેમાં જે ફાવતો ગજ વાગે, તો તેઓ સહેજે પોતાનું ખર્ચ હળવું કરી શકે.

આમ આ વસ્તુ પોતે થઈને પણ એક પંચાત અને વિકૃતિનું ઘર હતી. તેમાં મોંઘવારીએ આવીને ઉમેરો કર્યો. યુદ્ધદશાએ અનેક ક્ષેત્રોમાં તાણ ઊભી કરી તેમ શિક્ષકોની પણ તાણ પાડી. એટલું જ નહિ, નવી અર્થદશામાં તેમનો દરમાયો વધવો જોઈએ.

આ વધારાનો ખર્ચ ક્યાંથી લાવવો? શાળાઓનું મોટું આવક-સાધન ફી. તે તેમણે વધારવી અથવા શાળા બંધ કરવી. શાળાવાળાઓએ પણ પોતાનો ધંધો તો ચાલુ રાખવો જોઈએ. તેમાંથી મળતરના ટકા જરા ઓછા થાય, પણ તે ખટકી જ પડે એ ન પાલવે.

આ લાંબી ચર્ચા એટલા માટે કરી છે કે, ચાલુ અર્થતંત્ર અને શિક્ષણતંત્ર તથા સમાજ સાથે આ ફી-વધારાનો સવાલ સંકળાયેલો છે. તે સીધો લાગુ પડે છે વાલીઓને. તેઓ સમાજના છે. જો સમાજને લાગે કે, વધારો ન ચાલે, તો તેમણે બીજા રસ્તા શાળાવાળાઓને સૂચવવા જોઈએ. શાળાવાળાઓએ લોકોને સ્પષ્ટ હિસાબ બતાવવો જોઈએ કે, તેમને ફી વધાર્યા વગર કેમ છૂટકો નથી. શાળાવાળાએ સમાજને આ બાબત પૂરી માહિતી આપી પોતાનો કેસ પુરવાર કરવો જોઈએ. આ સવાલ એવો ઊંડો ને વ્યાપક છે કે, સરકાર પાસે આખા માધ્યમિક શિક્ષણની અર્થવ્યવસ્થા બાબત વિચાર કરાવવો જોઈએ. સ્વતંત્રતામાં આ કેવી હોવી ઘટે તેનો વિચાર કરી લઈ, તે મુજબ પગલાં ભરવાં જોઈએ.

આ કામમાં વિદ્યાર્થીઓ ભાગ્યે કશું કરી શકે, એટલે પેલા વિદ્યાર્થી-મિત્રને મેં કહ્યું કે, તમારે આમાં તમારા વાલીઓને રિપોર્ટ કરવાપણું છે. શિક્ષકોના પગાર વધવા જોઈએ એમ જો કહો, તો તેની બીજી બાજુ એ છે કે, ફી અથવા કર આપવા તત્પર થાઓ. માધ્યમિક શાળાઓના જમાખર્ચ બાબતમાં પડીને સરકારે એ જોઈ કાઢવું જોઈએ કે, ખરેખર તેની શી દશા છે. કોઈ અભ્યાસી આ પ્રશ્નમાં પડી નિબંધ તૈયાર કરે તો યુનિવર્સિટીએ તેને ઉત્તેજન આપી પ્રેરવો જોઈએ. માધ્યમિક શિક્ષણનો વિચાર, સામાજિક, શૈક્ષણિક, આર્થિક, અને વહીવટી દૃષ્ટિએ, આમૂલાગ્ર કરવા વખત હવે આવ્યો ગણાય. મૅટ્રિકની પરીક્ષાનો વિચાર આ મૂળ જરૂરમાંથી જ નીકળતી એક બાબત છે, એમ લાંબી નજરે જોતાં લાગ્યા વગર નહિ રહે.

૧૧-૫-'૪૬ મ૦

# આદર્શ ગામ—૨

૨. વસ્ત્રસ્વાવલંબન — ખાદી જગતના વાચકોને અને ગ્રામસેવકો વગેરેને એ સમજાવવાની જરૂર ન હોય કે, આદર્શ ગામ પોતાને જોઈતા કાપડની બાબતમાં સંપૂર્ણ સ્વાવલંબી હોવું જોઈએ. ગાંધીજી કહે છે કે, કાપડની મિલો મુંબઈ, અમદાવાદ કે કાનપુરમાં નહિ પણ દરેક ગામમાં હોવી જોઈએ. મતલબ કે ઘેર ઘેર રેંટિયો ચાલવો જોઈએ. કપાસથી માંડીને સૂતર કાંતવા સુધીની બધી ક્રિયા ઘરમાં થવી જોઈએ અને સૂતર ગામના વણકર પાસે જ વણાવી લેવું જોઈએ. આવી વ્યવસ્થા આપણે કરી લઈએ તો આજના જેવા કાપડના દુકાળના સમયમા લોકોને નાગા ફરવાનો વખત ન આવે.

૩. બીજા ગ્રામઉદ્યોગો — ખાદીના ઉદ્યોગની સાથે જ આપણે ગામના બીજા ઉદ્યોગો પણ સજીવન કરવા જોઈશે; ત્યારે જ આપણે ગામને રોજની સામાન્ય જરૂરિયાતની બાબતમાં સ્વયંપૂર્ણ બનાવી શકીશું. ગામડાંને બેકાર અને કંગાળ બનાવનારા યંત્રોદ્યોગોના આક્રમણ સામે ગામડાંએ જીવતાં રહેવું હોય, તો તેમણે પોતાની રોજની જરૂરિયાતની બધી વસ્તુઓ બને ત્યાં સુધી ગામમાં જ પેદા કરવી પડશે. કેટલાક ગ્રામઉદ્યોગોથી આર્થિક ઉન્નતિની સાથે સ્વાસ્થ્યને પણ લાભ થાય છે. દા. ત. સંચામાં દળેલા લોટ તથા સંચામાં છડેલા ચોખા કરતાં હાથ-ઘંટીએ દળેલો લોટ તથા હાથછડના ચોખા ખાવાથી તથા મિલમાં બનેલી ખાંડને બદલે ગામના કોલુનો ગોળ વાપરવાથી ગામની બેકારી તો દૂર થાય છે જ, પણ તેની સાથે આપણને આરોગ્યપ્રદ ખોરાક પણ મળે છે. તેથી આદર્શ ગામમાં ઘેરઘેર રેંટિયાની સાથે ઘંટી અને ખાંડણિયા પણ ચાલવા જોઈએ. એ ઉપરાંત ગામમાં ચમાર, મોચી, બળદ-ઘાણી ચલાવનાર ઘાંચી, સુતાર, લુહાર, કુંભાર, વણકર વગેરે ધંધાદારી રહે અને તેમના ધંધા સારી રીતે ચાલે તો જ ગામ સ્વાવલંબી અને સુખી થાય.

૪. ખેતીની સુધારણા — માણસને કપડાં અને બીજી જરૂરિયાતો કરતાં પણ અનાજની વધારે જરૂર છે. એથી ગ્રામસેવક પોતાના કામની શરૂઆત સફાઈ, ખાદી અને બીજા ગ્રામઉદ્યોગોથી ભલે કરે. છતાં એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે, ખેતીની સુધારણા કર્યા વગર આપણે સુખી નહિ થઈ શકીએ. એને માટે જમીનના હક, પીતની ભોગવાઈ, ગામ લોકોની દેવાદારી વગેરે પ્રશ્નો એટલા મોટા છે કે, રાજસત્તા વિના તેમનો નિકાલ કરવાનું અશક્ય છે. એટલે ગ્રામસેવકે જો સફાઈ, ખાદી વગેરે કામો દ્વારા ગામલોકોને સંગઠિત કર્યાં હશે તો જ તે તેમને કચરામાંથી ખાતર બનાવવું, વાવણી માટે સારું બિયારું સંઘરવું તથા ગામના ગંદા પાણીનો પૂરેપૂરો ઉપયોગ કરવો વગેરે વાતો સમજાવી શકશે. ખાતર, પાણી અને બિયાવાની બાબતમાં આપણી પાસે જેટલી સગવડ છે તે બધીનો વધુમાં વધુ ઉપયોગ કરીએ તો ખેતીની ઊપજમાં સહેજે ૨૦–૨૫ ટકાનો વધારો આપણે કરી શકીએ, અને ગામને ગંદકીથી બચાવી શકીએ. ઢોરનાં મળમૂત્રનો જેટલો ઉપયોગ કરવો જોઈએ તેટલો આજે, આપણે કરતા નથી. માણસનાં મળમૂત્ર એક ઉત્તમ ખાતર છે પરંતુ એના પ્રત્યેની આપણા મનની ઘૃણાને લીધે આપણે એ સોના જેવા ખાતરને વેડફી નાખીએ છીએ, અને ગામની ચારે બાજુ ગંદકી ફેલાવીએ છીએ. આ ઉપરાંત નકામો જતો કચરો પાંદડાં વગેરેમાંથી પણ ગામમાં ખાતર બની શકે. બીજા દેશોને પણ અનાજ મોકલનાર આપણા દેશમાં છેલ્લાં દશ વર્ષથી ૧૨ ટકા અનાજ ઓછું પાકે છે. આ વર્ષે અનેક વસ્તુઓનો પાક સારો ન થવાથી વાઇસરૉય વગેરે સરકારી અધિકારીઓ પણ અનાજના ભયંકર દુકાળની આગાહી કરી રહ્યા છે. આ બધી વસ્તુઓ સૂચવે છે કે, આપણી ખેતીમાં ધરમૂળથી સુધારા કરવાની જરૂર ઊભી થઈ છે આપણે ખેતીને ઉત્તમ ધંધો કહીએ છીએ ખરા, પણ આજે તે ઉત્તમ નથી રહ્યો. જો ઉત્તમ દશામાં હોત તો આજે દેશના ૮૫ ટકા માણસો ખેતીનો ધંધો કરે છે એથી દેશ ચોક્કસ સારી હાલતમાં હોત. ઉત્તમ ધંધાની વાત તો બાજુએ રહી, આજે તો ખેતી ધંધોયે નથી રહી. કોઈ પણ કામને ધંધો ત્યારે જ કહેવાય, જ્યારે તે કરનારનું ભરણપોષણ સારી રીતે થતું હોય. આજે ખેતી કરનારને ખેતીમાંથી પેટપૂરતું મળી રહે છે? તનતોડ મહેનત કરવા છતાં પણ આજે ખેડૂતને પેટ ભરીને ખાવા મળતું નથી. ઊલટું એના પર દેવાનો ભાર વધતો જાય છે. એથી આપણા દેશમાં ખેતી એ ધંધો રહી નથી, તે એક વેઠ બની ગઈ છે. ખેતીમાંથી પેટપૂર ન મળતાં છતાં ગામડાંના લોકોને ખેતી કરવી પડે છે, કારણ કે તેથી પેટ ભરીને નહિ તો અધ-પેટ ખાવાનું તો મળે છે. જો ખેડૂતો ખેતીમાંથી પેટપૂરતું નથી મળતું એમ કહી ખેતી છોડી દે તો બીજા જ દિવસથી તેમને ભૂખે મરવું પડે. આવી સ્થિતિમાં જો ગામને સ્વાવલંબી અને સુખી બનાવવું હોય તો ખેતીની સુધારણાનો પ્રશ્ન હાથ ધરવો જરૂરી છે. જો આપણા હાથમાં રાજસત્તા હોય તો આ કામ ખૂબ જલદી થઈ શકે. પરંતુ ગ્રામ-સેવકે તો રાજસત્તાની રાહ જોઈને બેસી ન રહેતાં જેટલું બને તેટલું કામ પ્રજા મારફત જ શરૂ કરી દેવું જોઈએ. ખેતીની જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગઈ છે એટલે ખેતી કરવામાં ફાયદો રહ્યો નથી. આથી સહકારી ધોરણે સમૂહ-ખેતી કર્યા વિના છૂટકો નથી. સહકારી ધોરણે કામ કરવામાં જ સાચા સ્વરાજ્યની ચાવી છે, એ આપણે સમજી લેવું જોઈએ.

૫. ગોપાલન — ખેતીની સાથે ગોપાલન આનવાર્ય રીતે જોડાયેલું છે. ગાયની અવગણના કરીને આપણે મહા મુસીબતમાં પડ્યા છીએ. ગાય આપણને ઘીદૂધ જેવો મહત્ત્વનો ખોરાક આપે છે અને ખેતી માટે બળદ આપે છે. આપણા જીવન માટે ગાય આટલી મહત્ત્વની હોવા છતાં આપણે તેનું પાલન કરવાનું છોડી દીધું છે તે એટલે સુધી કે, આપણા દેશમાં ગાયની જેટલી દુર્દશા થઈ છે તેટલી દુનિયાના બીજા કોઈ દેશમાં થયેલી જણાતી નથી. દરિદ્રતામાંથી નીકળીને આપણે સમૃદ્ધિને રસ્તે જવું હશે તો ઘેર ઘેર રેંટિયા, ઘંટી અને ખાંડણિયાની સાથે ગાય રાખવાનું પણ આપણે સ્વીકારવું પડશે. ગાયની જાત સુધારવા માટે તેને સારો ઘાસચારો અને દાણો-પાણી આપવાની વ્યવસ્થા કરવી જોઈશે, અને ગામની ગાયોની સંખ્યાના પ્રમાણમાં સારી જાતના સાંઢ પણ રાખવા જોઈશે. ગોચર અને સાંઢ રાખવાની વ્યવસ્થા વ્યક્તિગત નહિ પણ સહકારી રીતે થઈ શકશે. એટલે ખેતીની જેમ ગોપાલનમાં પણ સહકારી ધોરણે કામ કરવાની ટેવ લોકોને પાડવી જોઈએ.

૬. સહકારી દુકાન — ખેતી, ગોપાલન, ખાદી તથા ગ્રામઉદ્યોગો દ્વારા ગામ ઠીક ઠીક સ્વાવલંબી થશે, છતાં દરેક ગામવાળાને થોડુંઘણું વેચવાનું કે ખરીદવાનું તો રહેશે જ. કેટલીક વસ્તુઓ બહાર વેચવી પડશે અને કેટલીક બહારથી ખરીદવી પડશે. એ માટે સહકારી દુકાન રાખવી જરૂરી છે. ગ્રામસેવકે ગામની બધી પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને સહકારી દુકાન ચલાવવા તરફ લક્ષ આપવું જોઈએ. આ બધું કામ તે ગામલોકો મારફત જ કરાવશે. પરંતુ એ લોકોને માર્ગદર્શન કરાવવાનું કામ એણે પોતે જ કરવું જોઈએ. આ રીતે જ તે ગામલોકોને કેળવણી આપી શકશે. નાની વસ્તુઓના ખરીદ-વેચાણમાં ગામડાંના લોકો આજે પણ ઠગાય છે.-એ લોકોને એમાંથી બચાવવા માટે પણ સહકારી દુકાનની જરૂર છે. એ સહકારી દુકાનને વિકસાવીને ગામની બૅંક, એટલે કે પૈસા રાખનારી અને કરજે આપનારી સહકારી મહાજનની પેઢી, બનાવી શકાય. ટૂંકમાં, આ સહકારી દુકાને ગામલોકોના અર્થવ્યવહાર સંબંધી બધી પ્રવૃત્તિ ચલાવનારું (Multi-purpose) સહકારી મંડળ બનવું જોઈએ.

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

('ખાદી જગત માંથી)

# દારૂ કેમ ન પીવો ?—૭

[આ મથાળાની લેખમાળા, ઑગસ્ટ, ૧૯૪૨માં 'હિ. સા.' ઓચિંતું બંધ થયું ત્યારે, ચાલુ હતી. શ્રી. વાલજીભાઈએ યાદ કરીને તે પાછી આગળ ચલાવી છે. પાછો દારૂબંધીનો અમલ શરૂ થવાનો છે તે વખતે આ હકીકતપૂર્ણ લેખ રસપ્રદ થશે માનું છું. મ.]

૨૭

### પીનારાનો મંદવાડ લાંબો ચાલે છે

લાઇપઝિગના આંકડા ઉપરથી જણાય છે કે, ૨૫ ને ૩૪મા વર્ષની વચ્ચે વીમો ઉતરાવેલા માણસો સરેરાશ ૭.૫૩ દિવસ માંદા રહ્યા; પણ પીનારા ૧૯.૨૯ દિવસ માંદા રહ્યા. ૩૫ ને ૪૪મા વર્ષની વચ્ચે સરેરાશ મંદવાડ ૧૦ દિવસનો હતો, પણ પીનારાનો મંદવાડ ૨૭.૧૩ દિવસ ચાલ્યો હતો.

બીજા ગાળામાં મંદવાડ આટલું ચાલ્યો હતો:

| | | સરેરાશ | પીનારામાં |
|---|---|---|---|
| ૪૫-૫૪ | વર્ષ વચ્ચે | ૧૩.૨૯ દિવસ | ૩૩.૩૨ દિવસ |
| ૫૫-૬૪ | ,, | ૧૮.૩૮ ,, | ૪૦.૭૯ ,, |
| ૬૫-૭૪ | ,, | ૨૯.૫૨ ,, | ૭૬.૮૪ ,, |

એટલે પીનારામાં મંદવાડના કેસ વધારે થયા એટલું જ નહિ, પણ એનો મંદવાડ બેથી ત્રણગણું વધારે ચાલ્યો.

૨૮

### ઝાઝા પીનારા વહેલા મરે છે

લાઇપઝિગના આંકડા બતાવે છે કે, એક લાખ વીમા વર્ષ દીઠ ૨૫ને ૩૪મા વર્ષ વચ્ચે વીમો ઉતરાવેલા બધા માણસમાં સરેરાશ ૫૩ મરણાં થયાં, પણ પીનારામાં ૧૨૨ મરણ થયાં. એ જ પ્રમાણે ૩૫ને ૪૪મા વર્ષ વચ્ચે સરેરાશ ૯૭ મરણાં, થવાં પણ પીનારામાં ૨૮૪ થયાં. એટલે ન પીનારા કરતાં પીનારા બેત્રણગણા અકાળ મરણ પામ્યા.

૨૯

### પીનારાને લૂ વધારે લાગે છે

ઑગસ્ટ ૧૮૯૬માં યુનાઇટેડ સ્ટેટ્સમાં બહુ તાપ પડ્યો એટલે લૂ લાગવાથી ઘણાં મરણાં થઈ ગયાં. ૪૬૫ જણને લૂ લાગી તેમાં અતિ પીનારા ૩૦ ટકા, મધ્યમ પીનારા ૫૦ ટકા અને ન પીનારા ૨૦ ટકા હતા. અને ૭૭ જણ લૂ લાગવાથી મરી ગયા, તેમાં અતિ પીનારા ૬૦ ટકા, મધ્યમ પીનારા ૩૦ ટકા અને ન પીનારા ૧૦ ટકા હતા.

પીનારાને તાપથી બચવાનું ભાન રહે નહિ અને એના શરીરમાં તાપસહનશક્તિ ઓછી હોય.

૩૦

### પીનારામાં ન્યુમોનિયાનું મરણપ્રમાણ વધારે હતું

શરીરમાં રોગનિવારક શક્તિ સ્વાભાવિક હોય છે તે દારૂ પીવાથી ઓછી થાય છે.

ડા. ઑસ્લર તથા ડા. મૅકેએ લખ્યા પ્રમાણે, ન પીનારાને ન્યુમોનિયા થયો તેમાંથી ૧૮.૫ ટકા મર્યા. પણ મધ્યમ પીનારામાંથી ૨૫ ટકા અને અતિ પીનારામાંથી ૫૨.૮ ટકા મર્યા.

૩૧

**ક્ષયરોગી દારૂ પીએ તો દુઃખી થાય**

ફિલાડેલ્ફિયાના હેન્રી ફિપ્સ ઇન્સ્ટિટ્યૂટમાં પીનારા ક્ષયરોગી ૨૯.૫ ટકા સાજા થયા, પણ ન પીનારા ૪૯.૨ ટકા સુધર્યા; પીનારા ૨૧.૮ ટકા મરી ગયા, પણ ન પીનારા ૯.૯ ટકા જ મર્યા; પીનારા ૪૮.૫ ટકા ન સુધર્યા, પણ ન પીનારા ૪૦.૭ ટકા ન સુધર્યા.

૩૨

**ટાઇફૉઇડ કે શીતળા કરતાં દારૂડિયાપણાથી વધારે મરે છે**

યુનાઇટેડ સ્ટેટ્સના અર્ધા ભાગના આંકડા ગણે છે તે ઉપરથી જણાય છે કે, ત્યાં નવ વર્ષમાં ટાઇફૉઇડથી ૩૨,૧૬૩ મરણો થયાં, અને શીતળાથી ૨,૨૧૭ મરણાં થયાં, પણ દારૂડિયાપણાથી ટાઇફૉઇડ કરતાં વધારે ને શીતળાથી પંદર ગણાં, અર્થાત્ ૩૩,૧૮૭ મરણાં થયાં.

એક અમેરિકન ડૉક્ટર લખે છે કે, 'આપણા દેશમાં ક્ષય તથા ફિરંગરોગ સહિત બીજા કોઈ રોગ કરતાં દારૂડિયાપણું વધુ ભયંકર છે.'

૩૩

**ન પીનારા ઓછા માંદા થાય ને ઓછા મરે છે**

દક્ષિણ ઑસ્ટ્રેલિયામાં ત્રણ સિક બેનિફિટ સોસાયટી (રેહબાઇટ્સ, સન્સ ઑવ ટેમ્પરન્સ) ન પીનારાની છે, એની સાથે ત્રણ મિશ્ર સોસાયટીના આંકડા સરખાવ્યા તો જોયું કે, ન પીનારામાં સહ્ય દીઠ સરેરાશ મંદવાડ ૧.૨ અઠવાડિયાં આવ્યો. પણ મિશ્ર સોસાયટીમાં સરેરાશ મંદવાડ ૨.૩ અઠવાડિયાં આવ્યો. વળી ન પીનારામાં મંદવાડ સરેરાશ ૬.૪ અઠવાડિયાં ચાલ્યો, પણ મિશ્રમાં ૧૦.૯ અઠવાડિયાં ચાલ્યો. અને મરણાં ન પીનારામાં .૬ ટકા તથા મિશ્રમાં ૧.૩ થયાં.

દે૦ વા૦

# ગુરુદેવનું એક પ્રવચન

[ગુરુદેવ ટાગોર અવારનવાર શાંતિનિકેતનના વિદ્યાર્થીઓને બંગાળીમાં ટૂંકાં પ્રવચનો આપતા. તેનો સંગ્રહ 'શાંતિનિકેતન' નામથી પ્રસિદ્ધ થયેલો છે. આ સુંદર પ્રવચનોનો પરિચય હજી સુધી ગુજરાતને થયો નથી. આ સુંદર પ્રવચનોની મૌલિકતા અને સૌંદર્યનો કાંઈક ખ્યાલ નીચેના અનુવાદ પરથી આવી શકશે.]

મનુષ્યસૃષ્ટિમાં આપણે જ્યાં ત્યાં દુઃખ, ક્લેશ, વિરોધ વગેરે જોઈએ છીએ. આમ થવાનું કારણ એ છે કે, આપણને એક જ બાજુનો અનુભવ છે. પ્રેમ, દયા, પરોપકારવૃત્તિ ઇ૦ ગુણો, જે મનુષ્યજીવનને સૌંદર્ય અર્પે છે અને જીવનને શક્ય બનાવે છે, તે વસ્તુઓ જોવાને આપણે ટેવાયેલા નથી

ભગવાન બુદ્ધ અને ભગવાન ઈશુ જેવા મહાપુરુષોના જીવનમાં આ સૌંદર્યને આપણે જોઈ શકીએ છીએ. તેમનાં જીવન સૈકાઓથી અનેક મનુષ્યોને પ્રેરણા આપતાં અને જીવનમાં સૌંદર્યનું દર્શન કરાવતાં આવ્યાં છે. તેઓનું જીવન આવું મહાન હતું તેનો અર્થ એ નથી કે, તેમને કાંઈ મુશ્કેલી કે વ્યથા ભોગવવી પડી નહોતી. ઊલટું બાહ્ય દૃષ્ટિએ તો તેમનું જીવન ખૂબજ કઠણ અને દુઃખમય હતું. તેઓને આરામ, મોજશોખ વગેરે બાહ્ય સુખોનો ત્યાગ કરવો પડ્યો હતો, અને અનેક કષ્ટો સહન કરવાં પડ્યાં હતાં. પણ આ બધાં બાહ્ય દુઃખો તેમને દુઃખકર નહોતાં લાગ્યાં. તેનું કારણ એ છે કે, તેમણે જીવનનો સાચો મર્મ જાણ્યો હતો, મનુષ્યમાત્ર સાથે ઐક્યની ભાવના જીવંત બનાવી હતી, આત્માની અમરતા અનુભવી હતી, અને ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો હતો, અને તેથી તેઓ બાહ્ય આપત્તિઓમાં આનંદિત રહેતા.

જેમ કુદરતમાં અનેક વિરોધો, હિંસા ઇ૦ હોવા છતાં સુંદર છે. તેમ આવા મહાન પુરુષોનાં જીવન આપણને જીવનની મહત્તા અને સૌંદર્યનું ભાન કરાવે છે, અને જીવનને આટલું ઉન્નત બનાવવું એ બધાં માટે શક્ય છે એવું આશ્વાસન આપે છે.

આપણા જીવનની ચરમ સાધના એ છે કે, ઈશ્વરના મંગળમય સ્વરૂપનું દર્શન કરીએ; ભીષણ દેખાતી વસ્તુ ખરી રીતે સુંદર છે, એમ જાણીએ; અને જીવન તથા મરણને ભયથી નહિ, પણ આનંદથી ગ્રહણ કરીએ; પ્રિય અપ્રિય, દુઃખ સુખ, સંપદ્વિપદ્ બધાંને હિંમતથી સ્વીકારીએ; અને એ બધાંને ઈશ્વરની કૃતિનાં જુદાં જુદાં અંગો ગણી, બધાની પાછળ રહેલાં સત્ય અને સૌંદર્યનાં દર્શન કરીએ.

જીવનની સાર્થકતા ભોગમાં નથી, તેમ વૈરાગ્યમાં પણ નથી. તે છે સૃષ્ટિમાં વ્યાપી રહેલા પરમ તત્ત્વને પિછાનવામાં અને તેનો સાક્ષાત્કાર કરવામાં

સૌંદર્યને ભોગ અને વિલાસની વસ્તુ બનાવવાથી સત્ય સાથેનો તેનો સંબંધ તૂટી જાય છે, અને તેથી તે વિકૃતિ બને છે, અને આપણી બુદ્ધિને દૂષિત કરી, દુર્બળ અને અપવિત્ર બનાવે છે.

ભોગવિલાસથી વ્યાપ્ત એવું સૌંદર્ય આપણને બધાથી જુદા પાડી જીવનને કલુષિત બનાવે છે, અને સૃષ્ટિના ઐક્યને છિન્નભિન્ન કરી નાખે છે. તેથી તો સૌંદર્યને સાચી રીતે પિછાનવા માટે સાધના અને સંયમની જરૂર છે.

જ્યારે સત્યમાં આપણે સૌંદર્યનાં દર્શન કરી શકીશું ત્યારે સાચા સૌંદર્યને પિછાની શકીશું. સત્યમાં સૌંદર્યનાં દર્શન તેઓ જ કરી શકે છે, જેમનું હૃદય પવિત્ર હોય, જેમની દૃષ્ટિ નિર્મળ હોય. આવા માણસને વિશ્વમાં બધે આનંદનો અનુભવ કરતાં કોઈ પ્રકારની મુશ્કેલી પડતી નથી

. અનુ૦ પન્નાલાલ ઝવેરી

# સ્વાધ્યાય

### ઈશ્વરપ્રણિધાન

આપણે જોઈ ગયા કે, વૃત્તિઓના નિરોધ માટે વૈરાગ્યપૂર્વક અભ્યાસ જોઈએ. જીવનમાં શું સાધવું છે તે વિષે એકતાન બનવું જોઈએ; એનો અર્થ એ કે, તે ઉદ્દેશ સિવાય બીજામાં મને દોરવું ન જોઈએ. આ જાતનો મન ઉપર કાબૂ હોવો એ વૈરાગ્ય. અને એ કાબૂને આધારે પછી, ઉદ્દેશ પાછળ મંડ્યા રહેવું એ અભ્યાસ. અહીંયાં પ્રશ્ન થાય કે, જીવનમાં શું સાધવાનું છે? પરાપૂર્વથી આનો જવાબ અપાતો આવ્યો છે કે, ઈશ્વર-સાક્ષાત્કાર. એટલે સૂત્રકારે વૃત્તિઓના નિરોધને માટે બીજું સાધન એ કહ્યું છે કે, ઈશ્વરપ્રણિધાનથી પણ તે સિદ્ધ કરી શકાય છે. [ईश्वर प्रणिधानाद् वा — २३]

ઈશ્વરપ્રણિધાન એટલે ઈશ્વરનું અનન્ય શરણ, તેની પરાભક્તિ, તેને સમર્પિત જીવનપદ્ધતિ. એટલે, તેમાં વૈરાગ્ય અને અભ્યાસ બેઉ તો આપોઆપ આવી ગયાં. વિશેષ એમાં એ છે કે, તેમાં જીવનને માટે ઉદ્દેશના ધારણરૂપ એવું ઈશ્વરતત્ત્વ વધારે આવે છે. આથી કરીને, આ સાધનને ભક્તિયોગ પણ કહી શકાય. આગળ એક સૂત્રમાં સૂત્રકાર ઈશ્વરપ્રણિધાનને ક્રિયાયોગમાં ગણાવે છે.

तपः-स्वाध्याय-ईश्वरप्रणिधानानि क्रियायोगः ( २-१ )

તે એથી કરીને કે, એમાં ક્રિયાકાંડનો અભ્યાસ પણ આવી જાય છે. આ પરથી જ પ્રણિધાન કે ભક્તિને માટે અર્ચન, પૂજન, ઇ૦ બાહ્ય ક્રિયાવિધિઓનો નિત્ય અભ્યાસ યોજવામાં આવ્યો છે. પરંતુ, એ ભૂલવાનું નથી કે, એ વિધિઓ કરવા એ કાંઈ પ્રણિધાન નથી, કેમ કે એ બધા વિધિઓ સો ટકા બરોબર કરનારમાં પણ ઈશ્વર-પ્રણિધાન ન હોય. એ કેવળ આચારનો દંભ કે ભાવ વગરની જડતા પણ હોઈ શકે. ઈશ્વરપ્રણિધાનમાં પણ વૈરાગ્ય એટલે કે ઈશ્વર પ્રત્યે પરમ પ્રેમ હોવો જોઈએ. એવો પ્રેમ જેની પાસે હોય, તેને પછી જગતની તમામ સુખવસ્તુઓથી વિરાગી બનવા માટે શી તકલીફ? અનેક ભક્તોનાં ભજનોનો પ્રધાન સૂર આ જ છે કે, પરમ પ્રાપ્ય એવા પ્રભુને છોડીને બીજે જનાર મૂર્ખ જ નથી?

ઈશ્વરપ્રણિધાનનો માર્ગ આ સાદીસીધી ને ભોળી પણ અનન્ય શ્રદ્ધાથી ચાલે છે. અભ્યાસ-વૈરાગ્યનો માર્ગ આખો નકશો સૂક્ષ્મ બુદ્ધિથી સ્પષ્ટ કરીને ચાલે છે. તેમાં બુદ્ધિયોગ સાથોસાથ ચાલે છે. ભક્તિ કે ઈશ્વરપ્રણિધાનમાં ઉપરની એકમાત્ર સાદી સમજનું તત્ત્વ અનન્ય હોય, તો તેનો માર્ગ આગળ ચાલે છે. તેને પણ પેલી સૂક્ષ્મ બુદ્ધિની સમજ તો છેવટે આવી જ જાય છે. (જુઓ ગીતા—૧૦-૧૦ તેમને પણ હું બુદ્ધિ આપું છું, જેથી પછી તેઓ મને પામે છે.) પરંતુ તે સહજ સ્ફુરણ કે પ્રતીતિનો ઉદય થતો જાય એ ઢબે.

આ ફરકને લઈને ઈશ્વરપ્રણિધાનમાં વધારે સરળતા છે, એમ કેટલીક વાર કહેવામાં આવે છે. પણ એમાં બહુ તથ્ય નથી. કારણ કે, શ્રદ્ધામાર્ગમાં જડ બુતપરસ્તી અને ભલતા પ્રકારના ઉન્માદનો મોહ જામી શકે છે. મંદિરો, પૂજા ઇ૦, જે દશાએ આજે છે તેનો વિચાર કરીશું તો આ સ્પષ્ટ થશે. એમ જ અભ્યાસવૈરાગ્યની અંદર પણ જડતા અને ક્રિયાઓના અંધકૂપમાં પડવાનો ભય છે જ. જુઓ બુદ્ધકાળના અનેક સમાધિમાર્ગો, કે જે જોઈને પરમ જિજ્ઞાસુ બુદ્ધને કાંઈ:સાર્થક ન જણાયું ને તેથી, તે બધાંને ભેદી, પાછો પરમ માર્ગ નવેસર શોધવો પડ્યો.

એટલે, આ બે માર્ગોનાં સરળ-અસરળતાને ન્યાયે વિચાર ન કરવો જોઈએ. પરંતુ, અગાઉ આપણે એક અંકમાં જોયું હતું એમ, તેમાં પ્રકૃતિભેદ અને રુચિભેદ પ્રમાણે સાધકે પસંદ કરવાનું રહેલું છે, એમ માનવું. તીવ્ર જાગૃતિપરાયણ અપ્રમત્ત જીવન બેઉમાં સરખું જ જોઈએ છે. ઝીણવટભેર આખું જ્ઞાનવિજ્ઞાન સમજાતુ જાય અને આ વિશ્વનો કોયડો ઊકલે, એ બાબતમાં મોડા-વહેલાપણાનો ફેર પડે, એટલું જ. નહિ કે એક પદ્ધતિથી અમુક પંચાતમાંથી બચી જવાય છે ને બીજીથી તેમાંથી નથી ઊગરાતું. માત્ર પંચાતનો કદાચ પ્રકાર બદલાતો હોય; બાકી અજ્ઞાન, કે મોહ, કે મદ, યા પ્રમાદનાં અંધારાં ઉલેચવાનું તો સરખું જ છે. ફરક એક છે અને તે એ કે, વૈરાગ્યસાધનમાં નિરાકાર અવલંબન છે, તેથી બુદ્ધિની તીવ્રતા શરૂથી જોઈએ; ભક્તિમાં સાકાર અવલંબન છે, તેથી શ્રદ્ધાની તીવ્રતા શરૂમાં જોઈએ. એ પરથી એમ પણ નથી માનવાનું કે, પહેલામાં શ્રદ્ધાની જરૂર નથી કે બીજામાં બુદ્ધિની નથી. બેઉમાં તેમનું પ્રમાણ ઓછુંવત્તું હોય અને તેમનો પ્રકાર—સ્વભાવ ને રુચિ પ્રમાણે—જુદો લાગે છે એટલું જ.

આથી કરીને કહી શકાય કે, બેઉ સાધનોમાં જેવી સાધકની તીવ્રતા હશે તે પ્રમાણે તેની ફાવટ ઓછીવત્તી થશે. સૂત્રકાર આ વિષે પણ બે સૂત્રથી ચોખવટ કરે છે. (સૂ. ૨૧, ૨૨) આ સૂત્રો વિષે વિચાર હવે પછી.

૨૧-૫-'૪૬ મગનભાઈ દેસાઈ

# ઉનાળાની રજાનો ઉપયોગ

પોતાનું કૉલેજનું સત્ર પૂરું થયા પછી કાઠિયાવાડના એક હરિજન વિદ્યાર્થીએ રજાનો ઉપયોગ કરવાની દૃષ્ટિએ કાઠિયાવાડના દેશીરાજ્યનું એક મુખ્ય ગામ પોતાની પ્રવૃત્તિ માટે પસંદ કર્યું. તે વિદ્યાર્થીએ પોતાનો અનુભવ લખી જણાવ્યો છે, તે બીજા યુવકોને ઉપયોગી થશે એમ ધારીને નીચે આપું છું:

"ગામ રૂઢિચુસ્ત છે. હરિજનોને એક પણ જાહેર સ્થળનો ઉપયોગ કરવા દેવામાં આવતો નથી. હરિજનોનાં ઘરોની સંખ્યા ૧૭૫ની છે. તેમાં દારૂ પીનારની સંખ્યા લગભગ ૫૦ ટકા છે. માંસાહાર તો જીવનમાં વણાઈ ગયો છે. (હરિજન) શાળાનું મકાન મને ગમ્યું નથી. તેને 'રિપેરિંગ' કરવા એક અરજી રાજ્યમાં આપી છે. રાજ્યના અમલદારો અસ્પૃશ્યતાનિવારણ માટે મદદ આપે છે. દીવાન સાહેબ તેમ જ . . . (રાજા) અસ્પૃશ્યતામાં માનતા નથી. તેઓનો સહકાર હોવાથી મારા કાર્યમાં સરળતા પડે છે. હું તો રાજ્યના ગેસ્ટ હાઉસમાં ઊતર્યો હતો, તે સૌથી પહેલો જ બનાવ હતો. . . . અહીંના (સવર્ણ) વિદ્યાર્થીઓમા મને મળ્યા આવે છે. 'અસ્પૃશ્ય' હોવાને કારણે વિદ્યાર્થીઓના વાલીઓ તેમને મારી સાથે ન ફરવાનું સૂચવે છે, છતાં વિદ્યાર્થીઓ સુધરેલા વિચારના છે એટલે વાંધો નથી. આ ગામમાં રહીને હાલ નીચેની પ્રવૃત્તિ કરવા વિચારું છું:

"(૧) હરિજન વિદ્યાર્થીઓ માટે શાળા શરૂ કરવી.

(૨) પ્રૌઢો માટે રાત્રિશાળા ચલાવવી.

(૩) સૂતર તેમ જ પગારના પ્રશ્ન ઉપર રાજ્ય પાસે સહાય માગવી.

(૪) વિદ્યાર્થીમંડળ ગ્રીષ્મવર્ગ કાઢવા માગે છે તેમાં હરિજનો માટે પણ વ્યવસ્થા કરવી.

(૫) શિશુ વિહાર નામનું મંડળ શરૂ કર્યું છે તેમાં બાળકો (હરિજનનાં) જાય તેવી ગોઠવણ કરવી.

". . . વાઘરી લોકોના લત્તામાં રહું છું. તેમની ભાષા મારા ચિત્તને વિકૃત બનાવે છે. તેમની રહેણીકરણી જોઈ મને ભારે અનુકંપા ઊપજે છે. . . .

". . . નદીના રેતાળ પટ પર સાંજના ફરવા જવાની મઝા તેમ જ ભજનોના લલકાર અસ્પૃશ્યતાનાં દુઃખને ભુલાવી દે છે. અહીંના એક રૂઢિચુસ્ત બ્રાહ્મણ જોડે વેદ-ધર્મની ચર્ચા થઈ. મેં તો હમણાં જ મનુસ્મૃતિ અને કૌટિલ્ય અર્થશાસ્ત્રના થોડા ફકરા વાંચેલા એટલે તેમને હરાવી તો દીધા, છતાં મારા અડવાથી લૂગડાં સુધ્ધાં નાહ્યા અને જમ્યા નહિ.

"પ્રથમ ત્રણ ચાર દિવસ ગેસ્ટ હાઉસમાં જમ્યો. મહારાજ રસોઇયા હતા તેમને વાંધો હતો, પણ કહી શકતા નહોતા. . . . બધા જ જાણતા હોવા છતાં મારાથી અભડાતા નહિ. મહારાજ પણ ગામની બીકને કારણે જ અભડાતા. હું દરરોજ અસ્પૃશ્યતાની બદી વિષે તેમને સમજાવતો. પછી તો મારે હરિજનવાસમાં રહેવાનું થયું. કારણ કે, દીવાન સાહેબે મારે માટે મકાન બાબત તપાસ કરી, પણ કોઈ મકાન આપવા તૈયાર ન થયું. શાળામાં જ રહેવાનું પસંદ કર્યું. પણ શાળાની આસપાસનું વાતાવરણ ઠીક ન હતું. વાઘરીઓ સાથે તેમની માતા અભડાય છે તે કારણે ઝઘડો થયો. પણ સમજાવટથી શમ્યો. . . . આવા ઘણાયે પ્રસંગો મને દૂભવી રહ્યા છે. છતા 'સોગાંવના દેવ' સામે નજર રાખી દોડયો જાઉં છું"

**પરીક્ષિતલાલ મજમુદાર**

# સંયુક્ત રાષ્ટ્રમંડળની મુખ્ય સમિતિ

સંયુક્ત રાષ્ટ્રમંડળનાં મુખ્ય ૬ ખાતામાં પહેલું ખાતું તેની 'જનરલ ઍસેમ્બ્લી' અથવા મુખ્ય સમિતિ છે. એનું બંધારણ, કાર્ય ઇ૦નું વિવરણ જાહેરનામાના પ્રકરણ ૪થામાં આવે છે; ને તેની કલમો ૯થી ૨૨, કુલ ૧૪ છે.

સંયુક્ત રાષ્ટ્રમંડળના બધા સભ્યોની તે બને છે. દરેક સભ્ય પોતાના પ્રતિનિધિ તરીકે ૫ થી વધુ ન મોકલી શકે. એટલે કે, આ મુખ્ય સમિતિના સભ્યપણામા નાનાં મોટા સૌ રાષ્ટ્રો સમાન છે.

ત્યારે તેનું નામ પણ એવું નથી કે એમાં કશી સાવચેતી રાખવી પડે, જેવી કે સલામતી સમિતિને અંગે રાખવામાં આવી છે. (તે હવે પછી આપણે જોવાના છીએ.)

મુખ્ય સમિતિ, મંડળના જાહેરનામાની મર્યાદામાં આવતી કોઈ પણ બાબતની કે પ્રશ્નની ચર્ચા કરી શકે. મંડળનાં બીજાં ખાતાંનાં કામો તથા સત્તાઓને સ્પર્શતી બાબતો ને પ્રશ્નો પણ તે ચર્ચી શકે; અને પોતે તે બાબતો કે પ્રશ્નો અંગે મંડળને કે સલામતી સમિતિને ભલામણો કરી શકે. (કલમ ૧૦મી)

પણ આમાં એક અપવાદ છે (કલમ ૧૨) તે એ કે, સલામતી સમિતિને મંડળનું જાહેરનામું જે કામ સોંપે છે તેની રૂએ, કોઈ પરિસ્થિતિ કે ઝઘડાનું કામ તે કરતી હોય, તે વખતે એની જ ચર્ચા મુખ્ય સમિતિ ન કરી શકે; સિવાય કે સલામતી સમિતિ તે કરવા તેને વિનતી કરે.

તેથી મંડળનો મહામંત્રી મુખ્ય સમિતિ મળે ત્યારે તેને જણાવી રાખશે કે, સલામતી સમિતિ કઈ કઈ બાબતોની પંચાત તે વખતે કરી રહી છે કે તે પૂરી થઈ છે.

મંડળનું સભ્ય ન હોય એવું રાષ્ટ્ર પણ રાષ્ટ્રની શાંતિ અને સલામતી અંગે કોઈ પ્રશ્ન મુખ્ય સમિતિ આગળ રજૂ કરી શકે. પણ તેમ કરે તો તેણે તે પ્રશ્નનો શાંતિથી ફેંસલ આણવાની મંડળની પદ્ધતિ સ્વીકારવાની જવાબદારી લેવી જોઈએ.

આ ઉપરાંત તેનાં સામાન્ય બીજાં કામો આ પ્રમાણે છે —

સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક ક્ષેત્રમાં તથા આરોગ્ય અને સામાન્ય જનસુખકારી તથા માનવ હક્કો અને સ્વાતંત્ર્ય — એ બાબતોમાં આંતરરાષ્ટ્રીય સહકારની પ્રગતિ કરવી. આંતરરાષ્ટ્રીય કાયદો દૃઢ થાય અને ઘડાઈ શકે.

આ કામો માટે શું કરવું તેનો અભ્યાસ કરવો ને ભલામણો કરવી.

મંડળનાં બીજાં ખાતાંના હેવાલો લેવા ને તે પર વિચાર કરવો.

મંડળનું વાર્ષિક બજેટ ચર્ચી તે પસાર કરવું. દરેક સભ્ય-રાષ્ટ્રે મંડળને કેટલું બરનું આપવાનું તે આ સમિતિ નક્કી કરે મંડળનો ખર્ચ તેના સભ્યોએ ઉઠાવવાનો હોય છે.

પોતાનાં કોઈ કામો માટે તે પોતાની પેટાસમિતિઓ રચી શકે.

દર વર્ષે તેની સભા થવી જોઈએ. સલામતી સમિતિ કહે તો મહામંત્રી મુખ્ય સમિતિની ખાસ સભા બોલાવી શકે. અથવા મંડળના બહુમતી સભ્યો કહે તો પણ તે બોલાવે દરેક બેઠકનો પ્રમુખ તે તે સભા ચૂંટે. પોતાની કાર્યપદ્ધતિના નિયમો સમિતિ ઘડી લેશે. કેટલાક ખાસ વિષયો ગણાવ્યા છે તેનું કામ પસાર કરવા માટે હાજર સભ્યોના પડેલા મતની ⅔ બહુમતી જરૂરી માની છે.

આમ જોતાં, આ સમિતિ મુખ્ય કહી છે, પરંતુ તેનું કામ આખા મંડળનું સર્વસામાન્ય જવાબદારી પૂરતું છે. મંડળનાં ખાસ કામો અંગેની ચાપ સલામતી સમિતિને સોંપાઈ છે. તે કેવી રીતે એ હવે પછી જોઈશું.

૯–૪–'૪૬ મ.

# માસિક વિવેચન

## બ્રિટિશ નીતિમાં ફેર પડે છે

બ્રિટિશ કૅબિનેટ મિશન જે કામ માથે લઈને આવ્યું તેનો જથો અને ભાત જોતાં, કહેવું જોઈએ કે, તેણે તેને ઠીક ઝપાટાથી આટોપ્યું. તેણે પોતાની ભલામણો રૂપે તે દેશ આગળ રજૂ કરી દીધું છે. આ પત્રે તેના ગુણ-દોષ ઇ૦માં જવાનું હોય નહિ. પણ એક બે ઐતિહાસિક બાબતો, આ પ્રસંગે, સહેજે વિચારમાં સ્ફુરે છે, એ રસપ્રદ થશે.

મિશને જે જાહેરાત કરી છે તે આપણા દેશના ભાવીમાં અને તેના ઇતિહાસમાં જબરી મોટી બીના છે, એ તો ઉઘાડું છે. ૧૯૪૨ના 'ક્વિટ ઇંડિયા' ઠરાવની પરિભાષામાં કહેવું હોય તો, મિશને, તે ઠરાવનો કેવી રીતે અમલ કરવો, તેની વિગતવાર યોજના વિચારવાની હતી તે તેમણે વિચારી છે. પરંતુ, એક ગામડિયાએ ટૂંકી ટીકા કરી એ પણ ધ્યાન પર લેવા જેવી છે કે, 'પણ ફાડીને જવા સારુ આટલે આવવાની શી જરૂર છે?' વાત સાચી છે. એનો જવાબ એક જ છે, જે ગાંધીજીએ સિમલામાં પ્રાર્થનાના પ્રવચન વખતે કહેલા એક વાક્યમાં છે: 'જો લોકો એક હોત તો દુનિયામાં કઈ સત્તા એમના પર રાજ્ય કરી શકત? પણ દુ:ખ એ છે કે એમનામાં ફૂટ છે'

બરોબર આ જ શબ્દોમાં અંગ્રેજ ઇતિહાસકાર સીલીએ ઈ. સ. ૧૮૮૩માં કહ્યું હતું કે, જે દહાડે હિંદીઓ એક થશે તે દહાડે આપણે આપોઆપ ઉચાળા ભરવા પડશે.

આ રહસ્ય ઉપર અંગ્રેજી રાજ્યની ભેદનીતિ હિંદમાં રચાઈ હતી. અને એ જ નીતિ ૧૯૩૯ના યુદ્ધકાળમાં ચર્ચિલે આબાદ અજમાવી હતી. પહેલી વાર તેણે ક્રિપ્સને મોકલ્યો ને એમ દેખાડ્યું કે, 'તમે બધા એક નથી, બાકી અમે તો સ્વરાજ આપી દેવા અરધા અરધા થઈ ગયા છીએ. તમે એક થાઓ, ને આ સામે સ્વરાજ-ફળ છે તે ઝપાડી લો.'

પરંતુ નીતિ એવી રાખી હતી કે, કોમી અને નાત-જાતના નાત જાતના ભેદો જોર પર આવે ને તીવ્ર બને.

પછીથી ઉપરની સુફિયાણી વાત કરવામાં જે ચાતુરી રહી છે તે ઉઘાડી છે.

૧૯૪૫માં પાછી પરિસ્થિતિ એવી થઈ કે, જગત આગળ હિંદને ફધાટો પાડીને પોતે તો ઉદારનીતિવાળો છે, એમ દેખાડવું. તે જરૂર ભાંગવા સિમલા પરિષદ થઈ અને, 'તમે એક નથી એટલે અમે શું કરીએ?' — કહીને તે પૂરી કરવામાં આવી.

હમણાં પાર્લમેન્ટમાં ચર્ચિલે જે વ્યાખ્યાન કર્યું તે ઉપરથી હવે પુરાવાજોર કહી શકાય છે કે, તેણે ઉપરની નીતિને એક વ્યવસ્થિત સિદ્ધાંત બનાવીને હિંદના પ્રશ્નને ટલ્લે માર્યા કરવાનું શાસ્ત્ર જ જાણે બનાવ્યું હતું. વ્યાખ્યાનનો પ્રસંગ હતો કૅબિનેટ મિશનની તા. ૧૬-૫-'૪૬ની ભલામણોની જાહેરાત. તેમાં તેણે સ્પષ્ટ કહ્યું કે, આથી બ્રિટિશ નીતિનો સિદ્ધાંત એ રીતે ફરે છે કે, બ્રિટિશ પ્રજા હિંદના પ્રશ્નનો ફેંસલ કરવાનું માથે લે છે; અમે (એટલે કે, બ્રિટિશ વિરોધ પક્ષ) એમ સમજેલા કે, હિંદીઓની

એકતા થાય તો તેના પર વિચાર કરવાનો છે, અને એ કામે મિશન જાય છે.

એટલે કે, ગઈ ચર્ચિલ-એમરી-સરકાર સુધી એમ મનાતું કે, હિંદનું રાજ્ય કરી ખાવાની જવાબદારી બ્રિટિશની છે, ને સ્વરાજ સ્થાપવાનું કામ એમનું નથી! — એવો સાર આવ્યો. આ ઉપરથી સમજાય છે કે, ક્રિપ્સ મિશન ને વેવેલની પહેલી સિમલા પરિષદ શાથી અફળ ગયેલી.

પણ હવે એ નીતિ નથી રહી, એમ મિશનની આ જાહેરાત પરથી લાગે છે. બ્રિટિશ મજૂર પક્ષ સરકાર આ વસ્તુ હજી વધુ સ્પષ્ટ કરશે એમ માનવું જોઈએ. એટલે કે, ભેદો ઉપર ભાર ન મૂકતાં, જે એકતા મોજૂદ છે તેનો લાભ લઈ કામ આગળ ચાલવું જોઈએ. સર રાધાકૃષ્ણને હમણાં સાચું કહ્યું છે કે, 'રાષ્ટ્રજીવનનાં મુખ્ય અંગોમાં અસંમતતા હોવી એ કોઈ નવી વાત નથી. . . , એ તરફ જોઈને જો કામ ટલ્લે ચડાવશે, તો બ્રિટિશ હેતુઓની પ્રામાણિકતા વિષે શંકા જશે. . . . જરૂરનું છે તે એ કે, દેશમાં હિંદુસ્તાની સરકાર હોય, તેને સુધારાની ધગશ અને ધર્મયુદ્ધની ભાવનાની પ્રેરણા હોવી જોઈએ, કે જેથી તે હિંદના રાષ્ટ્રીય જીવનમાં પ્રગતિશીલ અંગોમાં રહેલી એકતાના પાયા ઉપર ધરમૂળથી સામાજિક અને આર્થિક ક્રાંતિ લાવી દે.' બ્રિટિશ મિશને આવી શંકાને માટે કારણ આપ્યું નથી, એ બ્રિટિશ નીતિમાં ચોખ્ખો ફેરફાર છે. અને એ દૃષ્ટિએ ૧૯૪૨ની લડત હિંદના ઇતિહાસમાં નવા યુગનો પ્રારંભ હતી, એ હવે તો દીવા જેવું સ્પષ્ટ થયું ગણાય. હિંદના અર્વાચીન ઇતિહાસ પ્રવાહ જોતાં એક મોટા નવપ્રયાણ તરીકે આ અહીં નોંધવામાં આવે છે.

## સાવ સાચી સાવચેતી

એલ. પી. જૅકસના પુસ્તક 'ધિ એજ્યુકેશન ઑફ ધિ હોલ મૅન' (અનુવાદ — 'મનુષ્યની સર્વાંગીણ કેળવણી' ગોપાલદાસ પટેલ)માં નીચેનું મેં વાંચ્યું ત્યારે મને એ બહુ સાચી સાવચેતી લાગેલી પણ મેં માનેલું કે, એવું બનવા સંભવ ખરો, પણ એમ બને જ અને બન્યું છે એવો ખ્યાલ નહિ આવેલો. એ ભાગ પ્રથમ કહીને પછી આગળ ચાલું. તેમણે આમ કહ્યું છ :—

'ઓકસીજનના ગુણો કે પાચનક્રિયા સમજાવતી વખતે શિક્ષક જેમ 'ઠંડા લોહી' જોડે કામ લેતો હોય છે એવું અહીં (કામવિજ્ઞાનમાં) નથી હોતું. અહીં તો તે પ્રત્યક્ષ પ્રયોગ માટે ઊકળી રહેલા લોહી સાથે કામ લેતો હોય છે." . . . "એ વસ્તુ જ એવી છે કે એની ચર્ચામાત્ર . , સૂચનરૂપ જ થઈ પડે છે. . . . યુવાન બરોબર સમજતો હોય છે કે, તેની માહિતી પ્રત્યક્ષ પ્રયોગ વિના છેક જ અધૂરી છે. અને સંભવ તો એવો છે કે, એ પ્રત્યક્ષ પ્રયોગ કરી જોવામાં તે વધુ ઢીલ નહિ જ કરે" (પા ૬૨-૩)

બાળમાનસના અભ્યાસી તરત કબૂલ કરશે કે, આ વિધાન સાવ સાચું છે. બાળક તેની કલ્પના અને કલાબુદ્ધિથી અને કરી જોયાના પ્રત્યક્ષ બળે પોતાનો વિકાસ સાધે છે. એટલે આવા ફોટોગ્રાફિક માનસસરમાં ગમે તેમ પથરા તો ન જ નાંખી શકાય. ખરું પૂછો તો, શિક્ષણકળાનું હાર્દ જ એ છે કે, એ સર-સપાટી પર ગમે તેમ પથરા ન નંખાવા જોઈએ. આ પથરા ખામુખા નાંખવામાં આવે છે — એ જ નહિ, સમાજમાં હરતાં ફરતાં જે અનેકવિધ સંપર્કો અને જોવા-સાંભળવાનું મળે તે બધું, શિક્ષણભૂખી બાળ-ઇંદ્રિયો (એમનું મન સુધ્ધાં) પકડી લે છે. એટલે જ બાળક જે સમાજમાં ઊછરે તેની સંસ્કૃતિમાં પણ તેની જ સાથે આપોઆપ ઊછરે છે. આથી જ આખા સમાજને છોડીને તેની કેળવણીને બહુ ઊંચે નથી લઈ જવાતી. અસ્તુ.

હું પેલા જૅકસના વાક્યની વાત કરતો હતો. તેમાં આપેલી સાવચેતી સાવ સચી છે, તે નીચેની ખબર પરથી સાક્ષાત થશે. આ ખબર મેં 'બૉમ્બે ક્રૉનિકલ' (તા. ૧૮-૨-૪૬ ,માંથી સંઘરેલી છે. તે નીચે ઉતારું છું :

ચૅથામ (કૅન્ટ)

(યુ.પી.એ.)

"૧૩ વર્ષનો એક ગિલિંગ-હામ (કેન્ટ)નો છોકરો — એક નવિક અમલદારનો પુત્ર — અહીં કૉર્ટમાં રજૂ થયો. તેના પર તહોમત એ હતું કે એક ૭ વર્ષની છોકરી પર એણે અણછાજતો હુમલો કર્યો અને તેને શારીરિક ઈજા કરી.

"કૉર્ટમાં તે છોકરે કહ્યું કે, બધી શાળાઓમાં પ્રાણીવિદ્યા અને સ્ત્રીપુરુષ સંબંધની નૈતિક બાજુ એક ઘરેડના સામાન્ય વિષય તરીકે શીખવાય છે.

"નાની બાળા પરના બળાત્કાર માટે તેણે આ શિક્ષણનો વાંક કાઢી બતાવ્યો છે તેણે કહ્યું કે, મારે મારી જાતે આ વાતોનું તથ્ય પ્રયોગથી જોઈ કાઢવું હતું."

કામવિજ્ઞાનને વર્ગોમાં એક ઘરેડ ઘાલીને શીખવવાના હિમાયતીઓ માટે આ ખબર ભેટ ધરું છું. વિશેષ વિચાર તે અંગે અત્યારે છોડવો જોઈએ.

## 'સહશિક્ષણ રદ કરો'

એવા મથાળાથી લાહોરના 'સનડે ટ્રિબ્યૂન', તા. ૨૮ ૪-'૪૬માં નીચેની ખબર આવી છે, તે ઉપર કશી ટીકાની જરૂર નથી. વિચાર કરનારાઓનું એ પર ધ્યાન ખેંચવા માટે એ અહીં ઉતારું છું.

"લખનૌ, ૨૬મી એપ્રિલ, તા. ૩૦મીએ મળનારી યુનિવર્સિટી કોર્ટની બેઠકમાં પં૦ ગયાપ્રસાદ શુક્લ એવો ઠરાવ મૂકવાના છે કે, લખનૌ યુનિવર્સિટીમાં સહશિક્ષણની પ્રથા બંધ કરવી. . . . આ ઠરાવે વિદ્યાર્થીઓ તથા શિક્ષકોમાં એકસરખો ખળભળાટ જગાવ્યો છે. ઠરાવ આ પ્રમાણે છે :

'આ સભાનો મત છે કે, આ યુનિવર્સિટીમાં સ્ત્રી-પુરુષોના સહશિક્ષણે — અને ખાસ કરીને પુરુષ શિક્ષકોના

હાથ તળે—ખેદજનક પરિણામો આવ્યાં છે, તેથી ઠરાવવામાં આવે છે કે બનતી જલદીથી એ પ્રથા બંધ કરવા માટે યોગ્ય સત્તાવાળાઓને ભલામણ કરવી. ઉપરાંત ઠરાવવામાં આવે છે કે, મોજૂદ સ્ત્રીસંસ્થાઓમાંથી એકાદને યુનિવર્સિટીએ લઈ લેવી, અથવા એમ ન બની શકે તો પોતાની સ્ત્રી-કૉલેજ કાઢવી.'

'દરમિયાન, હોળીને દિવસે સ્ત્રીઓની હોસ્ટેલમાં જે બનાવ બનેલો તેની તપાસ પૂરી થઈ છે અને તેનો રિપોર્ટ અત્યારે વિચારાય છે. એ બનાવમાં એમ હતું કે, કેટલાક યુનિવર્સિટીના છોકરાઓ મર્યાદાની હદ પર ચડ્યા તે એટલે સુધી કે કેટલીક છોકરીઓને પજવણી કરી."

## કાયદો એમાં શું કરશે?

મુંબઈની સરકારી બી. ટી. કૉલેજના આચાર્ય મિ. સૈયદ નુરુલ્લાએ મુંબઈના શિક્ષકોની એક સભામાં આ પ્રમાણે કહ્યાનો હેવાલ પ્રસિદ્ધ થયો છે (ટાઈમ્સ ઑફ ઇંડિયા, તા. ૨૭-૪-'૪૬) :

"પ્રાથમિક શિક્ષણને આગળ ધપાવવાના પ્રયત્નની નિષ્ફળતા બાબત પર બોલતાં શ્રી. નુરુલ્લાએ કહ્યું કે, નૈતિક અનુનય કરવો—લોકને સમજાવી કરીને કામ લેવું એ પૂરતું નથી. જે સ્થિતિ છે તે સુધારવી હોય તો એક જ ઉપાય છે કે, આનાકાની કરતા માબાપો હોય તેમને શિક્ષાને પાત્ર ઠરાવવાં જોઈએ. . . ."

મિ. નુરુલ્લા આમાં બે વાત કરે છે: એક તો એ કે, સરકારે પ્રાથમિક શિક્ષણને આગળ ધપાવવા બનતો પ્રયત્ન કર્યો છે; અને તે નિષ્ફળ જવામાં કારણ એ છે કે, માબાપ બાળકોને નિશાળે મોકલવાનું માનતાં કે સમજતાં નથી

આ બે વાત માનો તો ત્રીજી વાત 'ઇતિ સિદ્ધમ્' હોય એમ જણાવે છે કે, કાયદાથી તેમના પર દબાણ લાવવું.

પણ પહેલી બે વાતો ખરોખર છે? પ્રાથમિક કેળવણી વધારવી છે, એમ અંગ્રેજ સરકાર જોરથી કહેતી આવી છે ખરી, પરંતુ તેને માટે નાણાં નથી જેમ આબકારી નીતિ છે કે, દારૂ ઓછો વપરાય એ અમારી નીતિ છે, પરંતુ આબકારી આવક વધારેમા વધારે હોવી જોઈએ. લગભગ એને મળતી વાત પ્રાથમિક કેળવણીમાં પણ તેણે વ્યવહારમા તો દેખાડી છે કે, ખૂબ વધારો પણ પૈસા નથી ખરચવાના!

અને માબાપો શું કામ એ કેળવણીમાં મોકલે? તેમને જો તેમાં તથ્ય ન જણાય, જો છોકરાને બીજા કામમાં નાંખી બે પૈસા કમાતો કરવો પડે, તો પ્રાથમિક શિક્ષણની ચેનબાજી એનાં માબાપ એને ક્યાંથી કરવા દઈ શકે? અને કેળવણીએ પોતાનું રૂપ સુધારી આ સ્થિતિમાં સુધારો કર્યો છે? માબાપને તેમાં માત્ર નોકરી કરી ખાવાનો ધંધો દેખાય; તે ન પાલવે તો તેમાં શું કામ પડે?

અને ફરિજયાત કાયદો કર્યે શું વળશે? વડોદરા રાજ્યનો અનુભવ અહીં યાદ રાખવો જોઈએ. સામાન્ય પ્રજામાં ભણવા માટે ચાહ જાગ્યા પછી જ એવો કાયદો કદાચ નભી શકે. આવી જાતની ચાહના ચાલુ પદ્ધતિ નહિ નિપજાવી શકે. નવી પદ્ધતિ યોજો ને તેણે લોકમાં પ્રત્યક્ષ ખાતરી કરાવવી જોઈશે કે, આનાથી જીવનમાં ઉધારો ફાયદો છે. તે જોઈને લોકો, અને તે દેખાડીને સરકાર, પ્રજાકીય સાર્વત્રિક કેળવણી સફળ કરી શકશે, નહિ તો તો નકામાં ફાંફાં લાગે છે.

## અધ્યાપન મંદિરો જોઈશે

શિક્ષણને સુધારવાને માટે યોગ્ય શિક્ષક તૈયાર કરવો જોઈશે. તેને માટે યોગ્ય તાલીમ વિચારવી જોઈશે અને શિક્ષકે તે લેવા માટે ઉત્સાહ અને ઉમંગથી તેમાં જોડાવું જોઈશે. આ બીજી વસ્તુ ખાસ મહત્ત્વની છે; તે વગર ગમે તેવી સારી વિચારેલી તાલીમ પ્રક્રિયા પણ ઝાઝું સાધી ન શકે.

એટલે હવે આપણને અનેક અધ્યાપન મંદિરો જોઈશે. અને તે જાત જાતનાં હોઈ શકે. તે પ્રયોગબુદ્ધિથી પ્રજાએ ચલાવવાં જોઈએ તેમણે તેમ કરવા માટે પોતાની પ્રતિષ્ઠા મેળવી હશે. તે બધામાં કામ તથા ઉદ્દેશનો મેળ સાધવો જોઈએ. સરકારી પ્રથા આ કામ જડવત્ અને નિયમબદ્ધ રીતે કરે છે. તેથી તેમાં જીવ નથી આવતો. બીજી રીત શોધ્યા વગર આપણું ગાડું આગળ નહિ ચાલે. એ રીત કઈ તે અનુભવીઓએ ને પ્રયોગકારોએ હવે ચર્ચવા લાગવું જોઈએ.

આ વિચાર આવ્યો એ જાહેરાતો વાંચીને, એક શ્રી શારદા મંદિર, બાલ અધ્યાપન મંદિર, એલિસબ્રિજ, અમદાવાદનાં; અને બીજી શ્રી ઘરશાળા અધ્યાપન મંદિર, ભાવનગરની. જેમણે તે વિષે જાણવું હોય તે તેમને લખે.

## યુનિવર્સિટીનું માધ્યમ

એક બાજુ હાઈસ્કૂલો ને મૅટ્રિકવાળા, અંગ્રેજીના તેને ઉચિત ઊતરતું સ્થાન પકડવાના સહજ વલણ પર અંકુશ કરે છે, ને સામે વહેણે તેને જાળવી રાખવા નિષ્ફળ મથે છે. ત્યારે બીજી બાજુ યુનિવર્સિટીઓ પોતાનું માધ્યમ સ્વભાષાઓ કરવા લાગી છે. બેઉ આપણા દેશના ઇતિહાસનાં દ્યોતક છે. પહેલું ચિહ્ન હવે અસ્ત પામતા જતા ઇતિહાસનો નિષ્પ્રાણ અવશેષ છે; બીજું ચિહ્ન નવા ઉદયની આગાહી છે. એમાંથી કોણ ફાવશે એમાંય શંકા નથી. સવાલ માત્ર એ છે કે, એક સમાજ તરીકે ઝટ સમજીને આપણે તેને અપનાવી લઈશું કે કેમ; એટલે કે, કમર કરીને આ સ્વભાષાયુગ ઝપાટાભેર આગળ લઈશું કે કેમ.

થોડા વખત પર બનારસ યુનિવર્સિટી તરફથી જાહેરાતનું વાંચ્યું કે, પંદર વર્ષમાં ક્રમે ક્રમે પાઠ્યપુસ્તકો હિંદીમાં તૈયાર કરી માધ્યમ અંગ્રેજી ફેરવી લેવામાં આવશે.

અલબત્ત, પણ આની અંદરની ગંદતા ઉપર ટીકારૂપે, લખનૌ યુનિવર્સિટીએ હમણાં જાહેર કર્યું કે, પાંચ વર્ષમાં તેઓ તૈયાર થવા ધારે છે અને હિંદુસ્તાનીને માધ્યમ રાખશે.

વર્ધાની વેપારી કૉલેજમાં નવા વરસથી મરાઠી ને હિંદી દ્વારા કામ કરવાની છૂટ નાગપુર યુનિવર્સિટીએ તેને આપી છે.

એટલે, યુનિવર્સિટીમાં માધ્યમ ફરશે જ એ નિર્વિવાદ વાત. હવે તેને અમલી જ બનાવવાનું બાકી છે, એમ આ પરથી સમજવું જોઈએ. એ કરવા માટે તરવાનું શીખવાનો ન્યાય યાદ રાખવા જેવો છે, કેમ કે એ અહીં લાગુ પડે છે. એ કામ શરૂ જ કરી દેવું જોઈએ. જેઓ એ કાંઈક સંતોષકારક રીતે કરી શકે એમને અધ્યાપકપદે લેવા જોઈએ; અને ચાલુ હોય તેમને એમ શરૂ કરવા તૈયાર થવાની મુદત કહી નોટીસ આપવી જોઈએ.

અને, હાઈસ્કૂલોમાં હજી ગણિત અને વિજ્ઞાન વગેરે જો અંગ્રેજીમા ચાલતા હોય તો તે હવે સ્વભાષામા થઈ જવાં જોઈએ. તો ઉપરના અધ્યાપકોને તે કામ આગળ ચલાવવું પડશે ને તેમ કરતાં તેમને ફાવશે પણ.

આ કરવા માટે સ્વભાષાનો અભ્યાસ ને તેનું ધોરણ જ્ઞાનપૂર્વક વધારવું જોઈએ. તેની પાછળ વધારે સમય ને ધ્યાન અપાય. તત્કાળ પૂરતુ કહેવું હોય તો, એવું થઈ જવું જોઈએ કે, સમયપત્રકમાં સ્વભાષાને અંગ્રેજીનુ સ્થાન ને માન મળે અને અંગ્રેજી તેને નીચલે સ્થાને જાય રાષ્ટ્રીય કેળવણી પર આવવા માગતી ને પ્રગતિમાન શાળાઓએ આ કરવા માંડવું જોઈએ. યુનિવર્સિટીએ મૅટ્રિકને સુધારીને એને મોકળાશ ને વેગ આપવા જોઈએ.

## હિંદુસ્તાનીના વધુ અભ્યાસ માટે

રાષ્ટ્રભાષા હિંદુસ્તાની ભાષા તરીકે એક પણ લખાણમાં બે લિપિમાં આવે છે. હિંદુસ્તાની પ્રચાર માટેનાં પુસ્તકો આ રીતે છપાય છે. 'રાહબર' નામે પત્રિકા મુંબઈથી નીકળે છે તે પણ એક જ પાઠ બે લિપિમા છાપે છે. એમાં હવે 'હરિજન સેવક' ઉમેરાય છે. તેની બે આવૃત્તિઓ હવે નીકળે છે, એક ઉર્દૂ લિપિમા ને બીજી નાગરી લિપિમા.

છાપાંમાથી જાણવા મળે છે કે, 'નયા હિંદ' નામથી એક માસિક પત્ર પણ આ નીતિ પર, જુલાઈની ૧લીથી, બહાર પડશે. તેનું સંપાદક મંડળ આ વિદ્વાનોનું બનશે — ડૉ. તારાચંદ, મહાત્મા ભગવાનદીન, સૈયદ મુજફ્ફર હસન, પં૰ વિશ્વંભરનાથ, પં૰ સુંદરલાલ. એક જ મજકૂર બે લિપિમા છપાશે

ઉપરાત, આ માસિકનો ઉદ્દેશ પણ હિંદુસ્તાની સંસ્કૃતિને પોષક અને વર્ધક રહેશે. કોમી એકતા, સર્વધર્મસમભાવ, હિંદની બધી સંસ્કૃતિઓ ને ધર્મોની મલગત એકવાક્યતા, કોમી સમભાવપૂર્વક આપણા ઇતિહાસનો અભ્યાસ, બધી જાતિઓ એક સમાજ બનીને આખા દેશની એક હિંદુસ્તાની સંસ્કૃતિ જન્મે એવા જ્ઞાન તથા વિચાર અને અભ્યાસની વૃદ્ધિ — આવો એ પત્રનો ઉદ્દેશ વિચારવામાં આવ્યો છે.

હિંદુસ્તાનીના પ્રચારકો તથા અભ્યાસીઓને આ સાહિત્ય સારું ઇતરવાચન પૂરું પાડી શકે.

[આ માસિકના ઘરાક થવા ઇચ્છનારે પં૰ સુંદરલાલ, હિંદુસ્તાની કલ્ચર સોસાયટી, ૩૩, બાઇકા બાગ, અલ્હાબાદ લખવું ]

## મૅટ્રિક માટે અભ્યાસક્રમ — એક સૂચના

મુંબઈની 'મૉડર્ન સ્કૂલ'ના પ્રિન્સિપાલ વકીલ મૅટ્રિકના અભ્યાસક્રમને બદલવાના વિચાર અંગે નીચેની સૂચના મોકલી આપે છે, તે જોવા જેવી છે. એક ઉમેરો તો એમાં તરત સૂઝે છે અને તે પહેલા વિભાગમાં રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો (બેઉ લિપિ સાથે). બીજી અનેક બાબતો એ અંગે ચર્ચી શકાય; પણ અહીં તે અસ્થાને ગણી છોડવી જોઈએ. કાંઈક સરળતા અને વ્યવહારુ ઉપયોગિતા તરફ એનો ઝોક છે, એ સ્પષ્ટ છે. બધું કામ સ્વભાષામાં થવું જોઈએ એ આમાં અનુસ્યૂત રહેલું માનું છું. આટલી પ્રસ્તાવના સાથે હવે તેમની યોજના આપું છું :

### फरजियात विषयो

### પહેલો વિભાગ

| | |
|---|---|
| ૧. માતૃભાષા અથવા અંગ્રેજી | (માત્ર પાંચ વર્ષ માટે) |
| ૨. અંગ્રેજી સામાન્ય | (આજના અભ્યાસક્રમમાંથી વ્યાકરણ ઓછું કરવું ને તેને બદલે વ્યાવહારિક અંગ્રેજીને વિશેષ મહત્ત્વ આપવું.) |
| ૩. પ્રાથમિક ગણિત (અંકગણિત, બીજગણિત અને ભૂમિતિ) | (આજના બીજગણિતમાંથી થોડા વિષયો જેવા કે Proportion, Ratio અને Variation તેમ જ Trigonometry કમી કરવા. ને ૧૯૩૫ પહેલાં હતો તે અભ્યાસક્રમ દાખલ કરવો.) |

### બીજો વિભાગ

૧. હિંદનો ઇતિહાસ, અર્વાચીન ઇંગ્લંડનો ઇતિહાસ
૨. નાગરિકશાસ્ત્ર અને હિંદનું રાજ્યબંધારણ
૩. પ્રાચીન ભાષા, આધુનિક યુરોપીય ભાષા કે હિંદુસ્તાની

### ત્રીજો વિભાગ

૧. ઉચ્ચ ગણિત Advanced Algebra, Geometry & Trigonometry
૨. ભૂગોળ – દુનિયાની સામાન્ય અને હિંદની વિગતવાર
૩. ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર અથવા સામાન્ય વિજ્ઞાન

### ચોથો વિભાગ

૧. ડ્રૉઇંગ
૨. ગૃહજીવન શાસ્ત્ર

# નવું વાચન

**બે મિત્રો** લે૦ ગોવિંદભાઈ રા. અમીન. પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ. કિં. ૪–૦–૦, પા. ૩૧૬

આ ચોપડી વાંચીને મને શ્રી. રામભાઈ નાગરદાસ પાઠકની 'સુવર્ણભૂમિ' યાદ આવી અને તે બેઉ કથાની એક બાબતમાં સમાનતાને લઈને. તે એ કે, બેઉ કથામાં એક ચતુર માણસ કેવી રીતે ધનવાન થાય છે, તેનો તાદૃશ ચિતાર આવે છે. બેઉ કથાકારો પોતપોતાના તેવા પાત્રનું કથાનક એક પ્રકારની જાત-જાણના નેમથી કહેતા હોય એવી છાપ પડે છે. પણ, બાકી બીજી રીતે આ બેઉ કથાઓ સાવ જુદી જાતની છે. અને તેમાં મોટો ફરક એ છે કે, 'સુવર્ણભૂમિ'નો નાયક પોતાની નીતિ અને પ્રામાણિકતાથી ફાવતો ચીતરાયો છે; ત્યારે આ કથાનો નાયક દગો, પાપ, ફરેબી ને વિષદાનથી ફાવતો ને તેમાં માનતો બતાવ્યો છે. પરંતુ લેખક છેવટે બતાવે છે કે, તેણે જેવું વાવ્યું તેવું જ લણ્યું — તે બીજા તેના દ્વેષીના વિષદાનથી છેવટે ખુવાર થઈ મરે છે.

તેનું નામ નવનીત છે. સુમન એનો દોસ્ત છે. એ ઉપરથી કથાનું નામ 'બે મિત્રો' રખાયું છે. અને એ બેની આસપાસ લેખકે આજના મુંબઈ જેવા નગરની અનેક અલકમલકની નવાઈઓ અને બલાઓ ગૂંથી છે. નવનીતને નર્યો બદમાશ ચીતર્યો છે. અને બદમાશીની બાબતો બધી એક જ પાત્રમાં એકઠી થવાથી નરી દુષ્ટતાનું ચિત્ર ઊભું થાય છે, તે દિલને દુખે છે.

સુમન એથી ઊલટું પાત્ર છે. તે ભલો અને નિખાલસ તથા પરગજુ છે. નવનીતની સ્ત્રીના ધર્મબંધુ તરીકે તેને બતાવ્યો છે. નવનીતના જીવનની કુટિલતાઓની સામે ઓસડ રૂપ તે છે. તેથી પેલી કેવળ દુષ્ટતાની છાપ હળવી બને છે.

પરંતુ ત્યારે સુમનના પાત્ર-આલેખનમાં કથાકારની શક્તિ ખૂટે છે. જેવું ચિત્ર નવનીતનું ઉઠાવદાર બન્યું છે, તે હિસાબે સુમનનું સાવ આછું અને અસ્પષ્ટ છે. અને સુમનને ભાગે કથાનું કાંઈ કાર્ય જ નથી આવતું; છેવટે જ કાંઈક આવે છે; તેથી એ નવરો વેવલો યુવક નવનીતને ત્યાં શું કામ પડ્યો રહ્યો છે, એવો સવાલ ઊઠ્યા કરે છે.

કથાના નામ પરથી લાગે છે કે, લેખકને કદાચ આ બે મિત્રો દ્વારા એક મોટી વાતનો ભેદ ચીતરવો હોય. જગતમાં ફાવવા માટે સાચજૂઠ કે પાપપુણ્યનો વિચાર કર્યે ન પાલવે; 'શઠં પ્રતિ શાઠ્યમ્' એ જ ન્યાય છે. આ એક પક્ષ. બીજો પક્ષ એ કે, ના, ત્યાં પણ નીતિની મર્યાદા ઓળંગવાથી છેવટે નથી જ ફવાતું; સત્ય અને પ્રામાણિકતા જ ત્યાં પણ ઉત્તમ નીતિ છે. કથાકાર નવનીતને પહેલા પક્ષનો ને સુમનને બીજા પક્ષનો હિમાયતી બતાવવા માગતા હોય, તો તેમાં સુમનને અંગે તે અફળ ગયા છે. કારણ એ લાગે છે કે, તે પાત્રનું ચિત્ર — સુમનના જીવનવિકાસનો નકશો — કદાચ એમને એટલો બધો સ્પષ્ટ નથી. નવનીતની સરખામણીમાં તો નથી જ. સુમન અસહકારી છે. પણ તેમાં તે છેવટે નિરાશ થયો લાગે છે. તેમાં તેને બહુ તથ્ય નથી દેખાતું. તેની સ્ત્રી નઠી થઈ ગઈ છે; તેથી જીવનની એ બાજુમાં એ અફળ છે. પછી મિત્ર નવનીત, તેની પત્ની ને એમના જ જીવનમાં એ પડ્યો રહે છે, ને કાર્ય કરતો હોય તો એ કે, વચ્ચે વચ્ચે વસમા પ્રસંગો આવે ત્યારે સૌનો મિત્ર, સલાહકાર ને દોરનાર બને છે. (પૈસાદારના ટ્યૂટર થવું એ કાંઈ જીવનકાર્ય ન ગણાય. સુમન એ થાય છે, તે વસ્તુ આ વિધાનને બાધક નથી.) સુમનના પાત્ર દ્વારા લેખકે જીવન વિષે અમુક ફિલસૂફી તારવવાનો પણ પ્રયત્ન કર્યો છે. પરંતુ નવનીતના તેજદાર કાર્ય ને ચિત્ર આગળ એ મોળો પડે છે. મનોવિકાસ ને આંતરજીવનને નવલકથાના કાર્યના હાર્દ રૂપે વિષય કરવાની કળા અઘરી છે, એ આ કથા પરથી સ્પષ્ટ થાય છે.

છતાં, એક કથા તરીકે આ સફળ છે. લેખક નવનીતની કુટિલકથા એવી રીતે કહે છે કે તે પ્રત્યે વાચકને ઘૃણા ઊપજે. નવનીત ફાવે છે, પણ વાચકનો સમભાવ તેની સામે બંધાય છે. આ એક બિંદુ લેખકની કળાની તારીફની વાત છે. અને એ ઘૃણા તે, બાલિશ કે ટૂંકા નિબંધો દ્વારા, વાર્તાનો રસ કથળાવીને નથી નિપજાવતા. પ્રવાહમાંથી જ એ બને છે. સુમનને અંગેના ચિત્રમાં જ આ રીત તે લે છે ને તેથી એ ચિત્ર સરખામણીમાં નબળું પડે છે.

શ્રી. અનંતરાય રાવળે આ વાર્તાની પ્રસ્તાવનામાં લેખકને ને વાર્તાને સારો ન્યાય આપ્યો છે. એક વસ્તુ છેવટે કહેવાની કે, આવી નિષ્ઠુરતાની વાત અમુક પાકટ બુદ્ધિ થયે વાંચવામાં આવે તો જ તેમાંથી લાભ મળે. બાકી કુમળા મન પર કદાચ એ અનિચ્છનીય ઘા પણ કરી દે.

બે મિત્રો ઉપરાંત સામ્યવાદીઓ, આજનાં યુવક યુવતીઓ ઇ૦ના જીવનમાં પણ પ્રાસંગિક ડોકિયું કરાવતાં અનેક રસબિંદુ આ કથામાં લેખકે સારાં વણ્યાં છે તે બધામાં અમુક 'સિનિસિઝમ' — દોષદર્શન લેખક ચીતરે છે. પોતાનો આદર્શવાદ તે સુમનના પાત્રમાં વ્યક્ત કરે છે. એ જો અચ્છો ઉઠાવદાર બન્યો હોત તો આ કથાના ઉમદાપણાના ટકા ઘણા વધી જાત.

**શુક્રતારક** લે૦ વિજયરાય ક. વૈદ્ય. પ્ર૦ ગુ૦ વ૦ સો૦, અમદાવાદ. કિં. સભ્યો માટે રૂ. ૧–૦–૦, બીજા માટે રૂ. ૨–૦–૦, પા. ૧૭૮.

સાક્ષર શ્રી. નવલરામનું એક નવી જ શૈલીથી રજૂ થતું જીવનચરિત આ છે. આ અગાઉ પ્રસિદ્ધ થયેલાં

સ્વ૦ શ્રી. ગોવર્ધનરામે લખેલું તથા સંક્ષિપ્ત નવલ-ગ્રંથાવલિમાં પ્રારંભે શ્રી. નરહરિભાઈ પરીખે લખેલું જીવનચરિત આપણી ભાષામાં મોજૂદ છે. (લેખકે શ્રી. નરહરિભાઈના આ નિબંધ વિષે કાંઈ ઉલ્લેખ નથી કર્યો; માનું છું તે જોયો તો હશે, કેમ કે એમાં ખૂબ માહિતી શ્રમપૂર્વક ભેગી કરવામાં આવી છે. અસ્તુ) આ બે સરળ અને સુંદર તથા આધારભૂત નિબંધો પછી આ નવો પ્રયત્ન શું કામ, એમ કદાચ પ્રશ્ન ઊઠી શકે. એ નિબંધ સ્વર્ગસ્થના જીવન તથા લેખન વિષે અભ્યાસ કે વિવેચન નથી. એમાં કોઈ નવી સંશોધનસામગ્રી કે મુદ્દો પણ નથી. એની નવીનતા લેખકે પોતાના નિવેદનમાં આમ જણાવી છે:

"આ ગ્રંથ નવલરામના બાહ્ય કે આંતર-જીવનનું રેખાચિત્ર જ નથી. અહીં જે પ્રયાસ કર્યો છે તે એ જીવનનાં બાહ્યાંતર અંગોનું ચિત્રરૂપ સમગ્ર દર્શન કરાવવાનો. ઉપર્યુક્ત (એટલે કે ગોવર્ધનરામકૃત જીવનકથા તથા સ્વ દેરાસરીના લેખો ઇ૦) સામગ્રીને આધારે દોરી શકાય છે તે રેખાચિત્ર દોરીને તેમાં યથાશક્ય રંગપૂરણી કરવાનો"

આ કરવા માટે 'યથાપ્રસંગ દશ્યાલેખનની વૃત્તાંત-કથનની સંવાદની વાસરિકાની પત્રાલાપની એમ વિવિધ પ્રકારની' પદ્ધતિ રાખી છે. લેખક પોતે જણાવે છે કે, આ 'અભિનવ પ્રયોગ' છે. જીવનકથામાં કાલ્પનિક સંવાદો ઊભા કરવા, કે દશ્યની સજાવટ નાંખવી, ઇ૦ ક્યાં સુધી યોગ્ય એ વિચાર સહેજે ઊઠે છે. ઐતિહાસિક નવલકથાકાર તેનાં પાત્રો તથા દશ્યો અંગે આવી આવી ભાત ભાતની છૂટ લે જ છે; પણ તે નવલકથા છે — જીવનકથા નથી. ત્યાં પણ આ છૂટો અંગે ચર્ચાસ્પદતા તો છે જ. તો જીવનકથામાં આ જાતની રંગપૂરણીની અભિનવ પ્રયોગપદ્ધતિ વિષે તો એ વધારે સંભવે.

આમ શું કામ કરવું જોઈએ? એ કારણ લાગે છે કે, જીવનકથાને વધારે હૃદયંગમ અને સચોટ કરવા માટે. એમ હોય તો, આ ચોપડી એમાં ફાવી નથી. લેખકે સંવાદો જ કાલ્પનિક યોજ્યા લાગે છે. વાસરિકા ઇ૦ પણ એવા યોજ્યાં ન હોય. છતાં વાંચતાં એક પ્રકારની બીક જ રહ્યા કરે છે કે, ખરેખર આમ હશે જ ને!* એ આ પદ્ધતિનો દોષ ગણાય. પણ કદાચ સમર્થ કલાકાર એનેય દૂર કરી શકે અને પોતાની કલાશક્તિથી સફળ 'જીવનચિત્ર' આલેખી શકે. જેવાં કે, કેટલાક યુરોપીય લેખકો વિષે જાણવા મળે છે. આ ચોપડી તે દૃષ્ટિએ અસફળ છે. જાત જાતની નિરૂપણયુક્તિઓ એક સાથે કામમાં લેવાઈ છે; પરંતુ નિરૂપણકળા એમને પહોંચી વળી એકરૂપ આખી યુક્તિ નિપજાવી શકી નથી. આથી મને ભય છે કે, લેખકે ભારે જહેમત ઉઠાવી તૈયાર કરેલી આ મજેદાર ચોપડી એટલી બધી પ્રિય નહિ થાય. એનો દોષ લેખકે અજમાવવા હાથ ધરેલી નવી છતાં કઠણ કલાપદ્ધતિને માથે છે. તેથી નવલરામ વિષે સ્વ૦ ગોવર્ધનરામે લખેલો નિબંધ, આ નવા પ્રયત્ન છતાં, 'ક્લાસિકલ' ને એવી જાતના નિબંધલેખન માટે નમૂનેદાર ધોરણરૂપ રહે છે. મ૦

* જેમ કે પા ૧૩, બીજા પેરાનો છેલ્લો ભાગ. તેમાં મિ. રિચમંડના મોમાં દેશીઓ પ્રત્યે એક ટીકાની વાત મૂકી છે. આ કલ્પેલી કે હકીકત?

પા. ૩૩, જ્યાં ખેડા અમદાવાદને કંજૂસ લોકના જિલ્લા કહ્યા છે. તે નવલરામની માન્યતા હતી એનું પ્રમાણ હશે? — આવી શંકા થાય છે.

અને આવું વાસરિકા અંગે પણ થયા કરે છે.

આ રીતે નંખાતી ઝલક કે છાયા જીવનકથામાં અસત્ય ગણવી ન જોઈએ?

**ગીતાહૃદય** લે૦ સાને ગુરુજી; અનુ.: નટવરલાલ મા. દવે; પ્ર૦ ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર; કિં. રૂ. ૧-૪-૦ (ટ. ખ. ૦-૨-૬) પાન ૪ + ૧૨૩.

શ્રી. વિનોબા ભાવેએ ૧૯૩૨માં ધૂળિયા જેલમાં દર રવિવારે એક અધ્યાય પર એક એમ કરીને ગીતાના અઢાર અધ્યાય પર આપેલાં અઢાર પ્રવચનો ટૂંકાવીને સાને ગુરુજીએ 'ગીતાહૃદય'ના નામથી પુસ્તકરૂપે મરાઠીમાં ગઈ લડત દરમ્યાન પ્રસિદ્ધ કરેલાં તે જેલમાં મારા જોવામાં આવેલાં. સાને ગુરુજીની બોલવાની તેમ જ લખવાની શૈલી બહુ જ સરળ, ટૂંકાં ટૂંકાં વાક્યોવાળી, બોધવતી અને ખાસ તો ભાવનાની ઉત્કટતાવાળી હોવાથી તે વાચકના હૃદય સુધી સોંસરી પહોંચી જાય છે. મહારાષ્ટ્રમાં ગુરુજીનાં પુસ્તકો એ જ કારણે બહુ લોકપ્રિય બન્યાં છે.

ગીતાહૃદય જ્યારે મારા વાંચવામાં આવેલું ત્યારે વાંચતાં મજા તો પડી, પણ તેની સાથે સાને ગુરુજીની ભાષામાં આપણે ત્યાંના બાળસાહિત્યની ભાષાનો કંઈક ગુણ (?) દેખાયો હતો. વિનોબાની ભાષામાં મરાઠી ભાષાનો પૂરેપૂરો વિલાસ દેખાય છે. છતાં તેમાં જે ગાંભીર્ય અને પ્રગલ્ભતા જોવા મળે છે તેનો અહીં કંઈક અભાવ લાગ્યો. આ ભાષાનો દોષ બાદ કરતાં સાને ગુરુજીએ વિનોબાના પ્રવચનોનો સાર સારી રીતે અને પ્રામાણિકપણે આપ્યો છે એમ દેખાય છે. થોડા જ દિવસ પર વિનોબાએ આપેલાં પ્રવચનોનું પુસ્તક (સાને ગુરુજીએ જ કરેલી વિસ્તૃત નોંધો પરથી તૈયાર કરવામાં આવેલું) બહાર પડ્યું છે તે જોતાં પણ એમ જ લાગશે.

ગીતાનો અર્થ કરતી વખતે વિનોબાએ કોઈ પણ આચાર્યનો કે ટીકાકારનો આધાર લઈને પોતાના અર્થ-પ્રતિપાદનને મર્યાદિત બનાવ્યું નથી. તેઓ સીધા ગીતાનું હાર્દ પકડવાનો પ્રયત્ન કરે છે અને તેને પોતાની શૈલીમાં રજૂ કરે છે. અને તેમ કરતી વખતે વર્તમાન કાળના

તેમ જ પ્રત્યક્ષ જીવનના દાખલાદલીલો આપી પોતાના મંતવ્યને પુષ્ટ કરે છે. એટલે તેમનું લખાણ વાંચતી વખતે કોઈ નિષ્પ્રાણ, પરંપરા-જડ વસ્તુ આપણે વાંચતા હોઈએ એમ કદી લાગતું નથી. પણ કેટલીક વખત તેઓ પોતાના કલ્પેલા નવા જ અર્થો જૂના આચાર્યોના લખાણ પર લાદવા કે તેમાંથી ઘટાવવા મથે છે ત્યારે આપણી બુદ્ધિને એ રુચતું નથી. ક્યારેક અપમાન જેવું પણ લાગે છે. દા. ત. આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી ઇત્યાદિ તેમણે ઘટાવેલા અર્થો. આવી તિર્યક્ખ્યાલ બાદ કરતાં, તેમની એકંદર વિચારસરણી હંમેશ ગાંધીજીના સિદ્ધાંતોને પોષક જ હોય છે.

સાને ગુરુજીની ભાષાની કેટલીક વિશેષતાઓ ઉપર ગણાવી છે. તે ઉપરાંત તેમનો તળપદા શબ્દોનો સમર્થ ઉપયોગ એ એક વધુ વિશેષતા ગણાવવી જોઈએ. આ પુસ્તકમાં પણ એવા શબ્દો અને રૂઢિપ્રયોગો ઠીક ઠીક વેરાયેલા છે. ગુજરાતી અનુવાદ જોતાં અનુવાદકને એ ભાષા હજી અવગત નથી એમ લાગે છે. કેટલેક ઠેકાણે તેઓ જુદું જ સમજ્યા છે, ક્યાંક ક્યાંક તેમણે એ વાક્યો છોડી પણ દીધા છે કોઈ સમર્થ લેખકના પુસ્તકનો અનુવાદ તેની જેમ બને તેમ બધી છટાઓ અને ખૂબીઓ જાળવીને થાય તો જ તે ગુજરાતીમાં સારો ઉમેરો ગણાય.

વૈરાગ્ય માટે વ્યાસપુત્ર શુકાચાર્ય (શુકદેવ) જાણીતા છે, પણ અનુવાદકે એ શ્રેય અસુરગુરુ શુક્રાચાર્યને અનેક વખત આપ્યું છે. પાણબુડી શબ્દ મરાઠીમાં સબમરીન માટે રૂઢ છે, પણ ગુજરાતીમાં જળડૂબકીથી એ અર્થ કોઈના પણ ખ્યાલમાં નહિ આવે. પોતે અનુવાદક પણ સબમરીન નહિ સમજ્યા હોવાનો સંભવ દેખાય છે. ગીતારહસ્યમાં અગિયારમા અધ્યાયમાં 'બાળે' શું લખ્યું હશે જોઈએ વારુ, એમ તેમના ગુરુજન સમા પટવર્ધને કહ્યું હશે. અહીં બાળે એટલે લોકમાન્યે કાઠિયાવાડી 'માળે' નહિ! (પણ આ મુદ્રારાક્ષસ હોવાનો પૂરતો 'સંભવ છે.) જોડણીમાં તો જેટલી કાળજી લેવાય તેટલી ઓછી જ ગાનવી. અહીં એ બાબત પૂરતી ચીવટ દેખાતી નથી. પાં૦

**સુરભિ** શ્રી. પન્નાલાલ પટેલ, ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર. પૃ. ૨૭૨. રૂા. ૩-૮-૦

ભાઈ પન્નાલાલની આ નવલકથા, અંદર પોતાના સર્વહક સ્વાધીનની કલમ છાપતાં સૂચવ્યું છે એમ, 'બોલપટ કે બીજા કોઈ ઉપયોગમાં લેવાય' એવી રીતે લખાયેલી હોઈ, વીલરના સ્ટૉલ પરથી ખરીદાતાં રેલવેની મુસાફરી કરતાં કરતાં ઝપાટાબંધ વાંચી નંખાય એવી શુદ્ધ ઘડાકિયા પ્રેમકથા છે. સુરભિ જેવી એક કરોડપતિની કન્યા પોતાના બી. એ. થયેલા પણ ગરીબ 'કિચન સેક્રેટરી' જોડે શી રીતે પરણે છે, પરણતાં પહેલાં શી શી પીડાઓ અને વાંધાઓ અને આફતોનો સામનો કરે છે, ને એ સેક્રેટરીને ગાયે પણ એથી શું વીતે છે, એ નાટકી ઢબે એમાં ચીતરી બતાવાયું છે. છેવટે સુરભિના પિતા, જે જુવાનીમાં ગરીબાઈને જ કારણે પોતાનું પ્રેમપાત્ર મેળવવામાં નિષ્ફળ ગયા છે, ને આ દુનિયામાં સાચો પ્રેમ છે જ નહિ એમ માની વિરક્ત જેવા રહેવા પ્રયત્નવાન છે, એમની આગળ ઉપર્યુક્ત નાટકી ઢબે જ અજાણતાં ને અણધારી રીતે સાબિત થઈ જાય છે કે, એ એક વખતનો રસોઈખાતાનો મંત્રી જમુ ઉચ્ચભાવનાવાળો નિષ્કપટ રસિક ને મજનૂ જેવો સાચો પ્રેમી છે, ત્યારે વાંધાખોરને દૂર ખસેડી પોતાની પત્ની લક્ષ્મીગૌરીની સાથે તે ગોટરમાં જમુસુરભિને નવે ઘેર જાય છે, ને પોતાના આશીર્વાદ આપીને એ લગ્નનો સપ્રેમ સ્વીકાર કરે છે.

લેખકનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તપાસતાં વસ્તુની ગૂંથણી નિર્દોષ જ નહિ સયુક્તિક ને બોધક પણ જણાય છે. પાત્ર નિરૂપણ અને ભાષા બંને થોડાં મોતીનો બાચકો પડદા પર ફેંકી એકંદર સત્વર અને ચમત્કારિક રીતે સુંદર સુરેખ ચિત્ર ખડું કરે એવાં છે સહેજે સુંદર કરુણાંત થઈ જાય એવી કથાને લેખકે આર્ય રિવાજ યાદ કરીને જ મંગલાંત બનાવી છે, ને પ્રેમશૌર્યનો જય પોકાર્યો છે.

સુરભિને જોતાં શામળભટ્ટની નાયિકાઓ યાદ આવે છે, ને વાર્તાના લખાવટમાં આપણો જ્ઞાતિપ્રધાન સમાજ જે રીતે અદૃશ્ય થઈ જાય છે તે પણ શામળભટ્ટને યાદ કરાવે એમ છે, જોકે વાતાવરણ આધુનિક ને લગભગ યુરોપી લાગે છે

**પરાગી** લેખક: સ્વ. હરજીવન સોમૈયા, ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર. પૃ. ૨૧૪. રૂા. ૨-૮-૦

બાર ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ એના વસ્તુનાવીન્યને કારણે જેટલો આકર્ષક છે, એટલો જ એના નવજવાન સદ્ગત લેખકની યાદને જેબ આપનારો છે. વાર્તા મૌલિક નથી લાગતી, મોટે ભાગે અનુવાદિત જ હોય એવી લાગે છે. પણ એની પસંદગી કરવા પાછળ લેખક યા અનુવાદકની જે રસદૃષ્ટિ છે, તે આપણા સાહિત્યમાં આરોગ્યપુષ્ટ અને નવીન છે ને અનુવાદ એકંદર સરળ અને સુંદર છે. લેખક પોતે આ સંગ્રહ કરાતી વખતે જીવતા હોત તો સૂચવત કે કઈ વાર્તા ક્યાંથી લીધી છે ને કઈ મૌલિક એટલે કે લેખકની પોતાની સ્વતંત્ર છે. પરાગી, વરકીની યાદ, શામ્યુને ખોળે, રણની રેતીમાં, એવી આમાંની મોટા ભાગની વાર્તાઓ એક કરતાં વધારે વાર વાંચવી ગમે એવી છે, એ એની અસામાન્યતા માટે પૂરતું સૂચક છે.

ભાષામાં લેખકનું કાઠિયાવાડીપણું છાનું રહેતું નથી એ એક દોષ ગણાય પણ એ તો પારસી લેખકોની જેમ લગભગ બધા કાઠિયાવાડી લેખકોએ પોતાની વિશિષ્ટતા બનાવી દીધી છે, એટલે ઝાઝું કહેવાનું નથી. પણ બીજા

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૬] અમદાવાદ [જૂન, ૧૯૪૬

## નવો નકશો ગોઠવાય છે

પોપે કહ્યું—યુદ્ધ અટક્યાને એક વર્ષ પૂરું થયા બાદ—"આજે એવું લાગે છે કે ખરી સુલેહશાંતિ પાસેને બદલે દૂર થતી જાય છે. ખૂનખાર યુદ્ધનો પાઠ શીખ્યા હોઈએ તો આપખુદી અને બીજાં રાષ્ટ્રોને બળજબરીથી દબાવવાના પ્રયત્નો તરફ બધા લોકોને અરેરાટી છૂટવી જોઈએ; પરંતુ એવી આશા રાખવી આજે તો સ્વપ્નવત્ ન કહું તોય અકાળે છે.

"જબરો નબળા તરફ જો સીધો પ્રામાણિક વર્તાવ રાખે તો એ દેખાવું જોઈએ; તો તે પ્રામાણિકપણે સામ્રાજ્યવાદ અને સત્તા જમાવવાનું છોડે અને ન્યાયના સાચા સિદ્ધાંતને પકડે પરંતુ, જે સાચું લાગે તેને માન આપવાને બદલે, હિંસાનો આશરો લેવાની ઓછી કે વત્તી અને છૂપી ધાકધમકી વાપરવામાં આવે, ત્યાં સુધી આપણે કબૂલ કરવું જોઈએ કે, ન્યાયી સુલેહશાંતિ સ્થાપવાને માટેનું પહેલું જે ચોક્કસ પગલું ભરાવું જોઈએ તે જ નથી ભરાયું.

"એટલે, પ્રજાઓના દિલ પર આજે જે અચોક્કસપણાનો અને શંકાનો ઓથાર ચડી બેઠો છે, અને બિનસલામતીનું બધે વાતાવરણ જામ્યું છે, તેથી નવાઈ શું કામ લાગવી જોઈએ ?"

—પોપના વ્યાખ્યાનમાંથી

(રોઈટરનો વેટીકન શહેરથી તા. ૧–૬–૪૬નો તાર. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' તા. ૩–૬–'૪૬)

લડાઈમાત્રનું મૂળ કારણ એક જ હોય છે—ચાલુ નકશો કેટલાંક રાજ્યને ન ગમે તેથી તેને ફેરવવા માટે મારામારી કરી બેસે છે. એટલે એ મારામારીને અંતે ખાસ કાંઈ બને છે તો એ કે, નવો નકશો બને છે. યુદ્ધની કે રાજકારણની ભાષામાં આને સુલેહ કે સંધિની ખરિયદ મેળવી યુદ્ધ પૂરું કરવું એમ કહે છે. યુરોપ અમેરિકા આજે આ કામમાં પડયાં છે. અને હાલમાં તેમનું જે ચાલે છે તે જોતાં એમ કહેવાય કે, નવો નકશો પોતાને ફાવતો ગોઠવાય તેને માટે દરેક રાજ્ય છૂપી કે જાહેર સંતલસ અને યુક્તિપ્રયુક્તિઓ કરવામાં પડયું છે. એટલે સુધી કે, બ્રિટિશ પરદેશ-પ્રધાને હમણાં આમની સભામાં કહ્યું, "આ યુદ્ધે યુરોપને ૧૯૧૪–૧૮ના ગયા યુદ્ધ કરતાં અનંત ગણી હદે જઈને તોડી ફોડી નાંખ્યું છે. . . . જો કોઈ દેશ પોતાનું આગવું જ રાજકારણ ખીલવવાનું તાકે તો એ જ એક મોટું વિઘ્ન છે."

યુદ્ધને કારણે રાષ્ટ્રોનાં રાજદ્વારી બલ-અબલનાં ત્રાજવાં આઘાં પાછાં ને ઊંચાં નીચાં થઈ જાય છે. કેટલાંક રાષ્ટ્ર અગાઉ મોટાં હોય તે યુદ્ધથી નાનાં બની પાછળ પડી જાય; તો સામી બાજુએ કોઈના ભાવ તેજ તો કોઈના મંદ થઈ જાય. જેમ કે, સાવ નબળું આબિસીનિયા. પણ કિસ્મતને જોરે, તેનો બાદશાહ, અંગ્રેજ ખરચે, પાછો ગોઠવાઈ ગયો. પણ અંગ્રેજો મફતનું ખર્ચ કદી નથી કરતા. તેમણે તે રાજ્યને પોતાના આભારના અંગૂઠા તળે તો કરી દીધું. હવે તેમાંથી જે વળતર કે વસૂલ કરી શકાશે તે કરશે. નવા નકશામાં આ ફેરફાર એક નક્કી ચીજ ગણાય.

પણ ઇજિપ્તમાં અંગ્રેજોને ત્યાંના રાષ્ટ્રબળને નમતું જોખવાનું થાય છે. તે દેશને વરસોથી ઘેરો ઘાલીને પડેલું બ્રિટિશ લશ્કર હવે ત્યાંથી ઉચાળા ભરે, એમ ત્યાંના લોકોએ માગણી કરી, ને બ્રિટિશ સરકાર તે માટે અત્યારે વાટાઘાટો કરે છે. સિદ્ધાંત સ્વીકારાયો છે કે, બ્રિટિશ લશ્કર હવે જશે. પણ વ્યવહારમાં જવાનો અર્થ શો, એ કલમવાર પાકા દસ્તાવેજથી નક્કી કરવું જોઈએ. એ કરવા માટે સંધિની વાતો ચાલે છે તેમાં, ઇજિપ્તની જેટલી નબળાઈ હશે, તેનો કસ તો અંગ્રેજો પોતાના લાભમાં કાઢી જ લેશે, એમ માનવું જોઈએ.

પણ તે લશ્કર ઇજિપ્તમાં નકામું તો નહોતું જ. ત્યાં તેને હિંદના બારા-રૂપ સુએઝની નહેર, સાચવવાની હતી. અને આ કામ ઓછું જ બિનજરૂરી બનીને ચાલ્યું ગયું છે ? તો પછી તેનું શું ? ઉઘાડી વાત છે કે, ઇજિપ્ત નહિ તો પાસે પાસે બીજે ક્યાંક પણ લોલબંધ લશ્કરી થાણું હોવું જોઈએ. એ એક સારી વાત છે—ઇતિહાસ-દેવીની દયા છે—કે, બધા દેશો એકસાથે સરખા બળિયા નથી થતા. પાસે પડેલું પૅલેસ્ટાઈન અંગ્રેજો પાસે 'મેન્ડેટ'

તરીકે (ગયા યુદ્ધના હવે મરી ગયેલા રાષ્ટ્રસંઘની સુપરત તરીકે) છે જ. છાપાંમાં વાંચ્યું હશે કે, ઇજિપ્ત છોડીને જતા બ્રિટિશ લશ્કરનું પહેલું વહાણ પાસે પૅલેસ્ટાઈન ગયું! અને પૅલેસ્ટાઈનમાં નવી નહેર ભૂમધ્યમાંથી રાતા સમુદ્રને જોડતી ખોદવાની વાતો પણ આવે છે. અને આ યુદ્ધને અંતે નવા રચાતા 'સંયુક્ત રાષ્ટ્રમંડળ'ના બંધારણ મુજબ, પૅલેસ્ટાઈનની 'સુપરત' હવે ઇંગ્લન્ડને 'ટ્રસ્ટ' તરીકે મળશે, એમ માનવામાં વાંધો નથી. ત્યાં આરબો અને યહૂદીઓ લડે છે. તેમને લડી મરવા તો કેમ જ દેવાય? તેઓને શાંત રાખી પ્રગતિ કરાવવાની દેવની દીધેલી ફરજ ગોરાઓએ અદા કરવી જ જોઈએ. મોટા સમાજવાદી ગણાતા પ્રો. લાસ્કીએ પણ આવી જ દયા ને પરોપકારની ભાષામાં એશિયાઈ પ્રજાઓ વિષે હમણાં વાત કરી હતી. નાગા સ્વાર્થને ઢાંકવાને સારુ અંગ્રેજોને આવી દંભી ભાષા કોઠે પડી છે કે શું?

ઇજિપ્ત પેઠે હિંદુસ્તાન પણ ઊંચું માથું કરે છે. આજે ૧૯૪૬માં તેને ટપલો મારવાનું ન ફાવે. ૧૯૩૯-૪૫ના યુદ્ધના નક્કર પરિણામ તરીકે કાંઈ ગણવું હોય તો આ એક બીના ગણી શકાય. જગતના અતુલ-બળિયા રશિયા સામે હિંદની જોડેની સારાસારી કે મૈત્રી હવે તો અંગ્રેજોએ કમાઈ લેવી જોઈએ. એમાં જ એમના વેપાર તથા આંતરરાષ્ટ્રીય મોભાને પણ વધારેમાં વધારે ફાયદો છે. એટલે હિંદ છોડવા માટે તે વાટાઘાટો ચલાવે છે, અને તેમાં પણ ઇજિપ્ત પેઠે આપણી નબળાઈનો પૂરો કસ કાઢશે. પરંતુ અહીંના તેમના લશ્કરનું શું કરવું, તે કદાચ હજી વિચારાતું હશે.* કદાચ તેથી કરીને, ગોરા લશ્કરનો ઘેરો ઉઠાવવાની વાત હજી કૅબિનેટ મિશન કરતું નથી. પાનસો બર્મા તથા ઇસ્ટ ઇંડીઝમાં એને ન લઈ જવાય? સિંગાપુરનું શાંત મહાસાગરનું નાકું, તો જાળવવાનું જ છે. અને એશિયાનો આ ભાગ હજી રળી ખવાય એવો રહ્યો છે. તેનો કસ કાઢી શકાય. નહિ તો, વલંદાઓના જાવા સુમાત્રા — ઇંડોનેશિયા — અંગ્રેજો (મિત્રરાજ્યોના નામની ઢાલની આડે રાખીને) એમને શું કામ સોંપત? છાપાંમાં થોડા વખત પર આવેલું વાંચ્યું હશે કે, વલંદા પ્રજાએ ઇંગ્લન્ડને પોતાનાં ખાસ મશહૂર ફૂલોની ભેટ મોકલી, તે એવા આભાર તરીકે કે, એક નાની મિત્ર-પ્રજાને, તેની ખરી આફતને વખતે, ગયા યુદ્ધમાં અંગ્રેજોએ બચાવી. તેમનો હોલૅન્ડ દેશ જ નહિ, તેમનું પૂર્વનું સામ્રાજ્ય પણ તેને જર્મની જાપાન પાસેથી પાછું અપાવ્યું.

અહીં જરા ઇતિહાસ યાદ આવે છે. ડચ લોકો અને અંગ્રેજો પૂર્વમાં લગભગ જોડે જ, વેપાર અર્થે, ૧૭મા સૈકામાં આવ્યા. બેઉ સમજી ગયા ને પોર્ટુગીઝ તથા ફ્રેન્ચને કાઢવામાં સંતલસી બન્યા. એ જ નીતિએ આજના તેના શત્રુ (જર્મની) સામે થવા અંગ્રેજને હોલૅન્ડની ગરજ હતી. જર્મની જોડે હોલૅન્ડ જાય તો? અને ઇંગ્લન્ડ પોતાની લડાઈઓ લગભગ હમેશ બીજા મુલકોની ભૂમિ પર, અને બને તો બીજાનાં બાળકો દ્વારા, લડવાનું યોજી કાઢે છે. હોલૅન્ડે એવી અનુકૂલતા આપી. એને ભુલાય કેમ? અને એમાં કેવળ નિર્ભેળ આભાર કે કૃતજ્ઞતા પણ નથી; કેમ કે નવા નકશામાં હોલૅન્ડની ઢાલ અંગ્રેજોને ખરા કામની છે. ઇસ્ટ ઇંડીઝમાં તે મિત્ર તરીકે સાથે રહે, (અંગ્રેજોના પણ ત્યાં ટાપુઓ છે તે વાચકને ખબર હશે.) તો સારું. હોલૅન્ડ ગરજાળું મિત્ર છે, એટલે તે ભારે પણ ન પડે. અને શાંત મહાસાગર હવેના રાજકારણમાં ને લશ્કરી વ્યૂહમાં જબરા મહત્ત્વનો થવાનો. ઑસ્ટ્રેલિયા અમેરિકાના પડખામાં વધારે જાય તો? એમ ન બને તોય ઓછું જ અંગ્રેજનું સાવ કહ્યાગરું છે! એટલે, પોતાનું સાધન પોતે સાબૂત રાખવું જોઈએ, એ ડહાપણની પહેલી કલમ ધ્યાનમાં રાખીને ચાલવું જોઈએ.

આ રીતે પૂર્વમાં હિંદમાં આવવાનો રસ્તો સાબૂત રહે તો પછી દક્ષિણ આફ્રિકા માટે બહુ ગરજ ન રહે. તે દેશે પોતાનું ફોડી લેવું જોઈએ. ત્યાંના ગોરાઓના કાળા લોક પરના સામ્રાજ્યમાં કદાચ હિંદીઓ ભાગ પડાવે તો? તેમને હવે વેગળા રાખ્યા સારા. ભલેને વરસોથી તેઓ ત્યાં વસ્યા! ભલેને ત્યાંની આબાદીમાં તેઓએ હાડકાં ઘસી નાખ્યાં! તેમને જામતા તો રોકવા જોઈએ. જનરલ સ્મટ્સ તેમને દૂર કરવા કાયદા કરે છે, અને બીજી બાજુથી સંયુક્ત રાષ્ટ્રમંડળમાં સૌની સમાનતાની વાતો પણ હાંક્ય રખાય છે. અંગ્રેજોએ એમાં વચ્ચે પડવાને કશું કારણ નથી. તેથી જ કદાચ હમણાં એશિયાવાસી માટે થતા કાળા કાયદા વિરુદ્ધ અંગ્રેજ પ્રજા ચૂપ છે, ને બ્રિટિશ સરકારનો ગવર્નર-જનરલ તેને સંમતિ આપે છે, એમ લાગે છે. બધાનો સાર એ છે કે, યુદ્ધ કે ના-યુદ્ધ, દરેકે પોતાની નિરાંત તો કરવી જોઈએ ને? અત્યારે ત્રણ બળ કામ કરી રહ્યાં છે— ૧. રશિયા પૂર્વ ગોલાર્ધમાં, ૨. અમેરિકા પશ્ચિમ ગોલાર્ધમાં; ૩. વચ્ચે છે બ્રિટિશ સામ્રાજ્ય. રશિયા ને અમેરિકાને અપાર ભૂમિ છે, પારાવાર કાચું ધન છે; બેઉ પૂરતાં સાધનો ધરાવે છે. બ્રિટન તેના સામ્રાજ્યની મદદથી જ તેમની સરસાઈ કરી શકે. પણ સામ્રાજ્યનું શું થશે? એ ન ટકે તો? ચર્ચીલ કહે છે, મજૂર સરકાર ઘરમાં ઉદ્યોગો ને બીજી બાબતોમાં સમાજવાદ ઘાલે ત્યાં સુધી તો ઠીક; હવે તેઓ જો સામ્રાજ્ય અંગેય તે વાદનાં તત્ત્વો લઈને ચાલે તો નહિ પાલવે. યુદ્ધ ઓછું ઇંગ્લન્ડના રાજાનું રાજ્ય ખોવા તે લડ્યો હતો!

જનરલ સ્મટ્સ આ કામમાં ચર્ચીલનો સાથી હતો. સ્મટ્સ મોટા રાજપુરુષ ને ફિલસૂફ કહેવાય છે. તે આવી

* આ લખાયા બાદ ખબર આવી છે કે, સામ્રાજ્યનો ગોરો લશ્કરી વડો દિલ્હી આવ્યો છે ને આઝાદ હિંદની લશ્કરી જોગવાઈની વાતો વિચારે છે.

સાવ ઉઘાડી વાત કેમ જ કરે! તેણે એ જ વસ્તુ કેવી ખૂબીથી હમણાં કહી છે તે નીચેના ઉતારામાંથી જણાશે—

"માનવતાની મોટામાં મોટી સેવા જો આજે કરવી હોય તો બ્રિટિશ અને અમેરિકન રાજ્યમંડળોએ એકબીજાને વધારે સમજીને ચાલવું જોઈએ. ત્રીજું એક છે રશિયાનું સોવિયેટ મંડળ, જે આપણને એથી ઓછું ઓળખે છે. . . ." ('ટાઇમ્સ ઑફ ઇંડિયા', ૩૦-૫-'૪૬)

એટલે કે, માનવતાના વિચાર માટે ગોરા બહાર જવાની જરૂર નથી. બિનગોરાના મુલકોના શોષણ પર જીવનધોરણ ઊંચાં લેવાની નિષ્ઠુર સંસ્કૃતિ જે આજે યુરોપ-અમેરિકા ખીલવી રહ્યું છે, તેની અંદર સમજૂતી અને અમન પ્રવર્તે તો બસ. ચોરડાકુની ટોળીએ પણ એટલી શાંતિ-પ્રિયતા તો દાખવવી જોઈએ. પણ એ ખરું જોતાં સ્વાર્થપટુતા છે. અસ્તુ.

આમ જગતનો નકશો નવો ઘડાઈ રહ્યો છે. ક્યાં બળો કામ કરી રહ્યાં છે? ગમે તેટલાં નકારાં લાગતાં છતાં, મૂળમાં જઈને જોઈએ તો, સાવ ટૂંકા સ્વાર્થનાં તે નથી. નવા યુદ્ધે જે નવી ભાવનાઓ પ્રજાઓનાં હૃદયમાં જગવી છે, તે આજ બધે માગ મુકાવે છે. તે ભાવના પોતાનો હિસાબ માગે જ છે. પરંતુ તેની સાથે એ પણ ખરું કે, ધાકધમકી પણ કામ કરી રહી છે. નર્યો ન્યાય કે સરળ સત્યદૃષ્ટિ એની મેળે નથી આગળ વધતાં. તેને સંગઠિત કરી બળવાન કરવાં જોઈએ, એ કરવાની હિંસક રીત જે ચાલુ રહી છે તે જ ચાલુ છે. માત્ર હિંદમાં એ બાબતમાં ફેર છે. એ ફેરનો પ્રભાવ જગતના નવા નકશા પર પડશે કે કેમ, એ વિષે શંકા છે. નવા નકશામાં પણ નાનાં રાજ્યોને મોટાં તરફની ભીતિ રાખવાનું નહિ રહે એમ ભાગ્યે જ બને. મોટાં રાજ્યો, પોતપોતાના સંભાવી શત્રુ સામે મોરચા માંડવાને હિસાબે, પડોશના નાનાની દોસ્તી કરતાં લાગે છે. એટલે આમાંથી નવી લડાઈ ફાટવાના ટકા ઓછા નથી થતા. જીવન અને પ્રજાઓના વેપારરોજગારની નીતિરીતિ બાબતમાં મૌલિક ફેર પડે તો જ ટકામાં ફેર પડી શકે. નવો નકશો જૂની જ રીતોને લઈને આગળને માટે રચાય છે એમ લાગે છે. અને જેમ વેપારનાં સાધનો અને વાહનો વધે છે તેમ તેની માનેલી રક્ષા માટે શસ્ત્રો પણ શોધાયે જાય છે છાપાં કહે છે કે, રોગનાં જંતુ વરસાવનારા બૉમ્બ નીકળે છે. ઝેરી ગૅસના બૉમ્બ જો અમાનુષી ગણાયા, તો અણુબૉમ્બ અને આ બૉમ્બમાં લોક હજી શું કામ વખત ને બુદ્ધિ તથા ધન બગાડે છે? એનો અર્થ એ કે તેઓ એ બૉમ્બ વાપરવામાં માને છે. માત્ર ગોરા ગોરા તે નહિ વાપરે. કાળા પીળા ઇ૦ ઉપર તે વપરાશે. 'એમને સુધારવાને માટે જ એ વપરાશે એમ કહેવાય તો નવાઈ નહિ. એટલે નવા જગતના નકશામાં હવે આ ધોરણે પ્રજાઓએ તૈયાર થવાનું છે.

બિનગોરી પ્રજાઓ સામે ગોરી પ્રજાઓ ગોઠવાતી જાય છે કે શું? એમ હોય તો બિનગોરી પ્રજા સમજે કે, નિર્બળને માટે એક જ બળ રહે છે અને તે રામ છે. અહિંસક સાધનો વગર તે સ્વમાનભેર ઊઠી નહિ શકે. હવે પછી એ સાધનોનાં ઉપયોગ પણ આપોઆપ વધશે જ. હિંદ એમનું નેતા થશે? કે પેલા આખડવા સજ્જ થતા જતા ટોળામાં સપડાશે? હિંદ પાસે અહિંસાનો સવાલ ૧૯૦૯-૨૦થી આવ્યો છે. આજ સુધી તેને અમુક બેજવાબ-દાર ગણાય એવી છીછરી રીતે ભલે તેણે વિચાર્યો. હવે તેમ ન ચાલી શકે. હવે સ્વતંત્ર થવાની સાથે તે આ પ્રશ્ન અંગે ખરાખરીના ક્ષેત્રમાં દાખલ થાય છે, એ આ નવા નકશાના ફળરૂપે તેણે સ્પષ્ટ સમજી લેવું જોઈએ.

૩-૬-'૪૬ મગનભાઈ દેસાઈ

# 'હિંદ છોડી હવે જા તું ચાલ્યો'

(પરભાતિયું)

સમર ઈશુ ખ્રિસ્તને, મેલ મમતા પરી,
જોને વિચારીને મૂળ તારું;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો?
વગર સમજ્યે કહે મારું મારું. ૧
હિંદ તારું નથી, જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે, નિશ્ચે જાયે;
હિંદમાં રાજવી અવનવા બહુ થયા,
ક્યાં ગયા સર્વ એ 'કોણ[1] જાણે? ૨
ધન તણું ધ્યાન તેં અહોનિશ આદર્યું,
એ જ તારે અંતરાય મોટી;
પાસે છે હિંદ[2] અલ્યા, તેને નવ પરખિયું,
હાથથી બાજી ગઈ, થયો રે ખોટી. ૩
ભર નિદ્રા ભર્યો રૂંધી ઘેર્યો ઘણો,[3]
ગાંધીના શબ્દ સુણી કાં ન જાગ્યો?
ન જાગતાં, નરસૈંયા, લાજ છે અતિ ઘણી,
હિંદ છોડી હવે જા તું ચાલ્યો! ૪

'નવો નરસૈંયો'

---

૧૯૪૨માં લખાયેલા આ કાવ્યમાં કેટલાંક પાઠાંતરો મળે છે તે નીચે પ્રમાણે ૧, ૨, ૩ ચિહ્નવાર જુઓ:

૧. હું ન. ૨. શું અલ્યા? ભેદ? તેથી ભૂલ્યો? ૩. મત્ત ઉન્મત્ત બની હિંદને લૂંટિયું,

# પ્રાથમિક શિક્ષણ વિષે શ્રી. કાકાસાહેબ

[ શ્રી કાકાસાહેબ કાલેલકરે પોતાના બારડોલી તાલુકાના પ્રવાસ દરમિયાન મઢી આશ્રમમાં શિક્ષકોની સભા સમક્ષ પોતાના પ્રાથમિક શિક્ષણ સંબંધી વિચારો પ્રગટ કર્યા હતા. શ્રોતાઓમાંથી એક શિક્ષકે તે મનનીય પ્રવચનની નોંધ તૈયાર કરી હતી, જે શ્રી. કાકાસાહેબ જોઈ ગયા છે. તે આ છે :]

જેને વર્ધા શિક્ષણ કહે છે; અને હવે જે 'નઈ તાલીમ'ને નામે ઓળખાય છે, તે ગાંધીજીપ્રણીત નવી યોજના વિષે શ્રી નરહરિભાઈ, શ્રી બબલભાઈ અને અન્ય ભાઈઓએ લખેલાં પુસ્તકો દ્વારા તમે ઘણું જાણી શકશો. શિક્ષણવિષયક આ નવા ખ્યાલોને આજનું જગત કદાચ સ્વીકારે, કદાચ કૉન્ગ્રેસ પ્રધાનમંડળો આવ્યા પછી પણ તરત જ તેને અમલમાં ન પણ મૂકી શકાય; છતાં શિક્ષણનો પ્રારંભ શી રીતે કરવો, એ વિષેના જે વિચારો હું તમારી આગળ રજૂ કરવાનો છું તે, બાળકોનું હિત જેમને હૈયે વસેલું છે એવાં માબાપો અને વિચારવાન શિક્ષકો માટે તો, જાણવા અને અમલમાં મૂકવા જરૂરી છે જ. અને હું નિશ્ચયપૂર્વક કહું છું કે, એવો દિવસ જરૂર આવશે કે જ્યારે શિક્ષણપ્રથા આ વિચાર અનુસાર જ ઘડાશે, કારણ કે એ વિચારો શુદ્ધ અને હિતકર છે.

## માતા જ સર્વશ્રેષ્ઠ શિક્ષક

આમ જોઈએ તો બાળકની કેળવણી એના જન્મ પહેલાંથી, એની ગર્ભાવસ્થા દરમિયાન જ શરૂ થવી જોઈએ. જો કેળવણીનો સાચો અર્થ ઘડતર હોય — અને એ જ એનો સાચો અર્થ હોવો જોઈએ — તો ગર્ભાવસ્થા દરમિયાન માના શરીરમાંના પરમાણુઓમાંથી બાળકને મળતો શક્તિનો વારસો, ગર્ભાવસ્થા દરમિયાન માતા જે શારીરિક શ્રમ ઉઠાવે છે તે, એટલું જ નહિ પણ માતાના મનગમાની પ્રેમ, દ્વેષ, શ્રદ્ધા, અશ્રદ્ધાની લાગણીઓ; એ તમામનું જન્મનારું બાળક વારસ બને છે, એ તમામ તત્ત્વો બાળકને ઘડે છે. માતાના ધાવણમાંથી માતાનું ચારિત્ર્ય પણ બાળકને વારસામાં મળે છે. આમ છે માટે બાળકની ગર્ભાવસ્થા દરમિયાન માતાએ એવી રીતે રહેવું જોઈએ, બીજાઓએ એને એવી રીતે રાખવી જોઈએ, કે જેથી ગર્ભસ્થ બાળકનું નિર્મળ ઘડતર થાય. એણે ન તો નિરુદ્યમી રહેવું ઘટે, ન તો એને અતિશ્રમના બોજા નીચે દાબવી ઘટે. ધમકીઓ દ્વારા એના મનને આઘાતો નહિ પહોંચાડીએ, અને અતિલાડથી એને બહેકાવી પણ નહિ જ દઈએ. અહીં મારા પરિચયની એક સાધનસંપન્ન સાસુનું ઉદાહરણ આપું. એની પુત્રવધૂઓને મૂલ્યવાન ઘરેણાં એ વિના કહ્યે ઘડાવતી. પણ ઘરમાં એક પણ નોકર ન રાખવા દે. એ કહેતી કે, 'ઘરકામ કરતાં ઘરેણાંને નડતો ઘસારો નોકરો રાખવા કરતાં વધુ મોંઘો પડતો હશે. પણ એ ખોટ સહન કરવાનો મને વાંધો નથી. કારણ, ઘરકામ દ્વારા શરીર કસાયેલું હોય તો વહુઓ સુવાવડની વ્યથા સહન કરી શકે; અને બાળકની તંદુરસ્તીનો આધાર પણ માના કસાયેલા શરીર પર જ છે.'

## માતૃત્વની મહત્તા

મુંબઈમાં મારી એક ઓળખીતી મુસ્લિમ બહેનને સંતાન-પ્રસવ થયો. હું તેને મળવા ગયો. અભિનંદન આપતાં મેં એને કહ્યું, "બહેન, અલ્લાતાલાએ તને આ બાળક આપી તારામાં વિશ્વાસ હોવાનો પ્રસ્તાવ પસાર કર્યો છે. તેનાં રક્ષણ, પોષણ તથા વર્ધનની લાયકાત તું ધરાવે છે, એવી તેની તારામાંની શ્રદ્ધા તેણે વ્યક્ત કરી છે."

માતાના આપેલા સંસ્કારો આખો જન્મારો ટકી રહે છે. માતાએ તૈયાર કરેલ એ ચણતર પર પાછળથી શિક્ષક, સમાજ અને દેશનેતાઓ સંસ્કારોની ભાત જ માત્ર પાડે છે. માતાના હાથ જેટલી પ્રેમની જીવતી નજાકત શિક્ષકમાં ન હોવાથી જ કુદરતે માતાને સૌથી પ્રથમ શિક્ષકનું પદ આપ્યું છે. બાળક પ્રત્યે વધુમાં વધુ પ્રેમ અને આત્મીયતા કુદરતે એનામાં જ મૂક્યાં છે.

## બાળકેળવણીનું સ્વરૂપ

કુદરતના ખોળામાંથી બાળકને મળતી કેળવણી પરથી એ સિદ્ધાંત ફલિત થાય છે કે, 'વ્યક્તિનો વિકાસ મનુષ્ય જાતિના વિકાસને અનુસરે છે.' તેથી બાળકેળવણીમાં નૃવંશશાસ્ત્રના (ઍન્થ્રોપૉલોજીના) જ્ઞાનની જરૂર રહે છે. રાજકીય જ્ઞાનના ઊગમ પહેલાં સૃષ્ટિના પ્રારંભમાં, એટલે કે વાંદરામાંથી મનુષ્યનો વિકાસ થયો હશે તે જ ક્રમે, પરંતુ તેના કરતાં ઘણી વિશેષ ઝડપથી, બાળકની કેળવણીનો પ્રારંભ થવો જોઈએ.

આ રીતે બાળકને સૌથી પ્રથમ પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન અપાવું જોઈએ: કદાચ આ વાત ઘણાને વિચિત્ર અને અશક્ય લાગે.. પરંતુ કુદરતને ખોળે બાળકના થતા વિકાસનું નિરીક્ષણ કરવામાં આવે તો જણાશે કે, બાળક જન્મથી જ કુદરત મારફત પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન મેળવવાની શરૂઆત કરે છે. જન્મ્યા પછી શરૂઆતમાં તો એને પદાર્થના દૂર અને નજીકપણાનું જ્ઞાન પણ હોતું નથી. પ્રયોગ દ્વારા એ આંખના ફોકસ (Focus)ને મેળવતાં શીખે છે. પછી જ એનામાં નજીક દૂરનું ભાન જાગ્રત થાય છે. તે જ પ્રમાણે ઊંડાણનું જ્ઞાન પણ અનુભવ અને પ્રયોગને પરિણામે જ એનામાં વિકાસ પામે છે. પદાર્થવિજ્ઞાનનો, પ્રકાશના નજીક દૂરના વિષયનો પાઠ, પદાર્થ નરમ છે કે સખત, ગરમ છે કે ઠંડો, ભારે છે કે હલકો, ચોરસ છે કે ગોળ, તે હલાવાય છે કે નહિ, એ તમામ વાતો પોતાનાં આંગળાંની મદદથી જાણી લે છે. પદાર્થ પર એ વિવિધ પ્રયોગ કરે છે. એને ઊંચે

છે, ફેંકે છે, હલાવે છે; આમ અનેક પ્રકારે એ પદાર્થનું જ્ઞાન મેળવે છે — ટૂંકામાં પદાર્થવિજ્ઞાન શીખે છે.

### કેળવણી વિષે પ્રચલિત ખોટી માન્યતા

અત્યારે આપણે કેળવણી વિષે ઘણા જ ભૂલભરેલા ખ્યાલો સેવીએ છીએ. કેળવણીમાત્રને આપણે અક્ષરજ્ઞાનમાં જ સમાપ્ત થઈ ગયેલી માનીએ છીએ. સાચું જોતાં તો અક્ષરજ્ઞાન કેળવણી નથી; પરંતુ એના પર વધુ પડતા અને અકાળે અપાતા ભારને લીધે બાળકને નૈસર્ગિક રીતે મળતી કેળવણીને પણ એ કથળાવી જાય છે. માટે, કોઈ પણ સંજોગોમાં કેળવણીનો પ્રારંભ અક્ષરજ્ઞાનથી ન જ થવો જોઈએ. સરકારી નોકરો, આધુનિક શિક્ષણશાસ્ત્રીઓ અને લોકનેતાઓ બધા જ આધુનિક પ્રાથમિક કેળવણી નિષ્ફળ ગયાનો એકરાર કરે છે. પરંતુ એ નિષ્ફળતાનો પ્રતિકાર શોધવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે, 'વધુ શિક્ષકો રોકો,' 'વધુ ટ્રેઇનિંગ આપો' જેવા ઉપાયો કામે લગાડી નિષ્ફળતામાં ઉમેરો કરે છે, એને ઓછી કરતાં નથી. આધુનિક કિશોર કેળવણીની સુધારણાના એ સાચા ઉપાયો નથી. એ માટે તો કેળવણી વિષેની આપણી મૂળભૂત માન્યતા બદલવી પડશે, અને એને નૃવંશશાસ્ત્રમાંથી તારવેલા નિયમાનુસાર ઘડવી પડશે.

### અક્ષરજ્ઞાન ક્યારે?

ખરું જોતાં અક્ષરજ્ઞાન તો અગિયારમું વર્ષ બેઠા પછી જ અપાય. આ પ્રમાણે અગિયારમા વર્ષ પછી અક્ષરજ્ઞાન આપવાથી, બાળકનો વિકાસ અટક્યો સાંભળ્યો નથી. એથી ઊલટું બાળકોનાં જ્ઞાન, સાહિત્યશક્તિ વગેરે સુધર્યાં છે જેમ નાના બળદોને જોતરવાથી એમની કાર્યશક્તિ વેડફાય છે અને સરવાળે ખોટ જાય છે, તેમ અકાળે આપેલું અક્ષરજ્ઞાન બાળકની બુદ્ધિને ચિમળાવે છે, એના હૈયાના ઉકેલનો નાશ કરે છે.

### ચતુર્વિધ કેળવણી

શરૂઆતની કેળવણી નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને રચના, એમ ચાર પ્રકારે આપી શકાય. નિરીક્ષણ એટલે ધ્યાનપૂર્વક જોવું તે. ધ્યાનપૂર્વક જોવાની ટેવ પાડવી એ કેળવણીનું પ્રથમ પગથિયું છે. જાત જાતની વસ્તુઓ બાળકને નિરીક્ષણ કરવા માટે અપાવી જોઈએ. એનું રહસ્ય જાણવા માટે અને જ્ઞાનાનંદ લૂંટવા માટે વસ્તુઓનું નિરીક્ષણ કરવાની બાળકને ટેવ પાડવી જોઈએ. શિક્ષક જાતે જ સનાતન બાળક — બાળક એટલે કે બાળકની જેમ જ્ઞાનાનંદ લૂંટવાની શક્તિવાળો — હોવો જોઈએ. એ જાતે આનંદ લૂંટે અને આનંદની બક્ષિસ બાળકોને કરે.

પરીક્ષણ એ કેળવણીનું બીજું પગથિયું છે. 'પરિ' એટલે આસપાસ. વસ્તુને બધી બાજુથી તપાસીને જોવું તે પરીક્ષણ. જેમ કે, હાથીને પૂરેપૂરી રીતે જોવા માટે એની ચારે બાજુએ ફરીને એને જોવો પડે. ઘરને જોવા માટે એની ચારે બાજુ ફરીને, તેમ જ અંદર જઈને ઓરડામાં ફરીને એનું નિરીક્ષણ કરવું પડે. દડો હોય તો તેને હાથમાં લઈ ગોળ ફેરવવો પડે. કળી અગર ફૂલ હોય તો તેને હાથમાં લઈ, બધી બાજુ ફેરવી, નાકે સૂંઘી એનું પરીક્ષણ થાય.

પરીક્ષણ પછીનું કેળવણીનું પગથિયું પ્રયોગ છે. વસ્તુ લઈ તેને તોડી જોઈ તેની અંદરની બાજુ તપાસી જોવી. દા. ત. ટમેટું આપ્યું હોય તો તેને આડો ઊભો કાપ મૂકી અંદરની બાજુ તપાસી જોવી, અંદરના પદાર્થને ચાખી જોવો, એ રીતે તોડેલી વસ્તુના પ્રયોગો દ્વારા ગુણધર્મો તપાસવા.

પછી રચના — આપેલી વસ્તુમાંથી નવા આકારો સર્જવવા તે રચના. એ દ્વારા કલ્પના વિશેષે કરીને કેળવાય છે. રચના એ કલ્પના દ્વારા આકારો ઊભા કરવાની કળા છે. ઈંટનો ઢગલો કરવાથી ચોતરો થાય. તેમ જ બીજી રીતે એ જ ઈંટોમાંથી મકાનની રચના થાય. દીવાસળીઓ દ્વારા અનેક આકારો સર્જી શકાય. વર્ષાઋતુમાં પડેલા કાદવમાંથી હિંદ, તેના પહાડો, નદીઓ શિક્ષક બનાવે, બાળકને બનાવવા માટે ઉત્તેજન આપે. આમાં અસાધારણ શક્તિની જરૂર છે, એમ માની લેવાનું નથી. બાળકોની શક્તિ અને આપણી આવડત પ્રમાણે કામ લઈ શકાય. ઠીકરાંમાંથી ભૂમિતિના વર્તુળ જેવા આકારો ઘડી શકાય. ઉપરાંત ચકરડી ગાડું જેવી બાળકોને હંમેશની પરિચિત વસ્તુઓ પણ બનાવી શકાય. એમાંથી જ તકલી તૈયાર કરી બાળકોને સીધા અવળા વળનું જ્ઞાન આપી શકાય. આમ તો દુનિયાના અનેક ધંધાઓનું જ્ઞાન આપી શકાય.

### સાહિત્યપરિચય

આ પછી જ અક્ષરજ્ઞાનનું શિક્ષણ શરૂ થાય. એમાં પણ અંકનું શિક્ષણ પ્રથમ અપાવું જોઈએ. લિપિનું જ્ઞાન પછી આવે. કારણ સહેજે સમજી શકાશે. અંકમાં મીંડાથી નવ સુધી દશ સંજ્ઞાઓ છે. લિપિમાં બાવન અક્ષરોનો પરિચય બાળકોને કેળવવો પડે અને તે વધુ મુશ્કેલ પડે. અંકશિક્ષણમાં પણ મૌખિક કામ પ્રથમ થવું જોઈએ. બાળકો જુએ અને જાતે શીખે એ જ ઠીક ગણાય. સાહિત્યશિક્ષણમાં પ્રથમ સાહિત્ય સ્મરણમાં ભેગું થવા દેવું જોઈએ, પછી એ સાહિત્યને લિપિબદ્ધ કરતાં એને શીખવવું જોઈએ. સારી કવિતાઓ અને કહેવતો જેમાં શુદ્ધ ભાવ અને ઉદાત્ત અર્થ સમાયેલાં હોય તે બાળકને મોઢે કરાવો. સુંદર સંભાષણો મોઢેથી સંભળાવી એને મોઢે કરાવી શકાય. લખવાનું જાણ્યા વિના પણ ઉત્તમ નાટ્યકૃતિઓ ભજવાવી, સંભળાવીને મોઢે કરાવી શકાય. આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આ દેશમાં તો અક્ષરથી સાવ અપરિચિત એવા દશગ્રંથી બ્રાહ્મણો વેદો પણ મોઢે કરતા હતા.

### ગણિતજ્ઞાન

આમ બાળકોને પ્રથમ સાહિત્યમાં તરબોળ કરી પછી

સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે ગણિતનું જ્ઞાન પણ મૌખિક રીતે આપી શકાય.

### ચિત્રકામ

લિપિઓના અક્ષરલિપિ અને ચિત્રલિપિ એમ બે વિભાગો છે. અક્ષરલિપિ વિના ચલાવી લેવાય, પણ ચિત્રલિપિ વગર નહિ. અક્ષરજ્ઞાન કરતાં ચિત્રકળાનું જ્ઞાન વધુ સહેલું અને રસમય છે. ચિત્રવિદ્યામાં તો વસ્તુની આકૃતિ જોઈને તેવી જ આકૃતિ કાઢવાની હોય. લોટો જોઈને લોટાનું ચિત્ર દોરવાનું સહેલું હોય. પરંતુ અક્ષરવિદ્યા એ વધુ જટિલ અને અઘરો વ્યાપાર છે. એને હું સર્પવિદ્યા કહું છું. ગળામાંથી જીભ દ્વારા બોલી કાન દ્વારા સાંભળવું એ માણસનું કામ આપણે રોજ કરીએ છીએ. તેને બદલે લેખનમાં આપણે શું કરીએ છીએ? આંગળાથી બોલીએ છીએ અને તેમાં આપણે સર્પની જેમ આંખો દ્વારા સાંભળવાની ક્રિયા કરીએ છીએ. એવી લેખનની અટપટી સર્પવિદ્યા કુમળા બાળક પર અકાળે લાદવી એ નર્યું ઘાતકીપણું છે. જે જાતિઓ લેખનકળા જાણતી નહોતી તેમની ગુફાઓમાં પણ તેમની ચિત્રકળાના જ્ઞાનને દર્શાવતી ચિત્રલિપિ મળી આવે છે. તેથી પ્રથમ ચિત્રકળાનું જ્ઞાન આપો, પછી આંકડા શીખવો, અને છેલ્લે લિપિનું જ્ઞાન આપો. આ રીતે અપાયેલું જ્ઞાન વધુ સહેલું અને સફળ નીવડયાનો અનુભવ છે. અકાળે અક્ષરજ્ઞાન આપવાથી અક્ષર બગડે છે, સ્મરણશક્તિ પર તાણ પડે છે, અને હ્રસ્વ દીર્ઘનો ભેદ ન પારખવાનું બુઠ્ઠાપણું દાખલ થાય છે.

સાહિત્યનું શિક્ષણ અક્ષરજ્ઞાન પહેલાં મૌખિક રીતે, ઉપર કહ્યું તેમ, પ્રથમ અપાવું જોઈએ. બાળકોને પોતાના વિચાર વ્યક્ત કરતાં, વિવેકવાળા પત્રો જાતે નહિ લખતાં પરંતુ બીજાની પાસે લખાવતાં શીખવી શકાય. બાળકે બોલેલાં વાક્યો શિક્ષક લખી લે અને એને વાંચી બતાવે. આગળનું મૌખિક કામ આમાં મદદગાર થશે, અને બાળક પોતાના વિચાર લિપિબદ્ધ કરવામાં ક્યાં ભૂલ થઈ છે, ક્યાં અટકવું જોઈએ, એ પણ ચોક્કસપણે દર્શાવી શકશે. આમાં અશક્ય કાંઈ નથી. અભણ શેઠિયાઓ પોતાના મુનીમો કને કામ લે છે, તેમ લિપિથી અજ્ઞાન બાળક પણ શિક્ષક અને મોટાભાઈ કનેથી કામ લેશે.

અક્ષરજ્ઞાનની તદ્દન ઉપેક્ષા કરવાનો આમાં ઉદ્દેશ નથી. અક્ષરજ્ઞાનની જરૂર છે અને તે હવે વધવાની છે. પુખ્ત મતાધિકાર આવશે — અને વહેલો મોડો એ આવવાનો જ છે — ત્યારે અક્ષરજ્ઞાન વિના ચાલવાનું નથી. એ રીતે અક્ષરજ્ઞાનનું રાજકીય મહત્ત્વ છે. પરંતુ અક્ષરજ્ઞાન આપવાની બાબતમાં પણ પહેલું લક્ષ આપવા જેવી બાબત વિચારશુદ્ધિની છે.

[ અક્ષરજ્ઞાન કેમ આપવું એની સૂચનાઓ નોખાં લેખમાં અપાશે — ]

# ખોટી ભાવિકતા

એક દહાડો એક કિસાન કાર્યકર્તા મળવા આવ્યા. પ્રણામ કરી સામે પાથરેલી સાદડી પર બેઠા. ક્યાંથી આવ્યા, કેમ આવ્યા, શું કરો છો, વગેરે મેં પૂછયું. જવાબમાં પોતાના નામ, ઠામ વગેરે કહી તે બોલ્યા:

"પૌનારમાં વિનોબા ભગવાનનાં દર્શન કર્યાં. તેમની પાસે કેટલાક દિવસ રહ્યો, અને ભગવાનથી ઘણો લાભ ઉઠાવ્યો. હવે (મારી તરફ જોઈ) ભગવાનના દર્શનની ઇચ્છાથી આવ્યો છું."

આ ભાષાથી મને આશ્ચર્ય થયું, દુઃખ પણ થયું. પણ દુઃખને દબાવી મેં પૂછયું: "ત્યારે તમારા કેટલા ભગવાન છે?"

સવાલ એમને કાંઈક વિચિત્ર લાગ્યો. એમણે કદાચ માન્યું હશે કે, આમ બોલવાનો તો ભક્તોનો સંપ્રદાય છે! એ પર મારે શો વાંધો ઉઠાવવાનો હોય? તેમણે કહ્યું:

"જી . . ., ભગવાન તો એમ સૌનો એક જ છે. પણ જે કાંઈ છે, તે પણ સર્વે ભગવાનના જ રૂપો છે, એમ હું દેખું છું. આથી આપના જેવા મહાનુભાવો માટે ભગવાન શબ્દ વાપરવો મને યોગ્ય જ લાગે છે."

"સર્વે ભગવાનનાં જ રૂપ છે, તેમાં તો કૂતરોયે ભગવાન થાય છે અને તમે પોતેયે ભગવાન થાઓ છો. શું કૂતરાને માટે અને તમારે પોતાને માટેયે તમે 'કૂતરા ભગવાન' અને 'હું ભગવાન' એવી ભાષા વાપરો છો?"

"જી . . . પછી તેમાં પામર પ્રાણી અને સાધુ મહાત્માનો ભેદ તો કરવો જ પડે. હું — મારા જેવો પામર માણસ — શી રીતે પોતાને ભગવાન કહું? કૂતરો છે તો ભગવાનનું જ રૂપ, પણ એ તો હજુ હીન દશામાં છે. તેનેયે ભગવાન કહેવો અને આપના જેવાનેયે માટે એ જ શબ્દ વાપરવો, એ તો અનુચિત થાય."

"ત્યારે તો દુનિયામાં કોઈ નાનું છે, કોઈ મોટું છે, એવા ભેદભાવનો તમને સારો ખ્યાલ છે. તો, જે સૌથી મહાન અને શ્રેષ્ઠ એક પરમાત્મા છે, તેને માટેયે ભગવાન શબ્દ વાપરવો, અને ઓછી-વત્તી યોગ્યતાના મનુષ્યો માટે પણ એ જ શબ્દ વાપરવો, એ શું અનુચિત નથી? પરમાત્મા ભગવાન, ગાંધી ભગવાન, વિનોબા ભગવાન, કિશોરલાલ ભગવાન, રાજેન્દ્રબાબુ ભગવાન, જવાહરલાલ ભગવાન બધાયેને એકસરખો ભગવાન શબ્દ લગાડાય?"

"જી, ના, ના! મેં જવાહરલાલજી માટે ક્યારેયે ભગવાન શબ્દ નથી વાપર્યો! એ અમારા મોટા નેતા છે; અને પૂ. બાપુજી કહે છે કે તે એમની પછી એમના વારસ બનશે, અને અમારા કિસાનો માને છે કે જયપ્રકાશ બનશે.

પણ હું એમને ભગવાન નથી સમજતો. મારી તો બાપુજી અને વિનોબા ભગવાન અને આપ-ભગવાનમાં જ શ્રદ્ધા છે. હું તો વિનોબા ભગવાનને જ બાપુજીના વારસ સમજું છું. તમને સાંભળીને આશ્ચર્ય થશે કે, જયપ્રકાશજી અમારા ગામની નજીક કેટલીયે વાર આવ્યા છે અને ભાષણો કર્યાં છે, પણ હજુ સુધી મેં એમને જોયા પણ નથી. એમનો ફોટો જ જોયો છે. ક્યારેય સાંભળ્યા નથી. હું તો એક ગાંધીજીને માનું છું અને વિનોબા ભગવાનને અને આપ ભગવાનને!"

"માફ કરો, મને તમારી શ્રદ્ધા અને ભાવિકતા સારી લાગતી નથી, અને આવો શબ્દ ગાંધીજી માટે, વિનોબા માટે, મારે માટે કે કોઈ પણ માણસ માટે વાપરશો નહીં. પહેલાં તો તમે કહ્યું કે બધાં જ ભગવાનનાં રૂપો છે. હવે, જવાહરલાલજી અને જયપ્રકાશજી જેવા મોટા અને બળવાન નેતાઓ પણ એ શબ્દને યોગ્ય તમને લાગતા નથી, અને છતાં મારા જેવા એક સામાન્ય લેખકને ભગવાનની બરાબરીમાં બેસાડો છો!

"તમને ગાંધીજીમાં જે શ્રદ્ધા છે, તે તેઓ બુદ્ધિયુક્ત વાતો કહે છે તે માટે નથી. પણ તે એક પવિત્ર મહાત્મા પુરુષ છે, સહીઆનું ભલું ચાહે છે, અને તેમનામાં શ્રદ્ધા રાખવાથી જીવનું કલ્યાણ થશે, એ માન્યતાથી જણાય છે. તમને ભય છે કે, ગાંધીજીની વાતો કદાચ બુદ્ધિયુક્ત ન હોય, અને તમારામાં બુદ્ધિ તો છે; તેથી રખેને જયપ્રકાશજીની વાતો બુદ્ધિમાં ઊતરી જાય ને ગાંધીજી પરથી શ્રદ્ધા ઓછી થઈ જાય, તો પછી કલ્યાણ કેમ થાય? આથી તમે જયપ્રકાશજીની વાતો કાન સુધી પહોંચવા દેવામાંયે ડરો છો, અને અહીં અમે, વર્ધાવાળા, ગાંધીજીની વાતોને જુદી જુદી રીતે ફેરવી-ફૂલવી સમજાવીએ છીએ, તેથી અહીંના નાના-મોટા સૌમાં કલ્પનાથી ભગવાનની માન્યતા કરી તમારી શ્રદ્ધાને મજબૂત કરવા ઇચ્છો છો."

આ વાત તે વખતે તો અહીં જ અટકી. પણ એ સજ્જનની ભાવિકતા અને શ્રદ્ધાથી જેટલો મને ખેદ થયો, તેટલો જ તેમાં આપણા સત્પુરુષોએ સ્થાપેલી અવિવેકી અને બિનજવાબદાર પરંપરાને માટે પણ થયો. આપણા દેશના સાધુ-સંત-આચાર્ય-સદ્ગુરુ-મહાત્મા તથા સંપ્રદાય-પ્રવર્તકોએ લોકોને શ્રદ્ધાને નામે કેટલા દુર્બળ, નમ્રતાને નામે નિષ્કારણ પામર, વેદાંતને નામે વિવેકહીન અને ઊલટીસૂલટી દલીલો કરવામાં હોશિયાર, તથા સગુણભક્તિને નામે અયોગ્ય રીતે મનુષ્ય-પૂજક બનાવી મૂક્યા છે! गुरुः साक्षात् परं ब्रह्म ની આપણે એવા પ્રકારની સ્થૂળ વ્યાખ્યા બનાવી છે, અને તેનો હવે એટલો આપણને મહાવરો થઈ ગયો છે કે, પોતાના શિષ્યો કે જનતા પોતાને 'ભગવાન' શબ્દથી સંબોધે, મંદિરમાંની મૂર્તિની જેમ પોતાની પૂજા-અર્ચા કરે, પરમેશ્વર-વાચક સંજ્ઞાઓ અને મહિમાના શબ્દો પોતાના નામ સાથે જોડે,' અને પોતાની મૂર્તિ પણ પૂજાય, તેમાં આપણને કશું ભૂંડું — આઘાત પહોંચાડનારું લાગતું નથી. ઊલટું, એ જ મોક્ષનો સાચો રસ્તો લાગે છે! મહેનત ઉઠાવીને શિષ્યોમાં ગુણોની વૃદ્ધિ કરવી, તેમની બુદ્ધિ સૂક્ષ્મ કરવી, તેમની વિવેકશક્તિ તેજ કરવી, તેમને સ્વતંત્ર-સ્વાધીન માનવ બનાવવા, — તેને બદલે તેમને પરાવલંબી અને પામર રહી કેવળ ગુરુભક્તિથી જ મોક્ષની શ્રદ્ધા રાખવાવાળા કરી મૂકીએ છીએ. ખુદ પોતાનો અહંકાર તો 'બ્રહ્મ' — અતિ મહાન કરીએ છીએ, અને શિષ્યનો દિવસે દિવસે ક્ષુદ્ર. પોતે તો પુરુષોત્તમ પદ પર ચડી બેસીએ છીએ, અને શિષ્યોને અપુરુષ — પુરુષાર્થહીન કરીએ છીએ.

આમાં ભગવાનનો દ્રોહ એટલે ગુનો થાય છે, ભાવનો દ્રોહ એટલે અવિવેક થાય છે, અને આપણા પોતાના મનુષ્યત્વનો દ્રોહ એટલે અપમાન થાય છે. જ્ઞાની મહાત્મા બ્રહ્મનિષ્ઠ થયા હોય તોયે આપણે માત્ર એક પરમાત્માને જ ભગવાન કહેવા જોઈએ. બીજા કોઈને — ગમે તેટલા તે મહાન કે પવિત્ર કાં ન હોય — તે શબ્દ ન લગાડવો ઘટે. તે સર્વે મનુષ્યો જ છે.

મનુષ્યોમાં વય, જ્ઞાન, પૈસો, વિદ્વત્તા, સદ્ગુણ, અધિકાર વગેરેના ઓછા-વત્તાપણાને લીધે નાના મોટાના ભેદ ગણાય એમ બને. તેને લીધે કોઈને ઓછો, કોઈને વત્તો આદર બતાવાય તે અસ્વાભાવિક નથી. પણ તેનીયે એક હદ હોય. કેટલાક શબ્દ એવા છે કે જે નાના મોટા સૌને માટે એક સરખી રીતે વાપરી શકાય છે. જેમ કે — પૂ. ગાંધીજી, જવાહરલાલજી, વિનોબાજી, જાજુજી, મૌલવીજી, પંડિતજી, ગુરુજી, રામચંદ્રજી, કૃષ્ણજી, ભાઈજી, બાઈજી, વગેરે ગમે તે સ્ત્રીપુરુષને માટે આદરાર્થે વાપરી શકાય છે. પણ તેને આપણે પરમાત્માને માટે વાપરી, પરમાત્માજી, પરમેશ્વરજી, અલ્લાજી કહેતા નથી. તેમ જ, જાનવરોને લગાડી ગાયજી, ઘોડાજી, કૂતરાજી પણ કહેતા નથી. એટલે કે, તેને આપણે મનુષ્યોના આદર માટે જ રાખ્યો છે.

પણ, મનુષ્યોના આદર માટે બીજાયે ઘણા શબ્દો છે, જે સર્વેને માટે વપરાતા નથી. જેમ કે, ગાંધીજીને મહાત્મા કહેવાની રૂઢિ પડી છે. પણ જો કોઈ મહાત્મા નેહરુ, મહાત્મા વિનોબા, મહાત્મા સુભાષચંદ્ર, મહાત્મા ઝીણા, વગેરે કહેવા માંડે, તો તે વ્યક્તિઓ પ્રત્યે આદર હોવા છતાં એ કઢંગું થશે. અને જો તેવી રૂઢિ જ પડી જાય તો એનો અર્થ એટલો જ થઈ જાય કે, 'મહાત્મા' શબ્દને આપણે 'મિસ્ટર' 'શ્રીમાન' કે 'જનાબ'નો અર્થ આપી દીધો. પછી બહુ મોટા પુરુષને માટે કોઈ નવો શબ્દ શોધાશે. આવું બન્યું પણ છે. એક જમાનામાં ઘણું કરીને મહાત્માનો અર્થ ભગવાન, પરમેશ્વર જ થતો

સરકારે તેને જ પાણી પોષી વધારવાં જોઈશે. નહિ તો ધીમે ધીમે ખાતાશાહીની સરમુખત્યારી પર જ (આ ન્યાયથી તો) જવાનું આવે. એ તો કેમ પાલવી શકે? એથી તો પ્રજાને કેટલીય કુટેવો પડી જાય, ને આપખુદ રાજ્ય જ સારું', એમ તેને લાગે

૧-૬-'૪૬ મ૦

# યુનિવર્સિટીનું માધ્યમ

યુનિવર્સિટીનું, એટલે કે (આજે જે ચાલુ અર્થ સમજાય છે તે મુજબ) ઉચ્ચ કહેવાતા શિક્ષણનું વાહન હિંદુસ્તાની હોવું જોઈએ, એવો એક વાદ કેટલાકના મનમાં ઘોળાતો લાગે છે. આને ચકાસી જોયો જોઈએ.

હિંદુસ્તાની (નાગરી ઉર્દૂ બંને લિપિ સાથે) દેશની રાષ્ટ્રભાષાને સ્થાને છે. એટલે, કેટલાકને લાગે છે કે, ઉચ્ચ શિક્ષણમાં એ માધ્યમ હોય તો તેથી પ્રાંત પ્રાંતમાં માધ્યમની એકવાક્યતા સધાય, એટલે વિદ્યાર્થીઓને પ્રાંતીય વિદ્યાપીઠોમાં અવરજવર કરવાનું ફાવી શકે; અધ્યાપકોનો અદલોબદલો કરવાની પ્રથા રાખવી હોય તો તેમાં પણ અનુકૂળતા થાય; અને પરપ્રાંતી અધ્યાપકને હિંદુસ્તાની આવડે તો તે દેશભરમાં ગમે તે પ્રાંતમાં તેનું કામ કરી શકે.

આ પ્રકારની મુગ્ધ દલીલ કદાચ આ હિંદુસ્તાની માધ્યમવાદ પાછળ રહી હોય; અથવા રહી શકે છે. એથી ઉપરાંત એમાં ભાગ્યે કશી સિફારસ કરવા જેવું હશે.

પરંતુ, આ વાત મૂળ પાયો ભૂલીને ચાલે છે આજે અંગ્રેજી માધ્યમ છે. ઉપર જણાવેલા ફાયદા (?) તે આંતરપ્રાંતીય ક્ષેત્રમાં જ નહિ, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ હાંસલ કરી આપે છે. અને તેથી તેને જ માધ્યમ ચાલુ રાખવાનો મત આજે રાષ્ટ્રભાવનાના જોશથી શરમાઈને ચૂપ બન્યો છે, છતાં તે છે તો ખરો. તે સામે રાષ્ટ્ર શું કામ છે? તે શુ કામ શરમાઈને ચૂપ થાય છે? એમાં એવી કઈ કઢાડી વાત રહેલી છે કે જેના વાહિયાતપણાથી તેમ બને છે? નહિ કે અંગ્રેજી રાષ્ટ્રભાષા નથી માટે. એ સામે અટલ દલીલ અને સ્વયંસિદ્ધ સિદ્ધાંત એ છે કે, તે સ્વભાષા નથી; અને વિદ્યાર્થીના શિક્ષણનું એકમાત્ર સ્વાભાવિક માધ્યમ તેની સ્વભાષા છે. આ સિદ્ધાંત ઉચ્ચ કેળવણી માટે પણ ફરતો નથી. બધી જ કક્ષાની કેળવણી માટે આ નિયમ અબાધ છે.

એટલે અંગ્રેજીને બદલે હિંદુસ્તાનીને માધ્યમ મૂકવું, એ ઓલામાંથી ચૂલામાં નહિ તોયે ચૂલામાંથી ઓલામાં પડવાનું છે. એમ ન કરી શકાય. એમાં સ્વભાષાઓનો દ્રોહ અને અપમાન રહેલાં છે. એની પાછળ ખોટા ખ્યાલો અને અવિચારભરી મૂઢતા પણ હોય.

વ્યવહારની દૃષ્ટિએ જોતાં પણ, સ્વભાષા દ્વારા કામ સહેલું ને સરળ તથા ઝટ થશે. કૉલેજમાં આવતા સુધી જે ભાષામાં ભણ્યા કે ભણાવ્યું તે જ ભાષા સ્વભાવતઃ આગળ જાય ને જઈ શકે આ બાબતમાં આપણા દેશની તુલના યુરોપ જોડે કરવી જોઈએ. તેમાં અનેક ભાષાઓ છે; તેમની 'લિંગ્વા ફ્રેન્કા' પણ છે. પરંતુ તેના દરેક દેશમાં શિક્ષણ તો પોતપોતાની સ્વભાષાથી જ ચાલે છે. અને ત્યાં કાંઈ વિદ્યાર્થીઓ વિદ્યા માટે દેશાંતર નથી કરતા એવું નથી; બલકે આપણે ત્યાંના કરતાં વધારે પ્રમાણમાં અને વ્યવસ્થિત પરંપરા કે પ્રથા તરીકે કરે છે. તેઓ જ્યાં જાય ત્યાંની ભાષા શીખી લઈને એમ સહેજે કરી શકે છે. એ કરવાથી અજાણ્યે છતાં આવકારપાત્ર રીતે યુરોપના દેશોનો અરસપરસ પરિચય સાધવાને માટે ભાષાસાધન પણ બની જાય છે. હિંદમાં આપણે આંતરપ્રાંતીય પરિચય માટે સ્વભાષાઓનું જ્ઞાન ખૂબ વધારવું જોઈશે. દરેક પ્રાંતીય વિદ્યાપીઠમાં પ્રાંતભાષાઓના શિક્ષણ માટે વ્યવસ્થિત વિદ્યાલયો અને પદવી-પરીક્ષાઓ હશે; એટલે વિદ્યા માટે પ્રાંતાંતર કરવા માગનાર પોતાના પ્રાંતમાં રહીને પણ અગાઉથી નવી ભાષાની તૈયારી કરી શકશે.

એક બીજી વસ્તુ પણ ધ્યાન બહાર જવી ન જોઈએ. હિંદુસ્તાની પ્રચારથી સ્વભાષા કે પ્રાંતભાષાને ધક્કો ન પહોંચવો જોઈએ. એવી બાંયધરી આપીને જ એ પ્રચારકામ ચાલે છે. બલ્કે એણે એવો દાવો રાખ્યો છે — અને તે સાચો પાડી શકાય એવો છે — કે, હિંદુસ્તાનીના પ્રચારથી પ્રાંતભાષાઓને મદદ ને પુષ્ટિ મળશે. હિંદુસ્તાનીને પ્રાંતોની સામાન્ય એક ભાષાને બદલે જો માધ્યમ તરીકે લેવામાં આવે, તો એ વધારેપડતું ને સ્વભાષા ક્ષેત્રમાં નાહક આક્રમણ પણ થશે આથી હિંદુસ્તાની પ્રચારકામ પણ જોખમાય, અને સ્વભાષાની ઉન્નતિ પણ અટકે. આમ બાવાનાં બેઉ બગડે. એટલે ઉચ્ચ શિક્ષણમાં પણ માધ્યમનો સિદ્ધાંત એ જ અક્ષત રહે છે કે, પ્રાંતભાષા કે સ્વભાષા જ તે સ્થાને હોવી જોઈએ. તેથી બીજી રીતે વર્તતાં, ઓછેવત્તે અંશે પણ, આજનો અંગ્રેજીનો અન્યાય જ ચાલુ રહે એવું થઈ રહે. રાષ્ટ્રભાષાને રાષ્ટ્રની ભાષા જ રાખવી ઘટે. તે તરીકે તેને શિક્ષણમાં સ્વભાષા બાદ જરૂર સ્થાન મળે ને ઠેઠ પદવી-પરીક્ષા સુધી તે ફરજિયાત રૂપે ભણાવવામાં આવે. પરંતુ વધારેપડતું સ્થાન આપી એની સામે લોકમાં વિરોધ પ્રેરવા જેવું — તેને માધ્યમ બનાવવાનું — પગલું તો ન જ ભરાવું જોઈએ. એમ કરવાની જરૂર પણ છે ખરી?

૬-૬-'૪૬ મગનભાઈ દેસાઈ

# દારૂ કેમ ન પીવો?—૮

૩૪

### ટાઇટૅનિકમાં બૂડયાં એટલાં માણસ આઠ આઠ દિવસે દારૂથી મરે છે

ઈ. બી. ફેલ્પ્સના 'ધ મૉર્ટલિટિ ઑવ આલ્કોહૉલ'માં લખ્યા પ્રમાણે ટાઇટૅનિક સ્ટીમર બૂડી તેમાં ૧૫૦૩ માણસ બૂડયાં. પણ યુનાઇટેડ સ્ટેટ્સમાં વર્ષે વર્ષે લગભગ ૬૬,૦૦૦ માણસ દારૂને લીધે મરે છે. એટલે આઠ આઠ દીએ જાણે ૧૫૦૦ ઉપર માણસ અને આઠ આઠ મિનિટે એકએક માણસ દારૂમાં બૂડી મરે છે.

એટલે મરણમાત્રમાં વીસે એક, પ્રૌઢમરણમાં તેરે એક, અને પુરુષમરણમાં સાડા સાતે એક મરણ દારૂને લીધે થાય છે.

૩૫

### દસ વર્ષમાં ૧૪,૪૧૧ આપઘાત દારૂથી થયા

૧૯૦૧થી ૧૯૧૦ લગીમાં યુનાઇટેડ સ્ટેટસમાં ૬૨,૬૬૦ માણસોએ આત્મહત્યા કરી, તેમાંથી ૧૪,૪૧૧ કેસમાં દારૂ કારણભૂત હતો; એટલે ચાર આપઘાતે લગભગ એક દારૂથી થયો.

પ્રુડેન્શ્યલ વીમા કંપની બતાવે છે કે, પીઠાંવાળાએ આપઘાત કર્યા એટલા બીજા કોઈ ધંધાવાળાએ નહોતા કર્યા.

૩૬

### દારૂથી જીવન ૧૧ ટકા ટૂંકું થાય છે

'યુનાઇટેડ કિંગ્ડમ ટેમ્પરન્સ ઍન્ડ જનરલ પ્રૉવિડંટ ઇન્સ્ટિટ્યૂશન'ના ૬૦ વર્ષના દફતર ઉપરથી જણાય છે કે, ૩૦મે વર્ષે વીમા ઉતરાવેલા પીનારાની જીવનઆશા ૩૫ વર્ષની હતી, પણ ન પીનારાની ૩૮·૮ વર્ષ એટલે ૧૧ ટકા વધારે હતી.

એ જ કંપનીમાં પીનારાની પૉલિસી ઉપર ૪૩૭થી ૭૭૫ ડૉલર લગીનો નફો થયો, પણ ન પીનારાને ૫૨૫થી ૧,૨૬૦ ડૉલર નફો થયો.

૩૭

### દારૂથી ગાંડપણ આવે છે

યુનાઇટેડ સ્ટેટ્સમાં ગાંડાની હૉસ્પિટલમાં દર્દી આવે છે તેમાંથી લગભગ ચોથા ભાગના દારૂને લીધે ગાંડા થયેલા હોય છે.

દારૂથી ગાંડા થયેલા માણસોની સારવાર સારુ પચાસ લાખ ઉપરાંત ડૉલર પ્રજાસમસ્તને ખાતે ખર્ચાય છે.

૩૮

### દારૂ પીને માણસ ગુના કરી નાખે છે

૧૯૦૦થી ૧૯૦૪માં હાઇડલબર્ગમાં ૧,૧૧૫ હુમલા થયા, તેમાંથી ૬૬·૫ ટકા પીઠાંમાં, ૮·૮ ટકા શેરીમાં, ૭·૮ ટકા કારખાનાંમાં, ૭૭ ટકા ઘરમાં ને ૯·૨ ટકા અજાણ્યે ઠેકાણે થયા. પીઠા બહાર થયેલા હુમલામાંથી પણ ઘણા દારૂને લીધે થયા હતા.

દારૂને લીધે માણસને ઝટ રીસ ચડે છે; એ રીસને રોકવા સારુ આત્મસંયમ જોઈએ તે દારૂથી નષ્ટ થાય છે.

'કમિટી ઑવ ફિફ્ટી' લખે છે કે, 'ગુનેગાર દશાનું એક સૌથી વધારે ઉત્પાદક કારણ મદ્યપાન છે.'

૩૯

### દારૂડિયાનો આંકડો કર ભરનારાને દાતા ચૂકવે છે

ધર્માદા સંસ્થા આગળથી જેને રાહત મળે છે એવી ગરીબાઈના ૨૫ ટકા, સાર્વજનિક અન્નસત્રને આધારે રહેતી રંકતાના ૩૭ ટકા, માબાપની નિર્દયતા કે બેદરકારીને લીધે અનાથ બનેલાં બાળકોના દુઃખના ૪૫·૮ ટકા, ગાંડપણના ૨૫ ટકા (યુનાઇટેડ સ્ટેટ્સમાં ૪૮,૬૦૫ જણ દારૂથી ગાંડા થયેલા હતા), ગુનાના ૫૦ ટકા, અને છૂટાછેડાના ૧૯·૫ ટકામાં દારૂ કારણભૂત હતો.

૪૦

### ન પીનારા મેડલ

૧૯૦૮માં ડ્રીસ(જર્મની)માં ૬૨ માઈલ ચાલવાની શરત થઈ તેમાં ૮૩ જણે ભાગ લીધો; ૫૯ પીનારા અને ૨૪ ન પીનારા, એટલે પીનારા ૭૧ ટકા ને ન પીનારા ૨૯ ટકા હતા. પણ પીનારાએ ૪૦ ટકા ઇનામ મેળવ્યાં, ને ન પીનારાએ ૬૦ ટકા. ઠરાવેલે ઠેકાણે પહોંચનારા પહેલા ૨૫માં ૪૦ ટકા પીનારા ને ૬૦ ટકા ન પીનારા હતા, અને અંતરિયાળ રહી ગયા તેમાં ૯૪ ટકા પીનારા ને ૬ ટકા ન પીનારા હતા. ન પીનારાને પહેલી, બીજી, ત્રીજી, ચોથી, આઠમી ને નવમી જગ્યા મળી. પીનારાને પાંચમી, છઠ્ઠી, સાતમી તથા દસમી જગ્યા મળી, તેમાંથી બેએ કેટલાયે મહિના થયાં દારૂ છોડયો હતો. પીનારામાંથી અર્ધા (૨૯) અંતરિયાળ રહી ગયા, પણ ન પીનારા ૨૪માંથી બે જ બાદ થયા.

૪૧

### દારૂથી અકસ્માતની સંખ્યા વધે છે

'ફિડેલિટી ઍન્ડ કૅઝ્યુઅલ્ટી કંપની' લખે છે કે, 'દારૂથી અસ્થિર બનેલા જ્ઞાનતંતુવાળા માણસને જોખમી સંચા ચલાવવા ન દેવા જોઈએ. તે પોતાની જ નહિ પણ બીજાની જિંદગીને જોખમમાં નાખે છે.'

લોકોમોટિવ એંજિનિયરોના બંધુસમાજમાં એવો નિયમ છે કે, દરેક સભ્ય, કામ ઉપર હોય કે નવરો હોય, પણ દારૂથી દૂર રહે.

દે૦ વા૦

# વસ્ત્રસ્વાવલંબનની એક યોજના

બ્રિટિશ હિંદના પ્રાન્તોમાં હવે પ્રજાકીય પ્રધાનો કામ કરતા થયા છે, એટલે પ્રજા સહેજે આશા રાખે છે કે, તેમને જીવનની પ્રાથમિક જરૂરિયાતોના સાંસા નહિ પડે. પ્રધાનો પણ કહે છે કે, ‘પ્રજાકીય રાજ્યમાં કોઈ ભૂખે નહિ મરે.’ તેમણે એમ પણ કહેવું જોઈ એ કે, ‘કોઈને નવસ્ત્રાયે રહેવું નહિ પડે.’ આ માટે યોજનાપૂર્વક કામ થાય તો આ અપેક્ષા પૂરી કરવી મુશ્કેલ તો છે, અશક્ય નથી. આને અંગે અનેક જાતની યોજનાઓ વિચારાવા લાગી છે. અખિલ ભારત ચરખા સંઘના મુખપત્ર ‘ખાદી જગત’માં તજ્જ્ઞો પાસેથી તેની યોજનાઓ મેળવીને ચર્ચા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેવી એક યોજના બંગાળના જાણીતા કાર્યકર્તા શ્રી. સતીશચંદ્ર દાસગુપ્તે તૈયાર કરી છે. તે જૂન ૧૯૪૬ના ‘ખાદી જગત’માં આપવામાં આવી છે. વિચારવા લાયક હોઈ અહીં તેનો ટૂંક સાર આપ્યો છે.

### શ્રી. સતીશબાબુની યોજના

બંગાળાની વસ્તી આશરે છ કરોડ, ગામડાં એક લાખ, ાં વસતાં કુટુંબો ૧૦૨ લાખ.

| | ચો. વાર |
|---|---|
| માથાદીઠ વાર્ષિક ૧૨ ચો. વાર કાપડને. હિસાબે કુલ કાપડ જોઈ એ | ૭૨ કરોડ |
| બંગાળાની મિલોમાં કાપડનું ઉત્પન્ન | ૧૮ ,, |
| ,, માં હાથસાળના ,, ,, | ૧૪ ,, |
| ખૂટતું કાપડ | ૪૦ ,, |

એક રેંટિયો દિવસમાં બે કલાક ચાલે, તો કલાકના ૨૫૦ વારની ઝડપે વરસના ૩૦૦ દિનને હિસાબે, ૧,૫૦,૦૦૦ વાર સૂતર કંતાય. ૨,૫૦૦ વાર સૂતરમાંથી એક ચો. વાર ખાદી થાય એમ ગણતાં, એક રેંટિયા દીઠ વરસમાં સાઠ ચો. વાર ખાદી વણવા જેટલું સૂતર કંતાય. એટલે ચાળીસ કરોડ ચો. વાર સૂતર માટે (૧૬ ટકા રેંટિયા નકામા પડ્યા રહે એમ ગણતાં) કુલ રેંટિયા ચાલવા જોઈએ : ૮૦ લાખ

એક સાળ પર વરસનું ૧,૨૦૦ ચો. વાર કાપડ વણાય એ હિસાબે ૪૦ કરોડ ચો. વાર ખાદી વણવા માટે (૨૫ હજાર પાતર સાળો કામમાં આવશે તે ગણતાં) સાળો જોઈએ : ૩ લાખ

ખાદીકામ શીખવા માટે ૧૮,૦૦૦ તાલીમ વર્ગો કાઢવા જોઈએ. વર્ગ દીઠ ખર્ચ રૂા. ૫૦૦ ગણતાં, પરચૂરણ ખર્ચ સાથે કુલ ખર્ચ · ૧ કરોડ રૂા.

ખાદીકામની વ્યવસ્થા માટે ગામ દીઠ એક ખાદીકાર્યકર્તા રાખવો જોઈએ અને તેમની ઉપર દેખરેખ રાખવા માટે ૬-૭ ગામ દીઠ એક નિરીક્ષક (કુલ ૧૮,૦૦૦) જોઈએ. તેમનું ખર્ચ (ગ્રામસેવક માસિક રૂા. ૩૦, નિરીક્ષક રૂા. ૬૦ પ્રમાણે) ૪-૬ કરોડ રૂા.

૧૩ લાખ મણ કપાસ સંઘરવા માટે ૬.૫ ”

આ યોજનાનો ખ્યાલ એવો છે કે :

૧. આખી યોજના/સરકાર ઉપાડી લે અને પ્રજાકીય સંસ્થાઓની મદદથી કામ કરે.

૨. તેને માટે સરકાર ધારાસભા પાસે જરૂરી કાયદો પસાર કરાવે.

૩. પ્રાંતમાં મિલો કે હાથવણાટનું જે કાપડ તૈયાર થતું હોય તે ચાલુ રહે. બાકીના કાપડની આયાત બંધ થાય અને તે ખોટ ખાદીથી પૂરવામાં આવે. હાથસાળ માટે સૂતરની આયાત ચાલુ રહે.

૪. પ્રાંતમાં પેદા થતા મિલકાપડની હરીફાઈમાં ખાદી ટકી શકે તે માટે બંને કાપડની કિંમત એકસરખી રહે એમ કરવું. તેમ કરવા મિલકાપડ પર આબકારી જકાત નાખવી અને તેમાંથી થતી આવક ખાદીપ્રવૃત્તિમાં વાપરવી. ખાદીની વારની કિંમત બાર આના પડે અને મિલકાપડના વારની કિંમત સાત આના પડે. એટલે મિલકાપડ પર વારે પાંચ આના જકાત નાખવી અને તેમાંથી થતી રૂા. ૬ કરોડની આવક ખાદીને વેગ આપવાના કામમાં વાપરવી.

૫. ગામના વપરાશ ઉપરાંત જેટલી ખાદી તૈયાર થાય તે સરકાર ખરીદી લે અને જરૂર હોય ત્યાં વેચવાની વ્યવસ્થા કરે.

૬. શાળાઓમાં પણ આ કામ શીખવવામાં આવે અને તે દ્વારા પાયાની કેળવણી અપાય.

યોજનાના મહત્ત્વના મુદ્દા આ છે. યોજનાઓમાં આંકડાઓ મૂકીને કેટલા રેંટિયા અને કેટલી સાળો જોઈએ તે બતાવવું અઘરું નથી. સાધારણ માહિતી ઉપરથી કોઈ પણ એનો ગુણાકાર બાંધીને અંદાજ આપી શકે છે. પણ તે કામ પ્રજા કેવી રીતે ઉપાડી લે અને પ્રજામાં કેમ ફેલાય એ રીતે યોજના કરવી, એ મહત્ત્વની વસ્તુ છે. એ કામ માટે પગારદાર માણસો નહિ પણ લોકપ્રેમી સેવકો જોઈએ. સરકારની મદદ અને હૂંફ હોય, પ્રજાને ભૂખ હોય અને સેવાભાવી કાર્યકર્તા હોય — એ ત્રણેનો મેળ હોય, તો જ કોઈ પણ યોજના ચાલી શકે. યોજનામાં કાંઈ ગણિતની ભૂલ હશે તો પાછળથી સુધારી શકાશે, પણ મૂળમાં જ પાયો ખોટો હશે, તો યોજના

ખોટકાઈ પડશે. એટલે, આ યોજનાની સફળતાનો આધાર આવી પરિસ્થિતિ ઉપર છે.

કોઈ પણ યોજના અંગે આ મુદ્દો મહત્ત્વનો હોવા છતાં, આ યોજનાના નીચેના બે મહત્ત્વના મુદ્દા ખાસ લક્ષમાં લેવા જોઈએ.

૧. નવી મિલો નહિ વધારવી પણ ખાદીપ્રવૃત્તિ વધારીને પ્રજાની કાપડની જરૂરિયાત પૂરી પાડવી.

૨. ખાદીને રક્ષણ આપવા મિલકાપડ ઉપર જકાત નાખવી અને તેની આવક ખાદીપ્રવૃત્તિને વધારવામાં વાપરવી.

આ દેશના કરોડો લોકોને કામધંધો આપવો હોય તો કારખાનાં વધારવાથી તે નહિ થઈ શકે, એ દેખીતી વાત છે. એટલે જે કામ હાથઉદ્યોગથી થઈ શકતું હોય તે માટે યંત્ર દાખલ નહિ કરવાનો સિદ્ધાંત આપણે સ્વીકારવો જોઈએ. તે સ્વીકારીએ, તો ૪૦ કરોડ વાર કાપડની ઉત્પત્તિ માટે ૪૦ મિલો ઊભી કરીને ૪૦,૦૦૦ મજૂરોને રોજી આપવાને બદલે ૮૦ લાખ કુટુંબોને ઘેર બેઠાં ફુરસદના વખતે કામ કરીને પોતાની કાપડની જરૂરિયાત પૂરી પાડવાનો રસ્તો બતાવવો જોઈએ. મિલો ઝટ ઝટ વધારી શકાય તેમ નથી, એ ધ્યાનમાં લેતાં પણ આ રસ્તો વધુ ઇષ્ટ બને છે.

આ કામ માટે મિલકાપડ ઉપર જકાત નાખવી યોગ્ય છે કે કેમ, તે એક વિચારવા જેવો પ્રશ્ન છે. ભૂતકાળમાં બ્રિટિશ સરકારે લૅન્કેશાયરના કાપડના લાભ માટે હિંદી મિલના કાપડ ઉપર જકાત નાખી હતી. હિંદી પ્રજાના સખત વિરોધ છતાં વરસો સુધી તે ચાલુ રાખવામાં આવી હતી. અને વરસોના વિરોધ પછી તે રદ કરવામાં આવી હતી. હવે એ જ રીતે ખાદીના રક્ષણ ખાતર ફરી મિલકાપડ પર જકાત નાખવી કે કેમ?

આ સંબંધમાં પહેલી એક બાબત નોંધવી જોઈએ કે, આવી કોઈ યોજના કોઈ એક પ્રાંતમાં ચાલી શકે નહિ. કેવળ બંગાળામાં જકાત નાંખે તો બીજા પ્રાન્તોમાંથી સસ્તું કાપડ આવતું અટકાવવા એટલી તકેદારી રાખવી પડે કે, ઘાટ કરતાં ઘડામણ મોંઘું થઈ પડે. વિશેષમાં યોજનાની વહેવારિકતાની દૃષ્ટિએ પણ યોજનાઓ આંતરપ્રાંતીય જ થવી જોઈએ. એટલે ખાદીની યોજના થાય તો પણ બધા પ્રાન્તોએ ભેગા મળીને કરવી જોઈએ.

બીજો વિચારવાનો પ્રશ્ન એ છે કે, મિલકાપડ પહેરનારા ઘણાખરા સામાન્ય વર્ગના કે ગરીબ લોકો હોય છે. હાલની મોંઘવારીમાં તેમના ઉપર જકાતનો વિશેષ બોજો શા સારુ નાખવો? ખાદીકામના પ્રચાર માટે મૂડી જોઈએ કે વર્ગો ચલાવવા અને વ્યવસ્થા કરવા ખર્ચ જોઈએ, તો તે બીજી રીતે ન મેળવી શકાય?

દારૂની આવકમાંથી કેળવણીનું ખર્ચ કરવામાં આવે છે તેમ મિલકાપડની જકાતમાંથી ખાદીનો પ્રચાર કરવાની જરૂર છે શું? બીજી રીતે ઘટતા વર્ગો પર કર નાંખીને એ ખર્ચ ન કરી શકાય? કાંતનારને સસ્તાં સાધનો પૂરાં પાડવા માટે, કે કપાસ ઉગાડવા ઉત્તેજન આપવા માટે, કે પીંજણમાં અને વણાટમાં રાહત આપવા માટે, કે તેના વર્ગો ચલાવવા માટે, મદદ આપવાની અનિવાર્ય આવશ્યકતા છે ખરી, પણ તેને માટે આવકના બીજા રસ્તા શોધવા જોઈએ.

યોજનામાં કાપડની જરૂર માથા દીઠ ૧૨ વાર જ આંકી છે, વણાટનો ભાવ વારના ત્રણ આના ગણ્યો છે, રેંટિયાનો ભાવ બે રૂપિયા ગણ્યો છે. એવી કેટલીક અહીંતહીં ઊણપો જણાય છે, પણ તે મહત્ત્વની વસ્તુ નથી. યોજના કરવા જેવી હોય તો એવી ભાવની અને ગણતરીની ઊણપો યોજનાને વધારે ચોક્કસ સ્વરૂપ મળતાં સુધારી શકાય. પણ યોજના કેવી કરવી અને આદર્શ શો રાખવો એ મહત્ત્વની વસ્તુ છે. એ દૃષ્ટિએ આ યોજના વિચારવા જેવી છે. જુદા જુદા પ્રાન્તોના ઉદ્યોગખાતાના પ્રધાનોએ એકઠા મળીને તેનો વિચાર કરવો જોઈએ અને આ વિદ્યાના નિષ્ણાતોએ યોજનાને મૂર્ત અને વહેવારિક સ્વરૂપ આપવું જોઈએ.

**વિઠ્ઠલદાસ કોઠારી**

ચિયેહ અને ચાઉએ ગાદી ખોઈ કેમ કે તેમણે લોકોને ખોયા. અને લોકોને ખોવા એટલે તેમનાં હૃદયને ખોવાં. રાજ્ય મેળવવાની એક રીત છે:—લોકોને જીતો એટલે રાજ્ય જિતાશે. લોકોને જીતવાની એક રીત છે:—તેમનાં હૃદય જીતો એટલે લોકો જિતાશે. હૃદય જીતવાની એક રીત છે:—તેમને ગમતી વસ્તુ મેળવી આપો અને નહિ ગમતી લાદો નહિ.

*

બેશક, જીવન મને વહાલું છે, પણ એક વસ્તુ એવી છે જે મને જીવન કરતાં પણ વહાલી છે, અને તેથી હું જીવનને ખોટે માર્ગે ટકાવી રાખવા નહિ મથું. બેશક, મને મરણ અકારું છે, પણ એક વસ્તુ એવી છે જે મને મરણ કરતાં પણ અકારી છે, અને તેથી એવા પ્રસંગો પણ આવે છે જ્યારે હું જોખમ ટાળતો નથી

—કોન્ફ્યૂશિયસ

# રચનાકાર્યના યુગનો આરંભ

લડતના માનસમાંથી આપણા વિચાર હવે રચનાકાર્યો તરફ વાળવા વખત ઝપાટાબંધ આવે છે. તે વખતે નીચેની એક પત્રિકા સૌને લાભદાયી થશે, માનીને પ્રસિદ્ધ કરી છે. સુરત જિલ્લાના કેટલાક રાષ્ટ્રપ્રેમી મિત્રો તરફથી એ તૈયાર થયેલી છે. આ મિત્રોનું અમુક ઢબનું મંડળ છે એમ કહી શકાય. પરંતુ તે શબ્દના રૂઢ અર્થમાં જોતાં એ મંડળ નથી એમેય માની શકીએ.

બે વસ્તુ આ મિત્રમંડળનો પાયો છે: ૧. દરેકે રોજ અમુક કાંતવું જોઈએ (તે ખાદીધારી હોય એ એમાં આવી ગયું.) ૨. દરેકે આ પત્રિકામાં ગણાવેલી બાબતોમાંથી કોઈ એકાદ બાબતમાં નિયમથી સમય આપી રચનાકાર્ય કરવું જોઈએ. (એટલે કે, રચનાકાર્યની અહિંસક ક્રાન્તિમાં તે માનતો હશે એ એમાં ગર્ભિત રીતે આવી જાય છે.)

આ બીજા નિયમનું પાલન કરવા માટે માર્ગદર્શન કરવા સારુ રચનાકાર્યની આ બાબતો તેમણે મળીને વિચારી કાઢી છે. એમ તો ગાંધીજી અને શ્રી રાજેન્દ્રબાબુની પુસ્તિકા એ વિષે સારો પ્રકાશ પાડે જ છે. આ પત્રિકાની કિંમત તેને વધુ વિગતે જઈને અને વ્યવહારમાં ફાવે એ નજરે વિચારવામાં રહેલી છે. તેથી અનેક રાષ્ટ્રપ્રેમી નાગરિકોને એ કામની નીવડશે. રચનાકાર્ય સેવકોનું જ કેવળ કામ નથી. તે કામ નાનામોટા દરેક નાગરિકનું છે. તેમાં આબાલવૃદ્ધ બધાં ભાગ લઈ શકે છે આ પાયા ઉપર એ કાર્ય ચાલવું જોઈશે. તેમ કરવા રાષ્ટ્રીય સરકારે પોતાને ફાળે આવતું કામ કરવાનું છે; અને તેમ જ દરેક નાગરિકે કરવું જોઈશે. સરકાર સામે જઈને પણ આ કામ કરવાનો યુગ વીતે છે એ ખરું, તેથી કરીને પ્રજા માટે અનુકૂળતા વધે છે; તો પ્રમાદમાં રહેવાની બીક પણ સાથે સાથે વધે છે. એથી આ પત્રિકા કાઢનાર જેવાં મિત્રમંડળો ઉત્તેજનને પાત્ર છે.

આટલી પ્રસ્તાવના પછી, એ મંડળની પત્રિકા નીચે ઉતારું છું:

મ.

### ૧. કોમી એકતા

૧. પોતાની આજુબાજુની મુસલમાન વસ્તી બાબતનો અભ્યાસ કરવો.

૨ ઇસ્લામ ધર્મના મુખ્ય સિદ્ધાંતો સમજવા. મુસલમાનોના રીતરિવાજો સમજવા પ્રયત્ન કરવો.

૩. એક, બે કે તેથી વધારે મુસલમાનો જોડે મૈત્રીનો સંબંધ કેળવવો. તેમના સુખદુઃખના પ્રસંગોમાં ભાગ લેવો.

૪. બંને કોમનાં માણસો ભાગ લઈ શકે એવાં મંડળો, હાટો, મુશાયરા અને સભાઓ ગોઠવવાં.

૫ કોઈ પણ કારણે કોમી વિખવાદ પેદા થાય ત્યારે જોખમ ખેડીને તે શમાવવાનો પ્રયત્ન કરવો.

### ૨. અસ્પૃશ્યતાનિવારણ

૧. આજુબાજુમાં વસતા અથવા કામકાજ અંગે પરિચયમાં આવતા હરિજનોનો સહાનુભૂતિપૂર્વક સહવાસ કેળવવો.

૨. પ્રસંગ પડ્યે હરિજનો આપણા ઘરમાં છૂટથી ફરી શકે, પાણિયારેથી પાણી લઈ શકે, ઘરમાં બેસીને જમી શકે, આપણાં વાસણો વાપરી શકે, એવો એમની જોડે વર્તાવ રાખવો.

૩ બસો, રેલવે, હોટલો, મેળા કે એવી જાહેર જગ્યાઓએ હરિજનોને સમાન હક મળે છે કે નહિ તેની કાળજી રાખવી.

૪. જાહેર કૂવા કે મંદિર હરિજનો માટે ખુલ્લાં મૂકી શકાય એ બાબતની તજવીજ કરતા રહેવું

૫. નોકરની જરૂરિયાત હોય તો હરિજનને ખાસ પસંદગી આપવી.

૬ હરિજનવાસમાં પ્રસંગો ઉપસ્થિત કરી સવર્ણોની હાજરીવાળી સભાઓ ગોઠવવી.

૭. આપણા સામાજિક પ્રસંગો પર હરિજનોને નોતરવા અને તેમને સમાન સ્થાન આપવું.

૮. સ્થાનિક શાળાઓમાં હરિજન બાળકો અને બાળાઓ જોડે કેવો વર્તાવ થાય છે તેની તપાસ કરવી અને કંઈક અણઘટતું થતું હોય તો તેને માટે પગલાં લેવાં.

### ૩. દારૂબંધી

૧. દારૂની બદી અંગેના સાહિત્યનો અભ્યાસ કરવો. એ બદીથી સ્થાનિક કેટલી અને કેવી જાતની પાયમાલી થઈ રહી છે તેનો ખ્યાલ કરવો.

૨. તમારી ઓળખાણના અથવા નિકટના પીનારાના જીવનમાં પ્રવેશ કરી તેમને સમજાવીને વ્યસન છોડાવવા પ્રયત્ન કરવો.

૩. પીનાર કોમોમાં યુવાનો અને સ્ત્રીઓને આ વ્યસન છોડવા પ્રથમ સમજાવી તેમની પાસે પ્રતિજ્ઞા લેવડાવવી આ કામ અંગે પીનારાના લત્તાઓમાં ભજનમંડળી કે સભાઓ ગોઠવવી.

૪ સામાજિક પ્રસંગોમાં દારૂતાડીનો ઉપયોગ થતો હોય તો તે સંગઠન મારફતે બંધ કરાવવો.

### ૪. ખાદી

૧. જાતે શાસ્ત્રીય રીતે નિયમિત કાંતવું એ સૌથી મહત્ત્વની વસ્તુ છે.

૨. ખાદી પાછળની ભાવના અને ફિલસૂફી જાતે સમજવા એટલો એ વિષયનો અભ્યાસ કરવો. અને પ્રસંગોપાત્ત તેનો પ્રચાર કરતા રહેવું.

૩. ખાદીકામ અંગે કપાસની પરખ, કપાસ લોઢવો, રૂ પીંજવું તથા પૂણી બનાવવી, રેંટિયા તેમ જ તકલી ઉપર કાંતવું તેમ જ વણાટનું સામાન્ય જ્ઞાન પણ મેળવી લેવું જોઈએ. આ ક્રિયાઓ અંગે જરૂરી સાધનોની મરામત આવડવી જોઈએ.

૪. સ્થાનિક ખાદી કેન્દ્ર કે ભંડાર ચલાવનારા જોડે પરિચય સાધી ખાદીકામ અંગે જે નવી શોધો અથવા કાર્યપદ્ધતિ યોજાય તેની ખબર રાખવી

૫. વખતોવખત આજુબાજુના કાંતનારાઓનું સમૂહકાંતણ ગોઠવવું.

૬. આજુબાજુ સ્વાવલંબી કાંતણ માટે પ્રયાસ કરવો.

૭. પોતાનાં ઘરનાં સ્ત્રીબાળકોને કાંતવાનો રસ લગાડવો.

## ૫. બીજા ગ્રામોદ્યોગો

૧. હાથે દળેલો લોટ, હાથે ખાંડેલા ચોખા તથા બળદઘાણીના તેલનો પ્રચાર કરવો. ખાંડને બદલે ગોળના વપરાશને ઉત્તેજન આપવું.

૨. કાગળ તેમ જ ગામઠાંની ચીજો ગ્રામોદ્યોગની વાપરવી.

૩ શાકભાજી અને ફળનું વાવેતર વધારી તેના ઉપયોગનો પ્રચાર કરવો. ઢોરના ઉછેર તરફ કાળજી કરી દૂધનું પ્રમાણ વધારવા માટે પ્રયાસ કરવો.

૪. જેમ કાપડની બાબતમાં આપણે ખાદી અપનાવી છે તેમ બીજી બધી ચીજોની બાબતમાં આપણે પશ્ચિમની નકલ છોડી બને એટલી ગામઠાંની ચીજો જ વાપરવી.

૫. સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ એવા એકાદ ગ્રામોદ્યોગને પોતાના ધંધા ઉપરાંત આદર્શ બનાવી તે દિશામાં પ્રયાસ કરવો.

## ૬. ગ્રામસફાઈ

૧. ગ્રામસફાઈના કામની શરૂઆત પોતાના શરીર, કપડાં, ઘર તથા શેરીથી થઈ શકે.

૨. આપણા કેટલાક હરિજનવાસ આ બાબતમા સારો આદર્શ પૂરો પાડે છે. જેવો પણ ચોખ્ખી રાખવામાં આવે છે, સ્વચ્છતાની આપણી કલ્પનાને સુધારવાની જરૂર છે અને આદર્શને ઊંચો ચઢાવવાની જરૂર છે.

૩. આદર્શ ગ્રામસફાઈમા નીચેની વસ્તુઓ સિદ્ધ કરવાની રહે છે

(ક) રસ્તા અને શેરીઓ સ્વચ્છ હોય.

(ખ) કોઈ ગમે ત્યાં થૂંકે કે નાક સાફ નહિ કરે.

(ગ) ઝાડાપેશાબ માટે તેનો ખાતર તરીકે ઉપયોગ થાય એવી વ્યવસ્થા હોવી જોઈએ. મેદાનમાં કે ખેતરમા એ ક્રિયા થાય તો મળમૂત્ર માટીથી ઢાંકવાં જોઈએ.

(ઘ) કૂવા નજીક ગંદકી ન થવી જોઈએ, તળાવ કે નદીની પાળો શૌચ કરીને બગાડવી ન જોઈએ

(ચ) ઢોરનું છાણ, કચરો, શાકભાજી કે ફળની છાલ બધાંને ખાતર માટે ઉકરડામાં નાંખવું. માખીની ઉત્પત્તિ તો જ અટકી શકે. ઉકરડાની વ્યવસ્થા વિચારપૂર્વક થવી જોઈએ

૪. નાનાં બાળકો, વિદ્યાર્થીઓ તથા યુવકોને આ કામની સમજ આપી કામમાં જોડવા જોઈએ.

## ૭. પાયાની કેળવણી

૧. ક્રિયા મારફતે કેળવણીનો, હાથઉદ્યોગ વાટે જ્ઞાન આપવાની પદ્ધતિ જગતભરના કેળવણીકારોએ સૌથી ઉત્તમ ગણી છે.

૨. આ પદ્ધતિના અંગઉપાંગોનો અભ્યાસ કરવો જોઈએ.

૩. દરેક કાંતનાર જો પોતાનું કાંતણ આ પદ્ધતિ ધ્યાનમાં રાખી કરે, તો તે વર્ધા કેળવણીના વિદ્યાર્થી અને છેવટે શિક્ષક બની શકે.

૪. સ્વરાજની કેળવણીનું સ્વરૂપ આ જાતનું રહેવાનું છે, એટલે બહુ નાના પાયા ઉપર આ પદ્ધતિનો પ્રયોગ કરવો જોઈએ.

## ૮. પ્રૌઢશિક્ષણ

૧. પ્રૌઢશિક્ષણના કામ માટે અભ્યાસની જરૂર રહે છે.

૨. મોટી ઉંમરના અભણ લોકોને માત્ર અક્ષરજ્ઞાન આપવું પૂરતું નથી.

૩. પ્રૌઢનાં જ્ઞાન ડહાપણ વધારવાનો આની પાછળ હેતુ છે.

૪. દરરોજ સાંજે નિયમિત વર્ગો ચલાવીને અથવા સમૂહ-વાચન, ચર્ચા કે ભાષણો ગોઠવીને આ કામ થઈ શકે

## ૯. સ્ત્રીઓ

૧. સ્ત્રી એ માતા તરીકે ભાવિ પ્રજાની શિક્ષિકા છે. એટલે એને વિષે જૂની માન્યતા છોડી વહેમો અને કુરૂઢિઓમાંથી તેને બચાવી લઈ બધાં જાહેર કામોમાં સમાનતાને ધોરણે તેને જોડવી જોઈએ.

૨. છોકરાછોકરી વચ્ચે ભેદભાવ દૂર કરવો જોઈએ. બન્નેને શિક્ષણની સરખી તક આપવી જોઈએ.

## ૧૦. તંદુરસ્તીના નિયમોની કેળવણી

૧. સ્વચ્છ હવા, પાણી, ખોરાક અને નિયમિત ટેવો ઉપર તંદુરસ્તીનો આધાર છે.

૨. દવા ઉપર આધાર ન રાખતાં રોગ થવા પહેલાં ઉપવાસ અને કુદરતી ઉપચારનો આશરો લેવાથી આરોગ્ય જાળવી શકાય છે.

૩. ઉપરના બે મુદ્દાનું જ્ઞાન અને તેનો વ્યવહાર પોતે અમલમાં મૂકી તેનો પ્રચાર કરવો.

## ૧૧. પ્રાંતિક ભાષાઓ

૧. માતૃભાષા ગુજરાતી મારફતે આપણો બધો વ્યવહાર ચલાવવો.

૨. શુદ્ધ બોલવાનો તથા લખવાનો આગ્રહ કેળવવો.

૩ પુસ્તકાલય, વાચનાલય, સભા, સંવાદોને ઉત્તેજન આપવું.

૪. જરૂર ન હોય છતાં અંગ્રેજીનો બોલવામાં કે લખવામાં ઉપયોગ કરવો એ રીત માતૃભાષાને ઘાતક છે.

## ૧૨. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની

૧. નાગરી તથા ઉર્દૂ બંને લિપિમાં લખાતી હિંદુસ્તાની ભાષાનો જાતે અભ્યાસ કરવો.

૨. એ ભાષાના વર્ગો ચલાવવા, કેન્દ્રો સ્થાપવાં અને તેની મારફતે પરીક્ષાઓ ગોઠવવી.

૩. પરપ્રાંત લોકોના વ્યવહારમાં હિંદુસ્તાનીનો જ ઉપયોગ કરવો, એ જ આપણી રાજભાષા થવાની છે.

## ૧૩. આર્થિક સમાનતા

૧. ધનિક હોય તો પણ આપણી રહેણીકરણી સાદામાં સાદી રાખવી. માણસનો દરજ્જો ધનથી કે સ્થાનથી નહિ પણ ચારિત્ર્ય અને સેવાવૃત્તિ ઉપરથી માપવો જોઈએ.

૨. સામાન્ય અભણ મજૂર માણસના જીવન ધોરણ સાથે આદર્શ અહિંસક સમાજમાં ધનિકોએ પોતાના જીવનનો મેળ બેસાડવાનો છે.

૩. પોતાના આશ્રિતોને બધી રીતે સુખી રાખવાં.

૪. જરૂરિયાત ઉપરાંતના માલમિલકત અને પૈસાના ટ્રસ્ટી તરીકે વર્તવું.

## ૧૪. કિસાનો

૧. અંગમહેનતનું ગૌરવ વધારી અને ખેતી કરતા ખેડૂતોને સ્વમાનવાળા બનાવવા જોઈએ.

૨. તેમના પ્રશ્નનો વિચાર કરવા તેમનાં સંગઠનો ઊભાં કરવાં.

૩. તેમને રાજકીય દષ્ટિએ જાગ્રત કરી અન્યાય સામે સત્યાગ્રહ કરવાની શક્તિ તેમનામાં પેદા કરવી જોઈએ.

૪. સહકારી ધોરણે તેમનો માલ વેચવાની, જરૂરી માલ ખરીદવાની અને ધીરાણની વ્યવસ્થા કરવી.

### ૧૫. મજૂરો

૧. મજૂરો એ જ સાચા માલિકો છે એ સ્વીકારી, તેમના હક્કો સ્થાપિત થવા જોઈએ.

૨. એમની સ્થિતિ સુધારવા એમને જાગ્રત કરવાની જરૂર છે. અને તેને માટે ગાંધીજીએ અખત્યાર કરેલી પદ્ધતિ પ્રમાણે એમની સેવા કરવી એ જ ઉપાય છે.

### ૧૬. વિદ્યાર્થીઓ

૧. અભ્યાસ ઉપરાંત દેશ અને દુનિયાના પ્રશ્નોનું વિદ્યાર્થીઓને ભાન કરાવવું

૨. વિદ્યાર્થી કાર્યકરોએ એમનો રાજકારણમાં ઉપયોગ ન કરવો જોઈએ.

૩. વિદ્યાર્થી અવસ્થામાં રચનાત્મક કાર્યની તાલીમ દરેક વિદ્યાર્થીએ લેવી જોઈએ.

૪. વિનય, સાદાઈ અને ઉદ્યોગ એ વિદ્યાર્થીનામાં મુખ્યત્વે કેળવવાં જોઈએ.

### ૧૭ આદિવાસીઓની સેવા

૧. સામાજિક અન્યાય દૂર કર્યા સિવાય સાચા સ્વરાજનો પાયો નાંખી ન શકાય.

૨. આદિવાસીઓ એટલે આપણે ત્યાં રાનીપરજ અને દૂબળાઓની સ્થિતિ સુધારવા માટે એમની કેળવણી અને સંગઠન કરવાં જોઈએ.

૩. એ કોમમાંથી સમજદાર અને સદ્‌વૃત્તિવાળી વ્યક્તિઓ શોધી કાઢી તેમની મારફતે કામની શરૂઆત કરવી જોઈએ.

૪. વ્યક્તિગત અન્યાય બાબતમાં ન્યાય અપાવવા હિંમત કેળવવી જોઈએ.

### ૧૮. રક્તપિત્તના દરદીઓની સેવા

૧. આ રોગ વિષેનું જ્ઞાન મેળવી આજુબાજુના ગામોમાં એવા દરદીની તપાસ કરવી જોઈએ. એને અંગેનો વહેમ દૂર કરવો જોઈએ.

૨ ચાંદાં અને રોગીની સારવાર પાછળ કાળજી કરવી અને મહેનત લેવી એ વસ્તુ આ મુદ્દામાં આવી જાય છે.' ભિખારીનો પ્રશ્ન પણ આ સાથે વિચારવો જોઈએ.

# ગાંધીજીનો ક્રોધ—એક પ્રસંગ

સને ૧૯૨૧માં પૂ. ગાંધીજી રાંદેર પધાર્યા હતા. તે સમયે તેમને માટે યોગ્ય વ્યવસ્થા થઈ શકેલી નહિ. પૂ. ગાંધીજીને ખૂબ હેરાન થવું પડેલું. 'નવજીવન'માં પણ લખેલું કે. "રાંદેર જેવો કડવો અનુભવ મને મારા હિંદના પ્રવાસ દરમ્યાન બીજે ઠેકાણે નથી થયો."

શ્રી ચંદુભાઈ* તે સમયે રાંદેરમાં ન હતા. તેમણે આ વાત જાણી ત્યારે એમને ખૂબ દુઃખ લાગેલું. આ પછી તો રાંદેર ઘણું આગળ વધ્યું. શ્રી ચંદુભાઈ કહેતા કે, પૂ. ગાંધીજી એક વાર ફરીથી રાંદેરમાં આવશે અને આપણે ઘેર આ જ ગાદી ઉપર બેસશે. બન્યું એમ કે, સને ૧૯૩૦ના એક મહિનામાં પૂ. ગાંધીજી રાંદેર પધાર્યા અને શ્રી ચંદુભાઈને ત્યાં જ એમની કરેલી ગાદી ઉપર કલાકેક બેઠા. એ વખતનો એક પ્રસંગ નોંધવા લાયક છે.

સુરતથી કેટલીક બહેનો આવી હતી. બહેનોએ ફરિયાદ કરી કે, "બાપુ, અમુક તાડીના પીઠાવાળો અમારો તિરસ્કાર કરે છે. અમને ગંદી ગાળો દે છે," વગેરે.

ગાંધીજી બોલ્યા, "કેવો તિરસ્કાર કરે છે? કેવી ગાળો આપે છે?" બહેનો જવાબ દઈ શકી નહિ. ગાંધીજીએ કાગળ ઉપર લખવા કહ્યું. એક પ્રૌઢ ઉંમરનાં બહેને અરધુંપરધું લખ્યું. એ તરફ દૃષ્ટિ પડતાં જ ગાંધીજી સમસમી ઊઠ્યા, એમના કાન અને આખું મોઢું લાલચોળ થઈ ગયાં. જાણે એક પ્રકારનું ગરમ ગરમ લોહી દોડી રહ્યું ન હોય, એવું લાગતું હતું. આંખો સખત થઈ ગઈ. પછી બોલ્યા, "એમ? આવું કહેનારા પીઠાવાળા પણ પડ્યા છે?" પછી બહેનોને યોગ્ય સલાહ આપી શાંત કર્યાં.

ગાંધીજી તો ચાલી ગયા. એ પછી અમારું નાનકડું મંડળ આ પ્રસંગની ચર્ચા કરવા લાગ્યું. શ્રી ચંદુભાઈ બોલ્યા, "કેમ જોયું ને? બાપુનો ક્રોધ જોયો ને? આવા મહાન સંતને પણ ક્રોધ તો આવે છે. આપણા લોકો માને છે કે, સંતોમાં તો નરી સાત્ત્વિકતા અને શાંતિ જ ભરી હોય છે. પણ ગાંધીજીનો દાખલો આપણે પ્રત્યક્ષ જોયો. એમનાથી મહાન પુરુષ તો બીજો કોઈ મેં જોયો નથી. હા, એક વાત છે. એ લોકો માણસને અને એની દુષ્ટતાને નોખાં કરી શકે છે. દુષ્ટ માણસને ધિક્કારતા નથી, પણ એમાં રહેલી દુષ્ટતાને ધિક્કારે છે. દુષ્ટતા જોઈને એ સમસમી ઊઠે છે. પીઠાવાળાના વર્તન ઉપર એમને ગુસ્સો આવ્યો. એ જ પીઠાવાળો માંદો પડે તો ગાંધીજીને જરૂર એની દયા આવે. જો પીઠાવાળાએ ગાંધીજીને પોતાને અપશબ્દો સંભળાવ્યા હોત તો આટલુંય ન લાગત. નિર્દોષ બહેનોનો તિરસ્કાર એ સહન ન કરી શક્યા.

"એક બીજી વાત. એમનો ગુસ્સો થોડી વારમાં જ શમી ગયો. બહેનોને સલાહ આપતાં આપતાં તો એ મૂળ સ્થિતિમાં આવી ગયા હતા. એમનો ગુસ્સો એમને વશ હતો. ગુસ્સામાં જ એ ગમે તેમ બોલી નહિ ઊઠ્યા. વળી, એ ગુસ્સાથી એમને પોતાને થોડો સમય જ ખેદ રહ્યો

* શ્રી ચંદુભાઈ (સં. ૧૯૪૦–૧૯૯૨) રાંદેરના વતની હતા 'જ્ઞાનયોગી ચંદુભાઈ' પુસ્તક અમદાવાદની રામકૃષ્ણ સેવા સમિતિએ છપાવ્યું છે તે જુઓ.

હોય, એ પણ આપણે જોયું. એ પ્રસંગ બન્યા પછી થોડી જ મિનિટમાં વિનોદની વાતો કરવા લાગ્યા હતા.

"આપણે આ ઉપરથી સમજી લઈએ કે, ક્રોધનો આવેગ તો સૌ કોઈને આવશે, પણ ક્રોધ અંગત નુકસાન કે અંગત અપમાન પ્રસંગે ન હોવો જોઈએ. નિર્દોષનાં અપમાન થતાં હોય કે એમને ભારે અન્યાય થતો હોય, તો તે પ્રસંગનો ક્રોધ ખરાબ ન ગણાય. માણસ અને તેની દુષ્ટતા બંનેને નોખાં પાડવાં. આપણો તિરસ્કાર કે ક્રોધ માણસ ઉપર નથી, પણ એની દુષ્ટ વૃત્તિ ઉપર છે, એ ધ્યાનમાં રાખવું. વાસ્તવિક ક્રોધ પણ પોતાના કાબૂમાં હોવો જોઈએ. વળી, એ ક્રોધ પોતાને બાળતો ન હોવો જોઈએ. આટલી સંભાળ લેવાય તો ગીતાનો પેલો શ્લોક ચરિતાર્થ થયો ગણાય કે, 'જે પુરુષ શરીર છોડતાં પહેલાં, અહીં જ કામ ક્રોધથી ઊપજતા આવેશને સહન કરી શકે છે (એટલે બહાર પડવા નથી દેતો), તે જ યોગી છે, તે જ સુખી છે.'"

નારુશંકર ભટ્ટ

# નવીન અર્થરચના

[શ્રી. નરહરિભાઈ પરીખ કૃત માનવ અર્થશાસ્ત્ર (પ્ર૦ નવજીવન, કિં૦ ૬-૦-૦)ની સારરૂપ સમાલોચનાના આ લેખનો આગળનો હપતો આ છે. ગયા લેખમાં 'મજૂરી ને મજૂરો' વિષે જોઈને અટકયા હતા.]

## ખેતી

૨૬. સામાન્ય કુટુંબના નિર્વાહ માટે કેટલી જમીન જોઈએ, તેનો મેળ બેસાડી ખેતીના એટલા ઘટકને તમામ જાતના કરના બોજમાંથી મુક્ત ગણવો જોઈએ.

૨૭. સમાજનો દરેક ઘટક — નાનામાં નાનો અને ગરીબમાં ગરીબ ઘટક પણ — સ્વતંત્રતા ભોગવી શકે, એવી રાજ્યવ્યવસ્થા અને અર્થવ્યવસ્થાને ધ્યેય તરીકે માન્ય રાખવામાં આવે, તો સાર્વજનિક કામોની વ્યવસ્થા પણ વિકેન્દ્રિત કરી નાખવામાં આવે એ જ ઇષ્ટ છે.

૨૮. જાતમહેનતથી અને જરૂર પડતાં હાળી તથા ઉભડિયા મજૂરોની મદદથી ખેતી કરનારો ખેડૂત પોતાની જમીનનો પૂરો માલિક હોવો જોઈએ. વળી, દરેક પ્રદેશમાં ખેતીનો આર્થિક ઘટક કેટલો હોવો જોઈએ એ નક્કી કરી, દરેક ખેડૂત પાસે ઓછામાં ઓછી અમુક જમીન તો હોવી જ જોઈએ, અને કોઈ ખેડૂત અમુક જમીનથી વધારે રાખી પણ ન શકે, એવી વ્યવસ્થા થવી જોઈએ.

૨૯. ગામના જેટલા બની શકે તેટલા ખેડૂતો ભેગા થઈ સહકારી ધોરણે સહિયારી ખેતી કરવા માંડે એ જરૂરનું છે.

## ગોપાલન

૩૦. ખેડૂતોએ ગોપાલક બનવું જોઈએ, એટલે કે ભેંસોને બદલે ગાયો રાખતા થઈ જવું જોઈએ. અને ગોપાલકો એટલે રબારી ભરવાડોએ ખેડૂત બનવું જોઈએ.

૩૧. પાંજરાપોળો ભલે અપંગ અને ઘરડી ગાયોને પાળે, પણ તેની સાથે વધુ ગાયોને અનાથ થતી અટકાવવા સારુ તેણે ગોવંશ-સુધારનો વિભાગ કાઢી તે શાસ્ત્રીય ઢબે ચલાવવો જોઈએ. અને તે સંસ્થાઓ નિષ્ણાત ગોશાસ્ત્રીઓ અને ગોપાલકોની દેખરેખ નીચે ચલાવવી જોઈએ.

## પરદેશી વેપાર

૩૨. આપણા દેશનો અત્યારનો આંતરરાષ્ટ્રીય વેપાર આપણને તો નુકસાનકારક જ છે; અને તે આપણે જેટલો ઓછો કરીએ તેમાં આપણું હિત છે દુનિયાના બીજા દેશો માટે પણ આ આંતરરાષ્ટ્રીય વેપાર બહુ જ મર્યાદિત કરી નાંખવાની જરૂર છે. કારણ કે, અત્યારે ઉપરાઉપરી ફાટી નીકળતાં યુદ્ધના, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, તે બહુ મોટા કારણરૂપ થઈ પડયો છે.

૩૩. દરેક દેશના પ્રાથમિક મહત્ત્વના અથવા રાષ્ટ્રીય ઉદ્યોગોમાં અમુક વિવિધતા તો હોવી જ જોઈએ. તો જ તેના આર્થિક જીવનમાં સ્થિરતા અને સુરક્ષિતતા આવે, અને બીજી રીતે પણ રાષ્ટ્રજીવન સમૃદ્ધ અને વિકસિત થાય.

## સટ્ટો, ઇજારા ઇત્યાદિ

૩૪. અનેક યુક્તિ-પ્રયુક્તિઓ કરીને કૃત્રિમ રીતે ભાવમાં વધઘટ ઊભી કરવામા આવે તેના તફાવત જ આપવા-લેવાના હોય, એવી જે સટ્ટાની પ્રવૃત્તિ, તે નકામી છે એટલું જ નહિ, પણ પ્રામાણિકતાથી ચાલતા વેપારમાં દખલ કરનારી છે.

૩૫. ખોટી અને લલચાવનારી જાહેરખબરો દ્વારા લોકોને લગભગ બિનજરૂરી અથવા નુકસાનકારી ચીજોનો પ્રચાર કરવામાં આવે છે. તે પ્રવૃત્તિ પણ સમાજને હાનિકારક હોઈ અનર્થકારી છે.

૩૬. ખાનગી વ્યક્તિઓ ઇજારાની સ્થિતિ ન જ પ્રાપ્ત કરે એ ઇષ્ટ છે. અને એવી સ્થિતિ પ્રાપ્ત કરીને કોઈ પણ ખાનગી વ્યક્તિ ભારે નફો ન મેળવી શકે, એવી રીતના સામાજિક અંકુશ હોવા જ જોઈએ.

—ચાલુ

વિઠ્ઠલદાસ કોઠારી

# વરસાદ, તેની ચોકી અને ચોકિયાત

કેલિફોર્નિયાના નાનાસરખા પ્રદેશમાં બીજાં બધાં રાજ્યદ્વારી દફતરો સાથે એક વરસાદી દફતર પણ રાખવામાં આવ્યું છે. આ દફતરમાં તેના નિષ્ણાતો કામ કરે છે. ઋતુમાં પડતા વરસાદની તેમ જ બરફની પ્રથમથી આગાહી કરે છે, પડ્યા બાદ નોંધ કરે છે, અને દરિયામાં વહી જતા પાણી ઉપર અસરકારક કાબૂ રાખે છે. વરસાદ તેમ જ બરફમાંથી મળી રહેતા પાણીના અનેક જુદા જુદા ઉપયોગ આ ખાતાની દેખરેખ નીચે થઈ રહ્યા છે.

૩૦ લાખ એકર જમીન ધરાવતા ખેડૂતોને આ ખાતું, શિયાળામાં પર્વત ઉપર પડેલા બરફના આધારે, ઉનાળાની સૂકી મોસમમાં કેટલું પાણી મળી શકશે, તેની આગાહી કરી આપે છે. આ આગાહીના આધારે દરેક ખેડૂત મળતા પાણીમાં ઊગી રહે તેવા જ પાક પસંદ કરી વાવે છે.

પાણીની મદદથી વીજળી ઉત્પન્ન કરતાં કારખાનાં, ધંધાઓ છે. ને તેમના સંચા ચલાવવા પૂરતું પાણી સીધેસીધું મળી રહેશે, કે તેમણે તેનો સંગ્રહ કરવો પડશે તે જણાવે છે. જે જે સંચાઓ તરફ વિશેષ પાણી જવાનું હોય, તે તે સંચાઓમાંથી જ શક્તિ ખેંચવાનું ચાલુ રાખવામાં આવે છે.

વરસાદ કે બરફ પીગળવાને કારણે આવતાં પૂરની આગાહી ઠીક ઠીક અગાઉથી કરવામાં આવે છે અને એ પાણી ઓછામાં ઓછું નુકસાન કરી સહેલાઈથી વહી જાય અને સંઘરવાની જગાએ જ વધારાનું પાણી જમા થાય, એવી ગોઠવણ કરવામાં આ ખાતાના માણસો કામે વળગી જાય છે.

Lower Sacramento Riverના પ્રદેશમાં અનેક નાનીમોટી નહેરોની ગૂંથણી છે અને તેની આજુબાજુએ ૮૦,૦૦૦ એકરમાં ચોખા અને કઠોળની ખેતી કરવામાં આવે છે. પૂરની આગાહી યોગ્ય સમય અગાઉ થતાં ત્યાંની વસ્તીને ઢોરઢાંખર અને ઘરવખરી ખસેડી લઈ જવાની પૂરતી સગવડ મળી રહે છે.

નદીઓમાં અગત્યનાં ચાવીરૂપ મથકો નક્કી કરવામાં આવ્યાં છે અને તે દરેક મથકે પાણીની કેટકેટલી સપાટી છે તે ઉપરથી પૂરની આગાહી કરવામાં આવે છે. આ ચાવીરૂપ મથકોએ આપમેળે ખબર નોંધાવતાં રેડિયો યંત્રો ગોઠવવામાં આવ્યાં છે અને કેટકેટલી સપાટી નોંધાય છે તેની ખબર મુખ્ય મથકે હર ઘડી નોંધાતી જ રહે છે. રેડિયો યંત્રોનો વિશેષ લાભ એ છે કે, ગમે તેવા વાવાઝોડામાં પણ—જ્યારે બીજા તાર-ટેલિફોન ઇ. સાધનો ખોરવાય —ચોકસાઈથી ખબરો મળીશકે છે.

હાલમાં આ ખાતાના નિષ્ણાત ઇજનેર જિરાલ્ડ જોન્સ આ રેડિયો સંદેશાને આધારે પૂર કેટલું ચડશે તેની ચોક્કસ આગાહી મુખ્ય મથકોએ પહોંચાડે છે. આ આગાહી કરતાં આવતા પૂરની સપાટીમાં એક ફૂટ કરતાં વધુ ફેર પડતો નથી અને તે પૂર આવતા અગાઉ ત્રણ દિવસથી કરવામાં આવે છે, અને પૂર ચડવાથી આઠ કલાક અગાઉ. આ આગાહી, સપાટી કેટલા ઇંચ સુધી ચડશે, તે પણ ચોક્કસ બતાવી આપે છે.

ચાવીરૂપ મથકે પાણીની સપાટીનું માપ લેવા મૂકેલાં રેડિયો યંત્રો સીધાં નદીમાં જ નથી હોતાં. નદીકાંઠેથી ઠીક ઠીક અંતરે કૂવા રાખેલા છે અને આ કૂવા નીચે ટનલ ખોદી નદી સાથે જોડી દીધેલા છે. તેમાંથી ગળાઈને આ કૂવામાં પાણી આવે છે. એ પાણીની સપાટી જ રેડિયો યંત્રો મુખ્ય મથકે મોકલે.

કેલિફોર્નિયામાં શિયાળામાં ટૂંકા ટૂંકા ગાળામાં ઘણું વધારે પાણી પડી જાય છે અને તે સિવાય વરસ દરમિયાન ભાગ્યે જ પાણી પડતું હશે. સિયેરા-નેવાડા પર્વતની ટેકરીઓ ઉપર પડતા બરફનું પાણી ૩૩૦ લાખ એકર-ફૂટ થવા જાય. અને તે ન મળે તો ઉનાળાની ખેતી અશક્ય થઈ પડે. ૧૭,૦૦૦ ચોરસ માઈલનો વિસ્તાર બરફથી ઢંકાયેલો રહે છે, અને શિયાળુ વરસાદ પૂરો થવા આવે અને વસંત શરૂ થાય ત્યારથી જ બરફ ઓગળવા માંડે છે. આ બરફની ચોક્કસ માપણી વરસાદી ખાતું કરે છે.

બરફની ચોક્કસ માપણીથી કેટલું પાણી મળી શકશે તે નક્કી કરવામાં આવે છે અને ઉનાળામાં પાણીની સગવડ મુજબના જ પાક વાવવાની સલાહ આપવામાં આવે છે. બરફની માપણીમાં તાલીમ લીધેલા ૧૫૦ જેટલા માણસો કામે વળગે છે. એ કામ સફળતાથી પાર પાડવા બરફના પાણીથી લાભ ઉઠાવતા જુદા જુદા પ્રદેશો માટેનાં ૨૪ મથકો (water shed area) ૧૧,૦૦૦ ફૂટની ઊંચાઈએ સ્થાપવામાં આવ્યાં છે. એપ્રિલના પહેલા અઠવાડિયામાં આગાહી જાહેર કરવામાં આવે છે. પ્રથમ આગાહી દસ ટકા કરતાં વધારે ભૂલવાળી માલૂમ પડતી નથી. ત્યાર બાદ ત્રીસ ત્રીસ દિવસે બરફ કઈ ગતિથી ઓગળી રહ્યો છે તેની માહિતી બહાર પાડવામાં આવે છે. પાણીથી ચાલતાં વીજળીનાં કારખાનાંઓને આ માહિતીને આધારે તેમના તળાવનાં નાળાં (બારાં) ક્યારે ખુલ્લાં રાખવાં કે ક્યારે બંધ કરવાં તે સૂઝ પડે. જો બરફ વધારે પડ્યો હોય અને મોટાં પૂર આવતાં હોય, તો ત્રણ ચાર દિવસ અગાઉ આગાહી મળ્યેથી તમામ તળાવોનાં પાણી વહેવડાવી દેવામાં આવે છે. આથી બંધ તૂટતા નથી અને પૂરનું જોર નરમ થઈ જતાં નુકસાન થતું અટકે છે.

કેલિફોર્નિયામાં બે ડઝન મોટા બંધ (Dam) છે. તે ઉપરાંત નાના નાના બંધો કોડીબંધ છે. આખા પ્રદેશમાં પડેલા પાણીનું નિયમન કરવામાં આ બહુ ઉપયોગી થઈ પડે છે. આ નિયમન પૂરેપૂરું કરવા માટે હજી કેટલાક બીજા બંધ બાંધવાના બાકી રહે છે.

બંસીલાલ ગાંધી

# સ્વાધ્યાય

### સંવેગ અને સાધના

આપણે જોયું કે નિરોધના માર્ગના બે પ્રકાર છે— ૧. અભ્યાસ અને વૈરાગ્ય (સૂત્ર ૧૨), ૨. ઈશ્વરપ્રણિધાન (સૂત્ર ૨૩). તે બેઉનું આખું સ્વરૂપ આપણે જોયું. બેઉ માર્ગ આમ ભલે જુદા ગણાવ્યા, છતાં બેઉમાં એકતાની ઓતપ્રોતતા રહેલી છે. ઉલટે જોતાં, બેઉમાં એક વધારે સહેલો કે કોઈ રીતે ચડિયાતો છે એમ પણ ન કહી શકાય. એ પ્રકારની ખેંચાખેંચી ઘણી વાર જોવામાં આવે છે, તેમાં મૂઢ સાંપ્રદાયિકતા કે વિશેષ રાગ હોવા ઘણો સંભવ છે. નરી સાધનાની દૃષ્ટિ રાખીને જો આ બે માર્ગોને તપાસીએ, તો પોતાને ફાવે તે માર્ગે, પરંતુ પ્રમાદ કર્યા વગર અને મનના ભારે તનમનાટ ને તીવ્રતાની સાથે, સાધના કરવી જોઈએ. જે ફરક આ તીવ્રતામાં કે અપ્રમાદપૂર્વક પુરુષાર્થ કરવામાં હશે, તે પ્રમાણે નિરોધ સાધવામાં અને તેના ફળરૂપ જ્ઞાન થવામાં ઓછાવત્તાપણું રહેશે.

સૂત્ર ૨૧, ૨૨માં આ વાત કહી છે:—

तीव्रसंवेगानाम् आसन्नः ॥

मृदु-मध्य-अधिमात्रत्वात् ततोऽपि विशेषः ॥

જે સાધકો ભારે તીવ્ર સંવેગવાળા છે તેમને (નિરોધ) ઢૂંકડો છે. અને આ સંવેગ મૃદુ કે હળવો હોય, મધ્યમ કોટિનો હોય, કે અધિમાત્ર અથવા અતિઘણો હોય, તે પ્રમાણે નિરોધ સાધવામાં અનુરૂપ ફરક પડે છે.

આ તો સાવ સાફ છે. તેમાં કોઈને શંકા હોય નહિ. જેવી મહેનત તેવું ફળ, અને જેવું દિલ તેવી બરકત — એ સામાન્ય નિયમ આ સ્થાને પણ કાયમ છે.

અહીં એક વાત રહે છે અને તે એ કે, સૂત્ર ૨૧, ૨૨નો ભાવાર્થ કોને લાગુ પડે છે? તે માત્ર વૈરાગ્ય અભ્યાસ આદિને જ માટે છે? કે ૨૩મા સૂત્રમાં પછીથી ગણાવેલા ઈશ્વરપ્રણિધાનને પણ એ લાગુ પડે? વસ્તુતાએ જોતાં તો તે બધાને—સાધનમાત્રને લાગુ પડે, એવો અબાધિત નિયમ છે. પરંતુ સૂત્રક્રમમાં પાછળ આવતા સૂત્ર ૨૪ને લાગુ કરવામાં દોષ ગણાય.

પણ એ શાસ્ત્રાર્થમાં પડવા જરૂર નથી. સાંખ્ય પ્રમાણે વિચાર કરવાનું ૨૨ સૂત્ર સુધીમાં પૂરું થયું. અને સેશ્વર સાંખ્યનું ખાસ પ્રકરણ (સૂત્ર ૨૩થી ૨૯) ત્યાર પછી ઉમેરાયું. આથી સંવેગમાત્રા પ્રમાણે ફલમાત્રાનો સામાન્ય નિયમ વચ્ચે આવી ગયો હોય, એમ બને. પરંતુ આ તો એક કલ્પના થઈ. એને લંબાવવા જરૂર નથી. સાર એ છે કે, વૈરાગ્ય, અભ્યાસ અથવા ઈશ્વરપ્રણિધાન, જે હોય તે—તેની જેવી સંવેગમાત્રા કે તીવ્રતા, તે પ્રમાણે ફળ નીપજવાનું. આ ત્રણે વસ્તુનાં ઘટકબળ આ છે—શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ, પ્રજ્ઞા (સૂત્ર ૨૦). જેવી પોતાની શ્રદ્ધા, કે વીરતા, કે સ્મૃતિયુક્ત પ્રજ્ઞાબળ, કે સમાધિ યા એકાગ્રતા, તે પ્રમાણે સાધકને તેનું ફળ હાંસલ થશે. અંતે વાત એક જ છે કે, પોતે પોતાના સમગ્ર જીવનને વ્યવસ્થિત ને એકાગ્ર કરવાનું છે. તેને માટે શ્રદ્ધા અને વીર્ય કે બળ જોઈએ. ઉપનિષત્કાર કહે છે એમ, नायमात्मा बलहीनेन लभ्यः। અને આ બળની માત્રા એ સાધ્ય માટેની આપણી કળકળ કે ઇચ્છાની તીવ્રતા અને તે માટેનો પુરુષાર્થ છે.

૧૮-૬-'૪૬ મગનભાઈ દેસાઈ

## સાભાર સ્વીકાર

**આળાં હૈયાં**: લેખક મનજીલાલ ધરમચંદ મેઘાણી; પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લિ.; કિં. ૩-૦-૦ **દંતદીપક**: લે. ડૉ. ફેખશરૂ દોરાબજી જીવા; પ્રકાશક જીવા બધર્સ, વાડી સ્ટ્રીટ, નવસારી. કિંમત નથી. **નાના હતા ત્યારે**: લે. ડૉ૦ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, પ્રકાશક આદર્શ પુસ્તકભંડાર. કિં. ૨-૮-૦ **રાજહંસ**: અંક ૩જો, પ્રકાશક હંસરાજ મોરારજી સ્કૂલ, અંધેરી; કિં. ૨-૦-૦ **ભભૂકતી જવાળા**: લેખક રામુભાઈ અમીન; પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. કિં. ૪-૦-૦ **સાહિત્ય પરામર્શ**: સંપાદકો દુર્ગાશંકર શાસ્ત્રી આદિ, પ્રકાશક ભારતી પ્રકાશન મંદિર, ભાવનગર કિં. ૩-૮-૦ **પાટીદારોના ઉદ્ધારક વીર વસનદાસ**: લેખક શંકરભાઈ સોમાભાઈ પટેલ, પ્રકાશક સ્વામી યોગાનંદજી, પીપળાવ, તા. બોરસદ, કિં - - -

# નવું વાચન

**લડત આવે તો ?** લે૰ વજુભાઈ શાહ; પ્ર૰ કાંતિલાલ મ. શાહ, ભાવનગર. કિં. ૧–૦–૦.

શ્રી. મોરારજી દેસાઈએ આ નાનકડી ચોપડીનો આમુખ લખ્યો છે. તેમાં એ કહે છે એમ, "આ નાની પુસ્તિકામાં લેખકે આજની આપણી રાજકીય પરિસ્થિતિને અહિંસાની દૃષ્ટિથી સમજાવવાનો પ્રયત્ન કર્યો છે." અને તેમાં 'હિંદસ્વરાજ'ની પ્રશ્નોત્તર-શૈલી વાપરી છે, તેથી "દલીલો ખૂબ અસરકારક થઈ છે."

આ વિષયને સૂચવવા માટે તેનું નામ ભ્રામક નહિ તોય બંધબેસતું નથી. ચોપડી મુખ્યત્વે આજના જુવાનિયા વર્ગની શંકા-કુશંકાઓ અને ચર્ચા-વિતંડાઓ વિષે વિચાર કરે છે. આ વર્ગને અમુક શબ્દો અને સવાલોની લઢણ છે, તેને ભૂમિકા લઈને આ ચોપડી ચાલતી હોવાથી, કદાચ તેનું આ નામ પસંદ કરવામાં આવ્યું હોય, જેથી તે આકર્ષક બને. પરંતુ તે પરથી રખે કોઈ માને કે, ફરી લડત આવે ત્યારે શું કરવું એનો કાર્યક્રમ આમાં ચર્ચ્યો છે. તેમાં તેની અહિંસક નીતિની ચર્ચા કરી છે, અને તે નીતિ, આજના આઝાદ ફોજ અને નેતાજી-પ્રશંસા અને 'બૂગમ'-મહત્તાના દિવસોમાં પણ, ઉપયોગી અને સાચી તથા વહેવારુ છે, એમ તેમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

એ નીતિ એટલે શું ? લેખક માત્ર સત્યાગ્રહી લડતને તેમાં મુખ્ય ગણીને ચાલે છે, તે મહા ભૂલ સામે શ્રી. મોરારજીભાઈએ સાચી ટકોર કરી છે. સત્યાગ્રહી લડત તો, હિંસક યુદ્ધ પેઠે, જરૂરી હોય ત્યારે જ અખતિયાર થાય. એનું હમેશનું ને સદાજાગ્રત રૂપ સત્યાગ્રહી રચના અને તેનું રાજકારણ છે. જેણે સત્યાગ્રહી ઢબે લડવું હોય તેણે આ હમેશ યાદ રાખવું જોઈએ. એ દૃષ્ટિએ ભલભલા કોંગ્રેસીઓ પણ રચનાકાર્ય ને તેના રાજકારણનું સ્વરૂપ સમજ્યા નથી, એ આજે સૌને સાલે છે. હજીય મોડું નથી થયું. એક રીતે જોતાં કહી શકાય કે, લડતને રૂપે સત્યાગ્રહ-નીતિને પ્રગટ થવાનો યુગ આથમતો જાય છે, અને રચનાકાર્ય તથા શિસ્ત રૂપે તે નીતિને પ્રગટ કરવાનો સમય દીવા જેવો સામે દેખાય છે. કોંગ્રેસનું બંધારણ પણ એ યુગમાંથી નીકળશે ને આ નવી વસ્તુસ્થિતિને પિછાનીને પોતાનું રૂપ લેશે, એમ ઇતિહાસ હવે તો બતાવે છે. આ ચોપડી એ વિચારણામાં મદદરૂપ છે. યુવકોએ તે અવશ્ય વાંચવી જોઈએ.

**રાજહંસ:** હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, અંધેરીના વિદ્યાર્થીઓનું મુખપત્ર. મુખ્ય સંપાદક: ધીરુભાઈ દેસાઈ કિં૰ ૨–૦–૦ (સચિત્ર પા. ૯૨ + જાહેરાતનાં પાન).

કાગળના સરકારી કાબૂને લઈને વચ્ચે છાપવાનું બંધ કરવું પડેલું આ પત્ર ફરી શરૂ થાય છે. તે ગાળામાં તે હસ્તલિખિત તરીકે ચાલતું હતું. ગુજરાતી, અંગ્રેજી અને હિંદી એ ત્રણ ભાષામાં લેખો તથા કાવ્યો એમાં છે. અલબત્ત, મોટો ભાગ ગુજરાતી છે; પછી અંગ્રેજી ને છેલ્લે હિંદીનો નંબર આવે છે. ઘણા લેખો વિદ્યાર્થીઓના છે એ સારી વાત છે. એના વિષયોની પસંદગીમાં પબ્લિક સ્કૂલની કોઈ ખાસિયત જણાવાની આશા રખાય. તેવું કાંઈ હોય તો આ મુખપત્ર પરથી જણાતું નથી. ઈટન ને હૅરોને ધોરણે ચલાવવા ધારેલી આ એક શાળા મનાય. એ અંગ્રેજ શાળાઓનો ઉદ્દેશ સામ્રાજ્ય-સંચાલનની યોગ્યતા મેળવવા માટે અમીરવર્ગની તાલીમ છે (કે હતો ?), એમ કહેવાય છે. હિંદની આ તેની નકલમાં શો ઉદ્દેશ છે? એક રીતે જોતાં, આર્ય શિક્ષણ-પદ્ધતિની આશ્રમ-સંસ્થા એક ઢબની પબ્લિક સ્કૂલ જ હતી. પણ તે ખરેખર 'પબ્લિક' હતી. કોઈ વર્ણભેદ વિના ત્યાં બ્રહ્મચારીઓ ભણતા અને જાતમહેનત તથા શ્રમજીવનના સંગીન અને આમ પાયા ઉપર કેળવાતા. અને એમના શિક્ષણનો ઉદ્દેશ નિર્ભેળ માણસાઈની ખિલવણી હતો. કહેવાની મતલબ કે, 'પબ્લિક સ્કૂલ'નો વિચાર આટલો જૂનેથી આપણે સેવ્યો છે; પરંતુ આજે તે નાશ પામ્યો છે ને તેનું અંગ્રેજી ધોરણ (કે જેને વિષે હવે તે પ્રજા જ ટીકા કરતી થઈ છે), કે જે અમુક વર્ગોદિથી હેતુ લઈને જ જીવે છે, તેને આપણે ત્યાં સેવાય છે. શ્રી. મુનશીએ તેમની છેલ્લી પેલી—'હિંદનું સત્યાનાશ બ્રિટને કેમ કરવાં વાળ્યું'—અંગ્રેજી ચોપડીમાં એક જગાએ કહ્યું છે કે, પ્રાચીન કાળમાં હિંદમાં વિદ્વત્તા, વીરતા ને સેવાનાં આદરમાન થતાં; એવી વર્ણ-પ્રતિષ્ઠા તૂટીને અંગ્રેજ કાળમાં બે જ પ્રતિષ્ઠિત વર્ણ થઈ છે—

૧. અંગ્રેજી ભણેલો સરકારનો વફાદાર અને મદદગારવર્ગ,
૨. અંગ્રેજોનો વેપાર કરી ખાતો વાણિયો કે પરદેશી દલાલું કરતો વેપારી.

આપણે ત્યાંની પબ્લિક સ્કૂલો ઘણે ભાગે આ બે વર્ગોની સેવામાં કામ કરે છે. તે બે વર્ગોને જ પોસાય ને ફાવે એવી તે હોય છે. આથી કરીને આ પ્રયોગમાં કોઈ નવું તેજ નથી હોતું.

પણ આ વિચાર પરથી આ સામયિકના ગુણ વિષે વહેમાવું ન જોઈએ એને તપાસવા માટે, શાળાઓનાં બીજાં માસિક ધ્યાનમાં રાખવાં જોઈએ. ભાષા, જોડણી બાબત વધારે ધ્યાન આપવું જોઈએ. જાહેરખબરોને આમાં શું કામ સ્થાન આપવું ? આટલી માતબર શાળાએ એટલા મળતરથી લોભાવાની જરૂર ખરી? શાળાના કામનો (૧૯૪૫-૪૬નો) હેવાલ જોતાં, સંચાલકો પોતાના શિક્ષણ-કામને બધી રીતે સભર કરવા મથતા લાગે છે. એક પ્રવૃત્તિ ઉમેરવી જોઈએ અને તે આસપાસના પ્રદેશની સેવાની એટલે કે, સેવામંડળ સ્વતંત્ર હોય, ને તેમાં

શરીરશ્રમ મુખ્ય હોય. ગૃહકાર્યમાં પણ એને સ્થાન આપવું ને અતિ નોકર-વખાપણું હોય તો તે ટાળવું.

**ભક્તકવિ તુલસીદાસ :** લે૦ શ્રીવિંદા દીવાનજી; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પા. ૩૬; કિં૦ ૦–૬–૦.

બાળકોને માટે આ ચોપડી પ્રસિદ્ધ કરી છે, એમ પ્રકાશક જણાવે છે, આ તેની બીજી આવૃત્તિ છે. પરંતુ કહેવું પડે છે કે, ભાષા, શૈલી અને ભાવનિરૂપણમાં બાળક માટેના ઔચિત્યનો ખાસ ખ્યાલ રાખ્યો જણાતો નથી. બીબાં મોટાં છે. પરંતુ આજના ૨૦મી સદીના ગુજરાતી બાળકને માટે કેવું જીવનચરિત્ર કહેવા જેવું, એ પણ ન વિચારવું જોઈએ ? આખી ચોપડી વાંચી જતાં કોઈ પ્રસન્ન રોચકતાની છાપ પડતી નથી. જીવનચરિતો બાળકોને ખૂબ આપવાં જોઈએ. તે દૃષ્ટિએ આ ચોપડીનો વિષય આવકારલાયક છે. પણ બાલસાહિત્યને માટે યોગ્ય શૈલી ને ભાષા તથા ભાવનિરૂપણ બાબતમાં આપણે ત્યાં હજી પ્રાથમિક દશા વર્તે છે, એમાંથી આ ચોપડી મુક્ત નથી.

મ૦

**હંફું ને ટચ :** લે૦ મૂળરાજ અંજારિયા; પ્ર૦ એન. એમ. ઠક્કરની કં., મુંબઈ; પૃ. ૧૯૨, કિં. ૩–૮–૦.

આખો દિવસ વૈતરું કર્યા પછી રાત્રે વાળુ કરીને પાન ચાવતાં ચાવતાં થાકેલાં તન-મન ને મગજને શાંત કરવા માટે નિર્દોષ અને વિનોદી એવા હળવા સાહિત્યની જરૂર હોય છે. તેવી જરૂર આ ચોપડી પૂરી પાડે છે. તેના હજી ત્રણ વધારે સંગ્રહ તૈયાર થાય છે.

આવા સંગ્રહ તૈયાર કરવામાં બે ચાર વસ્તુઓ ધ્યાનમાં રાખવી જોઈએ. લખાણમાં અતિશયોક્તિ ન હોવી જોઈએ. વાચકોને માત્ર હસાવવાની જ દૃષ્ટિ ન હોય અને વિનોદ સાથે સમયસૂચકતા, સારા કટાક્ષ, વિદગ્ધતા, માર્મિક વચનો અને સુભાષિતોનાં પણ દૃષ્ટાંતો અપાય; તો સુરુચિનો ભંગ ન થાય અને લખાણની સાહિત્યની કક્ષા વધે એ દૃષ્ટિ સ્વીકારાય તો આવા સંગ્રહનો કેટલોક ભાગ કાઢવો પડે. ચોપડીની કિંમત બધી રીતે જોતાં વધારે લાગે છે.

સો૦

**કલાપીનો કેકારવ :** પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિમિટેડ, વડોદરા, પૃ. ૫૧૫, કિં૦ ૭–૦–૦.

કેકારવનો શબ્દકોશ, શ્રી. સાગરની માર્ગદર્શક ટીપ, અને આમુખ વગેરે આગલી આવૃત્તિની સામગ્રી ઉપરાંત આ બીજી આવૃત્તિમાં શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ કૃત 'કલાપી, એક અભ્યાસદૃષ્ટિ' એ મથાળાના એક રસિક વિવેચનનો સમાવેશ થાય છે. એક સુંદર જૅકેટ સિવાય જૂના રૂપરંગમાં કાંઈ ફરક પડ્યો નથી.

**ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો :** લે૦ દી.બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; પ્ર૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, પૃ. ૧૦૪, કિં. ૧–૦–૦.

આ વિષયની ઉપલબ્ધ માહિતી એકઠી કરવામાં શ્રી. ઝવેરીએ સારી મહેનત લીધી લાગે છે.

**ભાલણ, ઉદ્ધવ અને ભીમ :** લે૦ શ્રી રમણલાલ ચૂનીલાલ મોદી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, પૃ. ૬૮, કિં. ૦–૧૪–૦

આપણા પ્રાચીન લેખકોના જીવન અને કવન સંબંધી સંક્ષિપ્ત શૈલીએ ઉપયોગી માહિતી અને ચર્ચા શ્રી. રામલાલે કરી છે.

ગુ૦ વ૦ સો૦ના પુસ્તકોમાં પણ હજી જોડણીના દોષો ચાલુ રહે છે એ ખેદની વાત છે.

ચૂ૦

**एका राष्ट्रीत देऊळ:** લેખક યદુનાથ થત્તે, પ્રકાશક મહારાષ્ટ્ર ગ્રંથ ભંડાર, મુંબઈ; પાન ૩૪; કિ. રૂા. ૦–૮–૦.

આ વાર્તા મૂળ મહારાષ્ટ્રના એક જાણીતા રાષ્ટ્રીય શિક્ષક આપટે ગુરુજીની છે તે પ્રસ્તુત લેખકને ગમી અને તેમણે તે પોતાની ઢબે નવેસર કહી છે લેખકે સાને ગુરુજીની ભાષાનું અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે, એ વાર્તા વાચતા તરત જણાઈ આવે છે અને લેખક પોતે પણ એ વાત નિવેદનમા જણાવે છે. પણ એ શૈલી પોતે જ કેટલી ગુણવાળી છે તે વિચારવાનું રહે જ છે.

પરસ્પર પ્રેમ અને સહકારથી ગ્રામદેવતાનું મંદિર બાંધવાની કલ્પનાના રૂપક દ્વારા ભારતમાતાનું, એટલે સ્વતંત્રતાદેવીનું મંદિર બાંધવાનો બોધ આપવાનો લેખકનો વાર્તા પાછળનો હેતુ છે. પણ તેનો આરંભ ગોવના ભાવમાં તેજી આવે ને મને નફો થાય તો હું એક મંદિર બંધાવીશ એવી, વિશ્વાસ શેઠ નામના એક વેપારીની માનતાથી થાય છે ગ્રામદેવી સ્વપ્નામાં શેઠજીને દેખા દે છે અને પોતાને માટે મંદિર બાંધી આપવાનો આદેશ આપે છે અને શેઠજીની કલ્પના આગળ વધે છે અને અંતે આખા ગામનો સહકાર મળતાં દેવીની ઇચ્છા પ્રમાણે મંદિર તૈયાર થાય છે.

વાર્તાની વસ્તુના વિકાસમાં કેટલાક અંકોડા છૂટા લટકતા રહે છે, તેથી રસમાં થોડીક ક્ષતિ થાય છે. એકંદરે બાળકોને વાર્તા ગમી જાય એવી છે.

પ્રભાતફેરી તેમ જ રચનાં ગીતો ગદ્ય કરતાં પદ્યમા જ હોત તો શોભત. બાળકોને તેમાં મજા પણ પડત.

૩૪ પાનાંની આ નાનકડી પુસ્તિકાની આઠ આના કિંમત વધારેપડતી લાગે છે. મરાઠીમાં કેટલીક બાબતોમાં જોડણીનું અરાજક પ્રવર્તે છે એ સાચું હોય તોપણ સંસ્કૃત તત્સમ શબ્દોની બાબતમાં છૂટ લેવી બરાબર નથી.

પાં૦

# માસિક વિવેચન

## ફી-વધારો ને નફો

ગયા અંકમાં ફીના વધારા અંગે લખેલા લેખે ઠીક ઠીક અને વિવિધ વર્ગોનું ધ્યાન ખેંચ્યું છે. વિદ્યાર્થીઓ કહે છે કે, ફી-વધારો અમને લાગેવળગે છે; તેનાથી અમારી સંખ્યા વધતી અટકે. આ વાતની કોઈ ના પાડી ન શકે. ભણનારા વધે એ તો આખા સમાજનું હિત છે. કહેવાની મતલબ એ છે કે, વિદ્યાર્થી ફી-વધારા અંગે ભાગ્યે જ કશી લડત કરી શકે. તેથી તે ખટપટમાં એ ન પડે. એ કામ એના વાલીને અને સમાજને સોંપે તો તેમાં એ કામનું અને વિદ્યાર્થી બેઉનું ભલું રહેલું છે.

સદરહુ લેખથી શાળાઓના કેટલાક વ્યવસ્થાપકો કાંઈક એમ ચિડાયા કે, અમારા હિસાબ જોનાર કોણ? કેમ? એમાં કાંઈ ગરબડ છે કે શું? તેમના હિસાબ સરકારી ગ્રાન્ટ-માસ્તરો તો જોતા જ હશેને? તો તેઓ ફી-વધારાને માટે કેમ ન જોઈ શકે? સમાજના જાહેર હિત માટે જરૂરી પગલું ભરવાનો અધિકાર, તેના ટ્રસ્ટી તરીકે, પ્રજાકીય સરકારને છે, એ વ્યાપક સમાજસૂત્ર અહીં પણ લાગુ પડે છે. જો માધ્યમિક શાળાનો પ્રશ્ન, કહેવામાં આવે છે એમ, વેપારખોરી પર જવા લાગ્યો હોય, તો તેમાં સમાજે ચાંપતા ઉપાય લેવા તત્પર થવું જોઈએ. એટલે કે, સમાજના પ્રતિનિધિરૂપ પ્રજાકીય સરકારે. અમારા ચોપડા ન જ તપાસાય એવો વાદ ન સંભવી શકે.

માધ્યમિક શિક્ષકોના પગારવધારાને નામે આ ફી-વધારો જરૂરી છે, એમ દલીલ સાંભળવામાં આવે છે. જે વધારો થવાનો છે તેની આવક અને આ પગારવધારો બરોબર થાય છે? માધ્યમિક શિક્ષકો આ તેમને નામે કરાતો વધારો મંજૂર રાખે છે?

માધ્યમિક શાળામાં મોટી સંખ્યા તે જ વર્ગના છોકરાની હોય છે. કાળા બજારોની કમાણી પણ એ વર્ગોમાં આજ ઓછી નથી જતી. એટલે તેઓ આજ નૈતિક રીતે જોતાં ભાગ્યે શાળાના સંચાલકો સામે બોલી શકે. પરંતુ વચ્ચે મરો થાય છે ખરેખર ગરીબ અને સાદાસીધા લોકનો. આવા કેસોને તપાસીને ઘટતી મદદ આપવાનું કામ શાળાઓએ ધ્યાનમાં રાખવું જોઈએ. ફી-વધારાની આવક કોઈ રીતે વચ્ચેથી ચાંઉ ન થવી જોઈએ. એટલે કે, એ વધારો માધ્યમિક શિક્ષણને વધારવામાં જાય, નહિ કે શાળા-માલિકોના નફાનો વધારો કરવામાં, એની ખાતરી મળવી જોઈએ.

**તા. ક.** આ લખ્યા પછી ખબર મળે છે કે, આ ધોરણે કાંઈક રસ્તો કાઢવામાં આવ્યો છે. એ સારા સમાચાર માટે લાગતાવળગતાઓને અભિનંદન.

## સાચું શિક્ષણ મેળવ્યું

મુંબઈ પેઠે અમદાવાદમાં શિક્ષકોની હડતાલ પછી ભંગીઓની પણ પડી, અને આ લખતી વખતે (તા. ૧૯/૬) તે ચાલુ છે.

શહેરની સ્વચ્છતા શહેરીઓનું કામ છે. શિક્ષણની હડતાલ પેઠે તે બાબત એક દિવસ પણ ગફલતમાં તેઓ ન રહી શકે. જોકે સફાઈ અને શિક્ષણ માટે ગરજ લાગવામાં જે ભેદ છે, તે સારુ નથી; પણ આજે તે છે એ તો હકીકત ગણાય. અસ્તુ.

સફાઈનું કામ પોતાની સુધરાઈ દ્વારા માણસો રાખીને કરાવાય છે. તેઓ કામ ન કરે, તો આપોઆપ શહેરીઓએ તે સંભાળી લેવું ઘટે. અને અમદાવાદના શહેરીઓએ તેમના સુધરાઈના પ્રતિનિધિઓ અને પ્રમુખની દોરવણી તળે એ યશસ્વીપણે ઉપાડી લીધું છે, એમાં ભારે નાગરિક ધર્મની પ્રત્યક્ષ તાલીમ રહેલી છે. એ તાલીમ શહેરને વધુ સ્વચ્છ રાખવામાં મદદરૂપ થઈ શકે. હડતાલના અસાધારણ વખતમાં શહેરે જે ચીવટ બતાવી તે જો હમેશ સામાન્યપણે જાળવી રખાય, તો અમદાવાદની સ્વચ્છતા એકદમ વધારી શકાય.

આવું જબરું નાગરિક ધર્મનું શિક્ષણ-સત્ર ચાલે તે વખતે વિદ્યાર્થી અને યુવકો તથા યુવતીઓ પોતાનો ભાગ તેમાં ન પડાવે એ કેમ જ બને? અનેક લડતોમાં બળ અને શિસ્ત તથા સંગઠનની તાલીમ પામેલા આ વર્ગે તેનો પરચો સરસ બતાવ્યો ગણાય. વિદ્યાર્થીઓ પોતપોતાની પોળો સાફ કરી કચરાને ઠેકાણે પાડે છે. સેવાદળની ટુકડીઓ કચરો લારીઓમાં લઈ જવાના કામમાં મદદ કરે છે. કેટલેક સ્થળે ગંદાં જાજરૂ વાળવાની તત્પરતા પણ તેમણે બતાવી. સુધરાઈના પ્રમુખ સાહેબે માધ્યમિક વિદ્યાર્થીઓને આ તાલીમ લેવા માટે નોતર્યા, તેના જવાબમાં શિક્ષક મંડળે અર્ધા દિવસની રજા રાખવાનું ઠરાવ્યું. પણ એ રજા નથી; એ સમયમાં વિદ્યાર્થીઓ બહુ સંગીન ને સાચી કેળવણી પામે છે, એમ સૌએ સમજવું જોઈએ. હવે પછી હિંદમાં બેસતા યુગમાં, આવી પરિસ્થિતિમાં એને પહોંચી વળવાની સહજ પ્રજાકીય તાકાતની ઘણી જરૂર પડવાની. તેને માટે તૈયાર થવા સારુ વિદ્યાર્થીઓએ જે ઉત્સાહ ને ઉમળકો બતાવ્યો છે, તેને માટે એમને અભિનંદન ઘટે છે.

## 'સૉવરીન' અને 'પેરેમાઉન્ટ'

એક અંકમાં અગાઉ કહેલું કે, સમાજ- અને રાજ-કારણની પરિભાષા હવે તાત્કાલિક જરૂરની થશે. આજકાલ દેશીરાજ્યોનો સવાલ ચર્ચાય છે તેમાં ઉપરના બે અંગ્રેજી શબ્દો વારંવાર આવે છે. ગુજરાતી છાપાં બેઉ માટે ને

બીજાં અનેક ઠેકાણાં સ્થળે સાર્વભૌમ શબ્દ ટીપ્યે રાખે છે. આ ચાલી ન શકે. 'સાર્વભૌમ' એટલે 'યુનિવર્સલ'— બધી ભૂમિને લાગુ પડતું. તેની વ્યંજના નરી રાજકારણી કરી નાંખવા જરૂર નથી. એ શબ્દ વધારે વ્યાપક અને ગંભીર છે; તેને 'યુનિવર્સલ' માટે રાખી મૂકવો એ સારું છે.

અને 'સૉવરીન' તથા 'પેરેમાઉન્ટ' બેઉ માટે એક કેમ ચાલે? 'સૉવરીન' શુદ્ધ રાજકારણી શબ્દ છે. તેનો અર્થ છે 'સર્વસત્તાક'. 'પ્રજાસત્તાક' શબ્દ પેઠે આ શબ્દ ચલાવી શકાય. જેમ કે, ઇંગ્લન્ડનું રાજ્ય સ્વતંત્ર કે સર્વસત્તાક છે; પણ દેશી રાજ્યો તેવાં નથી. તેમને માથે સમ્રાટ કે ઉપરી સત્તા (પેરેમાઉન્ટ) રહેલી છે. આથી તેના રાજાઓ સર્વસત્તાક નથી; તેઓ ઇંગ્લન્ડની સમ્રાટ-સત્તા તળે રહેલા છે.

એટલે નીચેના પર્યાયો ચાલુ કરવા જેવા છે—

| | |
|---|---|
| 'સૉવરીન' | સર્વ- કે પૂર્ણ- સત્તાક |
| 'પેરેમાઉન્ટ' | સમ્રાટસત્તા |
| 'પેરેમાઉન્ટસી' | ,, |
| 'સૉવરિન્ટી' | પૂર્ણ કે સર્વ સત્તા; કુલહક; રાજહક |

આ કોઈ જગાએ 'સાર્વભૌમ' શબ્દ બંધબેસે નહિ. બહુ તો સાર્વભૌમ=સમ્રાટ બેસાડી શકો. પરંતુ તેનો અર્થ 'સૉવરીન' તો નહિ ચાલી શકે.

## મૅટ્રિક માટે ફરી વિચાર થશે

એપ્રિલના અંકમાં એક જાણકાર ભાઈએ આ અંગે કહેલું સાચું પડ્યું છે. મુંબઈ યુનિવર્સિટીની સેનેટે અગાઉની તેની બેઠકમાં મૅટ્રિક અંગે કરેલો વિચાર ફરી ઉખેળ્યો છે, અને તે બાબત વધુ વિચાર થશે. શિક્ષણક્રમમાં મૅટ્રિક જેવી મહત્ત્વની સીમા નક્કી કરવામાં કાચું ન કપાય, એ સારું જ છે. એટલે, સેનેટ ભલે ફરી વિચારે. પરંતુ ૭ મહિના વિચાર કરીને પણ આખરે શીંગડામાં ન ભરાય, તો સારું. આ ભીતિમાંથી બચવું હોય, તો છેલ્લી પેઢીમાં રાષ્ટ્રસેવકોએ જે વિચારો ફેલાવ્યા છે અને લડી લડીને દેશની સિકલ ફેરવી નાંખી છે, તે આખા યુગને ભૂલવવાનું તે ન ભૂલે. શિક્ષણક્રમનો ઊંધો શંકુ હવે છતો થવો જોઈએ. જે રાજ્યે એવા શંકુને ઊભો રાખવાનો એ કરામતી ખેલ આજ સુધી પોતાને જોરે ચલાવ્યો, તે રાજ્યની કળા હવે ઓસરે, તો તેની જોડે એ કરામત પણ હવે નહિ ટકી શકે, એ આ સુધારા માટે મૂળમંત્ર છે.

## બેધારી આફત

મૅટ્રિકમાં પરિણામ પચાસેક ટકા — સારું આવ્યું. આથી યુનિવર્સિટીને આફત આવી તે એ કે, એ સંખ્યા, ગાડરિયા-ન્યાયે, કૉલેજોમાં દોડવાની અને તેમાં બી.એ.ની કૉલેજો કરતાં વિજ્ઞાન, વેપાર ઇ૦ની તરફ વધારે. આથી ત્યાં ભીડ ને પડાપડી થાય છે. તેને માટે શું કરવું?

એનો એક રસ્તો એ છે કે, મૅટ્રિકનું પરિણામ જરા ઊંચે ધોરણે આપવું. આથી યોગ્ય લોક યુનિવર્સિટીમાં આવે. અને આવવા ને લેવા પણ એવા જ જોઈએ. પણ એમ કરતાં 'કત્લે-આમ'ની આફત આવે છે. અને એમાંથી બચવા જાય છે ત્યારે ભીડની આફત આવે છે! આ બેધારી આફતમાંથી ઉગારો શો?

આ અવદશા પાછળ પરદેશી કેળવણીનો એક જૂનો ને મૂળ દોષ રહેલો છે, ને જમાનાને જોરે, તે બેહૂદો ઉઘાડો પડે છે. એ દોષ છે નાનાં નાના ઉદ્યોગોની પ્રાથમિક તાલીમ આપવાની વ્યવસ્થાનો અભાવ. કાચો માલ જ બનાવે તો બસ, એ ગરજ સામ્રાજ્યવધારીઓની. તેથી ઉદ્યોગો ન વધે. તે ન વધે તો તેની તાલીમ શું કામ જોઈએ? એટલે ફક્ત થોડી વ્યવસ્થા રાખીને બી.એ.ના પ્રવાહ તરફ બધું વાળ્યું. હવે તે ન ચાલે, એવડો મોટો નદ તે થઈ ગયો. તેથી મૅટ્રિક બાદ અનેકવિધ ઔદ્યોગિક તાલીમ આપવાની શાળાઓ ઊઘડવી જોઈએ. આમ કરવાથી ભણેલી બેકારી, કૉલેજોની ભીડ, નાલાયકોનો નકામો યુનિવર્સિટી પરનો બોજો, ઔદ્યોગિક અવદશા, —આવાં આવાં અનેક દૂષણો દૂર થશે. મતલબ કે, આ કામ હવે કરવું જોઈએ. તે નર્યું શિક્ષણખાતાનું નથી. સ્વરાજ સરકારનું એ છે. તો જ યુનિવર્સિટી, જે આજે ભાંગી પડે એવા ગોટાળામાં સપડાઈ પડી છે, તે પણ તેમાંથી બચી જઈ કાંઈક ધારણ અને યોગ્યતા મેળવી શકશે.

## મદ્રાસ પહેલ કરે છે

દેશમાં ઘણા પ્રાંતોમાં કૉન્ગ્રેસ સરકારો કામ કરતી થઈ ગઈ છે. તેમને વિવિધ ક્ષેત્રોમાં સુધારા કરવાની સૂચનાઓ અને યોજનાઓ પણ ધરાવા લાગી છે. ગઈ સરકારે પણ તેમને માટે અગાઉથી ઓછી તૈયાર નથી રાખી, કેમ કે બેજવાબદારીની ખરી ખૂબી યોજના ઘડવાના કામમાં જેવી ઝળકી ઊઠી શકે, એવી ભાગ્યે બીજામાં ફાવી શકતી હશે.

કૉન્ગ્રેસ સરકારોએ આ બધામાંથી માર્ગ કાઢવાનો છે. એ માર્ગનું લક્ષણ રચનાત્મક ક્રાંતિ હોવું જોઈએ. નર્યા સુધારા કરવાના હોત તો એમનું કામ નહોતું. એમનું કામ સરકારી તંત્ર દ્વારા દેશની ગુલામ સિકલ ફેરવી નાંખવાનું છે, અને સમગ્ર પ્રજાને સ્વરાજનો ખરો સ્વાદ ચખાડવાનો છે.

પણ આ કરવાને માટે પણ, તેમણે તેમનાં ખાતાં મારફતે અને અમુક ચોક્કસ પગલાં ભરવા દ્વારા જ કામ તો લેવાનું હશે. એની પાછળની નીતિ અને દૃષ્ટિ કૉન્ગ્રેસના રચનાત્મક કાર્યક્રમે તેમને આપી છે. તેને સ્પષ્ટ પગલું ભરવા દ્વારા ગતિમાન કરવાની છે. આ પગલું આખા તંત્રની કાયાપલટ કરી દે એવું મૂળગામી હોવું જોઈએ;

તો જ તેઓ પોતાના કામમાં આગળ વધી શકે. રાજ્યવહીવટદારની કુનેહ દાખવી, આવું પગલું તેમણે પ્રજાજીવનના દરેક ક્ષેત્રને માટે શોધી કાઢવાનું રહે છે

આવું એક પગલું મદ્રાસ સરકારે જાહેર કર્યું છે. આ માસિકના વાચકોને માટે તે નવું નથી. મદ્રાસના શિક્ષણ પ્રધાને જાહેર કર્યું છે કે, માતૃભાષાને અભ્યાસ-ક્રમમાં તેનું યોગ્ય સ્થાન ને સમય મળી રહે તે માટે, અંગ્રેજી ભાષાનું શિક્ષણ ભણતરનાં પહેલાં છ વર્ષ બાદ શરૂ કરવામાં આવશે. તરત પાંચમા વર્ષમાં ને બીજે વર્ષે છઠ્ઠામાં અંગ્રેજી બંધ થશે

આટલું પણ ઠીક છે, ને તે ક્રાંતિકારી પગલાની પહેલ કરવા માટે મદ્રાસને ધન્યવાદ. પણ એટલું બસ નથી. પૂરાં સાત વર્ષ અંગ્રેજીને સ્થાન ન મળવું જોઈએ. ત્યાર બાદ જ તે આવી શકે. આ બાબતમાં સારજંટ યોજના પણ લૂલું લૂલું બોલે છે, તે સાંભળવું ન ઘટે મુંબઈ સરકારે આ પૂરું પગલું જ હવે ભરવું જોઈએ.

## મેકોલેએ ભાખેલા 'કાળા ગોરાઓ'

'ટાઇમ્સ ઑફ ઇંડિયા'નો લંડનનો ખબરપત્રી તા. ૧૬-૬-'૪૯ના તેના પત્રમાં (૧૮-૬-'૪૯એ પ્રસિદ્ધ થયેલો) એક મોટા હિંદી અમલદાર વિષે લખે છે તે જાણવા જેવું છે. તે મધ્યસ્થ સરકારમાં દિલ્હી કામ કરે છે. મિ. આર. એચ. પાર્કર કરીને (એક વખતના વિલ્સન કૉલેજના પ્રોફેસર?) એક પ્રોફેસરને એ અમલદાર મળ્યો હશે. તે વખતે થયેલી વાત પાર્કર સાહેબે 'રૉયલ એમ્પાયર સોસાયટી'ના મુખપત્ર ('યુનાઇટેડ એમ્પાયર')માં પ્રસિદ્ધ કરી છે. તેમાં એમ છે કે, તે બે જણ હિંદની ને વિલાયતની યુનિવર્સિટીઓની સરખામણી કરતા હતા, ત્યારે પેલા અમલદારે કહ્યું, 'લંડનના મૅટ્રિકને હું હિંદના ગ્રેજ્યુએટ કરતા ચડિયાતો ગણું, અને જો મારું ચાલે તો એક સિવાય બીજી બધી હિંદની યુનિવર્સિટી-ઓને બંધ કરું.' પરદેશી રાજની વફાદાર સેવા કરતાં બડા સાહેબ થઈ બેઠેલા આ જનાબના સપાટામાંથી કઈ યુનિવર્સિટી બચે, એ તે પત્રમાં જણાવ્યું નથી. તેમ જ પોતે ક્યાં ને શું ભણ્યા છે તેય કહેતા નથી. પણ એમના બોલ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે, સરકારી નોકરી કરી કરીને એમને એમ લાગ્યું કે, ચામડી ન ફરે, છતાં જેટલા થઈ શકાય એટલા વિલાયતી થવું જોઈએ ને તે માટે વિલાયતનું જ ભણતર સારું. અને વિલાયતી થવાથી ઘણા ઘણા ફાયદા (અલબત્ત નોકરીના ! અને એથી ચડિયાતો હિંદમાં ક્યો ધંધો જ છે?!) છે, એ તો તે સાહેબ રોજ દિલ્હી સેક્રેટેરિયેટમાં જાતે જોતા અને તેથી બગતા હશે.

મેકોલેની આગાહી હતી કે, અંગ્રેજી ભણતરથી હિંદીઓ તેમની ચામડી સિવાય બધી વાતે ગોરાના જેવા થઈ જશે. તે આટલી બધી સાચી પડશે, એ તો એણે પણ નહિ કલ્પ્યું હોય હવે સ્વરાજમાં આ બડા અમલદારના વિચાર પાછા ફરે, તો નવાઈ ન પામવું. ઘણે ભાગે ફરશે, કેમ કે સરકારી નોકરોને (વળતરના લાભકારણ ઉપરાંત) કાંઈ રાષ્ટ્ર-કે-રાજકારણ હોય નહિ.

આપણા લોકમાં આઈ. સી. એસ. ઇ૦ વિષે લઘુ-ભાવની પામરતા-ગાંઠ ન બંધાઈ હોત, તો આવા લોકો પોતાની માનું જ આવું અપમાન ન કરત. આવતું સ્વરાજ આ વૃત્તિને સુધારશે એમ મનાય.

## હવે-પછીની અર્થનીતિ

શ્રી વિશ્વેશ્વરય્યા આપણા દેશના એક અનુભવી અને બાહોશ ઉદ્યોગવાદી છે. મોટા યંત્રોદ્યોગો દેશમાં વધે અને દેશી ઉદ્યોગપતિઓ એ કામ સંભાળી લે, એ એમની હંમેશની ચિંતા હોય છે આ કામમાં આજની પરદેશી સરકાર મન મૂકીને કદી મદદ નહિ કરે, એ હવે કોઈને કહેવા—સમજાવવાનું ભાગ્યે જ રહે છે. બ્રિટિશ લોકનો એકમાત્ર હેતુ હિંદમાંથી તેમને મળતાં ધન તથા સત્તાનો આજ સુધી રહ્યો છે. તેથી શ્રી વિશ્વેશ્વરય્યાએ મુંબઈમાં એક સભામાં હમણાં કહ્યું કે, આથી કરીને "ભવિષ્ય બહુ અચોક્કસ છે. તેથી સલામતી એમાં છે કે, આખી પ્રજાને આ સંકટ સામે જાગ્રત કરવી જોઈએ. આ કામ દેશના બધા ભાગોમાં ચાલવું જોઈએ. અને તે કામને દેશના અનુભવી અને જાણકાર જાહેર સેવાભાવી નાગરિકોએ હાથ ધરવું જોઈએ. તેને માટે બધે તેવા લોકોએ ઝુંબેશ ઉપાડવી જોઈએ."

વાત સાવ સાચી છે. હિંદમાં ઉદ્યોગધંધા ઝપાટાબંધ ખીલવવા જોઈએ. તે કામ અંગ્રેજો નહિ કરે, નહિ કરી શકે; પ્રજાના સાચા સેવકો તથા નેતાઓએ તે કરવું જોઈએ; તેઓ જ કરી શકે. પરંતુ તે કઈ નીતિથી? કયા ઉદ્દેશને લક્ષમાં રાખીને? આ મુખ્ય સવાલ છે. શ્રી વિશ્વેશ્વરય્યા અને બીજા ઘણા અંગ્રેજી અર્થશાસ્ત્ર ભણેલા લોકો યંત્રોદ્યોગ પર જોર દેવા કહે છે. એટલે કે, દેશના મૂડીદાર વગેરે ભવિષ્યની ઉદ્યોગનીતિ સોંપવા જેવું એ થયું. અને શ્રી વિશ્વેશ્વરય્યા ચોખ્ખા શબ્દોમાં તેમના સદરહુ વ્યાખ્યાનમાં કહે છે પણ ખરા કે, વર્તમાન મૂડીવાદી તંત્રને આજે ધક્કો પહોંચાડવો કે બદલી નાંખવું એ બરોબર નથી.

એ પણ અમુક અંશે કબૂલ કરી શકાય. એ અર્થમાં કે, પરદેશીને બદલે દેશી યંત્રોદ્યોગો, જે આજે ચાલતા હોય, તે ભલે ચાલે. તેમને ખામુખા બંધ કરવાની નથી જરૂર કે નથી તેમાં તાત્કાલિક લાભ પણ. પરંતુ પ્રશ્ન એ છે કે, સ્વતંત્ર હિંદે હવે-પછી પોતાનું ધનબળ કે મૂડી, પોતાની બુદ્ધિશક્તિ, પોતાનું જોર આ તરફ જ આગળ વાપરવું? કે ઉદ્યોગધંધા વધારવાને માટે હિંદે યુરોપના એ યંત્રોદ્યોગી ચીલાથી બીજો રસ્તો લેવો જોઈશે?

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૭] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૬


## સત્યાગ્રહનું અવિનાશી તત્ત્વ

[શ્રી રંગનાથ દિવાકર કૃત 'સત્યાગ્રહ (તંત્ર અને ઇતિહાસ)' એ પુસ્તકના શ્રી૦ કિ૦ ઘ૦ મશરૂવાળાએ લખેલા પ્રાસ્તાવિક વિચારનો અનુવાદ.]

સત્યાગ્રહની શક્તિ તેના વર્તમાન હિન્દી સ્વરૂપમાં પ્રથમ ગાંધીજીના હૃદયમાં જન્મ પામી અને ત્યાં છેલ્લાં ચાળીસ પિસ્તાળીસ વર્ષ દરમ્યાન પ્રથમ દક્ષિણ આફ્રિકામાં અને પછી હિંદુસ્તાનમાં તેમના જીવનની જોડે જોડે વિકાસ પામી. આ વિકાસનો ઇતિહાસ મારા મિત્ર શ્રી રંગનાથ દિવાકરે આ પુસ્તકમાં આપેલો છે. તેમાં તેમણે સત્યાગ્રહનું તત્ત્વ અને તેના પ્રકારોનું વિગતવાર વિવેચન કરેલું છે. એટલે તેની ફરીને ચર્ચા કરીને વાંચનારનો સમય ન લેતાં કેવળ આ વિષય પર મારા કેટલાક સ્વતંત્ર અને પૂરક વિચાર જ રજૂ કરું છું.

૧

સત્યાગ્રહની વ્યાખ્યા કરતાં ગાંધીજીએ તેને 'આત્મબળ', 'આધ્યાત્મિક કિંવા અહિંસક શક્તિ' અથવા 'ઈશ્વર પરની અનન્ય અને દૃઢ શ્રદ્ધામાંથી પ્રાપ્ત થનારું સામર્થ્ય' એવું તેનું સ્વરૂપ વર્ણવેલું છે. અહિંસા યશસ્વી થાય એ માટે પરમેશ્વર પર અનન્ય શ્રદ્ધા હોવી, એ ગાંધીજીના મત પ્રમાણે જરૂરી છે. તેઓ કહે છે:

"અહિંસાને વિષે સત્યાગ્રહીમાં જીવતી જાગતી શ્રદ્ધા હોવી જોઈએ. ઈશ્વરને વિષે અવિચળ શ્રદ્ધા ન હોય તો અહિંસાને વિષે એવી શ્રદ્ધા હોવી અશક્ય છે. અહિંસક માણસ ઈશ્વરની શક્તિ અને કૃપા વિના કશું કરી શકતો નથી. તેના સિવાય તેનામાં ક્રોધ વિના, ભય વિના અને સામો ઘા કર્યા વિના મરવાની હિંમત નહીં આવે"

('હરિજનબંધુ' ૧૯–૬–'૩૮)

વળી, ગાંધી સેવા સંઘ સમક્ષ બોલતાં તેમણે કહ્યું હતું:

"દરેક સત્યાગ્રહીને ઈશ્વર વિષે જીવંત આસ્થા હોવી જોઈએ. કારણ એની પાસે ઈશ્વરમાં અડગ, અટલ શ્રદ્ધા સિવાય બીજું બળ જ નથી. એવી આસ્થા વિના એ સત્યાગ્રહ કરી જ ક્યાંથી શકે!"—"ઈશ્વર પાસેથી મળતા બળ વિના, રોષનો શબ્દ સરખો ઉચ્ચાર્યા વિના, સર્વ પ્રકારની યાતનાઓ સહન કરવી, એ માણસને માટે અશક્ય છે. આપણે નિર્બળ છીએ, ન ઈશ્વર એ જ આપણું નિર્બળનું બળ છે. જેઓ પોતાની સર્વ ચિંતાઓને સર્વ ભયો એ અપ્રમેય શક્તિ પર નાંખી દે છે, તેમને ઈશ્વર વિષે શ્રદ્ધા છે એમ કહેવાય."

('હરિજનબંધુ' ૧૪-૫-૧૯૩૯ અને ૪-૬-૧૯૩૯)

આ શબ્દોનો વિશેષ ખુલાસો કોઈ માગે તો ગાંધીજી કહેશે, 'પરમેશ્વર એટલે સત્ય અથવા સત્ય એ જ પરમેશ્વર'; અથવા 'પરમેશ્વરનું રૂપ એટલે પ્રેમ અને અહિંસા. પરમેશ્વરમાં દ્વેષ અને યુદ્ધ ન સંભવે'; 'આત્મબળ કે આધ્યાત્મિક શક્તિ એ પાશવી શક્તિ કરતાં જુદી શક્તિ છે.'

વળી તેઓ કહેશે, 'ઈશ્વર ભૂતમાત્રના હૃદયમાં વસે છે અને ઈશ્વરના સાંનિધ્યમાં ભયને માટે અવકાશ જ નથી.' 'ઈશ્વરના સર્વવ્યાપીપણાના જ્ઞાનમાંથી જેમને વિરોધી કે ગુંડા કહી શકાય એવા માણસોનાં જીવન વિષે પણ આદર ઊપજે છે.' 'પ્રેમસ્વરૂપ પરમેશ્વર વિષે અચલ શ્રદ્ધા એટલે સર્વ મનુષ્યો પ્રત્યે સમાન પ્રેમ.' (ઉપરનાં બધાં અવતરણો 'હરિજન'ના કે 'હરિજનબંધુ'ના અંકોમાંથી જ છે.)

૨

માણસ ગમે તે દેશ કે ધર્મનો હોય છતાં, જ્યાં સુધી તેની બુદ્ધિ પર કોઈ વિશિષ્ટ તત્ત્વજ્ઞાન કે સાંપ્રદાયિક વાદની મજબૂત પકડ બેઠેલી ન હોય, ત્યાં સુધી તેને ઉપરનું વિવેચન સ્પષ્ટ અને પૂરતું લાગે છે. પરમેશ્વર, આત્મા, પશુબળ, અહિંસા, દ્વેષ ઇત્યાદિ શબ્દોનો અર્થ સહેજ સમજાય એવો લાગે છે. જે પ્રમાણે ગળ્યું અને તીખું, તરસ અને ભૂખ, મૈત્રી અને શત્રુતા એના અર્થ અને તેમની વચ્ચેના ભેદ તે સ્પષ્ટ સમજે છે, તે જ પ્રમાણે તેને ઉપલા શબ્દોના અર્થ અને તેમાંના ભેદ સમજાય એવા લાગે છે. અને આમ તે આ શબ્દપ્રયોગને સમજતો હોવાથી તેને ગાંધીજીના વિવેચનમાંથી નિત્યજીવનમાં ઉપયોગી થાય એવું માર્ગદર્શન મળી રહે છે. નિત્યના

સાધારણ પ્રસંગોમાં તે પોતાની વિવેકબુદ્ધિ પર વિશ્વાસ રાખીને પોતાના જીવનનું ધોરણ નક્કી કરી શકે છે.

પરંતુ જો એક વાર માણસ 'તત્ત્વજ્ઞાન'ના વાદોની અથવા તાર્કિક ચર્ચાઓની જાળમાં સપડાય, તો પછી તેને તેમાંથી છૂટવું કઠણ થઈ પડે છે. પછી તેને સામાન્ય શબ્દોના અર્થ અને રહસ્ય પણ અગમ્ય થઈ જાય છે. કેટલાંક વર્ષોથી મારો એવો અભિપ્રાય થયો છે કે, આપણા કે બીજા દેશોમાંયે તત્ત્વજ્ઞાનને જે વલણ મળ્યું છે તેના મૂળમાં જ ભૂલ રહેલી છે. તેમના મતપંથોએ વિચારોની સ્પષ્ટતા કરવાને બદલે ગૂંચવણ જ વધારેલી છે.

પરિણામે, ઘણા વિદ્વાનોને ગાંધીજીનો સત્યાગ્રહનો સંદેશો અને અહિંસા, સત્ય, પરમેશ્વર વગેરેની વ્યાખ્યા સમજવી ઘણી કઠણ લાગે છે. કેટલાકને એમ પણ લાગે છે કે, ગાંધીજી કાં તો જાણીજોઈને ગૂઢ અને બીજાના હાથમાં સપડાઈ ન જવાય એવી હેતુપુરસ્સર યોજેલી ભાષા વાપરે છે, અથવા તો તેમની વિવેચનપદ્ધતિ ગડબડગોટાળી અને અસ્પષ્ટ છે. મારી પોતાની સમજ એવી છે કે, ગાંધીજી અને તેમનો સંદેશો આપણને સમજવો કઠણ લાગે છે તેનું કારણ એ છે કે, તે વિષય પ્રત્યે જોવાની આપણી પદ્ધતિ જ ભૂલભરેલી છે. જે વિષયની સમજ કસવા માટે સીધા પ્રત્યક્ષ અનુભવને માર્ગે જ જવું જોઈએ અને પ્રત્યક્ષ આચરણ કરીને જ અનુભવ લેવો જોઈએ, તે વિષય કેવળ તાત્ત્વિક વાદવિવાદથી અમુક એક મર્યાદાથી આગળ કદી સમજાતો નથી. જેણે કોઈ દિવસ ગળપણનો અનુભવ ન લીધો હોય તેને ગળ્યા સ્વાદની કેવળ નિશ્ચિત અને શાસ્ત્રશુદ્ધ વ્યાખ્યા કહી હોય તોયે, કોઈ પદાર્થ ગળ્યો લાગવો એટલે શું, એ તેને કદી સમજાશે નહીં, અને ગોળ અને સાકરના ગળપણનો ભેદ સમજવો એ તેથીયે અધિક કઠણ થઈ પડશે. કોઈ સર્વશ્રેષ્ઠ શાસ્ત્રજ્ઞ હોય, પણ જો તે પ્રત્યક્ષપણે ચાખ્યા વિના ગળપણનું યથાર્થ જ્ઞાન કરવાનો દુરાગ્રહ કરે તો જે જ્ઞાન, પ્રત્યક્ષ ચાખીને ગળપણનો અનુભવનાર કોઈ નાના બાળકને થાય તે, એ મહા વૈજ્ઞાનિક — મહા પંડિતને નહીં થાય.

૩

કેવળ તાર્કિક પદ્ધતિથી તત્ત્વવિચાર કરવાની ટેવનું એવું પરિણામ આવેલું છે કે, જગતમાં તર્કવાદ નિર્માણ કરવામાં કુશળ વિદ્વાનો જેટલા હશે તેટલા તત્ત્વજ્ઞાનના પંથો નિર્માણ થયેલા છે. આત્મા, પરમાત્મા વગેરે સર્વ જૂઠું છે, બધાના મૂળમાં કેવળ એક પ્રકૃતિતત્ત્વ જ છે, એવો જેમનો નિશ્ચિત મત છે, એવા લોકો એક બાજુએ છે; તો બીજે છેડે પ્રકૃતિ જેવું કાંઈ જ નથી, કેવળ એક શુદ્ધ સનાતન આત્મતત્ત્વ જ છે, એવું પ્રતિપાદન કરનારા લોકો છે. પહેલા મતવાળાની દૃષ્ટિએ અહિંસાત્મક સત્યાગ્રહ એ વ્યવહારબુદ્ધિથી લાભહાનિનો વિચાર કરીને ઠરાવેલી એક પ્રકારની વ્યૂહરચના — લડવાની નીતિ કે પેંતરો જ છે. ભલે હિંદુસ્તાનની પરિસ્થિતિમાં તેનો આશ્રય લઈએ, પણ તેનો નકામો જ ધાર્મિક-આધ્યાત્મિક મહિમા ગાવો ન જોઈએ. બીજા મતવાળાનું કહેવું આનાથી તદ્દન ઊલટું છે. તેઓ કહે છે કે, આધિભૌતિક એવી કોઈ શક્તિ જ નથી; શક્તિ માત્ર આત્માની — આધ્યાત્મિક જ છે. સિંહનું ભયંકર શરીરબળ, અણુ-બૉમ્બની વિનાશશક્તિ અને તેના સંશોધકનું બૌદ્ધિક કૌશલ્ય એ બધી તેવી જ આધ્યાત્મિક શક્તિઓ છે, જેવી સૉક્રેટીસ, ઈશુ, પ્રહ્લાદ કે ગાંધીજીના અહિંસાત્મક પ્રતિકારમાં અને આવે તેટલા ક્લેશો ને અદ્વેષવૃત્તિથી સહન કરવામાં જણાતા ધૈર્યબળમાં છે. એટલે અધિભૌતિક કે પશુબળ, તથા આધ્યાત્મિક કે આત્મબળ એવો ભેદ કરવાનું કશું જ પ્રયોજન નથી. બંને પંથોનો છેવટનો નિષ્કર્ષ એક જ છે. તે એ કે, તત્ત્વદૃષ્ટિથી પશુબળ (હિંસા) અને સત્યાગ્રહબળ (અહિંસા) એ વચ્ચે સારું-ખોટું એવો ભેદ કરી શકાતો નથી. વ્યવહારદૃષ્ટિએ જે વખતે જે નીતિનું અવલંબન યોગ્ય જણાય તેનો જ વિચાર કરીને યોગ્ય શું, એ ઠરાવવું જોઈએ. હિંદુસ્તાનની વર્તમાન પરિસ્થિતિમાં સત્યાગ્રહનો માર્ગ વહેવારુ છે એમ બંનેને લાગે છે. પરંતુ ગાંધીજી સત્યાગ્રહની વિશ્વવ્યાપકતા અને સૃષ્ટિનો કાયદો વગેરે માહાત્મ્ય કહે છે તે બંનેને મતે નકામું છે.

વિદ્યાપીઠોની ડિગ્રીઓ મેળવેલા અનેક તરુણોએ મારી પાસે આવીને કહેલું છે: "ગાંધીજીના લખાણમાં વારે વારે આવતા પરમેશ્વરનો અને ઊઠતાં બેસતાં આવતા સત્ય અને અહિંસાના મંત્રનો અમને તદ્દન કંટાળો આવે છે. બહુ થયું હવે આ પરમેશ્વરપુરાણ ને અહિંસા-માહાત્મ્ય!"

બીજી બાજુએ એવા કેટલાક પ્રૌઢ વેદાન્તી મને મળેલા છે, જેમને ગાંધીજીની ઈશ્વરપરાયણવૃત્તિ વિષે આદર લાગે છે, પણ તે સાથે જેમને ગાંધીજીના અજ્ઞાનની દયા આવે છે. તેઓ કહે છે: ગાંધીજીને આત્મસ્વરૂપ વિષે અજ્ઞાન છે એમ કહેવું જોઈએ. આત્મા એ હિંસા-અહિંસા બંનેથી પર છે. સત્યાસત્ય, અહિંસા-હિંસા આદિ દ્વંદ્વો આત્માને સ્પર્શી શકતા નથી. જો તેઓ આત્મજ્ઞાન કરી લઈને નિરહંકાર અવસ્થાની પ્રાપ્તિ કરી લે, તો હિંસા-અહિંસાના વાદમાં ગૂંચાઈ નહીં જાય. જરૂર જણાય તો સર્વ વિશ્વનો સંહાર કરવાનું સામર્થ્ય તેમને પ્રાપ્ત થાય, અને નિર્વિકારપણે એ કાર્ય તેઓ કરી શકે. તેમ થાય તો આજે અહિંસાના બંધનમાં જકડાયેલો તેમનો અને તેમની સાથે ભારતનો અમર્યાદ પુરુષાર્થ મુક્ત થાય અને મહાન કાર્યો નિર્માણ કરી શકે.

આ બે છેડા વચ્ચે બીજા કેટલાયે ધર્મો અને તત્ત્વજ્ઞાનોના પંડિતો છે, જેમને સૌને એમ લાગે છે કે, ગાંધીજીએ કરેલા હિંસાના અત્યંત નિષેધને ધર્મશાસ્ત્ર

અને તત્ત્વજ્ઞાનનો આધાર નથી. જુદા જુદા ધર્મપંથોના અનુયાયીઓમાં આ વિષે જાણે સ્પર્ધા જ ચાલેલી દેખાય છે. એમાં કેટલાક બૌદ્ધ અને જૈન પંડિતોનોયે સમાવેશ કરી શકાય. પ્રત્યેકને એમ સિદ્ધ કરીને બતાવવા જેવું લાગે છે કે, તેના પંથમાં હિંસાનો સર્વથા નિષેધ નથી; ઊલટું, કેટલાક પ્રસંગોમાં હિંસા પવિત્ર અને ધાર્મિક કર્તવ્યરૂપ છે, એમ પણ તે પંથે માન્ય કરેલું છે.

૪

આ વિદ્વત્તાભરી ચર્ચાઓ સાંભળીને ગાંધીજીના ઉપદેશ વિષે જેને પૂર્વે શંકા લાગતી ન હોય તેવોયે સાધારણ માણસ ગોટાળામાં પડી જાય છે.

આવી સ્થિતિમાં આપણે સત્યાગ્રહ તત્ત્વની બાબતમાં કેવી રીતે વિચાર કરવો યોગ્ય થાય?

હું મારા વિચારો મૂકું છું. મારા વિચારોની ઉત્ક્રાન્તિ થવામાં અનેક ધાર્મિક અને તાત્ત્વિક સંસ્કારોનો હાથ છે. પરંતુ આજે મારી નિષ્ઠા કોઈ પણ વિશિષ્ટ ધર્મપંથ કે દર્શનને બંધાયેલી નથી તથા કોઈ પણ શાસ્ત્રને શબ્દ-પ્રમાણ માનતી નથી. પરંતુ કેટલાક ઇતિહાસપ્રસિદ્ધ સત્યાગ્રહી, મારી પોતાની માહિતીના કેટલાક સત્યાગ્રહી, અને મારો પોતાનો વત્તો-ઓછો અનુભવ, એ બધું તપાસીને, સત્યાગ્રહી માણસની નિષ્ઠાની પાછળ કેવા પ્રકારનું ધૈર્ય અને બળ કામ કરી રહ્યું હોય છે, એ શોધવાનો મારો પ્રયત્ન છે.

એ પરથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, પ્રત્યેક મનુષ્યના હૃદયમાં બે વિશિષ્ટ પ્રકારનાં બળનાં બીજો છે. એકને હું નીતિબળ અને બીજાને તેજોબળ એવું નામ આપીશ.

તેમાં નીતિબળનું સ્વરૂપ આ પ્રમાણે છે:

૫

માણસને જુદી જુદી જાતના ઐહિક લાભ અને માનસિક તથા ઇન્દ્રિયજન્ય સુખ જોઈએ છે, અને તે મેળવવા માટે તે રાતદિવસ પ્રયત્ન કરતો હોય છે. પરંતુ તે પ્રયત્ન એક ઠરાવેલી મર્યાદાની અંદર જ રહીને કરવાનો પોતા પર સંયમ રાખવાની તેનામાં એક શક્તિ હોય છે. તે શક્તિનું બરાબર પોષણ થયું હોય, તો તે તેને પોતે ઠરાવેલી મર્યાદા છોડયા સિવાય જે સુખ પ્રાપ્ત થવું શક્ય ન હોય, તેની પરવા ન કરવાનું બળ આપે છે. અત્યંત કઠણ પરિસ્થિતિમાં તથા મોટાં પ્રલોભનોને સુધ્ધાં વશ ન થવાનું મનોબળ તે માણસને પ્રાપ્ત થાય છે. કોઈ જુદી જાતની વિચારસરણી કે સોબતને વશ થઈને તે મર્યાદાને તોડવા હરકત નથી, એવું જ્યાં સુધી તે માનતો થતો નથી, ત્યાં સુધી તેને પોતાની સુખેચ્છા પર સંયમ રાખવાનું ધૈર્ય રહે છે. આ પ્રમાણે પોતાના ઐહિક લાભ અને સુખ અમુક મર્યાદિત માર્ગે જ પ્રાપ્ત



કરવાની માણસની સ્વનિયમનશક્તિ એ જ તેનું નીતિબળ છે. માણસની 'જંગલી' કે 'સુધરેલી' સભ્યતા અથવા તેની આર્થિક સમૃદ્ધિ કે દારિદ્રય કે તેના વૈજ્ઞાનિક કે સાહિત્યિક વિકાસ સાથે આ બળના પોષણનો સંબંધ છે જ એમ ન કહેવાય. તેની તાર્કિક શક્તિ કે શાસ્ત્રીય પાંડિત્ય સાથે પણ તેનો હંમેશાં સંબંધ રહેતો નથી. પોતાની સુખપ્રાપ્તિનો મર્યાદામાર્ગ તેણે પોતે જ ઠરાવેલો હોય અથવા તેના જીવન પર સંસ્કાર નાખનાર વ્યક્તિ કે સમાજ તરફથી તેને પ્રાપ્ત થયેલો હોય. આ બળ કોઈ અત્યંત બુદ્ધિમાન રાજનીતિજ્ઞ, વિદ્વાનશાસ્ત્રી કે મોટા વૈજ્ઞાનિકમાં ઘણું થોડું હોય, અને કોઈ જંગલી કે અશિક્ષિતમાં પુષ્કળ હોય; કોઈ નાના બાળકમાં જોરદાર હોય અને તેના બાપ કે દાદામાં ક્ષીણપ્રાય હોય. દુકાળ, યુદ્ધ, મરકી, ભયંકર ગરીબાઈ વગેરે વિષમ પરિસ્થિતિમાં તે નીચું ઊતરી ગયેલુંયે જણાઈ આવે. પરંતુ આ બળનું જેને ભાન જ નથી એવો મનુષ્ય સંભવતો નથી. જોકે આ બળ સામાન્યપણે ધર્મ અને તત્ત્વજ્ઞાન સાથે જોડાયેલું જણાય છે તો પણ તેની સાથે તેનો અનિવાર્ય સંબંધ નથી. ઊલટું, આ બળને ક્ષીણ કરનાર અથવા તેની અવહેલના કરવાનું શિક્ષણ આપનાર કેટલાક ધર્મપંથ વા જ્ઞાનમાર્ગ જગતમાં છે.

આ નીતિબળના આદિ સ્વરૂપ કે મૂળકારણ વિષે હું અહીં વિવેચન નહીં કરું. તે શક્તિની અમુક વૃદ્ધિ થયા પછી સાધારણ સમજદાર માણસને તેની પાછળ રહેલી મનોવૃત્તિનું ઢાંકણું ન રહે એવું જે જાણપણું થાય છે, તેનું સ્વરૂપ વિચારમાં લઈએ તો બસ છે. આપણું વ્યક્તિગત જીવન ભલું હોવું જોઈએ અને આપણી આસપાસના જગત સાથે તેવો જ ભલાઈનો આપણો સંબંધ હોવો જોઈએ; ટૂંકામાં, 'ભલા થવું ને ભલું કરવું', એવી ઇચ્છા આ મનોવૃત્તિમાં છે. વિસ્તારથી કહીએ તો, આપણા જીવનમાં અને કાર્યપદ્ધતિમાં શુદ્ધતા હોય, બધા સાથે મૈત્રી હોય અને બધાને સહાયક થવું એવી ઇચ્છા તેમાં હોય છે. ગાંધીજીની ભાષામાં કહેવું હોય તો, માણસના હૃદયમાં વસેલી આ અહિંસાની વૃત્તિ છે.

પોતે સુખી થવું એવી ઇચ્છા પ્રાણીમાત્રમાં છે જ. તેની સાથે આપણે ભલા થવું અને ભલાઈ કરવી એ બીજી ઇચ્છા પણ માનવહૃદયમાં કામ કરતી હોય છે. એ બંને ઇચ્છાઓ પ્રવૃત્તિપ્રેરક છે. તેમાં, ભલાઈની ઇચ્છામાંથી જે પ્રવૃત્તિ નિર્માણ થાય છે, તે સુખેચ્છા પર નિયંત્રણ મૂકે છે. સુખેચ્છા કરતાં આ ઇચ્છા જેટલી પ્રબળ હોય, તેટલું તે વ્યક્તિનું નીતિબળ અધિક પ્રભાવશાળી હશે છે. કારણ, ભલાઈની ઇચ્છામાંથી જ નીતિબળને પોષણ મળે છે. ભલાઈની ઇચ્છા ન હોય એવો મનુષ્ય નથી હોતો, એટલે નીતિબળ ન હોય એવો મનુષ્ય નથી હોતો. પણ

ભલાઈની મંદતા-તીવ્રતાના પ્રમાણમાં નીતિબળની કાર્યશીલતા મંદ કે જોરદાર હોય છે.

૬

પ્રત્યેક માણસના હૃદયમાં રહેનારી એક બીજી શક્તિ તે તેજોબળ છે. આ શક્તિ હંમેશાં વ્યક્ત અથવા જાગ્રત થયેલી નથી હોતી, પણ સુપ્ત હોય છે. પરંતુ તે ન હોય એવો મનુષ્ય નથી હોતો. જ્યારે કોઈ વ્યક્તિનું આ તેજોબળ જાગ્રત થાય છે ત્યારે તેના હાથે અદ્ભુત કાર્યો થાય છે અને તેનામાં અપાર આત્મબલિદાન કરવાની હિંમત આવે છે. તે આગળ પાછળ ન જોતાં પોતાનાં બધાં ઐહિક સુખો પર પાણી મૂકી શકે છે, પ્રસંગ પડયે પોતાનાં આપ્તજન, ધનસંપત્તિ કે પોતાના પ્રાણની પણ આહુતિ આપી શકે છે, અને આવી પડે તે દુઃખો શાંતિથી સહન કરી શકે છે. તે સામર્થ્ય જે વખતે પોતાના પૂર્ણ રૂપમાં પ્રગટ થાય છે તે વખતે ભયની નૈસર્ગિક લાગણી પણ નાશ પામે છે, અને તેના જીવનને એક વિશિષ્ટ હેતુ અર્પે છે તથા તેની સિદ્ધિ માટે પોતાની જિંદગી અર્પણ કરવાની દૃઢતા પેદા કરે છે. સુપ્તાવસ્થામાંથી પ્રવૃત્તિશીલ સ્થિતિમાં તેજોબળનું જે રૂપાંતર થાય છે તેમાંથી જ ધાર્મિક, રાજકીય કે ઇતર પ્રકારની ક્રાંતિઓ નિર્માણ થાય છે. આ તેજોબળ પ્રથમ કઈ વ્યક્તિમાં જાગ્રત થશે અને ક્યારે તથા કેમ પ્રગટ થશે એનો નિયમ જણાતો નથી. કોઈ અણધાર્યા નિમિત્તથી અને જેનામાં તે હોવાની શંકા પણ કોઈને ન આવી હોય તેવાયે માણસમાં તે જાગ્રત થઈ શકે છે. પછી એ તેજોબળ અગ્નિ કે ચેપ પ્રમાણે પ્રસરનારું હોવાથી પુષ્કળ માણસોને — આખા સમાજનેયે — પોતાના પંજામાં લે છે અને જેને જેને તે ચેપ લાગે છે તે તેનાં સાધન બને છે અને તેનાં પ્રચારક થાય છે. તે બળથી જાગ્રત થયેલી વ્યક્તિ કે સમાજમાં તે અજેય નિશ્ચયબળ ઉત્પન્ન કરે છે.

૭

પરંતુ આ તેજોબળ અને ઉપર કહેલા નીતિબળ વચ્ચે હંમેશાં સુમેળ જ હોય છે એવો અનુભવ થતો નથી. નીતિબળ ક્ષીણપ્રાય હોય છતાં જાગ્રત તેજોબળનાં પુષ્કળ ઉદાહરણો મળે છે. ધારો કે કોઈક મોટરડ્રાઇવર મોટર ચલાવે છે, ક્યાં જવાનું છે એની તેને ખબર છે, અને તે સ્થાન તરફ તે પોતાની ગાડી પૂર્ણ વેગથી લઈ જાય છે. રસ્તામાં કોઈકને ધક્કો લાગે કે આઘાત થાય તોયે તે તેની જરાયે પરવા કરતો નથી, અને બ્રેકને ક્યારે પણ હાથ લગાડતો નથી. નીતિબળ વગરના તેજોબળનું કાર્ય આવું હોય છે. જેનું ફક્ત તેજોબળ જ જાગ્રત થયેલું હોય તેવી વ્યક્તિ પોતાનું ધ્યેય જાણતી હોય છે. અને તે પ્રાપ્ત કરવાનો તેણે નિરધાર કરેલો હોય છે. પરંતુ સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે તે બેપરવા હોય છે. ઉદાહરણાર્થ, જે શક્તિથી હિટલરે એક પેઢીમાં જર્મનીને એક બળવાન રાષ્ટ્ર બનાવ્યું, તે નીતિનિરપેક્ષ તેજોબળનો પ્રકાર હતો. અને એવા જ સ્વરૂપના તેજોબળથી ચર્ચીલ, સ્ટૅલિન કે રુઝવેલ્ટે મિત્રરાજ્યોનો નજીક આવેલો પરાજય ટાળ્યો અને ધરીરાજ્યોને હાર ખવડાવી. આપણા દેશમાં પણ એક બાજુથી બ્રિટિશ સામ્રાજ્યશાહીને મજબૂત રાખવાના દૃઢ નિશ્ચયમાં દેખાઈ આવતા સામર્થ્યમાં અને બીજી બાજુથી રાષ્ટ્રીય સભા દ્વારા વ્યક્ત થતા સ્વરાજના નિશ્ચયમાં દેખાઈ આવતા સામર્થ્યમાં બે તેજોબળોનો જ ગજગ્રાહ ચાલુ છે. તેજોબળનાં જુદાં જુદાં ઉદાહરણોમાં હિટલર, ચર્ચીલ, સ્ટૅલિન, રુઝવેલ્ટ કે બ્રિટિશ સામ્રાજ્યશાહીના અહીંના પ્રતિનિધિઓના સામર્થ્યને સત્યાગ્રહબળ એવું નામ કોઈ આપતું નથી. પરંતુ રાષ્ટ્રીય સભાના સામર્થ્યને સત્યાગ્રહનું બળ એવું નામ અપાય છે. નિદાન રાષ્ટ્રીય સભાના નેતા — એટલે ગાંધીજીના પ્રયત્ન અને હેતુ પૂરતું તો એમ કહેવાને કાંઈ અડચણ નથી. એમ કેમ ? બંનેમાં શો ફેરફ છે ?

હિટલર કે ચર્ચીલ મંડળીને સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે કશોય આગ્રહ નથી. કોઈ સાધનમાં વિજય મેળવી આપવાની શક્તિ છે એમ તેમને લાગ્યું એટલે બસ. એવું સાધન વાપરવામાં નીતિ-અનીતિનો પ્રશ્ન એમને આડે આવતો નથી. અને આપણે જાણીએ છીએ કે, જગતમાં ધન અને બળમાં શ્રેષ્ઠ એવા અમેરિકાના અગ્રેસર લોકરાષ્ટ્રે વિજય મેળવવા માટે, ઇતિહાસમાં કદી ન સાંભળેલો એવો સૌથી ભયંકર અત્યાચાર કર્યો. આ રાષ્ટ્રનું પોતાનું તેજોબળ અને તેણે નિર્માણ કરેલા અણુ-બૉમ્બનું તેજોબળ નૈતિક અધિષ્ઠાનની દૃષ્ટિએ એક જ પ્રકારનું — એટલે નીતિશૂન્ય છે. બંનેની પાછળ કોઈ પણ જાતનું નૈતિક નિયંત્રણ નથી. ફક્ત તેજોબળ અને સત્યાગ્રહ એ બંનેની વચ્ચે આ જ મોટો ફરક છે.

પોતાનું જીવન અને માર્ગ શુદ્ધ હોવાં જોઈએ, બધા સાથે પોતાનો વ્યવહાર ન્યાય, મૈત્રી અને સહાયકવૃત્તિનો હોવો જોઈએ — ટૂંકામાં, પોતાની વૃત્તિ અને વર્તનમાં ભલાઈ, અહિંસા ઊતરે એવી મનુષ્યમાત્રમાં જે અંતઃસ્થ પ્રેરણા છે, તેનું નિયંત્રણ સ્વીકારવાની આતુરતા ઉપલાં રાષ્ટ્રોને કદી થઈ નહીં. તેમને નીતિબળ પર શ્રદ્ધા નહોતી. નીતિબળ જ સત્યનું મૂળ અધિષ્ઠાન છે એમ તેમને લાગતું નહોતું. અને તેમ લાગતું નહોતું તેથી જ નીતિઅનીતિનો કોઈ પણ વિધિનિષેધ ન રાખતાં હાથમાં આવે તે સાધનનો અને સૂઝે તે માર્ગનો આશ્રય તેમણે લીધો. તેમના તેજોબળનું પર્યવસાન છેવટે અણુબૉમ્બમાં થયું !

૮

માણસના નીતિબળથી વિસંવાદી તેજોબળ એટલે આસુરી સંપત્તિ (હિંસા). તે જ તેજોબળ નીતિબળ

સાથે સુસંવાદી હોય, એટલે સત્યાગ્રહ (અહિંસા—રામરાજ્ય—દૈવીસંપત્તિ). કોઈ પ્રવૃત્તિનું ધ્યેય ઉદાત્ત અને ન્યાય્ય પણ હોય. તે ધ્યેય સાધવા માટે અજેય ઇચ્છાશક્તિ—તેજોબળ પણ કાર્યકર્તામાં હોય. તો પણ તેટલા પરથી જ તે પ્રવૃત્તિને સત્યાગ્રહ કહી શકાય નહીં. કારણ, સત્યાગ્રહ માટે સદ્‌હેતુની સાથે જ અહિંસક વૃત્તિ અને વર્તનથી વિસંવાદી એવા કોઈ પણ સાધનનો ઉપયોગ ન કરવાના સંયમકારી બળની જોડ હોવી જોઈએ. તેમ હોય તો જ તેને સત્યાગ્રહ એવું નામ આપી શકાય.

પ્રત્યેક માણસના હૃદયમાં સત્યાગ્રહનાં બીજો છે. તે બીજો એટલે પોતાના ધ્યેયમાંથી તસુ પણ વિચલિત ન થનારુ અને અજેય એવું જાગ્રત કે સુપ્ત તેજોબળ, અને તેની સાથે સુમેળ સાધીને વર્તતું ભલાઈની વૃત્તિમાંથી નિર્માણ થતું નીતિબળ. પોતાના અંતઃકરણમાં રહેલા આ બેવડા બળનો પરિચય આપણને થાય, તો ગાંધીજીનું 'પરમેશ્વર એટલે સત્ય, અહિંસા, પ્રેમ, સત્યાગ્રહ એટલે આત્મબળ' વગેરે ધર્મની પરિભાષામાં રજૂ કરેલું નિરૂપણ અને તે પર વારંવાર જોર દેવાનું કારણ સમજવું આપણને કઠણ લાગશે નહીં.

(ચાલુ) કિ૦ ધ૦ મશરૂવાળા

# અશ્રદ્ધાનાં ફળ

[૧૯૩૮થી ૧૯૪૫ સુધીમાં મુંબઈ સરકારે કરેલા વર્ધાશિક્ષણ પ્રયોગનો સરકારી હેવાલ]

વર્ધા-શિક્ષણ, પાયાની કેળવણી, કે હવે 'નવી તાલીમ' કહેવાવા લાગેલી શિક્ષણપદ્ધતિનો જન્મ ઈ. સ. ૧૯૩૭-૮માં થયો. કહેવાય છે કે, મોટી સામાજિક કે રાજદ્વારી ક્રાંતિ થવાની સાથે પહેલો ફેરફાર જો કશામાં થતો હોય કે સૂઝતો હોય, તો તે કેળવણીમાં હોય છે. ૧૯૩૭-૩૮ એટલે કોંગ્રેસી પ્રધાન-મંડળનું સત્તા ઉપર આગમન. પેઢીઓથી ગુલામ દેશમાં અરધીપરધી સ્વતંત્ર સત્તાની અસર પણ ક્રાંતિ જેવી થઈ હતી. વર્ધા શિક્ષણનો ઉગમ એને આભારી હતો.

સ્વાભાવિકપણે પ્રજાકીય પ્રધાનો શિક્ષણ ખૂબ વધારવા માગે જ. એમ કરવા એમને એક મોટી ખોટ એ કે તેને માટે પૈસા જોઈએ. જો તે મળે તો ચાલુ ઢબે શાળાઓ ખોલાય, શિક્ષકો નિમાય, રાચરચીલું ને મકાનો અપાય, અને માબાપો છોકરાં મોકલવાનું જો ન માને તો ફરજિયાત કાયદો પણ કરાય! પણ તેથી કેળવણીમાં ક્રાંતિ ન પણ થાય. પરંતુ એ વળી બીજી વાત.

શાળાઓ વધારવાનું આ કામ ઉપાડવાને માટે પૈસાની ખોટ ભારે બેક જેવી હતી અને આજે પણ છે; અને મને લાગે છે કે, દસ-પંદર વરસ તો હજી તે રહેવાની. એટલે વહીવટી નજરે જોતાં, કેળવણીમાં આગેકદમ ઉઠાવવા માટે આ બેકનો ઉપાય શોધવો જોઈએ.

એટલું જ નહિ, બીજી એક મોટી જરૂર હતી અને તે, આવતા સ્વરાજને સધ્ધર કરવાને માટે, કેળવણીમાં ક્રાંતિ કરવાની. ટૂંકમાં, સ્વરાજની કેળવણી સર્જવાની. તેને માટે વિચાર કરવાની જવાબદારી હિંદમાં ક્રાંતિ આણનાર નેતાવર્ગની હતી—એટલે કે ગાંધીજીની હતી. ઉપરની નાણાંની ભીડના સંજોગમાં વિચાર કરતાં, આ ક્રાંતિકારીએ એક કાંકરે ઉપરની બેઉ જરૂરને પહોંચી વળે એવો રસ્તો રજૂ કર્યો, જે વર્ધા-શિક્ષણ પદ્ધતિ છે. એને માટે સચોટ નામ शिक्षणनी उद्योगपद्धति છે. કેમ કે તે મુખ્યત્વે ઉદ્યોગ અને ક્રિયા દ્વારા શિક્ષણ સાધવા માગે છે. આ પદ્ધતિ એવી છે કે તે, ગુલામીમાં નર્યું ચોપડી- અને -ગોખણ-વખું થઈ ગયેલા શિક્ષણને પાછું જીવન અને ઉદ્યોગ સાથે સાંધી આપે છે; અને તેથી તે પણ એક ઓછાવત્તો છતાં ધનનો ઉત્પાદક ધંધો બની જાય છે. આથી તે કેળવણીને 'कमाती केळवणी' એવું સૂચક નામ પણ આપવામાં આવ્યું છે. આ કેળવણી કમાઈ શકે છે, એટલું માન્યા પછી, તે આટલું કમાય ને એટલું તો ન કમાય, એવો કોરો કજિયો કરવાની વિતંડામાં પડવાની જરૂર નથી. એ દ્વારા સંગીન શિક્ષણ સધાય અને તેની સાથે કાંઈક મળતર થાય, તોય એણે પોતાની ઉત્તમતાનો દાવો સિદ્ધ કરી આપ્યો ગણાય.

૨

આ દૃષ્ટિએ જોતાં, એ દાવો આજ પૂરાં આઠ વર્ષ થતાં સિદ્ધ થયો ગણાય. બિહાર પ્રાંતે એ બતાવવાનું શ્રેય લીધું છે, એમ જાણવા મળે છે. ત્યાં પણ ૧૯૪૦થી સરકાર-પલટો થયેલો; પરંતુ સાંભળ્યા પ્રમાણે, ત્યાંના શિક્ષણખાતાના અમલદારો પ્રયોગમાં શ્રદ્ધાવાળા હતા, અને તેથી તેમણે તે પ્રયોગને પોતાની સમજબુદ્ધિ પ્રમાણે ચલાવ્યો અને અશ્રદ્ધાની આંચ તેને આવવા દીધી નહિ. હમણાં મુંબઈ સરકાર તરફથી તેના વર્ધા-શિક્ષણ-પ્રયોગનો, (નવેંબર, ૧૯૩૮થી એપ્રિલ, ૧૯૪૫ સુધીમાં થયેલા કામનો) હેવાલ* બહાર પડ્યો છે. તે જોતાં લાગે છે કે, બિહાર પેઠે અહીંને માટે ન કહી શકાય. સરકાર-પલટાએ અહીં ચોક્કસ આ પ્રયોગના કામને કથાળ્યું અને રવડાવ્યું છે, એમ એ હેવાલ પરથી લાગે છે. સારી વાત છે કે, પાછા પ્રજાકીય

* સરકારી પ્રકાશન, મુંબઈ. કિંમત ૦-૧-૦.

પ્રધાનો પોતાના આ કામનો કબજો લેવા આવી પહોંચ્યા છે. આ વેળા પણ તેઓ એક મોટી ક્રાંતિના જોરે આવે છે. તેની અસર કેળવણી ઉપર પણ પડવી જ જોઈએ. આ અધૂરા રહેલા પ્રયોગમાં પાછા જીવ પુરાશે, એ તો નક્કી માનવું જોઈએ.

૩

સરકારી અમલદારોની અશ્રદ્ધાની વાત કરું છું ત્યારે મને એક પ્રસંગ યાદ આવે છે. ૧૯૩૮માં કેળવણી-ખાતાના (કેટલાક મોટા) પ્રાંતિક અમલદારો વર્ધા આવ્યા હતા. તેમની ગાંધીજી જોડે પ્રશ્નોત્તરી રાખી હતી. તે દરમિયાન એક પ્રશ્ન ગાંધીજીને એવો પૂછવામાં આવ્યો હતો કે, જો કોંગ્રેસી પ્રધાનો જાય — પાછો રાજપલટો થાય, તો આ યોજનાનું શું?

*ગાંધીજીનો જવાબ આજે પણ યાદ રાખવા જેવો છે.* તેમણે કહ્યું કે, શું હું આ રાજકારણની વાત કરનારાની સભામાં છું? તમને શિક્ષણશાસ્ત્રીઓને આની શું કામ ચિંતા? આ યોજનાની વસ્તુ મેં રાજકારણથી નથી તમને કહી. તમે એનો શિક્ષણ તરીકે વિચાર કરો, અને તે તરીકે તમે તેને પસંદ કરો તેટલું અપનાવી આગળ પ્રયોગ કરો ને સુધારોવધારો. ગાંધીજીએ કહેલી આ વાત કાંઈક જિહારે પાણી બતાવી. મુંબઈનો રિપોર્ટ કહે છે કે, ૧૯૪૨-૪૩ સુધી પ્રયોગને પાચમા ધોરણ સુધી આણવામાં આવ્યો અને પછીથી તે બંધ કર્યો, કારણ કે, "યોજનાની પ્રગતિ વિષે સરકારને સાવ ખાતરી પડતી નહોતી." તેમનું ચાલત તો તેઓ તો આ બંધ જ કરત. પરંતુ મધ્યસ્થ સરકારની શિક્ષણ સલાહ સમિતિ વચ્ચે આવી અને જેવું તેવું પણ આ પ્રયોગ-ખાતું ચાલુ રહેવા પામ્યું. તેથી ૧૯૪૫-૪૬માં પ્રયોગ છઠ્ઠા વર્ષમાં શરૂ થયો અને આ વર્ષે સાતમા વર્ષમાં ચાલશે.

સરકારી હેવાલ લોકો સામે બહુ ફરિયાદ કરતો લાગે છે તે કબૂલ કરે છે કે, શરૂમાં લોકો ને કેળવણીકારો ખૂબ ઉત્સાહી હતા. પણ પછીથી "એ ઉત્સાહ ઓસરી ગયો અને શિક્ષણ-પ્રત્યેની બેપરવાઈની ટેવવાળી વૃત્તિ પાછી આવી ગઈ." એનું કારણ શું? હેવાલમાં મુસ્લિમ વિરોધ એક ગણાવ્યો છે. ઉપરાંત કહે છે કે, પોતાના છોકરા માટે કારકુની ચાહતાં માબાપો પણ સામે થયાં!

આ કારણો પૂરતાં નથી લાગતાં. એમ પણ કેમ ન હોય કે, પ્રજા જોઈ ગઈ કે સરકારી ખાતાએ ગાંધીજીના પ્રયોગને પણ પોતાની ઘરેડનો કરી દીધો છે? તેને આમાં અશ્રદ્ધા જ હતી. તેની બુદ્ધિ કેવળ નોકરની જ હતી. તેથી સરકાર ફરવાની સાથે તે ફરી; અને ૯૩મી કલમ-સરકાર એને પસંદ નહોતી કરતી, એ તો ઉઘાડી બીના છે. તેથી તો સરકારે આ કામ માટે નીમેલી પ્રજાકીય સલાહ સમિતિએ ૧૯૪૦ના સપ્ટેમ્બરમાં રાજીનામું આપ્યું. અને પછી ૧૯૪૩માં જ્યારે મધ્યસ્થ સરકારની શિક્ષણ સલાહ સમિતિએ કહ્યું ત્યારે ફરી સમિતિ નિમાઈ-અને તેમાં અર્ધ ઉપર અમલદારો લેવાયા.

૪

ઉપરની વસ્તુની છાપ, આ સરકારી હેવાલ વાંચતાં પણ, આપોઆપ મન ઉપર પડે છે. પ્રયોગ કરવામાં, ચાલુ શિક્ષણની જોહુકીથી મુક્ત વાતાવરણ ભાગ્યે જ રખાયું લાગે છે. મૂળઉદ્યોગ તથા બાળકની આસપાસનું સમાજ-જીવન અને પ્રકૃતિ — એને કેન્દ્રમાં લઈને શિક્ષણનું કામ કરવામાં આવવું જોઈએ. તેને બદલે '*ઉદ્યોગ+વર્ગના વિષયો*' એ સૂત્ર લગભગ સમજીને ચાલવામાં આવ્યું છે. તેથી ઉદ્યોગનો સમય રોજ એંસી મિનિટ કરી નાંખી બાકીનો વખત કહેવાતા શિક્ષણ માટે આપવા ઉપર પ્રયોગ આવી રહ્યો.

અને પ્રયોગની કશી પ્રતિષ્ઠા પણ ભાગ્યે કોઈના મન ઉપર રહી હોય. રિપોર્ટ સાફ શબ્દોમાં જણાવે છે કે, વર્ધા-યોજનાના શિક્ષકો અધ્યાપન મંદિરમાં જે ભણે તે ઊતરતું ગણાય છે, અને ખાતાના અમલદારો તથા નોકરોની નજરમાં એ શિક્ષકો ઊતરતા છે એવી છાપ હોય છે. આવી પરિસ્થિતિમાં એ પ્રયોગ ન જ ફળી શકે, એ ઉઘાડું છે.

હવે પાછો પલટો થયો છે, તેથી પ્રયોગને જોઈતું વાતાવરણ મળી શકશે. પણ એ પૂરતું નથી. આ પદ્ધતિમાં મુખ્ય આધાર શિક્ષક ઉપર છે, એ સવિશેષ સાચું છે. તે વગર એ ચાલી જ ન શકે. રિપોર્ટ કહે છે કે, આ શિક્ષકોને તાલીમ આપવા માટે અધ્યાપન મંદિરો ચલાવવા પૂરતા અધ્યાપકો નથી મળતા, તે સારુ તેમની જ એક મધ્યસ્થ કૉલેજ હોવી જોઈએ. સૂચના સાચી છે. એટલું જ નહિ, પ્રયોગ હવે બધે લાગુ કરવો છે, એ ધોરણે કામ ચાલવું જોઈએ. અને જો ૭ વર્ષનો પ્રયોગ કરવો છે, તો અંગ્રેજી શીખવતી મિડલ સ્કૂલ નાબૂદ થવી જોઈએ. નહિ તો આ પ્રયોગની પ્રતિષ્ઠા નહિ વધે. અને અભ્યાસક્રમને પણ સરળ અને સહજ કરવો જોઈશે. આ સરકારી હેવાલ એ બધું કરવાની તૈયારી તરીકે ઠીક સરવૈયું આપે છે. આ પ્રયોગમાં રસ ધરાવનારાઓએ તે જોવું જોઈએ.

૪-૭-'૪૬ મગનભાઈ દેસાઈ

# ભગવદ્ગીતા ઉપર એક પ્રવચન

[કરાંચીના રામકૃષ્ણ મિશનના મહેમાન તરીકે સર સર્વપલ્લી રાધાકૃષ્ણને ગીતા પર આપેલું નીચેનું વ્યાખ્યાન અંગ્રેજી માસિક 'પ્રબુદ્ધ ભારત' (મે, ૧૯૪૬) માંથી ઉતાર્યું છે.]

૧

ભગવદ્ગીતા એવું પુસ્તક છે કે, યુગોથી એણે આપણા કરોડો દેશભાઈઓને સાંત્વન આપ્યું છે,— આપણને જ નહિ, આપણા દેશ બહાર પણ અનેક લોકને. દુઃખી આત્માઓને એણે દિલાસો આપ્યો છે; ઘવાયેલાં દિલને એણે રૂઝ આણી છે મહાન શંકરાચાર્ય પોતાના ગીતાભાષ્યમાં કહે છે કે, ગીતા 'समस्त-वेदार्थसारसंग्रह-भूतम्'—બધા વેદોના અર્થના સારના સંગ્રહરૂપ છે, અને તેમાં सकलपुरुषार्थसिद्धि — ચારે પુરુષાર્થની સિદ્ધિ રહેલી છે.

અને આ પ્રકારની સ્તુતિ માત્ર આપણા આચાર્યોએ જ કરી છે એમ નથી. બહારના લોકે પણ તેને એવું પ્રમાણપત્ર આપ્યું છે. વૉરન હેસ્ટિંગ્ઝે ગીતાના પહેલ-પ્રથમ થયેલા અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવના લખી છે, તેમાં એ કહે છે,

"હિંદ પરનું અંગ્રેજોનું આધિપત્ય ગયું હશે ત્યારે પણ આ ગીતા જેવાં લખાણો તો ટકી રહેવાનાં છે. એ દેશનાં ધન અને આબાદીનાં ઉદ્ગમસ્થાનો લોકને યાદ પણ નહિ હોય, ત્યારે પણ આ અને એના જેવા ગ્રંથો ટકી રહ્યા હશે."

એને કહેવાની મતલબ એ હતી કે, આ પુસ્તક નથી પ્રાચીન કે નથી અર્વાચીન, નથી પૂર્વનું કે નથી પશ્ચિમનું; પરંતુ એ તો એક માનવ ધર્મશાસ્ત્ર છે; તે એવાં મૂલભૂત સત્યો રજૂ કરે છે કે જે માનવતાના ઘડતરમાં જ જાણે પહોંચી ગયાં છે. તે જાણે માનવ આત્માના હાડ સાથે જડાયેલી વસ્તુ છે. તેમાં કોઈ સાંપ્રદાયિક ધર્મતત્ત્વ નથી. તે કોઈ જડ ધર્મસિદ્ધાંત તમારી પાસે પ્રતિપાદન કરતી નથી. અમુક વિધિ કે અમુક મંત્રોનો આચાર પાળવાનો આગ્રહ કરનારું એ પુસ્તક નથી. એ તો એવા કેટલાક મૂળવિચારો, એવી કેટલીક મૌલિક કલ્પનાઓ આપી દે છે, કે જે, માનવ સ્વભાવ જેવો છે તેવો રહેશે ત્યાં સુધી, હમેશ ચિરંજીવ રહેવાનાં. રામકૃષ્ણ મિશને થોડા વખત પર જ ગીતાની એક આવૃત્તિ બહાર પાડી છે, તેની પ્રસ્તાવનામાં આલ્ડસ હક્સલી કહે છે,

"સનાતન ફિલસૂફીનું સૌથી સંપૂર્ણ નિરૂપણ આમાં છે. શાશ્વતની પ્રાપ્તિ માટે મથતી માનવજાતને માટે મહત્ત્વરૂપ પુસ્તક જો તમારે જોઈતું હોય, તો તે આ રહ્યું. એમાં આધ્યાત્મિક વિકાસનું સૌથી પદ્ધતિસર નિરૂપણ કરવામાં આવ્યું છે અને તે માનવજાતને માટે કાયમી કિંમતની વસ્તુ છે."

આમ, જો જોશો તો જણાશે કે, હિંદમાં તેમ જ હિંદ બહાર, આ ગ્રંથ આદર પામ્યો છે.

૨

આ મહાન ધર્મગ્રંથ વિષે લંબાણથી કહેવા માટે એક વ્યાખ્યાન બસ ન થઈ શકે. એટલે એનાં કેટલાંક મૂળ લક્ષણો તરફ ધ્યાન ખેંચવાની જ મારી ઇચ્છા છે.

ગીતાના અધ્યાયોને અંતે ગીતા માટે આ ત્રણ વિશેષણો વાપરેલાં તમને જોવા મળશે —'બ્રહ્મવિદ્યા, યોગશાસ્ત્ર, કૃષ્ણાર્જુનસંવાદ.' આપણે આ ત્રણ વિશેષણો એક પછી એક લઈએ અને તેમને સમજવા પ્રયત્ન કરીએ.

(૧) બ્રહ્મવિદ્યા એટલે સત્યનું તાત્ત્વિક નિરૂપણ. સત્ય શું છે તેનું તર્કશુદ્ધ વર્ણન એ આપે છે.

(૨) એ સત્યને પામવાનો માર્ગ યોગશાસ્ત્ર બતાવે છે.

(૩) માનવ આત્મા પરમાત્માની સમીપતા મેળવે છે, એકાકી જીવાત્મા એકમેવ પરમાત્મા આગળ સાક્ષાત્ ઊભો રહે છે, તે વસ્તુ છે कृष्णार्जुनसंवाद. કૃષ્ણ પરમાત્મા અને અર્જુન જીવાત્મા એકબીજાની જોડે સંવાદ કરે છે, સાંનિધ્ય સેવે છે.

આમ તત્ત્વજ્ઞાન કે દર્શન, નીતિશાસ્ત્ર, અને ધર્મશાસ્ત્ર ત્રણે આવ્યાં. બ્રહ્મવિદ્યા સત્યનું દર્શનશાસ્ત્ર છે. યોગશાસ્ત્ર તેનો નીતિમાર્ગ છે; અને કૃષ્ણાર્જુનસંવાદ એ પરમ સત્યની પ્રાપ્તિનો આધ્યાત્મિક સાક્ષાત્કાર છે.

૩

આ અંગે થોડી બાબત તરફ તમારું ધ્યાન ખેંચવા માગું છું. મેં કહ્યું કે બ્રહ્મવિદ્યા એક દાર્શનિક નિરૂપણ છે. આપણે હિંદમાં કદી કહેતા નથી કે બુદ્ધિને દબાવવી જોઈએ. આપણે કદી કહેતા નથી, 'ચૂપચાપ માની લો ને સવાલ ન પૂછતા.' બ્રહ્મવિદ્યાનો આપણો પ્રમાણગ્રંથ બ્રહ્મસૂત્ર છે. તેનો પ્રારંભ આ સૂત્રથી થાય છે—

अथातो ब्रह्मजिज्ञासा । એટલે હવે બ્રહ્મ વિષે તપાસ કરીએ. જિજ્ઞાસા એટલે તપાસ, બૌદ્ધિક તપાસ, તર્ક કે ન્યાય પુરઃસર વિચારણા. બ્રહ્મસૂત્રનું પ્રથમ સૂત્ર આ તમને કહે છે.

અને દર્શનશાસ્ત્રના આ પ્રશ્નને આપણે કઈ રીતે ઉકેલવા પ્રયાણ કરીએ છીએ? એનો જવાબ બીજું સૂત્ર આપે છે:

जन्माद्यस्य यतः ॥

આ બધું દૃશ્ય શામાંથી નીકળ્યું છે? એનું કોઈ મૂળ સત્ છે? આ બીજા સૂત્રનો અનુબંધ તૈત્તિરીય ઉપનિષદની ભૃગુવલ્લી સાથે છે. તેમાં એમ છે કે, શિષ્ય ગુરુ પાસે જઈ પૂછે છે,

अधिहि भगवो ब्रह्म इति ॥

હે ભગવાન, બ્રહ્મ શું છે તે મને શીખવો.

ગુરુ તેનો જવાબ કહે છે —

तपसा ब्रह्म विजिज्ञासस्व ॥

બ્રહ્મ અથવા આદિસત્ય શું છે તે સમજવા તું સ્વતંત્ર વિચારરૂપી માનસિક તપ કરી પ્રયત્ન કર.

- यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत् प्रयान्त्यभिसंविशन्ति, तद् ब्रह्म ॥

જેમાંથી આ ભૂતપ્રાણીઓ જન્મે છે, એ જન્મેલાં સૌ જેના વડે જીવે છે, અને છેવટે જેમાં જઈને પ્રવેશી જાય છે, તે બ્રહ્મ છે.

આ વિશ્વનું ચરમ તત્ત્વ એવું એ બ્રહ્મ શું છે તે શોધવા મથો. આ બધું વિશ્વ શું છે તેનો ગૂઢ કોયડો એ છોડી આપશે.

શિષ્ય ક્રમે ક્રમે આગળ ચાલે છે. ગુરુ કહે છે, (૧) अन्नम् ब्रह्म। અન્ન બ્રહ્મ છે; (૨) प्राणम् ब्रह्म। પ્રાણ બ્રહ્મ છે; (૩) मनो ब्रह्म। પ્રાણીઓનું મન બ્રહ્મ છે; (૪) विज्ञानम् ब्रह्म। માનવબુદ્ધિ બ્રહ્મ છે.

શિષ્ય જગત તરફ જુએ છે. તેમાં તેને વ્યવસ્થા દેખાય છે, અદ્ભુત ક્રમિકતાનો વિકાસ જણાય છે. તે જુએ છે કે, જડ તત્ત્વ અથવા અન્નમાંથી વનસ્પતિસૃષ્ટિ વિકસી છે, તેમાંથી પ્રાણીસૃષ્ટિનું મન પ્રગટ્યું છે, અને તેમાંથી માનવચિત્ત કે વિજ્ઞાનસૃષ્ટિ જન્મી છે. આમ વિકાસક્રમમાં ઉપર ઉપર પ્રગતિ થઈ છે. કોઈ અદિવ્ય શૂન્યને લઈને તો આમ ન બની શકે. દૃશ્ય વસ્તુઓનું મૂળ કેવળ મનસ્વિતા ન હોઈ શકે. વિશ્વમાં તો ક્રમ છે, પ્રગતિ છે, અને પગલે પગલે આપણે આગળ જઈએ છીએ. આ દૃશ્ય જગતના વિકાસમાં આવું વ્યવસ્થિત અને ક્રમબદ્ધ ઊંચે જવાપણું હોવાથી, તેને તે પ્રમાણે દોરનાર, પ્રાણિત કરનાર કોઈ મૂલતત્ત્વ હોવું જોઈએ. એટલે જવાબ આપવામાં આવે છે, (૫) आनंदम् ब्रह्म। દિવ્ય આનંદ જેવું એક મૂલતત્ત્વ છે કે જે આ બધી ભૂમિકાઓમાં [illegible] કરી રહ્યું છે, તથા વ્યક્ત જગતની આ અનેકવિધ લીલાનું મૂળ છે. એવું એક પરમતત્ત્વ છે કે જેના વિના તમે જડમાંથી જીવન તરફ, જીવનમાંથી માનસિક અનુભૂતિ તરફ, માનસિક અનુભૂતિમાંથી માનવ બુદ્ધિ તરફ, અને માનવ બુદ્ધિમાંથી દિવ્ય આનંદ તરફ થતા આ સ્થિર, ઊર્ધ્વમુખી વિકાસની કશી સમજૂતી ન આપી શકો. આ ઊર્ધ્વગામી પ્રગતિ જ જગતમાં પ્રવર્તતી વ્યવસ્થિતિ અને વિકાસશીલતાની સૂચક છે; અને જ્યાં જ્યાં વ્યવસ્થા અને પ્રગતિ હોય, ત્યાં ત્યાં કોઈ નિયામક અને માર્ગદર્શક શક્તિ કામ કરતી હોય જ. માનવ ચિત્ત એ શક્તિ ન હોઈ શકે; કારણ કે તે પોતે જ એક કાર્ય અથવા પરિણામ છે. માટે કોઈ અલૌકિક પરમ તત્ત્વ હોવું જોઈએ. (તેના સ્વરૂપ વિષે વિચાર હવે પછીના અંકમાં)

—ચાલુ

# मतेश्वरो विजयतेतमाम्

વેદો જેટલી જૂની એક કલ્પના છે — વિરાટ સમાજ-પુરુષ મનુષ્યરૂપી છે અને તેના મુખમાંથી બ્રાહ્મણો, બાહુ કે છાતીમાથી ક્ષત્રિયો, ઉદરમાંથી વૈશ્યો, અને પગમાંથી શૂદ્રો જન્મ્યા છે. અથવા કહો કે, તેનું મુખ કે માથું બ્રાહ્મણો છે, છાતી ક્ષત્રિયો છે, પેટ વૈશ્યો છે, અને પગ શૂદ્રો છે. વર્ણધર્મી સંસ્કારોવાળા સમાજને પોતાનું વિરાટ રૂપ આમ દેખાય, એ સમજાય એવી વાત છે.

આજનો લોકશાહી વેદ (ચાતુર્વેદ પછી તેનો કેટલામો અંક આવે છે? પશ્ચિમી લોકોના 'ઇન્ટરનૅશનલ'ના અંકો પેઠે આનો પણ અંક રાખ્યો હોય તો સારું! અસ્તુ.) આજના મન્વંતરનો વેદ લોકશાહી છે, એમ કહી શકાય. તે વેદે જો પોતાના વિરાટ સમાજપુરુષની કલ્પના કરવી હોય તો કેવી કરે? કોઈ કવિ સમાજ-વેત્તાએ આ કલ્પના આલેખી બતાવવા જેવી છે.

શ્રી. કાકાસાહેબે હમણાં ક્યાંક લોકશાહીના પ્રતીક રૂપ 'મત'ને મત ભગવાન કહ્યા છે. આજના સમાજના ઇષ્ટદેવ અને આરાધ્ય મૂર્તિ એ છે, અથવા થોડા વખતમાં હિંદમાં એમ થશે, એ ચોકસ વાત ગણાય. આ ભગવાન મનુષ્યરૂપી છે? મને લાગે છે કે, એ એવા નથી.

મત ભગવાનમાં શ્રદ્ધા હોવી એનો અર્થ જ એ છે કે, પેલા જૂના કાળના ભગવાનની પેઠે તેને સર્વજ્ઞ સર્વશક્તિમાન માનવો જોઈએ. કઈ બાબત તમે મતને પૂછો અને તેનો ઉત્તર એ નહિ આપે? એ સર્વજ્ઞ ન હોય તો આ બની જ શી રીતે શકે? અને એવો કયો આજનો લોકશાહી માયાનો માનવી છે કે જે એમ કહે કે, બહુમતી હોય પછી તે ધારે તે કરી ન શકે? મત ભગવાન જ્યારે બહુમતીરૂપે પ્રગટે છે ત્યારે તે કાલરૂપ બને છે — તે સર્વશક્તિ ધરાવે છે.

અને મત ભગવાન આજે એટલા સર્વવ્યાપી હજી નથી થયા. તેથી તો તેના ગોરા ભક્તો વરસોથી તે ભગવાનમાં ન માનનાર નાસ્તિકો સામે લડ્યા કરે છે। બે વિશ્વયુદ્ધો લોકશાહીના વિજયને માટે લડાયાં હતાં, એનો બીજો શો અર્થ થઈ શકે? ગૉડ, અલ્લા, ઈશ્વરને પણ બધા ક્યાં માને છે? છતાં તે સર્વવ્યાપક છે જ. તેમ જ મત ભગવાન પણ છે, અને એમની આણ વિશ્વભરમાં પ્રવર્તાવવા માટે તેના ભક્તો જેહાદો ખેલવા ચારે પગે તૈયાર રહે છે.

આવા આ પ્રભુનું સ્વરૂપ શું? એમના વેદમાં વાક્ય

છે કે, सर्वम् इदम् खलु समम् । ભલો ભૂપ પણ મત ભગવાનના અધિરાજ્યમાં એક જ મત ધરાવી શકે. અહીંયાં, બધા જ પંડિત છે, માનીને ચાલવામાં આવે છે — शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः એ ન્યાયે લોકશાહીમાં બધા જ પંડિત છે. તમે ગુણીને કહી બે મત આપી શકો ખરા? શું દરેક જણને પોતાનો મતાધિકાર ભોગવતાં નથી આવડતો એમ? ચૂંટણી વખતે ખબરદાર કોઈ મતદારને સલાહ આપીને તેનું અપમાન કરો તો! મત-વેદમાં એ ભારે ગુનો છે, કારણ કે એના મૂળમાં માયાની ભેદદૃષ્ટિ રહેલી છે કે, કેટલાક મતદારને મત આપતાં નથી આવડતો! આમ માનો તો લોકશાહીનું આખું શાસ્ત્ર જ કયા પાયા ઉપર ઊભું રહે? ભલે, છાનામાના, આડે અવળે વખતે, તમે એ ભેદદૃષ્ટિ રાખીને માયામાં રહી મતદારોને ભણાવો,—ઊંડાં પણ ભણાવી શકો,—પરંતુ પ્રાચીન ચાતુર્વર્ણ્ય વિરાટ-પુરુષમાં જેમ પંચમ વર્ણને સ્થાન નથી છતાં તે અજ્ઞાનરૂપે ભલે ટકે, તેમ જ આ મતવેદમાં પણ છે. મતદારને પોતાના ભગવાનને મત-અર્ઘ્ય આપતાં નથી આવડતું, એમ માની ન શકાય.

આવા મત ભગવાનનું સ્વરૂપ શું? કોક ભક્તે સમાધિ ધરી એમનો સાક્ષાત્કાર કરવો જોઈએ. એમાં પણ એક સાવધાની રાખવી જોઈશે. મત ભગવાનના ભક્તોમાં ધર્મ, જાતિ કે કોમ નથી. એટલે એમનું રૂપ કલ્પવામાં બુતપરસ્તી ન જોઈએ. છતાં, માનવબુદ્ધિને મર્યાદા છે. પેલા માનવવંશશાસ્ત્રી કહે છે એમ, માનવી તેના જગતમાંથી કશુંક ઉપમાન ખોળીને આવી કલ્પના કરી શકે. અને તે કરવાનો પણ ખરો. એ કલ્પના કરવાને માટે કવિ-સમાધિ લગાવવી જોઈએ. એમ કરતાં મને લાગે છે કે, મત ભગવાન બ્રહ્માંડ જેવા ગોળ હશે. ગોળ આકૃતિને ગણિતીઓ સમાનતાની મૂર્તિ — પૂર્ણાકૃતિ માને છે. શૂન્યમાંથી જ સૃષ્ટિ થાય છે ને? તો પછી મત ભગવાન શૂન્યાકાર હોય એમાં ક્યો નૈયાયિક વાંધો પાડી શકવાનો હતો! મત ભગવાન પૂર્ણત્વનું એ લક્ષણ ધરાવે છે જ. સકળ લોકશાહી સૃષ્ટિના એ સરજનહાર છે. એમને મન તેમનાં સૌ મતદાર બાળકો સમાન છે. એમને ભેદ નથી; એટલે જ તમે મોં-માથાના ભેદ વગરની વાત કહી શકો છો કે, મતારૂઢ એવા આ યંત્ર જગતમાં, નાનાં મોટાં લાગતાં છતાં, બધાં ચક્રો, ખીલા, અને લાટા તથા બીજાં બધાં અંગોને એક જ મત મળી શકે છે, અને મત-પ્રભુ પોતાની એ માયા વડે એ બધું ચાકે ચઢાવી ચલાવ્યે-રાખે છે. જો મત ભગવાનને મોં-માથું કે પગ-પેટ હોય તો મુશ્કેલી પડે. કેમ કે એમ હોય તો, કોક, ઉપર નીચેના ફલાણા અંગમાંથી અમે નીકળ્યા છીએ, એમ કહી શકે ને? એટલે મત ભગવાન ગાગર-વત્ ગોળ પેટાળા છે; એટલે દરજ્જે એ ગણેશ છે. માત્ર એક જગાએ કાણા જેવું નાનું મોં છે, જ્યાં તમે મત-અર્ઘ્યનું નૈવેદ્ય ધરી શકો.

અને આ મારા સાક્ષાત્કારને પુરાતત્ત્વનો પણ પુરાવો મળે છે. આજકાલ ઘીને બદલે વીજળીના દીવા થવા લાગ્યા છે, એમ જ પ્રાચીન બૅલટના બોક્ષ જઈને આજે ઘાગા જેવી ચિબરકીઓ વપરાય છે. બાકી મત ભગવાનની પૂજામાં તદ્રૂપી ગોળ પિંડદાન જ થતું હતું.

ગોળ હોવાથી મત ભગવાન ગમે તેમ ગબડી પણ શકે છે. ઈશ્વર કે દૈવ શું કરશે એ કોઈ જાણી શકે છે? છતાં જોશીઓ અને યોગીઓ કાંઈક ચાળો જોઈ શકે. તેમ જ આ મત ભગવાનનું છે. ચૂંટણીમાં આમ ને તેમ તમે તમારો મનુષ્ય પ્રયત્ન ભલે કરો. તેનાં જોશીઓ અને તદ્વિદો પાસે ભલે વરતારા મેળવો ને પૂજાપાઠો ચાલુ કરાવો. પણ છેવટે તો મત ભગવાન પોતાના ઉદરમાંથી પ્રગટ કરે ત્યારે જ તે ખરેખર જણાય. તેથી જ રાવણોનાં રાજ્ય રોળાઈ જાય, તેમ મત ભગવાનની સૃષ્ટિમાં પણ ચર્ચીલો જેવા માંધાતા પણ ઘડીનાં છઠ્ઠા ભાગમાં હતા ન હતા થઈ જાય છે. પ્રયત્ન કરવો આપણું કામ છે; ફળ આપવાનું મતેશ્વરના હાથમાં છે. માટે અનાસક્તિ રાખી કામ કરવું જોઈએ.

મત ભગવાન બીજે રૂપે જુઓ તો સ્ટીમ-રોલર જેવા છે. બધું સરખું સપાટ કરી આપે. सर्वम् इदम् खलु समम्નો બીજો શો અર્થ? માયાની આ સૃષ્ટિમાં ઉચ્ચનીચભાવ અને અસમાનતા છે, એ કાંઈ ના કહી શકાય? પણ એ તો ચર્મચક્ષુની વાત. પરંતુ વેદ શું કહે છે? બધું સરખું છે. એટલે એ ન માનીને ચાલવું, એમાં જ અજ્ઞાન છે. તેથી, માયામાં ન લપટાતાં, બધું સરખું કરવું ને તેવું માનીને ચાલવું, એટલું તો જ્ઞાન રાખો, એમ મતવેદનો મંત્ર છે. તેથી સૃષ્ટિની સાચી શક્તિ સૌને સમાન કરી દેનારી સ્ટીમ-રોલર-ગતિ છે. ભગવાન મતદેવ શક્તિરૂપે આ આકારે પ્રગટે છે. તે સ્વયંશક્તિ છે; તેથા તેને ખેંચવા અન્યબળ નથી જોઈતું; તેથી તે પિંડરૂપી પ્રભુને વચ્ચે ધરીની પણ જરૂર નથી. કેમ કે એમને કશું ધારણ રાખવાની જરૂર નથી. તે પોતે જ સર્વના ધારણરૂપ છે. એવા સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અને ભક્તોના પ્રયત્ને હરે સર્વવ્યાપક બનનારા એવા મહાન સમાજપ્રભુ શ્રી મતેશ્વર विजयनेतमाम् । અમે સૌ આપને ઉપર નીચે, આગળ પાછળ, બધી બાજુથી પ્રણામ કરીએ છીએ. તમે કાલરૂપી છો. તમારી સૌમ્ય મૂર્તિ મોહક છે! કેટલાક લોક આપને 'હાલબાત' કહે છે તે શાથી? આપની અમારા પર કૃપા હો!

એક મતભક્ત

# વેડછી આશ્રમમાં સહવાસ

[આ વર્ષે ગ્રીષ્મવર્ગો સારી સંખ્યામાં થયા. તેમાંના મુખ્ય બેના હેવાલ મારી પાસે આવ્યા છે — એક શ્રી. બબલભાઈ મહેતાના થામણા વર્ગનો અને બીજો શ્રી. જુગતરામ દવેના વેડછી વર્ગનો. બેઉ વિગતવાર છે ને મજેદાર વાતોથી ભરેલા લાંબા છે. તે કટકે કટકે આપી શકાય. તેમાંથી ઉત્સાહી સેવકોને જાત જાતની સૂચનાઓ મળવા સંભવ છે. અને સામાન્ય વાચકને પણ રસ પડશે, એમ માનું છું. દેશ માટે નવી કેળવણી ઘડનારા ને વિચારનારા આનું દુર્લક્ષ ન કરી શકે. શ્રી. જુગતરામભાઈના હેવાલના હપતાથી એ આપવાની શરૂઆત થાય છે. મ૦]

## સહવાસના ઉદ્દેશો

ગઈ તા. ૫મીથી ૨૦મી મેના પંદર દિવસ સુધી વેડછી આશ્રમમાં આ સહવાસ ચલાવવામાં આવ્યો હતો. આ આશ્રમ સાથે સંબંધ ધરાવતા ગ્રામસેવકો અને સેવિકાઓને પંદર દિવસ સાથે રહેવાની તક આપવી, એ આ વર્ગનો મુખ્ય ઉદ્દેશ હતો. સેવકોના ગામોમાં જે ખેડૂત ભાઈ-બહેનો કેન્દ્રોની પ્રવૃત્તિઓમાં રસ લેતાં હોય તેમને સાથે લાવવાની છૂટ આપી હતી. ગ્રામ-સેવકોની પ્રવૃત્તિઓમાં મુખ્ય અને રસભરી પ્રવૃત્તિ, વિદ્યાર્થીવર્ગમાં તેમ જ ગોવાળિયાનું કામ કરનાર છોકરા-છોકરીઓમાં કામ કરવું, એ છે. તેઓને સાથે લઈ આવવાની ગ્રામસેવકોએ ખાસ માગણી કરી, જે સ્વીકારવામાં આવી હતી. ઉપરાંત સુશિક્ષિત સમાજમાંથી કોઈ ગ્રામસેવાના અભિલાષી મિત્રો આવી ચડે, તો તેઓને માટે પણ સહવાસમાં સ્થાન રાખ્યું હતું. ઉમેદ એવી હતી કે, એવા જુદી જુદી વિદ્યાઓના અભ્યાસીઓ આવી ચડે તો તેમના જ્ઞાનનો લાભ વર્ગના ગ્રામવાસી સમાજને અપાવવો, અને ગ્રામવાસીઓ પાસેથી બદલામાં તેઓને ગ્રામજીવનના કીમતી અનુભવો મળે એમ ગોઠવવું.

તા. ૫મીએ સહવાસનો વિધિસર પ્રારંભ કરતાં આ ઉદ્દેશો સમજાવવામાં આવ્યા અને આશ્રમજીવન એ સેવકો તેમ જ ગ્રામજનો માટે ઉત્તમ તાલીમ છે એ વિષે વિવેચન કરવામાં આવ્યું

## સહવાસીઓની સંખ્યા

આવા ઉદ્દેશોથી ગોઠવેલા આ સહવાસમાં ભળનાર જુદા જુદા વર્ગોની સંખ્યા આ પ્રમાણે હતી :

| | |
|---|---|
| ૧. વેડછી આશ્રમના કાર્યકર્તાઓ | ૬ |
| ૨. ,, ,, વિદ્યાર્થીઓ | ૧૭ |
| ૩. ગ્રામસેવકો | ૮ |
| ૪. ગ્રામસેવિકાઓ | ૫ |
| ૫. બાળકો | ૧૪ |
| ૬. બાળાઓ | ૨૭ |
| ૭. ખેડૂતો — પુરુષો | ૨૬ |
| ૮. ,, — સ્ત્રીઓ | ૪ |
| ૯. સુશિક્ષિતો — પુરુષો | ૧૯ |
| ૧૦. ,, — સ્ત્રીઓ | ૯ |
| ૧૧ બબલભાઈનો વર્ગ | ૪૧ |
| ૧૨. ખાદીસેવક સંમેલન | ૩૨ |
| ૧૩. આમંત્રિત મિત્રો | ૭ |
| | ૨૧૩ |

આમાંથી ૭૫ પૂરો વખત રહ્યા હતા. શ્રી. બબલભાઈનો વર્ગ છેલ્લા ચાર દિવસ તથા ખાદી-કાર્યકર્તાઓ છેલ્લા બે દિવસ ભળ્યા હતા.

## દિનચર્યા

સહવાસ દરમ્યાન દિનચર્યાના જાહેર કાર્યક્રમો નીચે પ્રમાણે હતા :

| ક્યાંથી ક્યાં સુધી | | કલાક |
|---|---|---|
| ૪-૪૫ થી ૫-૧૫ | સવારની પ્રાર્થના | ૦॥ |
| ૬—૦ થી ૬-૩૦ | કસરત કવાયત | ૦॥ |
| ૭—૦ થી ૭-૪૫ | જાહેર સફાઈ | ૦॥। |
| ૮—૦ થી ૧૦—૦ | ઉદ્યોગો | ૨ |
| ૧—૦ થી ૨-૩૦ | સંયુક્ત કંતાઈ | ૧॥ |
| ૨-૩૦ થી ૪—૦ | સંમેલનો (વ્યાખ્યાનો વ.) | ૧॥ |
| ૫—૦ થી ૬—૦ | રમતગમત | ૧ |
| ૭-૩૦ થી ૮-૩૦ | સાંજની પ્રાર્થના | ૧ |

## તુનાઈ–કંતાઈ

સંયુક્ત કંતાઈ એટલે કે તુનાઈ સહિત કાંતવાનું આખો સમુદાય રોજ બપોરે દોઢ કલાક કરે એવો નિયમ રાખ્યો હતો. શરૂના ત્રણ દિવસ શ્રી. ચિમનલાલભાઈએ તે નવી કળાનું શિક્ષણ આપ્યું હતું. પુનાઈ, છરી-તુનાઈ તેમ જ ધનુષ તુનાઈ એ ત્રણે પદ્ધતિઓ શીખવવામાં આવી હતી. છલ્લે ગતિઓ નોંધવામાં આવી હતી. તે પ્રમાણે એક કલાકમાં કપાસમાંથી સૂતર સુધીની ઝડપો આવી હતી :

| | ઉત્તમ ઝડપ | સરેરાશ ઝડપ |
|---|---|---|
| આશ્રમ વિદ્યાર્થીઓ | ૩૧૭ તાર | ૨૩૫ તાર |
| સહવાસીઓ — મોટા | ૨૬૮ ,, | ૧૫૧ ,, |
| ,, — બાળકો | ૨૬૧ ,, | ૧૭૪ ,, |

## ઉદ્યોગ પ્રવૃત્તિઓ

બીજા ઉદ્યોગો પસંદ કરવામાં એક દૃષ્ટિ એ હતી કે, વર્ગનાં જરૂરી નિત્યકર્મો સ્વાશ્રયથી ઊકલી જાય. ગ્રામ-વાસીઓ સાથે કામ કરતાં કરતાં વિદ્યાર્થીઓ અને સુશિક્ષિતોને અનુભવ મળે એ પણ બીજી દૃષ્ટિ હતી. આમાં નીચેની દસ પ્રવૃત્તિઓનો સમાવેશ હતો : —

| | |
|---|---|
| ૧. રસોઈ | ૬. ઓજાર ઘડવાં |
| ૨. ખાંડવું-દળવું | ૭. દાતણ લાવવાં |
| ૩. વલોણું | ૮. ગ્રામસફાઈ |
| ૪. ખેતી | ૯. બાલવાડી |
| ૫. પીંજણ | ૧૦. ચિત્રકામ, રંગોળી વ૦ |

સભ્યોની આઠ આઠની ટુકડીઓ પાડવામાં આવી હતી. દરેક ટુકડીની ત્રણ-ત્રણ દિવસે પ્રવૃત્તિઓ બદલવામાં આવતી હતી.

દરેક પ્રવૃત્તિ ઉપર આશ્રમના ગ્રામસેવક પૈકી એકને સંચાલક નીમવામાં આવ્યા હતા. તેઓ પોતપોતાની પ્રવૃત્તિને રસિક બનાવવામાં તથા તેમાં રહેલા સિદ્ધાંતો અને વિજ્ઞાનનું શિક્ષણ સાથેસાથે આપતા રહે એવી અપેક્ષા રાખવામાં આવી હતી. દરેક ટુકડી નાના મોટા — ભણેલા અભણ,— બહેનો ભાઈઓ, એમ રંગ રંગનાં તત્ત્વોની બનેલી હોઈ તેઓ એકબીજા પાસેથી પણ તે તે પ્રવૃત્તિઓનાં રહસ્ય શીખે એવી સગવડ આવી જ જતી હતી.

—ચાલુ ] જુગતરામ દવે

# નવીન અર્થરચના

[ શ્રી. નરહરિભાઈ પરીખ કૃત માનવ અર્થશાસ્ત્ર (પ્ર૦ નવજીવન કિં૦ રૂ. ૬)ની સારરૂપ સમાલોચનાનો આગળનો હપ્તો આ છે. ]

### ખાનગી-માલકી અને ટ્રસ્ટીપણું

૩૭. આર્થિક ન્યાય અને કાયદાના ન્યાય વચ્ચે ઘણી વાર વિસંગતતા ઊભી થતી હોવાથી, માલકી-હકના, વારસા-હકના તથા લેણદેણને લગતા કાયદામાં ધરમૂળના ફેરફારો કરવાની જરૂર છે.

૩૮. માલકીહકની મૂળ ઉત્પત્તિ ભલે સમાજહિત વિચારીને થઈ હોય, પણ તેની સ્થિરતાનો આધાર તો તેનું રક્ષણ કરવાની તાકાત ઉપર જ રહ્યો છે. આજે એક સમાજ અથવા તો એક રાષ્ટ્રની અંદર તે તે સમાજ અથવા રાષ્ટ્રના કાયદા માલકીહકને રક્ષણ આપે છે. પણ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે માલકીહકનો ઝઘડો ઊભો થાય ત્યારે તેનો છેવટનો ફેંસલો તો બળજબરીની કસોટી જ થાય છે.

૩૯. આજે દુનિયામાં સ્થાવર કે જંગમ હરકોઈ સ્વરૂપની જેટલી સંપત્તિ છે તેનો ઘણો મોટો ભાગ — ખાસ કરીને ઉત્પાદનનાં સાધનો તો લગભગ તમામ, દરેક દેશના બહુ નાના વર્ગના કબજામાં છે, અને એ કબજો તે તે દેશની લશ્કરી સત્તાને બળે તેઓ ટકાવી રાખે છે. દરેક દેશમાં માલિક અથવા મૂડીદાર વર્ગની સત્તાધારી લશ્કરી વર્ગ સાથે ગાંઠ બંધાઈ છે. દરેક દેશમાં અકિંચન મજૂરિયાત વર્ગનું પ્રમાણ બહુ મોટું હોવા છતાં એનું કશું ચાલતું નથી. અને એ વર્ગની મજૂરીમાંથી મૂડીદારો મોટા નફા કરે છે . . . આજે માલકીહકને જોરે ચોમેરથી શોષણ ચાલી રહ્યું છે. એટલે જે હક એક વખતે આર્થિક પ્રગતિ માટે આવશ્યક હતો, તે આજે ખરી આર્થિક પ્રગતિમાં અંતરાયરૂપ થઈ પડ્યો છે.

૪૦. ગાંધીજી આ હકના સ્વરૂપમાં ધરમૂળના ફેરફારો કરવા માગે છે. મિલકતદાર અને મૂડીદાર ભલે માલિક રહે, પણ પોતાના હક ભોગવવા છતાં પોતાની ફરજો બજાવવાની જવાબદારી તેના ઉપર વિશેષરૂપે નાખવાનું તેઓ કહે છે. . . . તેઓ માલિકને પોતાની મિલકતનો નિરંકુશ માલિક મટાડી સમાજ પ્રત્યેની જવાબદારી અને ફરજો બાબત ટ્રસ્ટી બનવાનું કહે છે. ટ્રસ્ટી તરીકે મિલકતની વ્યવસ્થા સમાજના હિતને અર્થે એ કરે. આજે તો મિલકતની વ્યવસ્થામાંથી પોતાને વધારેમાં વધારે નફો શી રીતે મળે, એ તરફ એની દૃષ્ટિ હોય છે. પણ ટ્રસ્ટી તરીકે તો એ મિલકત સમાજને વધારેમાં વધારે હિતકારી શી રીતે થાય, એ વિચાર તેને રાખવો પડે. વળી, મિલકતમાંથી થતા તમામ નફાનો તે એકલો જ હકદાર ન હોય, પણ વ્યવસ્થાપક તરીકેના વાજબી મહેનતાણાનો જ તે હકદાર હોય. માલિકને આ રીતનો ટ્રસ્ટી બનાવવામાં લોકમતને બળે જેટલે દરજ્જે કાયદો, એટલે કે રાજસત્તા, મદદ કરવા તૈયાર થાય, એટલે દરજ્જે એની મદદ તેઓને ઇષ્ટ છે. પણ એ મદદ પૂરતી ન થઈ પડે તો મજૂરો, જેઓ મૂડીના ખરા ઉત્પાદકો છે — અત્યારે દુનિયા પાસે જે મૂડી છે તે પણ પહેલાંના મજૂરોના સંચિત શ્રમનું જ ફળ છે — તેમણે માલિકોનો શાન્તિમય સાધનો વડે પ્રતિકાર કરી તેમને પોતાની ફરજો બજાવવાની ફરજ પાડવી જોઈએ. મજૂર વર્ગ માલિકવર્ગનો શાન્તિમય અસહકાર કરે તો આ બની શકે એવું છે

૪૧. ખાનગી માલકીહકની બાબતમાં અત્યારે મોટામાં-મોટું અનિષ્ટ એ ઊભું થયું છે કે, માલિકો કોઈ પણ જાતનું સમાજ-ઉપયોગી કામ કર્યા વિના તેમાંથી થતી આવક ભોગવી શકે છે. . . . માલકીહકને જરૂરિયાત કે કામધંધા સાથે કશો જ સંબંધ રહ્યો નથી. પણ માલકીહક એ નફો અને સત્તા મેળવવાનું સાધન થઈ પડ્યો છે. વળી, નફો સમાજને ઉપયોગી કશી કામગીરીના પ્રમાણમાં મળે છે એમ પણ નથી. માણસ કશું જ કામ ન કરે છતાં એને નફો મળે છે. વળી, માલિકને જે હક અને સત્તા મળે છે તેની સાથે તેને કશી જવાબદારીનાં બંધન નથી.

૪૨. આજે માલકીહકની સાથે કશી જ જવાબદારીઓ જોડાયેલી નથી, તેથી એ મહા અનર્થક અને સમાજને ભારે વિપત્તિરૂપ આર્થિક અસમાનતાનું કારણ થઈ પડ્યો છે.

૪૩. માણસ મિલકત તો જ ધારણ કરી શકે, જો તે એનો પોતાને માટે મહેનત મજૂરી કરવાના સાધન તરીકે ઉપયોગ કરે, અથવા પોતાને માટે મહેનત મજૂરી કરવા કરતાં મિલકત વધારે મોટી હોય તો એની બરાબર સાચવણી કરી, સામાજિક હિત માટે તેની એ વ્યવસ્થા કરે. તે બદલ ભલેને વાજબી મહેનતાણું લે. પણ નવરા પડ્યા રહી તેમાંથી બેઠી આવક ખાવાનો અથવા મોટા નફા કરવાનો હક તો નાબૂદ થવો જ જોઈએ. આજે એ હક આર્થિક પ્રગતિને રોકી રહ્યો છે.

—ચાલુ ] વિઠ્ઠલદાસ કોઠારી

# અખિલ ભારતીય રાષ્ટ્રીય બંધારણસભા

બ્રિટિશ કૅબિનેટ—એટલે કે પ્રધાનમંડળ—ના ત્રણ પ્રતિનિધિઓ હિંદમાં આવીને ગયા. તેઓ ત્રણ મહિના ઉપર જેટલો લાંબો સમય રહી ગયા. તે દરમિયાન તેમણે સારી પેઠે કામ કર્યું કહેવાય. તેમની ધીરજનેય ધન્ય છે. આપણા મુત્સદ્દીઓ અને રાજપુરુષોએ પણ આ ગુણ કેળવવા જેવો છે.

તેઓ બે કામ માથે લઈને આવ્યા હતા: ૧. હિંદનું સ્વતંત્ર બંધારણ ઘડવાને માટે હિંદી પ્રજાના પ્રતિનિધિઓની એક સભા રચવી; ૨. તે સભા પોતાનું ભગીરથ કામ કરી રહે અને તે પ્રમાણે સ્વતંત્ર સરકાર કામ પર આવે ત્યાં સુધી કામ કરવાને માટે, એક વચગાળાની, પ્રજાની વિશ્વાસપાત્ર સરકાર રચવી.

આ બેઉ કામ ઉકેલવાની નેમથી બ્રિટિશ કૅબિનેટ મિશનના ત્રણ સભ્યો અને વાઇસરૉય મથ્યા. આજ સુધીમાં તેઓ પહેલા કામની પતાવટ કરી રહ્યા છે. અને વચગાળાની સરકાર રચવાનું કામ બાકી રાખી અત્યારે તો મિશનના ત્રણ સભ્ય વિલાયત પાછા ગયા છે. તે કામ પણ એ પતવી શકત; પરંતુ હવે એ કહી શકાય કે, તેઓ કહેતા હતા કે અમે કોમ-દૃષ્ટિ વગર આ કામ ઉકેલવા માગીએ છીએ, પરંતુ કમનસીબ જોગે તેમાંથી તેઓ—અત્યાર સુધીમાં તો—ઊગરી ન શક્યા. તેથી પરિણામ ધારવા પ્રમાણે જ આવ્યું: મહાસભાએ તેને ના સ્વીકાર્યું, એટલે છેવટની ઘડીએ એ કામ તેમને પડતું મૂકવું પડ્યું.

પરંતુ હિંદનું સ્વતંત્ર બંધારણ ઘડવા માટે લોકસભા રચવાનું કામ તે કરી શક્યા, એ પણ એને યશ આપવા માટે પૂરતું છે. આ કામને માટે તેમણે ૧૬મી મે, ૧૯૪૬,ના રોજ પોતાની યોજના બહાર પાડી. કૉન્ગ્રેસે અને મુસ્લિમ લીગે તે સ્વીકારી છે, જોકે બેઉને કેટલાક મુદ્દાઓ વિષે નાના-મોટા વાંધાવચકા છે. પરંતુ બેઉ પક્ષ એ સભાની રચના કરવામાં રોકાયા છે, અને આ રીતે હિંદના બંધારણી સવાલનો ઉકેલ ખોળવા એક સભામાં તેઓ સાથે બેસશે, એમ માની શકાય.

હિંદનું બંધારણ ઘડવું એ, અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યારથી આજ સુધી, અંગ્રેજ પ્રજાનો (એટલે કે તેમની પાર્લમેન્ટનો) ઇજારો મનાયું છે. કંપની સરકાર હતી ત્યારે તેને દસ-દસ વર્ષે અપાતા પટાને નિમિત્તે એ કામ થતું. પછી વિલાયતની રાણીના રાજ્યથી સુધારાના નવા કાયદાનું નિમિત્ત લેવામાં આવ્યું. ૧૯૩૫નો ચાલુ કાયદો એ જ રીતે થયેલો. ત્યાર પછી નવું યુદ્ધ થતાં, કૉન્ગ્રેસે જાહેર કર્યું કે, કોઈ રાષ્ટ્રનું રાજ્યબંધારણ ઘડવાનો હક તે રાષ્ટ્રની ચૂંટેલી લોકસભાનો હોઈ શકે. હિંદનું બંધારણ હવે એ રીતે જ ઘડાવું જોઈએ. કૅબિનેટ મિશને તે વાત કબૂલ રાખી છે, અને જણાવ્યું છે કે, હિંદીઓ પોતાને ફાવે તેવું પોતાનું બંધારણ ઘડે, ને એમાં મદદ કરવી એ અમારું કામ છે. હિંદ ઇચ્છે તો બ્રિટિશ સામ્રાજ્યમાં એક સમાન મિત્ર તરીકે રહે, અથવા ઇચ્છે તો અલગ પણ થઈ શકશે. આમ, આટલે વરસે, સંપૂર્ણ સ્વરાજ મેળવવાનું ધ્યેય કારગત કરવા તક મળે છે, એ એક મોટી વાત બને છે. સાઠ વરસે મહાસભા તેની મુખ્ય લડતમાં ફાવી છે, અને 'હિંદ છોડી જાઓ'ની મતલબ સરી છે.

કૅબિનેટ મિશનના જાહેરનામામાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, હિંદના ભાગલા પાડવાની પાકિસ્તાની વાત કોઈ રીતે વાજબી નથી લાગતી; આખા હિંદનું એક સમવાયી રાજતંત્ર હોવું જોઈએ. પ્રાંતો તેના મૂળ ઘટક બને, અને મધ્યસ્થ મુખ્ય કેટલીક બાબતો છોડતાં બાકીની બધી બાબતોની આખરી સત્તા પ્રાંતોને રહે. મધ્યસ્થ બાબતો કઈ ને કેટલી તે નક્કી કરાશે.

આવું બંધારણ ઘડવા માટે એક હિંદી રાષ્ટ્રીય બંધારણ-સભા રચવામાં આવે. તેના સભ્યોની ચૂંટણી પ્રાંતોની તાજેતરમાં બનેલી ધારાસભા કરે. દરેક પ્રાંત વસ્તીના દસ લાખે એકના અંદાજે પોતાના સભ્ય મોકલશે. તે અંદાજે દેશી રાજ્યો પણ પોતાના પ્રતિનિધિ મોકલે. આમ બ્રિટિશ હિંદના કુલ ૨૯૨ (+ ૪ કમિશનરી પ્રાંતોના) અને દેશી રાજ્યોના ૯૩ મળીને કુલ ૩૮૫ + ૪ સભ્યોની એ બંધારણસભા બનશે.

સભાની ચૂંટણીમાં કોમી ધોરણ સ્વીકારવું પડ્યું છે. પરંતુ બે જ કોમનો અધિકાર નક્કી થયો છે—મુસલમાન અને શીખ. ધારાસભાના તે બે કોમના સભ્યો પોતાને ભાગે (અલબત્ત વસ્તી પ્રમાણે) આવતા પોતાના પ્રતિનિધિ ચૂંટશે. આખી બંધારણ-સભામાં, એ રીતે, બ્રિટિશ હિંદમાં મુસલમાન સભ્યો એંસી અને શીખો ચાર આવશે. બાકીના ૨૦૮ સભ્ય બાકીની કુલ વસ્તીના સભ્યો મળીને ચૂંટશે.

એક એવો વાંધો ઊઠ્યો હતો કે, ધારાસભાઓમાં આજે ગેર-હિંદી યુરોપિયનો પણ સભ્ય બનેલા છે. તેઓ પણ આ ચૂંટણીમાં ભાગ લઈ શકે? ખાસ કરીને બંગાળ અને આસામમાં આ લોકને એટલું વધારેપડતું પ્રતિનિધિત્વ મળેલું છે કે, તેમની સંખ્યા દસ લાખ તો ક્યાંથી જ જ થાય! — લાખેક માંડ હશે; —' છતાં તેઓ ચાર-છ પોતાના સભ્ય મોકલી શકે, એવી આ જાહેરાત મુજબ અનુકૂલતા થતી હતી. આ સામે કૉન્ગ્રેસે સખત વિરોધ કર્યો. પરિણામે, એ યુરોપિયનોએ જાહેર કર્યું છે કે, તેઓ બંધારણસભાની આ ચૂંટણીમાં ઊભા નહિ રહે ને મત પણ નહિ આપે. અને હિંદમાં બધે તેઓ તેમ વર્ત્યા છે. આથી આ સભાનું હિંદી રાષ્ટ્રીયત્વ સિદ્ધ થયું છે, એમ તો ખરું જ. હિંદ વિષે વિચાર કરવાને માટે,

એક પણ ગેર-હિંદી વગર, કોઈ મોટા મુદ્દાની સભા થવી એ, અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યારથી આજ સુધીમાં, પહેલવહેલી વખત બનશે.

મુસ્લિમ લીગ હિંદુઓની બહુમતીની ભીતિ રાખે છે. તેથી તેણે સ્વતંત્ર પાકિસ્તાન માગ્યું હતું. તેવું તો આપવું હિતકર નથી એમ ઠરાવ્યા છતાં, તેની પાછળ રહેલી ભીતિને જેટલી દૂર કરી શકાય તેટલી કરવી, એવા હેતુથી મિશને આખા બ્રિટિશ હિંદનાં ત્રણ જૂથ કલ્પ્યાં છે. તેમાંના બે — ब અને क — વધારે મુસ્લિમ વસ્તીવાળાં છે અને સૌમાં મોટું अ જૂથ વધારે હિંદુ વસ્તીવાળું છે. ઉપરાંત, બીજી અનેક લઘુમતીઓ તથા આદિવાસીઓ રહે છે. તેમના પ્રતિનિધિઓ તો બંધારણસભા માટે ચૂંટાશે જ — કૉન્ગ્રેસે એમને બરોબર પ્રતિનિધિત્વ આપ્યું છે. છતાં, ચોકસાઈને ખાતર, મિશને જાહેરનામામાં એક એવી જોગવાઈની કલમ મૂકી છે કે, આ બધી લઘુમતીઓમાંથી નીમેલા સભ્યોની એક 'સલાહ સમિતિ' રચવામાં આવે. આ સમિતિ બંધારણસભાને સલાહમશ્વરો કરી શકશે; લઘુમતીના પ્રાથમિક હકોનો ખરડો ઘડશે; અને પોતાના હિતની રક્ષા માટે જે ઠીક લાગે તે વિચારીને બંધારણસભાને જણાવશે.

હવે ત્રણ જૂથોની રચના જોઈએ:—

अ જૂથ

| પ્રાંત | પ્રતિનિધિ સામાન્ય | મુસ્લિમ | કુલ |
|---|---|---|---|
| મદ્રાસ | ૪૫ | ૪ | ૪૯ |
| મુંબઈ | ૧૯ | ૨ | ૨૧ |
| યુક્તપ્રાન્ત | ૪૭ | ૮ | ૫૫ |
| બિહાર | ૩૧ | ૫ | ૩૬ |
| મધ્યપ્રાંત | ૧૫ | ૧ | ૧૭ |
| ઓરીસા | ૯ | ૦ | ૯ |
| | ૧૬૭ | ૨૦ | ૧૮૭ |

નોંધ — દિલ્હી અજમેર, અને કુર્ગનો એક એક પ્રતિનિધિ આમાં ઉમેરાશે.

ब જૂથ

| | સામાન્ય | મુસ્લિમ | શીખ | |
|---|---|---|---|---|
| પંજાબ | ૮ | ૧૬ | ૪ | ૨૮ |
| સરહદ | ૦ | ૩ | ૦ | ૩ |
| સિંધ | ૧ | ૩ | ૦ | ૪ |
| | ૯ | ૨૨ | ૪ | ૩૫ |

નોંધ — બલુચિસ્તાનનો એક પ્રતિનિધિ આમાં ઉમેરાશે.

क જૂથ

| | સામાન્ય | મુસ્લિમ | |
|---|---|---|---|
| બંગાળ | ૨૭ | ૩૩ | ૬૦ |
| આસામ | ૭ | ૩ | ૧૦ |
| | ૩૪ | ૩૬ | ૭૦ |

આ જૂથ ઊભાં કરવાનો સવાલ ભારે પેચીદો છે. કેટલીય બાબતો તે અંગે અધ્ધર રાખવામાં આવી છે. જેમ કે, કોઈ પ્રાંતને જૂથમાં પડવું જ ન હોય તો શું? જેમ કે, આસામ અને સરહદ પ્રાંત તેમને માથે ઠોકવા ધારેલા જૂથમાં નથી જોડાવા માગતા. સિંધની પણ જૂથમાં જવાની બહુ ઇચ્છા નથી જણાતી. છતાં, તેમણે ફરજિયાત તે જૂથ રચવાની પંચાતમાં જવું જોઈએ? તેઓ શરૂમાં જ ના ન પાડી શકે? આ સવાલની સત્તાવાર ચોખવટ મળતી નથી, જોકે પ્રાંતને સ્વનિર્ણયનો મૂળહક આપવામાં આવ્યા પછી તેમાં આ બાબત આવી જાય, એમ મનાય.

પરંતુ મિશને કરેલી જાહેરાત એમ કહીને અટકી જાય છે કે, સમસ્ત બંધારણ-સભા પ્રથમ મળે; પોતાનો પ્રમુખ ચૂંટવાનું તથા કાર્યપદ્ધતિ વિચારવાનું, વગેરે શરૂનાં કામો એ કરે. ત્યાર બાદ પોતે ત્રણ જૂથમાં (ઉપર જણાવ્યા પ્રમાણે) વહેંચાઈ જાય. આ જૂથ-સભાઓનું કામ પોતાના જૂથનું ને ઘટક પ્રાંતોનું બંધારણ વિચારવાનું રહેશે. દરેક જૂથના સભ્યો પોતાનું એક જૂથ રચવું કે કેમ, એ વિચારશે. રચવા ઠરાવે તો તેઓ મધ્યસ્થ સરકાર અને પ્રાંત-સરકાર વચ્ચે એવી તે તે પ્રાંતની જૂથ-સરકાર પણ ઊભી કરશે, અને પોતાના જૂથના પ્રાંતનું બંધારણ પણ તે પ્રમાણે ફાવે એવું ઘડી શકશે.

ધારો કે, કોઈ જૂથ બહુમતીને જોરે આવું કરવા ચાહે, પણ તેના કોઈ ઘટક પ્રાંતને એમાં જોડાવું ન હોય. આ સંજોગમાં શું કરવું? જાહેરનામું કહે છે કે, બંધારણ-સભાનું નવું બંધારણ ચાલુ થાય અને તે પ્રમાણે પ્રાંતીય ચૂંટણી થાય ત્યારે તેની પહેલી ધારાસભા ઠરાવ કરીને જૂથમાં ન જોડાવું હોય તો ન જોડાય. પરંતુ જૂથ-સભા પ્રાંતની ધારાસભાની રચના જ એવી ઠરાવે અથવા બંધારણમાં એવી ધાલમેલ કરે કે જેથી નવી ધારાસભામાં જૂથ-વિરોધી મત ચૂંટાઈ જાય. આનું શું? એટલે, જૂથમાં જોડાવા વિષે શરૂથી જ નક્કી કરવાની છૂટ હોવી જોઈએ. પણ મિશને તેની ચોખવટ નથી કરી.

આખા દેશનું મધ્યસ્થ બંધારણ મુખ્ય બંધારણ-સભા ઘડશે. પોતાને જોઈતાં નાણાં કેમ મેળવવાં, એ તે નક્કી કરી શકશે. અલબત્ત, છેવટે દેશનું સમસ્ત બંધારણ મોટી બંધારણસભાના ઠરાવથી જ નક્કી થશે.

જૂથ-બંધારણોમાં તેમ જ મધ્યસ્થ બંધારણમાં દસ વરસે સુધારો કરાવવો હોય તો કોઈ પણ ધારાસભા બહુમતીથી તેવી માગણી કરી શકશે.

દેશી રાજ્યોના ત્રાણું સભ્યો કોણ કઈ રીતે કોને ચૂંટશે એ વિષે કશું જાહેરનામામાં સ્પષ્ટ નથી કહ્યું. આ સભ્યો પ્રજાના હોવા જોઈએ, એવો દાવો કૉન્ગ્રેસ અને દેશી પ્રજામંડળોએ કર્યો છે. આને અંગે દેશી રાજ્યોની એક વાટાઘાટ સમિતિ બનશે, ને તેની જોડે આ બધું વિચારાશે.

દેશી રાજ્યોએ બંધારણ-સભામાં જોડાવાનું સ્વીકાર્યું છે. હવે જોઈએ કે, તેઓ કોને કઈ ઢબે પ્રતિનિધિ મોકલે છે. તેઓ લોકશાહી ઢબ પર પોતાના રાજ્યતંત્રને લાવવા માગે છે, એમ દેશી રાજાઓના મંડળે જાહેર કર્યું છે.

આમ, આ બ્રિટિશ મુત્સદ્દીઓએ હિંદનું રાજ્ય-બંધારણ ત્રણ-મજલી કલ્પ્યું છે, અને એ તેમના જાહેરનામાનો મુખ્ય અર્થ છે. સૌથી નીચે ને પાયાનો મજલો તે પ્રાંતો. (અને એ દરજ્જાથી દેશી રાજ્યો પણ આવે એવી કલ્પના છે.) તેની ઉપર ત્રણ જૂથના ત્રણ ખંડનો બીજો મજલો. અને એ ત્રણે ઉપર અને આખા મકાનના શિરોમણિ તરીકે હિંદની મધ્યસ્થ સમવાયી સરકાર હશે. (જેમાં દેશીરાજ્યો પણ હશે.)

બંધારણ-સભાની ચૂંટણી આ માસમાં પૂરી થશે. દરમિયાન વચગાળાની સરકારનું અધૂરું કામ પણ પૂરું કરવા ફરી પ્રયત્ન થશે, એમ મનાય. તેવી સરકાર વગર દેશનું સામાન્ય કામ અને બંધારણ ઘડવાનું આ અસામાન્ય કામ પણ ન ચાલી શકે, એ ઉઘાડું છે. આવતી આઝાદીનો પ્રત્યક્ષ પુરાવો જ એ છે કે, કામચલાઉ વચગાળાની સરકાર વસ્તુતાએ આઝાદ અને પ્રજાકીય હોય. આવી સરકાર વગર રાષ્ટ્રીય બંધારણ ઘડવાનું કામ કોઈ સભા સુખે અને સરળતાથી ચલાવી પણ ન શકે. બંધારણ-સભા કયા જોરે નિર્ણયો લે? તેનું પીઠબળ શું? જો બંધારણસભા સ્વતંત્ર ન હોય તો તેનું કામ પ્રજામાન્ય ન થઈ શકે. તે સભા સ્વસત્તાક હોવી જોઈએ. બ્રિટિશ પાર્લમેન્ટના જોરે તેનું જોર હોય તો તે તો એક નવી ઢબની ગોળમેજી જ લગભગ ગણાય. સ્વસત્તાક થવું હોય તો હિંદની ચાલુ સરકાર સ્વતંત્ર હોવી જોઈએ. વચગાળાની સરકાર એવી હશે, એમ માનવામાં આવે છે. મિશને આ વસ્તુ પણ સ્વીકારી છે. માત્ર હવે તેણે અંગ્રેજોને કોઠે પડી ગયેલી ભેદનીતિ ખેલવામાં, જાણ્યે અજાણ્યે, ફસાવામાંથી પોતાને બચાવવું જોઈએ. તે વગર આવી સરકાર રચી નહિ શકાય. બંધારણસભા હિંદીઓ તથા અંગ્રેજ — બેઉ પ્રજાની કસોટી છે. તેમાંથી પાર ઊતરવું એ આપણું મોટું કામ છે. તે ઉપર આપણી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા પણ અમુક રીતે અવલંબે છે.

૨૨-૭-'૪૬ **મગનભાઈ દેસાઈ**

# શિક્ષણમાં પહેલા-પછી

૧

સરકારી કૉલેજોમાં વિદ્યાર્થીઓ લેવા અંગે જૂન-સત્રની શરૂમાં કેટલાક સરકારી હુકમો નીકળ્યા. તેમાં, શી વાત હતી તે છાપાંમાં આવી તે જ જોવા મળી છે. એમાં એવું હોય એમ લાગ્યું કે, પછાત કોમો તથા મુસલમાનોને સરકારી કૉલેજોમાં પહેલા લેવામાં આવે, અને પછી જે જગા રહે તે બાકીના ઊંચા કહેવાતા વર્ણોના વિદ્યાર્થીઓને આપવામાં આવે.

કૉલેજોમાં દાખલ કરવાનો સામાન્ય ધારો એવો ચાલે છે કે, વિદ્યાર્થીની પરીક્ષાનું પરિણામ જોઈ — એટલે કે, તે દ્વારા માલૂમ પડતી લાયકાતને ધોરણે, તેમને લેવામાં આવે છે.

ઉપરનો સરકારી હુકમ જો બરોબર હોય, તો તે પ્રમાણે એવું થાય કે, પછાત ગણાતી કોમોના ને મુસલમાન વિદ્યાર્થીઓ માટે આ ધોરણ રાખવામાં ન આવે. અત્યાર સુધીમાં એવું હતું કે, આ વિદ્યાર્થીઓ માટે કુલ જગાઓમાંથી અમુક ટકા જેટલી તેમને માટે ખાસ રાખવામાં આવતી એ વર્ગોમાંથી આવતા ઉમેદવારોમાંથી, તેમના માર્ક પ્રમાણે, તે જગાઓ ભરી લેવાતી, અથવા ઓછા જ આવ્યા હોય તો બધાને લેવાતા, ને પછી જગાઓ રહે તો છેવટે બીજા આવનારાથી ભરી લેવાતી. આ વખતે સરકારી હુકમે આગળ જઈને એમ કર્યું લાગે છે કે, એ કોમોના આવે એટલા બધા ઉમેદવારોને લઈ લેવામાં આવે.

અત્યાર સુધી, સામાન્યપણે આગળ પડતા ગણાતા વર્ગોના વિદ્યાર્થીઓ કૉલેજોમાં વધુ પ્રમાણમાં જતા. તેમને સાધન હતું, ને તેમને ધંધા અંગે પણ ત્યાં જવું પડતું. અને કૉલેજ સુધી જવાની નવરાશ પણ, પછાતોની સરખામણીમાં સુખી ગણાતા, આ વર્ગોને જ હોઈ શકે.

આ વર્ષે સરકારના નીકળેલા હુકમથી આ વર્ગના વધતા જતા વિદ્યાર્થીઓને પ્રવેશ ન મળી શક્યો તેથી અમદાવાદમાં ખૂબ ઊહાપોહ થયો. છેવટે સરકારે ગુજરાત કૉલેજના કેટલાક વર્ગોમાં બેપાળી કરી લઈને બેવડી સવડ કરી લીધી છે. અને એમ તરત માટે તો આ સવાલ ઊકલી ગયો છે.

પરંતુ, આ ઊહાપોહ દરમિયાન કેટલાક મોટા મુદ્દા પણ જરાતરા ચર્ચાયા. આપણા દેશનો ભારે આજે થઈ પડેલો જે કોમી અને પછાતવર્ગી ઉદ્ધારનો પ્રશ્ન, તે પણ એમાં છેડાયો અને આ બાબતમાં કૉંગ્રેસે — એટલે કે આમજનતાનું ભલું ઇચ્છનાર સંસ્થાએ કેમ વર્તવું જોઈએ, એ વાત પણ ચર્ચામાં આવી. આ મોટા મુદ્દા ગણાય. એટલું જ નહિ, કૉલેજ પ્રવેશનો આ પ્રશ્ન વરસોવરસ આવવાનો, અને વધારે ને વધારે ઉગ્ર બનીને. એટલે આ વિષે વિચાર કરવો જોઈએ, એમાં શંકા નથી.

૨

એક વસ્તુ શરૂમાં જ સમજી લેવાની છે: કૉલેજો તરફનો આ ધસારો કોઈ ખાસ નવા જાગેલા શિક્ષણ-

પ્રેમને લીધે છે, એમ નથી. એનું કારણ, મોટે ભાગે, આર્થિક — નોકરી માટે પરવાનારૂપ પદવી મેળવવાનું છે. અને એમાં કશું ખોટું છે, એમ કહેવાનો ઉદ્દેશ નથી. એ ઉધારા હેતુની સાથે, આપોઆપ, કેટલુંક રૂઢ શિક્ષણ સમાજમાં વધતું હશે, એમ ખરું. પરંતુ એ અજ્ઞાત લાભની ઝાઝી કિંમત ન આંકી શકાય. સમાજની પ્રગતિનો આંક મૂકવાને માટે, તેનો ચોખ્ખો હેતુ જે હોય તે જોવો જોઈએ. તેથી, ઉપરના મુખ્યત્વે આર્થિક કારણે થતાં આડકતરાં પરિણામો સમાજની ગતિને ઝાઝું બળ કે કશો ઇષ્ટ વેગ આપતાં નથી.

શિક્ષણનો આ પ્રકારે સીધો આર્થિક હેતુ મનાવાથી સૌ વર્ગો તેમાં પોતપોતાનો ભાગ લેવા માગે; અને જે વર્ગો પછાત હોય કે આ આર્થિક પડાપડીમાં ફાવવાની દૃષ્ટિએ નબળા હોય, તેમને સરકાર તરફથી ખાસ મદદ અને ટેકો મળવાં જોઈએ, એમ પણ ખરું. આથી જ પેલો સરકારી હુકમ સમજી શકાય એવો અને જરૂરનો ગણાય. જે ચર્ચા અમદાવાદમાં જાગી, તેમાં ભાગ્યે જ કોઈએ પછાત કોમોને આમ અપાયેલી મદદ સામે કશું કહ્યું છે; બલ્કે સૌએ એને બરોબર જ માની છે. કૉંગ્રેસના આટલાં વર્ષના પ્રચારની એમાં સફળતા જોઈ શકાય છે.

અહીં સવાલ એ નથી, અને નીચે જે કાંઈ કહેવામાં આવે, તે કોઈ રીતે એ નીતિની સામે માનવા કે સમજવાનું નથી.

સવાલ એ છે કે, કેળવણીના ક્ષેત્રમાં પણ કોમદૃષ્ટિને સ્થાન હોવું જોઈએ? ઉચ્ચ શિક્ષણ માટે જે કોઈ લાયક હોય તેને તે મળવું જોઈએ; એટલું જ નહિ, સમાજ અને રાજ્યની ફરજ છે કે, પૈસાને વાંકે લાયક ગરીબ કે પછાત કોમનો વિદ્યાર્થી પોતાનો વિકાસ સાધતો રોકાય, એ દૂર કરવું જોઈએ; — સિદ્ધાંત આવો હોવો ન જોઈએ?

આજે દુઃખ એ છે કે, ભાગ્યે વિદ્યાની પોતાની લાયકાત પ્રમાણે વિદ્યાર્થી વર્તે છે. યુનિવર્સિટી પણ એવું ખાતું ચાલે છે કે, ઉમેદવારોની ગણતરી વધે એ એના તોસ્તાનને જીવતું રહેવા માટે બસ છે.' સ્વતંત્ર વિદ્યોપાસનાને જ્ઞાન- અને યોજના-પૂર્વક વધારવી, એ એનો ઉદ્દેશ હોય તોય પોથીમાંનાં રીંગણાં તરીકે. આથી, જે લાઈનમાં જવાથી નોકરી-બજારમાં ભાવ આવે, તેમાં ધસારો થાય છે. ઇજનેરી, દાક્તરી, ઇ૦માં જવાને માટે માર્ક વધારે જોઈએ. સાંભળવા પ્રમાણે, પાસ થવા જ નહિ, પણ એ કૉલેજોના સાંકડાં દરવાજામાં ઘૂસી શકવા માટે જોઈતા વર્ગ મુજબ માર્ક વધારાવવા પણ વગસગ ચાલી શકે છે!

આવી પડાપડીની સ્થિતિમાં આ પ્રશ્ન વધારે નાજુક બને છે. લાયકાતનું ધોરણ રહેતું નથી.

અને પરીક્ષાના પરિણામ અંગે પણ વાદ નહિ ઊઠે કે? કે, અમે પછાત છીએ માટે અમને પાસ થવાના ટકામાં રાહત આપવી જોઈએ! એક મિત્ર કહે છે કે, વ૦ ફા૦ પરીક્ષામાં આવો બેહૂદો ભેદ આજે છે, એ વાત સાચી છે? તો તો આ વાદ ઉઠાવવાને માટે પૂર્વ-દાખલો પણ મળે!

આ લખાણનો અર્થ કોઈ એમ ન કરે કે, આમાં કહેવાતા સવર્ણની વકીલાત ને પછાતોનો વિરોધ છે. લાયકાતને ધોરણે જોતાં, પછાત કોમોને પહેલી જગા આપો; પછી બીજા આવે. પરંતુ લાયકાતની કસોટી શિક્ષણમાં જીવંત બનવી જોઈએ, એ કહેવાનો મુખ્ય ઉદ્દેશ છે. ગઈ સરકારની નીતિ સાવ અનુકરણીય નથી. તે દ્વારા તેણે આપણે ત્યાં ભેદરાસ સારું ચલાવ્યું છે. તે ન્યાયમાંથી ઊગરી જવાનું કામ ભારે મોટું છે, કેમ કે તેનું ઝેર સમાજશરીરમાં ઊંડે ગયું છે. છતાં તેને કાઢવું જોઈશે. તેમાંય કેળવણીમાંથી તો તેની શરૂઆત થવી જોઈએ.

ઉપરના પ્રશ્નનો વિચાર સમાજે હવે કરવો જોઈએ.

૨૩-૭-'૪૬ મગનભાઈ દેસાઈ

# સાભાર સ્વીકાર

**મૌલાના અબુલ કલામ આઝાદ:** અનુવાદક: ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક: વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ, ૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨, કિ. ૨-૮-૦. भारतीय उद्‌बोधन: પુસ્તક ૧-૨, સંચાલક: અમરેન્દ્ર ગાડગીલ, પ્રકાશક: સૌ. મંગલા અમરેન્દ્ર ગાડગીલ, આનંદ ચેમ્બર્સ, ગોખલે ચોક, આંગરાઈ, પૂના ૪, કિં. દરેકની ૦-૮-૦. आदर्शी देणगी: ભા. ૧-૨, લેખક: ગોપાળ નીલકંઠ દાંડેકર. પ્રકાશક: ઉપર પ્રમાણે. કિ. દરેકની ૦-૧૨-૦. हिंदुंचा धर्मग्रंथ: લેખક: મોહન હેરંદીકર, પ્રકાશક: ઉપર મુજબ, કિં. ૦-૬-૦. वस्याकी मीमांसा: प्रथम भाग: લે. પ્રિયવ્રત વેદવાચસ્પતિ, આચાર્ય, ગુરુકુલ વિશ્વવિદ્યાલય, કાંગડી, પ્રકાશક: મુખ્યાધિષ્ઠાતા, ગુરુકુલ, કાંગડી, કિ ૩-૦-૦. **અસ્વીકાર:** અનુ૦ મોહનલાલ ચૂનીલાલ ધામી, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કિં. ૪-૦-૦.

# સ્વાધ્યાય

## ઈશ્વર એટલે શું?

૨૩મા સૂત્ર "ईश्वरप्रणिधानात् वा" ના અર્થ સુધી આપણે આવ્યા હતા. ૨૪થી માંડી ૨૯ સૂત્ર સુધી સૂત્રકાર આ વિષયને ચર્ચે છે. યોગ એક દર્શન છે — શાસ્ત્ર છે. કોઈ પણ વિધાનને ચોકસ વ્યાખ્યા આપ્યા વગર એનાથી આગળ ન વધાય. ઈશ્વર એક નવું તત્ત્વ છે, કેમ કે સાંખ્યકાર બે જ તત્ત્વમાં પોતાનું સમગ્ર 'સંખ્યાન' પૂરું કરે છે — એક જડ એવું આ ઇંદ્રિયગમ્ય દૃશ્ય જગત; બીજું ચેતન એવું પુરુષતત્ત્વ. આ બે બહાર બીજું હોય નહિ. તો પછી આ 'ઈશ્વર' શું? યોગકારે એનો ઉત્તર આપીને આગળ જવું જોઈએ.

આ પ્રશ્ન જગતમાં હમેશ ચર્ચાતો આવ્યો છે. ઈશ્વર છે કે નથી, છે તો કેવો છે, શું કરે છે, ઇ૦ જાત જાતના સવાલો આ ઈશ્વર તત્ત્વ વિષે પુછાય છે. યોગ સાધનાનું દર્શનશાસ્ત્ર છે. સાંખ્યની પેઠે તર્ક અને પ્રજ્ઞા જ નહિ, શ્રદ્ધા અને કલાને પણ તે પોતાના માર્ગમાં સ્થાન આપે છે. આપણે આગળ જોયું કે, ઈશ્વરપ્રણિધાનનો માર્ગ યોગની ખાસિયત છે. તેથી તેને સેશ્વર સાંખ્ય પણ કહે છે.

પરંતુ કલા પણ કાંઈ તર્કાતીત વસ્તુ નથી. હૃદયના ભાવો દ્વારા કામ કરવું કે મગજના તર્કના ન્યાયોથી કામ કરવું — બેઉમાં સૂક્ષ્મ એવી એકતા રહેલી છે, અને તે એ કે, પ્રજ્ઞા કે વિવેક બહાર કોઈ ન જઈ શકે. આથી યોગે બતાવેલું ઈશ્વરપ્રણિધાન વિવેકની' બહાર નથી જતું. તેના વિવેકના પાયારૂપ સમજૂતી આ થોડાંક સૂત્રોમાં યોગકાર આપે છે.

૨૪મા સૂત્રમાં ઈશ્વરની વ્યાખ્યા આપે છે કે, તે પ્રકૃતિ નથી; પણ કેવળ સામાન્ય પુરુષતત્ત્વ પણ એ નથી; તે विशेष पुरुष છે. એટલે કે, તે પુરુષ પેઠે ચેતનગુણી છે; પરંતુ એમાં એક વિશેષતા છે. તે વિશેષતા જણાવીને સૂત્ર ઈશ્વરની વ્યાખ્યા કરે છે —

॥ क्लेश-कर्म-विपाक-आशयैः
अपरामृष्टः पुरुषविशेषः ईश्वरः ॥

આગળ (પાદ ૨, સૂ. ૩) સમજાવવામાં આવનાર પાંચ ક્લેશો, કુશળ-અકુશળ કર્મોનાં ફળ, અને તેને લઈને ચિત્તમાં બેસતી તેના સંસ્કારોરૂપી વાસનાઓ — આ દરેક જીવની વિભૂતિ છે. કેવળ ચેતનરૂપ એવો જે પુરુષ તે આ બંધનોથી જીવભાવને પામે છે. તેમાં ઈશ્વર એવો ખાસ પુરુષ છે કે, તે આ બંધનોથી સદાય — ત્રણે કાળમાં અલગ અલિપ્ત કે અસ્પૃશ્ય છે. તેને ક્લેશ નથી, કર્મ નથી, વાસનાઓ નથી. એટલે એને જન્મમરણાદિનાં કશાં બંધન નથી.— કદી નહોતાં કે નથી કદી થવાનાં.

આ સાદા સીધા ને ટૂંકડા સૂત્રની વ્યાખ્યા ગીતાકારે અનેક શ્લોકોમાં આપી છે. અધ્યાય પંદરમો આ વ્યાખ્યાને માટે ખાસ ગણાય. તેને પુરુષોત્તમયોગ જ કહ્યો છે. ત્યાં 'પુરુષવિશેષ' પદને બદલે 'પુરુષોત્તમ' જેવું રૂપાળું પદ વાપર્યું છે. અને તેની સ્પષ્ટતા કરી છે કે, (અ. ૧૫-૧૬-૮) લોકમાં આવા બે પ્રકારના પુરુષો છે — એક ક્ષર, બીજો અક્ષર. ક્ષર પુરુષ તે આ ભૂતમાત્ર — આ સૃષ્ટિ છે; અને તેમાં જે તટસ્થ કૂટસ્થ આત્મારૂપે છે તે બીજો અક્ષર પુરુષ છે. પરંતુ એમનાથી ઉત્તમ એવો બીજો એક પુરુષ છે, જેને परमेश्वर કહે છે. તે જ આ ત્રણે લોકને વ્યાપીને અચળરૂપે રહેલો ઈશ્વર છે. તે ક્ષર એવા પ્રકૃતિતત્ત્વથી પર છે, અક્ષર એવા પુરુષથી ઉત્તમ છે. તેથી લોકમાં તથા વેદોમાં તેને पुरुषोत्तम કહ્યો છે"

આ શ્લોકો આ ટૂંકા સૂત્રનું કાવ્યમાં ભાષ્ય છે. એ અને ગીતાના આ વિષયના બીજા શ્લોકો આ સાથે વિચારવાથી આ સૂત્રનો અર્થ સમજાવામાં રમૂજ પડશે.

પ્રશ્ન અહીં એ છે કે, પરંતુ આવો ઈશ્વર છે એનું પ્રમાણ શું? સૂત્રકાર આ વિચાર હવે પછીના સૂત્રમાં કરે છે, તે આગળ ઉપર.

૧૫-૭-'૪૯ મગનભાઈ દેસાઈ

# સંયુક્ત રાષ્ટ્રમંડળની સલામતી સમિતિ

સં. રા. મંડળનાં બધાં ખાતાંમાં આ સલામતી સમિતિ ખાતું સૌથી મહત્ત્વનું છે, એ આપણે આગળ એક જગાએ જોઈ આવ્યા. સં. રા. મંડળનું મુખ્ય કામ જગતની શાંતિ સલામત રાખવાનું છે. એ તેનો ઉદ્દેશ છે. તે કરવાને માટે પૂર્વજરૂરો તરીકે અનેક ક્ષેત્રોમાં રચનાકાર્યો કરવાનાં રહે. આર્થિક, સામાજિક, સુખાકારીવિષયક અનેક બાબતોમાં જો રાષ્ટ્રોનો વહેવાર સારી રીતે અને સલાહસંપથી ગોઠવાય, તો તેમની વચ્ચે લડાલડીના પ્રસંગ ઓછા આવે. છતાં, ન કરે નારાયણ ને જો લડવાડ આવે, તો તે અંગે શું કરવું, એ વિચારી કાઢવાનું ને તે પ્રમાણે અમલ કરવાનું કામ આ સલામતી સમિતિને છે. આથી, ઉઘાડું જણાય છે કે, સં. રા મંડળનું એ મહત્ત્વનું ખાતું છે. મંડળની મુખ્ય સમિતિ કોંગ્રેસની મહાસમિતિ જેવી ગણાય. પરંતુ આ સલામતી સમિતિ કોંગ્રેસની કારોબારી જેવી જબરી સત્તા ધરાવે છે. (જોકે બંધારણી દૃષ્ટિએ આ ઉપમા બરોબર છે, એમ માનવાનું નથી.)

આ સમિતિ સં. રા. મંડળના અગિયાર સભ્યોની બની છે. તેમાં નીચેનાં પાંચ રાષ્ટ્રો તેના કાયમી સભ્યો છે — ચીન, ફ્રાન્સ, રશિયા, ઇંગ્લન્ડ, અમેરિકા. બાકીના છ

સભ્યોને સં. રા. મંડળ ચૂંટે. તે સભ્યોની મુદત બે વરસની ઠરાવી છે. (પહેલી ચૂંટણી જે થઈ તેની મુદત વર્ષની જ ઠરાવી છે.) અને બે વર્ષ-બાદ તરત તેનો તે સભ્ય-રાષ્ટ્ર નવી ચૂંટણીમાં ફરી આવી ન શકે. આ ૧૧ સભ્ય-રાષ્ટ્રો પોતાનો એક એક પ્રતિનિધિ મોકલી શકે. સમિતિ પોતાનું કામ એક કાયમી વહીવટી ખાતા પેઠે ચાલુ જ રાખે એવી કલ્પના છે. એટલે કે, તે એક પ્રકારની સ્થાયી સમિતિ છે. તેથી સં. રા. મંડળની કચેરીની જગાએ અગિયારે રાષ્ટ્રોએ પોતપોતાનો પ્રતિનિધિ મોકલી જ રાખવાનો હોય છે. સમિતિ ઇચ્છે તે જગાએ જગતમાં પોતાની સભા ભરી શકે છે. સામાન્યપણે મંડળની મુખ્ય કચેરી તેનું સ્થાન ગણાશે.

સમિતિની કાર્યપદ્ધતિ ખાસ જોવા જેવી છે. અગિયાર-માંના દરેક સભ્ય-રાષ્ટ્રને એક મત મળે છે. કોઈ પણ કામ પસાર કરવા માટે સાત મત મળવા જોઈએ અને સલામતી સમિતિનાં ખાસ ગણાવેલાં કામોને અંગે ઠરાવ કરવા માટે એવો કાયમી નિયમ છે કે, આ સાતમાં પાંચ મત, ઉપર જોઈ આવ્યા તે પાંચ કાયમી રાષ્ટ્ર-સભ્યોના, હોવા જોઈએ. એટલે કે, એ દરેક રાષ્ટ્રને સમિતિ આગળ આવતા કોઈ કામ માટે નનૈયો ભણવાની સત્તા મળે છે! બીજાં રાષ્ટ્રોને આ ન ગમે એ ઉઘાડી વાત છે. જગતમાં આજે પટેલિયાં ગણાતાં આ રાષ્ટ્રોએ પોતાને માટે કાયમી જગા લીધી એ ઓછું નડેલું; તે ઉપરાંત કોઈ કામ ઉપર આવો નન્નાઇક પણ લેવાથી, સં. રા. મંડળ વિષે જગતમાં સારી પેઠે ચર્ચા થઈ હતી. અને કેટલાય લોકને ભય છે કે, આથી આ મંડળને ઝાઝી સફળતા ન મળે.

હાલમાં આ સમિતિની બેઠક અમેરિકામાં થઈ. તેનું કામકાજ જોતાં, સં. રા. મંડળ પ્રત્યે આ પ્રકારની અશ્રદ્ધા સાવ અકારણ ન ગણાય. ૧૯૧૪-૧૮ના અવંગત રાષ્ટ્રસંઘને પણ સં. રા. મંડળને મળતું કામ આપવામાં આવ્યું હતું. તે ઉપરાંત રચનાકાર્યો કરવા માટે ખાતાં હતાં, જેમનું કામ ચાલતું હતું. પરંતુ સલામતી અને શસ્ત્રબંધીના મુખ્ય કામમાં જ તે સંઘ પડી ભાંગ્યો, જેને પરિણામે ૧૯૩૯નાં યુદ્ધ મંડાયાં. આ નવા સં. રા. મંડળે એ બોધપાઠ લેવો જોઈએ તેને માટે નવું જ માનસ અને દૃષ્ટિ જોઈએ. આ જ વસ્તુ ગોરા જગતમાં ખૂટે છે. યુદ્ધની ખૂનરેજીએ તેનો હૃદયપલટો નથી સાધ્યો. એ સાધવાનું કામ તેમના વિચારકો અને સમાજપુરુષોએ કરવાનું છે. તે વિના આ મંડળના નસીબને સુધારવું સહેલું નથી. આશા રાખીએ કે આમ થાય.

આ સમિતિનાં કામોનો પરિચય હવે પછી.

૧૫-૭-'૪૬ મગનભાઈ દેસાઈ

# નવું વાચન

**ધમ્મપદ-ધર્મનાં પદો**: (ગુજરાતી સરળ અનુવાદ સહિત) સંપાદક: પંડિત બેચરદાસ દોશી; પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ કિં. ૧-૦-૦; પૃ. ૧૩૭+૪૮.

ધમ્મપદ એ બૌદ્ધ પરંપરામાં ગીતાજી જેવું મહત્ત્વનું અને આદરણીય સ્થાન ભોગવતો ધર્મવચનોરૂપ ગાથાઓનો સંગ્રહગ્રંથ છે. એ ગાથાઓ બુદ્ધ ભગવાને જ રચેલી કહેવાતી હોવા છતાં, અ૦ ધર્માનંદ કોસંબીજીના શબ્દોમાં કહીએ તો, "બુદ્ધ ભગવાનની કે બૌદ્ધ શ્રાવકોની જ છે એવું નથી; પણ બીજા (બ્રાહ્મણ, જૈન) પંથના શ્રમણ-બ્રાહ્મણોની ગાથાઓનો આમાં સમાવેશ થયેલો છે. . . . આમાં જોકે અનેક ગ્રંથોના શ્રમણ-બ્રાહ્મણોની ઉક્તિઓનો સંગ્રહ કરેલો છે, તોપણ તે પરસ્પર વિરોધી નથી; કુશલ માલાકાર જુદી જુદી જાતનાં રંગોનાં ફૂલોની ગૂંથણીથી જેમ એક સરસ ગુચ્છ કે એકાદ સુંદર માળા બનાવે તેવી જાતનું આ ધમ્મપદ છે આમાં આપણા પૂર્વજોના . . . ધ્યેયને આધાર આપનારાં સુભાષિતોનો ઘણો જ કુશલતાથી સંગ્રહ કરેલો છે."

બૌદ્ધ ધર્મના આ સુપ્રસિદ્ધ પ્રાચીન ગ્રંથનું મૂળ શુદ્ધ-પાઠ, ગુજરાતી અનુવાદ, ટિપ્પણી, પ્રસ્તાવના સાથે સારી છપાઈ બાંધણીથી ઈ. સ. ૧૯૨૪માં પ્રકાશન કરવાનું બહુમાન ગુજરાત વિદ્યાપીઠને ફાળે જાય છે. અ૦ ધર્માનંદ કોસંબી જેવા પાલીભાષાના અને બૌદ્ધધર્મના જગવિખ્યાત વિદ્વાને અ૦ રામનારાયણ વિ૦ પાઠકની મદદથી તેનો ગુજરાતી અનુવાદ સંપાદિત કરી આપ્યો હતો. એક બાજુ મૂળ શ્લોકો અને તેની જ બરાબર સામેના પાનામાં તેના બારોબાર શબ્દોમાં ગુજરાતી અનુવાદ આપવાનું કઠણ કામ તે વખતે 'યથામતિ' તે બંને વિદ્વાન સંપાદકોએ કર્યું હતું. સુભાષિત-માત્રની ખૂબી તેની અર્થઘનતામાં, અલ્પશબ્દતામાં, અને સુગેયતામાં રહેલી હોય છે. તેનો વિસ્તારથી, વિગતથી છૂટક અનુવાદ આપવા જતાં તેની 'સુભાષિતતા' મારી જાય છે. તેથી તે વખતે તે વિદ્વાન સંપાદકોએ ઓછામાં ઓછા નવા શબ્દો ઉમેરીને, અને બને તેટલા મૂળ અર્થઘન શબ્દો કાયમ રાખીને તે અનુવાદ કરવાનો પ્રયત્ન કર્યો હતો. અત્યારે આટલે વર્ષે કદાચ ગુજરાતી વાચકને માટે સુવાચ્યતા તથા સુગમ્યતાની દૃષ્ટિએ તે વિદ્વાન સંપાદકો પોતે જ તે અનુવાદને કંઈક મઠારવાની જરૂર જુએ. પરંતુ પંડિત બેચરદાસજીએ જેમ કર્યું છે તેમ, બે લીટીના એક શ્લોકનો કે જેમાં મૂળે નવ શબ્દો છે, તેનો પાંચ લીટીમાં બેતાળીસ શબ્દોમાં અનુવાદ આપવો (જુઓ વર્ગ ૧૫, શ્લો. ૩), અથવા ચૌદ શબ્દની ગાથાનો પચાસ શબ્દોમાં અનુવાદ આપવો (જુઓ વર્ગ ૨૨, શ્લો. ૭), એ તો ધમ્મપદ જેવા સુભાષિતગ્રંથનો અનુવાદ કર્યો ન કહેવાય, પણ તેના ઉપર 'પ્રવચન'-વ્યાખ્યાન કર્યું

કહેવાય. અને સુભાષિતોનું તેવું ઉપદેશમય પ્રવચન હંમેશાં નિષ્ફળ—અરુચિકર નીવડે છે.

કેટલીક જગાએ સરળતાની દૃષ્ટિએ અર્થને વધુ નિશ્ચિત કરવા જતાં તે એકાંગી થઈ જાય છે, અને મૂળની અનેકાર્થ-સૂચકતા ખોવાઈ જાય છે, અથવા તો અર્થનો અનર્થ પણ થઈ જાય છે. પહેલી જ ગાથાનો દાખલો લો: "ધર્મો (પદાર્થો)નો આગેવાન મન છે; ધર્મો (પદાર્થો) મનોમય છે," — એ વિધાનનો અર્થ પંડિતજીએ 'બધા વિચારોમાં મન આગેવાન છે, વિચારમાત્ર મનોમય છે' એવો કર્યો છે. વિચાર કરવા એ મનનું કામ છે — એ સિવાય એમાંથી બીજો અર્થ સૂચિત થઈ શકે ખરો? જ્યારે મૂળનો અર્થ કેટલો ગંભીર છે!

સાતમી ગાથામાં 'સુભાનુપસ્સિ' શબ્દ છે; તેનો અર્થ 'શુભ દેખીને વિહરનાર' અર્થાત્ સહેલું—સુખકર હોય તેટલું આચરનાર—સ્વીકારનાર, એવો થાય. પંડિતજી તેનો અર્થ આ પ્રમાણે મર્યાદિત કરી નાખે છે:— "જે શરીરની સુંદરતાને શુભ સમજીને પોતાનું વર્તન ચલાવે છે."

નવમી ગાથામાં "'નિષ્કષાય' (કષાય—પાપવૃત્તિ વિનાનો) બન્યા વિના કષાય વસ્ત્ર (ભગવું વસ્ત્ર) પહેરનાર"—ની વાત છે. અનુવાદમાં કષાય શબ્દનો આ શ્લેષ બતાવ્યા વિના પંડિતજી માત્ર આવો અર્થ કરે છે:—'જેના પોતાનામાંથી કામ, ક્રોધ, લોભ આદિ કષાયો નીકળી ગયા નથી—તે ભગવો વેષ ભલે પહેરે, પણ તે તેવા વેષને લાયક નથી.'

૫૧મી ગાથામાં એવું છે કે, 'સુંદર વર્ણવાળું ફૂલ ગંધ વિનાનું હોય તો અફળ જાય, તેમ સુભાષિતવાણી તે પ્રમાણે ક્રિયા ન કરનારને અફળ જાય છે.' પંડિતજી તેના અનુવાદમાં 'જેની વાણી અત્યંત મીઠી હોય છતાં તે પ્રમાણે પ્રવૃત્તિ ન થતી હોય તો એ વાણી અફળ નીવડે છે', એમ મીઠી શબ્દ વાપરે છે. 'મીઠી વાણી'ને પ્રવૃત્તિ સામે મૂકવામાં ઔચિત્ય શું છે?

૮૪મી ગાથામાં એવું છે કે, જે માણસ પોતાને માટે કે પરને માટે પુત્ર, ધન, . . . અધર્મથી સમૃદ્ધિ ન ઇચ્છે, તે શીલવાન, પ્રજ્ઞાવાન ધાર્મિક ગણાય. તેનો અનુવાદ પંડિતજી કરે છે:— "સાધક પુરુષ પોતાને માટે કે પરને માટે પુત્ર, ધન . . ન ઇચ્છે; અધર્મથી પ્રવૃત્તિ કરી પોતાની સમૃદ્ધિ વધારવાની વાંછા ન કરે; કિંતુ તે શીલવાન, પ્રજ્ઞાવાન, અને ધર્મપરાયણ થાય."

૧૩૪મી ગાથામાં અનુવાદની ભાષા પણ અર્થની સાથે શિથિલ બની જાય છે: "જો તું કઠોર વચન બોલવા સારુ તારી જાતને ન પ્રેરીશ, તો તું નિર્વાણ પામેલો છે."

૧૬૨મી ગાથામાં એવું છે કે, 'અત્યંત ખરાબ શીલ આત્માનું એવું કરે છે જેવું દુશ્મનો એનું ઇચ્છે'; તેનો પંડિતજી સરળ અર્થ કરે છે:— "આત્મામાં ફેલાઈ ગયેલું અત્યંત દુઃશીલ—દુરાચરણ આત્માનું તેના શત્રુની જેમ બૂરું કરે છે."

૨૧૨મી ગાથામાં કહ્યું છે કે, 'પ્રિયથી શોક થાય છે; પ્રિયથી ભય થાય છે' (पियतो जायती सोको. पियतो जायती भय) પંડિતજી તેનો અર્થ કરે છે:—'પ્રિયવૃત્તિને' એટલે શોખને લીધે શોક થાય છે. . . .'ભય થાય છે.' પણ પાછા તરત જ તે જ શ્લોકમાં આગળ તે કહે છે, 'જેનામાં પ્રિયવૃત્તિ એટલે રાગ વા મોહ નથી, તેને શોક થતો નથી . . . .'

૩૩૧મી ગાથામાં તો, કામ આવી પડે ત્યારે મિત્રો સુખરૂપ નીવડે છે; . . . . મરણ વખતે પુણ્ય સુખરૂપ નીવડે છે, એવું છે, તેનો અર્થ પંડિતજી કરે છે:— "કામ આવી પડે ત્યારે મિત્રો સુખરૂપ લાગે છે. . . . જીવિતનો ક્ષય થાય એ સુખ પુણ્યરૂપ છે." (??)

આમ અનુવાદને સરળ કરવા જતાં કે વિસ્તારવા જતાં મૂળ ગાથાઓની ઘણી ખૂબી મારી ગઈ છે; અને તે જોતાં એમ લાગે છે કે, વિદ્યાપીઠના મૂળ અનુવાદને જ અમુક જગાએ જરા મઠારી લીધો હોત તો પૂરતું થાત. વળી, શરૂમાં જણાવેલો શ્રી. કોસંબજીએ સંપાદિત કરેલો આખો મૂળ પાઠ તેમાં આપેલા નીચેના પાઠભેદો સાથે આ અનુવાદમાં ઉતારી લીધો હોવા છતાં, તેનો ઉલ્લેખ સરખો પ્રકાશક કે અનુવાદક તરફથી નથી કરવામાં આવ્યો; કે પ્રકાશક સંસ્થાએ પણ તે પૂરતી વિદ્યાપીઠની પરવાનગી માગી હોવાનું ક્યાંય જણાવ્યું નથી! આવાં જૂનાં પુસ્તકોના પાઠોનું સંસ્કરણ એ એક ભારે મુશ્કેલ તથા સ્વતંત્ર રચના કહી શકાય તેવું કામ હોય છે. તેનો આવો કશા ઉલ્લેખ વિના ઉતારો કરી લેવો એ, ગમે તેવા શુભ કે નિઃસ્વાર્થ હેતુથી કર્યું હોય તોપણ, ઠીક નીતિ નથી લાગતી. પરંતુ એ તો વિદ્યાપીઠને લગતી વાત છે, તેની અહીં નોંધ લઈને જ અટકીએ.

પંડિતજીએ 'સંપાદકીય'માં 'ઉપર' શબ્દની 'ઊપર' એવી જોડણી વ્યુત્પત્તિને આધારે* 'પ્રામાણિક રીતે શુદ્ધ' ગણીને સ્વીકાર્યાનું જણાવ્યું છે, તથા ગુજરાત વિદ્યાપીઠના કોશમાં 'સાક્ષરી દૃષ્ટિ અને લોકદૃષ્ટિનો સમન્વય જાળવવો એ ભલે યોગ્ય ગણાય, તોપણ એ સમન્વયમાં પ્રધાનપણે ઉચ્ચારણની અને વ્યુત્પત્તિની પદ્ધતિનો ખ્યાલ રાખવો સવિશેષ જરૂરી છે. જોડણીકોશના નવા સંપાદન વખતે પ્રચલિત નિયમો ઉપર્યુક્ત દૃષ્ટિએ સંશોધનની અપેક્ષા રાખે છે' — એવો આક્ષેપ પણ કર્યો છે. પંડિતજીએ પોતે વિદ્યાપીઠમાં લાંબા વખત સુધી કામગીરી બજાવી છે. તેમની તે કામગીરી દરમ્યાન જ જોડણીકોશની બબ્બે કે ત્રણ ત્રણ આવૃત્તિઓ બહાર પડી છે. હવે છેક અત્યારે તે વિદ્યાપીઠના કોશની કામગીરી ઉપર આ જાતનો આક્ષેપ કરે છે! તે કેટલો સ્વીકાર્ય છે, એની ચર્ચા કરવાનું કામ વિદ્યાપીઠના કોશના સંપાદકોને જ સોંપી વિરમીએ. — **વિવેચક**

---

* વ્યુ૦ સં. उपरि, प्रा. उप(-व)रि उवरि (अप उप्परि) ઉપરથી નથી?(મ. ऊपर नहि, उपर છે.)

# માસિક વિવેચન

## એક પછી બીજી આફત

અમદાવાદમાં સફાઈ કામદારોની હડતાલ તા. ૧લી જુલાઈએ શમી ગઈ. હડતાલિયાઓએ તે પાછી ખેંચી લીધી. અમદાવાદીઓ એ આફતને યશસ્વી રીતે પહોંચી વળ્યા. તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

તે જ તારીખે, કોણ જાણે શાથી, કોમી રમખાણની આફત ઊતરી આવી, અને હજી તે બલા પૂરી ટળી નથી. તેમાં એટલો યશ અમદાવાદ નથી લઈ શકતું. સહેજે વિચાર ઊઠે છે, એમ કેમ ? અને આ વાત માત્ર અમદાવાદ માટે જ નથી; આખા દેશમાં કોમી તોફાન જાગતાં આપણે આમ જ લગભગ અસહાયવત્ બની જઈએ છીએ; આખી પરિસ્થિતિ ગુંડાઓના હાથમાં જઈને પડે છે.

આ સવાલ આપણે માટે ભારે રાષ્ટ્રીય મહત્ત્વનો છે, એ તો કાંઈ નવી વાત નથી. પરંતુ હવે પછી એ ભારે ફટાફટીનો ને ચાંપતા ઉપાય માગે એવો થાય, એવા સંજોગો નજીક આવતા જાય છે. એની ચર્ચા કરવી એ આ માસિક માટે નાને માથે મોટી પાઘડી જેવું થાય. આ નોંધ એ ચર્ચા કરવાને માટે નથી. પણ ભંગી હડતાલ અને પછી બનનારો આ બનાવ, એ બેથી લોકમાં જે પ્રતિક્રિયા જાગી, તેમાં એક ફેર ચોખો નજરમાં આવે છે, તે બતાવવા પૂરતું જ આ છે.

સંગીકામ કરવા પ્રત્યે જો (થોડાંક વરસો ઉપર હતી તેવી) સૂગ હોત તો, અમદાવાદી સમાજ તેની હડતાલમાં ફાવત ખરો ? એટલે કે, ગાંધીજીએ, સફાઈકામને અંગે આપણામાં જે અવિચારભરી સૂગ હતી, તે વરસોના લોક-શિક્ષણ વડે દૂર કરી, તે રચનાકાર્યની ભૂમિકા વગર ભાગ્યે જ અમદાવાદે જે કરી દેખાડયું તે સંભવત. એમ જ હવે કોમી તોફાનના વિચાર પર આવીએ તો, કોમી એકતાની સાચી ભૂમિકા વગર ભાગ્યે જ પ્રજા આ તોફાનોને પહોંચી વળી શકે. અને કમનસીબ જોગે કબૂલ કરવું જોઈએ કે, એ ભૂમિકા એવી નથી કે જેને જોરે આપણે પ્રત્યક્ષ ફળ દેખાડી શકીએ. દાંત સામે દાંત અને એક દે તો સામે બે, એ જાતની વેરવૃત્તિનો હડકવા કોમોને ધાય છે. અને પાકિસ્તાની પ્રચાર અંગ્રેજ રાજકર્તાને હાથે છડેચોક થવા દઈને અંગ્રેજ પ્રજાએ આ દેશનું અને તે કોમનું પણ ભલું નથી કર્યું", એમ ભવિષ્ય બતાવશે.

એક બીજો વિચાર : સામાન્ય વખતમાં એક ખિસ્સાકાતરુ નજરમાં આવે તો તેને સરિયામ રસ્તા પર નાસતાં ભોંય ભારે પડે છે. રસ્તે જતા તેને પડકારે છે. પરંતુ તોફાન વખતે ખૂની પણ પાસે ભરાઈ જઈ કે ભાગી જઈ શકે છે. એને ઘરમાં ઘાલવો કે તેણે સંતાવાની જગા કે મદદ મેળવવી, એ અઘરું નથી બનતું. એનું કારણ ઉપર કહેલી વૃત્તિનો હડકવા ધાય છે એ લાગે છે. અને આથી કરીને ગુંડાઓ છચોક પોતાનું નાપાક કામ કરી શકે છે. લોકમતની આ પ્રકારની વિદશા વગર ભાગ્યે જ આવું આતતાયીપણું નભી શકે. આ વિચાર જો બરાબર હોય તો ગાંધીજીની કોમી એકતાની દૃષ્ટિ અને તે માટેનો પ્રચાર કેવાં પ્રત્યક્ષ વહેવારમાં કામ દેનારાં બને છે ? તે વગર આવાં તોફાનને પ્રજા પહોંચી વળી ન શકે, એમ લાગે છે.

## સ્વરાજ-જન્મની વેદના

સામાન્ય રીતે, સારા સમાજનો નાગરિક કાયદા-ભીરુ હોય છે. કાયદો તેને ધર્મભીરુ ન બનાવી શકે; પરંતુ મર્યાદાશીલ સમાજનું રાજ્યતંત્ર નાગરિકની કાયદા-ભીરુતા (એટલે કે, કાયદાના સુનિયમનને માન આપીને ચાલવાની સામાજિક વૃત્તિ) જરૂર કેળવી શકે. આથી જ રાજતંત્ર પોતાનું શાંતિ અને વ્યવસ્થાનું કામ કરી શકે છે. તોફાન કે યુદ્ધ અથવા એને મળતા બેકાબૂના પ્રસંગોએ આ કાયદા-ભીરુતાનું કવચ કેટલેક અંશે તૂટી જાય છે તેનો લાભ સમાજનું ગુંડા-તત્ત્વ લેવા તાકે છે, કેમ કે પેલી પરિસ્થિતિમાં જ એ ફાવી શકે છે.

આવે વખતે લોકો પોલીસની મદદની આશા રાખે છે. એ તેમનો હક છે. સરકાર સફળતાપૂર્વક એ જો ન આપી શકે તો તે પોતાનું પદ ગુમાવી બેસે. પરંતુ એ મદદને આપોઆપ મર્યાદા હોય છે.

પોલીસ પણ કોમભાવથી મુક્ત ન હોય એમ બને. પ્રજાના નોકર તરીકે તે ભાવ તેને ન શોભે; તેણે તે રાખવો એ ગુનો છે. છતાં, ખરે વખતે આવી આંટી જો કાંઈક રહેવા પામે તો, બીજું તો, કાંઈ નહિ તોય, ચાંપતા ઉપાય લેવામાં તેઓ પાછા પડે; અંગ હાલવા ઇચ્છે, પણ તે જ વખતે તેને ઝરણી ચડે કે તે ઝલાઈ જાય, એવું બને. આ પ્રકારની ભીતિ પણ આજના સંજોગમાં લેખા બહારની ન ગણાય.

કોમી એકતા એવી ચીજ છે કે, તોફાન વખતે તેની વાત કરવી, એ આગ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવા જેવું છે. તેથી જ, મને કમને પણ સરકારી પોલીસ અને લશ્કર જરૂરનાં બને છે. સામુદાયિક હડકવાને ડાંભવાનું કામ તેઓ પોતાના જાપતાથી કરે છે. પરંતુ, એ પણ પેલી એકતાની ભૂમિકા જગવ્યા વગર ન ફાવે.

આ તોફાન-કાળમાં પણ આવી એકતાના નમૂના નથી હોતા એમ નહિ. છાપાંવાળા એને આગળ કેમ ન કરે ? લોકો પણ એવા દાખલાનો વા નથી ચલાવતા. તેઓ તો ખોટીખરી, વેરઝેર વધારનારી વાતો ઝડપે છે અને એકથી બીજે મોં—વા વેગે—ચલાવે છે.. આ પણ આપણી સામુદાયિક મનોભૂમિકાનું રૂપ બતાવે છે.

આવેલા, તે પાછા કન્યાઓની માધ્યમિક શાળાઓમાં દાખલ કરવામાં આવ્યા."

ક્રાંતિની એકદિશ દોડાદોડી તથા ઝનૂનમાં સ્ત્રીના આ સનાતન સમાજધર્મને પણ સમાજધુરંધરો ભૂલી જઈને કામ કરી શકે, એ સમજવા જેવો બોધપાઠ છે. વ્યક્તિ માટે તેમ જ સમાજને માટે પણ સ્થિતપ્રજ્ઞા કે સમતા સરખાં જરૂરી છે.

**ઉદ્યોગવિજ્ઞાન વિ૦ ઉદાર વિદ્યાઓ?**

મુંબઈમાં ગયે મહિને 'સિદ્ધાર્થ' (આર્ટ્સ) કૉલેજ ઉઘાડતી વખતે સર ચિમનલાલ સેતલવાડે એક વિચાર રજૂ કર્યો તે તરફ વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. તેમણે કહ્યું —

> "ઘણી વાર કહેવામાં આવે છે કે, ઉદ્યોગવિદ્યાઓ અને વિજ્ઞાનના શિક્ષણ પર વધુ ધ્યાન અપાવું જોઈએ; પરંતુ તે સામાન્ય ઉચ્ચ શિક્ષણને ભોગે નહિ. 'એ યાદ રાખવું જોઈએ કે, આવતી કાલના હિંદમાં આપણને દીર્ઘ દૃષ્ટિવાળા, વિચારવંત, બળવાન અને 'મૉડરેટ' નેતાઓની જરૂર પડશે, (લોકાકર્ષક બાપડિયા ને ચળવળિયાની નહિ.) અને તેવા તો ઉચ્ચ શિક્ષણ જ આપી શકે.'"
>
> ('ટાઇમ્સ ઑફ ઇંડિયા'— ૨૨-૬-'૪૬)

આ બોલતી વખતે જો સર ચિમનલાલના મનમાં કૉન્ગ્રેસ અને પોતાની 'લિબરલ' પાર્ટી હોય, તો તે ક્ષમ્ય ગણાય. કૉન્ગ્રેસને એટલો જશ એ આપે કે, તેણે બીજું કાંઈ નહિ તોય પાછા 'લિબરલ' નેતાઓને માટે સ્વતંત્રતાના દહાડા આણ્યા,— તોપણ બસ છે. પરંતુ, લિબરલ પાર્ટી જેમ 'વિચારવંત, બળવાન ને દીર્ઘદૃષ્ટિ'ની જ બનેલી નથી, તેમ જ કૉન્ગ્રેસ કેવળ ચળવળિયાની નથી. કૉન્ગ્રેસ પાસે જો બળ, વિચાર ને દીર્ઘદૃષ્ટિ ન હોત તો એ આજે દેશને આટલી પ્રગતિ પર લાવી પણ ન શકત, એ ઉઘાડી જ્ઞાત છે.

પરંતુ આ દલીલ લંબાવવાની જરૂર નથી. સર ચિમનલાલ જે ચેતવણી આપે છે, તેમાં શો સાર છે, એ જોઈ લેવું જોઈએ. આજે બધે અને ચોમેર ઉદ્યોગ-વિજ્ઞાન અને ભણતરમાં ઉપયોગિતાની દૃષ્ટિનો પ્રચાર થઈ રહ્યો છે. આ સ્થિતિ દેશદેશાવર બધે છે. બીજા યુદ્ધે એમાં ઉમેરો કર્યો છે. એ વાત ખરી છે કે, આ પ્રકારે તૈયાર થતા વિશેષજ્ઞ લોકો માનવતા અને તેનાં મૂલ્યોને બહુ ન મૂલવે એવી ભીતિ રહે. પરંતુ એ મૂલ્યો માનવજાત ધારે તોય તેનાથી ન ભુલાય એવાં છે, એ યાદ રાખવું જોઈએ. અને બીજી બાજુએ એ પણ જોવા મળે છે કે, 'લિબરલ' કહેવાતી વિદ્યાવાળાઓ માનવમૂલ્યોની એ વસ્તુની વાતો સારી પેઠે કદાચ કરે છે, પરંતુ એને વ્યવહારમાં ભાગ્યે જ ઉતારી શક્યા છે. એવું હોવાથી તો ઉદ્યોગ અને વિજ્ઞાનને માનવવિદ્યાઓ પોતાના કબજામાં રાખીને ખીલવી ન શકી; બલકે તે શિક્ષણ આ ઉદાર વિદ્યાઓને દબાવી દે એવી ભીતિ સર ચિમનલાલને લાગે છે! અને તેથી જ ૧૯મા સૈકાના યુરોપીય અને ઇંગ્લિશ 'લિબરલ' રાજકારણ અને સમાજકારણનો કરુણ ફેજ આજે જોવા મળે છે: તેનો નિરાંતે અંત આવ્યો છે. અને તેવું જ હિંદમાં પણ થયું છે. પરંતુ તેથી એમ તો થોડું જ કહી શકાય એમ છે કે, ત્યાં ઉદાર મત અને વિચાર તથા દૃષ્ટિનો અંત આવ્યો? માનવસમાજના આત્મારૂપ આ તત્ત્વે કદાચ બહારનું રૂપ બદલ્યું હશે; કદાચ સર ચિમનલાલના ધાવણરૂપ ૧૯મા સૈકાની પરિભાષા આજે નહિ રહી હોય; પરંતુ એ ઉદાર દૃષ્ટિ તો જગતમાંથી અલોપ નથી થઈ. કૉન્ગ્રેસના રાષ્ટ્રકારણના કાર્યક્રમમાં આ નથી? બલકે, એ ૧૯મા સૈકાની પેદાશમાંથી બળ અને તેજ ચાલ્યા ગયાં અને છતાં 'સાપ ગયા અને લિસોટા રહ્યા' જેવી જ જે 'લિબરલ' નીતિ આજે જોવા મળે છે, તેથી કૉંગ્રેસ બળવાન બની. હવે એ જૂની કાયાવાળી 'લિબરલ' નીતિ તેની વૃદ્ધાવસ્થા થતાં મરી ગઈ છે; તેણે નવે શરીરે કૉંગ્રેસ દ્વારા અવતાર લેવો જોઈશે.

એ કામ આજે કહેવાતી ઉચ્ચ કેળવણી કરશે? એનું રૂપ આ સૈકામાં અને ખાસ કરીને બે વિશ્વયુદ્ધોના ગાળામાં સાવ પલટાઈ ગયું છે. તે નરી નોકરિયાત થઈ ગઈ છે. તેમાં વિદ્યાની પ્રૌઢિ ઘટી ગઈ છે; પરીક્ષાનું ધોરણ રહ્યું નથી; અધ્યાપકોનો વિદ્યાપ્રેમ અને વ્યાસંગ ઓછાતો ગયો છે. પરીક્ષા લેનાર મોટા તોસ્તાન જેવી ચીજ એ થઈ પડી છે. એ સુધરે તો ઉદ્યોગવિદ્યા અને વિજ્ઞાનની સાથે ઉદાર માનવવિદ્યાઓના અભ્યાસની પણ સ્વતંત્ર હિંદમાં જરૂર છે, એમાં શંકા નથી. પરંતુ તે આજે નથી થતો, અને જે એને નામે ચાલે છે તેથી દહાડો વળે એમ નથી, એ ભુલાવું ન જોઈએ.

**આનું શું કરવું?**

એક ઉપર બીજી પરણવાના કિસ્સા વધારે ને વધારે સંભળાતા જાય છે. કેટલાક તો જાહેરમાં આવતા પણ નહિ હોય. અને મોટી નાલેશી અને શરમ તો એ છે કે, આમાં ભણેલાં કહેવાતાં સ્ત્રીપુરુષો સંડોવાયાં હોય છે. આ શું છે? આનું શું કરવું?

સાંભળ્યું કે પેઢુભાઈ દેસાઈ કરીને એક જણે પંદર વર્ષ જૂના લગ્નની પોતાની પત્ની છતાં, એક નાગર સ્ત્રી જોડે પુનર્લગ્ન કર્યું. એક પર બીજી જનાર આ સ્ત્રી વળી શિક્ષિકા છે! એ શું શીખવતી હશે? પણ અક્ષરજ્ઞાન 'ટ્રેઇન્ડ' પદ્ધતિએ આપી શકે એ શિક્ષક; પછી એના આચારવિચાર કોણ જુએ છે? કે આજના ખાતાશાઈ શિક્ષણમાં જોઈ પણ કેમ શકાય? ખેર, એ અને એના જેવાં બીજાં શિક્ષકશિક્ષિકાઓ સુશિક્ષણની ખાતર પણ જાતે એ ધંધો છોડે તો એટલો સમાજદ્રોહ તો તે ઓછો કરશે જ.

આવી સામાજિક બાબતો ચર્ચતી, એક બાજખેડાવાળ જ્ઞાતિમંડળની પત્રિકા અમને મળી છે. તેમાં જે કિસ્સા છે તે બીજી જ્ઞાતિઓનેય લાગુ પડે એવા છે. તે ત્રણે અંગે જાહેર સભામાં આપેલું પોતાનું વ્યાખ્યાન એક બહેને મોકલ્યું છે તેમાંથી નીચેનું ઉતારું છું. એમાં ઉપરના સવાલનો એક જવાબ તો મળે છે.

## સ્ત્રીઓના સંગઠનની જરૂર

"આજની સભાનો પ્રસંગ મારે મન સાથે જ દુઃખદ છે. જે ત્રણ બાબતો* તરફ આપણું ધ્યાન ખેંચવામાં આવ્યું છે તે આપણી માણસાઈને લાંછનરૂપ છે.

બહેન નિવેદિતાની માફક અનેક બહેનો સમાજની ચક્કીમાં પિસાય છે. લાગણીનું મોજું ઊછળે છે ત્યારે સહાનુભૂતિ બતાવાય છે, પણ સાચો સુધારો થતો નથી. રોગનાં મૂળ ઊંડાં છે. નિવેદિતા પોતાના દેહનું બલિદાન આપી તરી ગઈ, પણ તેના જીવનનો મર્મ તેનો પતિ કે સાસુસસરા તથા જ્ઞાતિજનો ન વિચારે તો તે બલિદાન ફોગટ છે. . . .

સ્ત્રીઓ એ માનવ છે એ વાતની હવે યાદ આપવાની ન હોય. પણ યાદ એટલા માટે આપવી પડે છે કે, નિવેદિતાને એક મજૂરની માફક કામ કરાવવામાં આવતું. સવારના પાંચથી મધરાત સુધી તે વૈતરું કરતી અને તેનું ગૃહજીવન કેદીના જેવું હતું. કોઈની સાથે તે બોલી શકતી નહિ. પિયરનાં સગાંને પણ જેલની માફક મુલાકાત કરાવવામાં આવતી. આ કિસ્સો ઉમરેઠના કોઈ જૂના વિચારના કુટુંબમાં બન્યો હોત તો કદાચ દરગુજર પણ થાત. પરંતુ આ કિસ્સામાં બહેન નિવેદિતા પ્રિવિયસ સુધી ભણેલાં હતાં; તેમના પતિ મુંબઈ વિદ્યાપીઠના બી. એ. છે. તેમના સસરા ઘણા વખતથી ગાંધીજીના ચેલા છે, અને બી એ. થયેલા છે. કાકાસાહેબ કાલેલકરે એ ભાઈનો 'ઓતરાતી દીવાલો'માં વખાણભર્યો ઉલ્લેખ કર્યો છે. વખાણી ખીચડી દાંતે વળગ્યા જેવી વાત બની છે. . . . અહીં ભેગી થયેલી બહેનોને હું વિનંતિ કરું છું કે, પોતાની બહેનપણીઓ દ્વારા એવો જોરશોરથી પ્રચાર કરો કે, કોઈ અરવિન્દપ્રસાદને પોતાની દીકરી હવે આપે નહિ.

બીજા કિસ્સામાં કન્યાનું લગ્ન એક બી.એ. થયેલા શ્રી. ત્ર્યંબકલાલ રોહત સાથે કરવામાં આવ્યું છે. બહેન શારદા મારા મામાજીની દીકરી છે મને લાગે છે કે, બહેન શારદાને શ્રી. ત્ર્યંબકલાલ રોહત વિષે પૂરી માહિતી આપવામાં આવી હોત તો તે જરૂર લગ્નની સામી થાત. આ લગ્ન છાનું કરવામાં આવ્યું છે તે ભારે શક પેદા કરે છે. સમાજના હિત ખાતર સ્ત્રીઓને આવાં લગ્નમાંથી ઉગારી લેવી જોઈએ. આ કામ બહેનોનું જ છે. શાળા-કૉલેજમાં અભ્યાસ કર્યા બાદ આપણે અપંગ અને શક્તિહીન ન બનવું હોય તો સંગઠન સાધવું પડશે. આમાં કદાચ પુરુષોનો સામનો કરવો પડે પણ તેમાં શું?

ત્રીજી બાબત પહેરામણી વિષે છે. આ બાબતમાં પણ બહેનો સંગઠન સાધતી થશે તો પુરુષોને ભારે પડવાનું છે. ખેડાવાળ સ્ત્રીઓ કોઈ પણ દિવસ પરાધીન રહી જાણી નથી. અત્યારે આર્થિક સ્વાતંત્ર્યની ખૂબ વાતો કરવામાં આવે છે. સ્ત્રીઓએ નર્સિંગનાં કામો શીખવાં, પુરુષો જે ધંધારોજગાર કરે છે તે કરવા, એવી હિમાયત થાય છે. પરંતુ આવા ધંધા-રોજગારમાં પડેલી સ્ત્રીઓ કેટલીક વાર પોતાનું આત્મબળ ગુમાવી પુરુષોનો ભોગ બન્યાના દાખલા ગણ્યાગાંઠ્યા નથી. ઉમરેઠની વિધવાઓએ એક ગ્રેજ્યુએટને પણ પોતાના પગ ઉપર ઊભા રહેતાં આકળા થઈ જવું પડે એવી પરિસ્થિતિમાં પોતાનું ગુજરાન જાતમહેનતથી ચલાવ્યું છે અને કુટુંબસેવાનું તથા આત્મશ્રદ્ધાનું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. आम आपणी बहेनो जो संगठन साधशे तो आवा बळी मरवाना किस्सा अलोप थई जशे, गाय अने दीकरी ज्यां दोरे त्यां जाय ए कहेवत संग्रहस्थानमां मुकाशे, अने पहेरामणी माटे फांफां मारता सत्त्वहीन युवानोने एक जबर लपडाक पडशे. પણ આ બધું ક્યારે સાધી શકાય? આપણી સર્વે અભણ તેમ જ ભણેલી બહેનો ખોટી શરમ તજી દઈ આગળપડતી બને ત્યારે જ."

## 'ખાદી પ્રવેશ વર્ગ'

શ્રી. વલ્લભ વિદ્યાલય, બોચાસણ, ના આચાર્ય શ્રી. શિવાભાઈ પટેલ નીચેની ખબર લખી મોકલે છે. આ વર્ગમાં દાખલ થવા માગનાર તેમને લખે:—

"અ. ભા. ચરખા સંઘે ખાદીવિદ્યાના શિક્ષણ માટે, અને ગ્રામસેવક તાલીમ વર્ગની પૂર્વતૈયારી રૂપે 'ખાદીપ્રવેશ'નો અભ્યાસક્રમ તૈયાર કર્યો છે. તે અભ્યાસક્રમ મુજબ ઑગસ્ટ ૧૫ (મહાદેવ દિન) થી આ વર્ગ શરૂ થશે.

अभ्यासक्रम

૧. ક્રિયાત્મક — લોઢવું, પીંજવું, ત્રાક સુધારવી, વણાટ
૨. તાત્ત્વિક — કતાઈ ગણિત, નાણું, કપાસનું જ્ઞાન, સરંજામના ગુણદોષ; સામાન્યજ્ઞાન
૩. સમયમર્યાદા — ૧ વર્ષ

---

* જાહેર સભાની પત્રિકામાં તે ત્રણ બાબતો જણાવી છે:—

૧. ઉમરેઠના ભીકુભાઈ દવે અરવિંદ પ્રાણશંકર હરિપ્રસાદ ભટ્ટ, બી.એ.,નાં ૨૩ વર્ષનાં પત્ની બહેન કંચન દવે નિવેદિતા, તે ઠાકર ગણપતરામ દેવશંકરની દીકરી, વડોદરામાં સાસરે રહેતાં હતાં, ત્યાં મંગળવાર તા. ૭–૫–૧૯૪૬ના રોજ બળી જવાથી ગુજરી ગયાં છે. તે અંગે તથા સાસરીમાં તેના પ્રત્યે જીવતાં તેમ જ મરણ પછી રાખવામાં આવેલી રીતભાત વિષે વિચાર કરી યોગ્ય ઠરાવો કરવા—

૨. ઉમરેઠના ત્ર્યંબકલાલ મણિલાલ રોહત, બી.એ.,ને એક પત્ની હયાત હોવા છતાં બીજી વખતનું લગ્ન ઉમરેઠના શુક્લ ગણપતરામ રામકૃષ્ણની દીકરી બહેન શારદા સાથે છૂપી રીતે મસૂલ જઈને કર્યું, તે વિષે વિચાર કરી યોગ્ય ઠરાવ કરવા—

૩. તાજેતરમાં જ્ઞાતિમાં ભારે પહેરામણી લેવાના જે દાખલા બન્યા છે તે પ્રત્યે અણગમો જાહેર કરવા અને યોગ્ય ઠરાવો કરવા—

दिनचर्या

| | |
|---|---|
| ૪॥ | ઊઠવું, નિત્યકર્મ |
| ૫॥ | પ્રાથમિક સ્વાધ્યાય |
| ૬ | છાત્રાલયનાં કામ; સ્નાન |
| ૭॥ | નાસ્તો |
| ૮–૧૦॥ | ખાદી વર્ગ |
| ૧૦॥–૧૧॥ | સામાન્ય જ્ઞાનના વર્ગો |
| ૧૨–૧॥ | ભોજન, આરામ |
| ૧॥–૪॥ | ખાદી વર્ગ |
| ૪॥–૫॥ | સ્વાધ્યાય |
| ૫॥–૬॥ | રમતગમત |
| ૬॥ | ભોજન, આરામ |
| ૮ | પ્રાર્થના, વાતચીત, સામાન્ય વાચન |
| ૯ | સ્વાધ્યાય |
| ૯॥ | સૂવું |

નોંધ: ઋતુ અને કામ પ્રમાણે સમયમાં ફેરફાર થશે.

*विद्यार्थीओने दाखल करवाना नियमो :—*

૧. વિદ્યાર્થીની ઉંમર અઢાર વર્ષ ઉપરની હોવી જોઈએ.
૨. શરીરે નીરોગી અને ખડતલ હોવો જોઈએ.
૩. તેનું ભણતર ઓછામાં ઓછું ગુજરાતી સાત ધોરણ જેટલું હોવું જોઈએ.
૪. દરેક વિદ્યાર્થીને સામાન્ય રીતે વિદ્યાર્થી તરીકે સ્વીકારવામાં આવે તે પહેલા તેણે એકથી બે માસ જેટલો સમય વિદ્યાલયમાં ઉમેદવાર વિદ્યાર્થી તરીકે રહેવું જોઈશે. અને આચાર્યને જે વિદ્યાર્થી વિદ્યાલયમાં દાખલ કરવાને યોગ્ય માલૂમ પડશે, તેને લેવામાં આવશે.
૫. સામાન્ય રીતે વિદ્યાર્થીને નવા સત્રની શરૂઆતથી પંદર દિવસમાં લેવામાં આવશે.
૬. આવનાર ભાઈ શક્તિસંપન્ન હોય, તો પોતાનાં ખર્ચ માટેનાં નાણાં ઘેરથી લાવે પણ જેની પાસે એવી સગવડ ન હોય, એને માટે ખાવાપીવાની વ્યવસ્થા વિદ્યાલયમાંથી થઈ શકશે.

*विद्यार्थी तथा वालीए जाणी लेवाना नियमो :*

૧. દાખલ થતી વખતે વિદ્યાર્થી પાસે શુદ્ધ ખાદીનો પોષાક હોવો જોઈએ, જો કોઈની પાસે ન હોય, તો ઉમેદવારીના સમયના પહેલા માસમાં બે જોડ કપડાં જેટલું સૂતર તૈયાર કરી લેવું જોઈશે.
૨. તેનો બિસ્તરો વગેરે શુદ્ધ ખાદીનાં હોવાં જોઈશે.
૩. તેને બીડી, ચા કે એવું કોઈ પણ નશાનું વ્યસન ન હોવું જોઈએ.
૪. મોજશોખને પોષણ નહિ મળે.
૫. સોંપેલું હરકોઈ કામ યથાશક્તિ કરવું જોઈશે.
૬. વિદ્યાર્થીએ અહીં દાખલ થવા આવતી વખતે નીચેની ચીજો સાથે લાવવાની રહેશે: બે જોડ ખાદીનાં કપડાં, ટુવાલ, શેતરંજી, ચાદર, કામળો, થાળી, વાટકો, લોટો, ડોલ, રેંટિયો, નોટબુક —આ ચીજોમાંથી જે નહિ હોય તે અહીંથી વેચાતી મળી શકશે.

परीक्षा :

| | | કલાક |
|---|---|---|
| ૧. | ૧૦॥ શેર કપાસ સાફ કરી, લોઢવો | ૫ |
| ૨. | ૩॥ શેર પૂણી બનાવવી | ૧૫ |
| ૩. | ૧ ત્રાક નવી સુધારવી | ૧ |
| ૪. | ૧૬ આંકનું ૨૮ આંટી સૂતર ૫૬ કલાક<br>૮ ,, ,, ,, ,, ૨૮ ,,<br>૧૬ ,,ની આંટીનું ડબ્લીન કરવું ૨૪ ,, | ૧૦૮ |
| ૫. | ૫ વીશીનું ૨૭" પનાનું સૂતર (ઉપરનું) વણવું. | ૫૧ |
| | | કુલ ૧૮૦ |

## સુરત જિલ્લા હિંદુસ્તાની પ્રચાર સમિતિ

મે માસના અંકમાં જણાવ્યું હતું કે, સુરત શહેરમાં હિં૦ પ્ર૦ સમિતિ સ્થપાઈ ગઈ છે અને તે જિલ્લામાં કામ કરવાને માટે ત્યાંના હિંદુસ્તાની પ્રચાર પ્રેમીઓ પ્રયત્ન કરે છે. આનંદની વાત છે કે, તેઓએ હવે પોતાની સમિતિ રચી લીધી છે. તે વિષે વિગતે ખબર, તેના મંત્રી, શ્રી ઈશ્વરલાલ નાયકના નીચેના પત્ર પરથી મળશે :-

"હિંદુસ્તાની પ્રચાર માટે જિલ્લાનું મંડળ સ્થાપવા ઉનાળાની રજાઓ પછી જ સભા બોલાવવી યોગ્ય થશે એમ મેં તમને લખ્યું હતું. તે મુજબ સુરત જિલ્લામાં જ્યાં જ્યાં વર્ગો ચાલે છે તેમ જ જ્યાં એવા વર્ગો ચલાવી શકવાની શક્યતા છે તે બધે સ્થળે મેં નિમંત્રણો મોકલ્યાં હતાં અને તા. ૬–૭–'૪૬ ને રોજ આવી એક સભા અત્રે મળી હતી. સુરત શહેર સિવાય જિલ્લાની અને નવસારી પ્રાંતની બધી જ હાઈસ્કૂલોમાં નિમંત્રણો મોકલ્યાં હતાં. બધા મળી જુદી જુદી જગ્યાએથી ૫૫ મિત્રો આવ્યા હતા. સભાનું પ્રમુખસ્થાન શ્રી. રણછોડજી દયાળજી દેસાઈને આપ્યું હતું. છૂટથી વિચારોની આપલે થયા બાદ જિલ્લાનું મંડળ રચવાનો ઠરાવ થયો હતો, તેમ જ એ મંડળનું બંધારણ ઘડી પસાર કરવામાં આવ્યું હતું, તથા પ્રથમ વર્ષની નીચે મુજબની કાર્યવાહક સમિતિની ચૂંટણી કરવામાં આવી હતી.

૧. શ્રી. જુગતરામ દવે—પ્રમુખ (વેડછી)
૨. ,, રણછોડજી દયાળજી દેસાઈ—ઉપપ્રમુખ (અમલસાડ)
૩. ,, ઈશ્વરલાલ નાગરજી નાયક — મંત્રી (નવસારી)
૪. ,, ઈશ્વરલાલ ઠક્કર — સહમંત્રી (વલસાડ)
૫. ,, જયંતીલાલ ઉ. મહેતા (વલસાડ)
૬. ,, જનક દવે (નવસારી)
૭. ,, ભગવાનજી ચાંપાનેરી (પારડી)
૮. ,, ધીરુભાઈ દયાળજી નાયક (ગણદેવી)
૯. ,, લલ્લુભાઈ ભગવાનજી પટેલ (ગડત)
૧૦. ,, દોલતરામ ભીખુભાઈ નાયક (બિલિમોરા)
૧૧. ,, જેકીસનદાસ પંચાલ (વાપી)
૧૨. ,, જયરામ લક્ષ્મણ માલવણકર (ધરમપુર)

"પહેલા વર્ષ માટે મંડળનું કાર્યાલય નવસારી હાઈસ્કૂલ, નવસારી, રાખ્યું છે.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૮]  અમદાવાદ  [ઑગસ્ટ, ૧૯

# પસંદગી બતાવતા ક્રમિક મતની પદ્ધતિ

૧

લોકશાહી કે પ્રજાકીય રાજ્યપદ્ધતિનું મૂર્તરૂપ પ્રતિનિધિ-રાજ્ય છે. લોકો પોતાના પ્રતિનિધિ ચૂંટે; તેઓની રાજસભા કે પાર્લમેન્ટ બને, જે ધારા ઘડે તથા પોતામાંથી બનનારા રાજ્ય વહીવટ ચલાવનાર પ્રધાનમંડળ પર નજર અને કાબૂ પણ રાખે.

અને પ્રતિનિધિઓ ચૂંટવાનો માર્ગ ચૂંટણી એટલે કે મત છે. એ મતનો અધિકાર નિષ્પક્ષ રીતે, એટલે કે ધર્મ, જાતિ કે કોમ ઇ૦ના ભેદો વગર, સૌ લાયક માણસોને મળવો જોઈએ. તેમની લાયકાતનું ધોરણ બને તેટલું વ્યાપક — એટલે કે પુખ્ત મતાધિકાર સુધીનું — હોવું જોઈએ. તેઓ પોતાનો મત સ્વતંત્ર રીતે આપી શકે એવી સ્થિતિ હોવી જોઈએ. તેમાં ભય, લોભ કે લાલચને સ્થાન ન મળવું જોઈએ. એનો અર્થ એ કે, મતદારો એવા સમજણા અને વિવેકી હોવા જોઈએ, અથવા તેમનાં સમાજ અને સરકાર એમને એવા બનાવનારી કેળવણી તરફ સતત ધ્યાન આપતાં હોવાં જોઈએ.

આમ ટૂંકમાં લોકશાહી તંત્ર, ચૂંટણી અને મત બને એટલી વધારેમાં વધારે યોગ્યતાપૂર્વક વપરાય, એના ઉપર સારું માઠું રચાશે. એટલે કે મતપદ્ધતિ અને ચૂંટણી યોગ્યમાં યોગ્ય કઈ તે વિચારવું જોઈએ.

૨

ચૂંટણી અંગે એક વસ્તુ આજે સર્વમાન્ય થઈ ચૂકી ગણાય કે, તે દ્વારા પ્રજાના બધા મહત્ત્વના — નાના તથા મોટા પક્ષો કે વર્ગો યા વિભાગોને પ્રતિનિધિત્વ મળવું જોઈએ. જે ચૂંટણી આ ન કરી શકે તે ક્યાંક ઊણપવાળી છે, એમ થયું. પક્ષો મહત્ત્વ કે સ્થૂળ કદમાં, સમજ કે સંગઠન-શક્તિમાં ઓછાવત્તા હોય. સૌ સરખા શક્તિવાળા ન હોય. ઉપર જોઈ તે, સતત ચાલતી સામાજિક કેળવણીથી આ બધું સુધરતું જવાનું. પરંતુ, એ વાત ખરી કે પક્ષો નાનામોટા હશે. તેથી તેમને તે તે પ્રમાણમાં જ પ્રતિનિધિત્વ મળવું જોઈએ. તેથી લઘુમતી-પક્ષો પણ, પોતાની લઘુતાના પ્રમાણમાં છતાં, પ્રતિનિધિત્વના હકદાર છે. આ રાજકીય સિદ્ધાંતને પ્રમાણ-પ્રતિનિધિત્વ ('પ્રોપોર્શનલ રેપ્રિઝેન્ટેશન') કહે છે. એને લઈને પ્રજાની લઘુમતીઓને સંતોષ રહે છે. તેઓ બહુમતીને મદદ પણ કરી શકે છે. એમને સાંભળ્યા વગર બહુમતી પોતાનું હાંક્યે રાખી ન શકે. અને લોકશાહીમાં સુનાવણી કરાવવાનો હક એ મોટી વસ્તુ છે.

૩

આ પ્રમાણ-પ્રતિનિધિત્વ સાધવાનું કામ મતપદ્ધતિ ઉપર આધાર રાખે છે. જેમ મતાધિકાર યોગ્ય ન હોય તો અમુક તમુક વર્ગો કે વિભાગો ફાવી જાય, તેમ જ એ મતપદ્ધતિ બરોબર ન હોય તો, છતે મતના જોરે, ચૂંટણીમાં રહી જવાય

દા ત એક મતવિભાગ ('કૉન્સ્ટિટ્યુઅન્સી') છે તેમાં ધારો કે ત્રણ જગાઓ છે. ધારો કે ત્યાં મતદાર-સંખ્યા છસો છે. અને માનો કે क, ख, ग ત્રણ પક્ષો છે, તેમાં कના કુલ તરફદાર ૩૨૦ છે, ख પક્ષના ૧૭૦ છે, અને गના ૧૦૦ છે, બાકીના સ્વતંત્ર છે

ધારો કે, મતપદ્ધતિ એવી હોય કે, જેટલી જગાઓ તેટલા મત દરેક મતદારને આપવાનો અધિકાર છે અને જગાવાર એક જ મત એક જણને છૂટક આપવો જોઈએ. આ મતપદ્ધતિને जगावार छूटक મતની પદ્ધતિ કહેવામાં આવે છે. આવા છૂટક મત પ્રમાણે હવે ઉપરના દાખલામાં ચૂંટણીનું શું પરિણામ આવે તે જુઓ. क પક્ષ પોતાના ત્રણ ઉમેદવાર ઊભા કરે અને તેના ૩૨૦ મતદાર તે દરેકને પોતાનો છૂટક મત આપે. પરિણામે તે અચૂક સફળ થાય! પરંતુ તેનું કુલ મતબળ તો અર્ધાથી થોડું જ વધારે છે.

૪

પણ જો મતપદ્ધતિ બીજી જાતની હોય તો શું થાય તે જુઓ. એવો નિયમ હોય કે, જેટલી જગાઓ તેટલા

મત દરેક મતદારને મળે; અને એ મતો જગાવાર આપવાની ફરજ નહિ પણ તેમાંથી ઇચ્છે તેટલા કે બધા ગમે તેને આપી શકે છે. આવી મતપદ્ધતિ છૂટક મતથી ઊલટી છે; તેને જગાઓનું બંધન એટલું જ છે કે, તેની સંખ્યા દરેક મતદારને કેટલા મત મળશે એ નક્કી કરી આપે, પરંતુ મતદારે જગાવાર એક જ મત આપવો એવું બંધન નથી. ગમે તે ઉમેદવારને ગમે તેટલા જૂથમાં મત આપવા તે મુખત્યાર છે. આ મતપદ્ધતિને, તેથી, જૂથ-મતની પદ્ધતિ ('ક્યુમ્યુલેટિવ વોટ') કહે છે.

આ પદ્ધતિથી ઉપલા દાખલામાં ચૂંટણીનું શું પરિણામ આવે તે હવે જુઓ. ક પક્ષ પાસે કુલ ૩૨૦ × ૩ = ૯૬૦ મત થયા; ખ પક્ષ પાસે ૧૭૦ × ૩ = ૫૧૦ મત થયા. અને બાકી પાસે ૧૧૦ × ૩ = ૩૩૦ મત થયા.

ઉમેદવારો ઊભા કરવામાં પક્ષોએ સાવધાની રાખવી જોઈએ; કેમ કે અફળ જવાય એટલા વધારેપડતા ઉમેદવાર જો ખડા કરે તો પોતાનો જ મત નાહક વહેંચાઈ જાય; તેથી મત નકામા જાય ને આવતી હોય એવી જગા પણ જતી રહે. આ સાવધાની રાખવાનું શીખી લેવું જોઈએ. એટલું રાજકારણી શિક્ષણ પક્ષો પાસે હોય જ.

આવી બધી સાવધાની રાખવામાં આવી હોય, તો ગ પક્ષનું મતબળ એટલું ઓછું છે કે તેને એક જગા મળી ન શકે; ક પક્ષ બે જગાઓ મેળવશે, કેમ કે તેનું બળ ખ તથા ગના કુલ પક્ષ કરતાં (૫૧૦ + ૩૦૦) વધારે છે; અને ખ પક્ષ પોતાના એક ઉમેદવારને જરૂર આણી શકશે. આ પદ્ધતિએ ચૂંટણી કરવાથી લઘુમતીને વધારે ન્યાય મળ્યો, આપણી ધારાસભાની તથા બીજી અનેક ચૂંટણીમાં જૂથ-મતની આ પદ્ધતિ ચાલે છે: તેમાં લઘુમતીને પણ ન્યાય આપવાનું તત્ત્વ રહેલું છે. પણ એમાં એક દોષ એ છે કે, કેટલાય મત નકામા જાય છે. જેમ કે, લીધેલા ઉદા૦માં આખા ગ પક્ષનો મત. આ દોષ બને તેટલો દૂર કરવો જોઈએ. અને લઘુમતીને ન્યાય પણ મળવો જોઈએ. એ બેઉ વસ્તુને ભેગી સંભાળી શકે એવી એક ત્રીજી પદ્ધતિ છે, જેને પસંદગી બતાવતા એક ક્રમિક મતની પદ્ધતિ કહે છે. (તેને 'સિંગલ ટ્રાન્સફરેબલ વોટ' અંગ્રેજીમાં કહે છે.)

૫

આ પદ્ધતિ પ્રમાણે, દરેક મતદારને એક જ મત મળે છે. પણ તે મત બને ત્યાં સુધી વપરાય જ, એવું કરવાને માટે તેમાં એવી સવડ રખાય છે કે, ઉમેદવારોની યાદી પર મતદાર પોતાની પહેલી, બીજી, ત્રીજી એમ ઇચ્છે ત્યાં સુધીની પસંદગીનો ક્રમ બતાવે. આ બતાવવા તે તે ઉમેદવાર સામેના ખાનામાં ૧, ૨, ૩, . . . એમ ક્રમાંક મૂકવાનો હોય છે.

બીજું, ચૂંટણીમાં કુલ મત પડે તેની સંખ્યા અને ઉમેદવારોની સંખ્યા, આ બે જો જાણી શકીએ તો ચૂંટાવાને કેટલા મત અચૂક જોઈએ, એ ગણિતથી નક્કી કરી શકાય. જેમ કે, ધારો કે ૧૧૬ મત પડયા; ૫ ઉમેદવાર ચૂંટવાના છે. તો ૧૧૬÷(૫+૧) = ૧૯⅔ એટલે કે ૨૦ મત જો એક જણને મળે તો તે અચૂક ચૂંટાઈ શકે; કેમ કે ૨૦ મત પાંચથી વધારે જણને મળી જ ન શકે. (૧૧૬÷૨૦=૫; શેષ ૧૬ જ રહે.) ઉપરની ક્રમિક મતની પદ્ધતિમાં આવો આંકડો ગણી કાઢવામાં આવે છે. એ આંકડા જેટલા મત એક જણને મળે, પછી વધારે જે રહે તે મત નકામા ગણાય. પરંતુ આ પદ્ધતિમાં તેને નકામા નથી જવા દેવાતા. તેવા વધારેના મતપત્રો કાઢી લેવામાં આવે છે અને તેમના એકડા કામ ન આવ્યા, એટલે બગડા પ્રમાણે તેમને બાકીના ઉમેદવારોને વહેંચવામાં આવે છે. એમ કર્યાથી જે પેલે સફળતાને આંકડે પહોંચી જાય તેને ચૂંટાયેલો ગણાય છે.

આ બીજી ગણતરી થયે પણ પૂરા ઉમેદવાર (પેલા આંકડા પ્રમાણે) ચૂંટાઈ ન રહે, તો વળી ફરી ગણતરી આગળ ચાલે છે. જોઈએ તેથી વધારે બગડાવાળા મત કાઢીને તેમના તગડા ગણતરીમાં લેવાય છે. અને છેવટે એમ કરવામાં પણ આવે છે કે, સૌથી ઓછા એકડા બગડા મળેલા ગણતરીમાં છેલ્લે પડેલા ઉમેદવારો તો ચૂંટાઈ ન શકે, એ ઉઘાડું દેખાઈ જાય છે; એમના મત નકામા ન જાય, માટે તે મતોના બગડા બાકીના લોકને વહેંચી દેવાય છે. આથી મોટે ભાગે ચૂંટણી પૂરી થઈ રહે છે.

૬

દાખલો લેવાથી આ અટપટી લાગતી રીત વધુ સ્પષ્ટ થશે. મહાસમિતિની ચૂંટણી પ્રાંતિક સમિતિઓ આ ક્રમિક મત દ્વારા કરે છે. ધારો કે એક પ્રાંતિક સમિતિમાં ૭૫ સભ્યો છે. તેમાંથી ૮ જણને મહાસમિતિ માટે ચૂંટવાના છે. ૧૨ જણ ઊભા થયા છે. ચૂંટણીમાં ૭૦ સભ્યોએ ભાગ લીધો—૫ ગેરહાજર હતા. એટલે મતગણતરી વખતે ૭૦ મતપત્રો મતપેટી ખોલતાં નીકળશે.

ગણતરી-અમલદાર ક્રમિક મતની આ પદ્ધતિએ કેમ કામ કરે તે હવે જોઈએ.

પહેલો તે પેલો આંકડો કાઢશે. તેની રીત આ છે:—

$\frac{\text{પડેલા મતપત્રની કુલ સંખ્યા}}{\text{જગાઓની સંખ્યા} + ૧}$ = ભાગાકાર. જો તે અપૂર્ણાંક હોય તો તેને તરત પછીનો પૂર્ણાંક ગણવો અને જો પૂર્ણાંક હોય તો તેમાં એક ઉમેરવો.

આ દાખલામાં :—

$\frac{૭૦}{૮+૧}$ = ૭$\frac{૭}{૯}$ માટે આંકડો ૮. જુઓ કે ૮થી વધારેને ૮ એકડા મળી જ ન શકે, એવો આ આંકડો છે.

આંકડો કાઢ્યા પછી ગણતરી અમલદાર, ૭૦ મતપત્રના એકડા જોઈને, ઊભા થયેલા ઉમેદવારોને વહેંચી આપી નીચે પ્રમાણે કોઠો કરશે :—

| ઉમેદવારનું નામ | એકડા મળ્યા | કાઢી લેવાના વધારે એકડા | તેના બગડા વહેંચ્યા | પરિણામ | હારનારના મત વહેંચ્યા | પરિણામ |
|---|---|---|---|---|---|---|
| ૧. क | ૫ | – | +૧ | ૬ | +૧ | ૭ |
| ૨. ख | ૪ | – | +૧ | ૫ | +૧ | ૭+૧ |
| ૩. ग | ૧૫ | –૭ | – | ૮ | – | ૮ |
| ૪. घ | ૬ | – | +૧ | ૭ | +૨ | ૯–૧ |
| ૫. च | ૯ | –૧ | – | ૮ | – | ૮ |
| ૬. छ | ૭ | – | +૧ | ૮ | – | ૮ |
| ૭. ज | ૮ | – | – | ૮ | – | ૮ |
| ૮. झ | ૧૦ | –૨ | – | ૮ | – | ૮ |
| ૯. ट | ૩ | – | +૩ | ૬ | – | ૬ |
| ૧૦. ठ | ૦ | – | +૧ | ૧ | –૧ | ૦ |
| ૧૧. ड | ૧ | – | +૧ | ૨ | –૨ | ૦ |
| ૧૨. ढ | ૨ | – | – | ૨ | –૨ | ૦ |
| નકામા જતા મત | – | | +૧ | – | – | – |
| કુલ મત ૭૦ | | –૧૦ | +૧૦ | +૬૯ | | ૬૯ |

પૂરતા એકડા શરૂમાં જ મળવાથી ग, च, ज, झ ચૂંટાઈ ગયા. તેમને ચૂંટાયેલા જાહેર કરવામાં આવે છે.

હવે ग પાસે ૭, च પાસે ૧, અને झ પાસે ૨ એકડા વધારે છે. તે નકામા ન જવા જોઈએ. તે મતપત્રો નકામા ન જવા જોઈએ; એટલે તેના બગડા કામમાં લેવામાં આવશે. પણ ग ના ૧૫ માંથી કે च ના ૯માંથી કે झ ના ૧૦માંથી અનુક્રમે કયા ૭, ૧, ને ૨ મતપત્રના બગડા લેવા ? કારણ કે, હવે આગળનું પરિણામ એ બગડા ઉપર અવલંબે છે, અને બગડા કયા મતપત્રના કોને હશે એ કહેવાય નહિ. અહીં આગળ નસીબના ખેલ ઉપર ગયા વગર છૂટકો નથી. તેને માટે એમ કરવામાં આવે છે કે, ચિઠ્ઠી ઉપાડે તેમ, તેટલા મતપત્ર આંખો મીંચીને ઉપાડી લેવા. અથવા ગંજીફાનાં પાનાં ચીપે તેમ મતપત્રો ચીપી નાંખીને, ઠીક લાગે તો કપાવીને, પછી જોઈતા મતપત્ર લઈ લેવા. અથવા એમ પણ થાય છે કે, પહેલી ગણતરી વખતે જેમ જેમ એકડા ગણાતા જાય તેમ તેમ તે મતપત્ર ઉપર ક્રમાંક મુકાતો જાય છે. પછી જ્યારે વધારેના એકડા કાઢી લેવાના આવે ત્યારે તે પ્રમાણેની અમુક ગણિતશ્રેણી ગોઠવી લઈને કઢાય છે. જેમ કે ग ના ૧૫માંથી ૭ મતપત્ર લેવા છે. ક્રમાંક પ્રમાણે ૧, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩ લેવા. યા ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪ લેવાય. ટૂંકમાં, ચિઠ્ઠી ઉપાડવા જેવી નિર્દોષ ઢબે કામ કરવું જોઈએ.

આ રીતે ग ના ૭ એકડા લઈ તેમના બગડા વહેંચી આપ્યા. च નો વધારેનો એકડો લઈ તેનો બગડો પણ વહેંચાય; પણ તેનો બગડો ग માટે નીકળે છે; અને ग ને તો તેની જરૂર ન રહી. તો તગડો જોવો. પણ તે મતપત્રમાં તગડો બતાવ્યો નથી. એટલે એ મત નકામો જશે. ચોથા કોઠામાં આ બધી વહેંચણી બતાવી છે તે જુઓ.

આને લઈને હવે પરિણામ આવે છે કે, ઉપરાંત छ ચૂંટાઈ રહે છે. કુલ ૫ જણ ચૂંટાયા. હજી ત્રણ ચૂંટવાના બાકી રહ્યા. તે માટે ગણતરી-અમલદાર હવે પરિણામને નીચલે છેડે જશે. ठ છેક નીચે છે; ड તેની ઉપર છે, પછી ढ આવે છે. (કેમ કે ड ढ બેઉને ૨ મત હોવા છતાં ढ ને ૧ એકડો મળેલો છે, ढ ને બે બગડા છે.) આ ત્રણ જણ ભાગ્યે જ ચૂંટાઈ શકે. એટલે ગણતરી-અમલદાર તેમના મત કાઢી લે છે. અને તેમાં જે પસંદગી બતાવી હોય તેમ તેને વહેંચી આપે છે. છઠ્ઠા કોઠામાં એ જુઓ. ठ નો એક મતપત્ર પોતાનો બગડો झ ને આપે છે એમ નીકળે; પણ झ તો છતી ગયો છે; એટલે તગડો જોવામાં આવે છે. તે ख ને માટે છે; તેથી તે મત ख માં નાંખવામાં આવે છે. બીજો મતપત્ર પણ ख ને મળે છે.

ઠને બગડો મળેલો છે. તેનો તગડો કામમાં લેવાનો છે. તે મળે છે क ને. ढ ના બે એકડા લઈને બગડા કામમાં લેતાં તે घ ને માટે નીકળે છે. આમ પાંચ મતપત્રો વહેંચાયા. હવે છમા કોઠામાં તેનું પરિણામ જુઓ. घ ચૂંટાઈ ગયેલો જાહેર થાય છે. પણ घ ને એક મત વધારે છે; તે કાઢી લઈ તેની પસંદગી જોઈ આપવામાં આવે છે. તે ख ને મળે છે. આથી ख જીતી ગયો. આમ કુલ ૭ ચૂંટાયા. હવે क અને ट વચ્ચે રહે છે. क ને બહુમતી છે. છતાં આંકડો પૂરો નથી. નિયમ પ્રમાણે કરવું હોય તો ट ના મત વહેંચાય. તેમાંથી એકાદ ખૂટતો બગડો તગડો क ને મળી જશે. પરંતુ એમ કરવાની જરૂર નથી. क ચૂંટાયેલો જાહેર થશે. આમ ચૂંટણીનું પરિણામ આવશે.

ક્રમિક મતની આ રીત સંખ્યામાં ઓછા મત હોય ત્યાં સારી ફાવે. અને તે દ્વારા લઘુમતી ધારે તો પોતાના મતબળ પ્રમાણે અચૂક જીત મેળવી શકે. યુનિવર્સિટીમાં આ રીતે સેનેટ ચૂંટાય છે. હમણાં થયેલી બંધારણસભાની ચૂંટણીમાં આ રીત અખત્યાર કરવામાં હતી. પ્રમાણ-પ્રતિનિધિત્વ સાધવા માટે એને એક સરસ રીત માનવામાં આવે છે.

૧૯–૭–'૪૬ મગનભાઈ દેસાઈ

# સત્યાગ્રહનું અવિનાશી તત્ત્વ–૨

(ગયા અંકથી ચાલુ)

જે જુદા જુદા બાહ્ય પ્રકારોથી સત્યાગ્રહનું સામર્થ્ય વ્યક્ત કરી શકાય છે, તેનું શ્રી. દિવાકરે આ પુસ્તકમાં અનેક ઉદાહરણો સહિત નિરૂપણ કરેલું છે. પ્રસ્તાવનામાં તે બધાની ફરીને ચર્ચા કરવાની જરૂર નથી. હું ફક્ત તેમાંથી ઉપવાસ-સત્યાગ્રહ વિષે જ થોડી ચર્ચા કરવાનો છું, કારણ કે તે બાબતમાં લોકોમાં ઘણી ગેરસમજ છે.

૧

ઉપવાસ એ જબરદસ્તીનો એક પ્રકાર છે એવી તેના પર ટીકા કરવામાં આવે છે. उपवासात्मक सत्याग्रहना કેટલાયે પ્રસંગો ગાંધીજીના જીવનમાં નિરૂપાયેલા છે. આ ઇતિહાસ-પ્રસિદ્ધ ઉપવાસોમાં 'રાજકોટનો ઉપવાસ-સત્યાગ્રહ' એ એક હતો. બાહ્ય દૃષ્ટિએ તે સત્યાગ્રહ સો ટકા યશસ્વી થયો હતો. પરંતુ તે યશનું ફળ મળ્યું ન મળ્યું એટલામાં જ ગાંધીજીએ તે સત્યાગ્રહ વિષે જાહેર કર્યું કે, "આ સત્યાગ્રહ બળાત્કારના પ્રકારનો હતો." આ કબૂલાતથી ઉપવાસ-સત્યાગ્રહના ટીકાકારોને ગાંધીજીએ જાણે પોતે જ ટેકો આપ્યો. પોતાના જ કાર્યનો નિષેધ કરીને ગાંધીજીએ તેમાં મળેલા યશનું ફળ સ્વીકારવાનોયે ઇન્કાર કર્યો. આ ઉપરથી ગાંધીજીના વિરોધીઓને – વિશેષે કરીને ઉપવાસ-સત્યાગ્રહ પર વિશ્વાસ ન રાખનારા લોકોને એમ લાગ્યું હશે કે, ગાંધીજી હવે પછી નિદાન ઉપવાસ-સત્યાગ્રહનું શસ્ત્ર કદી વાપરશે નહીં'. ઓછામાં ઓછી એક પીડા તો હવે ટળી ગઈ એવી 'હાશ' પણ તેમણે કદાચિત્ કાઢી હશે. પરંતુ ગાંધીજીએ તો પાછો ફેબ્રુઆરી, ૧૯૪૩મા આગાખાન મહેલની જેલમાંથી ત્રણ અઠવાડિયાનો ઉપવાસ જાહેર કર્યો. તે વખતના વાઇસરૉય લૉર્ડ લિનલિથગોએ ગાંધીજીને ૫-૨-'૪૩ના રોજ એક પત્ર લખ્યો. તેમાં તેણે ગાંધીજીને "છટકી જવાનો સહેલો રસ્તો શોધવા" માગવાનો ટોણો મારીને આગળ લખ્યું: "રાજદ્વારી હેતુઓને માટે ઉપવાસનો ઉપયોગ કરવો એને હું રાજદ્વારી જાસા (હિંસા)નો જ એક પ્રકાર લેખું છું. તેને માટે નૈતિક દૃષ્ટિએ કશું વાજબી કારણ હોઈ શકે જ નહીં; અને તમારો પોતાનો પણ એવો અભિપ્રાય છે, એમ હું તમારાં અગાઉનાં લખાણો પરથી સમજ્યો છું."

અહીં વાપરેલો 'જાસો' શબ્દ અંગ્રેજી blackmail માટે યોજેલો છે. આ અંગ્રેજી શબ્દનો અર્થ "કોઈની ગુપ્ત વાત ઉઘાડી પાડવાની અથવા તેના પર ખોટા આરોપ મૂકીને જગતમાં તેને બેઆબરૂ કરવાની ધમકી આપીને તેની પાસેથી પૈસા કઢાવવા", એવો થાય છે. સાફ છે કે, ગાંધીજીના ઉપવાસ પાછળ સરકાર પાસેથી પૈસા કઢાવવાનો અથવા તેની કોઈ ગુપ્ત વાત ઉઘાડી પાડવાનો પ્રશ્ન જ ન હતો; અથવા તેના પર આધાર વગરના આરોપ મૂકવાની ધમકી આપવાનોયે પ્રશ્ન ન હતો. જે કાંઈ આરોપો હતા તે પહેલેથી જ બંને પક્ષો તરફથી ઉઘાડી રીતે મૂકવામાં આવ્યા હતા, અને ઊલટું ગાંધીજી પર કરેલા આરોપોની ઉઘાડી તપાસ કરવામાં આવે એવી માગણી હતી. તો સ્પષ્ટ છે કે, વાઇસરૉયે વાપરેલો 'જાસો' શબ્દ તેના વાસ્તવિક અર્થમાં ન હોઈને અલંકારિકપણે વાપરેલો સમજવો જોઈએ. આ અલંકારિક અર્થ પ્રમાણે કોઈ સ્ત્રી તેની સાસુએ તેના પર કરેલા આળના અથવા પતિની ખરાબ વર્તણુકના નિષેધ માટે આંસુ પાડે કે અન્ન છોડે તો તેનેયે 'જાસો' એટલે 'હિંસા' કરે છે એમ કહી શકાય!

આ જ સંદર્ભમાં વાપરેલો બીજો શબ્દ 'બળાત્કાર' (Coercion) છે. એનો અર્થ, 'અમુક અમુક ન કરવાથી કેનું નુકસાન થશે એવો ડર દાખવી તેને તેમ કરવાની ફરજ પાડવી' એવો થાય છે. એવી વાત ઉપવાસ-સત્યાગ્રહમાં મૂળથી જ નથી. ત્યારે આ શબ્દ પણ એક વિચિત્ર અલંકાર રૂપે જ આ બાબતમાં વાપરેલો છે એમ સમજવું જોઈએ. જેની સામે ઉપવાસ-સત્યાગ્રહ કરવામાં આવે, તેને તેનાથી અડચણ થાય એવું તો બને. તેથી તેને ક્રોધ પણ આવે. ઉપવાસ કરનારી વ્યક્તિ તેના વિરોધી કરતાં વિશેષ લોકપ્રિય હોય અને તેણે ઉપાડેલી બાજૂ કેવળ ન્યાય્ય અને જવાબ આપી ન શકાય તેવી હોય તો તે વિરોધીને વધારે જ ક્રોધ આવે. સત્યાગ્રહીની માગણી તર્કશુદ્ધ અને ન્યાય્ય હોય અને વિરોધી જે લોકોના મતની સદંતર ઉપેક્ષા કરી શકે નહીં એવા લોકોને તે માગણી વિષે સહાનુભૂતિ લાગતી હોય, તો તે વિરોધીની સ્થિતિ દિવસે દિવસે વધારે અડચણવાળી થતી જાય, એ પણ શક્ય છે. એક બાજૂ તેને સત્યાગ્રહીની માગણી મંજૂર કરવાની ઇચ્છા ન હોય અને બીજી બાજૂ તેનું મરણ થતાં ઉત્પન્ન થનારા સંકટનો સામનો કરવાની તાકાત ન હોય, એવી અડચણમાં વિરોધી આવી પડેલો હોય છે. સત્યાગ્રહીની માગણી ધુતકારી કાઢવાની અને પોતાની દુષ્કીર્તિ ટાળવાની તેની ઇચ્છા હોય છે. ત્યારે તે ઉપવાસ-સત્યાગ્રહને 'બળાત્કાર' કહે એમાં આશ્ચર્ય નથી. પણ આ બળાત્કાર વિરોધીએ વાપરેલા એક અપશબ્દ તરીકે જ સમજવો જોઈએ.

"પોતાનું નાક કાપી અપશુકન કરવા" એવી આપણામાં એક કહેવત છે. અત્યંત દુરાગ્રહી વિરોધી વિષે તે વપરાય

છે. લૉર્ડ લિનલિથગોને ઉપવાસોન્મુખ ગાંધીજી વિષે આમ લાગ્યું હશે. સરકાર પર બાજી મારી જવા માટે તે આત્મહત્યા કરવાને તૈયાર થાય એવા છે, એવી તેની સમજ થઈ. પરંતુ પોતે જાતે જ કષ્ટ સહેવાં એ જો 'જાસો' કે 'બળાત્કાર' હોય, તો પછી સત્યાગ્રહના બધા જ પ્રકારો તેવી જાતના છે એમ કહેવું જોઈએ. કારણ, સત્યાગ્રહ કહ્યો એટલે તેમાં ધ્યેય પ્રાપ્ત કરવા પોતે કષ્ટ સહેવું એ ગૃહીત જ છે. જેમાં કાંઈ મેળવવાનું નથી એવો સત્યાગ્રહ સંભવી શકતો નથી. પરંતુ તે ધ્યેય પ્રાપ્ત કરવા માટે હિંસાત્મક માર્ગની અવેજીમાં સત્યાગ્રહ એ અહિંસાનો માર્ગ છે. પ્રતિપક્ષી પર વેરબુદ્ધિ રાખીને અને તેને ત્રાસ આપીને જે સાધવાનું હોય છે તે, તેના તરફ સદ્‌ભાવનાથી જોઈને અને પોતે જ દુઃખો સહીને મેળવવું, તેનું જ નામ સત્યાગ્રહ. 'બળાત્કાર' કે 'જાસા'માં પોતે દુઃખો સહેવાની કે પ્રતિપક્ષી સાથે અહિંસક રીતે વર્તવાની અપેક્ષા નથી હોતી. ઊલટું, તેમાં તેને દ્વેષપૂર્ણ શબ્દોથી ડગવાની અને અનેક રીતે તેને નુકસાન પહોંચાડવાની વૃત્તિ હોય છે.

તો પછી રાજકોટના ઉપવાસ-સત્યાગ્રહમાં 'બળાત્કાર' ક્યાં જેવું શું હતું? આ સમજવા માટે તેની પાછળની ભૂમિકા લક્ષમાં આણવી જોઈએ.

આ ઉપવાસ પૂર્વે રાજકોટ દરબાર અને પ્રજાની વચ્ચે, સરદાર વલ્લભભાઈ પટેલની સરદારી નીચે, કેટલાક મહિનાથી સત્યાગ્રહની ચળવળ ચાલતી હતી. તેના પરિણામ રૂપે રાજકોટના ઠાકોર અને સરદાર પટેલ વચ્ચે સમાધાનનો એક કરાર થયો. પરંતુ તે કરાર થયો ન થયો ત્યાં તો ઠાકોરે તેને ફેંકી દીધો. આથી ગાંધીજી વચ્ચે પડ્યા અને ઠાકોર સાહેબ તથા તેના સલાહકારો થયેલો કરાર પ્રામાણિકપણે પાળે તે માટે પ્રયત્ન કર્યો. તે પ્રયત્ન યશસ્વી થયો નહીં. ત્યારે ઠાકોરની વિવેકબુદ્ધિ જાગ્રત કરવા માટે કહો, કે તેના પર નૈતિક દબાવ લાવવા માટે કહો, ગાંધીજીએ ઉપવાસ કરવાનું ઠરાવ્યું.

શુદ્ધ સત્યાગ્રહનો માર્ગ અંગીકાર કર્યા પછી તેનો જે સીધો અંત હોય તે આવે ત્યાં સુધી તે સત્યાગ્રહ ચાલુ રહે, એવી જ કોઈ પણ અપેક્ષા રાખે. એટલે, આ પ્રસંગે, ઠાકોર સાહેબ પોતાનો કરાર પાળે, યા ગાંધીજીના પ્રાણ જાય, અથવા બંને પક્ષની સંમતિથી એકાદ બીજો કરાર થાય, એમ ત્રણ પ્રકારે પર્યવસાન થાય એ શક્ય હતું. પરંતુ તેમાંથી કાંઈ પણ થતા પહેલાં, ગાંધીજીના શબ્દમાં, "અવિચારથી મેં એક ભૂલનો માર્ગ લીધો."

તે ભૂલ એ કે, સત્યાગ્રહના શસ્ત્ર સાથે જ તેમણે એક બીજું શસ્ત્ર યોજ્યું. તે શસ્ત્ર એટલે વડી સરકારે વાજડતોબ વચ્ચે પડીને ઠાકોરે કરેલો કરાર તેની પાસે પળાવવો, એવું તેના પર દબાણ લાવવાનો પ્રયત્ન.

ગાંધીજીએ મધ્યસ્થ સરકારને કરેલી આ વિનંતી સફળ થઈ. લૉર્ડ લિનલિથગો વચ્ચે પડ્યા અને પરિણામે ફેડરલ કોર્ટના વડા ન્યાયાધીશ સર મૉરિસ ગ્વાયરને આ પ્રકરણ લવાદી માટે સોંપવામાં આવ્યું. તેમણે સરદાર વલ્લભભાઈ, એટલે પ્રજાપક્ષની બાજૂએ નિર્ણય આપ્યો. કરારમાંથી છટકી જવાનો હવે ઠાકોર સાહેબ માટે રસ્તો રહ્યો નહીં. જો તેણે લવાદનો નિર્ણય ફેંકી દીધો હોત તો મધ્યસ્થ સરકારે (તે પ્રામાણિકપણે વર્તી હોત એમ ગૃહીત કરીએ તો) તે નિર્ણય માન્ય કરાવવા માટે, જરૂર હોત તો, સખતી કરીને પણ દરબાર પર દબાણ કર્યું હોત.

આ પ્રમાણે આ ઉપવાસ સત્યાગ્રહનો વિજય ન રહ્યો, પણ વડી સરકારનો વિજય થયો. ઉપરાંત વડી સરકારની દંડનીતિનો જ તે વિજય બન્યો. આ રીતે આ ઉપવાસમાં બળાત્કારનું તત્ત્વ દાખલ થયું.

બંધારણીય માર્ગે વડી સરકારને અરજી કરીને પ્રજાને થનારા અન્યાયને દૂર કરવાનો માર્ગ જો ગાંધીજી પાસે ખુલ્લો હતો તો,–નિદાન તે માર્ગ પૂરો થાય ત્યાં સુધી,–ઉપવાસસત્યાગ્રહનો અપરોક્ષ માર્ગ સ્વીકારવો, એ ક્યાં સુધી યોગ્ય હતું, એવો પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે. જો ઉપવાસના અપરોક્ષ માર્ગનો આશ્રય લેવાની પરિસ્થિતિ પૂર્ણપણે નિર્માણ થઈ હતી, તો પછી વાઇસરૉયને વચમાં કેમ નાંખ્યા, એવોયે પ્રશ્ન અહીં ઊભો થાય છે.

આમ બંને બાજુથી ગાંધીજીનો આ ઉપવાસ, સત્યાગ્રહ તત્ત્વને વિસંગત હતો. આ વિસંગતિ સમજાતાંની સાથે જ ગાંધીજીને પશ્ચાત્તાપ થયો, અને તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે તેમણે વિજયનું ફળ સ્વીકારવાની ના પાડી.

'ગાંધીજીની વિશેષતા પોતે શોધેલા નવીન શસ્ત્ર (સત્યાગ્રહ)નો ભૂલ વગર ઉપયોગ કરવો એમાં નથી, પણ પોતાની ભૂલ કબૂલ કરી અને મળેલા યશના ફળને ફેંકી દઈને દોષનું ક્ષાલન કરવું એમાં છે. તેમની ભૂલનો અર્થ એટલો જ છે કે, અણીને વખતે અહિંસાનો માર્ગ છોડી દેવાનો મોહ માણસને થઈ આવે છે. આવો મોહ એ માનવજીવનનો એક ભાગ જ છે. દૃઢ સત્યાગ્રહી પણ એકાદ વખતે માર્ગચ્યુત થાય, તોપણ અહિંસાના માર્ગે ફરી ચઢવાનો તેણે અખંડ પ્રયત્ન કરવો.

—ચાલુ કિ૦ ઘ૦ મશરૂવાળા

# સત્યાગ્રહી શહીદ રજબઅલી

ગુજરાતમાં સ્વપ્નશીલ જુવાનો ઘણા હશે. ધ્યેયની ઊંચી નિષ્ઠાવાળા પણ ઘણા મળી આવશે. ધ્યેયસિદ્ધિને ખાતર સતત મંડ્યા રહેનાર જુવાનો પણ જડી આવશે. પરંતુ ઉચ્ચ આદર્શ, ધ્યેયનિષ્ઠા, અને તેને અર્થે રાતદિવસ મંડ્યા રહેવાની સતત કર્મપરાયણતા, એ ત્રણેનો સુંદર મેળ શોધવો હોય, તો સંખ્યા ઘણી નાની થઈ જશે. યુવકરત્નોની આવી જૂજ સંખ્યામાં ભાઈ વસંતરાવ અને રજબઅલી હતા. અને પોતાના નિર્મળ ચારિત્ર્યના તેજે, અને ધ્યેયને ખાતર બલિદાન આપીને તેઓ હમેશને માટે યુવકોના માર્ગદર્શક બની ગયા છે.

વસંતરાવને દેશભક્તિની ઉપાસના-કરતાં આજે પંદર વીસ વરસ થઈ ગયાં. પાટનગરના આ તેજસ્વી કર્મવીર અબોલ અને મૂગા રહેવા છતાંય ગુજરાતની જનતાને મન હવે અનજાણ્યા નહોતા રહ્યા. પણ વિદ્યાર્થી અવસ્થામાંથી જ રાષ્ટ્રસેવાનાં સ્વપ્નાં સેવનાર રજબઅલીને પ્રત્યક્ષ રીતે કાર્યક્ષેત્ર પર આવ્યે હજુ માંડ પાંચ-સાત વરસ થયેલાં. અને અમદાવાદમાં તો હજુ એ પ્રવેશ જ કરતા હતા. એટલે, અનેક જુવાનો અને કેટલાંયે કુટુંબોના એ આદરપાત્ર હોવા છતાંય, વિશાળ જનસમૂહમાં તે બહુ જાણીતા નહોતા થયા.

તેમનું મૂળ વતન કાઠિયાવાડમાં આવેલ લીંબડી. પણ પિતા વરસો થયાં કરાંચી જકાત ખાતામાં નોકરી કરતા હતા. એટલે તેમનો જન્મ (ઈ. સ. ૧૯૧૯) અને ઉછેર કરાંચીમાં થયેલો. સીધાં, સરળ અને ઈશ્વરથી ડરનાર માતા-પિતાનો આ પુત્ર નાનપણથી જ તોફાની, ઉગ્ર સ્વભાવનો અને લીધી વાત મૂકે નહિ એવો હઠીલો હતો. શાળામાં શિક્ષકોને પણ આ વિલક્ષણ વિદ્યાર્થીનો ઘણી વખત પરચો મળતો. એને પોતાને જે બાબત ગળે ન ઊતરે તે કોઈ પણ રીતે તેની પાસે કરાવી શકાય, એ અશક્ય જ હતું. આગાખાની ખોજા કુટુંબનો આ છોકરો આગાખાન અને તેના રૂઢ પંથ વિરુદ્ધ છડેચોક વાત-વર્તન કરે એ ખોજા સમાજ સાથે સંપૂર્ણ સંકળાયેલ માતાપિતા માટે અકળાવનારું — મૂંઝવનારું હતું. પણ ઘરમાંથી કાઢી મૂકવાનો ભય પણ બાર-ચૌદ વરસના નાના રજબને ચળાવી શક્યો નહોતો. હાઈસ્કૂલનાં છએક ધોરણ કરાંચીમાં પૂરાં કરી એ લીંબડી આવ્યા અને લીંબડીમાં ૧૯૩૬માં મૅટ્રિક પસાર કરી ભાવનગરની શામળદાસ કૉલેજમાં દાખલ થયા.

સાચું લાગે એને દૃઢતાથી વળગી રહેવાવાળા આ મજબૂત મનના વિદ્યાર્થીના ઊગતા માનસ પર સહુથી પહેલાં રાષ્ટ્રીય સંસ્કાર પાડનાર ગુજરાતના મૂક ગ્રામસેવક શ્રી બબલભાઈ. તેઓ પણ કરાંચીના હોવાથી ગૂજરાત વિદ્યાપીઠમાંથી રજાઓમાં કરાંચી આવતા અને અનેક ઊગતા વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીય સંસ્કારો રેડતા. તેને પરિણામે માંસાહારનો ત્યાગ કર્યો તેમ જ ખાદી ધારણ કરી ત્યારે રજબઅલીની ઉમર માંડ ચૌદ વરસની હશે.

શામળદાસ કૉલેજમાં રહ્યા એ વરસો દરમિયાન તેમના રાષ્ટ્રીય વિચારો વિકસતા ગયા. તેઓ પ્રથમ વર્ગના વિદ્યાર્થી હતા, અને નિર્મળ ચારિત્ર્ય તથા જ્વલંત ધ્યેય-નિષ્ઠાને કારણે વિદ્યાર્થી તેમ જ અધ્યાપકોના પ્રીતિપાત્ર બની ગયા હતા. અનેક વખત હડતાળ અને બીજાં 'તોફાનો'ને મોખરે રહેવા છતાંય કૉલેજના આચાર્ય તેમની પ્રત્યે આદર ધરાવતા. એમને કહ્યા સિવાય વિદ્યાર્થીઓ અંગે ભાગ્યે જ કોઈ પગલું ભરતા. કેમ કે, એમને ખાતરી થઈ ચૂકી હતી કે, રજબઅલીને ગળે નહિ ઊતરે એવી વાત વિદ્યાર્થીઓને ગળે કદી ઉતારી શકાશે નહિ. ૧૯૩૯માં સરદાર સાહેબ શામળદાસ કૉલેજમાં રાષ્ટ્ર-ભાષાનો વર્ગ ઉઘાડવા આવ્યા, ત્યારે કૉલેજના આચાર્ય શ્રી શાહાણીએ વિદ્યાર્થી રજબઅલી લાખાણીનું ખાસ ઓળખાણ કરાવી તેમને કૉલેજના શ્રેષ્ઠ વિદ્યાર્થી અને ઉચ્ચ કોટીના ભાવિ દેશભક્ત તરીકે વર્ણવ્યા હતા. પોતાની સામે અનેક પ્રસંગે લડતો ચલાવનાર વિદ્યાર્થી રજબઅલીના અવસાન નિમિત્તે મળેલી કૉલેજની સભામાં એ પ્રિન્સિપાલે રડતા હૃદયે પોતાના તેજસ્વી વિદ્યાર્થીને અંજલિ આપી.

જુનિયર બી. એ. ના વરસ દરમિયાન તો તેઓ સંપૂર્ણ રાષ્ટ્રીય વિચારોથી રંગાઈ ચૂક્યા હતા. રાજકોટ સત્યાગ્રહ ચાલતો હતો ત્યારે ભાવનગર કૉલેજના વિદ્યાર્થીઓની સભા અમારે કરવી હતી. કૉલેજમાં કે કૉલેજ-છાત્રાલય (રેસીડેન્સી)માં તો એ અશક્ય જ લાગ્યું, એટલે કૉલેજ-મેદાનની બહાર સડક ઉપર વડના ઝાડ નીચે રજબઅલી અને તેમના મિત્રોએ સભા બોલાવી. રાજકોટ સત્યાગ્રહનું ધ્યેય અને તેનું સ્વરૂપ સમજાવીને યુવકોને તેમાં ભાગ લેવા મેં આમંત્રણ આપ્યું. પણ રજબઅલી એમ કોઈના પ્રચારમાં તણાઈ જાય તેવા નહોતા. 'વિદ્યાર્થીને આમાં ન ખેંચવા જોઈએ,' એ પ્રકારનો તેમણે સખત વિરોધ કર્યો. પણ જ્યારે એમને બીજે દિવસે વાત ગળે ઊતરી ત્યારે તેમના દસેક મિત્રોની ટુકડી તૈયાર થઈ ગઈ અને તુરત જ રાજકોટ પહોંચી ગઈ.

એ પછી તેમનો અને મારો સંબંધ વધતો ચાલ્યો. અમે અનેક વખત મળતા ને કામની વાતો કરતા. એક વાર મેં કહ્યું: "રજબઅલી, યુનિવર્સિટીના પ્રમાણપત્રનો જીવનમાં કદી ઉપયોગ કરવાનો નથી, પછી એ ભણતર પાછળ દિવસો શા માટે બગાડવા?" બસ. નિશ્ચય થઈ ચૂક્યો. રજબઅલીએ ત્યારથી ગુલામીનું ભણતર

છોડી દીધું. ૧૯૪૦નાં જાન્યુઆરીમાં દેશ આખાએ જ્યારે વિશિષ્ટ પ્રકારની સ્વાતંત્ર્યપ્રતિજ્ઞા લીધી ત્યારે ભાઈ રજબઅલીએ જાણે રાષ્ટ્રસેવાની સંપૂર્ણ દીક્ષા લીધી. નિત્યકાંતણ માટે રેંટિયો લીધો. કપડાં તો ખાદીનાં જ પહેરતા હતા, પણ પથારીમાં જે કંઈ ખાદી વિનાનું હતું તેને તે દિવસે તિલાંજલિ આપીને એક શેતરંજી અને કામળો લઈ આવ્યા. આ બે ચીજમાં એનું હંમેશનું ઓઢવા પાથરવાનું આવી જતું હતું

વ્યક્તિગત સત્યાગ્રહ દરમિયાન તેઓ પહેલી વાર '૪૧માં સાબરમતી જેલમાં ગયા. ત્યાંથી બદલી થઈ ને તે યરવડા પહોંચ્યા. જેલની અવ્યવસ્થા અને ત્રાસ સામે લડત ચલાવવામાં એ મોખરે હતા. જ્યારે એ આંદોલનને ખાળવું જેલ-સત્તાવાળાઓ માટે અશક્ય થઈ પડ્યું ત્યારે અમને પાંચ જણને 'ખાસ તોફાની અને ભયંકર છે માટે સૌથી અલગ રાખજો', એવી સૂચના સાથે ધૂળિયા જેલમાં મોકલી આપ્યા. તેમાં રજબઅલી પણ એક હતા. સાધારણ શરીરવાળા રજબઅલીએ આ જેલમાં સોળ રતલ વજન ગુમાવેલું, એટલે પાછલા મહિનામાં એમને દૂધ આપવામાં આવતું. પણ એ પોતે નહિ લેતાં પોતાનાથી વધુ બીમાર મિત્રો કે ગુનેગાર કેદીઓને આગ્રહપૂર્વક આપી દેતા.

આવી સ્થિતિમાં છૂટ્યાને આઠ જ દિવસમાં બીજી વાર સત્યાગ્રહ કરી જેલમાં પહોંચ્યા. પણ તરત સમાધાન થયું ને '૪૨ના જાન્યુઆરીમાં છૂટી ગયા. એ પછી ભાગ્યે જ થોડા મહિના કામ કર્યું હશે ત્યાં '૪૨ની લોકક્રાન્તિ આવી ને તેઓ આરંભમાં જ પકડાઈને જેલમાં પહોંચ્યા એક વરસ પછી છૂટ્યા ને તરત બીજી વાર પકડાયા. નવ માસનો બીજો કારાવાસ વેઠીને છૂટ્યા ત્યારે ગાંધીજી બહાર આવી ગયા હતા.

હવે જેલમાં જવાનું પ્રયોજન રહ્યું નહોતું અને સૌ કાર્યકરો પોતપોતાના પ્રાંતનું કામ વ્યવસ્થિત કરવામાં રોકાયા હતા. રજબઅલી કાઠિયાવાડ રાજકીય પરિષદના કામમાં ગૂંથાઈ ગયા અને યુવકો તથા વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીય સંસ્કાર અને શક્તિ રેડાય એ માટેની પ્રવૃત્તિમાં વિશેષ સમય આપવા લાગ્યા.

રાજકારણ એ તેમનો પ્રિય વિષય હતો. સંસ્કાર-પ્રવૃત્તિ પર તેમને સો ટકા શ્રદ્ધા હતી. પણ રાજકીય મુક્તિની તેમની ઝંખના અતિશય પ્રબળ હતી, તેથી પ્રધાનપણે એ બાબત લક્ષમાં રાખીને જ તેઓ બીજું વિચારી શકતા. આથી એમને એમ જ લાગ્યા કરતું કે, કાઠિયાવાડમાં રાજકીય પ્રવૃત્તિ પાછળ સમય વેડફવા કરતાં બ્રિટિશ હિંદના રાજકારણમાં જ પડવું જોઈએ. કેમ કે ત્યાં કોંગ્રેસને જેટલી જોરાવર બનાવીશું તેટલો તેનો પડઘો રાજસ્થાની હિંદ પર પડ્યા વિના રહેવાનો નથી. આથી તેઓ બ્રિટિશ હિંદમાં જવા અધીરા બન્યા હતા. પણ મિત્રોના સાથમાં જવાના લોભથી તેઓ મોડું કરતા જ ગયા. આખરે, ગુજરાત-કાઠિયાવાડમાં વધુ ને વધુ સંખ્યામાં યુવકો સાચા મિશનરી અને લડવૈયા તરીકે બહાર નીકળે, એ ઉદ્દેશથી દોરેલી કાર્યરેખા અનુસાર, તેમને અમદાવાદ રહેવાનું નક્કી થયેલું, તે મુજબ તેઓ ત્યાં ગયા અને સૌથી પહેલું વસંતરાવની અને ઇનામદારની સાથે સેવાદળનું કાર્ય હાથમાં લીધું. તાજેતરના બારડોલી ગ્રીષ્મવર્ગના સંચાલનમાં તેમણે જે હિસ્સો આપીને ગુજરાતભરના જુવાનોના મનમાં આકર્ષણ ઊભું કરેલું છે, તે એ જુવાનો કદી ભૂલી શકે તેમ નથી.

બારડોલી વર્ગ પૂરો કરી મુંબઈના જૂના મિત્રોને બેચાર દિવસ મળીને એ તુરત ભાવનગર આવ્યા. અઠવાડિયું રોકાઈને આવતા વરસનો કાર્યક્રમ વિચારી ગયા. મેં એમને કહ્યું કે: "આપણે કાઠિયાવાડમાં હિંદુસ્તાની પ્રચાર અંગે ફરવાનું છે. તમે સાથે રહો તો વિદ્યાર્થીઓ અને યુવકોનો પરિચય થશે." "મને એ વિચાર ગમે છે. મન પણ થાય છે. પરંતુ દાદા (વસંતરાવ) મારી વાટ જોઈ રહે એ ઠીક નહિ. મને જવા દો." આમ કહી એ છેલ્લી વખતે મળીને ગયા, ને આપણે જોયું કે, 'સાથે જ દાદા એમની રાહ જોતા હતા!'

રજબઅલી ઘણા જ તીવ્ર બુદ્ધિશાળી હતા. કોઈ પણ પ્રશ્નની આરપાર તેઓ જોઈ શકતા. તેઓ ઘણી વાર કહેતા, "ચાલોને આપણે મહાસમિતિની કચેરીમાં જ જઈને રહી જઈએ? ત્યાં આપણને વિશાળ પટ મળશે અને વિશાળ પ્રશ્નોમાં પડવાની તક પણ સાંપડશે." આપણો સ્વધર્મ અહીં જ છે અને ગમે તેવી મુશ્કેલ પરિસ્થિતિમાં પણ આપણે અહીં જ કામ કરવું જોઈએ, એવા શ્રી. રતુભાઈ અદાણી વગેરે મિત્રોના આગ્રહથી અને પ્રેમથી તેઓ અહીં જ રોકાઈ રહ્યા.

તેમના વિચારો ઘણા જ સ્પષ્ટ હતા. અને એક વાર નિર્ણય કરી લીધા પછી તેમાંથી લેશમાત્ર આડાઅવળા જવાનું તેમનાથી બનતું જ નહિ. '૪૨ની લોકક્રાન્તિના આરંભમાં અમે સૌ મિત્રો મળેલા. હિંસા અહિંસાની ચર્ચા ચાલી, અને કેટલાય ભાંગફોડના કાર્યક્રમમાં ભળ્યા. કેટલાક મિત્રો જુદા પડ્યા. તેમાંના રજબઅલી પણ એક હતા. એ પછી પેલા મિત્રોનો કાર્યક્રમ જાણવાની, તેમાં રસ લેવાની ઉત્કંઠા ઘણાને રહેતી. પણ રજબઅલી એવી ઇચ્છા સરખી પણ કરતા નહિ. અહિંસામાં દૃઢ માન્યતા ધરાવતાં છતાં, પેલા કાર્યક્રમવાળા અંગત મિત્રોની મુશ્કેલીના વખતમાં અમારામાંના કેટલાયથી એમને એમના કાર્યમાં પ્રત્યક્ષ મદદ પણ થઈ જતી. પણ રજબઅલી પાસેથી એવી મદદની પણ કદી કોઈ આશા કરી ન શકે, એટલા એ પોતાની માન્યતામાં અચળ વર્તનવાળા હતા.

મહાસભા અને મહાત્માજીના નિર્ણયો કેટલીક વાર પૂરા ન સમજાય ત્યારે એમને અસંતોષ રહેતો. 'કરેંગે યા મરેંગે'ની લડતને બાપુજીએ જે રીતે સંકેલી લીધી તેથી એમને ચેન પડ્યું નહોતું. પણ તેમની શિસ્ત બેનમૂન હતી. મહાસભાને એના કરતાં વધુ વફાદાર સિપાહીઓ ભાગ્યે જ મળી શકે. તાજેતરમાં ગુજરાતના ચૂંટાયેલા જુવાનોની એક વિશાળ સભામાં ભાંગફોડના કાર્યક્રમના એક મોવડી કંઈક એવા અર્થનું સમજાવી રહ્યા હતા કે: 'આ કાર્યક્રમ જ સાચો કાર્યક્રમ છે. કોંગ્રેસ કારોબારીને પણ અંદરથી એ મંજૂર છે. માત્ર બાપુજીને ખાતર અને દુનિયામાં આપણું ધ્યેય જાહેર થયું છે એને સાચવવા ખાતર તેઓ પ્રગટપણે ટેકો આપી શકતા નથી એટલું જ.' રજબઅલી એ સભામાં હાજર હતા. તરત જ તેઓ ઊભા થયા ને પુણ્યપ્રકોપયુક્ત સ્વરે પેલા આગેવાનોને અટકાવ્યા: "તમારે કરવું હોય તે કરો, જુવાનોને દોરવવા હોય તેમ દોરવો પણ કોંગ્રેસને અને તેના સર્વોચ્ચ આગેવાનોના નામને વટાવીને જુવાનોને ભ્રમણામાં ન રાખો. મહાસભાની કારોબારી બેવડી રમત રમવા જેટલી હીણી છે, એવો ખ્યાલ આપણા જુવાનોના દિલમાં ભરીને તમે દેશનું કયું હિત સાધવા માગો છો?" પેલા આગેવાનને તુરત જ પોતાની ભૂલ સુધારી લેવી પડી.

મને એમનો પરિચય થયો ત્યારે તે મિજાજના ઠીક ઠીક અક્કડ અને કંઈક અંશે અભિમાની પણ હતા. તેઓ કહેતા કે, નાનપણમાં હું આના કરતાંય વિશેષ ક્રોધી, તરત જ ઉશ્કેરાઈ જાઉં એવો અને અક્કડ અભિમાની હતો. પણ પોતાની ઊણપો પ્રત્યે એ સતત જાગ્રત અને પ્રયત્નશીલ હતા. સત્ય અને અહિંસા દ્વારા જીવનની સાધનામાં તેમને દૃઢ શ્રદ્ધા હતી. પાંચ–સાત વરસના ટૂંકા ગાળામાં આટલી ત્વરિત ગતિએ અભિમાન અને ક્રોધને જીતતા અન્ય જુવાનને જોયો નથી. એનો આંતરિક વિકાસ એટલો ઝડપથી ચાલતો હતો કે, પોતાનાં મોટેરાંઓને એ બહુ ઓછા સમયમાં પાછળ રાખી દેતા. અંગત જીવનસાધનાની દૃષ્ટિએ રજબઅલી એક સૂક્ષ્મ તત્ત્વવિચારક અને એક પ્રખર સત્યાગ્રહી હતા, એ જાણવાનું ગુજરાતને હજી બાકી જ હતું. તેમના સંબંધો કોઈ સાથે કદી અર્ધદગ્ધ રહી શકતા જ નહિ. જેમના પરિચયમાં આવે તેમની સાથેનો તેમનો સંબંધ સ્પષ્ટ, દૃઢ ને અંગત બની રહેતો. જનસમુદાયમાં ભલે પ્રસિદ્ધ નહોતા, પણ તેમની સાથેના અંગત સંબંધોનું સદ્ભાગ્ય અનુભવનાર જુવાનોની સંખ્યા સહેજે સેંકડો ઉપરની થાય છે.

અનેક મિત્રોના જીવનમાં તેઓ આધ્યાત્મિક એક જેવા હતા. પોતાની શિથિલતાને કારણે મિત્રોને રજબઅલી તરફથી એક પ્રકારનો ડર રહ્યા કરતો અને છતાંય મિત્રો તેમને અધિક ને અધિક ચહાતા એ હકીકત તેમના અત્યંત કડક, સંયમી અને વિશુદ્ધ જીવનની સાખ પૂરે છે.

રખડપટ્ટી અને સાહસ તેમને અતિ પ્રિય હતાં. હિંદુસ્તાન અને દુનિયાભરનો પ્રવાસ ખેડવાની તેમની ઇચ્છા વારંવાર પ્રબળપણે ઊઠતી. પણ તાત્કાલિક ધર્મ–સ્વરાજસિદ્ધિનો ધર્મ તેમને અટકાવી રાખતો. 'Alone' નામના અંગ્રેજી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરીને તેમણે દક્ષિણ ધ્રુવના એકલવીર પ્રવાસીની અદ્ભુત સાહસકથા ગુજરાતના જુવાનોને આપેલી છે. અને ગુજરાતના જુવાનો આવા સાહસ-સંસ્કાર દ્વારા વધારે બળવાન, વીર્યવાન, અને બહાદુર બને એવી પોતાની ઝંખના પ્રસ્તાવનામાં આ પ્રમાણે વ્યક્ત કરેલી છે:

"આ પુસ્તક વાંચીને ગુજરાતી વાંચનાર ભલે દક્ષિણ ધ્રુવ જવા તૈયાર ન થાય, પરંતુ આજની દુનિયામાં ઉત્તર ધ્રુવ કહો કે દક્ષિણ ધ્રુવ, ગૌરીશંકરની ટોચ કહો કે જે કહેવું હોય તે સર્વસ્વ સમા રાષ્ટ્રીય આઝાદીના ધ્યેય માટે રિચર્ડ બાયર્ડની જેવી અણખૂટ અંતરશક્તિથી ઝઝૂમવાનું એને બળ મળશે, એવી શ્રદ્ધા સાથે આને ગુજરાતીમાં ઉતાર્યું છે."

× × ×

રજબઅલી મુસ્લિમ હતા, પણ પોતાને હિંદુ કે મુસ્લિમ કહેવડાવવાનું પસંદ નહોતું. માત્ર હિંદુસ્તાનની રાજકીય સ્વાધીનતાથી પણ તેમને સંતોષ નહોતો. એમની ઇચ્છા તો સત્યાગ્રહને માર્ગે હિંદ સ્વાધીન થઈ જાય અને પછી દુનિયાભરના દેશોમાં મિશનરી તરીકે ભમીને ગાંધીજીની અહિંસાની ફિલસૂફીનો પ્રચાર કરવાની હતી. વારંવાર એ કહેતા. "જોજો પાછળથી ફરી જતા નહિ હો! આપણે દુનિયામાં રખડવું જ છે." હું એમને ખાતરી આપું ત્યારે એ હસતાં હસતાં કહે: "પણ તમારું શરીર જોતાં તમે તો એ દિવસ આવતાં પહેલાં ખપી જવાના છો. તમારા પર ભરોસો શા કામનો?" એમને ક્યાં ખબર હતી કે, એ બધાં સ્વપ્નાં સંકેલી લઈને પોતે જ ગણ્યા મહિનામાં ઊપડી જવાના છે! પણ એ તો મરતાં મરતાંય ગાંધીજીની અહિંસાની ફિલસૂફીનો જ્વલંત પદાર્થપાઠ દુનિયાને કાયમ માટે આપતા ગયા છે, એની કોણ ના પાડી શકે તેમ છે?

હિંદુ-મુસ્લિમની એકતા અને આપણા દેશના બીજા એવા અનેક મૂળભૂત સવાલો વિષે સામાન્ય લોકોની નિયમિત સાચી કેળવણી ચાલે એ માટે એક સાપ્તાહિક ચલાવવાની અમ મિત્રોની ધારણા હતી. અને અવસાન પહેલાં પાંચ સાત દિવસે તેઓ ભાવનગર આવ્યા ત્યારે એને માટેની પૂર્વતૈયારી કરવાનું કામ લઈને તેઓ અમદાવાદ ગયા હતા. વિદ્યાર્થીઓને વર્તમાન રાજકારણના પ્રવાહોનું સારી રીતે જ્ઞાન મળતું રહે એ માટે 'દેશ અને દુનિયા' નામનું માસિક પ્રગટ કરવાની પરવાનગી મેળવવાનો પ્રયત્ન ચાલતો હતો. એના સંપાદનની જવાબદારી પણ તેમને જ સોંપાવાની હતી. છેલ્લા

દિવસોમાં તેઓ 'એશિયાના દેશો' એ નામનું પુસ્તક તૈયાર કરી રહ્યા હતા. પણ એ બધું એક બાજુ રાખી દઈને પહેલી જુલાઈની સંધ્યાએ આખરી તૈયારી કરીને મિત્રો વચ્ચેથી ચાલ્યા ગયા.

× × ×

અનેક મિત્રોના મિત્ર, આઝાદીના અઠંગ લડવૈયા અને એક નિર્મળ સત્યાગ્રહી સાધના કરતાં કરતાં આપણને સૌને મૂકીને એકાએક ઊપડી ગયા. પુત્રપ્રેમ જ જેમના જીવનનો આધાર છે તેવાં વૃદ્ધ માતાપિતાનો અને ભાઈઓનો વજ્રાઘાત જોઈ શકાય તેમ નથી ત્રણ ભાઈઓમાં રજબઅલી વચેટ હતા. બીજા બંને ભાઈઓ કટ્ટર રાષ્ટ્રવાદી અને નિર્મળદિલ જુવાનો છે. મોટા ભાઈએ '૪૨ની લડતમાં સરકારી નોકરીને સ્થાનેથી સરકારને નોટિસ આપી કે, પોતે મહાસભાના સેવક છે અને તેના હુકમ અનુસાર વર્તવાના છે. એટલે તેમને રુખસદ મળી. તેમનું શરીર ઘણું જ નબળું છે, છતાંય તેમણે લડતમાં ઝંપલાવીને જેલ વેઠી. અત્યારે તેઓ એક રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થામાં કામ કરે છે. નાના ભાઈ રમજાન '૪૨ની લડત વખતે બી. એ.ના વર્ગમાં હતા ત્યારથી અભ્યાસ છોડીને સેવા-કાર્યમાં પડ્યા છે. અને પોતાના ભાઈની માફક એક તેજસ્વી સત્યાગ્રહી નીવડે એવી આશાઓ આપી રહ્યા છે.

× × ×

રજબઅલી અને વસંતરાવના મિત્રો તેમના ઉચિત સ્મારકનો વિચાર ચલાવી રહ્યા છે. તેમનું ખરું સ્મારક તો એ જ હોઈ શકે કે, વધુ ને વધુ જુવાનો રાષ્ટ્રસેવાનું અને અહિંસક સમાજરચના સ્થાપવા માટે મિશનરી બનવાનું વ્રત લે. જ્યાં સુધી એ પરંપરા ચાલશે ત્યાં સુધી વસંતરાવ અને રજબઅલી આપણી વચ્ચે અમર જ છે.

વજુભાઈ શાહ

# વેડછી આશ્રમમાં સહવાસ–૨

[વેડછીના આ ગ્રીષ્મ વર્ગમાં જે ઉદ્યોગપ્રવૃત્તિઓ રાખવામાં આવી હતી તે પાછળની દૃષ્ટિ તથા તે કઈ કઈ, એ આપણે ગયા હપતામાં જોઈ ગયા. એ ૧૦ ઉદ્યોગ પ્રવૃત્તિઓનો ટૂંકો પરિચય આ હપતામાં આવે છે.]

૧. રસોઈ માટે ત્રીસ-ત્રીસનાં ચાર અને પાછળથી પાંચ સ્વયંપાકી રસોડાં રાખવામાં આવ્યાં હતાં અને તે શ્રી નાનુભાઈ, શ્રી અન્નપૂર્ણા, મકનજી બાબા, સુમન્તભાઈ તથા બબલભાઈના હવાલામાં હતાં. સહવાસીમાં બહારનો મોટો ભાગ હોવા છતાં વેડછી આશ્રમના અનુભવી વિદ્યાર્થીઓની મદદથી રસોડાં એકધારાં ચલાવવાં શક્ય બન્યાં હતાં.

આશ્રમના ગૃહપતિ શ્રી નાનુભાઈએ માપ પ્રમાણે સીધું રોજેરોજનું દરેક રસોડાને પૂરું પાડ્યું હતું.

ખોરાક પૌષ્ટિક છતાં સાદો અને ગ્રામજીવનમાં ભળે એવો હતો. સવારે નાસ્તામાં રાબ, મઠ્ઠું, ઢોચલું, કાચું પલાળેલું અનાજ, એમ અનુક્રમે અપાતું હતું. બપોરે જુવારના રોટલા, દાળ, લીલો પાલો કાંદા વગેરેની કચુંબર, મઠો; સાંજે દાળને બદલે દરેકને અડધો શેર લીલોતરી શાક, અને કચુંબરને બદલે ગોળ.

શાક દાળમાં તેલ પૂરતા પ્રમાણમાં હોતું, પણ વેડછી આશ્રમના હમેશના રિવાજ પ્રમાણે મરચાં કે બીજો મસાલો મુદ્દલ નાખવામાં આવતો નહોતો.

ખોરાક એ સહવાસીઓમાં ચર્ચા અને વિનોદનો રસિક વિષય થઈ પડ્યો હતો. પણ તેઓ શ્રદ્ધા અને કદરથી તેનું સેવન કરતા હતા, એ સ્પષ્ટ દેખાતું હતું. વર્ગમાં અનેક ભાઈબહેનો નાજુક તબિયતવાળાં હતાં છતાં કોઈ બીમાર પડ્યું નથી, એમાં આ ખોરાકને ભાગે પણ યશ સારા પ્રમાણમાં જાય છે બે પ્રસંગે પાંચે રસોડાંઓનું સમૂહભોજન રાખવામાં આવ્યું હતું. સહવાસ દરમ્યાન પ્રયોગ તરીકે ચીમનીવાળો એક નિર્ધૂમ ચૂલો બાંધી ચાલુ કરવામાં આવ્યો હતો.

૨. ખાંડવા દળવાનું અને ઝાટકવાનું ખાતું શ્રી મકનજી બાબાને હસ્તક હતું. તેમણે વેડછીવાસી બહેનોની મદદથી ઘરેઘરથી માગીને ઘંટીઓ, ખાંડણિયા વગેરે સાધનો ભેગાં કર્યાં, એ બહેનોને જ એ કળાઓનાં ગુરુ બનાવ્યાં અને આટો ચોખા વગેરે સીધું પૂરું પાડ્યું.

૩. દૂધનું ખાતું બહેન અન્નપૂર્ણાએ સંભાળ્યું હતું. દૂધ વેડછી અને આસપાસનાં ગામેથી જરૂર પ્રમાણે મંગાવવું, મેળવવું, વલોવવું, વહેંચવું એ બધું પોતાની પાસે શીખવા આવતી ટુકડીઓની મદદથી તેમણે સુંદર રીતે ચલાવ્યું. તેમણે પણ રવૈયો, ગોળી ઇ૦ સાધનો વેડછીની બહેનો પાસેથી મેળવ્યાં અને આ કામમાં તેમને જ ગુરુ બનાવ્યાં.

૪. ખેતીનો ઉદ્યોગ મારે હસ્તક ગણાતો હતો. પણ તે કામ ખરેખર વેડછીવાસી શ્રી વેલજીભાઈ તથા ખેતીવાડીના ગ્રેજ્યુએટ ભાઈ નરેન્દ્રે જ કર્યું. નીંદવું, ગોડવું, પાણી પાવું, રહેંટ ચલાવવો, શાકભાજી ચૂંટવાં ઇ૦ પ્રવૃત્તિઓ તેમાં આવી જતી હતી. આશ્રમના મળના ખાતરની ખાઈઓ આ અરસામાં ખોલવામાં આવી, જેથી સહવાસીઓ તૈયાર ખાતર કેવું થાય છે અને તે પછી જવામાં સૂગ લગાડવા જેવું કશું નથી, એ જાત-અનુભવથી શીખી લે.

૫. પીંજણ શીખવવા માટે સાત પીંજણો બાંધવામાં આવી હતી અને શીખવવાનું કામ વેડછી આશ્રમના ઉદ્યોગ-

શિક્ષક શ્રી નાથુભાઈને ભાગે આવ્યું હતું. ત્રણ દિવસ જેટલી ટૂંકી મુદતમાં પીંજણ જેવી કળા શીખવવાનો પ્રયત્ન કરવો એ લગભગ ન કરવા સમાન ગણાય, છતાં સહવાસીઓએ તે માટે કંઈક રસ કેળવ્યો એમ લાગે છે. કેટલાંક ભાઈબહેનોએ ઇચ્છા બતાવી તેમને બીજા ઉદ્યોગોમાંથી છૂટાં કરી પીંજણનો વધારે મહાવરો લેવાની સગવડ આપવામાં આવી હતી. ચરખે પીલવાનું કામ પણ શીખવવામાં આવ્યું હતું.

૬. ઓજારો ઘડવાની પ્રવૃત્તિ પણ શ્રી નાથુભાઈને જ સોંપવામાં આવી હતી. તેમાં ખાસ કરીને તો વાંસમાંથી વુનાઈને લગતાં સાધનો — કામઠી, છરી, પૂણીનો સળિયો, માળ માટે દોરી વ૦ બનાવવામાં આવ્યાં હતાં. કેટલાક ઊભાં ઝાડુ પણ બાંધ્યાં હતાં.

૭. ગ્રામસફાઈ માટે રોજ એક ટુકડીએ શ્રી સુમંતલાલની આગેવાની નીચે જવાનું હતું ઉદ્યોગના બે કલાકમાં જ આ કામ કરવાનું હોઈ આશ્રમની નજીકમાં જ કાર્યક્ષેત્ર રાખવું જરૂરનું હતું. ઘરો, કૂવા વગેરેની સફાઈ ઉપરાંત એક દિવસ આ ટુકડી સીમમાંથી ખાતર બનાવવા માટે હાડકાં વીણી લાવી હતી, એક દિવસ આખું સહવાસ-મંડળ વાલોડના યુવકોએ રાખેલા સફાઈના કાર્યક્રમમાં ભાગ લેવા ગયું હતું. યુવકોએ અને ગ્રામવાસીઓએ મુખ્ય રસ્તો આગળથી સ્વચ્છ કરી રાખ્યો હતો. સહવાસીઓને પ્રથમ દર્શને નિરાશા જેવું લાગ્યું, પરંતુ જોતાં જોતાં જ્યારે ગલીઓમાં ગયા ત્યારે તેમના ઉત્સાહને સંતોષે એટલી ગંદકી સાફ કરવાની તેમને મળી ગઈ

અકસ્માતોને આવા મોટા મેળાઓ કે અસામાન્ય પરિસ્થિતિમાં હાજરી આપવાની ટેવ હોય એમ લાગે છે. સહવાસ દરમ્યાન આશ્રમની પડોશમાં જ રાનીપરજ ખેડૂતોના ફળિયામાં એક સાંજે અકસ્માત આગ લાગી. ઘાસની છાપરીઓ અને સંધ્યાકાળનો પવન — પછી આગના જોરનું પૂછવું જ શું ? સહવાસીઓએ આગ સાથે લડવામાં ગામલોકોને તનતોડ સાથ આપ્યો. આગને બેત્રણ જગ્યાએથી આગળ વધતાં અટકાવી શકાઈ. કેટલાક દિવસ સુધી સફાઈ ટુકડીએ આગના ખંડિયેરોમાંથી અને તે બચાવવા વગેરેમાં મદદ કરી.

૮. બાલવાડીની પ્રવૃત્તિ આ દિવસો દરમ્યાન બાળકોના દોસ્ત શ્રી કહાનજીભાઈએ સંભાળી લીધી હતી. સહવાસી ટુકડીઓએ બાળકોને નવરાવવાં-ધોવરાવવાં, માથાં ઓળવાં, તેમની સાથે વાળવું, પાણી ભરવું એમ અનેક કામો ઉમંગથી કર્યાં. બાળગીતો, વાર્તાઓ, રમતો એમાં પણ ઘણાએ પોતાની રુચિ પ્રમાણે કર્યું.

૯. કલા — આશ્રમના મિત્ર શ્રી જગજીવન શાહ તથા વિદ્યાર્થીઓ ગોસ્વામી તથા બલ્લુભાઈ હમેશની જેમ આ વખતે પણ આવી પહોંચ્યા હતા. તેઓએ સહવાસીઓની મદદથી એક કલાપ્રદર્શન રચ્યું હતું. રંગેલા કુંભો, રંગોળીઓ, અલ્પના વ૦ તેનાં મુખ્ય અંગો હતાં.

આ બધી કળા તેઓએ સાદામાં સાદી અને ગામડામાં મળી શકે તેવાં સાધનોનો આગ્રહ રાખીને કરી. તેઓએ છાપાંના કાગળોને ગેરુ વડે રંગી તેના ઉપર દાતણની પીંછીથી બાલવાડી માટે સુંદર ચિત્રો કર્યાં છે. અમારા ભારતમંદિરની ભીંતોના લીંપણ ઉપર તેમણે પૂજ્ય ગાંધીજીના જીવનપ્રસંગોનાં મોટાં ચિત્રો આવા જ રંગોમાંથી ચીતર્યાં છે. ગાંધીજીના જીવનમાં કંઈક એવી વિશેષતાઓ છે, જેણે તેમને મહાત્મા બનાવ્યા છે, અને જેમાંથી તેઓ સત્યાગ્રહશક્તિ મેળવી શક્યા છે અને પ્રજામાં પૂજાયા છે. એવા પ્રસંગો વીણીને તેમણે નીચે પ્રમાણેનાં સાત ચિત્રો ઊભાં કર્યાં છે :

૧. 'નિર્બલકે બલ રામ'માં ગાંધીજી આશ્રમવાસીઓ સાથે પ્રાર્થના કરી રહ્યા છે.

૨. 'આઝાદીની કૂચ'માં તેઓ આગળ ને આગળ કૂચ કરી રહ્યા છે, અને ઘણી વાર એકલા પડ્યા છતાં પાછા પડ્યા નથી.

૩. 'બાપુજી'— બાળકોને લાકડી બનાવી તેમની સાથે હાસ્યવિનોદ કરતા અને હસાવી રમાડીને ઊંચે ચડાવતા તેઓ ફરવા ચાલ્યા છે.

૪. 'અન્ન સાથે સંયમ પીરસે છે'— આશ્રમ-વાસીઓનું ભોજન ચાલે છે. પૂ. ગાંધીજી પીરસે છે. એક બાળકને ખાવાનું પીરસતાં તેઓ વિનોદ સાથે કંઈક સૂચનાઓ આપી રહ્યા છે.

૫ 'નિમક સત્યાગ્રહ'— દાંડીના દરિયાકિનારેથી પોતે મીઠાની ચપટી ઉપાડે છે.

૬. 'મહારોગીની સેવામાં'— પૂ. ગાંધીજી એક વિદ્વાન કોઢરોગીને પોતાની કોટડીમાં રાખી તેમની સેવા કરી રહ્યા છે.

૭. 'સ્વરાજનો સંદેશો'— આ ચિત્ર જોઈને હજારો ગામડાંઓને પોતાને ત્યાંનો તેવી જાતનો ધન્ય દિવસ યાદ આવ્યા વિના નહિ રહે. આ જ રીતે તેઓ કોઈ વૃક્ષ નીચે ગામલોકોની સભા વચ્ચે બેઠા હતા. અને તકલી કાંતતા કાંતતા સ્વરાજ્યનો શાન્ત પણ સિંહણના દૂધ સમો સંદેશો સંભળાવી ગયા હતા.

ખરેખર, અમારા કલાકાર મિત્રોએ અમારા વર્ગના દેખીતા કઠણ કાર્યક્રમને રંગબેરંગી બનાવી દીધો છે. આ નવી કળા એ કલાકાર જગજીવનની એક વિશેષતા થઈ પડશે એમ લાગે છે.

૧૦. જાહેર સફાઈ — રોજ સવારે પોણો કલાક આશ્રમની જાહેર સફાઈમાં ગાળવાનો વેડછી આશ્રમનો નિયમ છે. સહવાસીઓએ પણ તે નિયમ પાળ્યો

હતો, જેને પરિણામે તેઓને પાયખાનાની સફાઈ, ઊભાં ઝાડુ વાપરવાં, ફાનસો સાફ કરવાં, કાચી નીકો ચોખ્ખી રાખવી, વગેરે કામોનો અનુભવ મળવા ઉપરાંત, આશ્રમ, આટલી મોટી વસ્તી છતાં, સ્વચ્છ સુંદર રહી શક્યો હતો. સહવાસ દરમ્યાન નવ પાકાં પાયખાનાં અને આઠ કામચલાઉ પાકાંનાં પાયખાનાં તથા આઠ પેશાબખાનાં ચાલુ રાખવામાં આવ્યાં હતાં.

—ચાલુ જુગતરામ દવે

# ભગવદ્ગીતા ઉપર એક પ્રવચન—૨

[ ડો. રાધાકૃષ્ણનના પ્રવચનનો ગયા અંકથી આગળનો હપતો આ છે. ]

૪

તે अलौकिक के पारमार्थिक तत्त्वनुं स्वरूप આપણે કેવું સમજવું? 'આપણે તેને શું નામ આપી શકીએ? તેની કોઈ સમજૂતી આપવી આપણે માટે શક્ય છે?' દેશ-કાળની દુનિયામાં જકડાઈ રહેલા તથા આ વ્યાવહારિક જગતમાં પરમાણુઓ જેવા આપણે એ બધાની પાછળ રહેલા અજ્ઞાત તત્ત્વના સ્વરૂપનું આકલન કરવાનો પ્રયત્ન કરીએ છીએ; પરંતુ આપણી મર્યાદિત બુદ્ધિ માટે એ પરમતત્ત્વના અનંત અગાધ સ્વરૂપમાં પ્રવેશ પામવો શક્ય છે ખરો? જવાબ છે કે, 'ના, નથી!' यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। ત્યાંથી વાણી, તેને પામ્યા વિના જ, મન સાથે પાછી ફરે છે; આપણે તેની કશી સમજૂતી ન આપી શકીએ. આપણે તેનું સ્વરૂપ એક જ રીતે વર્ણવી શકીએ: જો આ વ્યાવહારિક જગત દેશ, કાળ અને કાર્યકારણની સાંકળમાં અટવાઈ ગયેલું હોય, તો એ પરમતત્ત્વ દેશ, કાળ અને કાર્યકારણથી પર હોવું જોઈએ. 'यत् तत् अद्रेश्यम् अग्राह्यम्, अचक्षुःश्रोत्रम् तदपाणिपादम्'। આપણે એટલું જ કહી શકીએ કે, એ પરમતત્ત્વ અદૃશ્ય, અગ્રાહ્ય એવું કાંઈક છે; તે મોંના શબ્દો વડે વર્ણવી શકાય તેવું નથી; કે બુદ્ધિગ્રાહ્ય ચોકઠાંમાં સમાવી શકાય તેવું નથી; તે એ બધાંથી પર છે. એ પરમતત્ત્વનું વર્ણન આપવાનો વાણી અને બુદ્ધિ પ્રયત્ન કરવા જાય છે, ત્યારે તેઓ પોતાની અશક્તિ અને અપૂર્ણતા જ ઉઘાડી પાડી આપે છે. તેથી આપણા મહાનમાં મહાન તત્ત્વચિંતકોએ મૌનનો જ આશરો લીધો છે. અપૂર્ણ મન પરમતત્ત્વની અનંત અગાધતા આગળ મૌન રૂપી અંજલિ જ અર્પી શકે છે. બુદ્ધ એ બાબતના પ્રશ્નો પૂછવામાં આવતાં ચૂપકીદી અખત્યાર કરતા. શંકરાચાર્ય કહેતા, 'शान्तोऽयमात्मा'। આત્માનું કશું વર્ણન શક્ય નથી. તે સૌ ચિંતકો પરમતત્ત્વની અગમ્યતા—અવર્ણનીયતા આગળ કરતા હતા; છતાં એ શાંત તત્ત્વ છે તો ખરું જ, તથા તે જ આ બધા વિકાસક્રમની પ્રગતિનું મૂળ છે.

૫

પરંતુ આ જાતનાં નિષેધાત્મક વર્ણનથી આપણે સંતુષ્ટ થઈ શકીએ ખરા? નહિ જ. એક બાજુથી એ તત્ત્વનું વર્ણન શક્ય નથી, તેમ છતાં સાથે સાથે આપણે જાણીએ છીએ કે, તે આ વિશ્વનું નિયામક એવું મૂળભૂત તત્ત્વ છે. વળી તે બધામાં પ્રાણ પૂરનાર તત્ત્વ હોઈ માત્ર પરબ્રહ્મ છે, એટલું જ નહિ, પરંતુ પરમેશ્વર—આખા વિશ્વનો ઈશ્વર—પ્રભુ પણ છે. તેમ જ તેને વિશ્વનો પરમ શાસક જ માની રાખવાની જરૂર નથી. આપણે જો આપણા પાશવ સ્વભાવ-રૂપી આચ્છાદનને સંકેલી લઈએ, આપણે જો આપણા મૂળ સ્વરૂપ ઉપરનાં બધાં પટ-પટંતર કાઢી નાખી નગ્ન સ્વરૂપે ઊભા રહીએ—અર્થાત્ પરિભાષામાં જેને 'વસ્ત્રાપહરણ' કહે છે તે સાધીએ, અને આપણું શરીર, આપણું મન, તથા બુદ્ધિ રૂપી ઢાંકણ કાઢી નાખીએ, તો આપણે તે વિશ્વવ્યાપક ચૈતન્ય સાથે પ્રત્યક્ષ સંબંધ પામી શકીએ, કે જેના વિના શરીર, મન કે બુદ્ધિ કાંઈ જ કાર્ય કરી શકતાં નથી. એ ત્રણેને પરમ ચૈતન્યના રૂઢ થયેલા આવિષ્કાર-માર્ગોરૂપ જ ગણવાં જોઈએ. તે પરમ ચૈતન્ય માનવ આત્માનાં આ બાહ્ય આવિષ્કરણો પાછળ ગુપ્ત રહેલું છે.

અર્થાત્ એક જ પારમાર્થિક સત્તાને જ્યારે જગતથી પર રૂપે વિચારીએ, ત્યારે તે પરબ્રહ્મ કહેવાય; તેને જ જ્યારે જગતના નિયામક તરીકે વિચારીએ, ત્યારે તે પરમેશ્વર કહેવાય; તથા તેને જ્યારે આપણા અસ્તિત્વના મૂળ રૂપે વિચારીએ ત્યારે તે પરમાત્મા કહેવાય. ભાગવતના શબ્દોમાં કહીએ તો તે એક જ તત્ત્વનાં પર, વિશ્વવ્યાપી, અને અંતર્યામી સ્વરૂપ છે. 'वदन्ति तत् तत्त्वविदः तत्त्वम् यद् ज्ञानम् अद्वयम्, ब्रह्मेति परमात्मेति भगवान् इति शब्द्यते।' તમે તેને બ્રહ્મ કહો, પરમાત્મા કહો કે ભગવાન કહો, પરંતુ તેનાથી કશો તાત્ત્વિક તફાવત નથી પડતો. એ માત્ર દૃષ્ટિબિંદુનો ફેર છે.

૬

જો પરમ ઈશ્વરને જગતનો શાસક ગણીએ, તેને शाश्वतधर्मगोप्ता 'ધર્મનો શાશ્વત સંરક્ષક' કહીએ, તો સાથે સાથે જ એ પણ ફલિત થઈ જાય છે કે, જ્યારે જ્યારે જગતમાં અંધાધૂંધી મચે છે, જ્યારે જ્યારે જગતની નૈતિક સમતુલા ડગમગી જાય છે, ત્યારે ત્યારે પેલું પરમતત્ત્વ, કે જે આપણી તથા આ મર્યાદિત જગતની

અંદર વ્યક્ત થતું હોય છે, તે પણ પોતાના ઐશ્વર્ય અને કરુણાની સમૃદ્ધિને કારણે અમુક વિશિષ્ટ ઐતિહાસિક આવિષ્કારરૂપે પ્રગટ થાય છે. જ્યારે જ્યારે અધર્મ અને દુષ્ટતા વધી જાય છે, જ્યારે જ્યારે સબળ લોકો નિર્બળોને પગ તળે રોળવા લાગે છે, ત્યારે ત્યારે, કવિના શબ્દોમાં કહીએ તો, 'તે આવે છે, આવે છે, હંમેશ આવે છે.' શંકરાચાર્ય ભગવદ્‌ગીતા ઉપરના પોતાના ભાષ્યના આમુખમાં કહે છે — स च भगवान् ज्ञानैश्वर्यबलवीर्यतेजोभिः सदा सम्पन्नः त्रिगुणात्मिकां वैष्णवीं स्वां मायाम् मूलप्रकृतिम् वशीकृत्य, अजो अव्ययो भूतानामीश्वरो नित्यशुद्धबुद्धमुक्तस्वभावोऽपि सन् स्वमायया देहवान् इव जात इव च लोकानुग्रहम् कुर्वन् लक्ष्यते । (જ્ઞાન, ઐશ્વર્ય, બલ, વીર્ય, તેજ વગેરે વડે સદા સંપન્ન એવા તે ભગવાન ત્રિગુણાત્મક, વૈષ્ણવી એવી પોતાની માયા — મૂલપ્રકૃતિને કામમાં લઈને, જાતે અજન્મા, અવ્યય, ભૂતોના ઈશ્વર, તથા નિત્ય શુદ્ધ-બુદ્ધ-મુક્ત એવા સ્વભાવવાળા હોવા છતાં, પોતાની માયા વડે જાણે શરીરવાળા બન્યા હોય — જન્મ્યા હોય, તેમ લોકો ઉપર અનુકંપા કરતા દેખાય છે.) અર્થાત્ એવા પ્રસંગે તે માનવજાતના ઉદ્ધાર અર્થે ઐતિહાસિક વ્યક્તિ રૂપે પ્રગટ થાય છે.

આ ઉપરથી રખે એમ માની બેસતા કે ઈશ્વરાવતાર એ કોઈ વિશિષ્ટ અપૂર્વ ઘટના છે. એ તો સાર્વત્રિક ઘટના છે. એ 'અવતાર' દરેક વ્યક્તિ નિષ્પન્ન કરી શકે. શ્રીકૃષ્ણના અવતારનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવે છે: જ્યારે તમોગુણનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય છે, જ્યારે અંધારી રાત હોય છે, અને તમે પ્રકાશનું એક કિરણ પણ જોઈ શકતા નથી, ત્યારે દરેક વ્યક્તિમાં પુરાઈ રહેલું તેજ ઝળહળી ઊઠે છે. પરમાત્મા દરેક વ્યક્તિમાં — દરેકના હૃદયના ઊંડાણમાં ગુપ્ત રહેલો છે. પરંતુ તેના ઉપર આ બધા કોશોનાં આવરણ — આચ્છાદન આવેલાં છે. જ્યાં સુધી વ્યક્તિ આ બધાં બાહ્ય આવિષ્કરણોમાં આસક્ત રહે છે, તથા પોતાનું લક્ષ તેમના ઉપર જ કેન્દ્રિત રાખે છે, ત્યાં સુધી શુદ્ધ ચિત્ કોઈ પણ રીતે પકડાતી નથી. પરંતુ આપણે જ્યારે આ બધાં બાહ્ય સ્થૂલ આવરણોથી પર થઈ જઈએ છીએ, ત્યારે આપણે શુદ્ધ ચિત્‌ને પામીએ છીએ. ઈશુખ્રિસ્ત છેક નિરાશામાં પોકારી ઊઠ્યા હતા, 'હે ઈશ્વર તું મને શાથી ભૂલી ગયો છે?' તે એવી ક્ષણ હતી કે જ્યારે આખી પૃથ્વી જાણે તેમના પગ હેઠળથી સરી જતી હતી. જ્યારે તેમને કાંઈ આશા દેખાતી બંધ થઈ, જ્યારે તેમણે બધી આશા તજી દીધી, ત્યારે તેમને પ્રકાશનું કાંઈક કિરણ દેખાયું અને તે બોલી ઊઠ્યા, 'તારું ધાર્યું થાઓ.' તે જ પ્રમાણે દ્રૌપદી પણ નિરાશાની કાળી ક્ષણે બોલી ઊઠી, 'મારે પતિ નથી, મારે ભાઈ નથી, મારે આ જગતમાં કોઈ બાકી રહ્યું નથી. અરે પ્રભુ, તું પણ મારે માટે મરી ગયો છે.' તે ક્ષણે તે પોકારી ઊઠી કે, બધું તેને કેવળ શૂન્ય જ દેખાય છે. તેવી ક્ષણે કે જ્યારે બધાં વસ્ત્રો-આવરણો સરી પડે છે, જ્યારે આપણી આંખ આગળનાં બધાં પડળ ખસી જાય છે, ત્યારે આપણે દિવ્ય પ્રકાશ કે સક્રિય દિવ્ય શક્તિનો સાક્ષાત્કાર કરીએ છીએ.

તે જ પ્રમાણે અર્જુનને લડવાનું આવ્યું, ત્યારે તે તેમાંથી ખસી જઈને કહેવા લાગ્યો, 'હું શું કરવા વર્ણધર્મ આચરું? સમાજ મારી ઉપર જે ફરજ નાખે, તેનું હું શું કરવા પાલન કરું? આ બધા સામાજિક કે વૈયક્તિક ધર્મો મને કશા અર્થ વગરના લાગે છે; હું કૃપણ — દીન બની ગયો છું, હું વિમૂઢ બની ગયો છું; તમે મને માર્ગ બતાવો.' એવી કટોકટીની ક્ષણે જ પરમાત્મા અર્જુનની મદદે આવ્યા. દ્રૌપદી હો, અર્જુન હો, કે ઈશુ ખ્રિસ્ત હો, એથી કશો ફેર નથી પડતો. જ્યાં સુધી વ્યક્તિ સાંસારિક બાબતોમાં મગ્ન રહે છે, જ્યાં સુધી તે પોતાની આશાઓ તેમના ઉપર ખડી કરે છે, તથા જ્યાં સુધી તે એ જાતની બહિર્મુખતામાંથી પૂરેપૂરી છૂટતી નથી, ત્યાં સુધી પરમાત્મા તેનામાં પ્રગટ થતા નથી.

શ્રીકૃષ્ણનો જન્મ મધરાતે અંધારામાં થયો હતો. એ વાતનો અર્થ એ છે કે, જ્યારે બાકીની બધી દુનિયા આપણે માટે છેક અંધારી રાત જેવી બની જાય છે, ત્યારે દરેક માનવ આત્મામાં કૃષ્ણ અથવા ઈશ્વરનો જન્મ થાય છે. જ્યારે આપણે બીજા બધામાંથી આપણી શ્રદ્ધા ખોઈ બેસીએ છીએ, અને જ્યારે બાહ્ય પ્રકાશ આપણને કાળા અંધારારૂપ થઈ પડે છે, ત્યારે જ આંતરિક પ્રકાશ પ્રગટ થાય છે. તેથી આ જાતના અવતારને જગતના સ્વાભાવિક ક્રમમાં ઊભી કરવામાં આવતી વિશિષ્ટ ડખલગીરીરૂપ નહિ ગણવો જોઈએ. એ બાબતને તો મનુષ્યમાત્રની અંતિમ ગતિ માનવી જોઈએ. આપણે બધા આપણામાં રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરવા અર્થે જ આ જગતમાં આવ્યા છીએ. ગીતાનો દાર્શનિક સિદ્ધાંત કોઈ વસ્તુ શાસ્ત્રપ્રમાણરૂપે સ્વીકારી લેવાનું તમને કહેતો નથી. તે તો તમારી સમક્ષ વિકાસક્રમનું સ્વરૂપ રજૂ કરે છે, તથા વિશ્વનું નિયામક એવું પરમ ચૈતન્યતત્ત્વ સ્વીકારવાની અગત્ય સમજાવે છે જો તે પરમાત્મા આખા જગતનો શાસક — નિયામક હોય, તો તે જગતની ઘટનાઓમાં રસ પણ લેતો હોવો જોઈએ, અને આપણામાંનો દરેક જણ, આપણામાં રહેલ તે પરમાત્માનો પોતપોતાને યોગ્ય એવા માર્ગે આગળ વધતાં, સાક્ષાત્કાર કરી શકે.

ક્રમશઃ

# હંસનું સૌંદર્ય

લગાતારની વર્ષાધારાથી મન થાકવા આવે ત્યાં શ્રાવણનાં સરવડાં ઓર જાતની માનસિક પ્રફુલ્લતા બક્ષે છે. શ્રાવણ માસ—એટલે ઉત્સવોનું પૂર. પ્રકૃતિ ફૂલોથી અને દેવમંદિરો ફૂલ-શણગારોથી શોભી ઊઠે છે. આ દિવસોમાં આકાશની શોભા પણ મસ્તીભરી હોય છે. વરસતાં વાદળાં સહેજ સરકી જઈ આરામ લેવા લાગ્યાં છે એવું જણાતાં જ તારાઓ ઝગમગ ઝગમગ કરતા લાગ સાધી લેવાના અને હાજર થઈ જઈ સૂતેલી સૃષ્ટિને માથે તારા-ફૂલોનો મુકુટ પહેરાવી દેવાના.

તારા દેખાય એટલે આકાશગંગા જોવાની ઇચ્છા સ્વાભાવિક રહે છે. આજકાલના દિવસોમાં, આકાશગંગા ઈશાનથી નૈઋત્ય સુધી ફેલાયેલી હોય છે. નૈઋત્ય ભાગે મહાન દુર્ગરક્ષક જેવો વૃશ્ચિક આડો પડ્યો છે, જ્યારે ઈશાનમાં વાંકાચૂંકા પગ માંડતી શર્મિષ્ઠા ધીરે ધીરે ઉપર આવતી હોય છે. આ બંનેની વચ્ચે, બરાબર મધ્યાકાશમાં, આકાશગંગામાં સ્નાન કરતાં બે તારકમંડળો દેખાશે. એમાંનું એક છે हंस અને બીજું છે गरुड. ગરુડ-મંડળ અર્ધું આકાશગંગામાં અને અર્ધું બહાર છે. પણ હંસમંડળ ક્ષીરનીરનો વિવેક દાખવતું આખુંયે આકાશગંગામાં ડૂબી ગયું છે. આપણે એને એના ✝ (ક્રૉસ) જેવા આકારથી ઓળખી લીધું છે.

હંસ શ્યામવર્ણો પણ હોય છે. પણ એની સામાન્ય કલ્પના શુભ્રદેહધારી, સરસ્વતીના વાહનની છે. આકાશગંગાનો હંસ પણ આ કલ્પનાને પુષ્ટ કરે છે. હંસમંડળ આકાશગંગાના જે ભાગમાં આવેલું છે, એ ભાગ ખૂબ જ ઝાંખા એવા અસંખ્ય તારકોનો બનેલો છે. અને આ તારાખચિત પૃષ્ઠભૂમિ ઉપર હંસના પ્રકાશિત તારાઓ કાવ્ય, સૌંદર્ય અને સંગીતની ત્રિવેણી વહાવતા ચળકી રહ્યા છે. હંસના નામકરણનું પણ આ જ જાદૂ છે. પાશ્ચાત્યો હંસને 'અમરત્વ'નું પ્રતીક ગણે છે. દેવો અમર ગણાય છે, માટે એમના આસનને આ માન નહીં મળ્યું હોય?

હંસની આજુબાજુનો વિસ્તાર ખૂબ જ સમૃદ્ધ છે. બે ધારામાં વહેંચી આકાશગંગા દૂરબીનધારીઓ માટે ખજાના જેવી છે. અનેકવિધ તારા અને તારાવાદળો અહીં જોવા મળે છે. ખાસ કરીને રંગીન, યુગ્મ યા સંબદ્ધ તારકો અને કાળાં વાદળ વિશેષે ઉલ્લેખ યોગ્ય છે. રંગીન તારાઓમાં લાલ અને નારંગી તારા મુખ્ય છે, પણ એમાયે લાલ તારકોની એટલી બધી અધિકતા છે કે હંસ પ્રદેશને ઘણી વાર रक्त प्रदेश નામથી ઓળખવામાં આવે છે. પણ હંસ તો મોતી ચણનારો રહ્યો અહીં એને લાલ મોતી મળશે એવું શું?

અનેક યુગ્મ અને સંબદ્ધ તારાઓ હંસમાં ભરાઈ બેઠા છે. નહિ નહિ તોયે એમની સંખ્યા સો જેટલી હશે! આટલા બધા તારા, એક જ જગાએ કયા હેતુથી ભરાઈ બેઠા હશે? તારાઓની વાત તો ઠીક, પણ પોતાની પાછળ અનેક તારા-રહસ્ય છુપાવી બેઠેલું એક મોટું કાળું વાદળ પણ હંસમાં અડ્ડો જમાવી બેઠું છે એનું શું? અગમ્ય આ કાળા દ્રવ્યપટલને વૈજ્ઞાનિકો અંતહીન અનંતના નામથી ઓળખે છે. વિદ્યાની ઉપાસના કરનાર અભ્યાસીઓને સરસ્વતીવાહન હંસમાં જ અનેક શોધ-ક્ષેત્રો સાથે સાથે મળે એવી કુદરતની કલ્પના તો નહિ હોય!!

હંસનો સૌથી પ્રકાશિત તારો ઉત્તર તરફનો છે. એનું નામ છે हंसपुच्छ. હંસપુચ્છની પૃષ્ઠભૂમિ સ્નિગ્ધ પ્રકાશવાળી છે. ત્યાંની આકાશગંગા ખૂબ ગીચ છે. હંસપુચ્છ સૂર્ય કરતાં દસ હજાર ગણો તેજસ્વી છે અને આપણાથી ૬૫૦ પ્રકાશવર્ષ છેટે બેઠેલો છે. હંસનો બીજો ચળકતો તારો દક્ષિણ તરફનો છે. એનું નામ છે हंसचंचु. હંસચંચુ એક અતિસુંદર યુગ્મતારો છે. એનો એક તારો આસમાની રંગનો છે અને સાથીતારક સોનેરી પીળા રંગનો છે. હંસચંચુ ત્રીજાવર્ગનો તારો છે. એ આપણાથી ૧૬૩ પ્રકાશવર્ષ છેટે આવેલો છે.

હંસપુચ્છ અને હંસચંચુની રેખા સાથે કાટખૂણો કરતી સીધી રેખામાં ત્રણ ચળકતા તારા છે. એમાંના પૂર્વ તરફના તારાને હંસની ડાબી પાંખ અને પશ્ચિમ તરફના તારાને જમણી પાંખ કહે છે. બે પાંખની વચ્ચેનો તારો હંસનું વક્ષઃસ્થળ છે. હંસપુચ્છ, હંસવક્ષ અને હંસચંચુ પણ એક રેખા બનાવે છે. હંસવક્ષ અને હંસચંચુ સુધીના ભાગને હંસની ડોક યા हंसग्रीवा કહેવામાં આવે છે. આ હંસગ્રીવામાં હંસચંચુ અને હંસવક્ષની વચ્ચે બે સામાન્ય ચળકતા તારા આવેલા છે. એમાંથી હંસચંચુ તરફનો જે તારો છે તે ભારે રૂપવિકારી છે. એનું તેજ ચોથા વર્ગથી ઘટીને છેક ૧૩-૫મા વર્ગનું થઈ જાય છે. ૪૦૫ દિવસમાં તેજપલટો કરી મૂળ તેજથી ૬,૨૫૦ ગણો ઝાંખો બની અદૃશ્ય થઈ જતો એ તારો સૂર્ય કરતા ૬૫૦૦ ગણો તેજસ્વી હોવાનું જણાયું છે! પણ હંસગ્રીવાની સૌથી મોટી વિશેષતા એની તારક-ઘનતાની છે. હંસવક્ષ અને હંસચંચુ વચ્ચે દૂરબીનની મદદથી ત્રણ લાખ જેટલા તારા સહેજે ગણી શકાય એમ છે. અને તે પણ નાના નાના નહિ, ખાસા સૂર્ય જેવડા મોટા!

હંસમંડળનો હંસ દક્ષિણ તરફ ઊડી રહ્યો છે. દક્ષિણ તરફ આકાશગંગાને કાંઠે બેઠેલા પક્ષીરાજ ગરુડનાં દર્શન કરાવી, ક્ષીરનીરના વિવેક સાથે જ્ઞાન અને શક્તિનો સુમેળ સાધવા શીખવતું આ આકાશી સૂચન કેવું સુભગ છે!

છોટુભાઈ સુથાર

# નવીન અર્થરચના

[ શ્રી. નરહરિભાઈ પરીખ કૃત માનવ અર્થશાસ્ત્ર (પ્ર૦, નવજીવન, કિં૦ રૂા. ૬-૦-૦)ની સારરૂપ સમાલોચના બાકીના આ હપતાથી પૂરી થાય છે.]

## વિકેન્દ્રણ અને ગ્રામોદ્યોગો

૪૪. ઉત્પાદનનો વિચાર કરતી વખતે તેને લગતા તમામ માનવ-ખર્ચનો (માણસને પડતા ઘસારાનો) વિચાર કરવામાં આવે અને એ માનવ-ખર્ચો નાબૂદ થઈ જાય એ રીતે જ ઉત્પાદનનું કામ ગોઠવવામાં આવે એ જરૂરી છે.

૪૫. ઉત્પાદનને વિકેન્દ્રિત કર્યા વિના દુનિયાનું ગૂંચવાયેલું કોકડું ઊકલી શકે એમ જણાતું નથી. છતાં સમાજને માટે આવશ્યક એવા કેટલાક ઉદ્યોગો છે, જે મોટા પાયા ઉપર જ ચલાવી શકાય એમ છે. આવા ઉદ્યોગ પાછા એવા હોય કે જે એક જ વ્યક્તિ અથવાં મંડળ દ્વારા ચાલે, એટલે કે તેનો ઇજારો હોય, તો જ તે ચલાવવા શક્ય હોય અને તેમાં સમાજને પણ લાભ હોય, ત્યારે એવા ઉદ્યોગધંધા સરકાર અથવા મ્યુનિસિપાલિટીઓ કે લોકલ બોર્ડો અથવા સાર્વજનિક હિતની દૃષ્ટિએ ચાલતી બીજી સંસ્થાઓ મારફતં જ ચાલવા જોઈએ. ખાનગી ઇજારા, પછી તે વ્યક્તિના હોય કે કંપનીના હોય કે કંપનીઓના મંડળના હોય, લોકહિતની દૃષ્ટિએ ઇષ્ટ નથી.

૪૬. નાના નાના સમાજો પોતાની જરૂરિયાતોની બાબતમાં લગભગ સ્વયંસંપૂર્ણ ઘટક બની રહે અને નાના પાયા ઉપર ઉત્પાદન ચલાવે, તો બજારમાં ભાવની ઊથલપાથલના પ્રશ્નો જ ઊભા થવા ન પામે. વળી જે વસ્તુઓનું ઉત્પાદન મોટા પાયા પર કર્યા વિના ચાલે તેમ ન હોય, તેમા પણ તેનું યોજનાપુરઃસર નિયમન કરવાની જરૂર છે. તે માટે સમાજના દરેક આર્થિક ઘટકે પોતાની જરૂરિયાતોનો અંદાજ કાઢી તે અનુસાર ઉત્પાદન કરવાની યોજના કરવી જોઈએ અને કુદરતનાં આકસ્મિક કારણોને લીધે જે કાંઈ અણધાર્યાં લાભ કે નુકસાન થાય તે આખા સમાજમાં વહેંચાઈ જાય એવી ગોઠવણ કરવી જોઈએ.

૪૭. આપણે માટે અત્યારે એક જ ઉપાય છે કે, જેટલી જેટલી વસ્તુઓની બાબતમાં શક્ય હોય તેટલી તેટલી વસ્તુઓની બાબતમાં ઉત્પાદન ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગના સ્વરૂપનું કરી નાખવું. ઉત્પાદકે પોતે ઉત્પન્ન કરેલી વસ્તુના વાપરનારા થવું અથવા તો પોતાને વાપરવાની વસ્તુના પોતે ઉત્પાદક થવું. પછી પોતાની પાસે રહેલા વધારાનો વિનિમય પ્રથમ ગામમાં પાડાપાડોશી સાથે અને પછી જરૂર પડે તો બહારના સાથે થાય. પણ ખેડૂતોએ તેમ જ ગામડાંના કારીગરોએ મોટાં બજારોની જાળમાંથી તો છૂટવું જ જોઈએ.

૪૮. ગ્રામોદ્યોગ દ્વારા બનેલી વસ્તુઓ શહેરમાં વેચાવા આવે ત્યારે લોકોએ તેની વાજબી કિંમત આપવી જોઈએ, એટલે કે તેના ઉત્પાદકનું સારી રીતે ભરણપોષણ થઈ શકે એટલી કિંમત આપવી જોઈએ, એવો લોકમત જાગ્રત કરવો જોઈએ અને એ લોકમતને પ્રબળ બનાવવો જોઈએ. જે જે વસ્તુના ઉત્પાદનમાં શોષણ રહેલું હોય તે વસ્તુ બજારમાં ગમે તેટલી સસ્તી મળતી હોય તોપણ તે આપણાથી ખરીદાય જ નહિ, એવી ભાવના લોકોમાં કેળવવી જોઈએ. . . . દરેક ખરીદનાર એવો વિચાર ન કરી શકે. ત્યાં સમાજે અથવા સામાજિક હિતનું રક્ષણ કરનાર સંસ્થાઓએ એ વિચાર કરવો જોઈએ અને એવી વ્યવસ્થા ઊભી કરવી જોઈએ.

૪૯. અત્યારનાં વિનિમય-વ્યવહાર અને નાણાતંત્રમાં આપણા દેશના કરોડો ખેડૂતો, ગામડાંના કારીગરો અને બીજા ગરીબ માણસો લૂંટાય છે. અને તે આપણા હિંદી નાણાંપતિઓને હસ્તગત થાય તો એથી કાંઈ એ લૂંટ અટકવાની નથી. આપણા આમ વર્ગે તો એની ચુંગાલમાંથી બને એટલા દૂર રહેવું એ જ ઉત્તમ છે. અને તે ગ્રામઉદ્યોગોને સજીવન કરી તેની સાથે ખેતીને પણ આબાદ કરી આપણાં ગામડાંને બને તેટલાં સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાથી જ થઈ શકે તેમ છે. . . . આપણે તો આપણાં પોતાનાં શહેરોના કેટલાક યંત્રોદ્યોગો સામે પણ આપણાં ગામડાંને રક્ષણ આપવાની જરૂર છે.

૫૦. વિશ્વવ્યાપી વ્યવહારના હાડમાં જ અન્યાય અને શોષણનાં તત્ત્વો પડેલાં છે. તેના પ્રચંડ પાશમાંથી માણસે બચવાનો ઉપાય એક જ છે અને તે એ કે, તે પોતાના અર્થવ્યવહારો બને તેટલા મર્યાદિત કરી નાખે. ઉત્પાદનની આખી પ્રવૃત્તિ વિકેન્દ્રિત કરી નાખવામાં આવે, એટલે કે ઉત્પાદન પોતાની અથવા પોતાના પાડોશીઓની જરૂરિયાતો પૂરી પાડવાને માટે હોય. ઉત્પાદન માટે જેમાં બહુ મોટી મૂડી જોઈએ એવાં ખર્ચાળ સાધનો વાપરવાનું બને તેટલું ઓછું કરી નાખવામાં આવે. એટલે સ્વાભાવિક રીતે જ દૂરનાં બજારો ઉપર આધાર રાખવાનું મટી જાય અને તેજી અથવા તો મંદીને માટે અવકાશ જ ન રહે. પછી તો કુદરતી આફતોને કારણે ઊભી થતી આર્થિક હાડમારીને પહોંચી વળવાનું રહેશે. પછી માણસની લોભવૃત્તિએ ઊભી કરેલી આફતો માટે અવકાશ નહિ રહે. તેમ છતાં સમાજને જરૂરના એવા કેટલાક ઉદ્યોગો મોટા પાયા ઉપર ચલાવવાના રહેશે. તે માટે રાષ્ટ્રના હિતચિંતકોએ જરૂર કેટલાંક આયોજનો કરવાં પડશે. પણ તે અપવાદરૂપ હશે.

૫૧. નવીન અર્થરચનામાં મોટાં કારખાનાં, ખાણો વગેરે સામાજિક માલિકીનાં ગણાય અને સાર્વજનિક

વ્યવસ્થા નીચે આવી જાય. વળી, નાના પાયા પર ઉત્પાદન કરનારને, એટલે કે જાતે ખેતી કરનાર ખેડૂતને તથા ગ્રામોદ્યોગ કરનાર કારીગરને, પોતાના ધંધાને માટે આવશ્યક એવી જમીન અથવા ઉત્પાદનનાં બીજાં સાધનો ભાડાના કે વ્યાજનો બોજ વિના મળવાં જોઈએ. ટૂંકમાં, આવક અથવા કમાણીનું મૂળ માલિકી નહિ પણ જાતમહેનત ગણાવું જોઈએ અને આર્થિક અસમાનતા બને તેટલી ઓછી કરી નાખવી જોઈએ.

પર. આજે મોટા પાયા ઉપરના ઉદ્યોગો નિરંકુશ હરીફાઈને ધોરણે અથવા એકહથ્થુ ઇજારાને ધોરણે ચાલે છે. તેને બદલે રાષ્ટ્રને કયા ઉદ્યોગો કેટલા પ્રમાણમાં આવશ્યક છે, વળી એ ઉદ્યોગો યંત્રોદ્યોગ તરીકે ચલાવવામાં આખા રાષ્ટ્રનું, એટલે કે રાષ્ટ્રના તમામ વર્ગનું, હિત છે કે કેમ, એનો વિચાર કરી, રાષ્ટ્રનું આખું ઉત્પાદન યોજનાપુરઃસર અને નિયંત્રિત ઢબે ચાલવું જોઈએ.

પ૩. આપણા દેશનો વિચાર કરતાં જણાય છે કે, આપણાં ગામડાં પોતાની જરૂરિયાતો માટે બની શકે એટલાં સ્વયંપૂર્ણ થઈ જાય તો આખું ઉત્પાદન આપોઆપ યોજનાપુરઃસર ચાલતું થઈ જાય એમ છે. વળી જે વસ્તુઓ હાથઉદ્યોગ મારફત બની શકે તેવી હોય તેમાં યંત્રોનો ઉપયોગ કરવામાં ન આવે તો યંત્રોદ્યોગોને કારણે જે બેકારી ઉત્પન્ન થાય છે તે પણ ટળી જાય અને સૌને પૂરતું કામ મળી રહે.

પ૪. આપણો દેશ તો થોડાં શહેરો બાદ કરતાં ગામડાંનો જ દેશ છે. વળી આપણા દેશનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી અને વસ્તી બહુ વિશાળ હોવાથી બધા જ ઉદ્યોગોને યંત્રમય કરી નાખવાનું આપણને અનુકૂળ આવે તેમ નથી. એટલે ભવિષ્યમાં આપણે ત્યાં તો ગામડાં રહેવાનાં જ. અને ગ્રામોદ્યોગો પણ રહેવાના. અલબત્ત, એ જૂની પદ્ધતિઓમાં શક્ય તેટલા સુધારા કરી, તેને આ જમાનાને અનુકૂળ બનાવવી પડશે. વળી તેમાં પેસી ગયેલી ખામીઓ તથા અન્યાય, શોષણ અને જડતાનાં તત્ત્વોને પણ નાબૂદ કરી નાખવાં પડશે.

પપ. માણસને ભોગે આપણે કાંઈ અર્થોત્પાદન કરવાનું નથી. કારણ, અર્થ છેવટે તો માણસને માટે છે, માણસ અર્થ માટે નથી. અર્થ સાધન છે, માણસનું સુખ સાધ્ય છે. એટલે સાધન મેળવવાની કોઈ એવી રીત તો આપણે અખત્યાર ન જ કરવી જોઈએ, જે સાધ્યના હિતમાં જ અંતરાયરૂપ થઈ પડે.

વિઠ્ઠલદાસ કોઠારી

# નવું વાચન

**આમ સાહિત્ય શ્રેણી**: પ્રકાશક: સસ્તું સાહિત્ય, અમદાવાદ.

'જ્ઞાન-ચારિત્ર્યવર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય નજીવી કિંમતે' બહાર પાડવાની યોજના સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે, બીજી કેટલીક શ્રેણીઓની યોજના સાથે તાજેતરમાં હાથ લીધી છે. આ 'શ્રેણી'માં ત્રણ-ચાર આના જેટલી કિંમતમાં પાંચ-છ ફરમા જેટલી વાચન-સામગ્રી આકર્ષક રીતે પ્રસિદ્ધ કરવામાં આવે છે. એ બધું શ્રી૰ મનુ સૂબેદારની નવી દૃષ્ટિ તથા વ્યવસ્થાશક્તિના પ્રમાણપત્રરૂપ છે.

संत कबीर એ પુસ્તક શ્રી. પુરાતન બૂચે તૈયાર કરેલું છે. તેમાં કબીરજીનું ટૂંકું જીવનચરિત્ર સહેલી ભાષામાં સવાઈ ટાઈપમાં આપવામાં આવ્યું છે. केरीनी मोसम પુસ્તકમાં જાણીતા લેખક 'શયદા'ની લખેલી હિંદુ-મુસલમાન સંસારજીવનની સાત વાર્તાઓ આપવામાં આવી છે. ઉર્દૂ ભાષાની શૈલીની અસરવાળી શ્રી. શયદાની શૈલી ખરેખર ગમી જાય તેવી છે; તથા તેમાં કશું ચમત્કારિક ઘટનાઓ વિનાનું, તેમ જ સામ્યવાદી કે સ્ત્રીભોગવાદી વસ્તુથી મુક્ત એવું વસ્તુ સરળ રીતે નિરૂપવામાં આવ્યું છે. धावणनी धार એ શ્રી. ચૂનીલાલ મડિયાની ચાર વાર્તાઓનું પુસ્તક છે. છૂટક છૂટક વિગતોના ઘેરા વર્ણનથી મુક્ત, કાઠિયાવાડી ભાષાના ચમત્કાર પ્રયોગથી રમણીય, પરંતુ સમગ્ર વસ્તુની દૃષ્ટિએ ફીકફલા લાગતા વસ્તુવાળી આ વાર્તાઓ એકીસાથે આકર્ષે છે અને અણગમો કરાવે છે. 'સસ્તું સાહિત્ય'ની અમરાઈમાં આ પુસ્તક 'નવીન' લાગે છે.

**'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'** એ નામની બીજી ૧૮ પુસ્તકની યોજનામાં દશ આનાની કિંમતે 'જેમનું ભાષા જ્ઞાન તો બાળકો જેવું છે, પરંતુ સંસારના કડવા-મીઠા અનુભવો જેમને મળેલા છે' એવા પ્રૌઢ શિક્ષણ પામેલા વર્ગ માટે, મોટા અક્ષરોમાં, બાળકો વાંચી શકે એવી સહેલી ભાષામાં, અને છતાંય જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકતાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

भगवाननां छोरु : એ શ્રી. પુરાતન બૂચે લખી આપેલું પુસ્તક છે. તેમાં તેમણે પોતાની હરિજન-સેવાની પ્રવૃત્તિ દરમ્યાન જોયેલા-જાણેલા કેટલાક અન્યાય-અત્યાચારના પ્રસંગો વાર્તારૂપે રજૂ કર્યા છે. લેખકે પ્રસંગો એવા પસંદ કર્યા છે કે જે પોતે જ હરિજનોને થતા અન્યાય રજૂ કરી આપે. પરંતુ સાથે સાથે તેમણે પોતાના મનમાં ચાલતું મનોમંથન 'ભાષણ'રૂપે ઉમેર-ઉમેર કર્યું છે; અને ઘણી જગાએ તે ભાગની ભાષા અઘરી તેમ જ ગૂંચવાડિયા બની જાય છે. આ જાતનાં લોક-સેવકોને હાથે લખાતાં સાચા જીવન-પ્રસંગોનાં પુસ્તકો કોઈ પણ પ્રજાના લોક-સાહિત્યનું કીમતી ધન બને છે.

स्वरूप विचार : લેખક: દલપતરામ જગન્નાથ મહેતા. કિં. ૦–૧૦–૦; પૃ. ૯૧.

'સ્વરૂપદર્શન' નામથી પહેલાં પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકની બીજી આવૃત્તિ સસ્તા સાહિત્યે બહાર પાડી છે. કહેવું હોય તો કહી શકાય કે, આ ઉઘાડા વેદાંતનું પુસ્તક છે. પહેલાં સત્પુરુષો અધિકારી શિષ્યને જ વેદાંતજ્ઞાન ગુપ્ત રીતે કહેતા, તેથી તે 'ઉપનિષદ' કહેવાતું. આ પુસ્તક વાંચ્યા પછી એમ લાગ્યા વિના નથી રહેતું કે, એ બધું જ્ઞાન ગુપ્ત જ રહે તો સૌ માટે સારી વાત છે. માણસ મુક્ત જ છે, તેને મુક્ત થવા માટે બીજું કાંઈ તપ, તીર્થાટન, કર્મ, ઉપાસના વગેરે કરવાની જરૂર નથી, એ બધી બાબતો પચીસ રૂપિયાની કિંમતનો લાડુ રોજ ખાનાર સંન્યાસીને મોંએ એક સામાન્ય નોકરને કહેવરાવીએ, તોપણ કહેવા યોગ્ય નથી બનતી. અને એમ ચોક્કસ લાગતું જાય છે કે, વેદાંતના જે પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથો છે, તેમને સહેલા-સસ્તા કરીએ ત્યાં સુધી વાંચો નથી; પરંતુ પછીના નવા લખાયેલા 'પંચદશી'ની કોટીના ગ્રંથોનો પ્રચાર પણ આવકારવા જેવો નથી. પ્રાચીન લેખકોમાં જે સર્વતોમુખી અનુભવ-સાક્ષાત્કારને કારણે ઊંડાણ તથા સમતોલપણું હોય છે, તે પછીના એકાંગી અનુભવવાળાઓના લખાણોમાં નથી હોતું; અને છેક અર્વાચીન લેખકોની તો વાત જ કરવાની નથી.

**દેવ અને દાનવ**: લેખક: મગનલાલ શ્યામજી ત્રિવેદી-'મયૂર'. પ્રકાશક: ભારતી સાહિત્યસંઘ, મુંબઈ-અમદાવાદ. કિં. ૧-૮-૦; પૃ. ૧૧૪.

પ્રાચીન ઇતિહાસ-પુરાણ ગ્રંથોમાંથી દેવ-દાનવ વચ્ચેની 'કદીયે પૂરી ન થતી' યુદ્ધકથા સહેલી ભાષામાં તથા કંઈક સળંગ ક્રમ ઊભો કરી રજૂ કરવામાં આવી છે. વાત તરીકે બાળકોને ચોપડી વાંચવી ગમે તેવી થઈ છે. ખરેખર, આ દેવો અને દાનવોનાં યુદ્ધોનાં વર્ણન વાંચ્યા પછી, દાનવોની જેમ દેવો વિષે પણ કશો સારો ખ્યાલ બાળકોના મનમાં બંધાય તેવું નથી. લેખકે આખી કથા સળંગરૂપમાં સાંકળવાનો સફળ પ્રયત્ન કર્યો છે. પરંતુ દાનવો પાસેથી કચ સંજીવની વિદ્યા શીખી લાવ્યો પછી પણ દેવોનો 'દાળોવાટો' નીકળ્યા કરે છે, અને શુક્રાચાર્ય છેવટની વાત સુધી જીવતા તો હોય છે જ, છતાં દાનવો પણ મર્યાં કરે છે, તથા મરેલા દેવો કે દાનવો બધા શાથી જીવતા થતા નથી, એ સમજાતું નથી. હું જેને આ ચોપડી વાંચી સંભળાવતો હતો તે બાળકે પા. ૪૬ ઉપર તેમ જ પા. ૭૬ ઉપર આ જાતની શંકા કરી હતી

**ચૂડાલાનું આખ્યાન**: અનુવાદક: વિષ્ણુદેવ સકળેશ્વર પંડિત, પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ.

યોગવાસિષ્ઠમાં આવતી ચૂડાલા-શિખિધ્વજની કથાનો આ સરળ છાયાનુવાદ છે. મૂળ કથા મનોરંજક છે; તથા સાચા વિવેક-વૈરાગ્યના વેદાંતમાન્ય સિદ્ધાંતોનું સારું દૃષ્ટાંત પૂરું પાડે છે.

**મહાભારત**: અનુ૦ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક: વોરા ઍન્ડ કંપની, મુંબઈ કિં. ૨-૦-૦; પૃ. ૧૪૬.

સર રાધાકૃષ્ણનના પ્રસિદ્ધ ગ્રંથ 'ઇંડિયન ફિલૉસૉફી'-માંથી મહાભારતને લગતા આઠમા પ્રકરણનો ક્રાઉન સાઈઝનાં ૫૪ પાન રોકતો આ અનુવાદ છે. બાકીનો ભાગ લેખકનાં તેમ જ અનુવાદકનાં ટિપ્પણો રોકે છે. પ્રો. રાધાકૃષ્ણન ભારતીય દર્શનશાસ્ત્રોનો ઇતિહાસ લખતા હોય છે, તે વખતે મહાકાવ્ય ગણાતાં રામાયણ અને મહાભારતમાં રજૂ થતા દર્શનશાસ્ત્રનો ઇતિહાસ તે આખા પુસ્તકની તુલનામાં યોગ્ય કદમાં સમુચિત પ્રમાણ જાળવીને ચર્ચી લે છે. ભારતીય દર્શનશાસ્ત્રના ઇતિહાસમાં મહાભારતનું સ્થાન શું છે તે જાણવા ઇચ્છનાર ગુજરાતી વાચકને આ પુસ્તક મદદગાર નીવડે; પરંતુ મહાભારત વિષેના એક સ્વતંત્ર પુસ્તક તરીકે કોઈ વાચક આને વાંચવા જાય તો કંઈક નિરાશ થાય ખરો. કારણ કે, કુલ ૫૪ પાનમાંથી રામાયણને લગતાં, શ્વેતાશ્વતર ઉપનિષદને લગતાં, અને મનુસ્મૃતિને લગતાં તેરેક પાન બાદ કરીએ, તો કુલ ૪૧ પાન મહાભારત ખાતે બાકી રહે; તેમાંથી પણ પાછાં ૧૨ પાન જેટલો ભાગ તો — વાસુદેવ કૃષ્ણ અનાર્ય જાતિના અનાર્ય આચારવાળા કોઈ અગ્રણી હતા; પરંતુ પછીથી જે વાસુદેવ નામના દેવની પૂજા કૃષ્ણે શરૂ કરાવેલી, તેમની સાથે જ લોકે તેમને એક ગણી લીધા; અને પછી તો ગીતાકારે તેમના મોંમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં ઊંચાં તત્ત્વોનો ઉપદેશ અપાવ્યો, એને લીધે આજે તે ભારતના સૌથી અધિક લોકપ્રિય દેવ બન્યા છે — એવી બાબતોના નિરૂપણમાં રોકાય છે. એટલે મહાભારતનું પોતાનું હિંદુ-જીવનમાં શાથી, શું મહત્ત્વ છે એની વિગતો સ્વતંત્રપણે બહુ ઓછી જગા રોકે છે. તેથી કરીને, ભારતીય દર્શનશાસ્ત્રના સળંગ ઇતિહાસમાં છાજે તેવા એક પ્રકરણને આમ જુદા સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રગટ કરવાનું સામાન્ય વાચકની દૃષ્ટિએ, ઉચિત થયું છે કે કેમ, એવો પ્રશ્ન સહેજે ઊઠ્યા વિના રહેતો નથી. અલબત્ત, શ્રી. શુક્લની યોજના આખા ઇતિહાસનું ભાષાંતર કરવાની છે; પરંતુ તે આખું ભાષાંતર સળંગ રજૂ થાય તો જ યોગ્ય છે. પ્રથમ તેમણે બીજા અને ત્રીજા પ્રકરણનો અનુવાદ 'વેદની વિચારધારા' નામથી જુદો પ્રગટ કર્યો, પછી વચલાં પ્રકરણો જતાં કરી આઠમા પ્રકરણનો આ અનુવાદ પ્રસિદ્ધ કર્યો; એટલે આખા વિષયનું **દર્શનશાસ્ત્રની દૃષ્ટિએ** સળંગ ઐતિહાસિક નિરૂપણ ચાલતું હોવાનો ભાવ વાચકના મનમાં જામતો નથી; અને મહાભારત વિષે અચાનક આવા નવી ઐતિહાસિક દૃષ્ટિના ટૂંક નિરૂપણના વાચનથી વાચક ખાલી મૂંઝાય છે અને કેટલાક બિનજરૂરી આઘાતો જ અકાળે પામે છે.

બાકી, અનુવાદકની સરળ સુંદર શૈલી તો આ અનુવાદમાં પણ પૂરી કળાએ પ્રગટી છે; અને પ્રો.

રાધાકૃષ્ણનના આખા ઇતિહાસનો અનુવાદ તેમને હાથે પૂરો થાય તેવી ઇચ્છા જોરથી લખ્યા વિના રહી શકતી નથી. ગો૦

**ઇતિહાસની કેડી :** લેખક: ભોગીલાલ જ. સાંડેસરા; પ્રકાશક : પદ્મજા પ્રકાશન, વડોદરા કિં. ૪-૮-૦, પૃ.૨૯૮.

એવી કિંવદંતી છે કે, રસ્તે ચાલતાં તમને કોઈ નાનો, ચશ્માં પહેરેલ, આધેડ મુખાકૃતિનો અને છતાં હસમુખો યુવાન-માણસ મળે, અને થોડી વાતચીત બાદ જ તે તમને કહેવા લાગે કે, મેં કુમારાવસ્થામાં જ નરસિંહરાવના અક્ષરમેળ વૃત્તો બાબતના મતને 'નાપાયાદાર પુરવાર' કર્યો હતો; સહેજ કિશોરાવસ્થામાં આવ્યો ત્યાં તો 'ગુજરાત સમાચાર' જેવા દૈનિકના અગ્રલેખ હું લખી આપતો; અને કૉલેજિયન થતાં થતાંમાં તો મેં પોતે મૅટ્રિકમાં સંપાદિત કરેલ એક 'રૂપસુંદર કથા' એમ.એ.માં મારે પોતાને જ પાઠ્યપુસ્તક તરીકે ભણવાની આવી!!— ત્યારે તમારે જાણવું કે, તે ભદ્ર માણસ શ્રી. ભોગીલાલ સાંડેસરા જ છે. કિંવદંતી શરૂ કરનારે તો અદેખાઈથી કે અજ્ઞાનતથી શરૂ કરી હશે; એટલે આ જૅકેટ ઉપર એ કિંવદંતીનો અક્ષરેઅક્ષર છપાયેલો ન જોયો હોત, તો અહીં તેનો ઉલ્લેખ કરીને તેને અમર કરવાનું મન ન થાત. બાકી, મારો પોતાનો ખ્યાલ એવો છે કે, કાંઈ પણ ઉપયોગી માહિતી અભ્યાસપૂર્ણ રીતે સરળ ભાષામાં રજૂ થયેલી જાણવી હોય તો શ્રી. સાંડેસરાનો લેખ કે પુસ્તક હાથમાં લેવાં. પાટણ, પાટણના ગ્રંથભંડારો, હેમચંદ્રાચાર્ય, જૈન લેખકોનું ગુજરાત, પ્રાચીન જૈન ગુજરાતી સાહિત્ય, વગેરે બાબતોની સારી વિગતવાર માહિતી તમને તેમની પાસેથી જ મળે. આ પુસ્તકમાં એવી એવી માહિતીના લેખો એકત્રિત કરવામાં આવ્યા છે, અને વાંચતા જાઓ તેમ તમારું એ બાબતનું માહિતીભંડોળ વધતું જ ચાલે. જોકે, શ્રી. સાંડેસરાની ઇતિહાસની કહી શકાય તેવી કોઈ દૃષ્ટિ આ પુસ્તકમાં દેખા દેતી નથી, અને એક પ્રકારની કુતૂહલવૃત્તિ અને રસિક માહિતી ભેગી કરવાનો શોખ અને મહેનત વધુ પ્રમાણમાં જોવા મળે છે; એટલે જૈન ગુજરાતનો ઇતિહાસ ખરા અર્થમાં જાણવા-સમજવાનું તેમાં બહુ ઓછું મળે. પરંતુ સાથે સાથે એ પણ કહેવું જોઈએ કે, આ પુસ્તક તો ઇતિહાસની એકાદ 'કેડી' છે, અને ગુજરાતના કોઈ સમયનો ઇતિહાસ નિરૂપવાનો દાવો લેખક પોતે આ સંગ્રહમાં કરતા નથી. કુત્રિકાપણ અને પ્રાચીન ભારતમાં વિમાન જેવા લેખો તેમની ઉપર જણાવેલી ખાલી કુતૂહલવૃત્તિ અને રસિક માહિતી એકઠી કરવાના અને કહી બતાવવાના શોખના નમૂના છે. તેમાં ઐતિહાસિક તથ્ય જેવું વિશેષ કાંઈ નથી. 'વિવેચક'

**યુવાનોને :** લે૦ સ્વામી વિવેકાનંદ; પ્ર૦ સ્વામી ભૂતેશાનંદ, રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ; અનુ૦ જયંતીલાલ મંગળજી ઓઝા; કિંમત ૦-૮-૦.

અંગ્રેજીમાં સ્વામીજીની વીણી કાઢેલી ઉક્તિઓ મદ્રાસથી પ્રસિદ્ધ થઈ છે તેનો અનુવાદ આ છે. બાવન નાનકડાં પાનની આ ચોપડી સરસ છાપીને પાઠપોથી જેવી તૈયાર કરી છે. તેમાં જે વિષયો તળે ઉક્તિઓ એકઠી કરી છે તે યુવાનોને યોગ્ય છે, અને એ ઉપર તેમને ઉપદેશવા માટે સ્વામીજી પૂરેપૂરા અધિકારી હતા. વિષયો આ છે—શક્તિ, સેવા, આત્મસંયમ, સમર્પણ, શ્રદ્ધા, ભારતવર્ષને ઉદ્બોધન. આપણા પ્રાચીન રાષ્ટ્રનું જોમ ક્યાં સંતાયું છે તે જે યુવકે પારખવું હોય તેણે આ નાનકડી ચોપડી દ્વારા વિવેકાનંદનાં લખાણોમાં પ્રવેશ કરવો જોઈએ.

**શ્રી રામકૃષ્ણ ઉપદેશ** પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; કિં. ૦-૫-૦.

ઉપરની જેમ આ ચોપડી શ્રી રામકૃષ્ણનાં વચનામૃતોનું કેટલાક વિષયવાર દોહન છે. મૂળ બંગાળી પરથી રાજકોટના જ રામકૃષ્ણ આશ્રમે પ્રસિદ્ધ કરેલું, તે ફરી 'સસ્તા સાહિત્યે' બહાર પાડયું છે. શ્રી પરમહંસના ચેલાની ઉપરની ચોપડી સાથે આ પણ જોવી જોઈએ. તો હિંદના અર્વાચીન પુનરુત્થાનમાં શ્રી રામકૃષ્ણ-વિવેકાનંદે જે નવજાગૃતિ આણી છે, તેનું સ્વરૂપ સમજાશે. સંન્યાસ પણ સેવાને અર્થે છે, એ વસ્તુ આ બે મહાપુરુષોએ હિંદુધર્મમાં સારી રીતે આગળ આણી આપી છે. વચગાળામાં આ બે પુરુષોનું અધ્યયન કાંઈક ઓછું થયું છે, એ યુવાનોની પ્રગતિ અને સાચા શક્તિવિકાસને માટે સારું નથી. આ પુસ્તકો પાછું એ પ્રેરો.

**શુભાક્ષરી** લે૦ પૂજાલાલ. પ્ર૦ શ્રી અરવિંદ આશ્રમ, પોંડીચેરી; કિં. ૦-૧૨-૦.

કુલ ૨૨૨ શ્લોકોની આ સ્તુતિમાલા છે. સ્તુતિપદ મા છે. શ્રી અરવિંદ શક્તિરૂપે માતાની આરાધના કરનારા છે. કવિ પૂજાલાલ તેમના આશ્રમના અંતેવાસી છે. તે તરીકે, પોતાની આ પ્રકારની સાધના અંગે ઊઠતા ભાવોને છૂટે છૂટે વખતે શબ્દબદ્ધ કરી રાખ્યા હોય, અને તે અહીં એકઠા કરી આપતા હોય, એવું લાગે છે એટલે કે, છૂટક છૂટક લખાયેલા લાગતા શ્લોકોનો સંગ્રહ આ છે. તે કોઈ સળંગ કાવ્ય નથી. પણ બધા શ્લોકોનો સ્થાયી ભાવ, શરૂમાં કહ્યું એમ, માની ભક્તિ છે. એ અર્થમાં એમાં અમુક સળંગતા જોઈ શકાય ખરી. સાધકને ખબર છે કે, શબ્દ દ્વારા હૃદયના ભાવો જામે છે, તેથી સાધનાના અમુક કાળે વાઙ્મયી ભક્તિ ખૂબ જોશ પકડે છે. અસ્તુ

શ્લોકો વાંચતાં કવિનો ભાવ ચોઉ જણાઈ આવે છે. કાવ્યનો દેહ અનુમાનથી નહિ, પણ ઉપમાનથી ઘડાય છે. શ્લોકોમાં મા અંગે ભાત ભાતનાં ઉપમાન લઈને તેનું સ્તવન અને રટણ કર્યું છે. પણ કહેવું જોઈએ કે, દરેક

મનુષ્યમાં રહેલી સાર્વભૌમ માતૃવાત્સલ્યતા આથી ઝણઝણતી નથી. એનું કારણ એ કદાચ હોય કે, કવિ એમાં પોતાની ઇષ્ટ મા-રૂપિણી દેવી સત્ત્વની વિશેષ કલ્પનામાં રમે છે, તેથી એક પ્રકારની પ્રદેશબદ્ધ. અલગતા રહ્યા કરે છે. કદાચ ભાષા પણ દોષ હોય. સાવ સાદા તળપદા ભાષા-પ્રવાહમાં, વચ્ચે વચ્ચે, હજી સુધી પ્રવાહમાં ન પડેલા એવા સંસ્કૃત શબ્દો કઠે છે. યતિભંગ પણ, નવીન કાવ્યમાં જેવા આવે છે, એવા હોય છે. અને તેથી ઝટ અર્થબોધ ન થતો હોય એમ બનતું હશે ? જેમને લેખકની આધ્યાત્મિક ભૂમિકા માન્ય હશે એવાં ભક્તહૃદયને આ જપમાળા વાંચવી ગમશે, કેમ કે લેખક તેમને પોતાનો પ્રેમ સહેજે સંચારી શકશે.

મ.

**દુનિયાને દર્શને** ભાગ પહેલો; લે૦ વરધભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨; કિં. ૧-૬-૦; પૃ. ૧૫૨.

પ્રાથમિક શાળાના પાંચમા ધોરણ માટે અને માધ્યમિક શાળાના પહેલા ધોરણ માટે તૈયાર કરેલું ભૂગોળનું આ પાઠ્યપુસ્તક વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ઇતરજનો રસિક નવલકથાની જેમ હોંશથી વાંચી જાય એવું સારું તૈયાર થયું છે આ જ લેખકોનાં પ્રાથમિક શાળાનાં બીજા, ત્રીજા અને ચોથા ધોરણ માટેનાં પુસ્તકોને જે સારો આવકાર મળ્યો છે, તેથી પણ વધુ સારો આવકાર આ પુસ્તકને મળશે, એમ અમારું માનવું છે. ભૂગોળની નવી દૃષ્ટિ નજર સમીપ રાખી લેખકોએ આવાં પુસ્તકો તૈયાર કરવા માંડયાં છે, અને તેમાં તેઓ ઉત્તરોત્તર પ્રગતિ કરતા જ રહ્યા છે.

વિજ્ઞાનની શોધોને કારણે આજે દુનિયા એટલી નાની થઈ ગઈ છે કે, વિમાનમાં બેસી એક જ અઠવાડિયામાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા થઈ શકે છે, અથવા તો દુનિયાના એક છેડેથી બીજા છેડા સુધી ટેલિફોનની ઘંટડીઓ રણકી ઊઠે છે. આવા સંજોગોમાં આ પુસ્તક તૈયાર કરવામાં લેખકોને પ્રચલિત અભ્યાસક્રમના ચોકઠાની બહાર જવું પડયું છે, તેમ જ કેટલાક ધરમૂળના ફેરફાર કરવા પડયા છે. કોઈ એક દેશના કે પ્રદેશના કુદરતી વિભાગ મુજબ ચર્ચા કરવાનું છોડી દઈ, એક આખા ખંડને પણ એકમ તરીકે નહિ સ્વીકારતાં, આખી દુનિયાને એક એકમ તરીકે સ્વીકારી, એક જ પરિસ્થિતિવાળા પ્રદેશોનાં લોકજીવન અને તેને ઘડતા ભૌગોલિક સંયોગોનું વર્ણન લેખકોએ કર્યું છે. આગળ ભણાય અને પાછળ ન ભુલાય તે માટે પુસ્તકના ત્રણ ભાગ કરી, પ્રથમ દુનિયાના, પછી દેશના, અને છેલ્લે પ્રાંતના, એમ એક-સરખી પરિસ્થિતિવાળા કુદરતી પ્રદેશોની ચર્ચા કરી છે.

પાઠોની રચના અને લંબાઈની મર્યાદા બાળકોની ઉંમર લક્ષમાં રાખી કરી છે; ભાષા અને શૈલીની વિવિધતા સારી રીતે જાળવી છે; વિદ્યાર્થીઓ મઝાથી વાંચી શકે એવું રસપ્રદ આ પુસ્તક થઈ શક્યું છે; પાઠના અંતેના પ્રશ્નો અને અમુક પાઠો પછી મૂકેલા પુનરાવર્તનના પ્રશ્નો એવી યોગ્ય રીતે મુકાયા છે, કે જેથી બાળકો પોતાની મેળે વિચાર કરતાં થઈ શકે; ભૂગોળનાં પુસ્તકને જરૂરી એવાં સારાં અને ઘણાં ચિત્રો આપવાનો લેખકોએ પ્રયત્ન કર્યો છે; દરેક પ્રદેશના લોકોનાં વિશેષ નામોનો સારો પરિચય આ પુસ્તકમાંથી મળી રહે છે; દરેક પ્રદેશના રહેવાસીને પોતાનાં વતન, પ્રાંત કે દેશ માટે ભાવ ઉત્પન્ન થાય એવી ઢબ અને શૈલી લેખકોએ સ્વીકારી છે.

ઝીણવટપૂર્વકની માહિતીના અભાવે; અને ફક્ત શહેરો, નદીઓ, પર્વતો ગોખાવવામાં જ ભૂગોળના શિક્ષણની દૃષ્ટિ હોવાથી, ભૂગોળનો વિષય શુષ્ક બની ગયો હતો. છેલ્લા દશકામાં આ વિષય તરફની કેળવણીકારોની ઉપેક્ષાવૃત્તિ ઓછી થઈ છે. આ પુસ્તકના લેખકોએ દરેક પ્રદેશની, ત્યાંના લોકજીવનની દૃષ્ટિએ જરૂરી એવી ઘણી માહિતી ખૂબ મહેનત કરી મેળવી છે અને સરળ રીતે પુસ્તકમાં રજૂ કરી છે. જેમ કે :— વિમાનમાં કલાકના સો માઈલના વેગે વગર અટકયે પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં દસ દિવસ અને દસ કલાક લાગે (પાનું ૨). કાંટાના એક પલ્લામાં વહેલ માછલી મૂકીએ અને બીજામાં ત્રીસ હાથી મૂકીએ તો વજનમાં સરખાં ઊતરે (પાનું ૨૦); એક વહેલના શરીરમાંથી પોણોસોથી સો પીપ ભરાય એટલી ચરબી મળે છે (પાનું ૨૧); આપણા દેશમાં પહેરા-મણીમાં ગાય અપાય છે તેમ ટુંડ્ર પ્રદેશમાં સૅમોયેડ લોકો રેન્ડિયર ભેટ આપે છે (પાનું ૨૯); પીવાનું પાણી થૂરીની મા ચૂલે બરફ ઓગાળી કરે છે (પાનું ૩૧); ઑસ્ટ્રેલિયા ખંડ હિંદ કરતાં બમણો મોટો છે, પણ વસ્તી માત્ર પાંસઠ લાખની—મુંબઈની વસ્તી કરતાં ત્રણ ગણી છે. તે દેશના લોકો એટલા પછાત છે કે તેમની ભાષામાં ચારથી આગળ ગણવાના આંકડા નથી. ઑસ્ટ્રેલિયાની શોધ ઈ. સ. ૧૭૭૦માં થઈ, છતાં આજે ત્યાં ગોરાઓ સિવાય ભાગ્યે સાઠ હજાર દેશીઓ હશે. તેમાંના કેટલાક તો સાત ફૂટથી નીચા નહિ એવા છે (પાનું ૬૫); જન્મ વખતે છોકરો જન્મ્યો કે છોકરી તે જાણવા માટે ભાલો (ભાલાથી લડનાર છોકરો) જન્મ્યો કે કોદાળી (કોદાળીથી ખોદનાર છોકરી) જન્મી એમ આફ્રિકાના કેટલાક ભાગોમાં પૂછે છે (પાનું ૬૯); આફ્રિકાની પંદર કરોડની વસ્તીમાં બારથી તેર કરોડ દેશીઓ હોવા છતાં ત્યાં મૂઠી ગોરાઓનું રાજ્ય છે, તે તેમને સાલે છે (પાનું ૭૧); મરેલા હાથીનું માંસ તાપણામાં શેકી તેઓ કેળાં સાથે ખાય છે, મીઠું મેળવવા માઈલોની સફર ખેડે છે, અને મહામહેનતે મળેલું મીઠું ખાંડની ગાંગડી ફાકે છે (પાનું ૭૮); ત્રિત્રણ માઈલ લાંબી મંકોડાની હાર મરેલા કે મોટા પ્રાણીને ખાઈ જાય અને હાડકાં, નાના મોટા સા૧

અને અજગરોને પણ સફાચટ કરે (પાનું ૮૧); એમેઝોનનો પ્રવાહ સો માઈલ સુધી દરિયાનાં ખારાં પાણીને મીઠાં કરી નાખે છે; પૂર આવે ત્યારે એના પટની લંબાઈ આબુથી મુંબઈ સુધીના અંતર જેટલી એટલે ચારસો માઈલની થાય છે (પાનું ૮૨); રબ્બરનાં કેટલાંક ઝાડ ઉપર છસો છસો ફૂટ લાંબા નેતરના વેલાનાં જાળાં ઝમ્યાં હોય છે (પાનું ૯૨); વેલાઓ ખાસા હાથીની સૂંઢ જેવા જાડા હોય છે (પાનું ૯૮); બંગાળીઓ માછલી મેળવવા ઘરની બાજુમાં તળાવડી કરે છે, આપણે શાકભાજી માટે વાડી કરીએ છીએ તેમ (પાનું ૧૨૧); કલકત્તાના બાગમાં છે તેવું વડનું ઝાડ બીજે ક્યાંય નથી. (પાનું ૧૨૨) વગેરે. મોટેરાઓને પણ જાણવા જેવી અને વિદ્યાર્થીઓને ઝટ સમજમાં આવી જાય એવી ઉપર બતાવી તેવી માહિતીથી આ પુસ્તક ભરપૂર છે.

દરેક પાઠની જુદી ચર્ચા નહિ કરતાં એટલું જ જણાવવું બસ થશે કે, આખું પુસ્તક એકંદરે સારું લખાયું છે. તેમાંથી 'ગરમી ઠંડીના કટિબંધો,' 'પિયરીની કથા,' 'સાઈબિરિયાનાં વનો અને એન્કા,' 'હિમખંડિરોનો દેશ ભાગ ૧-૨' વગેરે પાઠો તો ઘણા સારા તૈયાર થઈ શક્યા છે. આમ છતાં, 'ઉપાના નકશા'વાળા પાઠમાં વધારે વિગતોની જરૂર રહે છે. દિશાઓની અને નકશા દોરવાની સમજ વધારે વિગતે આપવાની જરૂર હતી; જોકે એ પાઠનો પાછળનો બીજો ભાગ સારી એવી સમજૂતી અને માહિતી આપે છે. 'દક્ષિણ ધ્રુવની યાત્રા'નો પાઠ એવી રીતે તૈયાર થયો છે કે આખો પાઠ વાંચતાં દક્ષિણ ધ્રુવ સૌથી પહેલા પહોંચનાર અમુંડસેનને કંઈક અન્યાય થયેલો જણાય છે. સ્કોટ તરફ આદર અને સહાનુભૂતિ બતાવવા જતાં અમુંડસેનની યોગ્ય કદર થઈ શકી નથી.

આજની મોંઘવારી અને પૂઠા ઉપર અને બીજાં અનેક સારાં ચિત્રો પુસ્તકમાં આપ્યાં છે, એ દૃષ્ટિએ પુસ્તકની કિંમત વધારે ન ગણાય. સૌને ગમે એવું અને એવી રીતે તૈયાર કરવા બદલ આ પુસ્તકના લેખકોને ધન્યવાદ ઘટે છે. પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે, આ પુસ્તકના આગળના બે ભાગ વેળાસર તૈયાર કરી લેખકો વિદ્યાર્થી આલમ સમક્ષ મૂકશે એવી આશા સાથે વિરમીએ છીએ.

શાં. ગાંધી

**સ્વામીરાવ** : [સરદાર પૃથ્વીસિંહની જીવન કથા]— લેખક: સુભદ્રા ગાંધી; પ્રકાશક: કૃષ્ણલાલ માણેકલાલ ઠાકર, ભાવનગર; ૧૯૪૫, કિ. રૂ. ૪-૦-૦ પાન ૪+૨૭૨

ગાંધીજીની સલાહ લઈને મહાસભાનાં પ્રધાનમંડળો પ્રાન્તોમાં રાજ્યકારભાર ચલાવતાં હતાં, તે વખતે જ્યારે ૧૯૩૮ના મે માસમાં સરદાર પૃથ્વીસિંહ પોતાના નાસભાગના જીવનનો અંત આણી સરકારને તાબે થયા, ત્યારે તેમને વિષે આખા દેશભરમાં અપાર જિજ્ઞાસા પેદા થઈ હતી. જોકે, સ્વામીરાવ તરીકેના તેમના કાર્યથી ગુજરાતને અને વિશેષે કરીને કાઠિયાવાડને તેમનો સારો પરિચય થઈ ચૂક્યો હતો. પણ પૃથ્વીસિંહ એક ભારે રહસ્યમય વ્યક્તિ (મિસ્ટરીમૅન) છે એ વાત કોઈ ગણ્યાગાંઠ્યા લોકો જ જાણતા હશે.

સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં જેસલમીરથી પંજાબમાં જઈને ત્યાં જબરદસ્તીથી આખા ગામની જમીનનો કબજો લઈને ત્યાં જ વસેલા રજપૂતોના એ વંશજ છે. (પોતાના પૂર્વજોનું આ 'ફ્યૂડલ પાપ' ધોઈ નાખવા માટે જ પૃથ્વીસિંહ કમ્યુનિસ્ટ પાર્ટી સાથે જોડાયેલા છે, એમ સૂચવવા તો લેખકે આ ઇતિહાસ-સંશોધન વાચક આગળ રજૂ કર્યું નથી ને? ગાંધીવાદી વિચારસરણીનું આ એક એક્સ-પ્લોઇટેશન જ ગણાય!) એ પૈતૃક ગામ લાલડુમાં તેમનો જન્મ સને ૧૮૯૨માં થયો. છપ્પનિયાના દુકાળની આંચ અસહ્ય થવાથી તેમના પિતા ચરિતાર્થ માટે બ્રહ્મદેશ ગયા, અને થોડા જ વખતમાં પુત્ર પણ તેમની પાસે પહોંચી ગયો. ત્યાં બૌદ્ધ ભિક્ષુના જીવનથી તેનામાં ધર્મજિજ્ઞાસા જાગી અને ધર્મની ખોજમાં તે ઘર છોડીને નાસી પણ ગયેલો. પણ થોડા જ વખતમાં પોતાના પોલીસ કાકાની બીકથી સાન ઠેકાણે આવી અને તેઓ પાછા વળ્યા ત્યાં તેમને ખોળવા નીકળેલી ચાર છોકરીઓની ટુકડી તેમને ઘસડતી ઘસડતી તેમના પિતા પાસે લઈ આવી.

૧૯૦૬માં દેશમાં રાજકીય આંદોલન શરૂ થતાં દેશભક્તિની ઉત્તેજનાથી પ્રેરાઈને તેઓ હિન્દમાં આવ્યા. અંબાલાની શાળામાં નિબંધમાં રાજકીય સત્ય રજૂ કરવા જતાં અધ્યાપકનો ખરાબ રોષ મળ્યો અને તેઓ શાળામાંથી કાયમને માટે ઊઠી ગયા, અને પાછા પિતાની પાસે જઈ પહોંચ્યા. અંતરમાં દેશભક્તિની ભાવના પ્રજ્વલિત થયેલી હતી જ. તેના પ્રેરાયેલા એ હિન્દ-બહાર સાહસની શોધમાં ઊપડયા. એ જમાનામાં અનેક પંજાબીઓ અને ખાસ કરીને શીખો અમેરિકા તરફ મજૂરી ને ખેતી કરીને પૈસા કમાવા માટે સારી સંખ્યામાં જતા. એવા એક કાફલાનો સાથ કરીને તેઓ નીકળ્યા. હોંગકોંગ, સિંગાપુર, મનીલા થઈને અમેરિકા સુધી જઈ પહોંચ્યા. ત્યાં લાલા હરદયાળની પ્રેરણાથી અમેરિકામાં 'ગદર' મંડળની સ્થાપના થઈ તેમાં જોડાયા. તે દ્વારા અમેરિકામાં વસતા હિન્દીઓમાં રાજકીય જાગૃતિનું કાર્ય કર્યું. એટલામાં યુરોપનું ૧૯૧૪નું યુદ્ધ ફાટી નીકળ્યું અને એ જ અરસામાં 'કોમાગાટા મારુ'નો જાણીતો કિસ્સો બન્યો. એથી હિંદીઓમાં ભારે ઉશ્કેરાટ થયો. 'ગદર' પાર્ટીની એક પરિષદ મળી અને હિન્દની સ્વતંત્રતા માટે દેશમાં જઈને લડવા માટે એક ટુકડી તૈયાર થઈ અને શસ્ત્રાસ્ત્રોથી સજ્જિત થઈને હિંદ આવવા ઊપડી. પૃથ્વીસિંહ એ જ ટુકડીમાં હિંદ આવ્યા. રસ્તામાં જ બધાંએ પોતાનાં શસ્ત્રો

સમુદ્રને અર્પણ કરી દીધાં. એ ટુકડીના મોટા ભાગના લોકોને ગિરફતાર કરવામાં આવ્યા. પૃથ્વીસિંહ પોલીસના સકંજામાંથી છટકી ગયા અને ગુપ્તપણે લોકોમાં જાગૃતિનું કામ કરવા લાગ્યા. પણ તેમના એક બાળમિત્રના દગાથી પકડાયા અને ખૂનના આરોપસર ઍસેસરોનો 'નિર્દોષ'નો અભિપ્રાય છતાં તેમને દશ વરસની સજા ઠોકવામાં આવી. અંબાલા સેંટ્રલ જેલમાં સજા ભોગવતા હતા, એવામાં જ તેમને લાહોર કાવતરા કેસમાં સામેલ કરવામાં આવ્યા અને ફાંસીની સજા થઈ. જે પાછળથી કાળાપાણીની સજામાં ફેરવાઈ અને તેઓ અંદામાન ગયા. કાળાપાણીની પ્રથા સામે દેશમાં પોકાર થતાં તેમની બદલી રાજમહેન્દ્રી જેલમાં થઈ અને ગાડીમાંથી તેમને લઈ જતાં તેઓ ઉપરા ઉપરી બે વખત ગાડીમાંથી નાસી છૂટ્યા. ત્યારથી તેમનો અજ્ઞાતવાસ શરૂ થયો, તે લગભગ ૧૬ વરસ ચાલ્યો.

આ કાળ દરમ્યાન તેમણે અનેક સાહસો કર્યાં. છૂપી પોલીસને અનેક વાર હાથતાલી આપી ચાલતી ટ્રેને કૂદી પડ્યા ને ઘાયલ સ્થિતિમાં માઈલો સુધી ઝાડઝાંખરાં ને પાણીમાં પ્રવાસ કર્યો. સાત-આઠ વરસ સ્વામીરાવ નામ ધારણ કરીને ભાવનગરમાં રહીને વ્યાયામની પ્રવૃત્તિ ચલાવી. કરાંચી મહાસભા વખતે 'ગદર'વાળા તેમના સાથીઓનો ભેટો થયો અને તેમની સલાહથી જમીનમાર્ગે સરહદ વટાવી સોવિયેટ રશિયા ગયા. ત્યાંનું ક્રાન્તિકારી કમ્યુનિસ્ટ રાજ્યતંત્ર જાતે જોયું અને જમીનમાર્ગે જ પાછા નીકળ્યા ને રસ્તામાં કાબુલમાં કેદમાં પુરાયા. ફરી પાછા રશિયા જઈને દરિયા માર્ગે પોંડીચરી આવી હિન્દમાં દાખલ થયા, અને કમ્યુનિસ્ટોની સાથે જોડાઈ ગયા. એ અરસામાં ગાંધીજીએ બંગાળના રાજબંદીઓનો પ્રશ્ન હાથ ધર્યો હતો. એ સરસ લાગ છે એમ જોઈ તેમના કમ્યુનિસ્ટ બિરાદરોએ ગાંધીજી છુટકારા માટે પ્રયત્ન કરવા બંધાય તો તેમની દ્વારા સરકારને તાબે થવાની સલાહ આપી. એટલે પૃથ્વીસિંહે ગાંધીજીને 'આત્માર્પણ' કર્યું! (આ શબ્દનો અર્થ લેખક શો સમજે છે તે તો રામ જાણે!)

ગાંધીજીએ તેમની બાબતમાં વડી સરકાર સાથે લખાપટી શરૂ કરી અને પાસેના કલેક્ટરને જણાવ્યું કે, છતા થયેલા પૃથ્વીસિંહને મારી પાસે રાખી ન શકતા હો તો ગિરફતાર કરી જાઓ. ગાંધીજીએ તેમને વિષે ખૂબ શ્રદ્ધા બતાવી તેમ જ તેમના જેવા પ્રરાક્રમી પુરુષ અહિંસાનિષ્ઠ બને તો તે અહિંસા અત્યંત પ્રભાવી બનશે એમ જણાવ્યું. મહાદેવભાઈએ તેમને અહિંસાના નવા 'સાથી યાત્રી' તરીકે નવાજ્યા. પ્યારેલાલ તથા મહાદેવભાઈએ પંજાબની જેલમાં તેમની મુલાકાતો લીધી અને મહાદેવભાઈની પ્રશસ્તિ અને દરમિયાનગિરીથી, સવાએક વરસના કારાવાસ પછી, તેમનો આખરે છુટકારો થયો. પોતે ગાંધીજીને મળ્યા પછી જેલમાં ગયા એ દિવસ નૂતન જન્મનો ગણે છે, એમ બતાવતું તેમની ડાયરીનું પાનું 'હરિજન'માં પ્રગટ થયું અને સો ટકા અહિંસાનિષ્ઠ અને ગાંધીવાદી વીર તરીકે તેઓ દુનિયા આગળ આવ્યા.

પણ સેવાગ્રામનું મોળું વાતાવરણ તેમને માફક ન આવ્યું. એટલે ગાંધીજીના આશીર્વાદથી તેમણે વ્યાયામની પ્રવૃત્તિ ઉપાડી. ધીમે ધીમે તેમનો માર્ગ ફંટાતો દેખાયો અને પ્રથમ ગાંધીજી પરનો અને પછી વરસ ઉપર જ મન, વાણી ને કર્મથી સ્વીકારેલ સત્ય અને અહિંસા પરનો વિશ્વાસ પણ ઊડી ગયો અને તેમના આત્મસમર્પણનો અંત આવ્યો. અને સોવિયેટ રશિયા યુદ્ધમાં પડ્યું એટલે તેઓ સામ્યવાદી કૅંપમાં જઈ પહોંચ્યા.

ઋષિના તપોવનમાં બનતી એક ઘટનાના રૂપકનો આશ્રય લઈને પૃથ્વીસિંહના એક અંગત કિસ્સાનો લેખક ચિતાર આપે છે. આશ્રમમાં કોઈ મુગ્ધ (કે પ્રૌઢ?) કુમારિકાને 'જ્યાં સુધી જીવનનું ધ્યેય (હિંદી સ્વતંત્રતાનું?) હસ્તગત થયું નથી ત્યાં સુધી લગ્ન હરામ છે, સ્ત્રી સાથે બહેન ભાઈનો જ સંબંધ શક્ય છે,' એમ 'કુમાર' (પૃથ્વીસિંહ) કહે છે. પણ એ જ કુમારને આશ્રમમાંથી બહાર પડ્યા પછી થોડા જ વખતમાં એક રૂપવતી યુવતીના 'પત્રોમાંથી પ્રેમની સુવાસ' આવે છે અને તેની સાથે લગ્નગ્રંથિથી જોડાઈ જાય છે. વચગાળામાં કઈ ધ્યેયસિદ્ધિ કુમારે હાંસલ કરી લીધી હતી તે કમનસીબે આપણને લેખક જણાવતા નથી. આ સમાલોચનાનો હેતુ એ રહસ્યનો ઉકેલ કરવાનો નથી.

ગ્રંથને અંતે ગાંધીજીના આશીર્વાદ આપવામાં શું પ્રયોજન સધાય છે તે કલ્પી શકાતું નથી. આ બધા ચરિત્ર પર ગાંધીજીની મહોર શા માટે જોઈએ વારુ?

છેવટે એક વિચાર જણાવવાની ફરજ લાગે છે. આ આખું ચરિત્ર વાંચતાં, આ સાચે જ બનેલું જીવનચરિત્ર છે કે કોઈ રોમાંચક કથા, એવો પ્રશ્ન મનમાં ઊઠે છે. પૃથ્વીસિંહ આપકમાઈના માણસ છે એ વિષે શંકા થતી નથી, પણ આખું ચરિત્રચિત્રણ અતિરંજિત લાગે છે. ભાષા, રજૂઆત, પોતાના પક્ષનો બચાવ અને પ્રચારની ગંધ આવવાથી એક સારી જીવતીજાગતી પુરુષાર્થની કથાને એક પ્રામાણિક દસ્તાવેજને બદલે નવલકથા જેવું કંઈક રૂપ આપવામાં આવ્યું છે, એ ખરે જ દુઃખની વાત નથી? કેટલાક પ્રસંગોને અતિરંજિત કરવાની તેમ જ સોવિયેટનું ખાસ વકીલાતનામું લેવાની વૃત્તિ સ્વીકારીને લેખકે આખા ચરિત્રને દુષિત બનાવ્યું છે. અને તેથી હકીકતે સાચી હોય એવી બીનાઓ વિષે પણ મનમાં શંકા ઊઠિયું કર્યાં વિના રહેતી નથી, આ એક ચરિત્રવિષય વ્યક્તિની ગેરસેવા જ ગણાવી જોઈએ. પાં૦

**સ્વામી વિવેકાનંદ** — લે૦ બ્રહ્મચારી આનંદ ચૈતન્ય, પ્ર૦ રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ. ઈ. સ. ૧૯૪૫, પાન, ૨૭૦ + ૧૬, કિં. રૂ. ૧-૪-૦

અમદાવાદની રામકૃષ્ણ સેવાસમિતિ સસ્તી કિંમતે સદ્વાચન અને જ્ઞાનપ્રચારની દૃષ્ટિથી કેટલુંક ઉપયોગી સાહિત્ય બહાર પાડે છે. તેમાંનું આ એક છે. સ્વામી વિવેકાનંદ તો એ સંઘના પ્રેરણાદાયી મહાપુરુષ, એટલે તેમના જીવનચરિત્રને તો સંઘનાં પ્રકાશનોમાં સ્થાન હોય જ. પણ આ સંઘનાં પ્રકાશનો સાંપ્રદાયિક નથી. તે સામાન્ય જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ યોજાયેલાં છે. આ ચરિત્ર પણ સરળ ભાષામાં સામાન્ય વાચકો અને વિદ્યાર્થીઓને ખ્યાલમાં રાખીને લખાયેલું છે. તેમાં સાથે સાથે શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવનનો પરિચય પણ થાય છે. વિવેકાનંદના જીવનપ્રસંગો ગમ્મત સાથે જ્ઞાન આપે તેવા છે. તે વાંચવાથી સામાન્ય વાચકો અને વિદ્યાર્થીઓને જ્ઞાન સાથે પ્રેરણા પણ મળશે. ગાંધીયુગ પહેલાં વિવેકાનંદ એ આ દેશના યુવાનોના પ્રેરક મહાપુરુષ હતા. આજે પણ એમનાં લખાણો વાંચવાથી તેવી પ્રેરણા મળી રહે છે. તે વિષય ઉપર ગુજરાતીમાં ઉપલબ્ધ પુસ્તકોમાં આ પુસ્તક, મૂળ ગુજરાતીમાં લખાયેલું હોઈ અને ભાષા શુદ્ધ અને સરળ હોઈ, સારો ઉમેરો કરે છે. લેખકે અને પ્રકાશન સમિતિએ લીધેલો શ્રમ સફળ થયો છે.

છાપકામની દૃષ્ટિએ ત્રેસઠ ભૂલોનું શુદ્ધિપત્રક લાંબું જણાય છે. પણ તેમાં કેટલીક સામાન્ય રીતે સમજાય તેવી ભૂલોનો સમાવેશ કરેલો હોવાથી તે લાંબું થયેલું લાગે છે. એકંદરે છાપકામ સારું છે. આ પુસ્તકની છપામણી માટે સમિતિને દાન મળેલું હોઈ આજના મોંઘવારીના જમાનામાં પુસ્તક પ્રમાણમાં ઘણું સસ્તું થયું છે. આવી રીતે લોકોપયોગી પુસ્તકો માટે નાનાં નાનાં દાન આપવાથી પણ સારો લાભ થાય છે. દાન આપનારને થોડી રકમમાં કંઈ સ્મારક કર્યાનો સંતોષ થવા ઉપરાંત, લોકોને શિષ્ટ સાહિત્ય સસ્તું મળી શકે છે અને દાન લેનાર સંસ્થાને પણ જેટલાં પુસ્તક ખપે તેટલી આવક થાય છે. સળંગ ગ્રંથમાળા ચલાવવા માટે મોટી રકમનું દાન ન આપી શકે તેને માટે આ યોજના સારી છે.

**દીનબંધુ** હિન્દી ઉપરથી પ્રયોજક, રસુલભાઈ ન. વહોરા. પ્ર૦ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા, પાન ૩૪૦ કિં. રૂ. ૨-૦-૦

સ્વ૦ મોતીભાઈ અમીનના માનમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે સ્મારક ભંડોળ એકઠું કરીને શરૂ કરેલી ગ્રંથમાળાનું આ ચોથું પુસ્તક છે. મૂળ હિંદીમાં આ જીવનચરિત્ર ઈ. સ. ૧૯૨૨ના અરસામાં લખાયું હતું. તેનો અનુવાદ લગભગ ૦ા સદી પછી ગુજરાતી ભાષામાં થાય છે તે આશ્ચર્યની વાત છે. સ્વ. ઍન્ડ્રૂઝનું જીવન યુવાનોને માટે માનવ સેવાની પ્રેરણા આપનારું છે. ઉપરાંત તે વખતની હિંદની સ્થિતિ, ખ્રિસ્તી ધર્મની પ્રચારરીતિ, અંગ્રેજોનું અને અમલદારોનું હિંદીઓ પ્રત્યેનું વર્તન, વગેરે બાબતોનું તેમાંથી સારું દર્શન થાય છે. આવું ઉપયોગી જીવનચરિત્ર આટલાં વરસે ગુજરાતી વાચકોને મળે છે તે આનંદની વાત છે.

પુસ્તક હિંદી ઉપરથી યોજયું છે એમ અંદરના મુખપૃષ્ઠ ઉપર ઉલ્લેખ છે. પણ તે કયા પુસ્તકનો અનુવાદ છે, અનુવાદ કરવામાં કેવી છૂટછાટ લીધી છે, કેટલું લીધું છે અને કેટલું છોડયું છે, વગેરે બાબત કશો ઉલ્લેખ કરેલો નથી. પુસ્તક લખાયું ત્યારે ઍન્ડ્રૂઝ સાહેબ જીવતા હતા. ત્યાર પછી તેઓ લગભગ અઢાર વરસ જીવ્યા હતા. ત્યાર પછીના જીવનની હકીકત મેળવીને પૂર્તિરૂપે આપવી જોઈતી હતી. તેને બદલે છેવટે સાત લીટીમાં મરણની નોંધ લીધી છે, તે વિચિત્ર ગણાય. ૧૯૨૨ પછી તો હિંદમાં ઘણાં રાજકીય આંદોલનો થયાં અને દેશમાં ભારે વિચારપરિવર્તન થયું. તેમાં અને બીજી સેવાપ્રવૃત્તિમાં ઍન્ડ્રૂઝ સાહેબે શો ભાગ ભજવ્યો તેનું વર્ણન આ અનુવાદમાં આપ્યું હોત, તો પુસ્તક વધારે ઉપયોગી થાત અને આટલે વરસે ગુજરાતીમાં અનુવાદ થયો તે પણ સાર્થક થાત.

મૂળ પુસ્તકમાંથી લેખકના બે બોલ, પ્રથમ પરિચય અને ગાંધીજીની ભૂમિકા જેવા ભાગો છોડી દીધા છે, તેની ઊણપ જણાય છે.

અનુવાદમાં ઍન્ડ્રૂઝ સાહેબના લખાણમાંથી કરેલા ઉતારામાં હિંદની વસ્તી સુધારીને હાલની પેઠે ચાળીસ કરોડની લખી છે, તે બરાબર નથી કેટલેક ઠેકાણે કયો ભાગ લેખકનો પોતાનો છે અને કયો ઉતારો છે તે સ્પષ્ટ થતું નથી. મૂળ પુસ્તક ઍન્ડ્રૂઝ સાહેબના જીવતાં લખાયેલું અને અનુવાદ તેમના અવસાન પછી થયો, એટલે કેટલેક ઠેકાણે વર્તમાનકાળ અને કેટલેક ઠેકાણે ભૂતકાળ વપરાયો છે, અને એકસરખું ધોરણ સચવાયું નથી.

આટલા મોટા પુસ્તકમાં બિલકુલ શુદ્ધિપત્રક આપવામાં આવ્યું નથી એ પ્રકાશકને મુબારકબાદી આપવા જેવું છે, પણ છાપકામની ભૂલો તો છે જ. પ્રકાશકે શુદ્ધિપત્રક આપવાની તસ્દી નથી લીધી એટલું જ.

એકંદરે, અનુવાદ ગુજરાતી વાચકોને ગમે તેવો છે, અને વાંચવા લાયક સારાં જીવનચરિત્રોમાં તે એક સારો ઉમેરો કરે છે. વિ.

## સાભાર સ્વીકાર

**કાયદે-આઝમ** — અનુવાદક, પ્રકાશક — ઇમામુદ્દીન દરગાહવાલા, દરગાહ શરીફ, નવસારી. કિં. ૦-૧૦-૦

**ધીરપૂંજન, ભગવત્પ્રસાદ, વાનરમાંથી પરમાત્મા** લેખક — ઉપેન્દ્રરાય વોરા, કચ્છ માંડવી. કિં. અનુક્રમે ૦-૮-૦, ૦-૬-૦, નથી લખી.

# માસિક વિવેચન

## કલાઇવ, દુપ્લે અને આલ્બુકર્ક

અંગ્રેજ કાળનો —અથવા વધુ ચોકસ કહીએ તો, ગોરા ખ્રિસ્તીઓના કાળનો હિંદનો જે આધુનિક ઇતિહાસ, એ ડગલે ને પગલે યાદ આવે એવા બનાવો, ઉપરાછાપરી, બનવા લાગ્યા છે.

અને જો સેંકડો દેશી રાજ્યોના પ્રશ્નો, કે જે સર્વોપરી બ્રિટિશ સરકાર પડદા પાછળ સંતાડીને તેમના રાજાઓ સાથે છાનામાના ગોઠવ્યા કરે છે, તે બધા જોવા મળે તો તો—મને લાગે છે કે,—હિંદનાં છેલ્લાં ચારપાંચ નહિ પરંતુ છ સાત સૈકાંનો ઇતિહાસ તાજો થઈ જાય. પણ એ પડદા પાછળ ચાલતી રાજરમતો રહેવા દઈએ, અને પ્રજાને દેખતાં થતી વાતો જોઈએ, તોય બહુ રસ પડે એવી સ્મૃતિઓ તાજી થાય છે.

મથાળે ત્રણ નામાંકિત ગોરી ઐતિહાસિક વ્યક્તિઓનાં નામ છે. કાલક્રમમાં પહેલો આલ્ફૉન્સો આલ્બુકર્ક છે. તેણે ઈ. સ ૧૫૧૦માં ગોવા બંદર વિજાપુર રાજ્યના સ્થાપક અદીલશાહ પાસેથી ઝૂંટવી લીધું. લોકોને ખ્રિસ્તી કરવા એ આ લોકની એક મોટી મુંબેશ હતી. તેમણે ગોવા વટલાવ્યું; ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. કલાઇવ દુપ્લે આગળ આ રાજ્ય ટક્યું નહિ, પણ તેના અવશેષરૂપે ગોવા પોર્ટુગાલ પાસે રહેવા દેવામાં આવ્યું.

હિંદમાં ફ્રેન્ચોના ઇતિહાસના અવશેષરૂપ પોંડીચેરી દુપ્લેએ સ્થાપ્યું તો નહોતું. પણ તેને ટકાવવા તથા ખીલવવામાં એ ખરો. હિંદમાં ફ્રેન્ચ રાજ્ય એણે સ્થાપેલું.

અને અંગ્રેજ રાજ્ય સ્થાપનાર કલાઇવ તો સૌને જાણીતો છે

આમાંના છેલ્લાના વારસો આજે હિંદી પ્રજાની પ્રતિનિધિરૂપ કૉંગ્રેસને દેશ પાછો સોંપવા તૈયાર થયા છે. દુપ્લેના વારસો પણ કહે છે કે, ફ્રેન્ચ હિંદના લોક ઇચ્છે તેમ વર્તી શકે છે. પણ આલ્બુકર્કના અત્યારના વારસો તેનું નામ દઈ કહે છે કે, અમે તો એ પુરુષની સ્વતંત્ર સંસ્કૃતિવાળા છીએ અને અમારું રાજ્ય તો પોર્ટુગલ દેશ જેવું સર્વસત્તાક છે! હિંદના દેશી રાજાઓ પણ પોતાની સર્વસત્તા જાહેર કરી, સનાતન કાળની સર્વસત્તાક એવી જે પ્રજા, તેની ઉપરવટ થવા તાકે છે, એનો પાશ આ ગોરા રાજ્યને લાગ્યો કે શું? ખરેખર, ક્રાંતિમાં માત્ર બહારનું ગોઠવાયેલું તંત્ર જ નહિ, ચોકઠાઈ જઈ ને ગંઠાઈ ગયેલું તેની પાછળ રહેલું મન પણ ઊથલપાથલ થવા લાગે છે. ક્રાંતિની વ્યાખ્યા આજે ચોપડીમાંથી શીખવા જરૂર નથી; હિંદનો વર્તમાન યુગ ક્રાંતિનો પ્રત્યક્ષ પાઠ આપે છે, અને તે પણ અપૂર્વ પ્રકારની —અહિંસક, અથવા કહો કે શાંતિમય સાધનો વડે સધાયેલી. એવા કાળમાં જીવવું, જોવું ને જાણવું જ નહિ, તેમાં બનતો હાથ દેવો, એ આપણી પેઢીનો વિરલ લહાવો છે.

૧૩–૮–'૪૯

## સ્વ-રાજકવાદ

થૉરો પેઠે ગાંધીજી, જેને અંગ્રેજીમાં 'ફિલસૂફિક અરાજકવાદી' કહેવાય છે તેવા છે. એટલે કે, તે એમ માનનારા છે કે, ઉત્તમ રાજ્ય એ કે જેને એની પ્રજા ઉપર ઓછામાં ઓછી હકૂમત ચલાવવી પડે છે. એનો અર્થ એ થશે કે, આ વાદીઓ, ટૉલ્સ્ટૉય પેઠે, રાજ્યને મૂળે ખરાબ માનનારા નથી. બહુ તો તેને અનિષ્ટ છતાં જરૂરી અનિષ્ટ છે એમ કદાચ માને. પરંતુ તેમને ખાસ કહેવાનું એ છે કે, રાજ્ય સંસ્થા પ્રજાની ઉત્ક્રાંતિ કરવાને માટે છે. આ ઉચ્ચ ગતિ જો ચાલતી હોય તો રાજ્યનું શાંતિ-ને વ્યવસ્થા-કાર્ય દંડની બીક બતાવી નાગરિકો પાસે કરાવવું ન પડે; કેમ કે સમજુ પ્રજાજનો તે આપોઆપ કરતા હોય. એટલે આ વાદીઓ સુરાજ્યનો એવો ગજ બતાવે છે કે, તેને લોક પર ઓછામાં ઓછા કાયદા ને રાજ્યદંડ ચલાવવાનાં હશે, કારણ કે દરેક પ્રજાજન પોતપોતાના ધર્મપાલનમાં સ્વયંજાગ્રત હશે.

અંગ્રેજીમાં આવા વાદને ફિલસૂફિક 'એનાર્કી' કહેવાય છે. 'એનાર્કી'=અરાજક. પણ અરાજક એટલે ગોટાળો, અવ્યવસ્થા, અંધાધૂંધી. ગાંધીજી અને થૉરો જેવા વાદીઓ એમાં માનતા નથી. તેઓ માણસના આત્માથી સહેજે અને સાચી રીતે આવતી વ્યવસ્થિતિ ઉપર ભાર મૂકે છે. તેમને મન માનવવ્યક્તિ ને તેની ઉન્નતિ એ મુખ્ય દૃષ્ટિ છે. રાજ્ય હોય તોપણ તે અર્થે જેટલું જોઈએ તેટલું જ; વધારે નહિ. આથી, સામ્યવાદી પેઠે, તે વાદીઓ પણ, પ્રગતિના લક્ષણ તરીકે એમ માને કે, કાળાન્તરે રાજ્યની જરૂર નહિવત્ થઈ જશે અને સમાજ સહજ વ્યવસ્થિત થશે. રાજ્ય રહે તો તે એ આવતા સુધીના વચલા કાળમાં મદદ રૂપે. પરંતુ સામ્યવાદી આત્મવાદી નથી. તેના શાસ્ત્રમાં વ્યક્તિ છે નહિ; એક વ્યષ્ટિ જ જાણે છે. થૉરો ગાંધીજી એથી ઊલટું જ માનનારા આત્મવાદી છે. તેથી જ ગાંધીજી 'સ્વરાજ'ના બે અર્થ બતાવે છે —એક તો લોકનું સ્વરાજ, એટલે કે રાજકીય સ્વતંત્રતા તરીકે સમજાતા સામાન્ય અર્થનું સ્વરાજ. પણ બીજું સ્વરાજ તે દરેક વ્યક્તિનું, જે ધારે તો દરેક હાંસલ કરી શકે છે. અને એમ ઘણા લોક કરી લે તો પેલું લોક-સ્વરાજ તો આપોઆપ આવે, અને તે ઓછામાં ઓછી હકૂમત ભોગવીને કામ કરનાર રાજ્ય પણ હશે.

આ રાજ્ય-વાદને આપણે ફિલસૂફિક અરાજક-વાદ કહેવાને બદલે **સ્વરાજક** વાદ કહીએ તો વધારે સાચું છે. કેમ કે તે **અરાજક** નથી. રાજ્ય તેને ખપે છે ખરું.

પણ તે તેની જરૂર પૂરતું. તે રાજ્ય પણ પ્રજાકીય એટલે કે લોકશાહી સ્વરાજ હોવું જોઈએ. પરંતુ તેમને ખાસ કહેવાનું એ છે કે, નાગરિકોએ પોતે સ્વરાજક હોવું જોઈએ. તેઓ મર્યાદાશીલ હોય, પ્રજાધર્મ પાળતા હોય, અને કાબૂમાં રહી પોતાની ઉન્નતિ સાધવા માટે તત્પર હોય. આવા લોકોના રાજ્યવાદને સ્વ-રાજક વાદ કહીએ, તો ગાંધીજીની રાજકીય ફિલસૂફી સ્વરાજકવાદી છે, એમ કહેવાય. અને આજની છેલ્લામાં છેલ્લી રાજકારી વિચારણામાં એને ઉત્તમ માનવામાં આવે છે. હિંદુસ્તાને પસંદ કરવી હોય તો એ ફિલસૂફી (બેઉ લોકની દૃષ્ટિએ પણ) પૂર્ણ છે.

## શિક્ષણ અને લોકશાહી

એક એવો મત ચાલે છે કે, શિક્ષણ, બૅન્ક, જેવાં ખાસ ખાતાંમાં લોકશાહી ન હોય. અને એના ટેકામાં ગાંધીજીને પણ ઘસડી લાવવામાં આવે છે કે, ૧૯૩૬માં સાહિત્ય પરિષદમાં તેમણે આને સમર્થતો મત પ્રગટ કર્યો હતો. આ મતનો વિચાર કરવો જોઈએ.

જો એમ કહેવામાં આવે કે, જેમ સામાન્ય આમ-મતથી ધારાસભા કે સુધરાઈ ઇ૦ની ચૂંટણી થાય છે તેમ શિક્ષણ કે બૅન્ક જેવાં ખાતાંના માણસોની ચૂંટણી થવી જોઈએ, તો ઉપરની વાત સાચી છે કે, બધે એવી લોકશાહી ન ચાલે; નહિ તો કેટલીક જગાએ તો તે કેવળ ટોળાશાહી કે 'ગોટા'શાહી થઈ રહે. અને લોકશાહી કાંઈ સમાજનાં કાર્યોનો ગોટો વાળવાને માટે નથી; બલ્કે, તેનો દાવો એ છે કે, તેની રીતે કામ કરવામાં વધારેમાં વધારે સામાજિક સમાધાન અને સરળતા તો સધાય જ છે.

એટલે બૅન્ક કે તેને મળતાં ખાતાંમાં જાહેર આમ-ચૂંટણી ન હોઈ શકે. એ અર્થમાં ગાંધીજીનું વિધાન સાચું છે. પરંતુ, તેવાં વિશેષ કામોને સમજનારા લોકોનું મંડળ બન્યા પછી તેનું કામ કરવાની પદ્ધતિ તો લોકશાહી જોઈએ. દા૦ ત૦ તે મંડળ તેની કાર્યવાહી શી રીતે ચૂંટશે? કોઈ પણ તદ્વિદ-મંડળ તેના ઠરાવો શી રીતે કરશે? લોકશાહી અહીં આવીને ઊભી રહે છે. તે કહે છે કે, બહુમતીનું ધોરણ સ્વીકારવું જોઈએ, અને તે તે મંડળનો દરેક સભ્ય સમાનપણે વર્તતો હોવો જોઈએ. તેની વિશેષ સમજ કે યોગ્યતા ચર્ચા કે વિચારમાં કામ આવી શકે; તે દ્વારા એ લોકનો મત-પલટો કરી શકે. પરંતુ મત લેવામાં તો દરેક જણને એક જ મત હોય.

આ પણ લોકશાહી છે. માત્ર ચૂંટણીમાં જ નહિ, પણ ઠરાવ પર પહોંચવામાંય એ પોતાની એક યોગ્યતા ચાહે છે. આ યોગ્યતાનો ઇન્કાર ગાંધીજીના ઉપરોક્ત વિધાનમાં ન જોઈ શકાય. લોકશાહી એક સામાજિક દર્શન છે. તેથી, દરેક સમૂહ-વ્યવહારમાં તે પોતાનું મંતવ્ય રાખે છે. કોઈ વ્યવહારમાં એ ન ચાલે, એમ ભાગ્યે જ કહી શકાય.

લોકશાહી ઢબ સત્યને જ શોધી આપે છે, એમ કહેવામાં નથી આવતું, એ અહીં યાદ દેવડાવવું જોઈએ.

## પુસ્તક પર વેચાણવેરો?

મુંબઈ પ્રાંતમાં વેચાણવેરો શરૂ થવાની જાહેરાત થઈ છે. એમાં મહત્ત્વનો વિચાર કઈ ચીજોના વેચાણ ઉપર એ નંખાશે, એ છે. મીઠાવેરો એક રીતનો વેચાણ-વેરો છે. પરંતુ એ ખરાબ છે, કારણ કે સૌને સરખા જકડે છે ને જીવનની મૂળ જરૂરિયાત પર ટાંપો દે છે. વેચાણવેરાની બાબતોમાં આ દૃષ્ટિ ભુલાવી ન જોઈએ. વળી, રચનાકાર્યમાંની આર્થિક સમાનતાની બાબતમાં સરકારી વેરાનીતિ ઘણું કરી શકે છે. વેચાણવેરો મોજ-શોખ અને શ્રીમંતાઈની ચીજો પર રહે તો આ દૃષ્ટિએ સારી મદદ થાય.

પુસ્તકો, ઇ૦ પર આ વેરો લાગશે? કાગળ, શાહી, બીબાં, બાંધણીનો સામાન ઇ૦ તેના કાચા માલ ઉપર જો આ વેરો બેસે, અને પાછો તેની પેદાશ—પુસ્તકો ઉપર પણ, તો તો સારું ન ગણાય.

પુસ્તકોનો પણ લાખોનો મોટો ધંધો છે. તેમાંથી સારી રકમ મળી શકે. પરંતુ આ ધંધો લોકોની જ્ઞાન-ભૂખ ભાગવાને માટે છે, એમ માનીને ચાલવું જોઈએ. વેપારી આ વેરાનો ભાર ઘરાક ઉપર જ સેરવી આપવાનો; એ કાંઈ તેના નફાના ટકામાં કાપ નહિ આવવા દે. એટલે પુસ્તકો ઉપરનો વેરો તો એક રીતે જ્ઞાનવૃદ્ધિ-વેરા જેવો થઈ રહે. એમ કરવા જરૂર ન હોવી જોઈએ. બલ્કે સરકારે એવો કાંઈક ઉપાય યોજવો જોઈએ કે જેથી પુસ્તકો પર નફાખોરી ઓછી થાય ને નફો માફકસર બને. પુસ્તકો પરના વેચાણવેરા અંગે આ રીતે વિચાર થાય તો સારું.

## બ્રિટનની "ગર્ભવતી કન્યાઓ"

તા. ૩૦-૬-'૪૬ના "રૉયલ વીકલી"માંથી નીચેની ખબર ઉતારું છું:—

> "બ્રિટનમાં, વીસ વર્ષ નીચેની ઉંમરે પરણનારી દર ૧૦ છોકરીઓમાંથી ૪ તેમના લગ્નદિને ગર્ભવતી હોય છે"— આ પ્રમાણે "મૅરેજ ગાઇડન્સ કાઉન્સિલ" (લગ્નવિષયક દોરવણી આપનાર મંડળ)ના ડૉ. મેસ (Mace) જણાવે છે. અને તે કહે છે કે, કદાચ યુદ્ધ દરમિયાન સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોના ઉપયોગને લઈને, એના ટકા ઓછા થયા હોય."

લગ્ન વિષેની મૂળ ભાવનામાં ફરક થતો જવાની સાથે આપોઆપ કેવાં કેવાં સ્થૂલ પરિણામો એમાંથી ફૂટતાં જાય છે, એનો એક દાખલો આ ગણાય. સંસ્કૃતિ અને શિક્ષણ સારાંશે જે કરે છે તે એ જ કે, મનુષ્યમાં અંત-

ગંત જે પશુભાવ તેને પાળીને મનુષ્યભાવ તરફ લેવા મથે છે. સંસ્કૃતિ તેના પરંપરા-જોરથી મુગ્ધ અસર કરે છે, પણ તે કરે જ છે અને અચૂક. શિક્ષણ જ્ઞાનપૂર્વક તે ઉપર કામ કરે છે. સમાજનાં આ બે પ્રબળ સાધનો જે વાપરે છે અને ઘડે છે તેઓને આવી હકીકતો, પવનની દિશા કઈ તરફ છે, તે બતાવી શકે.

એ લેખક કહેતો નથી કે, બ્રિટનના ગોરા સમાજને આ કેવું લાગે છે. પણ દેખીતું છે કે, તેને કાંઈકેય ગાઢું તો લાગે જ છે. હિંદમાં લોકોને આ કેવું લાગે એ કહેવાની જરૂર નથી.

## માણસાઈ કોઈને છોડતી નથી

એ જ અંગ્રેજી સાપ્તાહિકના તે અંકમાં એક બીજી ખબર છે તેય ઉતારવા જેવી છે:—

"બાલી ટાપુનો ડચ રાજકારભારી (નામે 'કારેલ બોટર-હોવન Carel Boterhoven) જાપાનીઓએ તે ટાપુ લીધો એટલે કેદમાં પડેલો; તે હમણાં છૂટ્યો. તેણે આ વાત કહી—

"જાપાની લશ્કરે બાલી કબજે કર્યું કે તેનો પહેલો સરકારી હુકમ એવી માગણીનો હતો કે, સેંકડો કુંવારી યુવતીઓ લશ્કરને માટે કરી દેવામાં આવે. બાલીનો વતની રાજા — Anak Agung અનાક અગુંગે લાગલો જ હુકમ કાઢ્યો કે, ટાપુ પર જેટલા કુંવારાં યુવક યુવતીઓ હોય તે બધાં એકઝપાટે પરણી લે.

'હેવાલ કહે છે કે, આ યુક્તિએ કામ દીધું' શું કરશે એ વિષે કશું જેમને વિષે ન કહી શકાય એવા વિચિત્ર જાપાનીઓએ બાલીની આમ પરણેલી વધૂઓના ઓચિંતા કાલને પજવ્યો નહિ"

આપણે ત્યાં રજપૂતકાળમાં બાળલગ્નો ખૂબ થવા લાગ્યાં તેમાં આવું જ કાંઈક કારણ ઇતિહાસકારો આપે છે. ઉપરની વાત ખરી હોય તો, જાપાનીઓ સ્ત્રીપુરુષસંબંધમાં સાવ પશુ જેવા છે એમ જે ચીતરાય છે, તે સાવ સાચું નથી. રાવણની રાક્ષસી સંસ્કૃતિમાં પણ સ્ત્રીનું હરણ થઈ શકતું, છતાં તે સ્ત્રી પરણવા ન ઇચ્છે તો એક વર્ષ બાદ જ બળાત્કારે પરણી શકાય, એવો નિયમ હતો જ ને?

## હડતાલ સર્વાર્થ-સાધનમ્

એક માજી વિદ્યાર્થી નીચેની કાપલી, વગર વધુ ટીકા કર્યે, સીધી મોકલી મને જણાવે છે કે, એ આ માસિક માટે તમને ખપ લાગશે. કલકત્તાના અંગ્રેજી પત્ર 'ફૉર્વર્ડ' (તા. ૨-૬-૧૯૪૬)માંથી એ છે:—

"સામાન્યપણે મનાય છે કે, હડતાલો પાડવા બાબતમાં કલકત્તાના વિદ્યાર્થીઓ જગતમાં મોખરે છે. તેઓ જે હડતાલો અને વર્ગત્યાગ ('વૉકઆઉટ') કરે છે તેનાં કારણોનો વ્યાપ અને તે માટેનું શોધક કલ્પદ્રુપ ભેળું એવું જબરું ગણાય છે. વિદ્યાર્થીઓની હડતાલો કેટકેટલા વૈવિધ્યપૂર્ણ ભાવો પ્રગટ કરી શકે છે. એ તો જુઓ!—વિરોધ, શોક, ઉજવણી, મુબારકબાદી, દિલાસો, અથવા તો વિજ્ઞાનનો જરા કડક પ્રશ્નપત્ર આવે તો માત્ર તેનો અણગમો અને તિરસ્કાર '(સહાનુભૂતિ અહીં રહી ગઈ.)

"પરંતુ, ન્યૂયૉર્કની એક શાળાની હડતાલનો નીચેનો હેવાલ જુઓ તો, કલકત્તાનાં આપણાં હડતાલ-બહાદુર વીર-વીરાંગનાઓનેય માત કરી દે એવો તે છે: 'થોડાં અઠવાડિયાં ઉપર ન્યૂયૉર્કની એક શાળાના છોકરાઓએ ઓચિંતી હડતાલ પાડી દીધી. તેમની માગણી એ હતી કે, અમારે સુંદર શિક્ષકો જોઈએ. ગુસ્સે ભરાયેલાં શિક્ષકોએ શાળાખાતાના નિરીક્ષક (એ સી. સેનૂર)ને બોલાવ્યો; તે લાગલો ત્યાં દોડી ગયો, અને વિદ્યાર્થી-પ્રતિનિધિ મંડળ જોડે વાટાઘાટ કરી. તેમણે આગ્રહ ધરીને કહ્યું કે, જુવાન અને સુંદર શિક્ષકો ન મળે ત્યાં સુધી અમે વર્ગોમાં જવાના નથી. સેનૂરે દલીલ કરી, "અરે, પણ બાહ્ય સૌંદર્ય અંદર શું છે તે ઓછું જ બતાવે છે! આ તમે જાણો છો કે નહિ? અને તમારી માતાઓ કેટલી 'લાના ટર્નર' (એક સ્ત્રીનું નામ) જેવી રૂપાળી છે?"

'છોકરાઓએ જવાબમાં રોકડું પરખાવ્યું, અમારી મા કાંઈ શાળામાં ભણાવતી નથી!'

"છતાં, હેવાલ કહે છે કે. છેવટે આ સવાલ સંતોષ-પૂર્વક ઉકેલવામાં આવ્યો અને છોકરા બીજે દિવસથી વર્ગોમાં જવા લાગ્યા."

## "રાષ્ટ્રભાષા હિંદુસ્તાની જ શીખો"

આ મથાળાથી સુરત શહેરના કેટલાંક પ્રતિનિધિ-ભાઈબહેનોએ શહેરીઓને નીચે પ્રમાણે અપીલ કરી છે, જે ગુજરાતમાં સૌને માટે પણ છે, તેથી નીચે ઉતારવામાં આવે છે:—

"મહાત્મા ગાંધીજીએ હિન્દના ઉત્કર્ષ માટે સૂચવેલા તથા રાષ્ટ્રીય મહાસભાએ મંજૂર કરેલા રચનાત્મક કાર્યક્રમમાં રાષ્ટ્રભાષાને સ્થાન આપવામાં આવ્યું છે, એ હકીકત સર્વ-સુવિદિત છે ૧૯૪૨ની સાલમાં પૂ. ગાંધીજીએ રાષ્ટ્રભાષાની વ્યાખ્યા નીચે મુજબ આપી—

"हिन्दुस्तानी वह भाषा है जो उत्तर हिन्दुस्तानके शहरों और गाँवोंकि हिन्दु-मुसलमान आदि सब लोग बोलते हैं. समझते हैं. और आपसके कारबारमें बरतते हैं, और जिसे नागरी और फारसी दोनों लिखावटोंमें लिखा-पढा जाता है, और जिसके साहित्यिक (अदबी) रूप हिन्दी और उर्दूके नामसे पहचाने जाते हैं।

"આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, રાષ્ટ્રભાષા તે કે જે ઉત્તર ભારતની આમજનતા બોલી અને સમજી શકે અને જે નાગરી અને ઉર્દૂ બને લિપિઓમાં લખાય. રાષ્ટ્રભાષાની આ નીતિ પ્રમાણે વર્ધાની રાષ્ટ્રસભા પ્રચાર સમિતિએ કાર્ય કરવાની અશક્તિ જણાવી, તેથી મહાત્માજીએ એ સંસ્થાનો ત્યાગ કર્યો અને હિન્દુસ્તાની પ્રચાર સભાની સ્થાપના કરી. બીજી કોઈ નહીં પરંતુ હિન્દુસ્તાની એ જ એકમાત્ર રાષ્ટ્ર-ભાષા હોઈ શકે એ આજે સર્વમાન્ય હકીકત છે.

"રાષ્ટ્રની એક જ રાષ્ટ્રભાષા હોય, એનો સાચો દાવો તો હિન્દુસ્તાની જ કરી શકે તેમ છે. પૂ. ગાંધીજીએ તે પર મહોર મારી છે. આપણા શહેરમાં હિન્દુસ્તાની પ્રચાર મંડળે પોતાનું કાર્ય વિસ્તારીને વિકસાવવાનું નક્કી કર્યું છે. એનું

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫—અંક ૯] અમદાવાદ [સપ્ટેમ્બર, ૧૯૪૬


## સત્યાગ્રહનું ભવિષ્ય—૩

[આ લેખના પહેલા બે હપ્તા 'સત્યાગ્રહનું અવિનાશી તત્ત્વ' એ નામે ગયા બે અંકોમાં આવી ગયા છે.]

૨

સત્યાગ્રહના ભવિષ્ય વિષે શ્રી. દિવાકરજીએ એક સ્વતંત્ર પ્રકરણ લખેલું છે. તેમના મત સાથે હું સહમત છું. તોપણ મારી રીતે તે વિષે થોડું વિવેચન કરું છું.

માનવ સંસ્કૃતિના જેટલી જ સત્યાગ્રહની શક્તિ પ્રાચીન છે. સંસ્કૃતિના હૃદય સાથે જ તેની ઉત્ક્રાંતિ થતી આવી છે. સત્તા (હિંસા) અને ભલાઈ (અહિંસા), સેતાન (આસુરી સંપત્તિ) અને ઈશ્વર (દૈવી સંપત્તિ)નાં બાહ્ય ધ્યેયો હમેશાં એકબીજાથી જુદાં નથી હોતાં; પરંતુ ભલાઈ અને તેજસ્વિતાની શક્તિઓનો વ્યાપાર અનેક વખતે પરસ્પર સુસંવાદપણે ચાલતો નથી હોતો. તેથી, જોકે તેમનો ઉદ્દેશ એક જ હોય છે તોપણ ઘણી વાર તેનો એકબીજા સાથે વિરોધ આવે છે. સત્તા એ આક્રમણશીલ હોવાથી તેનો ભલાઈથી દૂર પડી જવાનો ઘણો જ સંભવ રહે છે; અને તેના પર નિયંત્રણ રાખવા જેટલું સામર્થ્ય ભલાઈમાં હંમેશાં જણાઈ આવતું નથી. ઘણી વાર, સત્તાનું આક્રમણ નિયંત્રિત કરવા માટે ભલાઈ થોડી હિલચાલ કરે છે અને ત્યાં જ તે અટકે છે. તેથી સત્તાને પ્રચંડ વેગથી આગળ ધપ્યા કરવાની અને વધુ ને વધુ પ્રમાણમાં પોતાનો પ્રભાવ ગજાવવાની વારંવાર તક મળે છે.

આમ છતાં ભલાઈના નિયંત્રણમાંથી સત્તા ક્યારેયે પૂર્ણપણે છૂટી શકતી નથી; અને જે ક્ષણે સત્તાનો પ્રભાવ પરાકાષ્ઠાએ પહોંચ્યા જેવો દેખાય છે, તે જ વખતે કોઈક અનપેક્ષિત દિશામાંથી ભલાઈની શક્તિ એકાએક પ્રગટ થાય છે. બીજી શક્તિઓ પ્રમાણે ભલાઈની શક્તિની શરૂઆત પણ અત્યંત સૂક્ષ્મ હોય છે. તે વધતી જાય છે તેમ તેમ તેમાં વેગ આવતો જાય છે અને છેવટે, પ્રચંડ ભૂકંપનો ધક્કો લાગ્યા પ્રમાણે, સત્તાના પાયા પર ઊભું કરેલું જગત ભલાઈના બળવાન ધક્કા આગળ ધસી પડે છે. સત્તાનું સંગઠન પૂર્ણપણે યોજનાબદ્ધ અને છેલ્લામાં છેલ્લી ઢબનું થયું હોય તોયે, નવા સ્વરૂપમાં એકાએક પ્રગટ થનારા ભલાઈના બળ સામે તે ટકી શકતું નથી. કોઈ ગ્રહ એક સૂર્યના મંડળમાંથી છૂટવાની ધડપડ કરે, ત્યાં જ બીજા સૂર્યના મંડળમાં સપડાય અને પરિણામે તેમાં હોમાઈ જઈ નાશ પામે અથવા તેના મંડળમાં કેદ થઈ તેની આસપાસ ફરતા રહેવાનો તેના પર પ્રસંગ આવે, એવી જ સત્તાના બળની સ્થિતિ છે. આવી ઘટનાને ઇતિહાસમાં 'ક્રાંતિ' અને ધર્મગ્રંથમાં 'ધર્મ'ની પુનઃસ્થાપના' કહે છે. પરંતુ ભલાઈની આ શક્તિમાં ઘણી વાર એક વિલક્ષણ દોષ જેવું જણાય છે. એક નવી સભ્યતાને જન્મ આપીને અને તે પોતાના પાયા પર ઊભી રહે ત્યાં સુધી તેનું પોષણ કરીને ભલાઈની શક્તિ ફરીને સુપ્ત થયા સરખી જણાય છે. પરિણામે નવા યુગમાં ફરીને એક વાર સત્તાની ઉપાસના શરૂ થયા જેવું લાગે છે.

આવી રીતે સત્તા અને ભલાઈનો સંબંધ જુદા જુદા કાલખંડોમાં વત્તા ઓછા સુસંવાદમાં થયેલો જણાય છે. અને પ્રત્યેકનો જે ઉત્કર્ષાપકર્ષ નજરે આવે છે, તે જ માનવ ઇતિહાસ છે.

આપણા કાળમાં 'આધુનિક સભ્યતા'એ કેટલી મજલ કાપેલી છે અને ક્ષણે ક્ષણે કેટલા વેગથી તેનો પ્રવાહ દોડે છે, એ આપણે પ્રત્યક્ષ જ જોઈએ છીએ. સત્તાનું બળ ફરીને એક વાર બેફામ વધેલું છે, તેને પ્રતિકારની ભીતિ રહી નથી, તેને નીતિ અનીતિની પરવા નથી, અને પોતાની સારી કે નરસી જે ઇચ્છા હોય તે જગત પર લાદવાનો તેનો નિરધાર છે.' વચમાં વચમાં તેની ભાષા બહારથી સારી દેખાય છે, પરંતુ પરિણામે તેનો કહેવાનો આશય એ જ હોય છે કે, જગતમાં બધાં દુર્બલ, પરતંત્ર અને નાનાં રાષ્ટ્રોએ મારી ઇચ્છા પ્રમાણે વર્તવું અથવા નામશેષ થવાને તૈયાર રહેવું.

આવી આ 'આધુનિક સભ્યતા'ને જો ઓછામાં ઓછી ભીતિ કોઈની લાગતી હતી તો તે હિંદુસ્તાનની! પરંતુ આશ્ચર્ય એવું થયું કે, સત્યાગ્રહની શક્તિએ ફરીને એક વાર નીચા સ્થળે અવતાર લેવાનું ઠરાવ્યું. પોતાના જન્મસ્થાન તરીકે હિંદુસ્તાનને તેણે પસંદ કર્યું એટલું જ નહીં, પણ તેમાંયે એક સાધારણ વર્ગના એક સાદા હિંદુને પસંદ કર્યો.

સત્યાગ્રહના આ નવા અવતારે, ખાસ કરીને તેના પિતા મહાત્મા ગાંધીની સરદારી નીચે, જે કામગીરી બજાવી, તેનો અહેવાલ આ ગ્રંથમાં ટૂંકામાં આપવામાં આવ્યો

છે. આ કામગીરી કાળદૃષ્ટિએ જ નવીન નથી પણ રચના અને પ્રકારોની વિવિધતાની દૃષ્ટિએ પણ નવીન છે.

આ શક્તિ નિષ્ફળ ઠરશે નહીં જ. તે આ દેશમાં એક નવયુગનું આરંભસ્થાન થયેલી જ છે, અને કદાચ એક નવી જગદ્વ્યાપી સંસ્કૃતિ અને સભ્યતાનું આરંભસ્થાન પણ થાય. પરંતુ નવ ભારત પણ ભલાઈનો માર્ગ છોડી દઈને સત્તાના માર્ગ પર જવા પ્રવૃત્ત થાય એ અસંભવનીય નથી.

ઇતિહાસની કેવળ પુનરાવૃત્તિ જ થનારી હશે તો કાલાન્તરે એવું પરિણામ અપરિહાર્ય જ લાગે છે. પરંતુ જો આ પરિણામ અપરિહાર્ય હોય તો સત્યાગ્રહ શક્તિએ ફરી ફરી જન્મ લેવો એ પણ અપરિહાર્ય જ છે. અને કદાચ તે વખતે ગાંધીજી કરતાં પણ નીચેના સામાજિક થરમાં સત્યાગ્રહનો પુનર્જન્મ થશે

૩

કેવળ મનોરાજ્ય રચવાની લહરીને વશ થઈને હું આ વાણીવિસ્તાર કરતો નથી. જગતમાં વખતોવખત ભલાઈની શક્તિ પાછળ કેમ પડી જાય છે? સત્તાને પોતાનો પ્રભાવ સ્વૈરપણે ફેલાવવાનો કેમ અવકાશ મળે છે? અને તેથી તેની સાથે જગતનો પણ નાશ થવાનો પ્રસંગ કેમ ઊભો થાય છે? સત્તા (હિંસા) પ્રચંડ સંગઠન કરીને સામુદાયિક પદ્ધતિએ પોતાનું કર્તૃત્વ બતાવે અને ભલાઈ (અહિંસા) બહુધા વ્યક્તિગત અને અવ્યવસ્થિત સ્વરૂપમાં અને મર્યાદિત ક્ષેત્રમાં જ પોતાનું કર્તૃત્વ બતાવે, એમ કેમ? આવો ક્રમ અપરિહાર્ય થાય એવા કાંઈ ગુણધર્મ આ બંને પ્રકારની શક્તિઓમાં કુદરતી જ છે કે? અથવા મનુષ્યનો વિકાસ હજુ સુધી પૂર્ણ થયો નથી એટલો જ આનો અર્થ છે? આ પ્રશ્નોનો હું વિચાર કરી રહ્યો છું.

કેટલાક લોકોને ખરેખર જ એમ લાગે છે કે, હિંસાનો થોડો ઘણો પણ ઉપયોગ કર્યા વગર સંગઠનો અને વ્યવસ્થા, ખાસ કરીને પ્રચંડ પ્રમાણમાં, કરી કે ટકાવી શકાય નહીં, એટલે અહિંસાએ પોતાનું કર્તૃત્વ નાનાં નાનાં ક્ષેત્રોમાં જ બતાવીને સમાધાન માનવું જોઈએ. તેમના અભિપ્રાય પ્રમાણે હિંસા સિવાય કોઈ પણ સંગઠન અશક્ય હોવાથી, નાનાં સંગઠનો પણ તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય નથી જ. પણ માનવી દુર્બલતાને આપવાની થોડી છૂટ રૂપે જ એ સંગઠનો સમજવાં જોઈએ.

જો આ પ્રકૃતિનો કાયદો જ હોય તો હું નમ્રપણે એમ જ કહીશ કે, અહિંસા એ એક વ્યક્તિગત ગુણ જ છે, તેનું સંગઠિત થવું શક્ય નથી, અને તેથી પોતાની શક્તિ દ્વારા જગતને એકત્ર કરવાનું તેનામાં સામર્થ્ય નથી! જો આ જ કાયદો હોય તો અહિંસાનો સમાજને ઘણો થોડો ઉપયોગ છે. કારણ, તો પછી સમાજની દૃષ્ટિએ સેતાન અને પરમેશ્વર એ બેમાં સેતાનને વડીલપણાનું માન આપવું પડશે. તેણે પોતાના સ્વાર્થ માટે નાના ભાઈ (પરમેશ્વર)ને લૂંટતા રહેવું અને તેને જેમ તેમ પેટ પૂરતું અન્નવસ્ત્ર આપવું એટલે બસ. આ ભૂતળ પર 'રામરાજ્ય', 'ધર્મરાજ્ય' કે 'ઈશ્વરનું રાજ્ય' સ્થાપિત થવાની માનવી મનની અમર આશા પછી કેવળ એક મનોરાજ્ય જ કહેવાય. તે હવામાંનો કિલ્લો હવામાં જ રહેવો જોઈએ.

પરંતુ આવો પ્રકૃતિનો કાયદો જ છે, એવી મને ખાતરી થતી નથી. જો આજ સુધીના ઇતિહાસનો આ જ સાર હોય અને જો હવે પછીની કેટલીક પેઢીઓ સુધી આ જ અનુભવ આવે તોયે તે અચલ નિયમ છે, એમ મને લાગતું નથી. માણસે કરેલા અધૂરા પ્રયત્નની તે હકીકત છે, એટલો જ હું તે ઇતિહાસનો અર્થ સમજું છું. બહુ તો, આલ્ડસ હક્સલીની ભાષામાં, એમ કહેવાય કે, માણસને હજુ સાધ્ય-સાધન-સમન્વયનો સિદ્ધાન્ત સમજાયો નથી. હજુયે તેને એમ જ લાગે છે કે, દૂષિત સાધનોથી નિર્દોષ કે ઉચ્ચ સાધ્ય સાધી શકાય! દેવીને બકરાનો બલિ ચઢાવ્યો હોવાથી કે ભંગીને પુષ્કળ માર મારવાથી ગામમાં ચાલેલો કોલેરાનો રોગ નાશ પામશે, એવી કેટલાક ગામડિયાઓની પ્રામાણિક અને દૃઢ સમજણ હોય છે, તેના જેવી ઊપલી સમજણ છે. પરંતુ જ્યાં સુધી લોકનો ભ્રમ (પછી તે મૂર્ખતાને લીધે હોય કે નિરાધાર હોય) કાયમ છે ત્યાં સુધી એ એમ જ રહેશે. યુદ્ધો અટકાવવા માટે અને શાંતિ, ન્યાય, સમતા અને સર્વસામાન્ય વૈભવયુક્ત જગત નિર્માણ કરવા માટે ફરીને નવાં યુદ્ધો જ કરવાની યોજનાઓના પ્રયોગો મનુષ્યજાતિએ પૂર્વે કર્યા છે અને ફરીને થશે. લશ્કરી, વ્યાપારી અને એના જેવાં જ બીજાં સામ્રાજ્યો સ્થાપન કરવાં અને કાયદા તથા સુવ્યવસ્થાના નામ નીચે ભયંકર કૃત્યો કરતા રહેવું, એ પહેલાં થયેલું છે અને હવે પછીયે થતું રહેશે. કારણ, સદ્હેતુ અને (તે સાધવાના) સન્માર્ગનું અત્યાવશ્યક સાહચર્ય હોવું જ જોઈએ, એવું માણસને હજુ સુધી સ્પષ્ટ થયું નથી. તેથી કરીને ઈશ્વરના તંત્રને બદલે સેતાનના જ તંત્રને પૂર્ણતા તરફ લઈ જવાનો સહેલો દેખાતો રસ્તો મનુષ્ય લે છે. આવું કેવળ રાજકારભારમાં થયું છે એમ નહીં પણ બધે જ પસરેલું છે. "સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ" એ હમણાં હમણાં સુધી શિક્ષણશાસ્ત્રનો સિદ્ધાન્ત હતો ને? અને હજુયે તે પરની શ્રદ્ધા ગઈ જ છે એવું કહી શકાશે નહીં. બાળકની બુદ્ધિ અને ચારિત્ર્ય સુધારવા માટે 'શિક્ષા' (દંડ)નો માર્ગ તેના પર પ્રેમ રાખી એકસરખો પ્રયત્ન કરીને તથા અનુકૂળ વાતાવરણ પેદા કરીને તેની બૌદ્ધિક અને નૈતિક વૃદ્ધિ કરવાના કરતાં અધિક કાર્યસાધક છે, એમ કેટલાક વિખ્યાત શિક્ષણશાસ્ત્રીઓનેયે લાગે છે.* ધર્મનો ઉપદેશ

* શિક્ષા એટલે કે ઉપદેશ, કેળવણી, તેનો 'સજા' એવો અર્થ થઈ ગયો, એ કેટલું વિચિત્ર છે! દંડ અને કેળવણી વચ્ચે અભેદ સંબંધ બંધાયો!

આપતાં પણ આ જ પદ્ધતિનો આશ્રય લેવાયો છે એમ જોઉં છું. ઇહ લોકમાં ધર્મગુરુ દ્વારા દંડ દઈને અથવા પરલોકમાં ભયંકર શાસન કરનારા પરમેશ્વરનું નામ દઈને આપણે ભયના માર્ગે ધાર્મિકતા વધારવાનો પ્રયત્ન કરીએ છીએ. અહિંસાના ઉપાસકોએ સ્થાપન કરેલો ધર્મ જ જ્યાં હિંસા પરની શ્રદ્ધાથી ઢંકાયેલો હોય, ત્યાં માનવી-જીવનમાંની ઇતર પ્રવૃત્તિઓ પણ તે જ પદ્ધતિથી ચાલે એમાં શું આશ્ચર્ય છે?

અહિંસાનું કાર્ય વૈયક્તિક સ્વરૂપનું, અધૂરું અને નિરુત્સાહથી ચાલતું રહેલું દેખાય તો તેમાં અહિંસાના ઉપાસકોની શિથિલતા કારણ છે, એ વિષે મને જરાયે શંકા નથી. નિષ્ક્રિયતાને ઘણી વાર અહિંસા સમજવામાં આવે છે. અને નિષ્ક્રિયતાને હંમેશાં વ્યક્તિવાદ જ માન્ય થાય છે. એટલે અહિંસાને જ વ્યક્તિનિષ્ઠ સમજવામાં આવે છે. તેની આજુબાજુ સંગઠન થઈ શકતું નથી. ઊલટું તેવા પ્રયત્નોથી અહિંસામાર્ગ ભ્રષ્ટ થાય છે, એમ માનવામાં આવે છે. આ સમજણને લીધે જ અહિંસાના આચરણના પ્રયત્નો અને તેને પૂર્ણતા તરફ લઈ જવા માટે સંગઠિત થવાના પ્રયત્નો નકામા ઠરેલા છે. પરંતુ એવા પ્રયત્નો જે ઠેકાણે વ્યવસ્થિતપણે અને દૃઢ-શ્રદ્ધાથી થયેલા છે ત્યાં સમાજનું કલ્યાણ થયેલું છે. ઉદાહરણાર્થ ખ્રિસ્તી મિશનરીઓએ જ્યાં સુધી પોતાના કાર્યમાં રાજકીય વગેરે હેતુ અને હિંસક શક્તિનો આશ્રય લીધો નહોતો, ત્યાં સુધી તેઓએ જે જે પ્રવૃત્તિઓ ચલાવી, તેનાથી માનવજાતિની ઘણી સેવા તેમણે કરી અને તેમાં અહિંસક સંગઠનનો સારો પરિચય આપ્યો, એમ કહી શકાશે.

મને લાગે છે કે, સક્રિય અને સંગઠિત રૂપમાં અહિંસાનું આચરણ કરવાનો કાર્યક્રમ પ્રથમ ખ્રિસ્તી ધર્મે બતાવ્યો. ગાંધીજીએ તેની પુનર્રચના કરીને હિંદુસ્તાન માટે તે યોજનાના એક વિશિષ્ટ ભાગને વ્યાપક સ્વરૂપ આપેલું છે. તેનું નામ 'रचनात्मक कार्यक्रम'. મનુષ્યમાં કુદરતી ચાલી આવેલી અહિંસાવૃત્તિની વૃદ્ધિ થવા માટે અનુકૂળ પરિસ્થિતિ નિર્માણ કરવી અને હિંસક પ્રવૃત્તિનું તે નિયંત્રણ કરી શકે એટલું સામર્થ્ય તેમાં ભરવું, એ તે કાર્યક્રમનું ધ્યેય છે. દારિદ્ર્ય, અજ્ઞાન, રોગ, સંકુચિતતા, વિષમતા અને જગતને યમપુરી કરી નાખનારી છૂપી કે ઉઘાડી ગુલામગીરીનું નિર્મૂલન કરવાનો પ્રયત્ન યુગાનુયુગથી ચાલુ છે. તે કાર્યનું ગાડું યોગ્ય માર્ગ પર લાવવું એ જ રચનાત્મક કાર્યક્રમનો ઉદ્દેશ છે.

આસ્તિક લોકો જો એટલું જ કહેતા હોય કે, પરમેશ્વર ફક્ત સ્વર્ગમાં છે, તેનો જગત સાથે કાંઈ સંબંધ નથી, તો નાસ્તિક લોકો તેમની સાથે ઝઘડો કરશે નહીં. તેથી ઊલટું, જો નાસ્તિકોને એ માન્ય હોય કે અહિંસા (ભલાઈ) તરફની ખેંચ માણસમાં મૂલભૂત છે અને મનની હિંસાત્મક પ્રવૃત્તિના કરતાં તે વધારે મૂલ્યવાન ભેટ છે અને તે જગતમાં વ્યાપક થવી જોઈએ, તો આસ્તિકોને પછી કાંઈ જ કહેવાનું રહેશે નહીં. પરમેશ્વરના અસ્તિત્વ અને સ્વરૂપ વિષે અનંત કાળ સુધી ધાર્મિક અને તાત્ત્વિક નકામી ચર્ચાઓ કર્યાં કરવા કરતાં ભલાઈ (અહિંસા)નો બળવાન પ્રભાવ જગતમાં પ્રસરે એ ધોરણે ભલાઈ (અહિંસા)નું સંગઠન કરવા તથા મનુષ્યજાતિની પ્રગતિ કરવા માટે બધાંને એક થતાં આવડે તો, જેમ જેમ આ કાર્ય પૂર્ણ થશે તેમ તેમ, ઈશ્વર પર શ્રદ્ધા રાખવી કે નહીં, એ પ્રશ્ન આપોઆપ છૂટી જશે. આસ્તિકોનો પરમેશ્વર એ ભલાઈનું જ રૂપક છે અને તે સ્વરૂપમાં તેનું ભૂતળ પર અસ્તિત્વ દેખાશે. જે પ્રમાણે સ્વર્ગમાં તેની ઇચ્છા એટલે ભલાઈ અપ્રતિહત રીતે અમલમાં આવે છે (એમ આસ્તિકો માને છે), તે જ પ્રમાણે તે આ જગતમાં પણ વ્યાપી ગઈ છે એમ અનુભવમાં આવ્યા પછી, પરમેશ્વર છે કે નહીં, એ પ્રશ્ન જ રહેશે નહીં.

હિંસાનો વિરોધ કરવો અને અહિંસાની શક્તિ વ્યક્ત કરવી, એ બે બાબતોમાં સત્યાગ્રહનું તેજ પ્રગટ થાય છે. નિષ્ક્રિયતાની નિદ્રામાં હોઈએ ત્યારે અથવા હિંસાની ઉપાસના કરતા હોઈએ ત્યારે માણસ પોતાનું ધ્યેય ભૂલી જાય છે. એવો વિસ્મૃતિનો અંધકાર હોય ત્યારે એક ક્ષણમાં તેને જાગ્રત કરનારી અને માર્ગ બતાવનારી સત્યાગ્રહની તેજસ્વી જ્યોતિ એકાએક પ્રદીપ્ત થાય છે. એક મહાકવિના શબ્દોમાં સગવડ પૂરતો ફેરફાર કરીને બોલું તો —

> "સત્યાગ્રહની જ્યોત દૂર ભટકતાં જતાં દેખાતી બંધ થઈ જાય અને તેની સ્મૃતિ ભૂંસાઈ જાય તો વળી તે પ્રગટ થશે અને વધારે પ્રખર તેજોબળથી યુક્ત થઈને મનુષ્યને ફરીને પ્રેરણા આપશે.
>
> "જે જે વખતે માણસ સત્તાનો કે નિષ્ક્રિયતાનો ભોગ બનશે, તે તે વખતે સત્યાગ્રહ વારંવાર પ્રગટ થશે.
>
> "જો મૃત્યુ સત્યાગ્રહી વ્યક્તિને અદૃશ્ય કરશે અને દીર્ઘકાલ તેને ઢાંકી રાખશે તોયે સત્યાગ્રહની જ્યોતિ માણસના મનની શોધ કરતી જ રહેશે અને તે શોધ ક્યારે પણ નિષ્ફળ જશે નહીં.
>
> "અને સત્યાગ્રહે જે ભલાઈ—અહિંસા સિદ્ધ કરી હશે તે મનુષ્યના મનમાં રહેલી ભલાઈની નૈસર્ગિક વૃત્તિને વિશેષ અનુકૂળ રૂપમાં, સ્પષ્ટ અને પુષ્ટિ આપનાર વાણીમાં પ્રગટ થશે."

અહિંસા વિષે મારા મનમાં જે દૃઢ શ્રદ્ધા છે તેનું સ્વરૂપ આવું છે.

મૂળ અંગ્રેજી પરથી

૧૮-૧-૧૯૪૬ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

# ભગવદ્ગીતા ઉપર એક પ્રવચન—૩

(ગયા અંકથી ચાલુ)

૭

હવે આપણે ગીતાનું યોગશાસ્ત્ર તપાસીએ. યોગશાસ્ત્ર એટલે સાધનાનો માર્ગ બતાવતું શાસ્ત્ર; અર્થાત્ આપણે જે માર્ગ અનુસરવાનો છે તે. આપણામાંના ઘણા ઊભા થઈને પોતાનો મત તો આપી દે કે, 'હું ઈશ્વરમાં માનું છું;' પણ પછી જીવનની દરેક ક્ષણે તે માન્યતાને નકારતી ક્રિયાઓ જ આપણા દ્વારા થતી હોય છે. આપણી બુદ્ધિથી આપણે જે નિર્ણય બાંધ્યો હોય છે તેની, અને આપણા જીવનની કર્મ-ચેતના વચ્ચે ભેદ હોય છે. અસ્તિ બ્રહ્મ (અર્થાત્ 'બ્રહ્મ છે') એમ કહેવું, અને 'અહમ્ બ્રહ્મ' (અર્થાત્ જાતે બ્રહ્મ બનવું) એ બે બાબતો વચ્ચેનો તફાવત સમજવો એ આપણ સૌ માટે અગત્યની વસ્તુ છે. 'ઈશ્વર છે' એમ કહેવું એ આપણે માટે સહેલું છે; પરંતુ 'મેં મારી જીવનનાડીના ધબકારામાં કે હૃદયમાં વહેતા લોહીમાં ઈશ્વરનું અસ્તિત્વ અનુભવ્યું છે,' એમ કહેવું, અથવા 'આ જગતના અસ્તિત્વમાં હું જે રીતે માનું છું, તે રીતે જ હું ઈશ્વરના અસ્તિત્વમાં માનું છું,' —એમ કહેવું આપણે માટે મુશ્કેલ છે. સત્યસ્વરૂપ ઈશ્વરનો આપણે સાક્ષાત્કાર કર્યો છે, એવું કહેવાની સ્થિતિમાં આપણે ન હોઈએ, ત્યાં સુધી આપણે સાચાં આધ્યાત્મિક મનુષ્યો છીએ એમ ન માની શકાય. દાર્શનિક રીતે ઈશ્વરની વ્યાખ્યા નિરૂપવી, કે બૌદ્ધિક રીતે તેનો સ્વીકાર કરવો, એ ઈશ્વરના વાસ્તવિક સાક્ષાત્કાર કરતાં તદ્દન જુદી બાબતો છે. આપણે આપણી ચેતનાના ગંભીર ઊંડાણમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરતા હોવા જોઈએ. આપણે કેમ કરીને તેમ કરી શકીએ? અહીં આગળ આપણી સામે જ્ઞાન, કર્મ, અને ભક્તિના ત્રણ માર્ગો રજૂ કરવામાં આવે છે.

૮

કેટલાક માણસો બુદ્ધિપ્રવણ હોય છે; એટલે તેમને માટે મનન-નિદિધ્યાસન તથા બહિર્મુખતામાંથી પર થવાની પ્રક્રિયા અર્થાત જ્ઞાનમાર્ગ કામ દે છે.

જ્યારે પાયથેગોરાસને પૂછવામાં આવ્યું કે, "ફિલસૂફનું લક્ષણ શું છે?" ત્યારે તેણે જવાબ આપ્યો, "આપણે સૌ જીવનના મેળામાં જઈએ છીએ: કેટલાક પૈસા કમાવા; કેટલાક નામના અને કીર્તિ પ્રાપ્ત કરવા; અને કેટલાક માત્ર જોયા કરવા. આ જે 'જોયા કરનારા' લોક છે, તે ફિલસૂફો છે."

પ્લેટોએ પણ કહ્યું છે, "ફિલસૂફો તો સંપૂર્ણ દેશ અને સંપૂર્ણ કાળના સાક્ષીઓ છે." દેશ અને કાળ એ બાહ્ય વિષયો છે; અને સાક્ષી એ તો આંતરિક ચિત્ શક્તિ છે. જ્યાં સુધી તમે સાક્ષી આત્મા, અને વિષયભૂત દેશ અને કાળ કે જે અનાત્મા છે, તે બે વચ્ચેનો ભેદ ન પારખી શકો; તથા જ્યાં સુધી તમે શુદ્ધ આત્મા કે જે માત્ર સાક્ષી છે, અને બહિર્મુખ જીવ કે જે ઓછેવત્તે અંશે નિરંતર સાંસારિક પ્રવૃત્તિઓમાં જ રોકાયેલો રહે છે તે બે વચ્ચેનો ભેદ સમજવા માટે આત્માને અનાત્મામાંથી ખેંચી ન લઈ શકો,—ત્યાં સુધી તમે શુદ્ધ સાક્ષીભાવ કે જે કશાનો વિષય થઈ શકતો નથી, તેને ન પામી શકો.

આ માટે આપણને ધ્યાનયોગની પ્રક્રિયા ધરવામાં આવે છે. તમારે એકલા બેસવું જોઈએ. પરંતુ માત્ર બાહ્ય એકલાપણું બસ નથી. એકલા ઓરડીમાં પુરાઈ બેસીને પણ આપણે આપણા મનમાં અનેક જાતના ચિત્રવિચિત્ર વિચારોના ઘોડા દોડાવ્યા કરીએ. તમારે જો તમારા સત્ય સ્વરૂપમાં સ્થિત થવું હોય, તો ઉન્મત્ત તૃષ્ણાઓ અને કામનાઓની જકડ ઉપર તમારે કાબૂ મેળવવો જોઈએ. ગીતામાં જે યતચિત્તાત્મા કહ્યું છે, તેનો આ અર્થ છે. તમારે અનાસક્ત થવું જોઈએ, તમારામાં કોઈ પરિણામ કે ફળની આકાંક્ષા ન રહેવી જોઈએ. अपरिग्रहः એટલે કે 'મારાપણાની બુદ્ધિ વિનાનો;'—એ મારાપણું જ કોઈ પણ પ્રકારના ઉચ્ચ જીવનનો કટ્ટરમાં કટ્ટર દુશ્મન છે. ઈશુ ખ્રિસ્ત પાસે જઈને એક માણસ કહેવા લાગ્યો:—'મેં બધી ઈશ્વરી આજ્ઞાઓનું પાલન કર્યું છે; હું બધા નિયમો પાળું છું; હવે ઈશ્વરના દરબારમાં પ્રવેશ પામવા માટે મારે શું વિશેષ કરવું જોઈએ?' ઈશુ ખ્રિસ્તે જવાબ આપ્યો, 'તારી બધી મિલકત વેચી નાખીને તેના પૈસા ગરીબગુરબાંને આપી દે!' કહેવાની જરૂર નથી કે, તે માણસે ફરી ઈશુ ખ્રિસ્તને દેખા દીધી નહિ. અપરિગ્રહ એટલે આસક્તિનો ત્યાગ. તમારી પાસે એવું કાંઈ પોતાનું ન હોવું જોઈએ કે જે તમને આ જગત સાથે બાંધી રાખે. તે જાતની અનાસક્તિ અતિ આવશ્યક છે. ધ્યાનયોગની પ્રક્રિયા વડે મન બાહ્ય પદાર્થોમાંથી 'પોથીમાંનાં રીંગણાં'ની રીતે નહિ, પણ વાસ્તવિક રીતે અળગું થાય છે, અને સાંસારિક પ્રવૃત્તિઓમાં કોઈ પણ જાતની પકડ વિનાનું થાય છે—यतचित्तात्मा, निराशीः, अपरिग्रहः ।

૯

પરંતુ આ બધી બહુ મુશ્કેલ રસ્તો છે; અને આપણામાંના ઘણા તેમ કરી શકવાને સમર્થ નથી. તેથી આપણા જેવા માટે જુદો ભક્તિનો અર્થાત્ શરણાગતિનો —પ્રપત્તિનો—સ્વાર્પણનો માર્ગ છે. તેમાં આપણે કશું માગવાનું કે હકદાવો કરવાનું છોડી દઈ, આપણી જાતને ઈશ્વરના હાથમાં સદંતર સોંપી દઈએ છીએ. અલબત, આ બધા પુરુષના કહી શકાય તેવા સક્રિય ગુણો નથી, પરંતુ અબળાના ગુણો છે. તેથી ભક્તિ-

સંપ્રદાયોમાં એમ કહેવામાં આવે છે કે, જગતમાં પુરુષ કોઈ હોય તો તે એક પુરુષોત્તમ — પરમાત્મા જ છે. બાકીના આપણે સૌ તો તેની આગળ અબળાઓ જ છીએ. સ્ત્રીપ્રાયમ્ ઇતરમ્ સર્વમ્। બીજા શબ્દોમાં કહીએ તો, આપણા હૃદયનો ભાવ પ્રાર્થનાનો, અધીનપણાનો, નિતાંત શરણાગતિનો અને સ્વાર્પણનો હોવો જોઈએ. કશાનો હકદાવો કર્યા વિના, માત્ર ઈશ્વરના અનુગ્રહની જ આકાંક્ષા રાખો. એ ભક્તિમાર્ગ છે. આપણે એ માર્ગને વધુ સહેલાઈથી અનુસરી શકીએ છીએ. ગોપી ઈશ્વરને પ્રાર્થતી, તથા તેને પોતાનો પતિ બનવા વીનવતી ચોતરફ પોકારતી ફરે છે, "હે કાત્યાયની, હે મહાદેવી, હે સર્વલોક-મહેશ્વરી ! નંદગોપનો પુત્ર મારો પતિ થાય તેમ કરો. હું તમને પગે પડું છું !"

રાસલીલાની વાતનો અર્થ જ એ છે કે, તે વિશ્વપતિ, સર્વપતિને જગતના બધા જીવો કૃપા માટે અરજી, વિનંતી અને આજીજી કર્યા કરે છે. લાખો જીવો એકી સાથે તેને ભજે છે, તે કારણે તે એક પુરુષોત્તમની અખંડતા કોઈ પણ પ્રકારે ખંડિત થતી નથી. રાસલીલાની કલ્પના દ્વારા પરમાત્માની સાર્વત્રિકતા, અને તેને પ્રાર્થતા જીવોની અસંખ્યતાનો ભાવ તાદૃશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એક જ પુરુષોત્તમ દરેક જીવાત્માની અભિમુખ થાય છે; અને તે અમુક જણને અભિમુખ થાય છે, તેથી કરીને તે બીજાઓની અભિમુખ નથી રહેતો, એમ બનતું નથી. રાસલીલાની કલ્પના દ્વારા એ ખ્યાલ મૂર્તિમંત કરવામાં આવ્યો છે; પરંતુ પરદેશીઓ તેને છેક જ વિપરીત રીતે સમજ્યા છે, અને તેમને પગલે આપણામાંના કેટલાકે પણ તેનો અવળો તથા ખોટો અર્થ કર્યો છે.

૧૦

એ ભક્તિમાર્ગ થયો : પરંતુ મનનચિંતન કે ભાવોદ્રેકને લાયક જેમનું ઘડતર નથી તેવા જે કેટલાક કામગરી પ્રકૃતિવાળાઓ છે, તેમને માટે તે ઉપરાંત એક જુદો કર્મમાર્ગ છે. અર્જુન પોતે એ લોકોના વર્ગનો છે. પરંતુ તે ઊઠીને કહે છે, "હું જાણું છું કે હું ક્ષત્રિય છું; યુદ્ધ કરવું એ મારો ધર્મ છે એ હું સમજું છું; પરંતુ હું લડવાનો નથી. એ કામ હું કરી શકું એમ મને લાગતું નથી. મારા ઉપર લાદવામાં આવેલું આ કર્તવ્ય હું અદા કરવાનો નથી." અને તેનું પરિણામ શું આવ્યું ?

'આપણે બધા જાણીએ છીએ કે, જ્યારે કર્તવ્યકર્મ આપણને કંટાળા ભરેલું દેખાય છે, તથા દુઃખપૂર્ણ અને અપ્રિય લાગતા કામનો હિસ્સો આપણે ઉઠાવવાનો આવે છે, ત્યારે આપણે આપણા ઉપર નાખવામાં આવેલી ફરજમાંથી ખસી જવા ઇચ્છીએ છીએ. તેમાંથી ખસી જવાના હેતુથી આપણે બધી જાતનાં બહાનાં શોધી કાઢીએ છીએ અંતે અર્જુન વસ્તુતત્ત્વ સમજવાને શક્તિમાન થયો; અર્થાત્ વિશ્વને હાંકતા પરમાત્મા કે જે તેના પણ સારથિ હતા તેનામાં શ્રદ્ધા પ્રાપ્ત કરી શક્યો; અને બોલ્યો, 'करिष्ये वचनं तव' — 'તમે કહો છો તેમ હું કરીશ.' તે જ પ્રમાણે તમે જોશો કે, ઈશુ ખ્રિસ્ત પણ પ્રથમ તો હાથ ઊંચા કરીને બોલી ઊઠ્યા, "નહિ, નહિ મારાથી આ બધી યાતના સહન નથી થઈ શકતી. મારી પાસેથી આ દુઃખનો પ્યાલો ખસેડી લો, મારાથી આ દુઃખનો બોજો ઉઠાવી શકાય તેમ નથી." અને છતાં આટલી બધી ગડભાંજ અને મૂંઝવણ પછી તે અંતે એવા નિર્ણય ઉપર આવે છે કે, "તારી મરજી પ્રમાણે થાઓ. મારી નહિ પણ તારી મરજી પ્રમાણે થાઓ." ઈશુ ખ્રિસ્તના એ શબ્દો करिष्ये वचनं तव ના જ હૂબહૂ ભાષાંતર જેવા છે. અર્જુન તેમ જ ઈશુ ખ્રિસ્ત બંનેએ પ્રથમ તો દુઃખનો પ્યાલો તેમના મોં આગળથી ખસેડી લેવામાં આવે એમ ઇચ્છયું હતું. અર્જુન લડવા માગતો ન હતો; અને ઈશુ ખ્રિસ્ત પેલો પ્યાલો પી શકતા ન હતા; ઈશુ ખ્રિસ્તે કહ્યું : 'આ પ્યાલો પાછો લઈ જાઓ.' અર્જુને કહ્યું, 'માફ કરો, હું નહિ લડું.' પરંતુ પછી તે બંને એટલી હદ સુધીના આધ્યાત્મિક વિકાસમાંથી પસાર થાય છે કે, જેથી 'મારી નહિ, પણ તારી મરજી પ્રમાણે થાઓ,' એમ ઊઠીને કહેવા જેવી સ્થિતિ ઊભી થાય છે. બીજા શબ્દોમાં કહીએ, તો પોતાની એવી કાંઈ પણ સ્વાર્થી કામના વિનાની માનવવ્યક્તિઓ માટે ઈશ્વરીશક્તિના હાથમાં સાધનરૂપ બની જવું શક્ય છે; અર્થાત્ આ જગતમાં કોઈ ઈશ્વરી હેતુ કામ કરી રહ્યો છે એવી સમજ પ્રાપ્ત કરી, તે ઈશ્વરી હેતુને પાર પાડવામાં સહકાર આપવા અર્થે જ આપણું આ જગતમાં આવવું થયેલું છે, પોતાની વૈયક્તિક કામનાઓ તૃપ્ત કરવા અર્થે નહિ, એવું સમજવું —શક્ય છે. આપણે માત્ર એ ઈશ્વરી હેતુમાં જ નિમગ્ન થવાનું છે, તથા ઈશ્વરી સંકલ્પને જ અનુકૂળ બનવાનું છે; અને એમ કરવા જતાં જ આપણી પોતાની પરિપૂર્ણતા પણ સાથે સાથે સધાઈ જાય છે.

આમ, ઈશ્વરની આજ્ઞા અનુસાર વર્તવા જતાં તમે તમારી અંદર રહેલી સર્વોચ્ચ શક્યતાઓ પણ પરિપૂર્ણ કરી શકો છો. તેથી કરીને જ કહેવામાં આવ્યું છે કે, કર્મ જેવી વસ્તુ પણ, કે જે આપણને ગંદવાડરૂપ લાગે છે, તથા આપણને એટલી અકારી તથા અપ્રિય લાગતી હોય છે કે આપણે તેનો ત્યાગ કરવા કે તેમાંથી નીકળી જવા માગતા હોઈએ છીએ, તે પણ અમુક વખતે ઈશ્વરી પ્રયોજનરૂપ બની જાય છે, અને આપણે તેને માથે ચડાવવું પડે છે; તથા તે પ્રમાણે કરવા વડે આપણે કર્મ-ત્યાગ દ્વારા સાધી શકીએ તેના કરતાં ઈશ્વરની ઇચ્છા વધુ પાર પાડીએ છીએ, ઈશ્વરનો હેતુ વધુ જાણી શકીએ છીએ, તથા તેનું સ્વરૂપ વધુ સમજી શકીએ છીએ. વિષ્ણુપુરાણ

કહે છે:— 'જેઓ ઈશ્વરની આજ્ઞાનું પાલન કર્યા વિના માત્ર તેનું નામ રટ્યા કરે છે, તેઓ ઈશ્વરના શત્રુઓ છે.' (स्वधर्मकर्मविमुखाः कृष्ण कृष्णेति वादिनः। ते हरेर्द्वेषिणो मूढाः धर्मार्थम् जन्म यद् हरेः॥) તેઓ મૂઢ અજ્ઞાનીઓ છે. હરિ પોતે પણ સૃષ્ટિ પ્રત્યેનાં બંધનોને કારણે, તેમ જ જગતના ઉદ્ધાર અર્થે કેટકેટલાં સંકટો અને જોખમોમાં થઈને પસાર થયા છે? આમ જો તેમણે પોતાનો જ દાખલો આપણને પૂરો પાડ્યો છે, તો પછી આપણે આ જગતમાંથી — તે જગત આપણી પાસે જે કામગીરી માગી રહ્યું છે તેમાંથી અલગ થઈ જઈએ, તો તે આપણે માટે યોગ્ય કહી શકાય?

—ક્રમશઃ

# રાજકારણનો પરિભાષા-કોશ

આ માસિકમાં અગાઉ એક લેખમાં જણાવ્યું હતું કે, સામાજિક વિદ્યાઓની પરિભાષાની જરૂર અપાટાબંધ જણાતી જાય છે. આ અંગે અર્થશાસ્ત્રની પરિભાષા (લગભગ ૫૫૦ ઉપર અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાય) શ્રી. વિઠ્ઠલભાઈ કોઠારીએ તૈયાર કરેલી, તે 'માનવ અર્થશાસ્ત્ર' ગ્રંથના પરિશિષ્ટ રૂપે જાહેર કરી છે. તેનો વિસ્તાર કરી પુસ્તિકારૂપે છાપવાનો વિચાર છે.

સમાજવિદ્યામાં બીજો મહત્ત્વનો વિષય છે રાજકારણ — 'પોલિટિક્સ' આ કામ થોડે થોડે કરવું જોઈએ તો પૂરું થાય. અને ખાસ તો એ કે, અનેકની સરસ સૂચનાઓ અને મદદરૂપ ટીકા મળી શકે.

આ ઇરાદાથી આ અંકથી શરૂ કરી થોડાક શબ્દો દર વખતે આપવામા આવશે. જેમને તેનો કોઈ અચ્છો પર્યાય સૂઝે તે લખી શકે. આ શબ્દો એ-બી-સી-ડી ક્રમે આવશે. વચ્ચે કોઈ જરૂરી શબ્દ રહી જતો લાગે તો તેય વાચકો લખી મોકલે. ઇરાદો, અતિ ઝીણવટોમાં ગયા વગર, સામાન્ય કેટલાક શબ્દોને આ યાદીમા અત્યારે લેવાનો છે.

સહકાર અને સૂચનાઓની આશાની સાથે શબ્દોનો પહેલો હપતો નીચે આપવામાં આવે છે.

૩-૯-'૪૬ મ૦

## A

Abdicate v.t. રાજપાટ છોડવું; ગાદી તજવી (૨) પદ કે સત્તાની જવાબદારીમાથી ચળવું; સ્વત્વભ્રષ્ટ કે સત્તાભ્રષ્ટ થવું; સત્તાભંગ થવું; પદત્યાગ કરવો

Abdication n. રાજત્યાગ; ગાદીત્યાગ (૨) પદત્યાગ; સત્તાભંગ; પદભ્રષ્ટતા

Abscond v.t. ભાગતા કે સંતાતા ફરવું; છટકવું

Absconder n. ભાગેડુ; 'ફરારી'

*Abolish v.t.* લોપવું; રદ કરવું

Abolitionist n. ગુલામી-નિષેધક

[ગુલામ-પદ્ધતિ અને ગુલામોનો વેપાર રદ કરવામાં માનનારને માટે આ શબ્દ વપરાયો હતો, તે ભાવ વગર એક શબ્દ લેવો હોય તો 'रद्द-कर्ता', निषेधक, खंडनकार, શબ્દ યોજી શકાય]

Absenteeism n. ગેરહાજરદારી

(આ એક પ્રકારનો માલકી-હક છે. તેમાં માલિક પોતાની મિલકતની જગા ઉપર નથી રહેતો. પણ ત્યાંથી દૂર બીજે રહી, પોતાની એ મિલકતનો બેઠાડુ ઉપભોગ કરે છે. એટલે કે, ભાડું, સાંથ ઇ૦ મેળવ્યા કરે છે, અને વહીવટદાર કે મુનીમ રાખીને વ્યવસ્થા કરાવી પોતે તાગડધિન્ના કરે છે.

આ પ્રકારની માલકી જમીનની હોય, મૂડીની હોય. તે પ્રમાણે—

Absentee Land-lord n ગેરહાજર જમીનદાર

,, Capitalist n. ગેરહાજર મૂડીદાર

Absolute adj. આપખુદ; નિરંકુશ

-Monarchy n. આપખુદ રાજાશાહી

-Power n. આપખુદ સત્તા

[આ પદ્ધતિમાં પ્રજાને મત કે કોઈ રીતનું પ્રતિનિધિત્વ નથી હોતું. રાજ્યકર્તા સ્વેચ્છાએ આપખુદીથી રાજ્ય કરે છે. પહેલાં જ્યારે રાજાશાહી હતી ત્યારે રાજા અને પ્રજાના હકના ઝઘડા થતા. અત્યારની સરમુખત્યારી જૂની આપખુદ રાજાશાહીનો નવો અવતાર છે]

Absolutism n. આપખુદી; જહાંગીરી; આપખુદ રાજ્યપદ્ધતિ

[રાજા કે સરમુખત્યાર કહે તે કાયદો ત્યાં કશું બંધારણ કે પ્રજાકીય હક જેવું ન હોય. જેવું કે, હિંદનાં ઘણાં દેશીરાજ્યો.]

Absolutist n. આપખુદ સત્તાવાદી; રાજ(-જા)સત્તાવાદી (એથી ઊલટું, પ્રજાસત્તાવાદી) (૨) adj. રાજ(-જા)સત્તાક; આપખુદ સત્તાવાદી (ઊલટું પ્રજાસત્તાક)

Act n. ધારો; કાનૂન; કાયદો

[ધારાસભા જે કાયદા કરે તે Act. 'Law' એનાથી વ્યાપક અર્થમાં 'કાયદો' છે.]

Act of God n. આસમાની

Act of State n. સુલતાની

Action n. ઇલાજ; ઉપાય; પગલું (૨) સામનો; પ્રતિકાર
-Direct n. સીધું પગલું; અમલી ઉપાય; સીધો પ્રતિકાર.

Active adj. સક્રિય (ઊલટું નિષ્ક્રિય=passive)

Activism n. સક્રિયવાદ; કાર્યવાદ
[આપણે ત્યાં 'આરામ-ખુરશીનું રાજકારણ' કહેવાય છે, તેમાં કેવળ મોટી વાતો ને યોજનાઓ વગેરેની કાર્યશૂન્યતા હોય છે. તેથી ઊલટો પક્ષ પોતાની કાર્ય-પ્રવણતા કે સક્રિયતાની ખાસિયત ધરાવે છે. આ શબ્દ એનો વાચક છે. જેમ કે, સમાજવાદ રાજસત્તા ન મળે ત્યાં સુધી કેવળ વાતોડિયો ને ગગનવિહારી છે; તેની સામે ગાંધીવાદ સક્રિયવાદી કાર્યવાદ છે.]

Adjourn v.t. (સભાનું કામકાજ) મોકૂફ-મુલતવી રાખવું

Adjournment n. સભામોકૂફી; મોકૂફી

,, Motion n. (સભા) મોકૂફીની દરખાસ્ત

Ad Valorem adj. કિંમતવાર (કર વેરો)

Advice n. સલાહ

Advisor n. સલાહકાર

Advisory Committee n. સલાહ-સમિતિ; સલાહકાર-સમિતિ

Adjudge, Adjudicate v.t. ફેંસલો આપવો; તોડ કરવો; ન્યાય કરવો-તપાસવો; પંચાત કરવી.

Adjudicator n. પંચાતિયો; ન્યાયપરીક્ષક

Adjudication n. ન્યાયપરીક્ષા; પંચાત

Administer v.t. રાજવહીવટ કરવો; રાજકાજ ચલાવવું; કારભાર ચલાવવો

Administration n. રાજવહીવટ; રાજકારભાર (૨) અમલ; કારકિર્દી; રાજ્ય; શાસન (૩) રાજ્ય-વ્યવસ્થા; સરકાર

Administrative adj. વહીવટી; વ્યવસ્થા સંબંધી (૨) રાજવહીવટી; સરકારી

Administrator n. રાજવહીવટી; રાજકારભારી (૨) કારભારી; વહીવટદાર (જેમ કે મિલકત પર નિમાય છે.)

Agenda n. એજેન્ડા (પું૦); કાર્યક્રમ; સભાનું કામ

Agency n. એજન્સી; દેશીરાજ્યમાં બ્રિટિશ સરકારનું થાણું (૨) (વેપારમાં) આડત; એજન્સી; દલાલી

Agent n. વકીલ; પ્રતિનિધિ (૨) (વેપારમાં) આડતિયો; એજન્ટ; દલાલ

Agent-General n. એજન્ટ-જનરલ; રાષ્ટ્ર પ્રતિનિધિ (જેવા કે હિંદ તરફથી દ૦ આ૦ વગેરે બ્રિટિશ સામ્રાજ્યના દેશોમાં રખાય છે.)

Agent Provocateur n. ઉશ્કેરણી-જાસૂસ; છૂપો આડતિયો
[બે પક્ષો વચ્ચે રહી કે કંઈ અડપલું કરાવી પોતાના સ્વાર્થમાં તેમને લડાવી મારનાર ત્રીજા પક્ષનો, તેવું ઉશ્કેરણીનું કામ કરનારો. જેમ કે, સરઘસોમાં પથ્થર ફેંકી કે એવી રીતે તોફાનને નહિ, સરકારી જાસૂસો, ટોળાને ચડાવતા, કે એવી સરઘસ પર સોટી ચલાવી તેવું દેખાવનું કામ રોક કરાય.]

Aggrandize v.t. મોભો કે રાજપાટ વધારવું; ચક્રપ્રવર્તન કરવું; ચક્ર પ્રવર્તાવવું

Aggrandizement n. ચક્રપ્રવર્તન; રાજ્યવૃદ્ધિ

Aggressive adj. આક્રમણકાર; હલ્લાખોર [જેમ કે જર્મની જાપાન ગયા યુદ્ધમાં]

,, – War n. ચડાઈ; આક્રમણ

Aggression n. આક્રમણ; હલ્લાખોરી

Agitate v.i. આંદોલન, ચળવળ, હિલચાલ કરવી; ઝુંબેશ ઉપાડવી (૨) ખળભળવું

Agitation n. આંદોલન; ચળવળ; હિલચાલ; ઝુંબેશ (૨) ખળભળાટ

Agitator n. ચળવળિયો (કાંઈક નિંદાત્મક ભાવ એમાં છે) (૨) આંદોલનકાર; ઝુંબેશ-બાજ

Agrarian adj. ખેતી-વિષયક (૨) n. સમાન-ખેડૂત-વાદી; ખેડૂત-સામ્યવાદી; બધાને સરખી રીતે જમીન વહેંચાય એવું માનનાર

– Laws n. ખેતી-વિષયક કાયદા

– Party n. જમીનદાર પક્ષ
(ખેડૂત કે કિસાન પક્ષ માટે Peasant Party વપરાય છે.)

Agrarianism n. સમાન-ખેડૂત-વાદ; ખેડૂત સામ્યવાદ

Agreement n. કોલકરાર (૨) કોલ; કબૂલાત; બોલી (૩) સમજૂતી; મેળ

Agriculture n. ખેતી; કૃષિ; ખેતીવાડી

Agricultural વિ. ખેતી-વિષયક

– Department n. ખેતીખાતું

– Credit n. ખેડૂતની શાખ; આંટ

– Debt n. ખેડૂતનું દેવું, ખેડૂત ઋણ

– Debt Relief n. ખેડૂત ઋણ રાહત

– Community n. ખેતી- કે કૃષિ- જીવી અથવા ખેતીપ્રધાન સમાજ કે પ્રજા [જેમ કે હિંદની]

# વેડછી આશ્રમમાં સહવાસ–૩

(ગયા અંકથી ચાલુ)

### સંમેલનો

સહવાસ દરમ્યાન જે ક્રિયાત્મક કાર્યક્રમ ચાલી રહ્યો હતો, તે સંબંધી બપોરનાં સંમેલનો વખતે તેમ જ સવારસાંજનાં પ્રાર્થના–સંમેલનોમાં એક કે બીજા રૂપમાં મનન અને ચર્ચા ચલાવવામાં આવ્યાં હતાં. તેમાં સમાવેશ થયેલા વિષયો આવા હતા:—

૧. સંતોનાં ભજનો અને તે ચાલુ જીવન સાથે કેવી રીતે ઘટાવવાં
૨. ગીતા
૩. આશ્રમજીવન અને ગ્રામસેવા
૪. ગ્રામ અને વેડછીવાસીઓની ધીરજ
૫. ગ્રામસેવકે પોતાના જીવનમાં રાખવા જેવાં આગ્રહો
૬. ગ્રામસેવક અને સ્વાવલંબન
૭. ગ્રામજીવનનાં ઝીણાં ઝીણાં દુઃખોના ઉપાય
૮. ગ્રામસેવકોએ અભ્યાસ કરવા જેવા આંકડાઓ
૯. રાનીપરજમાં ખાદીકામ
૧૦. વેડછીઆશ્રમની કાર્યપદ્ધતિ

મદનજીભાઈ, સુમન્તલાલ, સોમભાઈ, દશરીબહેન, દાનજીભાઈ, અન્નપૂર્ણા એ ઊગતાં ગ્રામ-સેવકો અને સેવિકાઓએ પોતપોતાનાં ઘડતર અને પ્રયત્નોનો ચિતાર આપતાં વ્યાખ્યાનો કર્યાં હતાં. તેમાં શ્રી ચૂનીભાઈ, બબલભાઈ અને દીવાનજીભાઈ જેવા પીઢ સેવકોએ પણ પોતપોતાની કાર્યપ્રણાલીઓ સમજાવતાં વિવેચનો કર્યાં હતાં.

યોજના એવી હતી કે, મુખ્યત્વે સહવાસમાં ભળનારાઓએ જ પરસ્પરના જ્ઞાન અનુભવનો લાભ લેવો-દેવો. તેથી બહારના વ્યાખ્યાતાઓને આમંત્રણો આપવાનું રાખ્યું નહોતું. કેટલાક માનવંતા મિત્રો અને ગુણીજનો પૂરો સમય રહી ન શકે, તેમના બેચાર કે જેટલા દિવસ આપી શક્યા તેટલાનો લાભ આભાર સાથે લેવામાં આવ્યો હતો. તેમની પાસેથી ઘણો કીમતી મસાલો મળ્યો હતો.

પૂ. ગાંધીજીના જૂના સાથી અને ખેડા જિલ્લાના પ્રમુખ શ્રી રાવજીભાઈએ બાપુજીના અંગત એવા પવિત્ર પ્રસંગો વર્ણવ્યા હતા. બાલશિક્ષક પ્રેમશંકર ભટ્ટે બાળકો સાથે કામ લેવાની ખૂબીઓ સમજાવી હતી. ભાઈ ગુલામ રસુલ કુરેશીએ ગાંધીજીની અહિંસાની એક ઠાકોરના હૃદય ઉપર થયેલી અસરનું ચિત્ર ખડું કરવા ઉપરાંત ઇસ્લામનું રહસ્ય સમજાવતું પ્રવચન કર્યું હતું. પંડિત ગિરિરાજજીએ હિંદુસ્તાની ઉપર ભાષણો આપ્યાં હતાં. શ્રી ઉત્તમચંદ શાહે ચરખા સંઘના કાર્યનો તથા શ્રી ગજરાબહેને સ્ત્રી સંસ્થાઓના કામનો પરિચય આપ્યો હતો. ખેતીવિશારદ સુરત ફાર્મવાળા શ્રી ગોળવાળીએ તથા ભાઈ નરેન્દ્ર પટેલે તે સંબંધી શાસ્ત્રીય વિવેચનો કર્યાં હતાં.

શ્રી જગજીવન શાહે ચિત્રકળાનું અમલી શિક્ષણ આપ્યું તે જ પ્રમાણે તેની ખૂબી સમજાવનારાં સચિત્ર વ્યાખ્યાનો પણ આપ્યાં. ગ્રામ્યસાધનો કેવી રીતે ઉપયોગમાં લઈને પણ ચિત્રકળાનો આનંદ સારી રીતે ભોગવી શકાય છે એ તેમણે બતાવ્યું. એક સચિત્ર વ્યાખ્યાન તેમણે અક્ષરોના મરોડ ઉપર પણ આપ્યું. સહવાસમાં નાનાં બાળકો અને બાળાઓની સંખ્યા મોટી હતી. તેમની દૃષ્ટિએ આ વ્યાખ્યાનો ઘણાં રસિક હતાં.

બાળકોની દૃષ્ટિએ રસિક થઈ પડે તેવા બીજા પણ કાર્યક્રમો સંમેલનોમાં ખાસ યોજવામાં આવ્યા હતા. આકાશનાં નક્ષત્રોની ઓળખ, શ્રી ચિમનભાઈનાં કથાગીતો, દાંડીમંડળની મંજીરાભજનોની રમઝટ, બહેનોના રાસ, ગરબા, ક્યારેક નાટ્યપ્રયોગો એ બધું આમાં આવે છે.

### કસરતકવાયત

કસરત કવાયત અંગે રમતગમતમાં મુંબઈવાળા શ્રી ભક્તિપ્રસાદ તથા સેવાગ્રામવાળા શ્રી દયારામે સારો રસ પેદા કર્યો. કવાયત અને સૂર્યનમસ્કારના કાયમી સંસ્કારો સહવાસીઓ લઈ ગયા. રાનીપરજ બાળકોને હિંદુસ્તાની હુકમો ટૂંકમાં સમજવા મુશ્કેલ પડતા જોઈ શ્રી નાથુભાઈએ ચોધરી બોલીમાં 'ઝમેફિરા'—'બાંગફિરા' એવા હુકમો ચાલુ કર્યા હતા.

### પર્યટન

સહવાસ દરમ્યાન બે દિવસ ટૂંકાં પર્યટનોના પ્રસંગો મળ્યા હતા. એક દિવસ વાલોડના સુશિક્ષિત યુવકોના ઉત્સાહમાં ભાગ લેવા ગયા હતા, અને એક દિવસે રાનીપરજમાં પણ અત્યંત કંગાલ એવા કોટવાળિયાઓની વસ્તીમાં ફરવા ગયા હતા. જ્યાં સહવાસીઓએ નાની નાની ટુકડીઓમાં વહેંચાઈ ઝૂંપડીએ ઝૂંપડીએ ફરી લોકસ્થિતિનો પરિચય કર્યો હતો. પર્યટનો આનંદદાયક હતાં જ. તેમાં એક વખત નદીના વિશાળ ધરામાં જળક્રીડા કરવાનો અને બીજે વખતે નદીના રમણીય કિનારા ઉપર ચાંદનીમાં પ્રાર્થના, સંગીત અને નૃત્યનો લહાવો મળવાથી આનંદમાં વૃદ્ધિ થઈ હતી.

વર્ગના છેલ્લા બે દિવસોમાં ગુજરાતના ખાદી કાર્યકર્તાઓનું સંમેલન શ્રી નરહરિભાઈના પ્રમુખપદ નીચે અહીં રાખવામાં આવ્યું અને ખાદી આદિ રચનાત્મક કામોમાં નવી દૃષ્ટિ કેવી રાખવાની છે, એ સમજવાની તક મળી.

—ચાલુ

જુગતરામ દવે

# ભણસાળીભાઈની રાંદેરની મુલાકાત

[ સેવાગ્રામના પ્રો. ભણસાળીને બધા ઓળખે છે. ચિમૂરના અત્યાચારો અંગે ઉપવાસ કરી તેમણે જનતાનાં આદર અને ઓળખાણ મેળવ્યાં છે. તેમને અંગેનો આ પ્રસંગ શ્રી નરશંકર ભટ્ટે લખી મોકલ્યો છે, તેમાંથી આ છે. રાંદેરના સદ્‌ગત શ્રી ચંદુભાઈ સાથેનો ગાંધીજીનો એક પ્રસંગ ગયે વખતે આપ્યો હતો. આ બીજો પ્રસંગ છે. આવા પ્રસંગોને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવનાર છે, એમ શ્રી. ભટ્ટ જણાવે છે. — મં૦ ]

સને ૧૯૩૫ના જાન્યુઆરી મહિનાની વાત છે. શ્રી. ભણસાળીભાઈ (પ્રો. ભણસાળી) રાંદેર આવી ચઢ્યા હતા. મુંબઈવાળા શ્રી. બાલુભાઈ ભટ્ટના એ મિત્ર થાય. શ્રી. બાલુભાઈએ એમને શ્રી. ચંદુભાઈ સંબંધી કેટલીક વાતો કહેલી. ભણસાળીભાઈ અમદાવાદ તરફથી ચાલી વર્ધા તરફ જતા હતા. કોઈ પણ વાહન ન વાપરવાનું એમનું વ્રત હતું. શરીર ઉપર એક કકડો લપેટીને અને એક કકડો માથે બાંધીને એ રાંદેરમાં આવી ચઢ્યા. તે સમયે એ મૌન પાળતા હતા. લીમડાનાં પાંદડાં, કાચો લોટ, અને મળી શકે ત્યાં તુવેર વગેરે શીંગના કાચા દાણા, આ એમનો ખોરાક હતો. એક કાપલી ઉપર બાલુભાઈ ભટ્ટનું નામ લખીને ભણસાળીભાઈએ રાંદેરમાં એક બે ઠેકાણે વંચાવ્યું હશે. મહા મહેનતે ઘર મળ્યું. પણ બાલુભાઈને ત્યાંનાં માણસો એમને ઓળખી શક્યાં નહિ વળી એ બોલે પણ નહિ. એટલે કોઈ સાધુ હશે એમ ધારી, પાણી પાઈ વિદાય કર્યા. મને ખબર થઈ અને અનુમાનથી ઓળખ્યા. બે માઈલ સુધી ચાલી ગયેલા તેમને પાછા રાંદેર આણ્યા.

ભણસાળીભાઈ બરાબર ચાલી શકતાયે ન હતા. પગ સૂજી ગયા હતા. શરીર કાળું પડી ગયું હતું. ચામડી પણ ફાટી હતી. છતાં નીચી દૃષ્ટિ કરી ચાલી જતા હતા. ક્યાં રહીશ કે શું ખાઈશ તેની ચિંતા ન હતી. સાંજે શ્રી. ચંદુભાઈને ત્યાં આવ્યા.. ચિઠ્ઠીમાં લખ્યું, "મારો તમને મળવાનો સંકલ્પ સફળ થયો. આનંદ થયો."

શ્રી. ભણસાળીભાઈને એક ગામમાં એક જ રાત રોકાવાનો નિયમ હતો. પણ શરીર નબળું પડી ગયું હતું. જમીન ઉપર પગ પણ બરાબર મુકાતા ન હતા. એવી સ્થિતિમાં રોકાઈ જાઓ તો નિયમભંગ ન ગણાય, વગેરે દલીલોથી ખૂબ પ્રેમપૂર્વક સમજાવીને શ્રી. ચંદુભાઈએ એમને ત્રણ દિવસ રાખ્યા. ત્રણ દિવસમાં શારીરિક આરામ થયો અને શ્રી. ચંદુભાઈ સાથેની વાતોના આનંદથી ભણસાળીભાઈ તાજા થઈ ગયા. જતી વખતે લખ્યું, "આવો આનંદ થાની(?) ઘેર જ ભાગ્યે મળી શકે."

એમની બેઉની વાતચીત અલબત્ત એક જ તરફની હોય, કેમ કે શ્રી. ભણસાળીભાઈ બોલે નહિ. માત્ર મોઢાના ભાવ ઉપરથી જ સમજી શકાય કે એમને વિચાર ગમ્યો કે નહિ. ખુશ થાય ત્યારે ખડખડાટ હસે.

તે સમયે અમારે કંઈક આવા ભાવાર્થની વાતચીત થયેલી. મેં પૂછ્યું, "આપને પરમાત્મા સંબંધી કંઈક અનુભવ થયેલો ખરો ?"

"પરમાત્મા છે, એમ હું ખાતરીથી કહી શકું ખરો," શ્રી. ભણસાળીભાઈએ લખ્યું.

ચંદુભાઈએ પૂછ્યું, "આપ આ કડવા લીમડાનાં પાન અને લોટ ખાઓ છો, તો એથી સ્વાદ ઉપર વિજય મળ્યો એમ લાગે છે ?"

"લીમડાનાં પાન પણ ભાવે છે. કડવું ખાવાથી પણ રસ ગયો નથી. પ્રયત્ન ચાલુ છે," એમણે લખ્યું.

"ભૂત પ્રેત વગેરે જેવી કંઈક યોનિ છે એમ આપને આપના પ્રવાસ દરમિયાન લાગ્યું છે ?" મેં પૂછ્યું.

"મને એવું લાગ્યું છે ખરું, પણ મને એમણે ત્રાસ નથી આપ્યો" એમણે લખ્યું.

"આપ લગ્ન કરી લો તો નહિ સારું ? અમે કેવા ઘરબારવાળા છીએ, નિરાંતે રહીએ છીએ, ખાઈ પીને લહેર કરીએ છીએ; જ્યારે તમારે આમ બધે ફરવું પડે છે' " શ્રી. ચંદુભાઈએ વિનોદમાં કહ્યું

"મારી સ્થિતિમાં મને આનંદ છે . . . મારે માટે લગ્ન એ ફાંસીનો માંચડો છે," એમ કહીને ભણસાળીભાઈ ખડખડાટ હસ્યા. અમને સૌને પણ શ્રી. ભણસાળીભાઈના આ જવાબથી ખૂબ આનંદ થયો.

એ પછી શ્રી. ચંદુભાઈ અમને કહેવા લાગ્યા, એમને માટે એ જવાબ બરાબર જ છે. એ રીતે જ એ વધારે ઉપયોગી સેવા કરી શકશે. એમને પોતાને માટે કશું વિચારવાનું નથી. એ વિચાર કરશે તો દેશના કે વિશ્વના હિતનો જ વિચાર કરશે. મૌનમાં એમના વિચાર ખૂબ ખૂબ કેન્દ્રિત થશે. ખૂબ ખૂબ આત્મનિરીક્ષણની ટેવ પડશે. પછી અનાયાસે જે કામમાં જોડાશે, જે કામ એમને મળી જશે, તે કામ ઈશ્વરદત્ત જ મનાશે. માણસ પોતાને માટે વિચારતો બંધ પડે તો તે આખું કામ કરી ચૂક્યો. બાપુજી ઉપર એમની શ્રદ્ધા અપાર છે. એટલે બાપુજી એમને જેમ કહેશે તેમ એ કરશે. મારી ખાતરી છે કે, બાપુજી એમને આશ્રમમાં જ રહેવા સમજાવી શકશે. આ રીતે ફરવું એ બાપુજીને પણ નહિ ગમતું હોય.

મેં ભણસાળીભાઈને કહ્યું, "ભણસાળીભાઈ, હવે અહીં જ રહેવાનું રાખો. અહીં ખૂબ આનંદ મળશે."

એમણે લખ્યું, "બાપુને મળવાનો સંકલ્પ છે. એ કહેશે તેમ કરીશ." આ જવાબથી અમને જરા નિરાંત થઈ.

શ્રી. ચંદુભાઈએ કહ્યું, "આ પ્રકારના મૌનથી વાણીની શક્તિ વધે છે સત્ય તો સ્વભાવિક રીતે જ પળાય છે. એટલે વચનસિદ્ધિ પણ આવી જાય છે. માનસિક બળ પણ વધે છે. કુદરત સાથે એકરૂપતા સધાય છે પણ મને પોતાને લાગે છે કે, (ભણસાળીભાઈ મને માફ કરશે —) એના કરતાં પણ મનનું મૌન ખૂબ ઉત્તમ છે. મનમાં સંકલ્પવિકલ્પ જ ન ઊઠે એવું કરવું એ ઉત્તમ છે. જોઈએ તો ધ્યાનથી, વિચારથી, યોગથી, કે કોઈ પણ કામ — યજ્ઞકાર્ય — સેવાકાર્યમાં લીન થઈ જઈને મનના વિચારો બંધ કરી દઈ શકાય, તો એ ખૂબ ઉત્તમ છે.

ઊં ઊં ઊં જેવો અવાજ કરીને ખડખડાટ હાસ્ય સાથે શ્રી. ભણસાળીભાઈએ પોતાનો આનંદ વ્યક્ત કર્યો. ચિઠ્ઠીમાં લખ્યું, "હું એ માર્ગે જ જાઉં છું."

રાદેર નારુશંકર ભટ્ટ

# દાદા વસંતરાવ

દાદા વસંતરાવ હેગિષ્ટે મારા એક નવજુવાન મિત્ર હતા. આમ તો મારાથી નાના; છતાં અમને સમાન ભાવે મળતાં ફાવે એવા સ્વભાવના એ હતા. એમને ઈ. સ ૧૯૩૦ના જમાનાથી હું ઓળખું પણ તેમનો અચ્છો અને કાંઈક ગણનાપાત્ર પરિચય મને ૧૯૩૭ બાદ — અને ખાસ તો ૧૯૪૨–'૪૪ના જેલજીવનમાં — થયો. એ વરસોમાં અમે લગભગ દોઢેક વર્ષ સાથે જેલમાં રહ્યા. જેલનું જીવન કેવું નિકટ હોય છે એ કહેવાની જરૂર નથી. પરંતુ, જેલવાસથી આપણા સ્વભાવના કેવાં કેવાં અવનવાં અને ઊંડાં લક્ષણો ઉપર આવી ઉઘાડા દેખાય છે, (અને ક્યાંક તો ઉઘાડાં પડી પણ જાય છે,) એ તો અનુભવીઓ જાણે છે દાદા હેગિષ્ટે જોડે એ પ્રકારનો સહવાસ મને ખાસ્સો દોઢ વર્ષ જેટલો લાંબો નાશિકમાં મળ્યો છે એમના જીવનની મીઠાશ એમના ખાસ સ્વભાવ જોડે જડાયેલી હતી. તે એક ભારે ઉત્કટ રાષ્ટ્રપ્રેમી હતા. દેશદાઝથી બળબળતા એ નવજુવાન, જ્યારથી ગાંધીજી રાષ્ટ્રમંચ ઉપર આવ્યા, ત્યારથી એમના કાર્યની હરોળમાં જોડાયા હતા. ધગશ એમને સહજ હતી. એક વસ્તુ કે વિચારના અંકોડા મનમાં ગોઠવાયા એટલે એ કામમાં લાગી જવું જોઈએ, એ પ્રકારની કાર્યપ્રવણતા પણ એમને સ્વભાવગત હતી. એક કોઈ કામ કે કલ્પના ઉપર વિચાર બંધાયો કે પછી દાદા એની પાછળ જે મંડતા તે જોઈએ તો આપણને એક વાર તો એમ થાય કે, શું આ માણસનું ઝનૂની જોશ છે! શી એની ઉત્કટ કાર્યશીલતા છે! પછી એ કામ પાછળ એ આસમાન ધરતી એક કરે. પણ એની સાથે એ પણ મેં જોયું કે, એ જિજ્ઞાસુ હતા કામ ઉપાડવાની શરૂઆતમા જ નહિ, કામ કરતા કરતાં તે દરમ્યિાન પણ એ વિચાર અને પ્રચારની ઝડી ચલાવ્યે જ રાખે, અને એમાં નવું શીખે પણ. એ અભ્યાસી હતા. વાચન અને મનન એમને ગમતાં. પણ એનો કાર્યમા ઉપયોગ છે માટે. અને એ ઉપયોગ એટલે કાર્ય કરવાને માટે તેમાંથી સમજ વધે એ

સ્વભાવે એ સૈનિક હતા. સેનાનીની છટા એમનામાં હતી. સૌ સાથીઓની જોડાજોડ — ખભે ખભો મિલાવીને — કામ કરવાનો નિર્વ્યાજ ઉછાળો એમનો મોટો ગુણ હતો. જો કોઈ સ્વતંત્ર રાષ્ટ્રમાં દાદા જન્મ્યા હોત, તો આ બધા ગુણો વડે એ એક મોટા સેનાપતિ બની શકત. આપણા દેશની સ્થિતિમાં પણ એ જ 'કરિયર' આપોઆપ એમને મળી હતી. એ ઇચ્છત તો કૉલેજની રૂઢ પૈસાપ્રેમી ને આરામી 'કરિયર' જરૂર સાધી શકત. એને માટે જોઈતી કુશાગ્ર બુદ્ધિ અને મહેનત કરવાની ખડતલ શરીરસંપત્તિ બધું એમની પાસે હતું. એ જ એમનાં લક્ષણો વડે એ એક અચ્છા 'શાસ્ત્રિસ્ટ' — હાથ સેનારા અને આહાર-પ્રયોગી બન્યા હતા. એ બે એમના મનોરંજની વ્યાસંગ હતા. અસ્તુ. આપણી અહિંસક લડાઈમાં પણ એ સેનાની થયા હતા. સેવાદળના સ્વયંસેવકોના એ 'દાદા' — મોટા ભાઈ હતા બધા તેમનો પ્રેમ અનુભવતા. કમાનની કડકાઈ કે અણિયાળી શિસ્ત એમની પાસેથી તેમને અનુભવવી નહિ પડતી. પરંતુ, તે છતાં, એ કડક શિસ્તવાળા હતા. શિસ્તમાં અને સંયમ તથા સેવામાં જે નાયક સૌથી મોખરે અને નિયમસર પૂરો હોય, તેના સાથીઓને બીજો શો અનુભવ થાય?

એ જ ભાવથી અંતે એમણે કોમી આગમાં ઝંપલાવ્યું. ગાંધીજીની શીખ વરસોથી એ જાણતા હતા મુસલમાનોમાં કામ કરવાનો એ ખાસ ઉત્સાહ રાખતા. જેલમાં અમારા પઠાણદોસ્તને એ જે બિરાદરી આપતા અને એમને સંભાળતા તેથી સૌ કોઈ હેરત પામતા. એમને માટે એ સહજ હતું. પછી એમને ક્યાંથી ભય લાગે કે, પોતાના અમદાવાદના ઇસ્લામી ભાઈઓ આમ એમને મારશે? અને મારે તોય શું? પણ આ વેળા હિંદમાં જે તોફાનો ચાલે છે એની તાસીર જુદી છે. દાદા એ ન સમજ્યા કે એનીય પરવા ન રાખી, અને માનવહૃદયની ભલાઈ પર ઇતબાર રાખી, પોતે માનેલી ફરજ પર પહોંચી ગયા. પરિણામે શું થયું એ જગત જાણે છે.

દાદા જવાથી ગુજરાતનું સેવાદળ એટલું ઊણું બન્યું છે. પણ એ ઊણપ ખરેખર સાચી છે? કેમ કે ભૌતિક રીતે જવા છતાં, સેવાદળને માટે એ એવો જબરો અને અમર આધ્યાત્મિક વારસો આપી ગયા છે, કે જે ઊણો થાય એમ નથી. સેવાદળના સભ્યો દાદા વસંતરાવને કદી નહિ ભૂલે.*

૧૨–૯–'૪૬ મગનભાઈ દેસાઈ

*સુરતના એક કુમાર મિત્રને તેમના કુમાર મંડળને માટે લખી મોકલેલી નોંધ આ છે.

# સ્વ૦ શ્રી. શંકરલાલ ત્રિવેદી

કોમી અશાંતિના દિવસોમાં અનેક નિર્દોષ માણસોનાં બલિદાન અપાતાં હશે. તે સૌની વ્યક્તિગત નોંધ લેવી અશક્ય છે. હિંદુ–મુસ્લિમ ઐક્ય અને વિશ્વશાંતિ આવા કેટલા રુધિરપાતનો ભોગ માગશે તે નક્કી કરવું પણ અઘરું છે, દરમ્યાન ગૂજરાત વિદ્યાપીઠના એક જૂનામાં જૂના સ્નાતક સ્વ૦ ભાઈ શંકરલાલ ત્રિવેદીનું નામ ગઈ તા. ૧૮-૯-'૪૬ને રોજ આ યાદીમાં ઉમેરાયું છે. તે દિવસે સાંજે અમદાવાદમાં ત્રણ દરવાજા આગળ ભાઈ શંકરલાલ ઉપર જીવલેણ હુમલો થયો. અને તે જ રાત્રે (સવારે) ત્રણ વાગ્યે વાડીલાલ હૉસ્પિતાલમાં રામનામ જપતાં જપતાં તેમણે આ દેહ છોડ્યો. ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકો પૈકી જેમણે સ્નાતક થયા પછી કુલપતિનો આદેશ નિત્ય સ્મરણમાં રાખવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે, તે પૈકીના ભાઈ શંકરલાલ એક હતા. અને હુમલાને દિવસે પણ કૉંગ્રેસ હાઉસમાંથી ઘેર જતાં જ છૂરીનો ભોગ બન્યા.

સ્વ૦ શંકરલાલે ૧૯૨૦માં મહાસભાના હુકમને માન આપીને સરકારી કૉલેજ બી. એ.ના વર્ગમાંથી છોડેલી, અને ત્યાર પછી સ્વ૦ આચાર્ય ગિદવાણીએ કોચરબમાં શરૂ કરેલા સ્વરાજ્ય આશ્રમના તેઓ એક સભ્ય બન્યા હતા. કમરેકની રાષ્ટ્રીય શાળાને પણ તેમણે સેવા આપેલી. સત્યાગ્રહમાં જેલમાં ગયેલા અને ત્યાર પછી વકીલાતનો ધંધો અને ખાનગી નોકરી કરતાં પણ તેમણે વિદ્યાપીઠના આદર્શોને ધ્યાનમાં રાખીને ખાદી, અસ્પૃશ્યતા-નિવારણ ઇ૦ના રચના-ક્ષેત્રમાં પોતાનો અદના ફાળો આપવા જાગ્રત પ્રયત્ન કરેલ. સ્વભાવે અત્યંત મિલનસાર શાંત પ્રકૃતિના સેવાપરાયણ ભાઈ શંકરલાલને આ દેહે હવે જોવા અશક્ય છે.

ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકો અને જૂના વિદ્યાર્થીઓ ભાઈ શંકરલાલનાં પુત્ર, પુત્રી, વિધવા અને કુટુંબી પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવે છે અને સ્વર્ગસ્થને ઈશ્વર શાંતિ બક્ષે એવી પ્રાર્થના કરે છે.

૨૧-૯-'૪૬ **પરીક્ષિતલાલ મજમુદાર**

# વિશ્વકેન્દ્ર ધનુ

વૃશ્ચિક પછીની રાશિ ધનુ છે. દેખાવમાં એ વૃશ્ચિક જેવી ભવ્ય નથી, છતાં એની ઓળખ સહેલાઈથી થઈ શકે છે. અંત્યારે (ઑક્ટોબર યા આસો માસમાં) વૃશ્ચિક, નૈઋંત્ય દિશામાં છેક ક્ષિતિજ ઉપર પહોંચી ગયો છે, એટલે એનું દર્શન થવું જરા મુશ્કેલ છે. પણ એની ઉપર ચમકતી આકાશગંગામાં અર્ધું ડૂબેલું, નવ દશ એક-સરખા તેજસ્વી તારાવાળું એક તારકમંડળ દેખાશે. એ જ છે આપણી ધનુ રાશિ. ધનુ રાશિમાં ચાર ચાર તારાઓનાં બે જૂથ, તેમની વચ્ચે આવેલા એક તારાની બંને બાજુ ગોઠવાયેલાં દેખાય છે. આખા મંડળનો દેખાવ ઊંટ યા ગધેડા પર લાદેલા ગૂણા જેવો લાગે છે. ભારવાહી પશુઓના પ્રતીક સમા ગધેડા યા ઊંટનું આવું સૌમ્ય દર્શન રજૂ કરતી આ રાશિનું ધનુ (ધનુષ્ય) એવું હિંસ ભાવ જગવતું નામ શા માટે પાડ્યું હશે?

રાશિઓનાં નામ ભારતીય નથી. પશ્ચિમ પાસેથી આપણે એ ઉછીનાં લીધાં છે, એમ કેટલાક વિદ્વાનો માને છે. એ વાતને સત્ય માનીએ તો ધનુનું નામકરણ યથાર્થ લાગે છે. પાશ્ચાત્ય લોકો ધનુને, અશ્વના ધડવાળો બાણાવળી માને છે. એક કથા અનુસાર એનું નામ ચિરોના છે. ચિરોના નરાશ્વ (ઘોડાદેહી મનુષ્ય) નામની જંગલી અને લડાયક જાતિમાં પેદા થયો હતો. આ જાતિ બળચાતુરીમાં ઘોડા જેવી પણ લુચ્ચાઈના દુર્ગુણવાળી હતી. ચિરોના એકલો જ સદ્‌ગુણી આત્મા હતો. આખી જાતિનું કલંક ધોવા જ જાણે કુદરતે એને પેદા કર્યો હતો. ચિરોનામાં મનુષ્યના તેમ જ ઘોડાના સઘળા ઉમદા ગુણો હતા, જ્યારે અવગુણ એક પણ નહિ.

જેમ ભારતવર્ષમાં બન્યું છે તેમ આવા ઊંચી કોટિના આત્મા પાસે વિદ્યા શીખવા અનેક વિદ્યાર્થીઓ પહોંચ્યા હતા. પાશ્ચાત્યોની કથાઓમા અતિપ્રસિદ્ધ એવા ઍપોલો, હર્ક્યુલીસ, એચિલીસ, જેસન વ૦ ચિરોનાના શિષ્યો હતા. આ અતિ બુદ્ધિશાળી ચિરોના, એ સમયે, સંગીત, ખગોળ, બાણવિદ્યા, વૈદક વ૦ વિદ્યાઓનો સ્વામી ગણાતો હતો.

આવા આ આત્માને, એ લોકોએ, કર્ણપર્યંત ખેંચેલા બાણવાળો ધનુર્ધારી શા માટે કલ્પ્યો હશે? એ શાનું નિશાન સાધતો હશે? અજ્ઞાનનું? કથા કહે છે કે, એનું લક્ષ્ય વૃષભનું છે. વૃષભ એટલે આખલો. એ જમાનામાં વૃષભ નામની કોઈક અસંસ્કારી યા જંગલી જાતિના ઉચ્છેદનું આ સૂચન નહિ હોય'' અને પછી, ધનુ રાશિના ઊગવા સમયે, એ વખતે પશ્ચિમમાં ડૂબી જતી રાશિનું 'વૃષભ' એવું નામ તો નહિ અપાયું હોય?

અરબી લોકોની કલ્પનાનુસાર ધનુ રાશિનાં ચાર ચાર તારાવાળાં ઝૂમખાં, બે જુદાં જુદાં શાહમૃગ જૂથ છે. એ પૈકી પશ્ચિમ તરફનું જૂથ 'આવતાં શાહમૃગ' છે જ્યારે ઉપરનું જૂથ 'પાછાં વળતાં શાહમૃગ' છે. બંને જૂથની વચ્ચે આવેલો તારો એ જૂથોનો ગોવાળ છે. આરબોને

ઊંટને બદલે શાહમૃગની કાવ્યમય કલ્પના ક્યાંથી સ્ફુરી હશે?

પણ ત્યારે આપણે ત્યાંની 'ધનુ'ની કલ્પનાનું શું? એની શી કથા છે?

ધનુ રાશિના પશ્ચિમ જૂથનો સૌથી ચળકતો તારો એ ઝૂમખામાં સૌથી ઊંચે આવેલો છે એ બીજા વર્ગનો સૂર્યથી ૨૫ ગણો તેજસ્વી તારો છે અને આપણાથી ૪૦ પ્રકાશવર્ષ છેટે આવેલો છે. બીજા જૂથનો છેક દક્ષિણ તરફનો તારો બાણાવળીની બગલ દર્શાવે છે. એ એક યુગ્મતારો છે. મુખ્ય તારો ૩·૪ વર્ગનો અને સાથીતારો ૩·૬ વર્ગનો છે. એ બંને તારા એક સામાન્ય કેન્દ્રની આજુબાજુ ફરે છે. એમનું એક પરિભ્રમણ ૨૧ વર્ષનું છે. આ બંને તારા આપણાથી ૨૯ પ્રકાશવર્ષ છેટે આવેલા છે.

ધનુ રાશિમાં એક મ ધનુ તારો છે. એ આપણાથી ૯,૦૦૦ પ્રકાશવર્ષ છેટે બેઠેલો છે પણ નવાઈની વાત એ છે કે, સૂર્ય કરતાં લગભગ ૫૦,૦૦૦ ગણો તેજસ્વી છે'

ધનુ રાશિની વિશેષ મહત્તા उत्तरायणની છે. સૂર્ય ૧૬મી ડિસેંબરના અરસામાં ધનુ રાશિમાં પ્રવેશ કરે છે ૨૨મી ડિસેંબરે સૂર્ય દક્ષિણાકાશમાં નીચામાં નીચો જઈ, ઉત્તર તરફ જવાનું શરૂ કરે છે. આ પ્રસંગને આપણે ઉત્તરાયણ કહીએ છીએ. ગ્રહલાઘવીય પંચાંગવાળા હજીયે તા. ૧૪મી જાન્યુઆરીએ ઉત્તરાયણ લખે છે. આ મોટી ભૂલ છે, આજકાલ તા. ૧૪મી જાન્યુઆરીએ સૂર્યનો મકર રાશિમાં પ્રવેશ (मकरसक्रान्ति) થાય છે.

પણ ઉત્તરાયણ સિવાય બીજી રીતે પણ ધનુ રાશિનું દર્શન મહત્ત્વનું છે. ધનુ રાશિવાળી આકાશગંગા આપણને દેખાતા તારાવિશ્વનું કેન્દ્ર છે. એ કેન્દ્ર આપણાથી ૩૩,૦૦૦ પ્રકાશવર્ષ દૂર આવેલું છે. ક્યાં ધનુ રાશિ અને ક્યાં વિશ્વકેન્દ્ર' આકાશગંગાનું આ કેન્દ્ર ધનુ રાશિની પાછળ દેખાતું હોવાથી, સામાન્ય ભાષામાં ધનુને વિશ્વકેન્દ્ર કહેવામાં આવે છે ખરી રીતે તો ધનુ રાશિની પેલે પાર દેખાતી આકાશગંગા જ સાચું વિશ્વકેન્દ્ર છે.

ધનુ રાશિની આકાશગંગા ઉજ્જવળ છે એટલું જ નહિ પણ બીજી અનેક રીતે સમૃદ્ધ પણ છે. અવકાશમાં આવેલાં ઘણાંખરાં મોટાં ગોળાકાર તારકગુચ્છો આ જ સ્થળે દેખાય છે. એમાંના એક મે ૨૨ નામના તારકગુચ્છમાં લગભગ ૫૦,૦૦૦ જેટલા તારા છે. એ ગુચ્છ આપણાથી ૨૭,૦૦૦ પ્રકાશવર્ષ દૂર આવેલું છે. આ સિવાય નરી આંખે દેખાતાં બીજાં તારકગુચ્છો અને નિહારિકાઓ અનેક છે. નિહારિકાઓમાં એક ત્રિદેહી (ત્રણ ભાગમાં વિભક્ત થયેલી)* નિહારિકા છે. એ નિહારિકા આકાશગંગામાંનાં કોયડારૂપ કાળાં વાદળોથી વીંટળાયેલી છે. ધનુ રાશિની આકાશગંગાની બીજી વિશેષતા એમાં આવેલા અતિ ઉષ્ણ તારાઓ છે. એ તારાઓની સપાટીનું સામાન્ય ઉષ્ણતામાન ૨૫,૦૦૦° (સેન્ટી.) જેટલું માનવામાં આવ્યું છે. વિશાળ પોલાણો અને મોટાં તારા-વાદળો સિવાય ધનુમાં એક 'મેગેલેનિક' તારામેઘ જેવું તારાવાદળ દેખાય છે. એ વાદળ ખૂબ મોટું છે. એના તેજસ્વી તારા સૂર્ય કરતાં ૩૦,૦૦૦ ગણા તેજસ્વી હોવાનું જણાયું છે. આ તારામેઘને જોવા માટે અતિ શક્તિશાળી દૂરબીનની જરૂર પડે છે. આખુંયે તારાવાદળ આપણાથી સાત લાખ પ્રકાશવર્ષને અંતરે બેઠેલું છે! એને એક નાનું દ્વીપવિશ્વ જ કહી શકાય. ક્યાં બિચારી ધનુ રાશિ અને ક્યાં એની પાછળ છુપાઈ રહેલો આકાશી વૈભવ! અને છતાંયે એ વૈભવની મહત્તા, એક ફકીર મસ્ત કવિના કથન પ્રમાણે,

देख छोटोंको है अल्ला बड़ाई देता,
आस्माँ है आँखके तिनकेमें समाता।

ધનુ રાશિને જ મળી છે.

છોટુભાઈ સુથાર

* Trifid Nebula.

## સાભાર સ્વીકાર

**શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ** : અનુવાદક: રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ, પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. કિં. ૦–૬–૦. **નારદનાં ભક્તિસૂત્રો** : પ્રકાશક ઉપર પ્રમાણે. કિં. ૦–૩–૦. **જ્ઞાન અને કર્મ** : લેખક: સ્વામી અદ્વૈતાનંદ, પ્રકાશક ઉપર પ્રમાણે, કિં. ૦-૩-૦ **સતી સાવિત્રી**: લેખક પંડિત વિષ્ણુદેવ સાંકળેશ્વર પ્રકાશક ઉપર પ્રમાણે કિં. ૦–૩–૦. **સાહસકથાઓ** • લેખક: રમણિક અરાલવાળા, પ્રકાશક ઉપર પ્રમાણે કિં. ૦–૧૦–૦ **શત્રુંજય** : લેખક: ફૂલચંદ હરિચંદ દોશી, પ્રકાશક : ચંદ્રકાન્ત ફૂલચંદ દોશી, કિં. ૧–૧૨–૦. **પચાંગ** : પ્રકાશક: સસ્તું સા૦ વ૦ કાર્યાલય, અમદાવાદ. **જન્મભૂમિ પંચાંગ**: સંપાદક : શ્રી દેવશી વીરજી ખોના, કિં. ૧–૪–૦.

# સ્વ૦ ડાહ્યાભાઈ મહેતા

સપ્ટેમ્બર, તા. ૯ ફ્રીએ સાંજના બારડોલી આશ્રમની વાડીમાં ફરતા હતા ત્યાં ભાઈ ડાહ્યાભાઈ મહેતાનું હૃદય બંધ પડવાથી થોડી જ મિનિટોમાં એકાએક અવસાન થયું. સૌને થયું, ઈશ્વર આપણા જીવન પર કેવો ભયંકર કાબૂ રાખે છે !

ભાઈ ડાહ્યાભાઈ મહેતા બારડોલી તાલુકાના એક નિઃસ્વાર્થ અને શક્તિશાળી કાર્યકર્તા હતા. એમના જવાથી બારડોલી તાલુકાને ઘણી જ ખોટ ગઈ છે, એટલું જ નહિ પણ ગુજરાતે એક સરળ હૃદયવાળો બાહોશ કાર્યકર્તા ગુમાવ્યો છે. પોતે અમદાવાદના વતની હતા, અને પોતાના કાર્યક્ષેત્ર તરીકે એમણે બારડોલી પસંદ કરેલું

પૂ૦ ગાંધીજીના વિચારો પ્રતિ એમનું ખેંચાણ ઘણા વર્ષોથી હતું. સન ૧૯૨૧માં જ્યારે ગાંધીજીએ એક વર્ષમાં સ્વરાજ લેવા માટે નાકરની લડત બારડોલીથી ઉપાડવા વિચાર્યું", ત્યારે જે જીનના ઐતિહાસિક આંબા નીચે એનો પત્ર લખાયેલો તે જીનના વ્યવસ્થાપક શ્રી ડાહ્યાભાઈ મહેતા જ હતા. તે વખતે એ રાષ્ટ્રના આગેવાનોના નિકટ સંપર્કમાં આવેલા. ત્યાર પછી સ્વ૦ મગનલાલ ગાંધી વગેરેએ બારડોલીમાં રચનાત્મક કાર્ય માટે થાણું નાખેલું તેમાં ખરી સહાય કરનાર ભાઈશ્રી ડાહ્યાભાઈ જ હતા. પૂ૦ બાપુજીના અડીખમ સેવકોને બારડોલીમાં સ્થિર કરવાના યશમાં ભાઈ ડાહ્યાભાઈ મહેતાનો ભાગ પણ નાનોસૂનો નથી

ખેડૂતોના હિત માટે સહકારી પદ્ધતિને ધોરણે ખેડૂતોનાં જીનો, સ્ટોરો વગેરે ચલાવવાં એ એમના શોખનો વિષય હતો. એવી જાતના વહીવટો એમણે વારંવાર ભારે કુશળતાપૂર્વક કર્યા છે. ખેડૂતો ટૂંકી દૃષ્ટિથી અને કુસંપને લીધે પોતાનું હિત ન સમજતા, અને પોતાનું લાખો રૂપિયાનું નુકસાન કરતા; તેથી સરદારશ્રીની સૂચનાથી બારડોલીના ખેડૂતોનું સહકારી પદ્ધતિએ જીન એમણે કુનેહપૂર્વક એવી સરસ રીતે ચલાવી આપ્યું કે તે જોઈને ખેડૂતોમાં આત્મવિશ્વાસ આવી ગયો, અને હવે એ પ્રકારના સહકારી ધોરણે જીન સ્ટોર ચલાવવાની કળા ખેડૂતોને હાથમાં આવી ગઈ છે. ખેડૂતોમાં આત્મવિશ્વાસ લાવવાનું કાર્ય કરવામા ભાઈ ડાહ્યાભાઈ મહેતા અગ્રસ્થાને છે.

પોતે ગમે તે કામ કરતા હોય પણ રાષ્ટ્રનો સાદ આવ્યો કે તેમાં ઉત્સાહથી ઝંપલાવવામાં એમને ઘણો રસ પડતો. સન ૧૯૩૦–૩૨ ને '૪૨ની લડતમાં જેલમાં એમની સાથે પથારી નાખીને પડવાનો અને ઉત્સાહમા ભાગ લેવાનો સુયોગ તો ઘણાને મળ્યો છે.

બારડોલી આશ્રમને તો એ પોતાનું ઘર ગણતા. આશ્રમને એમની ઘણી જ હૂંફ હતી. પૂ૦ ગાંધીજીનો મુકામ બારડોલીમાં હોય ત્યારે બારડોલી આશ્રમ અને પાટીદાર જીન એક થઈ જતાં. કાર્યવાહક કમિટીના મહાન આગેવાનો કે બીજા અસંખ્ય મહેમાનો માટે સવડ કરવાની ચિંતાનો ભાર ભાઈ ડાહ્યાભાઈને માથે રહેતો. ભાઈ ડાહ્યાભાઈનું દરિયા-દિલ અનેકોને સમાવી દેતું અને બધી સુવ્યવસ્થાનો યશ બારડોલી આશ્રમને મળતો. એવો નિષ્કામ યોગ ભાઈશ્રી ડાહ્યાભાઈએ બરાબર પચાવ્યો હતો.

સન ૧૯૪૨ની સાલમાં સાબરમતી જેલમાં એમણે એવો નિર્ણય જાહેર કર્યો કે, હવે પોતાનો બધોય વખત જાહેરકામમાં જ આપશે. બહાર આવ્યા પછી પાટીદાર જીનવાળા ભાઈઓના આગ્રહ છતાં એ જીનનાં કામોમાં ન જોડાયા અને પોતાનો મુકામ બારડોલી આશ્રમમાં જ રાખ્યો. આશ્રમનાં અને તાલુકાનાં જાહેર કામોમાં જ પોતાનો બધો વખત ગાળવાનું શરૂ કરી દીધું. એમના મનમાં તાલુકા માટે એક મોટો વિવિધ સમગ્ર સહકારી સ્ટોર કાઢવાનું હતું તેની યોજના પણ તૈયાર કરી હતી. સરદારશ્રીનો તા. ૧૯–૮–'૪૬નો એમના પર કાગળ હતો : "સહકારી મંડળીનું અને સ્ટોરનું કામ ગોઠવવું જોઈએ. આપણું પ્રધાનમંડળ છે તેનો લાભ ખેડૂતોએ બને તેટલો લેવો જોઈએ." ભાઈ ડાહ્યાભાઈને પોતાનું કામ મળી ગયું. બારડોલી તાલુકો પોતાની તમામ જરૂરિયાતો માટે બને તેટલો સ્વાવલંબી કેમ કરી થઈ જાય, એ દિશામાં એમનું મગજ કામ કર્યા કરતું હતું. વસ્ત્રની બાબતમાં તેમ જ બીજી આવશ્યક ચીજોમાં સ્વાવલંબી બની ખેડૂત સુખી જીવન ગાળે એ પૂજ્ય ગાંધીજીની કલ્પના એમના મનમાં વસી ગઈ હતી. એમનો તાજો અમદાવાદથી આવેલો કાગળ છે,

> "બારડોલી તાલુકાને ખાદીમય બનાવવાનો વિચાર આપણે થોડો તો કર્યો છે. લડાઈ લડવા તૈયાર થનાર તાલુકો, તાલુકામાં ખાદી સિવાય બીજું કાપડ ન આવે એવું કરે તેમાં જ તેની શોભા છે. જે લોક લડી બતાવે તે રચનાત્મક કામ પણ કરી બતાવે ત્યારે ખરા. મને તો આમાં કંઈ મુશ્કેલ નથી લાગતું. આવું કરીએ તો પૂ૦ બાપુજીને બારડોલી બોલાવાય અને કંઈ નવું કરે તો જ બારડોલી ખરું."

આવા શુભ સંકલ્પો હૃદયમાં ભરીને સરદારની વાડીમાં ફરતા ફરતા સરદારના મકાન પાસે જ, જાણે સરદારને પોતાના ભક્તિભાવની અંજલિ આપતા આપતા, એ તો ગયા. અને પોતાની કર્મભૂમિમાં દેહ છાડી કૃતાર્થ થયા

સરદારશ્રી એમને અંજલિ આપતાં લખે છે કે,

"ડાહ્યાભાઈ મહેતા એકદમ ચાલી ગયા એ માનવા જેવું

પણ લાગતું નથી. મરણ તો દેવતાને દુર્લભ એવું ગણાય, પણ વિદ્યાબહેન અને બાળકોને ભારે ખોટ ગઈ. બારડોલી તાલુકાને એવો નિરવાર્થ સેવક મળવો મુશ્કેલ છે. આશ્રમમાં આપણા આગ્રહથી પાછા આવ્યા અને કાયમને માટે ત્યાં જ અમર થઈ ગયા.

"મરણ તો એવું છે એટલે એમાં શોક ન હોય. માત્ર એક જ વસ્તુની ખોટ છે કે, એવા માણસો જાય છે તેની જગ્યા લેનાર બીજા નીકળતા નથી.

"વિદ્યાબહેન અને બાળકોને હિંમત આપજો અને જોઈએ પડે ત્યારે આપણને યાદ કરવા કહેજો."

દાહ્યાભાઈ જતાં સૌએ એક સાચા મિત્ર ગુમાવ્યા. એમના કુટુંબીજનોને અને એમાંના જ થઈ ગયેલા અમને સૌને એમની ખોટ ભારે સાલે છે. ઈશ્વરની અકળગતિ આગળ લાચાર બની હૃદયમાં એટલી પ્રાર્થના કરીએ કે, પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

ઉત્તમચંદ શાહ

# સં. રા. મંડળની સલામતી સમિતિનું કામ

ગયા લેખમાં આપણે સલામતી સમિતિની રચના અને ખાસ કાર્યપદ્ધતિ જે નક્કી થઈ છે તે જોઈ. તેમાં પાંચ મોટાં રાષ્ટ્રોને જે નનૈયા-હક ('વીટો') આપ્યો છે તે નોંધપાત્ર છે. એનો દાખલો, હમણાં ચાલતી તેની બેઠકના એક કામમાં જોવા મળે છે, તે સ્હેજ જોઈને આગળ જઈએ.

સં. રાષ્ટ્રમંડળમાં દાખલ થવા ૮ દેશોએ અરજી કરી હતી: સ્વીડન, આઈસલૅન્ડ, અફઘાનિસ્તાન, આલ્બેનિયા, મોંગોલિયા, આયર્લૅન્ડ, ટ્રાન્સજોર્ડન, પોર્ટુગલ દાખલ કરવા માટે સલામતી સમિતિની ભલામણ જોઈએ; ત્યાર પછી મુખ્ય સમિતિ પ્રવેશાર્થી રાષ્ટ્રને લઈ શકે. આ નિયમ પ્રમાણે ઉપલાં રાષ્ટ્રોની અરજી સલામતી સમિતિ પાસે આવી. તેણે, ઉપર ગણાવેલા ક્રમમાં પ્રથમ ત્રણ રાષ્ટ્રનો પ્રવેશ મંજૂર કરવા ભલામણ કરી; બાકીના ૫ની અરજી નામંજૂર થઈ. આ નામંજૂરી, આખી સમિતિની બહુમતી મંજૂર રાખવા તરફ હતી, તે છતાં! એનું કારણ મુખ્ય પાંચ રાષ્ટ્રોને અપાયેલો નનૈયો ભણવાનો મુનસફી-હક. બ્રિટન અને અમેરિકાએ આલ્બેનિયા, મોંગોલિયા સામે નન્નો ભણ્યો. પોતાના પક્ષના આ બેને આમ કરવામાં આવતાં, રશિયાએ આયર્લૅન્ડ, ટ્રાન્સજોર્ડન, અને પોર્ટુગલ સામે નન્નો ભણ્યો. પરિણામે, પાંચે દેશ પ્રવેશપાત્ર ના ઠર્યા. આ થવામાં તકરાર-રૂસ-મય જે તડાતડી થઈ, તે વાંચીને સં. રા. મંડળના ભાવી વિષે જરૂર દુઃખ થાય એમ છે. કેમ કે, આ મંડળનું કામ જગતની શાંતિ અને સલામતી સંભાળવાનું છે; અને એ મુખ્ય કાર્યની જવાબદારી આ સલામતી સમિતિ ઉપર છે. તેને સોંપાયેલાં કામો જોતાં એ તરત જણાશે.

જાહેરનામાની કલમ ૨૪થી ૨૬માં એની રૂપરેખા આ પ્રમાણે આપી છે:

## કાર્યો અને સત્તાઓ

### કલમ ૨૪

"૧. સં. રા. મંડળ પોતાનું કામ તરત અને અસરકારક રીતે કરી શકે તે સારુ, મંડળના સભ્યો, આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીની રક્ષાની મૂળ જવાબદારી, સલામતી સમિતિને સોંપે છે; અને આ જવાબદારી અંગેની પોતાની ફરજો અદા કરવાનું કામ બધા સભ્યો વતી તે કરે, એમાં સૌ સંમત છે.

૨. આ ફરજો બજાવવામાં સમિતિ સં. રાષ્ટ્રમંડળના હેતુઓ અને સિદ્ધાંતો પ્રમાણે વર્તશે. એ ફરજો બજાવવા માટે સલામતી સમિતિને જે ચોક્કસ અમુક સત્તાઓ આપવામાં આવે છે તે, જાહેરનામાનાં પ્રકરણ ૬, ૭, ૮ અને ૧૨માં બતાવી છે.

૩. સલામતી સમિતિ પોતાનો વાર્ષિક, અને જરૂર પ્રમાણે ખાસ, હેવાલ મુખ્ય સમિતિની વિચારણા માટે રજૂ કરશે.

### કલમ ૨૫

સં. રાષ્ટ્રમંડળના સભ્યો, આ વર્તમાન જાહેરનામા મુજબ, સલામતી સમિતિના નિર્ણયો સ્વીકારવા અને તેમનો અમલ કરવા સંમત થાય છે.

### કલમ ૨૬

શસ્ત્રાસ્ત્ર-સરંજામ પાછળ જગતનાં મનુષ્યબળ અને આર્થિક સાધનસામગ્રીના ઓછામાં ઓછા ખર્ચથી, આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીનાં સ્થાપના અને સંરક્ષણને પોષવાને માટે, સલામતી સમિતિને માથે જવાબદારી છે કે, (આગળ કલમ ૪૭માં બતાવવામાં આવતી સં. રા. મંડળની) લશ્કર સમિતિની મદદ લઈ તેણે, રાષ્ટ્રોનાં શસ્ત્રાસ્ત્ર-નિયમનને સારુ, અમુક વ્યવસ્થા સ્થાપવા માટે યોજનાઓ ઘડી કાઢવી અને તે સં. રા. મંડળના સભ્યો આગળ મૂકવી."

ઉપર ઉતારેલી આ કલમો પરથી સ્પષ્ટ થશે કે, સલામતી સમિતિને બે મોટાં કામ છે—

૧. શાંતિ અને સલામતીની રક્ષા કરવી,

૨. એ બે સ્થાપવા અને તેને સંભાળી રાખવા માટે શસ્ત્રબંધીની કાંઈક યોજના કરવી.

આ બેમાંનું બીજું કામ ઉઘાડું છે. પહેલું કામ બહુ સામાન્ય ભાષામાં હોઈ, તે અંગે ચોક્કસ શું કરવાનું, તે નથી સમજાતું. તે કામ કરવાને માટે આ સમિતિને જે સત્તાઓ આપી છે તે ઉપરથી એનો કાંઈક ખ્યાલ આવશે. આ સત્તાઓ હવે પછી જોઈશું.

૪-૯-'૪૬ મગનભાઈ દેસાઈ

# "ગુજરાત વિશ્વવિદ્યાલયની યોજના"*

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કાર્યવાહક સમિતિએ નીમેલા 'ગુ૦ વિશ્વવિદ્યાલય મંડળ' તરફથી એક યોજના બહાર પાડવામાં આવી છે. ૯૨ ફકરાનો આ લાંબો લેખ વાંચતાં જે છાપ પડી તે — કબૂલ કરવું જોઈએ કે, — બહુ અપ્રસન્ન અને અસ્પષ્ટ છે. આ મંડળને શું કરવું છે એ તેમાંથી નથી સમજાતું. મોટી મોટી વાતો તેમાં પાર વિનાની અને એકની એક, બેત્રણ વાર ક્યાંક તો, કરી છે. પણ સાદી વાત એ લાગે છે કે, ગુજરાતમાં ચાલુ કોલેજોનું કોઈ પણ રીતે 'લિમિટેડ' મંડળ રચાય તો રચવું; એને સરકાર પોતાની માન્યતાનો પટો આપે ને મબલક એવી મદદ આપે; અને ખાસ તો એ કે, આટલું જો થાય તો ધનિકો મદદ આપે. યોજનાની ગગન-વાતો છોડી તેમાં રહેલા કાર્યક્રમ તરફ જોઈએ તો મુખ્ય આટલું સમજાય છે.

ખાસ તો, આખી વાતનો આધાર, હવે સ્વરાજ-સરકાર આવી છે, તેની ઉપર સારાંશે જાય છે. અને આ મંડળની છેલ્લી બેઠકના ઠરાવમાંથી એની સાબિતી મળે છે. તેણે ઠરાવ્યું છે કે, ગુજરાતને માટે યુનિવર્સિટી સ્થાપવાનું વિચારવા સરકાર સમિતિ નીમે. સરકારે મહારાષ્ટ્ર માટે આવું કાંઈક કર્યું છે ને તેના હેવાલ પર તે વિચાર ચલાવે છે; એટલે મુંબઈ ઇલાકાના આ ભાષા-ભાગ માટેય તેને તેમ કરવું પડે, એ ઉઘાડો સંજોગ ઠીક બંધબેસશે, એ મંડળના યોજનાકારોએ માન્યું હોય.

પણ જોવાનું તો એ છે કે, સ્વરાજ-સરકાર આ બાબત-વાર વિદ્યાપીઠના જરૂરી ઉપક્રમને કેવી દોરવણી આપે છે. ગુજરાતનો પ્રજામત આ બાબતમાં અણકેળવાયેલો છે. ગુ૦ વ૦ સો૦એ સ્થાપેલું ઉપરનું મંડળ એક અપ્રતિનિધિ મંડળ ગણાય. તેણે કરેલો વિચાર કેટલીક વધારે-પડતી ને નકામી વિગતોમાં જતો લાગે છે. વિશ્વ-વિદ્યાલયને જે ગંભીર અને મૌલિક પ્રસ્થાનબળ આપવું જોઈએ, તે આમાં ક્યાંય દેખાતું નથી. મહારાષ્ટ્રમા અમુક રીતનું થયું, માટે ગુજરાતે પાછા નહિ પડવું, નહિ તો ખોટમાં પડીએ, એવી ટૂંકી બુદ્ધિ તો આમાં નહિ હોય. ગુજરાતે આ વસ્તુનો સ્વતંત્ર રીતે વિચાર કરવો જોઈએ. મુંબઈથી જુદા પડી ગુજરાતને માટે વિદ્યાપીઠ કાઢવા માટે કારણની જરૂર નથી; કેમ કે એ તો હરેક કાળે કરવા જેવું કામ હતું ને છે. પણ પ્રશ્ન એ છે કે, એ કામ કરવું શી રીતે, કોણે અને કઈ પદ્ધતિથી? એ બાબતમાં જો સ્વરાજયુગની ભાવી જરૂર ન સંતોષાય તો મુંબઈથી છૂટા પડયા તોય શું ને ન પડયા તોય શું? મુખ્ય મુદ્દો, આઝાદ હિંદના વિદ્યાપીઠનું સ્વરૂપ વિચારવાનો છે. યોજનાનો આ ખરડો એ મૂળ બાબતમાં મુગ્ધાવસ્થામાં છે; ક્યાંક કશુંક કહે છે તો તેમાં ડગુમગુ દહેશત અને વિચારની અસ્પષ્ટ શિથિલતા જોવા મળે છે. ગુજરાત માટે ગુજરાતી મારફતે કામ કરતું વિદ્યાપીઠ જોઈએ, તો તે કામ જેવા જ્યાં છીએ તેવા ત્યાંથી સૌએ તરત શરૂ કરવું જોઈએ. એવા પ્રજાકીય પુરુષાર્થ પર જ સરકાર પણ સાચી ઇમારત રચી શકે. ગુ૦ વિશ્વ૦ મંડળે યોજના કરવી હતી તો આવા કામને માટેના પોતાના કાર્યક્રમની કરવી જોઈએ. તો જેટલું કર્યું તેટલું તો થયું જ અને એટલે અંશે સાચું વિદ્યાપીઠ આપણી નજીક આવ્યું, એમ ગણાય. જો પ્રાથમિકથી માંડીને ઉચ્ચ સુધીની શિક્ષણકક્ષાઓ સુસંબદ્ધ રચાવી જોઈએ એમ માનતા હોઈએ, તો તે કહેવામાત્રથી, અને માત્ર ઉચ્ચ તંત્રને જ ઊભું કરવાના મનોરથો ઘડવાથી કેવી રીતે શું સધાય? અને આ બધું તંત્ર આખા ગુજરાતને માટે એકહથ્થુ શું કામ? જે કોઈ મંડળ કે તંત્ર અમુક વિદ્યાઓનું અધ્યયન અધ્યાપન અને સંશોધન, સાંગોપાંગ અને સારી રીતે, સ્વભાષામાં કરતું થઈ જાય, અને તેવા વિદ્યાધામ તરીકે — તેના જ વિદ્યાકાર્યને જોરે — લોકમાં તેની પ્રતિષ્ઠા જામે, તેને સરકાર તે પૂરતી પ્રતિષ્ઠા ને પોતાનો માન્યતા-પટો આપે; તો કામ સરળ રીતે ન ઉકલે? જેમ કે, આણંદ શું કામ સાંગોપાંગ ગુજરાતી દ્વારા ખેતી વિદ્યાપીઠ ન ખીલવે? તેને માટે તે ખેતીના કેન્દ્રથી વર્ધા યોજનાની પ્રાથમિક શાળાથી માંડીને આગળ ચાલે; તેને આગળ લઈને વધારે, અને લોકોપયોગી ખેતીના જ્ઞાનનાં પ્રમાણ-પત્રો આપે; ઉચ્ચ અભ્યાસ માટે લાયક વિદ્યાર્થીને વીણીને તે પણ કરવા લાગે; અને અધ્યાપકો જો સાચા હોય તો આસપાસના ખેડૂતોના — ગુજરાતભરના ખેડૂતોના પ્રશ્નો તપાસે ને તેમનું સંશોધન કરી ઉકેલ આપે.

એટલું જ નહિ, ખેતી અંગેનું સમાજવિજ્ઞાન પણ તે ખીલવી શકે. તેનો અભ્યાસ પદવી-પરીક્ષામાં રાખી શકે. ખેતીને કેન્દ્રમાં લઈને તે બીજી અનેક વિદ્યાઓ ખીલવી શકે. આ રીતે જો, દા૦ ત૦, આણંદ ખીલવે તો તે શું કામ બીજા એક મધ્યસ્થ એકહથ્થુ મંડળની પંચાતોમાં ફસાઈને ગૂંગળાઈ રેંઢવામાં પડે? સવાલ એ જ છે કે, આવું એક સાચું વિદ્યાધામ ઊભું કરવા માટે જોઈતી વિદ્યા-તપસ્યા અને ધીર ઉપાસના છે? તે વગર પણ વિદ્યાપીઠો અલબત્ત ઊભાં થાય છે; જેમ કે, હિંદનાં ઘણાંખરાં. એવું એક નવું — જરાતરા આમ-તેમ રૂડાં લાગતા થાગડથીગડ સાથે — કરવું હોય તો જરૂર કરી શકાય છે. પણ એને માટેની યોજના બહુ

* પ્રકાશક, ગુ૦ વ૦ સોસાયટી, ભદ્ર, અમદાવાદ.

સીધી ને ટૂંકી હોઈ શકે છે. તેવી સાદી વાતને સીધી રીતે મૂકવાથી કામના ઝડપી ઉકેલનેય ફાયદો થાય. આ ખરડો એ કરત તો સારું. તો તેની કલ્પનાનું મુંબઈના ખોટાનું ગુજરાતી. રૂપ વધારે ઊઠી આવત. જોઈએ હવે સરકાર કેમ આગળ વધે છે.

૬-૯-'૪૬ મગનભાઈ દેસાઈ

# સ્વાધ્યાય

## [ ઈશ્વરનું પ્રમાણ શું ? ]

જન્મ મરણ તથા જરા વગેરે દુઃખોથી ત્રણે કાળમાં અલિપ્ત છે એવો જે ખાસ પુરુષ તે પુરુષોત્તમ કે ઈશ્વર છે; અને એનું પ્રણિધાન સાધવાથી પણ યોગ સધાય છે, એ આપણે અગાઉ જોઈ આવ્યા.

પણ પ્રશ્ન એ થાય કે, આવો ખાસ પુરુષ છે એમ તમે કહો છો શા ઉપરથી ? એ તમારી એક તાર્કિક જરૂર પરથી કરેલી કલ્પના જ છે ? કે એથી વધુ કાંઈ પ્રમાણ એ માટે છે ? ૨૫મું સૂત્ર આ શંકાનું નિવારણ કરે છે; તે આમ છે.

तत्र निरतिशय सर्वज्ञ* बीजकम् ॥ १–२५॥

તે પુરુષ-વિશેષ ઈશ્વરમાં સર્વજ્ઞતાનું બીજ નિરતિશય બને છે. એ વિશેષ પુરુષમાં જ્ઞાનની પરાકાષ્ઠા થાય છે; તે સર્વજ્ઞ છે, ત્યારે આપણ સર્વ મનુષ્યોમાં જ્ઞાન કે જિજ્ઞાસાનું બીજ અચૂક હોય છે, ને ઓછુંવત્તું દરેકમાં એ ફૂલે છે ફાલે છે પણ ખરું. સૉક્રેટીસ કે શંકર યા બુદ્ધ મહાવીર આદિ મનુષ્યોમાં એ અપાર હદે પહોંચે છે એય ખરું. છતાં તેને માનવ-મર્યાદા રહેલી જ છે આમ છતાં, માનવની જે ભૂખ જુઓ તો ? એની જિજ્ઞાસા બધું જ આવરી લેવા તલસે છે. એનો મૂળ પ્રશ્ન જ એ છે કે, किम् नु खलु ज्ञाते इदं सर्वं विज्ञातं भवति ? ( એ જ્ઞાન કયું કે જેથી સર્વજ્ઞ બની જવાય ? ) આ જે માનવી જ્ઞાન-વાસના તે જ सर्वज्ञबीज છે. સૌમાં સર્વજ્ઞતાનું આવું બીજ તો રહેલું જ છે, એટલે એની પરિપૂર્તિ થવી એ આપોઆપ સિદ્ધ વસ્તુ બને છે. માનવહૃદય જ એનું પ્રમાણ છે. તેની આસ્તિકતાનો અર્થ જ એ છે કે, એની જે પરમ અને સ્વભાવગત ઝંખના છે એ સ્વયંસિદ્ધ છે ને તેની સફળતા થવાની જ છે, એવી સ્વયંભૂ પ્રતીતિ.

આ બીજની સિદ્ધિ એટલે શું ? જ્યાં આગળ એ બીજ એટલું ફૂલેફાલે કે તેનાથી અતિશય કાંઈ ન રહે. એ સર્વજ્ઞબીજ એવી નિરતિશય દશાને જ્યાં પામે, એ સ્થાન કે ધામ તે પુરુષોત્તમ ધામ છે.

આમ ઈશ્વર માનવ હૃદયથી સિદ્ધ છે. તેને માટે બાહ્ય પ્રમાણની જરૂર નથી. જેમ ક્લેશ, કર્મ વગેરેનાં બંધનોના અનુભવ છતાં, આપણે તે બધાથી નિતાંત મુક્ત સ્થિતિ અચૂક છે, એમ જીવનના અણુએ અણુમાં અને ક્ષણે ક્ષણમાં સાક્ષાત્ અનુભવીએ છીએ, અને છતાં તે મનબુદ્ધિથી કદાચ સ્પષ્ટ ન પણ સમજતા હોઈએ; તેમ જ આપણી અલ્પજ્ઞતા છતાં આપણે ક્ષણે ક્ષણે સર્વજ્ઞતાને ઉપાસીએ છીએ, અને એમ એ પરમ પુરુષ કે વિશેષ પ્રકારના પુરુષની હયાતીને અણુએ અણુમાં કબૂલીએ છીએ. આથી, કોઈ બીજું પ્રમાણ એને માટે જરૂરી નથી. એથી મોટું પ્રમાણ હોય પણ શું ? ૨૪, ૨૫ સૂત્ર એ કહેવા માગે છે.

યોગશાસ્ત્ર મનુષ્યની વ્યાખ્યા સાધક સંમજીને ચાલે છે. અને ખરેખર, દરેક જીવ સાધક છે; ભલે એના પ્રકારો પાડી બતાવો. છતાં જીવ છે તો તેમાં જીવન-સિદ્ધિનું મુખ્ય કે અમુખ્ય પ્રયોજન પડેલું જ છે. અને એ જ સાધકતા છે. અને બધા સાધકો એક પરમ સિદ્ધને જાણ્યે અજાણ્યે ઉપાસે છે જેમ દરેક લીટી યુક્લિડની આદર્શ લીટીને ઉપાસે છે એમ એટલું જ નહિ, દરેક લીટીમાં એ યુક્લિડ રેખા અમૂર્ત રહી જ છે. તેવી જ રીતે, જીવમાત્રમાં તેની પરમસિદ્ધિરૂપ જે પુરુષ-વિશેષ તે રહેલો જ છે. અને તે આઘે કે પાસે જ નહિ, એ દરેકમાં ને એના અંતરબાહ્યને સમાવી લઈને છે.

આથી જ આ ઈશ્વરતત્ત્વ આપણું પ્રણિધાનપાત્ર છે. દરેકનું એ પરમ ઉપાસ્ય છે, આલંબન છે. જ્ઞાન- અને સમજ- પૂર્વક એમ એનું આલંબન જીવનમાં સેવવું એ જ ઈશ્વરપ્રણિધાન છે.

આ સાદી ઈશ્વર-વસ્તુમાં પાર વિનાની બુતપરસ્તી અને મૂઢતા વ્યાપી છે. એનું ઘર, એનું રૂપ, એની શોભા, એનો શણગાર, એની પત્ની અને પરિવાર, ઇત્યાદિ આખો માનવ જગતનો સંભાર એ ખાસ પુરુષનેય આરોપાયો છે. માનવી પોતાના ઇષ્ટને પોતાની સમજનું જ સર્વ આપે ને ! છતાં, એ બધું કાવ્યની કે ભાવનાની સૃષ્ટિમાં અને પ્રણિધાનના આપણા વેગને પુષ્ટ કરવા માટે જ કદાચ જો હોય તો હોય. એથી બીજી રીતે એ બંધક, મોહક, અને મારક પણ બને, અને પ્રજાઓના ઇતિહાસમાં બન્યું છે અને બન્યા કરે છે. એટલે, આ ગંભીર ખાડાથી સંભાળીને ચાલવાનું છે યોગસૂત્રકાર ઈશ્વરનો જે અર્થ સમજાવે છે એ યાદ રાખીએ તો ઘણા ભયમાંથી બચી જવાય. એ અર્થમાં હજી એક બે અંશ ઉમેરવાના બાકી રહે છે, જે અંશો પણ, ઉપરની પેઠે, સારી પેઠે લોક-સમજમાં ભ્રષ્ટ બન્યા છે અને અજ્ઞાન તથા પાપને પ્રેરનારા બન્યા છે. એ બે હવે પછીનાં સૂત્રોમાં કહે છે તે આવતે વખતે જોઈશું.

૬-૯-'૪૬ મગનભાઈ દેસાઈ

* એવો પણ પાઠ એક છે કે, 'सार्वज्ञ्यबीजम्', જોકે એથી ઝાઝો અર્થ ફરતો નથી.

# નવું વાચન

**મીરાં પ્રેમ-દીવાની:** શ્રી. રામચંદ્ર નારાયણ ઠાકુર એમ. એ., સંદેશ લિમિટેડ, અમદાવાદ. પૃ. ૩૯૨. રૂ. ૬।

'પ્રસિદ્ધ સ્ત્રીકવિ અને ભક્ત મીરાંબાઈની કથા આમાં નવલરૂપે' રજૂ કરાઈ છે. શ્રી રવિશંકર રાવળ અને શ્રી. કનુભાઈ દેસાઈનાં ચિત્રો ને કલાવિધાનથી નવલ સચિત્ર બનાવાયેલું છે. મીરાંબાઈનાં ભજનો પ્રસંગો સાથે વણી દેવાયાં છે ને ઊર્મિપ્રધાન શૈલીથી આખા પુસ્તકને જરા કાવ્યમય નવલનું સ્વરૂપ અપાયું છે. એમાંના 'ગિરધારી' સાથેના મીરાંના સંવાદો મોટે ભાગે નિરર્થક, કંટાળો ઉપજાવનારા અને કૃત્રિમ છે. એ સંવાદ છોડી દઈને પુસ્તક વાંચી જવાથી કથામાં કાંઈ પણ રસક્ષતિ થતી નથી જણાતી. ઊલટું કૃત્રિમ સંવાદના કંટાળામાંથી છૂટી જતાં રસની, મુક્તોક્તે, વૃદ્ધિ થાય છે. કથા બોલપટ કે નાટક તરીકે ઉપયોગી થઈ શકે એવી રીતે લખાઈ છે. અને મુખપૃષ્ઠની પાછળ જે ચિત્રપટ આપ્યું છે એમાંનાં ચિત્રો તો કોઈ સાક્ષાત્ ચિત્રપટમાંથી જ ઉઠીનાં લીધાં જણાય છે. અંદરનાં ચિત્રો એકંદર સારાં છે પણ પૃ. ૧૪ની સામેનું ચિત્ર, અંદરના લખાણથી ઊલટું, ઘૂમટા વિનાનું છે એ શ્રી. રાવળ જેવા વાસ્તવદર્શી કલાકાર માટે સારું નથી. એક જ મીરાંનાં બંને કલાકારોનાં ચિત્રોમાં સ્વરૂપનો પરસ્પર કાંઈ મેળ દેખાતો નથી એટલું જ નહિ, પોતાના જ ચિત્રમાં પણ કાંઈ મેળ દેખાતો નથી! ચિત્રોની ભરમાર કરવાના લેખક-પ્રકાશકના અતિ શોખને કારણે આ ન થયું હોય તો કલાવિધાનમાં સાચા કલાવિધાનની એટલી ખોટ જ ગણાય.

બીજી રીતે નવલ આકર્ષક, રસિક અને સારી આશા આપનારું છે.

**સંત દેવીદાસ:** શ્રી. ઝવેરચંદ મેઘાણી, ભારતી સાહિત્ય સંઘ લિ., મુંબઈ, પૃ. ૧૪૧. રૂ. ૧)

શ્રી. મેઘાણીના સંપાદકપણા નીચે નવી શરૂ થયેલી 'ઉલ્લાસ વાચનમાળા'નું આ પહેલું પુસ્તક છે. અને એ એમણે 'પુરાતન જ્યોત' નામક પોતાના સંતકથા-સંગ્રહમાંથી ટૂંકાવીને 'ઉપાડેલ'' છે. 'થોડુંક જ ભણેલાં સ્ત્રીઓ-પુરુષોને વાંચવા સમજવામાં સુગમ પડે તેવું, ઉલ્લાસ આપનારું' અને તેમનું 'ભાષાજ્ઞાન આગળ વધારનારું વાંચન પૂરું પાડવું' એ આ માળાનો ઉદ્દેશ છે.

કથાવસ્તુ સુંદર, રસિક અને બોધપ્રદ છે. સંત દેવીદાસ રક્તપીતિયાંની સેવા કરનાર ઈસુ જેવો મેલો-ઘેલો બાવો છે. જેરામશા અને નૂરશા નામક ગિરનારી હિંદુમુસ્લિમ સંતોનો એ ચેલો છે. 'ટુકડા દેજો' એવી દીક્ષા એ સંતોએ એને આપેલી છે. અમરબાઈ નામની એક આયર નવવધૂને સાસરે લઈ જતું એક વહેલડું એ સંતની જગ્યા આગળ વિસામો ખાવા ઊભું રહે છે ત્યારે સંત એક રક્તપિત્તથી ફદફદી ગયેલી ડોશીનું પરુ ધોતા હોય છે. એની ચીસના કુતૂહલથી આકર્ષાઈને અમર અંદર જાય છે ને એ સેવાનું દૃશ્ય જોતાં જોતાં નવવધૂના વાઘા ફગાવી દઈને રક્તપીતિયાંથી સેવાર્થે બાવી બની જાય છે.

ત્યાર પછી અમરની ત્યાગવૃત્તિ, સાધુતા અને પવિત્રતા ત્રણે સંતની અને જગતની બંનેની કસોટીએ ચડે છે. અમરને 'ટુકડા ભીખવા' બાર બાર ગાઉ ફરતે 'સત દેવીદાસ!'ની 'ટેલ' નાખવી પડે છે, છતાં જગ્યાનાં ભૂખ્યાંદુખ્યાંનું પેટ નથી ભરાતું, ત્યારે સંત પૂછે છે:—

'કેને કેને માગો છો તમે?'

'તમામ હિંદુ વરણને.'

'મુસલમાનને કાં નહિ? રક્તપીતિયાંઓને જાત નથી બેન! એ તો જાત બહારનાં, જગતની બહાર કાઢી મૂકેલાં છે. એ ન અભડાય, આપણેય જાત ત્યજી છે'

થોડી વાર પછી સંતે સંભારી આપ્યું, 'ઢેડવાડે ચમારવાડે જાવ છો?'

'ના રે!'

'કેમ નહિ? શીદ તારવો છો એમને? પ્રભુનાં તો એ તારવેલાં નથી ને?'

'ના.'

'આપણે પ્રભુથીયે ચોખેરાં?' સંત હસ્યા.

અત્યાર સુધીમાં અવગણના અને અવહેલનાની દશાને વટીને અમર કેટલાક લોકોને મન દેવી થતી જાય છે. એટલે કોઈ કોઈ ગોવાળો ને ખેડૂતો સામેથી ચાલીને દાણા આપવા તેમ જ જગ્યામાં ગાયો બાંધવા લાગતા થયા છે. અમર સંતને પૂછે છે, 'જગ્યાને ખાતર આ' સ્વીકારી લઉં?

ત્યારે સંત કહે છે, 'આપણો સંઘરો આગમુને કાઢી દેશે. બેન! તારા પગ થાકયા છે?'

આથી ટહેલનું ક્ષેત્ર અમર વિસ્તારે છે, ને જોબનવંતી રૂપાંદેઓ માટે જોખમી ગણાતા બગેશ્વરના કાઠી દરબારને ગામ જઈને 'સંત દેવીદાસ!' ગજવે છે. આથી એ એની બદદાનતની આફતમાં સપડાય છે; પણ પૂરી સંતતાથી પોતાનું પાવિત્ર્ય સાચવે છે, ને પેલા પાછળ પડેલા દુષ્ટને સજીવીને પાછો બચાવે છે.

ત્યાર પછી સંત દેવીદાસની જગ્યામાં શાદુળ ભગત નામનો એક નવો ચેલો મૂંડાય છે. ને અમરને એના તરફ જે પુત્રભાવ પ્રગટે છે એ દિવસે દિવસે વધતો જાય છે, ને લગભગ એક આસક્તિનું રૂપ ધારણ કરે છે. આને શાદુળ બરાબર સમજી શકતો નથી ને એનો પ્રતિભાવ ક્રમે ક્રમે અમર તરફ આસક્તિનો બનતો જાય છે. શાદુળ ભગતના ભજનના મેળાવડા અમરની નિકટતાના

અનુભવે અથવા અમરની પ્રસન્નતાની અપેક્ષાએ જરા ગાંડપણના મેળાવડા થતા જાય છે; ને લોકોમાં વાતો ચાલે છે કે, ભગતાઈના ઉદ્રેકમાં શાદુળ ભગત ખાટલા પર ચડીને એવા નાચે છે કે ખાટલો કડાક કરીને ભાગી પડે છે.

એક વાર રાત્રે આવી રીતે ખાટલો ભાગીને એક ગામડેથી એ પાછા ફરે છે ત્યારે અમરબાઈ બારણું વાસીને સૂઈ ગયેલાં જણાય છે ને કાન માંડતાં શાદુળને એવો ભ્રમ થાય છે કે અંદર કોઈ પરપુરુષ છે ને અમર એની જોડે પ્રેમગોષ્ઠી કરે છે!

ફરિયાદ થતાં સંત, જે પવન એમની 'પધોરે' હોવાથી બધું સાંભળતા હતા, એ કહે છે કે એ તો અમરનો સ્વપ્નાવસ્થાનો સંવાદ માત્ર જ હતો, અને એમાં એ તારી જોડે જ વાત કરતી હતી અને તને કહેતી કે, 'શાદુળ બેટા' પારકા ઢોલીઆ ભાંગીને ભગત બન મા. મને બીક લાગે છે કે, તું ક્યાઈક તારાં જ હાડકાં ભાંગી બેસીશ.' છેવટે સંત કહે છે, 'બાપા શાદુળ! આપણે બધા જ ચોરોને ઝાલીએ છીએ, નથી ઝાલતા ફક્ત આપણા **માયલા ચોરને.**'

બીજા જ દિવસથી અમરબાઈને રક્તપીતિયાંનાં પરુ ધોવાની રજા મળે છે ને શાદુળ ભગત પૂરા પ્રયત્ન છતાં ભર સમૈયામાં ખાટલો ભાગવામાં નિષ્ફળ જાય છે. કાનો ભગત ઘડી જોઈ એ વખતે એને કહે છે, 'શાદુળ, જેને રોમે રોમે રામબાણ વાગ્યાં હોય તેને આવા પછાડા શા માટે?' કેટલાક વખત પછી સંત દેવીદાસે સમાધિ લેવાનો વિચાર પ્રગટ કર્યો ને કંકોતરીઓ લખવાની વાત કરી ત્યારે અમરબાઈએ કહ્યું,

'હું ભેળી આવું તો?

'બહુ **વે'લું** કહેવાશે માતા''

'લાજ આબરૂભેર **વે'લાં** પહોંચી જાયેં' એ જ ઠીક છે—અજવાળી તોય રાત છું ને?'

સંતે કહ્યું, 'ભલે ત્યારે બેયની કંકોતરી ભેગી કઢાવીએ.' એ પ્રમાણે કરવામાં આવ્યું ને નક્કી કરેલી તિથિએ ને ઘડીએ, આમંત્રિત સંતજનોની સમક્ષ પરતાવા શાદુળને જગ્યાની સોંપણ કરી, ઉજવણું કરીને બંનેએ સમાધિ લીધી.

આવી આ રસિક કથા છે ને શ્રી. મેઘાણીએ પોતાની લાક્ષણિક શૈલીએ લખીને એને વધારે રસિક બનાવી છે. ઉપર્યુક્ત સારથી જણાશે કે, કથામાં શ્રી. મેઘાણીએ અનેક બોધ વણી લીધા છે. વસ્તુગૂંથણીની દૃષ્ટિએ ત્રીજું પ્રકરણ બહુધા બિનજરૂરી છે એટલું અમારે અત્રે કહેવું જોઈએ. બીજું, અમરબાઈને પોતાને પતિયાંને હાથે પીરસેલું ખવડાવવા સંત દેવીદાસ ઇચ્છતા નથી, અતિથિના સ્વાગત માટે જગ્યામાં ગોદડાં ને બાલોશિયાં રાખે છે, છતાં ખાવાટાણે જગ્યા આગળ એકઠા થયેલા ભિક્ષુક અભ્યાગતોને એવું પિરસાવી સૂગથી ભાણા પરથી ઉઠાડી મૂકી 'લેખક એમની ગાળો દ્વારા એમનો જે ઉપહાસ સાધવા માગે છે તે નિષ્ફળ છે.

ત્રીજું, પતણી ટાશીનું પરુ ધોતાં એ ટાશી દુખાવાને લીધે (પૃ. ૧૦) બૂમો પાડતી ત્યારે બાવોજી દિલાસો દેતા કે, 'નહિ, નહિ, મારી મા! અમ પુરુષના ગર્ભ વેઠનારી ને અનોધાં દુઃખ સહેનારી જનની! નહિ દુખાવું તમને', એ સંબોધન કરવાની શી જરૂર છે તે સમજાતું નથી. આગળ ચાલતાં 'સ્ત્રીના શરીરને **ચુંથાવાનું-ચુંથાવાનું**, અરે ભોગની ભરપૂર મોજ મંડાતાંની ઘડીથી જ સ્ત્રીના ખોળિયાને ટીપે ટીપે ખપી જવાનું'' એમાં 'ભોગની ભરપૂર મોજ મંડાતાંની ઘડીથી' એ શબ્દો લેખકની રસદૃષ્ટિને, પ્રસંગને કે સંતની સંતતાના કાવ્યને કશાને પ્રસંગ જોતાં શોભા આપતા નથી.

ચોથું, કોઈ પણ સ્ત્રીએ શિરછત્ર વિના સંન્યાસ લઈ સેવા કરવી, એના કરતાં શિરછત્ર સાથે 'અજવાળી તોય રાત' એવા ભાવથી આ જગતમાંથી આબરૂભેર છૂટવા સમાધિ લેવી, એ જ સારું છે, એવો જે બોધ સૂચવાયો છે, એ જેટલો ચર્ચાસ્પદ છે, એટલો જ કરુણ છે.

પાંચમું, 'ભાષાજ્ઞાન આગળ વધારનારું વાચન પૂરું પાડવું' હોય તો જોડણી પર પણ લેખકે વધારે લક્ષ આપવું જોઈએ. અત્રે આપેલા ઉતારામાં જે શબ્દો કાળા કર્યા છે તે અનાયાસે આ દોષ તરફ ધ્યાન ખેંચવા પૂરતા છે.

છઠ્ઠું, લેખક અનેક જગાએ 'બેન,' અને 'બોન' બંને શબ્દોનો પ્રયોગ કરે છે. આ બંને શું કાઠિયાવાડી બાનીના સૂચક છે?

આવી રસમય પુસ્તિકાઓ પ્રૌઢશિક્ષણ માટે જરૂરી ગ્રંથોની જરૂર પૂરી પાડે છે એ નિઃશંક છે.

**તપોવન:** ચુનીલાલ વર્ધમાન શાહ, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. પૃ. ૨૮૬, રૂ. ૩॥.

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणाम्
गृहेऽपि पंचेन्द्रियनिग्रहस्तपः।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते
निवृत्तरागस्य गृहं तपोवनम्॥

અર્થાત્, 'રાગી જનોમાં વનમાં વસવા છતાં દોષો જન્મે છે, અને ગૃહમાં રહેનારાઓ પણ પંચેન્દ્રિયનિગ્રહરૂપી તપને આચરનારા તપસ્વી બની શકે છે; એટલે જે મનુષ્ય પવિત્ર કર્મમાં પ્રવૃત્તિ કરે છે તે મનુષ્યની જો રાગનિવૃત્તિ થાય તો તેનું ઘર જ તપોવન બની જાય છે.'

આ મધ્યવર્તી ખ્યાલ પર આ આખી નવલકથા રચાયેલી છે. સંયુક્ત કુટુંબ, જો એની સાચી ભાવના પ્રમાણે ચલાવાય ને સમજપૂર્વક સ્વીકારાય, તો તપોવન સમાન છે. એમાં માનવીની આર્થિક, સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ પણ છે; જ્યારે વિભક્ત કુટુંબો

અને એના અદ્યતન સ્વરૂપ સમી બંગલાપદ્ધતિનું પરાજીવન સ્વચ્છંદતાપોષક, ગજા ઉપરાંતનું ખર્ચાળ જીવન કરાવનારું, આળસુ, સ્વાર્થી, સંકુચિત અને મનને બહેકાવનારા ફૂલ-ફટાકિયા જીવનવાળું છે, એ આનો ઉપદેશ છે. સરસ્વતીચંદ્ર પછી સંયુક્ત કુટુંબ વિ૦ વિભક્ત કુટુંબના પ્રશ્નને સ્પર્શતું કદાચ આ પહેલું નવલ છે. પણ સરસ્વતીચંદ્રની જૂની નવલપદ્ધતિનું, ચર્ચાનું કે નિબંધશૈલીનું આમાં નામ નથી. આ તો અદ્યતન પદ્ધતિનું, મોટે ભાગે કેવળ સંવાદ પર જ નભતું નવલ છે. એના સંવાદો સરળ, સ્વાભાવિક ને રોજબરોજના જીવનની સાદી ભાષાવાળા પણ સચોટ, સયુક્તિક ને મર્માળા છે, ને પાત્રાલેખન સુરેખ છે. લેખક પોતાનું કથન કરે છે ત્યારે પણ નિરાડંબરી ભાષા જ વાપરે છે, ટૂંકમાં જ પતાવે છે ને બહુધા પીંછીના બેચાર સાદા લિસોટાથી જ ધાર્યું ચિત્ર ઉપજાવી કાઢે છે.

કથાવસ્તુ સાદું છે. સુવદન નામનો એક અમદાવાદી અર્ધદગ્ધ જુવાન સુસ્મિતા જોડે પરણ્યો ત્યારપૂર્વે એણે સુસ્મિતા અને તારિકાની બહુ ઝીણવટભરી તુલના પોતાના મન સાથે કરી લીધી હતી, ને સુસ્મિતાને ત્યાર પછી જ પસંદગી આપી હતી. પણ ત્યાર પછી અઢીએક વર્ષના ગાળા પછી બેંકમાંથી છૂટી ઘર તરફ જતાં તારિકા જ્યારે એને સાઈકલ સાથે મળી ત્યારે એને લાગ્યું કે એણે રૂપ કાઢ્યું છે! ને એને મુકાબલે સુસ્મિતા ફીકી પડી ગઈ છે! તારિકા આ ફીકાશનું કારણ સંયુક્ત કુટુંબ જ છે એવું બંનેના મનમાં ઠસાવવામાં સફળ થાય છે ને પત્નીની તબિયતને બહાને સુવદન પત્નીને લઈને સોસાયટીમાં જુદો રહેવા જાય છે. ત્યાં એક બાજુ જીવન સુવદનના ગજા કરતાં વધુ ખર્ચાળ થઈ જાય છે, અને બીજી બાજુ તારિકાનું એના પરનું પ્રભુત્વ ને સુવદનનું તારિકા તરફનું આકર્ષણ વધતું જાય છે. પછી નબળી તબિયત ધરાવતી થઈ ગયેલી સુસ્મિતા ઇસ્પિતાલમાં સુવાવડ કરાવ્યા પછી આરામ અને સારવારની સરળતા ખાતર ઘેર સાસુ ભેગી રહેવા જાય છે. સુવદનભાઈ બંને ટંક જમવા ઘેર જાય છે પણ ઘર સાચવવા સોસાયટીમાં જ રહે છે. ભાભીના મહેણાથી એક દિવસ ઓચિંતી જ્યારે સુસ્મિતા બાબાને લઈને સોસાયટીમાં પોતાના મકાને જઈ ચડે છે ત્યારે તારિકા અને સુવદનના સંબંધનું પોકળ ફૂટી જાય છે.

પછી સમાધાન થાય છે. સુસ્મિતા બંગલાનું ઘર કાઢી નંખાવે છે ને સંયુક્ત કુટુંબમાં પાછી જાય છે. પણ આર્થિક મૂંઝવણમાં પિતાના ભાગીદાર થવા જતાં સુવદને સુસ્મિતાથી છાના તારિકા પાસેથી પાંચસો રૂપિયા લીધેલા છે, એ વાતની ખબર પડતાં પાછો વિક્ષેપ ઊભો થાય છે. તારિકાને ત્યાં હપતા ભરવાને બહાને સુવદનને જવાનો પ્રસંગ જ ન આવે એ માટે સુસ્મિતા પતિથી છાની રીતે પોતાના દાગીના વેચીને એકસામટું તારિકાનું કરજ ફેડી નાખવા તારિકાને બંગલે જાય છે, ત્યારે સમજૂતી વિરુદ્ધ સુવદન-ભાઈ ત્યાં જ ભેગા થઈ જાય છે! ને એમ વિખવાદ વધે છે. પછી જે આક્ષેપોની ઝડી વરસે છે એથી સુવદન નફફટ થઈને તારિકાને પોતે પરણશે એમ કહી બેસે છે; ને ભણેલી સુસ્મિતા સમાન અધિકારને વાદે ચડી સાચી વાત ન કહેતાં એમ કહી બેસે છે કે, 'જાઓ તમે તમારી સ્ત્રીમિત્ર પાસેથી પાંચસો લઈ આવેલા તેમ મેં મારા પુરુષમિત્ર પાસેથી લઈ એ દેવું પતાવી દીધું છે!'

આથી જે કલહ ઊભો થાય છે તેથી સુસ્મિતા રિસાઈને પિયર જતી રહે છે ને હવે તારિકાને પરણવાનો માર્ગ સાફ થશે એવું મહેણું મારતી જાય છે. છેવટે પિયરમાં એ શંકાસ્પદ સંજોગોમાં ગુજરી જાય છે ને ન્યાતમાં સુવદનની બદચાલને લીધે એણે આપઘાત કર્યો એવી વાત ઊડે છે. પછી સુવદન અને એના પિતા તારિકાનો પિતા આવીને રૂપિયા આપી જાય એની રાહમાં દિવસો પર દિવસો વિતાવ્યે જાય છે. પણ અદ્યતન વિચારો ધરાવતી ઉચ્છૃંખલ તારિકા, જે સુવદનને પરણવા ઇચ્છે છે પણ સાથે સાથે એનાં સુસ્મિતાથી થયેલાં બાળકોને 'પરણવા' નથી ઇચ્છતી તેને એ અશક્યવત્ જણાતાં બીજા જોડે ગોઠડી માંડવા માંડે છે ને સુવદન લટકી જાય છે.

આ બધા વખત દરમિયાન સુવદનના કાકા મનુભાઈ, જે પોતાની પત્ની ગુજરી ગયા પછી પોતાનાં બાળકોનો ભાર મોટાભાઈ પર નાખીને 'સંન્યાસી' બની ગયેલા છે, એ પોતાનો શિષ્ય પર થયેલો રાગ જોઈને 'સંન્યાસ' લેવાથી રાગમુક્ત નથી થવાતું એવો જાત-અનુભવ કરે છે ને પાછા ઘેર આવે છે, અને મોટાભાઈ જ સંસારમાં રહેવા છતાં સાચા ત્યાગી છે એવું સમજતા થાય છે.

સુસ્મિતાની એક મંદારિકા નામની ગરજુ સખીને સુવદન જોડે પરણવા તૈયાર કરીને લેખક કથાને મંગળ કહેવાતા અંત પર લાવી 'અચ્યુત' કેશવ'' કરે છે.

સુસ્મિતાના જીવનની કરુણતા, તારિકાના જીવનની ઉચ્છૃંખલતા, અને દામોદરદાસની ગંભીરતા તથા સ્વભાવની સ્વસ્થતા ને મધુરતા, તથા મનુભાઈની નૈતિક હિંમત જેટલી ન ભુલાય એવી છે,, એટલી જ સુવદનની બેજવાબદારી પણ ન ભુલાય એવી ગણાત. પણ પોતાના બાબા ખાતર તારિકાને બેધડક તજવા તૈયાર થઈને છેવટે માણસાઈ ને પિતૃત્વ એનામાંથી હજી નથી મરી પરવાર્યાં એમ એ સાબિત કરે છે. એના ચરિત્રમાં આ જ એકમાત્ર સદ્ગુણ જણાય છે જો કે તારિકા એક વખત જો એને પોકળ વચનથી પી ગઈ હોત તો એ કેટલો ટકત એ એક સવાલ જ છે. પરંતુ તારિકા એવું કોઈ પોકળ વચન આપે ને પરણી બેસે એ એનો સ્વભાવ, ઉછેર ને ચરિત્ર જોતાં અશક્ય છે. એટલે એ ગુણોના ટકાઉપણા કે બિનટકાઉપણાનું દર્શન કરાવવા સુવદનના નવા સંસારની જુદી જ કથા લખવી પડે એમ છે.

દામોદરદાસના જીવનનો ઉપદેશ સ્પષ્ટ કરવા મનુભાઈનું જે વિરોધી પાત્ર છે એની વાત જ્યાંથી શરૂ થાય છે ત્યાંથી રસપ્રવાહમાં જરા ક્ષતિ થાય છે. એ વાંચતાં જાણે એમ લાગે છે કે, એ વાતનો ચાલતી વાત તેરેનો સાંધો દેખાઈ આવે એવો છે, ને કેટલેક અંશે કૃત્રિમ અતિશયોક્તિથી પણ ભરેલો છે. તારિકાના પ્રતિપાત્ર વિષે અસંભવનો કંઈક આક્ષેપ થઈ શકે એવો છે અને થયેલો પણ છે. પણ મનુભાઈના પાત્ર વિષે તો કદાચ એના કરતાં વિશેષ પ્રમાણમાં થઈ શકે એમ છે. પણ લેખક પ્રસ્તાવનામાં જ કહે છે કે, પાત્રો લેખકના અનુભવોના સમન્વયનાં જ ફળ છે. એ જેટલે અંશે જીવંત જણાય એવાં સર્જી શકાયાં છે એટલે અંશે જ લેખકની લેખનકળાની સર્જન-સફળતા છે. અમને લાગે છે કે, આ નવલકથામાં લેખક જીવંત પાત્રોના સર્જન કરતાં પોતે જે આદર્શ રજૂ કરવા માગે છે તેને અનુરૂપ પાત્રસૃષ્ટિ સર્જવામાં વધારે સફળ થયા છે. એમ ન હોત તો દામોદરદાસનું પાત્ર પણ જેટલું યોગસ્થ જણાય છે એટલું ન જ જણાત.

ચૂ૦

अच्छी हिंदी : લે૦ રામચંદ્ર વર્મા, પ્ર૦ સાહિત્ય-રત્નમાલા કાર્યાલય, બનારસ, કિં૦ રૂ. ૨)

૨૦૦ પાનનો આ અભ્યાસપૂર્ણ ગ્રંથ ગુજરાતી ભાષાપ્રેમીઓએ વાંચવા જેવો ગણાય. તેનો વિષય છે — "हिंदी भाषामें होनेवाली सभी प्रकारकी भूलोंका व्यवस्थित विवेचन." આ માટે લેખકે વરસોથી ટાંચણ કરી રાખેલી બાબતો કામમાં લીધી છે. તેમાં એમનો ભાષાપ્રેમ તો સ્પષ્ટ છે; ઉપરાંત સેવા કરવાની ઉત્કટતા પણ પ્રગટ થાય છે. શબ્દોનો ઉપયોગ, વાક્યરચના, લિંગ તથા વચન, રૂઢિપ્રયોગો તથા કહેવતો ઇ૦ અનેક બાબતોમાં ભલભલા પણ કેવી ભૂલો કરે છે, એ ગુજરાતીનો વિચક્ષણ વાચક પણ જાણે છે. લેખકે મોટા હિંદી લેખકોનાં નામ આપ્યા વગર, પણ તેમનાં લખાણમાંથી દષ્ટાંતો લઈને, ભૂલો થવાનાં સ્થાન તારવી કાઢી વ્યવસ્થિત પ્રકરણવાર તે રજૂ કર્યાં છે. આવું કામ કોઈ અધિકારી- અભ્યાસીએ ગુજરાતી માટે પણ કરવું જોઈએ એ કહેવા, આ હિંદી ચોપડી છતાં, તે વિષે અહીં નોંધ લીધી છે. લેખકે છાપાંની ભાષા પર તો ખાસ પ્રકરણ લખ્યું છે. તે ભાષાનો ઘડો નથી, ઘણી છાયા અંગ્રેજીમાં મળતા હેવાલો પરથી થતા અનુવાદમાં તે પરભાષાની રહી જાય છે, અને સૌથી મોટો જુલમ તો એ કે, તે ભાષાનાં આપણે ત્યાં વિચિત્ર લાગતા પ્રયોગો ને વાક્યરચનાઓ તેમાં ઘૂસે છે, — આમ ફરિયાદ કરે છે. આ દુઃખ ગુજરાતીને પણ છે જ. તે બધા વિષે ચેતવણીરૂપ ગ્રંથ ગુજરાતીમાં પણ કોઈ અભ્યાસીએ તૈયાર કરવા વખત હવે આવી ગયો છે. કૉલેજના કોઈ ગુજરાતી અધ્યાપક કે વૈયાકરણીનું આ કામ ગણાય. એ કોઈ ઉપાડશે?

મ.

# માસિક વિવેચન

**વચગાળાની રાષ્ટ્રીય સરકાર**

બ્રિટિશ કૅબિનેટ મિશને હવે પોતાને વિષે અશ્રદ્ધા રાખવાપણું રહેવા દીધું નથી. ઑગસ્ટ માસની શરૂઆતમાં વાઇસરૉય લૉર્ડ વેવેલે જાહેર કર્યું કે, મેં કૉન્ગ્રેસના પ્રમુખ પં. જવાહરલાલજીને વિનંતી કરી છે કે, હિંદની વચગાળાની સરકાર રચવામાં એ મને મદદ કરે. કાર્યવાહક સમિતિની સંમતિથી પંડિતજીએ આ ભારે જવાબદારી લેવા હા પાડી, અને તેના વતી એ શ્રી. ઝીણાને મુંબઈમાં મળ્યા. એનું ફળ, સૌના ધાર્યા પ્રમાણે, મીંડું જ આવ્યું. છતાં એ મુલાકાતે, ભારે શાણપણ અને સાચી જવાબદારીભરી રાષ્ટ્રીયતા ક્યાં રહેલી છે, એ બતાવ્યું છે.

ઝીણાસાહેબે સરકાર રચવામાં કશી મદદ કરવાની કે સહકાર આપવાની ધસીને ના પાડયા પછી, કૉંગ્રેસને માથે જવાબદારી વળી પાછી વધી ગઈ: લીગના વિરોધમાં પણ તેણે સરકાર રચવી? ઉત્તર ઉઘાડો હતો. કૉન્ગ્રેસ ના પાડે તો એનો આખો ઇતિહાસ જ ભૂંસી નાંખી જાતે દેવાળું કાઢયું ગણાય. દેશની આખી પ્રજાને નામે ઈ. સ. ૧૮૮૫માં કામ ઉપાડયા પછી, આજે તેની પૂર્ણાહુતિ-કાળે તે ડગમગે? શું કામ? એટલે તા. ૨૪-૮-'૪૬ના રોજ પંડિતજીએ રાષ્ટ્રીય સરકારના સભ્યોનાં ૧૨ નામ આપ્યાં તે જાહેર થયાં. વધુ બે નામો હવે પછી જાહેર કરવા પર રાખ્યાં છે. આ નામોમાં મુસ્લિમો પણ છે. અને તેમનું પ્રમાણ લીગે જે એક વાર કબૂલેલું તે જ (૬ કૉંગ્રેસી, ૫ લીગી, ૩ લઘુમતી) રાખ્યું છે. માત્ર લીગ જો ન આવે, તો દેશની આગેકૂચ રોકાઈ ન રહી શકે, એ સાફ થયું છે. વડાપ્રધાન ઍટલીએ પાર્લમેન્ટમાં આ ભાવનાં ઉચ્ચારેલાં વેણ આ રીતે સાચાં પાડી દેખાડવામાં આવ્યાં છે. પરિણામે, કૉંગ્રેસના સ્થાપકોએ અને તેના અનેક સેવકોએ પણ કદાચ નહિ કલ્પી હોય એવી ઘટના બની છે: રાષ્ટ્રના સાચા પ્રતિનિધિ તરીકે કૉંગ્રેસ દેશની હકૂમત સંભાળી લે છે, અને તેના નામને શોભાવે એવા, સર્વના વિશ્વાસને પાત્ર એવા, ચુનંદા સેવકો આજે દેશની વચગાળાની રાષ્ટ્રીય સરકાર સંભાળતા થઈ ગયા છે.

**વચગાળો શાનો?**

ગુજરાતીમાં કેટલાક 'ઇંટરીમ'નું ભાષાંતર 'કામચલાઉ' કરે છે, એ ખોટું અને ભ્રામક પણ છે. આ સરકાર કામચલાઉ 'ઍક્ટિંગ' નથી. એ હિંદની હકૂમત

ધરાવે છે; અને તેની સમયમર્યાદા બતાવવા તેને 'વચગાળાની' કહેવામાં આવી છે.

આ વચગાળો કઈ બે વસ્તુ વચ્ચેનો? ઉત્તર ઉઘાડો છે: જૂના જમાનાની ગવર્નર-જનરલની કારોબારી (અને તેમાં યુદ્ધકાળમાં તેનું ફુલાવેલું સ્વરૂપ પણ આવી ગયું.) સમિતિ એ એક; અને બંધારણ-સભા યશસ્વી રીતે પોતાનું કામ પાર પાડી, સ્વતંત્ર હિંદનું નવું બંધારણ ઘડે તે પ્રમાણે જે રાષ્ટ્રીય સરકાર બને, તે બીજી વસ્તુ. આ બે વચ્ચેનો વચગાળો સંભાળવા માટે જૂની કારોબારી કામ ન દઈ શકે. કેબિનેટ મિશને આ વસ્તુ સ્વીકારી હતી, અને કહ્યું હતું કે, કાનૂની ઢબે ગમે તેમ ગણાય છતાં કામકાજ પૂરતી સ્વતંત્ર એવી રાષ્ટ્રીય હિંદી સરકાર વચગાળા માટે રચવાનો ધારો પાડી શકાય, અને એ કામ અમારે માથે છે. તે તેમણે હવે પૂરું કર્યું છે, અને તેની ઢબ લોકશાહી રાખી છે. એ અણધાર્યા વિજયને માટે હિંદ, અને કૉંગ્રેસ ખાસ કરીને, ગૌરવ લઈ શકે છે.

આ એક દૈવસંજોગ જ લેખવો જોઈએ. મિશને જાહેર કરેલું કે, ૧૬મી મેની અમારી જાહેરાત સ્વીકાર-નારાઓમાંથી જેઓ તૈયાર હશે તેમની એક પ્રતિનિધિ-સરકાર વચગાળા માટે નીમીશું. મહાસભાએ તે જાહેરાત સ્વીકારી, પરંતુ વચગાળા માટે જે રીતે સરકાર-રચના મિશને વિચારી તેને (એટલે કે ૧૬મી જૂનની બીજી જાહેરાતને) તેણે નામંજૂર કરી. લીગે બેઉ વસ્તુ સ્વીકારી અને માન્યું કે, હવે પોતે મુખ્ય બનીને વચગાળાની સરકાર રચી શકશે. પરંતુ મિશને એને યાદ દેવડાવ્યું કે, ૧૬મી મેની જાહેરાત કૉંગ્રેસ સ્વીકારે છે, એટલે એને સરકાર-રચના અંગે ટાળી ન શકાય; તેથી અમે ફરી પ્રયત્ન કરવા ઉપર આ કામ મુલતવી રાખીએ છીએ.

આમ કહી તેઓ પાછા વિલાયત ગયા ત્યાર બાદ કોણ જાણે શી ગરબડ ક્યાં કેમની થઈ કે, લીગે પોતાની નીતિ ફેરવી અને બેઉ જાહેરાતો ઠોકરાવી! છતાં લૉર્ડ વેવેલે સરકાર-રચનાની ફરી વાત શરૂ થઈ ત્યારે ઝીણા સાહેબને ખાનગી પત્ર લખી પૂછ્યું. તેમણે ધસીને ના પાડી. એટલે બ્રિટિશ કૅબિનેટ પાસે એક જ રસ્તો રહ્યો — તેમણે કૉંગ્રેસને પૂછવું જોઈએ કે તે સરકાર રચવા તૈયાર છે કે કેમ.

આમ આખા દેશની પ્રતિનિધિ સંસ્થાને દેશનું પ્રધાનમંડળ* રચવાની તક મળી, તેથી રાષ્ટ્રનું કામ આગળ ગયું અને ખરેખર જોતાં લીગને કશાય નુકસાન વગર. આથી બીજી રીતે ભાગ્યે જ ઉકેલ નીકળત. તે ઉકેલ દૈવયોગે સરળ બન્યો, એ હિંદ પર ઈશ્વરની કૃપા ગણાય.

* આને 'કૅબિનેટ' કહેવું એવી સરકારી સૂચના છાપામાં આવી છે. અને બધા સભ્યો સહિયારી જવાબદારીથી એક મંડળરૂપે કામ કરશે, એમ પણ જણાવવામાં આવ્યું છે

## વચગાળાની સરકારનું પ્રતિનિધિત્વ

કેટલાક લોકને એમ લાગે છે કે, મધ્યમાં વડી મહાસભા-સરકાર જે રચાઈ તે રાષ્ટ્રની પ્રતિનિધિ છે? સવાલના મૂળમાં લીગના સભ્યો તેમાં નથી એ હકીકત રહેલી છે. વાત તો સાચી છે કે, લીગ પક્ષના પ્રતિનિધિઓ એમાં નથી. પરંતુ મુસ્લિમો તેમાં છે. અને દેશની બીજી લઘુમતીઓ પણ છે. વળી મહાસભા લીગ પેઠે કોમી સંસ્થા નથી. દેશની એકમાત્ર અખિલ રાષ્ટ્રીય સંસ્થા એ છે. અને કોઈ દેશમાં કદી બધા જ પક્ષો ને બધા જ ધર્મો ને બધા જ વાડાને સ્થાન આપતી સરકાર રચાઈ છે? અથવા તો રચાઈ શકે? એટલે આ પ્રશ્નનો વિચાર રાજકરણ-વિજ્ઞાનની રીતે કરવો જોઈએ. તો જણાય છે કે, ઇંગ્લંડ-અમેરિકાની સરકારોય આટલા બધા ટકા પ્રતિનિધિત્વ ધરાવતી નથી. ચર્ચિલનેર જ્યરો પક્ષ એટલી જોરે નથી. અને એ બે વચ્ચેનો મેળ જોઈએ તો બેઉની દૃષ્ટિ હા અને ના જેટલી જુદી નથી? છતાં ત્યાંની સરકાર રાષ્ટ્રીય છે જ ને? વાત એમ છે કે, કેટલાંય વરસોથી અંગ્રેજોએ કોમી વિખવાદી નીતિ પોષીને આપણે ત્યાં ખોટું માનસ કેળવેલું છે, તેથી આ જાતની શંકા ઊઠે છે. બાકી સાચું જોતાં તો 'રૉયલ વીકલી'માં 'વેફેરર' (તા. ૧૮–૮–'૪૬) લખે છે તે સાચું છે કે, જૂની વિસ્તૃત કારોબારી જો હિંદની પ્રતિનિધિ સરકાર તરીકે જગતભરમાં ગવાઈ શકાતી, તો આ વિષે તો સવાલ જ શો છે? અને તે કહે છે,

> "કૉંગ્રેસ જે સરકાર રચશે તે રાજકીય અર્થમાં આખી પ્રજાની પૂરી પ્રતિનિધિ હશે, કેમ કે કૉંગ્રેસ આખી પ્રજાની સંસ્થા છે. કોમી રીતે જોતાં, દરેક કોમ અને લઘુમતીની તે પ્રતિનિધિ હશે. માત્ર લીગ તેમાં નહિ હોય પણ દુનિયામાં ક્યાંય એવા પાયા પર રચાયેલી એકે સરકાર નથી કે જેમાં એકેએક પક્ષ ને હરેક હિત પ્રતિનિધિત્વ પામતું હોય; એટલે કૉંગ્રેસ જે સરકાર રચશે તે આખી દુનિયાના કોઈ પણ દેશની સરકાર કરતાં વધારે પ્રતિનિધિ હશે."

કુલ મુસલમાનો ૯ કરોડ; તેમાંથી નહિ નહિ તોય ત્રીજો ભાગ તો લીગમાં નહિ હોય. બાકીના ઘણાખરા પક્ષો અને કોમો મહાસભા સાથે છે. એટલે કે, ૮૫ ટકા જેટલું પ્રતિનિધિત્વ તો મહાસભાનું થયું. અને પ્રાંતવાર જોઈએ તો ૧૧માંથી ૮ પ્રાંતમાં તેની સરકાર છે; પંજાબમાં તેના સહકારથી સરકાર ચાલે છે. એટલે પણ ઉપરના ટકાનો અંદાજ ખોટો નથી ઠરતો.

## બંધારણ-સભાની સત્તા

બંધારણ-સભાની ચૂંટણી થતી હતી ત્યારથી એક ચર્ચા ચાલે છે: આ સભાને કુલ સત્તા છે કે મર્યાદિત? અને એની પાછળ પીઠબળ શું છે?

સવાલ ઉઠાવવા જેવો છે. જો એને કુલ સત્તા ન હોય તો એમાં પડવામાં લાભ શો? — એવો વાદ

કેટલાક સમાજવાદીઓએ ઉઠાવ્યો, અને એક કોન્ગ્રેસી પક્ષ તરીકે હોવા છતાં તેઓ એ સભામાં ન પડયા.

જાપાન કે જર્મની જેમ બ્રિટન શરણે આવે અને આપણે બંધારણ-સભા બોલાવીએ, એવી તો આ સભા નથી, એ ઉઘાડું છે. જાપાન પેઠે બ્રિટન શરણે નથી આવ્યું, પરંતુ તે તેની સાનમાં આવ્યું છે એમ તો ખરું જ. વિશ્વયુદ્ધે એને એવી થપ્પડ તો મારી જ છે. અને સામેથી જુઓ તો, અહિંસક સામના દ્વારા આપણે એને એ જ સમજાવવા માગતા હતા કે, હિંદની હકૂમત હિંદીઓને સોંપી તમે હવે સામ્રાજ્યશાહીથી પરવારો. એ વસ્તુ તેમણે સ્વીકારી છે.

આમ બંધારણ-સભા એક સફળ ઐતિહાસિક પ્રકરણનું પરિણામ છે, એમાં કોઈ ના કહી ન શકે. અને એ સભાને પોતાના કામને માટે સ્વતંત્ર સત્તા અને મોકળાશ છે, એ પણ સ્પષ્ટ છે. એટલે તેની કુલ સત્તા વિષે સવાલ બહુ ચર્ચાસ્પદ નથી. મોટી ચર્ચા જાગે છે, જ્યાં તમે તેનું પીઠબળ તપાસો છો ત્યાં. આ સભાનું પીઠબળ શું? એના ઠરાવો અમલી શી રીતે બનશે? એ ઠરાવોનો અમલ એ સભા કે કોણ શી રીતે કરાવશે?

એક રીતે જોતાં એમ લાગે છે કે, બ્રિટિશ પાર્લમેન્ટ પોતાના વચનથી બંધાય છે કે, અમે તે સભાના ઠરાવો પ્રમાણે વર્તવા બંધાઈએ છીએ, એ એનું પીઠબળ છે. પણ પાર્લમેન્ટનું પણ પીઠબળ કયું? તેની નીચે કામ કરતો વાઇસરૉય અને તેનું હિંદી સરકારી તંત્ર. એટલે કે, નોકરશાહી, પોલીસ, લશ્કર ઇ૦.

પણ એ પૂરતો જવાબ નથી. એ બધું તો હતુ, અથવા હતું જેવું થવા ખાતે આજે છે. આ પરિવર્તનની જે ગતિ છે તે જો નહિ સમજાય, તો હિંદમાં શું ચાલે છે, એ પણ નહિ સમજી શકાય. કેમ કે, આપણે એક જબરા ક્રાંતિકાળમાં અત્યારે છીએ. અને ક્રાંતિનો વિચાર સ્થિતિની સ્થિરતા છોડી ગતિની ચલતા ને તેના પલટા જોવાથી મળે છે.

બંધારણ-સભા એક પ્રજાકીય સંસ્થા છે. અમુક નિયમે છતાં, હિંદી પ્રજાનું પ્રતિનિધિત્વ કે નાનકડું પ્રતિબિંબ તેમાં ઉતારવાનો સંકલ્પ છે. અનેક વરસોથી પોતાની સ્વતંત્રતા માટે લડતી પ્રજાના નાયકો એના સભ્યો છે. પરદેશી સરકારે એ સભા રચવા વિચાર્યું, તે કાંઈ દયાદાનમાં નહિ. હિંસક રીતે એ નાયકો લડતા હોત, તો કામ જુદી રીતે થાત. અહિંસક ઢબ આપણી હોવાથી, આખું પરિવર્તન એક પક્ષના કોણ જાણે અમુક પ્રકારના સહકારથી ન થતું હોય એમ બને છે. દેશનેતાઓને તથા રાજકર્તાને બેઉને પોતાના કામને આગળ લેવાને માટે બંધારણ-સભા જેવી કાંઈક ગોઠવાઈ કરવી જોઈએ, એમ સ્પષ્ટ ભાસે છે.

એટલે, સાચું જોતાં, સભાનું પીઠબળ પ્રજા અને તેને વફાદાર સરકારો પાસે હવે સંતાયું છે. પ્રાંતીય તથા વડી બધી સરકારો જો બંધારણ-સભાને સફળ કરી આપે, તો તેમના હાથમાં આપોઆપ પીઠબળ ચાલ્યું જાય. તેથી જ વચગાળાની સરકાર અને બંધારણ-સભા એ બે અવિભાજ્ય વસ્તુઓ મનાય છે.

આમ પીઠબળ તો આજે સંક્રાન્તિ દશામાં છે. તે બ્રિટિશ હાથમાંથી સરકીને પ્રજાકીય સરકારો પાસે જાય છે. તે જો બ્રિટિશ લોકોએ પાછું હાથ કરવું હોય તો ૧૮૫૭ થી ચડિયાતી લશ્કરી જબરદસ્તી ફરી કરવી પડે; અને છતાં તે હાથ આવે એમ નક્કી નહિ.

આથી પ્રજાકીય એકતા, બહાદુરી, અને જવાબદારી-ભરી કાર્યતત્પરતા ખરું પીઠબળ છે. કાળબળથી જ એ દિવસે દિવસે વધે છે. તેમ તેમ અંગ્રેજ હકૂમત ઓસરે છે, અને આપણા પક્ષોમાં પણ એકતા આવે છે. જેમ કે, શીખો સમજ્યા; સમાજવાદી સમજ્યા; બીજા પણ સમજશે જ. પણ જે ન જ સમજવા માગે તેમનું શું? એ સવાલનો જવાબ ઇતિહાસ-પુરુષ આપી શકે. ભારત-ભાગ્ય વિધાતા પરમેશ્વરને જોવાની એ વાત છે.

## સત્ય કડવું લાગે છે

દક્ષિણ આફ્રિકામાં આપણા દેશભાઈઓ પોતાના નાગરિક હકો અને સ્વમાનને માટે લડી રહ્યા છે, એ સૌ જાણે છે. ઉપરાંત હમણાં થોડાક દિવસ ઉપર ત્યાંની સોનાની ખાણોમાં હડતાલ પડી, એ પણ ખબર આવી હતી. તેને અંગે ત્યાંના લગભગ એક લાખ દેશી વતનીઓ હડતાલ ઉપર હતા. આ અંગે એક છાપામાં ખબર વાંચી તે પણ સાથે કહેવા જેવી છે. આ ખાણોના ધંધામાં ૪૦,૦૦૦ ગોરાઓ પડેલા છે અને ૩,૨૦,૦૦૦ આફ્રિકી મજૂરો તેમણે રોકયા છે. એટલે કે ગોરા : કાળા = ૧ : ૮ પ્રમાણ થયું. પણ તેમાંથી જે ઉત્પન્ન વહેંચાય છે તે અનુક્રમે આ પ્રમાણે છે : ગોરાઓને વાર્ષિક ૧૯૦ લાખ પાઉન્ડ મળે છે; આફ્રિકી મજૂરોને કુલ ૧૩૦ લાખ પાઉન્ડ મળે છે!

આની સાથે હવે પૅરીસ સુલેહ પરિષદનો ૨૪–૮–'૪૬નો રૉઇટરનો એક સંદેશો જોવા જેવો છે. પ્રસંગ હતો રુમાનિયા સાથેની સંધિની કલમો વિચારવાનો. ઑસ્ટ્રેલિયાએ રજૂ કર્યું કે, લઘુમતીના હકો માટે સુલેહનામાના પ્રયાનમાં સાફ લખાણ મૂકવું. તે અંગેની ચર્ચામાં એક પ્રતિનિધિએ લઘુમતીઓનો કેવો મેળ હોઈ શકે તેના આદર્શ તરીકે દ૦ આફ્રિકાનું નામ દીધું! યુક્રેનના પ્રતિનિધિએ ઊભા થઈને આમાં વાંધો બતાવ્યો કે, દાખલો સારો નથી, કેમ કે જુઓ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની અત્યારે દશા છે તે. અલબત્ત, દ૦ આ૦ના પ્રતિનિધિએ તરત સામે સવાલ ઉઠાવ્યો કે, આ અંગે સંયુક્ત રાષ્ટ્રમંડળમાં ચર્ચા થવાની છે, તેથી અહીં તેની ચર્ચા ત્યાર બાદ નીકળે તો સારું; નહિ તો આગ

સામસામે ખૂધડાં કાઢવામાં પડીશું તો પાર નહિ આવે. આ યુક્તિએ કામ દીધું, ને સવાલ ઊંચે મુકાયો, ને દ૦ આ૦ના પ્રતિનિધિએ માન્યું હશે કે, એણે પોતાના દેશનું માન સાચવ્યું ' રાજકાજના તખતા ઉપર સામાન્ય શબ્દો ને ભાવોના અર્થ જુદા થાય છે. અસ્તુ. અહીં સવાલ એ થાય છે કે, આદર્શ તરીકે દ૦ આ૦નો દાખલો આપનાર પેલો જે માણસ હતો, તેણે શા પરથી એમ કહ્યું હશે? એને હિંદીઓની તથા આફ્રિકી વતનીઓની દ૦ આ૦માં જે વલે થાય છે, તે તો ખબર હોય જ. છતાં તેણે શું જોઈને કહ્યું હશે? અહીં આગળ એક જ અનુમાન પર જવું જોઈએ કે, તેણે દ૦ આ૦ની જુદી જુદી ગોરી પરજો (જે બિનગોરીઓ સામે આજે એક થઈને વર્તે છે) તેમનો જે સમવર્ણી અને લોભી મેળ આજે છે, એ કહેવા ઇચ્છયું હશે. સાચે જ, ગોરાઓની રંગદ્વેષદષ્ટિ તેમની ચામડી નીચે, ઠેઠ બુદ્ધિ અને હૃદયમાં પણ ઊતરી ગઈ છે કે શું? જાતિ અને રંગ પર નાઝીનું હિટલરી રાજ્ય હતું; તેનો નાશ કરીને રખે માનતા કે એ વસ્તુ ટળી છે. આજ એ દ૦ આફ્રિકામાં ને સ્મટ્સ જેવા શાણા ગણાતા રાજપુરુષના રાજ્યની નીતિ બન્યું છે.

## રશિયામાં પણ આમ જ!

સામ્યવાદના પ્રચારની શરૂઆતના દસકામાં—૧૯૨૦-'૩૦ દરમિયાન—એક વાત બહુ કહેવાતી કે, હવાપાણી પેઠે અન્નવસ્ત્ર અને આરામ જો છૂટથી મળતાં (યંત્રોદ્યોગો દ્વારા) કરી દો, તો ચોરી, લૂંટ, છેતરપંડી, ઠગાઈ, અપ્રામાણિકતા ઇ૦ ગુના આપોઆપ મટી જશે. પરંતુ, એ સિદ્ધ ન થઈ શક્યું. અને યુદ્ધ બાદ અત્યારે રશિયામાં પણ સેતાનનો આ પરિવાર ફાવ્યો લાગે છે. તા. ૨૫-૮-'૪૬નો મૉસ્કોથી રૉઈટરનો તાર છે કે, લાંચની બદી ખૂબ વધી છે. તેમાં મોટા અમલદારો સંડોવાયા છે.'રશિયન છાપાં સામાન્યપણે ગુના અને કોર્ટના કેસ નથી આપતાં, તે હવે આપવા લાગ્યાં છે. કેવા ગુના થયા છે તેનો પ્રકાર પણ તે કહે છે: બોનસ મળે તે સારુ કારખાનાંના ઉપરીઓ ઉત્પન્નના વધારીને ખોટા આંકડા આપે છે; રહેવાને માટે ઘર નક્કી કરી આપનારા તથા રેલવે સ્ટીમર ઇ૦ની ટિકિટ કાઢનારા અમલદારો લાંચ લઈ કે જૂઠી બાતમી ભરી કામ કરતા પકડાયા છે; ટ્રૅક્ટર વગેરે ખેતીનાં ઓજારો બનાવનાર કારખાનાં હલકો માલ તૈયાર કરતાં પકડાયાં છે. આ સડો શાળાઓ અને યુનિવર્સિટીઓ, કારખાનાં અને ખાણો, લશ્કર અને નૌકાસેના, બધે ફેલાયો છે.

એટલે, મનુષ્યસ્વભાવ બધે જ સરખો વર્તે છે' સરકાર-માલકી કરવી એટલે નોકરશાહીને પ્રજા સોંપી દેવી. અને એક યુરોપીય વિચારકે કહ્યું છે એમ, એ રાજ્યપદ્ધતિ તો મૅનેજર-પદ્ધતિ થઈ. આખી પ્રજા આખ દેશરૂપી કારખાનાની મજૂર છે ને રાજકર્તા અમલદાર તેના શેઠિયા છે. એટલે, અંતે ભાર માનવસુધાર પર મૂકીને ચાલવું જોઈએ. પરિસ્થિતિ પર નર્યો ભાર રાખ્યે નહિ ચાલે. દેશના ધંધારોજગાર અને નોકરીચાકરી પણ કેળવણી જ છે એમ સમજીને, દેશનું આખું તંત્ર કેળવણીના એકમાત્ર માનવકેન્દ્રની આસપાસ ગોઠવવું જોઈએ. સરકારના દરેક પગલાનું પરિણામ પ્રજાની નીતિ અને બુદ્ધિ પર શું પડશે એ પ્રથમ જોઈ કાઢીને જ રાજકર્તાએ દરેક ક્ષેત્રનું પગલું ભરવું જોઈએ. નરી વહીવટી હિકમત અંતે ગેરવહીવટ જ આણી મૂકે છે, અને પ્રજાની નીતિને ઉતારે છે એ જુદું. નહિ કે જડ વસ્તુઓ ને તેમનાથી સધાતી સવડ, પણ ચેતન મનુષ્ય જ આખરે સમાજનું સાચું ધારણ છે. સાચું રાજકારણ મનુષ્યને ઉન્નત કરવાનું છે, અને જે તે કરી જાણે છે તે સાચો રાજપુરુષ છે. એને સારુ, માનવતાવાદ—નહિ કે જડ પરિસ્થિતિવાદ—સાચી ફિલસૂફી છે.

## સામયિકો ને છાપાંનું શું?

એક વાચક ગયા અંકની પુસ્તકો પરના વેચાણવેરાની નોંધ પરથી.પૂછે છે કે, શાળોપયોગી સામયિકો વિષે શું? તે પણ વેરાપાત્ર છે.

સદરહુ નોંધમાં 'પુસ્તકો' લખ્યાં હતાં, પરંતુ તેમાં ભાવ તો જ્ઞાનવૃદ્ધિનાં સાધનોરૂપ સામયિકો અને છાપાં પણ લેવાનો હતો જ. એમને પણ એ નોંધ લાગુ પડે છે.

પરંતુ એક વાત આ બે વિષે ખાસ કહેવાની ઊપજે છે ખરી: આ છાપાં જાહેરખબરો ધૂમ લે છે,—જોકે ચોપડીઓવાળા પણ સહેલો નફો હાંસલ કરવા માટે એ અનિષ્ટ નાદે ચડ્યા છે. પરંતુ છાપાં તો એ વગર જીવી ન શકે. આને લઈને ચોપડીઓ અને જાહેરાત-જીવી છાપાં વચ્ચે કાંઈ ફરક કરવો પડે ખરો?

વેચાણવેરો ઉઘરાવવાનો રસ્તો અને તેનો ભાર કેમ કોના ઉપર નાંખવો એ,—આ બધું હજી વિચારાતું લાગે છે. એમ હોય તો, આજે જ્ઞાનનાં સાધનરૂપ બની ગયેલો, છાપખાનાંનો આ બધો માલ વેરા-પાત્ર ગણવા વિષે ઘટતો વિચાર થશે, એવી આશા છે.

## મુંબઈ સરકારની શિક્ષણ યોજના

મુંબઈ સરકારે આખા શિક્ષણક્ષેત્રને અંગેની પોતાની યોજનાનો સાર બહાર પાડયો છે. સારી વાત છે કે, પ્રાથમિક શિક્ષણને એ બધામાં પહેલાઈ (Priority) મળનાર છે, અને ૧૦-૧૨ વર્ષમાં આખા ઇલાકામાં તેને ફરજિયાત દાખલ કરવા ધારે છે. પ્રાથમિક શિક્ષણને મફત અને ફરજિયાત કરવું એ વરસોથી આપણો સાર્વત્રિક પોકાર બની ગયો છે; એટલે જેમ તેમ કરીને તેને પહોંચી વળવા માટે દરેક યોજનાકાર ત્વરા દેખાડ્યા વગર રહી શકે નહિ. બાકી ખરું જોતાં એ શિક્ષણ દ્વારા

શું, એ જોવાની જરૂર પહેલી ગણાય. કેમ કે આજે પ્રાથમિક શિક્ષણ સાવ ઊતરી ગયું છે.

આ બાબતમાં પણ સરકાર જાગ્રત છે. એને સારુ પાયાની કેળવણીને તે આગળ લેવા માગે છે. અને તેની જ સાથે પ્રૌઢશિક્ષણના પ્રયોગનેય સજીવન કરવા ધારે છે. પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે ૧૯૩૯માં આદરેલાં કામનો તાર પણ પાછો સાંધી લેવા ધારે છે. એમ જ માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણમાં પણ જરૂરી વિચાર કરવા પડશે, એમ સ્વીકારવામાં આવ્યું છે. પ્રાદેશિક વિદ્યાપીઠો સ્થાપવા અંગે પણ તત્પરતા બતાવી છે, અને પૂના યુનિવર્સિટીનું કામ બનતી ત્વરાએ હાથ ધરવા જણાવે છે. તેવું જ, હુન્નરઉદ્યોગ, કળા, વ્યાયામ ઇ૦ વિશેષ કેળવણીનેય વિચાર થયો છે.

આમાં એક વધુ સૂચવવા જેવું છે તે અપંગની કેળવણી. આને હવે સરકારે પોતાના શિક્ષણતંત્રમાં વ્યવસ્થિત સ્થાન આપવું જોઈએ. બધા પ્રકારનાં અપંગ — આંધળાં, બહેરાં-મૂગાં — ની વસ્તી પ્રમાણે પૂરી જોગવાઈ થવી જોઈએ. આ કામ હવે ચૂકવું ન જોઈએ.

આમ યોજનામાં ઉલ્લેખ તો બધી વાતોનો થયો છે. પણ શું ક્યાંથી અને કેમ શરૂ થશે, એ હવે જોવાનું રહે છે. આ અંગે એક વસ્તુ સરકારી યાદીમાં બહાર પડી છે તે ખાસ નોંધપાત્ર છે. એ છે મૅટ્રિકની પરીક્ષાની નીતિ.

સરકારી યાદીમાંથી એ ભાગ જોવો ઠીક પડશે: "યુનિવર્સિટીનું ખરું કામ ઉચ્ચ અભ્યાસ અને સંશોધન માટે સવડ કરવાનું છે. સરકારી અને બીજી નોકરીઓ ખોળનારાને પ્રમાણપત્રો આપવાને માટે મુખ્યત્વે પરીક્ષા લઈ ખાનારું મંડળ તે બની જાય એ ઇષ્ટ નથી. મૅટ્રિકની પરીક્ષા, ખરું જોતાં, યુનિવર્સિટીની પ્રવેશ-પરીક્ષા હોવી જોઈએ. બહુ વહેલી ઉંમરે — ૧૭ કે ૧૮ વરસની કાચી ઉંમરે છોકરા યુનિવર્સિટીમાં દાખલ થાય એ અનિષ્ટ છે; એ ઉંમરે તે યુનિવર્સિટીમાં અપાતાં ભાષણોનો પૂરો લાભ ન ઉઠાવી શકે; કે અઘરા વૈજ્ઞાનિક સિદ્ધાંતોનો બરોબર મર્મ સમજી પણ ન શકે. આ કામના બોજામાંથી યુનિવર્સિટીને બચાવી લેવા વિષે તથા સરકારી નોકરીના ઉમેદવારોને માટે પોતે પરીક્ષા યોજવા બાબતમાં સરકાર વિચાર કરી રહી છે. . . . અને આ આખો પ્રશ્ન તે યુનિવર્સિટી જોડે મસલત કરી તપાસી રહી છે."

મૅટ્રિક જ નહિ, પણ ઉપરના નોકરો માટેની પરીક્ષાઓ પણ સરકારે લેવી જોઈએ. જેથી બી. એ ઇ૦ પદવીઓ કેવળ નોકરી સારુ ન થઈ જાય. તો યુનિવર્સિટીને સુધરવામાં પણ સરકાર સારી સક્રિય મદદ કરશે. તો તેને આજના મોહ અને લોભના બંધનમાંથી તો છૂટી કરશે જ. એવા સુધારાને માટે આ પ્રારંભની જરૂર છે.

## શાળાઓમાં હિંદુસ્તાનીનું શિક્ષણ

૧૯૩૭–૩૮માં કૉંગ્રેસી પ્રધાન મંડળે આપણા શિક્ષણતંત્રમાં આ વિષય દાખલ કર્યો. તેમના ગયા બાદ, પ્રજા-ઘડતરનાં ઘણાં કામો પેઠે આ કામ પણ ઉપેક્ષા અને અવગણના ખાતે પડી ગયું.. અને એની નીતિમાંય ગોળાગોળ થઈ. (જુઓ એ બાબતમાં 'હરિજનબંધુ' તા. ૮–૯–'૪૬માં ગાંધીજીનો લેખ.) તેને હવે પાછું સરાડે ચડાવવું જોઈએ. પ્રજામાં પણ, તે વરસોમાં, રાષ્ટ્રભાષાની નીતિ (૧૯૪૨ બાદ) જેવી સ્પષ્ટ થઈ છે તેવી થઈ નહોતી. જોકે, સરકારે તેની વ્યાખ્યા તો એ જ અપનાવી હતી કે, બે લિપિમાં લખાતી અને સાદી સરળ હિંદી તથા ઉર્દૂના સુભગ સુમેળરૂપ જે ઉત્તર હિંદની આમ બોલી હિંદુસ્તાની, તે રાષ્ટ્રભાષા છે. છતાં પ્રત્યક્ષ કામમાં તો જેમ તેમ ઠાંઈક નામનું કરવા જેટલું જ થયું હતું. બંને લિપિ બાબત સ્પષ્ટતા ન થઈ; હિંદી શૈલી અને સાહિત્ય ઉપર ભાર દેતી સંમેલનની પરીક્ષાઓ માન્ય થઈ; અને સરકારે આગેવાની કરીને ભરવા જેવાં પગલાં હતાં તે ભરાઈ ન શક્યાં. હવે પાછી પ્રજાકીય સરકાર આવી છે અને મધ્યમાં પણ છે. ત્યારે આ અધૂરો તાંતણો પાછો સાંધીને આગળ ચાલવું જોઈએ. તેમાં નીચેના સુરત મંડળના ઠરાવો જરૂર મદદરૂપ થશે ને તે વહેવારુ બની શકે એવા છે.

"(૧) હિંદુસ્તાની પ્રચાર મંડળની કાર્યવાહક સમિતિની આ સભા ઠરાવે છે કે, મુંબઈ ઇલાકામાં પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓમાં આજે જે રીતે હિંદુસ્તાની શીખવાય છે તે તદ્દન અસંતોષકારક છે. હિંદુસ્તાનીના શિક્ષણ પરત્વે શાળાના સંચાલકો જોઈએ તેટલું ધ્યાન આપતા નથી. એ વસ્તુ દૂર કરવા માટે હિંદુસ્તાનીના વિષયની બીજા વિષય જેટલી જ કિંમત અંકાય એટલા માટે એની વાર્ષિક પરીક્ષા લેવી અને તે પરીક્ષામાં પાસ થવા માટે એ વિષયને બીજા વિષયોની જેમ ગણવો

(૨) હિંદુસ્તાની પ્રચાર મંડળની કાર્યવાહક સમિતિની આ સભા ઠરાવે છે કે, મુંબઈ સરકાર તરફથી લેવાતી પ્રાથમિક શાળાંત પરીક્ષાના વિષયો પૈકી હિંદુસ્તાનીને સ્થાન આપવું જોઈએ.

(૩) હિંદુસ્તાની પ્રચાર મંડળની કાર્યવાહક સમિતિની આ સભા ઠરાવે છે કે, હિંદુસ્તાનીનો પ્રચાર સારી રીતે થઈ શકે અને શાળાઓને હિંદુસ્તાની શીખવી શકે તેવા તાલીમ પામેલા શિક્ષકો મળે એ હેતુ ધ્યાનમાં રાખી હિંદુસ્તાની માટે મોટાં શહેરોમાં બોર્ડે તાલીમ કેંદ્રો શરૂ કરવાં અથવા બીજાં મંડળો શરૂ કરે તો તેમને જરૂરી મદદ કરવી.

(૪) હિંદુસ્તાની સૌ કોઈએ જાણી લેવું જોઈએ. એ વસ્તુ ધ્યાનમાં લેતાં મુંબઈ વિદ્યાપીઠે મૅટ્રિકના અભ્યાસક્રમમાં હિંદુસ્તાનીને સ્થાન આપવું જોઈએ અને તે મુજબ માધ્યમિક શાળાઓમાં હિંદુસ્તાની ૪થી ૭ ધોરણોમાં ચાલુ રહે એવો અભ્યાસક્રમ કેળવણી ખાતાએ તૈયાર કરી દાખલ કરાવવો જોઈએ"

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૧૦] અમદાવાદ [ઑકટોબર, ૧૯૪૬


## ઇસ્લામ વિ૦ કોમવાદ

[એક પત્ર]

પ્રિય ભાઈ સુંદરલાલજી — સલામ.

આપનો પ્રેમાળ પત્ર મળ્યો. . . . 'હિંદુસ્તાની કલ્ચર સોસાયટી' તરફથી આપ 'નયા હિંદ' નામનું માસિક કાઢવાના છો એ જાણીને વધારે આનંદ થયો . . . લેખકોને આપે જે બાબતો સૂચવી છે એ પણ મેં વાંચી. અને જેને હિંદુમુસલમાન બંને પોતાની માતૃભૂમિ કહે છે એવા આ કમનસીબ દેશમાં આજકાલ સૌથી વધારે કઈ વસ્તુની જરૂર છે, એ વિષે થોડો વિચાર પણ કર્યો. પચાસ વરસ પહેલાંનો જમાનો પણ નજર સામે છે. એ દિવસો પણ યાદ છે, જ્યારે હિંદુમુસલમાન પરસ્પર ભાઈઓની પેઠે વર્તતા. ક્યારેક લડી પણ પડતા તો ભાઈઓની પેઠે લડતા. કોઈ અણબનાવ કે ઝઘડાની અસર પાંચદસ દિવસથી વધારે રહેતી નહિ. ગામડાંમાં તો આજે પણ લોકો એકબીજાને કાકા મામા વગેરે સગાઈ સંબંધનાં નામે બોલાવે છે. પણ આજથી પચાસ વરસ પહેલા તો શહેરોમા પણ આમ જ હતુ. મને વિચાર આવે છે કે, આ વાતાવરણ કેમ બગડયું ? જોતજોતામાં આવું મોટું પરિવર્તન કેવી રીતે થઈ ગયું ? શું પચાસ વરસ પહેલાના મુસલમાન મુસલમાન નહોતા, કે હિંદુઓ હિંદુ નહોતા ? હું સમજણો થયો તે વરસોમાં સ્પર્શાસ્પર્શ, પૂજાપાઠ વગેરે આજથી વધારે હતા. મુસલમાનોમાં નમાજ, રોજા તથા કુરાન પઢવાનું આજ કરતાં વધારે હતું. એટલે એમ તો ન કહી શકાય કે, ધર્મની બાબતમાં થયેલા કોઈ ફેરફારને કારણે હિંદુ-મુસલમાનો પહેલાં કરતાં વધારે વિખૂટા પડયા છે. સર સૈયદ અહમદ મુસલમાનોના મોટા નેતા તથા હિતચિંતક મનાય છે. તેઓ પોતાની જાતને હિંદુ કહેતા ડરતા નહોતા. તેમની પેલી ઉકિત પણ પ્રખ્યાત છે કે, હિંદને નવવધૂ માનો તો હિંદુમુસલમાન તેની બે આંખો છે; બેમાંથી એક આંખ બગડી તો તે કદરૂપી થઈ જશે. આ ઉક્તિ પરથી એ પણ વિચારવા જેવું છે કે, બંને આંખો એક જ તરફ ન જુએ તો એ ખોડ ગણાય છે અને એવી રીતે જોનાર માણસ બાડુ કહેવાય છે. આજે માતૃભૂમિનાં સંતાન હિંદુ ને મુસલમાન જુદી જુદી દિશામાં જુએ છે અને થોડાક લોકોને બાદ કરતાં આ બાડાપણું થોડેઘણે અંશે સૌમાં જણાય છે. આ વસ્તુએ આખી હિન્દી પ્રજાને કલંક લગાડયું છે. અને હવે તો વાત એટલે સુધી પહોંચી છે કે, મુસલમાનોમાં એક પક્ષ એવો નીકળ્યો છે કે જે પોતાને હિન્દી પ્રજા પણ નથી માનતો, એટલું જ નહિ, હિંદુમુસલમાન બે જુદી જુદી પ્રજાઓ છે એમ પણ કહેવામાં આવે છે ! આટલું લખ્યું ત્યાં વિચાર આવ્યો કે, આ વિષે જ પહેલો લેખ કેમ ન લખું ? અમારા હિન્દુ ભાઈઓ તો નથી કહેતા કે હિન્દુ મુસ્લિમ બે જુદી જુદી પ્રજાઓ છે. મુસલમાનોનો એક પક્ષ એમ કહે છે, એટલે તેમને સમજાવવાને માટે જ આ લખું છું.

'કોમ' શબ્દ કુરાન શરીફમાં ઘણી જગ્યાએ વપરાયો છે— ક્યાંક પંથના અર્થમાં, ક્યાંક વંશના અર્થમાં ને ક્યાંક પક્ષના અર્થમાં. કોમનો અર્થ અંગ્રેજીમાં 'નેશન' કરવામાં આવ્યો છે. અને નેશન એટલે ભૌગોલિક રીતે એક મુલકમાં વસનારા અને એક રાજમાં રહેવા રાજી હોય તે લોકો. કુરાને પણ કોમ શબ્દ આ જ અર્થમાં વાપર્યો છે. એને રાજદ્વારી કે મુલકી અર્થ કહેવો જોઈએ. 'નેશન' શબ્દ એ જ અર્થમાં વપરાય છે. આ અર્થમાં, એક દેશમાં રહેનારાને, પછી તે ગમે તે ધર્મના હોય, કુરાનમાં એક જ પ્રજા માનવામાં આવ્યા છે. અને કુરાનમાં 'કોમ' શબ્દ જ્યાં રાજદ્વારી કે મુલકી અર્થમાં વપરાયો છે, ત્યાં ધર્મ સાથે તેને કશો સંબંધ નથી. દાખલા તરીકે, કુરાન શરીફમાં કહ્યું છે કે, અમે દરેક કોમમાં ઉપદેશક મોકલ્યો છે. આ ઉપદેશકને અરબીમાં પેગમ્બર ને સંસ્કૃતમાં અવતાર કહી શકાય. આ ઉપદેશકોએ પોતપોતાની કોમને ઉપદેશ આપ્યો પણ બહુ થોડા લોકોએ તેમની વાત માની. 'માનવું' કે 'તસલીમ – કબૂલ કરવું' તેને 'ઇસ્લામ' કહેવામાં આવે છે. આથી જ મુસલમાનો એવો દાવો કરે છે કે, ઇસ્લામ કોઈ નવો

ધર્મ નથી; દુનિયામાં માણુસનો વસવાટ થયો ત્યારથી તેને ઉપદેશ આપવા રસૂલ કે અવતાર થતા રહ્યા; અને તેમણે એ જ એક વસ્તુ શીખવી કે, ખુદા એક છે અને ભલાં કામ કરવાથી માણુસ આ દુનિયામાં તથા ત્યાર પછી આવનાર જીવનમાં પણ ભલો બની શકે છે. આ ઉપદેશ જેમણે માન્યો તેમને મુસલમાન, ને ન માન્યો તેમને કાફર કહેવામાં આવતા. 'કોમ' શબ્દ મુસલમાન અને કાફર બંને માટે વપરાતો હતો. આનાં અનેક ઉદાહરણો કુરાન શરીફમાં છે. દાખલા તરીકે, ખુદા ફરમાવે છે કે, અમે અમુક પેગંબરને તેની કોમને ઉપદેશ કરવા મોકલ્યો, તે પેગંબરે સમજાવ્યા છતાં તેની કોમે ન માન્યું, ને તેણે સમજાવ્યા કર્યું કે,—હે મારી કોમના લોકો, ખુદાનો ઇન્કાર ન કરો. આપણા પેગંબર સાહેબને પણ એવી જ આજ્ઞા થઈ અને તેમની કોમે ન માન્યું ત્યારે તેમને આજ્ઞા થઈ કે, ન માનનારાઓને કહી દો કે, હે મારી કોમના લોકો, તમે તમારે રસ્તે ચાલો, હું મારે રસ્તે ચાલું છું; થોડા દિવસમા તમને ખબર પડશે કે, કોણ સાચે રસ્તે છે. આપણા પેગંબરે પણ 'કોમ' શબ્દ આ જ અર્થમા વાપર્યો છે. દાખલા તરીકે, જ્યારે તેઓ મદીનામાં જઈને વસ્યા અને ત્યાંના લોકોએ તેમને મદીનાના હાકેમ બનાવ્યા ત્યારે તેમણે અનેક ફરમાનો કાઢ્યાં અને દરેક ફરમાનમાં તેમણે સ્પષ્ટ કહ્યું કે, આપણે મદીનાવાળા ભલે ગમે તે રંગ, વંશ કે ધર્મના હોઈએ પણ સૌ એક કોમ છીએ. એક ફરમાનમાં એટલે સુધી કહ્યું છે કે, મારું આ ફરમાન દુનિયાની હસ્તી છે ત્યાં સુધી કાયમ રહેશે અને તેની વિરુદ્ધ વર્તનાર મુસલમાન નહિ ગણાય, બલ્કે ખુદા અને તેના રસૂલનો દ્રોહ કરનાર નાસ્તિક ગણાશે. તાયફ શહેરમાં જ્યારે તેમણે લોકોને ખુદાનો પેગામ સંભળાવ્યો ને લોકોએ તે ન માન્યો એટલું જ નહિ પણ તેમને પથ્થર મારીને ઘાયલ કર્યા, ત્યારે તેમના સાથીઓએ પેગંબર સાહેબને આ કાફરોને શાપ આપવા કહ્યું. પણ પેગંબર સાહેબે ખુદાને અરજ કરી કે, હે પરવરદિગાર, મારી કોમના લોકોને સદ્‌બુદ્ધિ આપ, કેમ કે તેઓ સમજતા નથી. જો પેગંબર પોતાને ન માનનારાઓને બલ્કે પોતાના દુશ્મનોને 'મારી કોમ' કહે છે, તો પેગંબરને માનનારાઓ તેમને ન માનનારા દેશબંધુઓને જુદી કોમ કે પ્રજા કહી શકે ખરા? અને કહે તો પેગંબરના કોલ પ્રમાણે તે ખુદા અને તેના પેગંબરના દ્રોહી બનશે. પણ આજકાલ તો મુસલમાનો ખુદા અને પેગંબરના આદર્શ પ્રમાણે મુસલમાન હોય કે ન હોય, રાજદ્વારી દૃષ્ટિએ પરદેશી સરકાર સમક્ષ મુસલમાન ગણાય તો તે પૂરતુ મનાય છે.

મુસલમાનોના તેરસો વરસના ઇતિહાસ પરથી પણ એ જ સાબિત થાય છે કે, 'કોમ' શબ્દ ધર્મને બદલે મુલકી અર્થમાં વપરાયો છે જેમ કે દુનિયાભરના દરેક દેશના મુસલમાનો તે તે દેશના બીજા ધર્મવાળાઓની જેમ દેશના નામ પરથી ઓળખાય છે દાખલા તરીકે, ચીનવાસીઓ ચીના કહેવાય છે, ભલે પછી તે મુસલમાન હોય કે બૌદ્ધ કે ખ્રિસ્તી હોય. મિસરમાં રહેનારા, ગમે તે ધર્મના હોય તોપણ, મિસરી કહેવાય છે. ઇંગ્લન્ડમાં રહેનાર અંગ્રેજ કહેવાય છે, ભલે તેમનો ધર્મ ગમે તે હોય. એક વખતે હિન્દી વજીર મિ. મોન્ટેગુ અને વાઇસરૉય લૉર્ડ રીડિંગ બંને યહૂદી ધર્મના હતા પણ અંગ્રેજ હતા. આજે ઇગ્લન્ડમાં ઘણા લોકો મુસ્લિમ છે, પણ તેઓ અંગ્રેજ જ કહેવાય છે. એટલે તેમની કોમ અંગ્રેજ છે. અંગ્રેજો અને હિન્દીઓ એક પ્રજા છે, અથવા અંગ્રેજો કે હિંદીઓ જુદા ધર્મને કારણે જુદી પ્રજા છે, એમ તો કોઈ દીવાનો માણુસ જ કહી શકે. હજ વખતે મક્કામાં દરેક દેશના ને પ્રજાના મુસલમાનો ભેગા મળે છે. તે સૌનો ધર્મ એક હોવા છતાં કોઈ હિન્દી કે હિન્દુ કહેવાય છે, તો કોઈ ચીની, ઈરાની કે મિસરી કહેવાય છે.

ઇસ્લામી દેશોમાં જ્યાં કંઈ હિન્દુસ્તાનના મુસલમાનો વસ્યા છે તે જગ્યા હિન્દુ મહોલ્લો કહેવાય છે. ખુદ મક્કામાં એક ટેકરી, જેના પર હિન્દીઓએ મકાન બનાવ્યાં છે, તે હજી પણ 'હિન્દુ' ટેકરી કહેવાય છે. ઇસ્લામી દેશોની સૌથી મોટી વિદ્યાપીઠ મિસરમાં આવેલી છે, ત્યાં જે છાત્રાલયમાં રહીને હિન્દના મુસલમાનો ભણે છે, તેને 'હિન્દુ છાત્રાલય' કહે છે. ગમે તે ધર્મના હિન્દીઓ આખા યુરોપમાં 'ઇન્દુ' કે 'હિન્દુ' કહેવાય છે. કુરાન શરીફના આદેશ, અલ્લાના પેગંબરની કેળવણી કે તાલીમ, તથા મુસલમાનોના બલ્કે આખીયે દુનિયાના ઇતિહાસની આ સ્પષ્ટતા પછી પણ જો કોઈ કહે કે, હિન્દના હિન્દુ-મુસલમાન બે જુદી પ્રજાઓ છે, તો તે યા તો મતલબ ગાંડો છે અથવા કોઈનું પઢાવેલું બોલે છે અને પોતાના ધર્મથી અજ્ઞાત છે.

આ વખતે તો આટલું જ સ્વીકારશો. . . . ઈશ્વરેચ્છા હશે તો બીજે વખતે આ ફાટફૂટનાં કારણો પર પ્રકાશ પાડીશ.

મેં બહુ સરળ ને સહેલી ભાષામાં લખવાની કોશિશ કરી છે છતાં જરૂર લાગે ત્યાં કોઈ શબ્દોનો અર્થ કૌંસમાં આપવાનો આપને હક છે. એ વાંચીને હું પોતે જ તેના પરથી બોધ ગ્રહણ કરીશ.

જમાલિસ્તાન, આપનો ભાઈ

અલ્હાબાદ, ૨૨-૫-૪૬ અબ્દુલ મજીદ ખ્વાજા

('नया हिन्द'ના જુલાઈ અંકમાંથી)

# હિંદુસ્તાની શિક્ષણની સરકારી નીતિ

## [તેમાં સુધારા માટે સૂચના]

શિ૦સા૦ના ગયા અંકમાં એક નોંધમાં સુરત શહેર હિંદુસ્તાની પ્રચાર સમિતિના ઠરાવો આપ્યા હતા. ગાંધીજીએ 'હરિજન'માં લખેલી એક નોંધનો પણ ત્યાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. સ્વરાજ સરકારે રાષ્ટ્રભાષાના શિક્ષણને અંગે શી નીતિ લેવી જોઈએ, એ સવાલ હવે ઝપાટાબંધ આગળ આવતો જાય છે; અને પ્રજાએ તથા તેની ચૂંટેલી સરકારે આ કોયડાનો સૌને ફાવે એવો ઉકેલ આણવો જોઈએ.

ઉપરની નોંધ પ્રસિદ્ધ કર્યા બાદ સુરત જિલ્લા હિંદુસ્તાની પ્રચાર સમિતિ નવસારી મુકામે તા. ૨૯-૯-'૪૬ના રોજ મળી હતી. તેણે સુરત શહેર સમિતિના ગયા અંકમાં આપેલા ઠરાવોને સંપૂર્ણ અનુમોદન આપ્યું છે; અને તે ઉપરાંત "મુંબઈ સરકારને નીચેની બે વધુ બાબતો તરફ લક્ષ આપવા આગ્રહ કરે છે:

(અ) સરકારી શાળાઓમાં હિંદુસ્તાની શીખવવામાં આવે છે તે સબંધમાં જણાય છે કે, વિદ્યાર્થીઓને નાગરી તેમ જ ઉર્દૂ એ બન્ને લિપિ શીખવવાનો આગ્રહ રાખવામાં આવતો નથી, પણ બેમાંથી તેને ઠીક લાગે તે એક લિપિ જ શીખવાની છૂટ આપવામાં આવે છે. આ મંડળ સરકારના લક્ષ પર લાવે છે કે, બંને લિપિનું શિક્ષણ એ હિંદુસ્તાનીનુ આવશ્યક અને અનિવાર્ય અંગ છે અને જો બંને લિપિનુ શિક્ષણ ન હોય તો તે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનું શિક્ષણ ગણાય જ નહિ. આ સ્થિતિ સુધારી લઈ હિંદુસ્તાનીનું સાચું શિક્ષણ ચાલુ કરવાની સરકારને આગ્રહભરી વિનંતી છે...

(આ) શિક્ષકોનાં અધ્યાપન મંદિરોમાં બંને લિપિ યુક્ત હિંદુસ્તાનીનું શિક્ષણ એક ફરજિયાત વિષય બનવો જોઈએ"

અને સદરહુ મંડળે લિપિના શિક્ષણ બાબતમાં એક સ્થાન આપવા યોગ્ય ભલામણ સરકારને એ કરી છે કે,

"નાગરી લિપિ માતૃભાષાના પ્રાથમિક ત્રીજા ધોરણમાં શીખવી લેવાનું જૂના વખતથી ચાલ્યું આવતું હતું, તેનું પાલન આજકાલ શાળાઓમાં શિથિલ થઈ ગયું છે. તેથી તેના ઉપર વધારે લક્ષ અપાય એમ સરકારે કરવું જોઈએ"

મંડળને ખબર લાગતી નથી કે, સરકારી "સુધરેલા" અભ્યાસક્રમમાં, નાગરી કે બાળબોધ લિપિ શીખવવાનું જે પહેલાં હતું, તે રદ કરવામાં આવ્યું છે. આ બારે ભૂલ હવે સરકારે સુધારી લેવી જોઈએ, ને એ લિપિશિક્ષણને પાછું સ્થાન ગુજરાતી શાળામાં મળવું જોઈએ.

અને ઉર્દૂ લિપિ શીખવવા અંગે સદરહુ મંડળનો ઠરાવ એમ કહે છે કે, "પ્રાથમિક શાળાના છઠ્ઠા ધોરણથી સાતમા ધોરણમાં તે પૂરી કરી દેવી જોઈએ. અને માધ્યમિક શાળાઓના ધોરણ ત્રીજામાં તેનું શિક્ષણ શરૂ કરવું જોઈએ, તે પહેલાં નહિ."

આ ઠરાવોની મતલબ એ છે કે, મુંબઈ સરકારે આજે એક જ લિપિ પસંદ કરી રાષ્ટ્રભાષા હિંદુસ્તાની શીખવવાનું મંજૂર રાખ્યું છે તે અધૂરું છે; બેઉ લિપિ દ્વારા એ કામ કરવું જોઈએ.

સવાલ એ છે કે, આ કામ કરવું શી રીતે? મુંબઈ સરકાર માને છે કે, હિંદુસ્તાની બે લિપિમાં લખાતી ભાષા છે, માટે "બેઉ લિપિમાં શીખવવા માટેની જોગવાઈ શાળાઓમાં કરવી જોઈએ." (સરકારી એક યાદી તા. ૨૦-૯-૩૮ માંથી) આથી જ હિંદુસ્તાની શિક્ષક થવા માગનારને માટે બેઉ લિપિનું જ્ઞાન જરૂરી મનાયું છે. પણ વિદ્યાર્થીઓને માટે તે ફરજિયાત મનાયું નથી. આ મંડળ જણાવે છે કે, તે યોગ્ય નથી. અને તેથી શિક્ષણમાં તેને સ્થાન આપવા માટે કયું વર્ષ યોગ્ય છે તે બતાવે છે તેમાં નાગરી લિપિ અંગેની જૂની પ્રથા બંધ કરી જે પ્રત્યાઘાતી પગલું સરકારે લીધું છે તે સુધારી લેવું જોઈએ. અને ઉર્દૂ લિપિ માટે તે એવો વિચાર રાખીને કહેવું લાગે છે કે, આજે અંગ્રેજી લિપિ શીખવી પડે છે, માટે તે શીખ્યા બાદ ઉર્દૂ લિપિ રાખવી, જેથી તેના બોલતવાદી વિરોધીઓને કાંઈ કહેવાનું ન રહે. અંગ્રેજીનો અરાષ્ટ્રીય બોજો આજે કેવાં કેવાં અવળાં પગલાં ભરાવે છે, એનો દાખલો આ કહેવાય. બાકી, ખરું જોતાં તો સરકારને એમ કહેવું જોઈએ કે, અંગ્રેજીનું સ્થાન હઠાવવા માટે જે વિચાર થયો છે તે ઝટપટ અમલમાં આણો: પુણ્યકર્મ માટે ચોઘડિયું શું જોવું? એને માટે ઠરવુંય શું? અસ્તુ

પરંતુ પૂર્ણ રાષ્ટ્રભાષાના શિક્ષણને કેળવણી ખાતાએ અને રાષ્ટ્રીય સરકારે કેમ જોગવવું, એમાં મુખ્ય વિચાર કરવાનો મુદ્દો ઉપરના ઠરાવોથી થોડો જુદો પણ છે. તે મુદ્દો ગાંધીજીએ તેમની ટૂંકી નોંધમાં છેડ્યો છે. મુદ્દો છે ઉર્દૂ, હિંદીના પક્ષકારોનું શું કરવું? બેઉ લિપિ વિષે લોકમત અમુક અરુચિવાળો છે તેનું શું? જો લોકો બેઉ લિપિ દ્વારા હિંદુસ્તાની શીખવા તૈયાર હોય, તો તો જેમ ઇતિહાસ, ભૂગોળ, સ્વભાષા, વગેરે માટે થાય છે તેમ જ આ જરૂરી વિષયને સરકાર તરત શિક્ષણમાં દાખલ કરે. પણ એવી સ્થિતિ ન હોય ત્યારે પણ કામ તો એ જ સાચે સાચું કરવું છે; તેને માટે શો રસ્તો લેવો? સ્વરાજના કેળવણી—પ્રધાન પાસે સવાલ હોય તો આ છે.

હમણાં જ થોડા વખત ઉપર કર્ણાટક હિંદુસ્તાની શિક્ષણ પરિષદમાં તેમણે કહ્યું કે, હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા, ની નીતિરીતિ એ મારી નીતિ છે અને સરકાર પણ એને સ્વીકારે છે. પણ એ પ્રમાણે ચાલવા માટે વહેવારુ રસ્તો શો છે એ વિચારવાનો પ્રશ્ન છે.

આ પ્રશ્નનો વિચાર હવે મોકૂફ કે મુલતવી રાખી શકાય એમ નથી, સરકારે ડગલું ભરવું જ જોઈએ, તે શું?

મને લાગે છે કે, ચાલુ સરકારી નીતિમાં શોડાક ફેર કરવો જોઈએ. તે શો એ હું ચર્ચામાં ઊતર્યા વગર કલમવાર કહી જાઉં :

(૧) સરકારની નીતિ ૧૯૩૮માં શરૂથી સ્પષ્ટ થઈ છે કે, " રાષ્ટ્રભાષાનું શિક્ષણ આખરે ઇલાકાની બધી માન્ય શાળાઓમાં ફરજિયાત થશે, અને નાગરી ઉર્દૂ એક લિપિમાં તેને શીખવવા માટે જોગવાઈ કરવામાં આવશે "

(૨) આ નીતિમાં ફેર કરવાની કશી જરૂર નથી. આગેર સરકાર જે જગાએ પહોંચવા માગે છે ત્યાં જવા આજે કશું પગલું ભરવું, એ આ ચર્ચાનો મુદ્દો છે. અને એમાં સરકારે નવી નીતિ લેવી જોઈએ. એ નીતિ એવી હોવી જોઈએ કે જે આ ધ્યેય તરફ સચોટપણે લઈ જઈ શકે. આજે જે નીતિ છે તે એવી નથી. તે તૂટી પડી છે. તેનું કારણ ચર્ચવામાં અટવાઈ રહેવાની અહીં જરૂર નથી

(૩) ૧૬–૮–'૩૯ની સરકારી યાદીમાં સ્પષ્ટ છે કે, " હિંદુસ્તાની એ ભાષા હિંદી અને ઉર્દૂથી જુદી અને અલગ છે "

એટલે, હિંદી કે ઉર્દૂ જાણનાર માટેય એ જાણવાની ભાષા કે શૈલી ઠરે છે. ફરજિયાતપણાનો નિયમ રાખ્યા પછી એમને એમાંથી બાકાત રાખવામાં ભારે નીતિદોષ થાય.

ચાલુ નીતિમાં એ દોષ છે.

(૪) તો શું એ ફરજિયાત કરવું? મને લાગે છે કે, સરકારે આ કાઢી નાંખી મરજિયાત ધોરણ ઉપર જવું એ સરવાળે સારું છે. તે વિષે તેણે આ પ્રમાણે કરવું જોઈએ :—

(क) સરકારમાન્ય શાળાઓમાં હિંદુસ્તાનીનું શિક્ષણ જેમને જોઈએ તેમને મળી શકે એવી જોગવાઈ રાખવી. જે તે લેવા ઇચ્છે તેણે પૂરું એક લિપિ દ્વારા શીખવું જોઈએ.

(ख) આ માટે શાળાઓમાં યોગ્ય હિંદુસ્તાની શિક્ષકો પહોંચાડવા જોગવાઈ થવી જોઈએ.

(ग) જેઓ બન્ને લિપિમાં હિંદુસ્તાનીની વિશેષ યોગ્યતા ધરાવતા હોય તેમને શિક્ષણ તથા બીજાં ખાતાંમાં પહેલી પસંદગી મળવી જોઈએ. સરકારે આ કરવું જોઈએ.

(घ) વર્નાક્યુલર ફાઇનલ, મૅટ્રિક ઇ૰ પરીક્ષાઓમાં એક લિપિથી હિંદુસ્તાનીનો વિષય રાખવામાં આવે. જેઓ તે લેવા માગે તે લે. પોતાની નીતિમાં એ વિશેષ યોગ્યતાની સરકારે ઘટતી કદર કરવી જોઈએ. ઉદા૰ ઉપર ग માં બતાવી તે રીતે.

(च) આ શિક્ષણ ગુજરાતી શાળામાં ૫ મા ધોરણથી અને અંગ્રેજી શાળામાં ૧લા ધોરણથી શરૂ કરવામાં આવે. જેમને તેમાં જોડાવું હોય તે જોડાય.

(छ) અંગ્રેજીને હઠાવવાને માટે તરત કામ શરૂ થવું જોઈએ. નહિ તો હિંદુસ્તાનીનું આ કા[illegible] જ નહિ, કેળવણીની આખી પુનર્ઘટનાનું ગાડું ખોટકાઈ પડશે. આ પગલું ભરવાની હિંમત કરવામાં કેળવણીની ક્રાંતિ સંતાયેલી છે.

(ज) પ્રજામાં આ કામ કરનારી પ્રજાકીય સંસ્થાઓ લોકમત કેળવવાનું કામ કરે છે. તેમને સરકારે મદદ અને ઉત્તેજન આપવાં જોઈએ. જે સંસ્થા પૂર્ણ રાષ્ટ્રભાષાનું કામ કરે તેમને જ આ પ્રકારની માન્યતા અને ઉત્તેજન મળવાં જોઈએ, બીજાને નહિ.

(झ) અપૂર્ણ કામોને જે કાંઈ માન્યતા આજે પહેલાંની મળી હોય તે હવે ન રહેવી જોઈએ. તો જ સરકારનો મત સ્પષ્ટ થાય અને राजा कालस्य कारणम् નું સૂત્ર કામમાં બળ તરીકે બને.

ટૂંકમાં, સરકારની નીતિ પૂરી આગ્રહવાળી બને જ્યાં તેણે પોતાની પ્રતિષ્ઠા અને પસંદગી બક્ષવાનું છે, ત્યાં તે દ્વારા લોકમતને વાળવા તેણે જાગ્રત બનવું જોઈએ.

શાળાઓમાં બાળકોને ફરજ પાડવા જરૂર નથી. આજે શિક્ષણમાં કાંઈ કામ કરવા માટે જે ફરજિયાત કરવાનું સહેલુંસફરું લાગતું પગલું આપણા મનમાં ઘૂસી ગયું છે, તેમાં ઉપરની રીતે સુધારો થવો જોઈએ. જો લોકમતને કેળવનારી હિંદુસ્તાની પ્રચાર સંસ્થાઓ પોતાનો ધર્મ બજાવે, તેમને મદદ અને ઉત્તેજન આપી સરકાર પોતાનો ધર્મ બજાવે, અને શાળાઓમાં એક લિપિ દ્વારા હિંદુસ્તાની શિક્ષણને માટે જોગવાઈ આપવાનું ખર્ચ કરવાની પોતાની ફરજ એ બજાવે, તો આ કામમાં કોઈની કશી ફરિયાદને સ્થાન ન રહે અને કામ સંગીન રીતે આગળ વધે જ, એમાં શંકા નથી. આ સૂચના વિષે શિક્ષકો ને પ્રચારકો તથા રાષ્ટ્રપ્રેમી નાગરિકો વિચાર કરે, એવી વિનંતી છે.

૧૨–૧૦–'૪૬ મગનભાઈ દેસાઈ

# વર્ણાન્તર–વિવાહ

[વર્ણાન્તર-વિવાહની મીમાંસા અને ચર્ચા હવે ખરું જોતાં વાસી થઈ છે. ભિન્નધર્મી લોકો વચ્ચે લગ્ન થાય એ ઇષ્ટ છે કે નહિ એ આજનો પ્રશ્ન છે.

તેમ છતાં વર્ણાન્તર-વિવાહની ચર્ચા અવારનવાર ડોકિયું કરે જ છે. પાંડવોનો પક્ષ ન્યાયનો હતો કે કૌરવોનો, એની ચર્ચા પણ ક્યારેક ક્યારેક થયા જ કરે છે ને?

વર્ણાન્તર-વિવાહની ચર્ચામાં ન પડતાં પોતાનું મન્તવ્ય ટૂંકમાં અને કેટલાક સવાલોના રૂપમાં અહીં રજૂ કર્યું છે. આ રજૂઆત જોઈને આ પ્રશ્નને અંગે રસ ધરાવનારા લેખકોના વિચારને થોડી ગતિ મળે તો આ પ્રયત્ન સફળ ગણીશ.]

*ઇતિહાસ અને પુરાણો પરથી જણાય છે કે,* ઠેઠ પ્રાચીન કાળથી હિન્દુ સમાજમાં અસવર્ણ વિવાહ થતા આવ્યા છે. સ્મૃતિઓએ અનુલોમ વિવાહને માન્યતા આપી અને પ્રતિલોમ વિવાહ નિષિદ્ધ ગણ્યા, એ પરથી પણ હિન્દુ સમાજમાં વર્ણાન્તર વિવાહ થતા હતા એ સિદ્ધ થાય છે.

અનુલોમ અને પ્રતિલોમનો ભેદ કયા સિદ્ધાન્તને આધારે નક્કી કરવામાં આવ્યો હશે? સ્ત્રી પુરુષ કરતાં હલકી છે એવી માન્યતા આ ભેદના પાયામાં છે, કે તે પુરુષ કરતાં વધારે પવિત્ર અને શ્રેષ્ઠ છે એવી માન્યતા પર આ ભેદનો આધાર છે? એ ગમે તેમ હો; વર્ણાન્તર વિવાહ ઠીક ઠીક સંખ્યામાં થતા હોવા જોઈએ. નહિતર અનુલોમ પ્રતિલોમ જાતિઓનો આટલો બધો વિસ્તાર થાત જ નહિ.

વર્ણાન્તર વિવાહોને લીધે વર્ણો જ નાબૂદ થશે એવી બીતિ સેવવામાં આવે છે તેને કોઈ આધાર છે ખરો? વર્ણાન્તર વિવાહ થવા માંડે તો વર્ણ વર્ણ વચ્ચેનો ઊંચનીચભાવ આપોઆપ નષ્ટ થશે ખરો; પણ તેથી વર્ણભેદ નાબૂદ થશે એમ માનવાને કશું કારણ નથી.

એક જ ગોત્રમાં અંદર અંદર વિવાહ ન થવા જોઈએ, લગ્ન ભિન્ન ગોત્રની વ્યક્તિ સાથે જ થવું જોઈએ, એવો નિયમ આજ સુધી ચાલતો આવ્યો છે. તેથી ગોત્રોનો નાશ થયો છે શું? પોતાની ન્યાત અને વર્ણની બહાર જઈને જ લગ્ન કરવાં જોઈએ, એવો નિયમ કરવામાં આવે તોપણ તેટલાથી ન્યાતો કે વર્ણ નાબૂદ થશે એવું સિદ્ધ થતું નથી. આજે જેમ સગોત્ર વિવાહો નિષિદ્ધ છે તે જ પ્રમાણે પોતાની જ પેટા જ્ઞાતિમાં વિવાહ કરવો એ નિષિદ્ધ છે, એવો નિયમ કરવાના દિવસો કેટલાક સમાજોમાં તો આજે આવી જ ગયા છે.

હવે એક ડગલું આગળ જઈને વિચાર કરીએ. ચાતુર્વર્ણ્ય અથવા વર્ણવ્યવસ્થા એ હિન્દુ સમાજધર્મનું એક સનાતન અનિવાર્ય અંગ છે શું?

સત્યયુગ એટલે આદર્શ હિંદુ સમાજ, એમ જો માની લઈએ તો સત્યયુગમાં એક જ વર્ણ તેમ જ એક જ દેવ હોય છે, એમ આપણા ધર્મગ્રંથોમાં કહ્યું છે; તે પરથી શું સમજવું? સત્યયુગમાં મૂળ એક જ વર્ણ–બ્રાહ્મણવર્ણ–હતો. પાછળથી એકના અનેક વર્ણો થયા. આ ઉપપત્તિ જો સ્વીકારવામાં આવે, તો ફરી સત્યયુગની સ્થાપના કરવાને માટે એક વર્ણ તરફ જવું એ ઇષ્ટ અને આવશ્યક નથી શું?

આજે જે ચાર જુદા જુદા વર્ણો માનવામાં આવે છે એ વર્ણભેદમાં કશો અર્થ રહ્યો હોય એમ લાગતું નથી. દોરડું બળી ગયા પછી જેમ તેનો વળ બાકી રહે છે તેમ આ વર્ણભેદ કાયમ રહેલો દેખાય છે. આવા વર્ણભેદો પાળીને સમાજનું તે શું રક્ષણ થવાનું હતું? જીવનયાત્રા તેમ જ જીવનકલહનો વિચાર કરતાં તેમ જ આજની દુનિયાના માનવજીવનના સ્વાભાવિક પ્રશ્નો જોતાં જાતિભેદ અને વર્ણભેદ કાયમ રાખીને આપણે આખા સમાજને છિન્નભિન્ન કરી રહ્યા છીએ એ વાત ઓળખવાના દિવસો ક્યારના આવી ગયા છે.

માધ્વ સાંપ્રદાયી અને શાંકર સાંપ્રદાયી લોકો વચ્ચે લગ્ન થાય છે. તેમાં દ્વૈત અદ્વૈતનો દર્શનભેદ આડે આવતો નથી. શૈવ, શાક્ત અને વૈષ્ણવોની વચ્ચે પણ અનેક વિવાહો થતા આપણે જોઈએ છીએ. આસ્તિક નાસ્તિક ભેદ પણ આડે આવતો નથી. તો પછી આવી પરિસ્થિતિમાં વર્ણાન્તર વિવાહ ઝપાટાભેર મોટા પ્રમાણમાં થાય તો તેથી શું બગડવાનું હતું?

આ બધા ભેદોની પાછળ એક કાળે જે ધર્મભાવના હશે તે ઓગળી કે મરી ગયા પછી કેવળ મિલકતની વહેંચણીના કાયદાને જોરે તેમને ટકાવી રાખવાનો પ્રયત્ન કરવો બહુ જ અજુગતું લાગે છે. ધર્મની વીર્યહીનતા માટે કાયદાનો નુસખો ક્યાં સુધી કામ દેવાનો હતો?

જો સમાજવાદને અવકાશ મળે અને ખાનગી મિલકત જ નાબૂદ થાય તો વારસાહક્કનું તેમ જ તેને જોરે ટકાવી રાખવામાં આવેલી વર્ણવ્યવસ્થાનું શું થશે?

મારો પોતાનો અભિપ્રાય એવો છે કે, જેમની રહેણીકરણી તેમ જ વિચારસરણી એકબીજાને અનુકૂળ હોય એવાં સ્ત્રીપુરુષોને પોતપોતાની પસંદગી પ્રમાણે લગ્ન કરવાની છૂટ હોવી જોઈએ. એમાં એક જ અપવાદ હોય. નજીકનાં સગાં વચ્ચે લગ્નો ન થાય, એને અંગે જે સામાન્ય કાયદો છે તેનું બધાએ પાલન કરવું જોઈએ. વધૂવરની ઉંમરમાં વધારેપડતું અંતર ન હોવું જોઈએ બન્ને પક્ષોને પુનર્વિવાહની એકસરખી છૂટ હોવી જોઈએ. વધૂવરની સંપૂર્ણ સંમતિ વિના કોઈનું પણ લગ્ન થવું જોઈએ નહિ.

આ અને આના જેવા બીજા સર્વસામાન્ય નિયમોને જ કાયદાનું રક્ષણ મળવું જોઈએ. આ સિવાય જે વધારાના નિયમ કે રૂઢ લોકાચાર હોય તેમનું પાલન કરવાનો આગ્રહ તે તે સમાજનો લોકમત ભલે યથાશક્તિ રાખે. પણ તેને કાયદાથી માન્યતા આપવાની જરૂર ન હોય. લગ્ન વગેરે સામાજિક બાબતોમાં જો ક્યાંય જબરદસ્તી થતી હોય તો તેની સામે કાયદાનો કડક પ્રતિબંધ મુકાવો જોઈએ.

આમ કરવામાં આવે તો સમાજના દંભ અને દુરાચાર મર્યાદિત થશે, સામાજિક વાતાવરણ નીરોગી અને વિશુદ્ધ બનશે, ધર્મનું આસન આંધળી રૂઢિઓ પર અવલંબીને ન રહેતાં ધર્મવિચાર અને આધ્યાત્મિક આદર્શને જ તે (ધર્મ) અનુસરશે. આપણા આર્યધર્મ-સિદ્ધાન્તોને સમાજહિતની આધુનિક દૃષ્ટિથી તેને અનુરૂપ નવા નવા પ્રયોગો કરવાની તક આપવાના દિવસો હવે આવી લાગ્યા છે.

વર્ધા, ૧૭-૭-'૪૯ કાકાસાહેબ કાલેલકર

(મરાઠી પરથી)

# હળપતિ-મુક્તિ

[ આ નામની શ્રી. જુગતરામ દવેએ લખેલી પુસ્તિકાની પ્રસ્તાવના આ છે. પુસ્તિકા પ્રકાશક: નવજીવન, કિં૦ ૦-૬-૦ ટપાલ ખર્ચ ૦-૧-૦ ]

ગાંધીજીની અને સરદારશ્રીની ગુજરાતના એક ઠીક ઠીક વિશાળ પ્રદેશમાં હાળીપ્રથા જેવી ગુલામીનાં તત્ત્વોવાળી પ્રથા આજે પણ ચાલુ છે, એ જાણી એ પ્રદેશ બહારના ગુજરાતીઓને આશ્ચર્ય થાય એવું છે. ૧૯૨૧-૨૨માં સ્વરાજ્યની લડત માટે બારડોલી તાલુકાને પસંદ કરવામાં આવ્યો અને ગાંધીજીએ બારડોલીમાં પોતાનું થાણું નાખ્યું, ત્યારે તેમને પણ આ પ્રથા વિષે જાણીને આશ્ચર્ય [illegible] હતું, અને જ્યાં સુધી બારડોલી તાલુકાના ખેડૂતો [illegible]તાના દિલમાંથી અસ્પૃશ્યતા કાઢી ન નાખે અને પોતાના [illegible]ગીઓ — જેઓ દૂબળાને નામે ઓળખાતા — તેમને ન્યાય ન આપે, ત્યાં સુધી સ્વરાજ્યની લડત આપવાને તેઓ લાયક ગણાય નહિ, એવું તેમણે જાહેર કર્યું હતું. તાલુકાના આગેવાન કાર્યકર્તાઓએ બને તેટલાં વહેલાં આ બન્ને કામ પાર પાડવાનું માથે લીધું હતું. છેવટે તા. ૨૬-૧-૧૯૩૯ના સ્વાતંત્ર્યદિને બારડોલી તાલુકાના ખેડૂતોએ જાહેર સભામાં એકઠા થઈ હાળીપ્રથા નાબૂદ કરવાનો ઠરાવ કર્યો અને પૂ. ગાંધીજીના આશીર્વાદ મેળવ્યા.

આ ઠરાવ થયા પછી હાળીપ્રથા ઠીક ઠીક પ્રમાણમાં ઢીલી પડી ગઈ છે. છતાં પોતાના રોજના કામકાજની ઢબમાં ફેરફાર કરવાની બાબતમાં જૂની ટેવના જોરને કારણે આપણામાં એટલી બધી શિથિલતા રહે છે કે, નવા માર્ગમાં અનેક લાભો રહેલા હોય તોપણ તે માર્ગ સ્વીકારવાનું આપણને આકરું લાગે છે. તેથી જ આ પ્રથાથી ટેવાયેલા ખેડૂતો વળી વળીને આ પ્રથાને વળગી રહેવા તરફ પ્રેરાયેલા જોવામાં આવે છે. જુગતરામભાઈએ આ પત્રિકામાં આ પ્રથાનાં નૈતિક તેમ જ આર્થિક નુકસાનો બહુ જ વિગતવાર અને સ્પષ્ટ રીતે બતાવ્યાં છે. એ આટલાં બધાં વાસ્તવિક હોવા છતાં આ પ્રથાનો ભોગ થઈ પડેલા મોટા ભાગના ખેડૂતોને તો આ પ્રથા ચાલુ રહે એમાં જ જાણે પોતાનું કલ્યાણ હોય એમ દેખાય છે. કેટલાક તો એવું પણ માનતા જોવામાં આવે છે કે, જો હાળીઓને — હળપતિઓને ખેડૂતોનો આશ્રય ન હોય તો તેઓ બિચારા ભૂખે જ મરી જાય. માણસની વૃત્તિ કેવી વિચિત્ર છે કે, એ પોતાનો સ્વાર્થ સાધતો હોય ત્યારે પણ જાણે પરોપકાર કરતો હોય એમ માને છે! અલબત્ત, આ પ્રકરણમાં ખેડૂતનો સ્વાર્થ તદ્દન ટૂંકી બુદ્ધિનો છે. ખેડૂત અને હાળી બે એકઠા મળીને ખેતીનું કામ કરે છે. એ આખા કામમાં વધારે સંભવિત એ છે કે, હાળીની મજૂરીનું પ્રમાણ વધારે હોય. છતાં બન્નેની સહકારી મહેનતથી ઉત્પન્ન થયેલા ફળમાંથી બહુ મોટો હિસ્સો ખેડૂતને મળે છે અને બહુ જ ઓછો હિસ્સો હાળીને મળે છે. આમ, બે વચ્ચેના વ્યવહારમાં ખેડૂત વધારે લાભ ઉઠાવી જાય છે, એટલો ખેડૂતનો સ્વાર્થ ખરો. બાકી, આ આખા વ્યવહારને વિશાળ દૃષ્ટિથી જોઈએ તો, આખો વ્યવહાર જ બહુ દૂષિત અને નુકસાનકારક છે. હાળીપ્રથાના મૂળમાં રહેલાં અનિષ્ટ તત્ત્વોને લીધે ખેડૂત અને હાળીની સહકારી મજૂરીથી જેટલું ઉત્પન્ન થવું જોઈએ તે કરતાં ઘણું ઓછું ઉત્પન્ન થાય છે. આટલા ઓછા ઉત્પાદન છતાં ખેડૂત ટકી શકે છે તેનું કારણ એટલું જ છે કે, પોતાના સહકારી હાળીને એક માણસ તરીકે જીવન વ્યતીત કરવા જેટલું મળવું જોઈએ તે કરતાં ઘણું ઓછું મળે છે અને તે જાનવર કરતાં પણ નપાવટ જીવન ગાળે છે. મારે અહીં કહેવું જોઈએ કે, આ પ્રદેશના ખેડૂતનું જીવનધોરણ પણ કાંઈ ઊંચું છે એમ નથી. રખે કોઈ એમ માને કે, આ ખેડૂતો મોટા જમીનદારો છે અને બહુ શ્રીમંત છે. આ આખી પ્રથામાં નૈતિક બગાડ ઉપરાંત આર્થિક બગાડ એટલો બધો રહેલો છે કે, હાળીને આટલો અન્યાય કરતાં છતાં ખેડૂતનું આર્થિક જીવન-ધોરણ ઊંચું આવી શકે જ નહિ. આ પ્રદેશનાં કેટલાંક ખેડૂત કુટુંબોમાં કંઈ પણ ઊજળામણ દેખાતી હોય તો તે આફ્રિકા વગેરે પરદેશથી આવેલા પૈસાને લીધે અને બહારગામ વેપાર અથવા નોકરીમાંથી આવેલા પૈસાને લીધે જ છે.

જુગતરામભાઈએ આ પ્રથાના સ્વરૂપનું તથા તેમાં રહેલાં અનિષ્ટોનું બહુ વિગતવાર વર્ણન આ પત્રિકામાં કરેલું છે. આ પ્રથા નાબૂદ કર્યા સિવાય છૂટકો જ નથી, તે એમણે બહુ સચોટ રીતે બતાવ્યું છે. તે માટે સરકારે તેમ જ લોકસેવકોએ શું શું કરવું જોઈએ, તે સંબંધી સૂચનો પણ તેમણે કરેલાં છે. એટલે તે વિષે મારે કશું જ વિશેષ લખવાપણું રહેતું નથી. છતાં આ પ્રથા વત્તાઓછા પ્રમાણમાં અત્યારે હસ્તીમાં છે ત્યારે, અને આ પ્રથા નાબૂદ થાય ત્યાર પછી પણ, આ પ્રદેશની જનસંખ્યાને કારણે — ખાસ કરીને હાળીઓની વધારેપડતી જનસંખ્યાને કારણે — એક મોટી આર્થિક સમસ્યા આ પ્રદેશ આગળ પડેલી છે, તેનો સહેજ ઉલ્લેખ અહીં કરીશ.

આ પ્રદેશમાં જમીનના માલિક એવા ખેડૂતો પોતાની જમીન ઉપર જાતે કામ કરે તો એમને જેટલા મજૂરો જોઈએ તે કરતાં હળપતિઓની સંખ્યા ઘણી વધારે છે. આજે આ હળપતિઓની મજૂરી બહુ સસ્તામાં મળતી હોઈ ઘણા ખેડૂતો પોતે જાતે કરી શકે એવાં કેટલાંયે કામો જાતે કરતા નથી. વળી હળપતિ પાસેથી પણ એક સારા મજૂર પાસેથી દિવસને છેડે મળવું જોઈએ તેટલું કામ મળતું નથી. ખેડૂતનું તેમ જ હાળીનું જીવનધોરણ ઊંચું લાવવામાં માનવશક્તિનો આ ઓછો ઉપયોગ અથવા બગાડ એ ભારે અંતરાયરૂપ છે. હવે સરકારની દરમ્યાનગીરીથી અથવા તો હળપતિઓમાં આવેલી જાગૃતિથી હળપતિઓની મજૂરીના દર વધે તે વખતે ડાહ્યો ખેડૂત તો આજે બે હળપતિઓને કામે બોલાવતો હશે તે જરૂર એકને બોલાવશે. કેટલાંક કામો એ જાતે કરતો થઈ જશે અને હળપતિ પાસેથી પણ આજે મળે છે તે કરતાં જરૂર વધારે કામ મળશે. પરિણામે હળપતિઓ મોટી સંખ્યામાં બેકાર પડશે. હળપતિઓમાં આવેલી જાગૃતિને કારણે અથવા તો તેમના મજૂરીના દરમાં થયેલા વધારાના કારણે હળપતિઓની સ્થિતિ આજે છે તે કરતાં પણ જાણે બગડી હોય એવો ભ્રમભરેલો દેખાવ તે વખતે થશે. એટલે લોકસેવકોએ પાણી આવે તે પહેલાં પાળ બાંધી લેવી જોઈએ. પાળ એ બાંધવાની છે કે, હળપતિ કોમમાં કેળવણીનો ફેલાવો કરી તેમને જેમાંથી આજીવિકા મળી રહે એવા નાના નાના ગ્રામઉદ્યોગો તેમને શિખવાડવા જોઈએ. આ પત્રિકામાં જુગતરામભાઈએ એ વિષે સૂચના કરી જ છે. આ વીસમી સદીમાં અને સ્વરાજ વિષેની જાગૃતિવાળા આ પ્રદેશમાં આવી હાળીપ્રથા આજે ટકી રહી છે તેનું મુખ્ય કારણ જ એ છે કે, આજે હળપતિઓ પાસે ખેતીની મજૂરી સિવાય બીજો કોઈ ઉદ્યોગધંધો નથી. આજે જ જો આ પ્રદેશમાં થોડાંક કારખાનાં અને મિલો ઊભાં થાય તો આ હાળીપ્રથા ઘડીના છઠ્ઠા ભાગમાં ઊડી જાય. કારણ, ખેતીની મજૂરી છોડી હળપતિઓ તેમાં ટપોટપ કામ કરવા દોડી જાય. પણ એમ થાય તેમાં નથી હળપતિઓનું શ્રેય કે નથી ખેડૂતોનું શ્રેય. કારણ, આવાં કારખાનાં ખેતીના મજૂરોની તાણ ઊભી કરવામાં અને ખેતીની ખિલવણીમાં અંતરાયરૂપ થવાનાં.

એક તરફથી હું કહું છું કે, ખેતીની મજૂરી માટે જોઈએ તે કરતાં હળપતિઓની સંખ્યા વધારે છે અને બીજી તરફથી કહું છું કે, કારખાનાં ખેતીના મજૂરોની તાણ ઊભી કરશે એટલે મારી વાત પરસ્પરવિરોધી દેખાય એવી છે. પણ ઊંડા ઊતરીને જોઈએ તો એમાં વિરોધ જેવું કશું નથી. ખેતીમાં એવું હોય છે કે, વરસમાં એક કે બે વાર એની જ્યારે મોસમ આવે ત્યારે એકદમ ઘણા મજૂરોની જરૂર પડે છે. તે વખતે જો મજૂરોની તાણ પડે તો આખું વરસ બગડે. જ્યારે ખેડૂતોની અને ખેતીના મજૂરોની બેકારીની વાત કરવામાં આવે છે ત્યારે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, તેમની બેકારી વરસમાં અમુક વખતની બેકારી હોય છે. મોસમ વખતે તો બધા જ માણસો બાર બાર ચૌદ ચૌદ કલાક કામ કરે છતાં માણસો ઓછા પડે છે. પણ આવી મોસમો વરસમાં બે વાર પંદર દિવસથી એક મહિનાની આવે છે. બાકીના વખતમાં પણ બેકારી હોય છે, પણ તે આખા દિવસની બેકારી નહિ પણ અર્ધા દિવસની, પોણા દિવસની એવી હોય છે. તેથી જ ખેડૂતો અને ખેતીના મજૂરો માટે ખાદી અને ગ્રામઉદ્યોગોની હિમાયત કરવામાં આવે છે. આ ઉદ્યોગો દિવસમાં નવરાશ મળે ત્યારે કરી શકાય છે. અને ખેતીની મોસમ વખતે એ ઉદ્યોગો બિલકુલ ઊંચા મૂકી ખેતીના કામમાં પણ લાગી જઈ શકાય છે. ખેતીની મોસમમાં ગામમાંથી વણકર, ચમાર, કુંભાર, સુથાર, લુહાર, બધા જ પોતપોતાના ધંધા એટલા વખત માટે સ્થગિત કરી ખેતીની મજૂરીએ લાગે છે. તેથી જ ખેતીની સાથે બિલકુલ સંબંધ છોડાવી દેનારાં કારખાનાં ખેતીને મારક થઈ પડે, જ્યારે ખાદી અને બીજા ગ્રામઉદ્યોગો ફાજલ વખતમાં મજૂરી પૂરી પાડવા ઉપરાંત ખેતીને પોષક રહે. કેવળ હળપતિઓને જ નહિ પણ ખેડૂતોને પણ અત્યારની સ્થિતિમાંથી ઊંચે આવવા માટે આવા ઉદ્યોગો તરફ વળવાની જરૂર છે.

બીજું, હાળીપ્રથાવાળા પ્રદેશમાંથી મોટા ભાગમાં કેવળ આકાશિયા ખેતી એટલે વરસાદના પાણી ઉપર આધાર રાખનારી ખેતી જ થાય છે. આમાં પણ વસ્તીને પૂરતું કામ મળતું નથી. એટલે નહેરના પાણીની વ્યવસ્થા ન થઈ શકે એમ હોય તો ખૂબ મોટી સંખ્યામાં કૂવા ખોદાવીને પીતની ખેતીની વ્યવસ્થા થવાની જરૂર છે. આ માટે સહકારી મંડળીઓ રચીને પૂરતી મૂડી ઊભી કરી શકાય.

ટૂંકમાં, ખેતીમાં સુધારા કરીને તથા તેને પોષક ગ્રામઉદ્યોગો દાખલ કરીને ઉત્પાદન વધારવામાં આવે, તો

જ હળપતિઓનું તેમ જ ખેડૂતોનું જીવનધોરણ ઊંચું લાવી શકાય. સુધારાનો આ આખો કાર્યક્રમ મૂડીદારી પદ્ધતિએ નહિ પણ પરસ્પર સહકારને ધોરણે અને આર્થિક ન્યાયને ધોરણે કરવામાં આવે તો હાળીપ્રથાને માટે અવકાશ જ રહેતો નથી. તે માટે હળપતિઓમાં તેમ જ ખેડૂતોમાં ખરી કેળવણીનો ફેલાવો કરી સાચી દિશામાં જાગૃતિ આણવાની જરૂર છે. પણ આ હાળીપ્રથા એટલા લાંબા વખતથી આ પ્રદેશમાં જડ ઘાલી બેઠી છે અને ખેડૂતોને એની એવી ખોટી આદત પડી ગઈ છે કે, તેને નાબૂદ કરવા માટેના સુધારાનું કામ મંદ વેગે અથવા મોળી મોળી રીતે ચલાવવાથી હેતુ સરે એમ લાગતું નથી. આ પ્રથામાં રહેલા અમાનુષીપણાની તેમ જ અન્યાયની સામે લોકસેવકોએ સખત ઝુંબેશ ઉઠાવવી જ પડશે અને ખેડૂતોનાં તેમ જ હળપતિઓનાં ચેતનારહિત થઈ ગયેલાં દિલને જાગ્રત કરવા તેમને વીજળીના આંચકા પણ આપવા પડશે. વારંવાર સમજાવ્યા છતાં ન્યાયની રાહે ચાલવાની જેઓ આનાકાની કરે તેમની વિરુદ્ધ લોકમત જાગ્રત કરવા ચળવળ પણ ચલાવવી પડશે. અત્યાર સુધીમાં લોકોના આત્માને જાગ્રત કરવાની દિશામાં લોકસેવકો તરફથી આ પ્રદેશમાં ઠીક ઠીક કામ થયું છે. એ કામને સુસ્થિત અને વ્યાપક સ્વરૂપ આપવા માટે સરકારના કાયદાની મદદ આવકારલાયક થઈ પડે એમ છે, જોકે ગમે તેવા કાયદા થાય તોપણ કેળવણીની જરૂર તો રહેવાની જ.

બારડોલી તાલુકાના વતની એવા કેટલાક જૂના કાર્યકર્તાઓને હળપતિઓમાં જાગૃતિ આણવાની લોકસેવકોની પ્રવૃત્તિમાં વર્ગવિગ્રહની ગંધ આવે છે. કોઈ પણ રીતે વર્ગવિગ્રહ પેદા થાય એવી રીતે નહિ, પણ માનવતા અને ન્યાયની સ્થાપનાની ખાતર સત્ય અને અહિંસાને રસ્તે જ આ પ્રવૃત્તિ ચલાવવી જોઈએ, એ વસ્તુ પોતાની પત્રિકામાં જુગતરામભાઈએ સ્પષ્ટ કરી છે. હકીકત તો એ છે કે આમાં વર્ગવિગ્રહ જેવું કશું છે જ નહિ. આ પ્રદેશના ખેડૂતો એ કાંઈ નવરા પડયા રહી બેઠી આવક ખાનારા જમીનદારો નથી. તેઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં જાતે મજૂરી કરનારા જ છે. અત્યારે તેઓ પોતાના હાળીઓને ન્યાયી કરતાં ઓછી મજૂરી આપે છે તો તેઓ તેમની પાસેથી કામ પણ ઓછું જ જ લઈ શકે છે. મારી માન્યતા — અને એ માન્યતા આ પ્રદેશના ખેડૂતોની આર્થિક સ્થિતિની વિગતવાર અને ચોક્કસ તપાસને આધારે બંધાયેલી છે — તો એવી છે કે, હાળીપ્રથા અહીંની ખેતી ઉપર એક મોટા બોજા સમાન છે અને એ જાય એમાં જ હળપતિઓની સાથે ખેડૂતોનું પણ કલ્યાણ છે અને આખા પ્રદેશની ખેતીના સુધારની આશા છે.

નરહરિ પરીખ

# 'વિશ્વવિદ્યાલય' કે 'વિદ્યાપીઠ'?

પોતાનું નામઠામ આપી એક ભાઈ "ભાષાપ્રેમી" સહીથી નીચેનું ચર્ચાપત્ર લખી મોકલે છે. ઉપરથી જોતાં એ છે તો માત્ર 'યુનિવર્સિટી' શબ્દના પર્યાય અંગે; છતાં ગુજરાતની ભાવી કેળવણી માટેય તે ટકોર કરે છે. પ્રથમ એ ચર્ચાપત્ર જોઈએ —

"હાલમાં 'ગુજરાત યુનિવર્સિટી' માટે ચળવળ ચાલે છે. તેની યોજનામાં 'યુનિવર્સિટી'ને માટે 'વિશ્વવિદ્યાલય' શબ્દ વપરાયો છે. 'વિશ્વવિદ્યાલય' એ 'યુનિવર્સિટી'નો તરજુમિયો પર્યાય લાગે છે. યુનિવર્સિટીમાં વિશ્વના વિદ્યાલય જેવું શું છે? તેનો ખરો ગુજરાતી પર્યાય તો 'વિદ્યાપીઠ' થાય. પણ 'ગુજરાત વિદ્યાપીઠ' એક પચીસી થયા ગુજરાતમાં અસ્તિત્વમાં છે. એટલે સદરહુ ચળવળના યોજકોને આવો કઢંગો શબ્દ રાખવો પડ્યો હશે! પણ હવે રાષ્ટ્રીય સરકાર થઈ છે એટલે વિદ્યાપીઠે, કેળવણીમાં અસહકાર તજીને, પોતાના બીજા આદર્શોને જરાયે છોડયા વગર, સરકારમાન્ય વિદ્યાપીઠ બનવું જોઈએ. તેમ થાય તો, નવી યુનિવર્સિટીમાં મુંબઈ યુનિવર્સિટીની નકલ થવાને બદલે વિદ્યાપીઠના આદર્શો અને પ્રણાલિકા પ્રમાણે નવા રૂપમાં વિદ્યાપીઠનું રૂપાંતર થશે. આ દૃષ્ટિએ ગુજરાતના આગેવાનો વિચાર કરશે? તેમ ન થાય તો મહારાષ્ટ્રવાળાએ જેમ પૂનાના નામથી યુનિવર્સિટી યોજવાનું વિચાર્યું છે તેમ ગુજરાતે 'અમદાવાદ વિદ્યાપીઠ' કરવી જોઈએ. તે પણ શક્ય ન હોય તો 'વિશ્વવિદ્યાલય'ને બદલે બીજો કોઈ યોગ્ય શબ્દ યોજવો જોઈએ. અગર તો છેવટે મૂળ 'યુનિવર્સિટી' શબ્દ રાખવો જોઈએ. આ મારી સૂચના ભાષાપ્રેમીને માટે અજુગતી લાગતી હોય તો આપ કોઈ યોગ્ય શબ્દ સૂચવવાની કૃપા કરશો?"

સ્વરાજ આવવા લાગતાં, સમાજ સંસ્થાઓનાં અંગ્રેજી નામો પર કટાક્ષ કરતો થયો છે. એ જ વાતને લઈને ગુ. વ. સો. પોતાનું નામ 'ગુજરાત વિદ્યાસભા' ફેરવવા મથે છે. છતાં નામોમાં અંગ્રેજી હોય તો કેટલાકને વટ પડતો લાગે છે તેથી નામ પાડવામાં વટ આણવાની છીછરાશ અનેક સ્થળોમાં જોવા મળે છે. અહીંયાં તો એ વૃત્તિ નથી લાગતી. પણ 'યુનિવર્સિટી' શબ્દ માટે 'વિશ્વવિદ્યાલય' પર્યાય એક જમાનામાં પ્રયોજાયેલો છે; જોકે એ એટલો બધો રૂઢ ન થયો, 'યુનિવર્સિટી' જ વધારે ચાલ્યો. તેથી એને રાખી શકાય.

પરંતુ લેખક ગાંધીજીના 'ગૂજરાત વિદ્યાપીઠ' વિષે પ્રશ્ન છેડે છે, એ પણ જોવો જોઈએ. એ પ્રશ્ન ઘણાને ઊંડે છે,— ખાસ કરીને સ્નાતકો અને જૂના વિદ્યાર્થીઓને. તેથી પણ એ વિષે કાંઈક જોવું જોઈએ.

હમણાં થોડા વખત ઉપર એક એવો વાદ જાગેલો

સાંભળ્યો કે વિદ્યાપીઠ સફળ થયું કે અફળ? મને લાગે છે કે, એનો ઉત્તર જોનારાની નજર ઉપર આધાર રાખે છે. જોનાર જો ચાલુ સરકારી સંસ્થાઓને ગજે વિદ્યાપીઠને માપે તો એમાં તેને વિદ્યાપીઠની નિષ્ફળતા મોટે ભાગે જડશે. પરંતુ એના સંસ્થાપકશ્રીએ શરૂથી કહેલું છે કે, વિદ્યાપીઠ જો પોતાના ધ્યેયને વળગી રહે તો એવા આગ્રહમાત્રે પણ તે સફળ થશે. આપણે નિષ્ફળ જઈએ; વિદ્યાપીઠને માટે આપણે ઊણા કે અફળ નીવડીએ, પરંતુ વિદ્યાપીઠે નિષ્ફળ જવાપણું છે નહિ. કેમ કે, અહીં તો એવું કામ છે કે स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।

કેટલાય વિદ્યાપીઠના શુભેચ્છકો એક વાતનું ઘણી વાર દુઃખ વ્યક્ત કરીને કહે છે કે, તે રાજકારણમાં ન પડત તો કેવું ઉમદા કામ થાત! વિદ્યાપીઠ જો વધારેમાં વધારે સંખ્યાને ભણાવી ખાવાનું જ કામ પોતાનું સમજત, તો જુદી વાત. તો કદાચ કેવળ શિક્ષણનો એકાદ નમૂનો પોતે બનત. પરંતુ એ એનો આદર્શ નહોતો અને નથી. અહિંસા અને સત્ય દ્વારા સ્વરાજ મેળવવા માટે શિક્ષણ દ્વારા પ્રયત્ન કરવો એ એનું ધ્યેય નક્કી થયું હતું. આને રાજકારણ ન કહેવાય; ખરું જોતાં એ રાષ્ટ્રકારણ છે. તેથી તેણે અસ્પૃશ્યતાનિવારણને કારણે હજારો વિદ્યાર્થીઓની નિશાળોને જતી કરી; ખાદીના ને જાત-મહેનતના મંત્ર માટે પણ એવી જ હોડમાં ઊતર્યું. અને જ્યારે સ્વતંત્રતાની લડત આવી ત્યારે એને પણ એક વિરલ શિક્ષણ સમજીને બાથમાં લીધી. આ પગલાંએ ગુજરાતના વ્યાપક લોકશિક્ષણમાં અને વિદ્યાર્થી-જાગૃતિમાં ભરપૂર કામ દીધું છે.

આ પ્રમાણે જોતાં — અને એ જ નજર સાચી નથી? — વિદ્યાપીઠ સફળ છે, કૃતકૃત્ય છે, એમ કહેવામાં કશું વધારેપડતું નથી. ભાષાપ્રેમી કહે છે એ વાત સાચી છે કે, હવે જો લડાઈ રહેતી નથી અને સ્વરાજ આવે છે, તો વિદ્યાપીઠનું શું? હવે એ ગુજરાતની એક વિદ્યાપીઠ હતી તેવી પાછી બનીને સ્વરાજ યુગનો પોતાનો નવો ભવ શરૂ ન કરી શકે? આ સવાલ વિદ્યાપીઠને પૂછવા જેવો છે. જો પૂછવામાં આવે તો વિદ્યાપીઠના સંસ્થાપકોએ તેનો ઉત્તર આપવો પણ જોઈએ. અલબત, અસહકાર જે અર્થમાં ૧૯૨૦માં આપણે આદરેલો તે આજે છે નહિ, હોય નહિ, જરૂરનોય નથી. પરંતુ શિક્ષણમાં સ્વાતંત્ર્યનો મંત્ર તથા સાચી રાષ્ટ્રીયતાને પોષક એવી જે કેટલીક મુખ્ય અને મૌલિક બાબતોને લઈને વિદ્યાપીઠ કામ કરતું આવ્યું છે, તે ચોળાવી ન જોઈએ. બહેતર છે કે, એ વગર નવું 'વિશ્વવિદ્યાલય' ન કરીએ અને ચાલુ જૂના મુંબઈનાથી ચલાવીએ — આવી વૃત્તિ રાખવી જોઈએ. આજે તો જૂની ઢબે જાતજાતની ખૂટતી કૉલેજો કાઢી તેમનું જૂથ કરી, તેના પર યુનિવર્સિટીનું લેબલ ચોડવા જેવી વાત ઊપડી છે. ચોમેર તેને માટે ગાડરિયા પ્રવાહની તડામાર ચાલે છે. અને વિચિત્ર તો એ છે કે, છતાં સાથોસાથ કહેવાય છે કે, ગુજરાતી માધ્યમમાં અમે માનીએ છીએ. સરકાર પણ એવી એવી નવી કૉલેજો ખોલે છે ને પૈસા ખરચે છે; અને છતાં પ્રસંગો પર કહે છે કે, માતૃભાષાના માધ્યમ વગર નહિ ચાલે. આમ સરકારી તથા પ્રજાકીય કામોમાં કરણી અને કહેણી વચ્ચે મેળ કે સાંકળ નથી દેખાતી. જૂનાની જેમ બધું કરવા લાગો તો તેમાંથી નવું કેમ કરીને થશે? નવું કરવું કોઈ જાદુથી એક દહાડો ઓચિંતુ નથી થઈ જવાનું. એના કરતાં થોડું અને થાય એટલું પણ નવા પાયા પર જ આદરવાનો માર્ગ શીઘ્રમાં શીઘ્ર અને સાચો નહિ? ગૂજરાત વિદ્યાપીઠના આદર્શોને ધ્યાનમાં રાખીને વિશ્વવિદ્યાલયનું આયોજન કરવું હોય તો આ વિચાર મુખ્ય બને છે. ૧૯૨૩-૨૪ના જમાનાથી અસહકારની જેમ, એ વિચાર જો આજે લોકોને ન ગમે, તો લોક પોતાને રાહે ભલે જાય. પણ તેના નેતાઓનું શું? પ્રજાકીય સરકારનું શું? તે શી સમજથી પ્રાદેશિક વિદ્યાપીઠોનું કામ ઉપાડે છે? શ્રી. ખેરસાહેબે જાહેર કર્યું છે કે, આ કામ હવે સરકાર શરૂ કરશે. અને એ કામમાં, નહિ કે આજે છે તેમ નોકરી અને પરીક્ષાની, પણ સેવા અને જ્ઞાનની પ્રતિષ્ઠા કરવામાં આવશે. આ રીતે કરવાનું એ કામ ગુજરાતે હવે વિચારવાનું આવે છે. ત્યારે ગૂજરાત વિદ્યાપીઠના કામનો વિચાર સહેજે જાગશે એમ માનું છું. કેમ કે વિદ્યાપીઠ મુક્તિ માટે સેવા અને જ્ઞાનની પ્રતિષ્ઠા કરવામાં સતત પ્રયત્નશીલ રહ્યું છે. ગુજરાતનાં આ વિષયમાં રસ લેનારાંઓએ એની ચર્ચા અને ચિંતન મનન શરૂ કરવાં જોઈએ. એ રીતે શ્રી. 'ભાષાપ્રેમી'નો આ પત્ર આવકારપાત્ર હોઈ, થોડીક છૂટક વાતો ઉમેરી, અહીં ઉતાર્યો છે. કેટલાય બીજા મુદ્દા એમાંથી ઊઠે છે. પરંતુ તેમને અહીં અત્યારે સ્થાન નથી. ગુજરાતના ભાવી સમાજ-જીવનના આ પ્રશ્નની ચર્ચા જાગશે તેમ એ બધા ચર્ચાશે જ, એમાં શંકા નથી.

૧૨-૧૦-'૪૬ મગનભાઈ દેસાઈ

કોઈ માણસની બીજાઓ અવહેલના કરે તે પહેલાં તેણે પોતે પોતાની અવહેલના કરી હોવી જોઈએ; કોઈ કુટુંબનો બીજાઓ નાશ કરે તે પહેલાં તેણે પોતે પોતાનો નાશ કર્યો હોવો જોઈએ; કોઈ રાજ્યને બીજા ફટકો મારે તે પહેલાં તેણે પોતે પોતાને ફટકો માર્યો હોવો જોઈએ.

— કૉન્ફ્યૂશિયસ

# વેડછી આશ્રમમાં સહવાસ–૪

[ આ લેખના ગયા અંકથી ચાલુ અને છેલ્લો હપતો આ છે. ]

## સમાવર્તન

સહવાસનું સમાવર્તન શ્રી. નરહરિભાઈના વિદાય પ્રવચનથી થયું. તેઓ છેલ્લા ત્રણ દિવસ સૌની સાથે રહી સહવાસીઓના નિકટ પરિચયમાં આવ્યા હતા. પ્રવચનમાં ગ્રામસેવકોએ તેજસ્વી અને સિદ્ધાન્તનિષ્ઠ રહેવું જોઈએ, એ મુદ્દા ઉપર તેઓએ ખાસ ભાર મૂક્યો હતો. તેને રચનાત્મક કામોની આવડત તો હોવી જ જોઈએ, પણ તેટલું પૂરતું નથી. તેની પાછળ રહેલા સિદ્ધાન્તોનું જ્ઞાન પણ તેને હોવું જ જોઈએ. હાથઘંટીમાં કલાકે પાંચ શેર પણ દળાતું નથી, મિલ મણ દળી આપે છે, તો પછી તેનો આશ્રય કેમ ન લેવો ? — આવી ચર્ચાઓ તેમની પાસે આવે છે ત્યારે તેઓ મૂંઝાતા માલૂમ પડે છે. રેંટિયા-ખાદી વગેરે ઉપર તેમની જ્ઞાનપૂર્વકની શ્રદ્ધા હોતી જ નથી. તેથી જ રચનાત્મક કામમાંથી પ્રજાશક્તિ પેદા થતી આપણે જોતા નથી.

આજકાલ સ્વાવલંબન વિષે ઘણી ચર્ચાઓ થાય છે. શ્રી. નરહરિભાઈએ સમજાવ્યું કે, પ્રજા પાસેથી કંઈ લેવું નહિ એવો તેનો અર્થ ન કરવો જોઈએ, પણ સેવકે પોતાનું તેજ ખોવું ન જોઈએ, પૈસા કે સગવડો ખાતર પોતાના સિદ્ધાન્ત છોડવા જેટલા દૂબળા તેણે ન થવું જોઈએ.

સહવાસમાં તાલીમની પદ્ધતિ જ એવી હતી કે બધાં કામકાજ એ પોતે જ તાલીમનાં વાહનો બન્યાં હતાં. વળી ગ્રામજીવનમાં શોભે એટલી સાદાઈ અને ગરીબાઈ પણ ખાવાપીવામાં જાળવવામાં રાખી હતી. છતાં શરીરને જોઈતાં તત્ત્વો મળી રહે એ દૃષ્ટિ પણ છોડી નહોતી. પરિણામે, સહવાસના ૧૫ દિવસમાં ભોજનખર્ચ જણ દીઠ એક દિવસના ૦-૧૧-૨ નું આવ્યું હતું. વેડછી આશ્રમ અને તેના સંબંધમાંના ગ્રામસેવકો સામાન્ય સંજોગોમાં હાલ ૦-૬-૬ માં નભાવી શકે છે.

સહવાસમાં રાનીપરજ ખેડૂતો અને બાળકો આવ્યાં હતાં. તેમની સ્થિતિ અને રોજનો ખોરાક જોતાં આ તેઓને ભારે પડે તેઓનું જુદું રસોડું રાખી તેમને પોતાને ધોરણે રહેવા દેવા એવી દરખાસ્ત આવી હતી. એટલે કે, તેઓ દૂધ, શાક, તેલ, ગોળ જેવી વસ્તુઓ પોતાના ખોરાકમાંથી છોડીને સસ્તામાં ચલાવે. પરંતુ સહવાસની બધી સુગંધી સહભોજન જતાં ઊડી જ જાય. તેથી સૌ સાથે જમે અને સરખો આહાર લે, પરંતુ ખર્ચમાં પોતપોતાની સ્થિતિ પ્રમાણે ફાળો આપે, એવી જોગવાઈ રાખવામાં આવી હતી. એ રીતે

| | | | |
|---|---|---|---|
| ખેડૂતો પાસેથી | ૧૫ દિવસનું | | ૧ મણ અનાજ |
| બાળકો ,, | ,, | | ૦ll ,, ,, |
| ગ્રામસેવકો ,, | ,, ની | | ગણતરીએ આવે તેટલી રકમ |
| શહેરોમાંથી આવનારાઓ પાસેથી | | | રૂા. ૨૦) |

એ પ્રમાણે ઠરાવવામાં આવ્યું હતું.

તા. ૨૦મીએ સહવાસ પૂરો થયો અને ૨૧મીની વહેલી સવારે આખું મંડળ પગપાળા અથવા બળદ-ગાડા મારફત વિખેરાયું.

સહવાસીઓએ વેડછી આશ્રમમાં સેવેલા આ સહવાસમાં એકબીજાની હૂંફથી પોતાના જીવનમાં કંઈ કાયમી સંસ્કારો અને શ્રદ્ધાઓ મેળવ્યાં છે, નગરવાસીઓને ગ્રામવાસી સાથીઓ, માટે ઊંડી સહાનુભૂતિ જાગી છે, અને ઘણાએ આખું જીવન ચાલે એવી મિત્રતાઓ બાંધી છે, એવી હું આશા રાખું છું. ગામવાસી ખેડૂતવર્ગનાં ભાઈબહેનોને આ વાતાવરણમાં રહેવા મળ્યું, સુવ્યવસ્થિત સંયોજિત જીવન જોવા મળ્યું, સુશિક્ષિત અને સંસ્કારી ઘરનાં ભાઈબહેનો સાથે ગાઢ સંપર્ક મળ્યો, તેનો આનંદ તેમના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતો હતો. એક ગ્રામવાસી હરિજન જુવાન, જે સહવાસમાં જોડાયો હતો, તેના જીવનમાં આટલું ઘનિષ્ઠ ભળવું હળવું એ એક અપૂર્વ અનુભવ હતો. ખરેખર, તે તો પોતાના આનંદનો ઊભરો શમાવી જ શકતો નહોતો. અમે આશ્રમવાસીઓ, જેમણે આ સહવાસનું સંચાલન કર્યું કહેવાય છે અને જેમને ખાતે તેનાં સારાં કે ખોટાં પરિણામોનો યશાપયશ મિત્રો ચડાવશે, તેમણે આપ્યું વધારે કે લીધું વધારે, એ અમે જ જાણીએ છીએ. અમારા વિદ્યાર્થીઓએ સહવાસના મહામેળામાંથી જ્ઞાનાનુભવનો સંચય કર્યો છે તેનો તો આંક મુકાય તેમ જ નથી. અને અમારા ગ્રામસેવકો અને તેમનાં ગામોમાંથી આવી ગયેલાં બાળકો અને બાળાઓ તુનાઈની સુંદર કળાનો શોખ કેળવી ગયાં છે, એ પણ મારી દૃષ્ટિએ સહવાસની એક કીમતી સિદ્ધિ છે.

સહવાસી મિત્રોને વિદાયમાં અમે 'આવજો' કહ્યું છે, એ માત્ર ઔપચારિક 'આવજો' નહોતું. સહવાસનો જો કંઈ સ્વાદ દાઢમાં રહી ગયો હોય તો વધારે સમય અને ધીરજ લઈને, વર્ગનાં વાવંટોળની હવામાં નહિ પણ આશ્રમના રોજિંદા કામની શાંત સ્થિર હવામાં, ગ્રામસેવાની તાલીમરૂપ આશ્રમજીવનનું સેવન કરવા તેમણે આવવું જોઈએ. તેમને આકર્ષવા એક સુંદર લાલચ પણ લગાડું. તેઓ ગયા ત્યારે ચિત્રકાર

જગજીવનદાસે ભારતમંદિરની લીંપેલી ભીંતો ઉપર પૂ. બાપુજીના જીવનપ્રસંગોનાં રેખાચિત્રો દોર્યાં હતાં. સૌ તે જોતાં અને વખાણતાં અહીંથી ગયાં છે. પણ ચિત્રકારને પોતાને સંતોષ નહોતો. સૌના ગયા બાદ તે આશ્રમની ખાલી ખાલી લાગતી ભૂમિમાં ત્રણ દિવસ વધારે રોકાયા અને એકાંતમાં પોતાના કલાત્માને સંતોષ થાય ત્યાં સુધી પીંછીઓ માર્યાં જ કરી. સહવાસીઓએ જોયાં છે તેવાં પણ ચિત્રો સુંદર હતાં. પણ હવે તો તેનો ભપકો કંઈક ઓર જ થયો છે. તેનાં દર્શન કરવા ખાતર પણ એમણે પાછા આવવું જોઈએ. **જુગતરામ દવે**

# લોકમાતા કેળવણી

[ વર્ધા યોજના ઉપર વ્યાખ્યાન તથા તે પરથી થયેલી વાતચીતમાં ચર્ચેલા એક મુખ્ય મુદ્દાનો સાર નીચે આપવામાં આવ્યો છે. ]

અમદાવાદના શારદા મંદિરમાં ચાલતા બાલ અધ્યાપન મંદિરનાં શિક્ષકો 'પાયાની કેળવણીનાં મૂળતત્ત્વો' વિષે ચર્ચા કરવાને માટે ગુજરાત વિદ્યાપીઠમાં બે દિવસ આવ્યાં હતાં. પ્રારંભમાં આ યોજનાના ગાંધીજીના મૂળ ખ્યાલો તથા સિદ્ધાંતો ટૂંકમાં તેમની આગળ રજૂ કરવામાં આવ્યા. તે અંગે એક મોટી ચેતવણી એ આપી કે, આ યોજનાને સરકારી આવકના સાધનમાં કે કેળવણીના ખર્ચમાં કેવળ મદદ કરવા માટે યોજાયેલી કે સૂઝેલી રખે ગણતા. એ તો આ મહાન વસ્તુની મૂર્ખ મશ્કરી ગણાય. એમ માનીએ તો તો એમાં ગાંધીજીની પણ કદર ન કરી કહેવાય. એ તો પોતાની આ યોજનાને હિંદને પોતાની સર્વોત્તમ ભેટ કહે છે. એ સ્પષ્ટ છે કે, આ યોજના હિંદની ગુલામીની, તેમાંથી નીપજેલા માનસની, અને તેણે ઊભા કરેલા શિક્ષણતંત્રની મૌલિક ટીકા છે; અને તે રચનાત્મક ટીકા છે. આજના શિક્ષણ-તંત્રમાં અંતર્ગત ગોટાળો છે, એ તો સૌ કોઈ માને છે. અભ્યાસક્રમ, અધ્યાપનકળા, ઉદ્દેશ, વર્ગવ્યવસ્થા, પાઠ્યપુસ્તકો, શિક્ષક, એ બધા એના ઘટકો એકમેકમા સાંકળાયેલા નથી. હિંદનાં ગામડાંના અબૂઝ બીચારા છોકરાને માટે અધ્યાપનકળા વિલાયત ભણાય છે ને ઘડાય છે; તેને માટે અભ્યાસક્રમ, ઉપરથી યુનિવર્સિટી ને હાઈસ્કૂલો માગે તેમ અને કશા જીવંત વિચાર વગર, અપાય છે. જેમ કે, ૧૯૪૦થી નવો અભ્યાસક્રમ પ્રાથમિક શાળા માટે સરકારે ઘડ્યો છે; એ પાયાના વર્ધા યોજનાના ક્રમની સરકારી નકલરૂપ છે; એ ક્રમ શાળામાં ચલાવાય છે એમ માનવા મનાવવામાં આવે છે; એ પ્રમાણે ૧૯૪૭માં શાળાન્ત સાત-વરસી પરીક્ષા થશે, એમ જણાવાય છે. પરંતુ ખુદ શિક્ષકોનો મોટો ભાગ એ અભ્યાસક્રમ ભાગ્યે જ જાણે છે; થોડા જ લોકો એ પ્રમાણે કામ કરવા તાલીમ પામ્યા છે; એને માટે પુસ્તકો ઇ૦ સામગ્રી તો નહિવત્ છે. તાલીમ પામેલો તે પ્રમાણે ભાગ્યે જ વર્ગમાં કામ કરે છે. આ બધાથી છૂટવું જોઈએ. કામ એવડું મોટું અને અટપટું છે કે ભલભલાને પણ થાય કે, આ બધું કેમ કરતાં સુધરશે! સુધરશે? કદી ન ધારેલું બને, એવા જમાનામાં આપણે આજ રહીએ છીએ. સ્વાતંત્ર્ય-જોમથી કેવી સ્ફૂર્તિ આવે એ હવે આપણે અનુભવીશું. એટલે આશા અને ઉત્સાહથી આગળ વધીએ; તો માર્ગ સાફ છે. સવાલ એ જ છે કે, આપણે વર્ધા-યોજના સ્વીકારીએ છીએ? માબાપને તે ગમે છે? શિક્ષકો એ વિષે જાણે છે? જાણે તો એ વિષે પોતાની તૈયારીઓ કરે છે? આ નવી પદ્ધતિનું નામ ઉદ્યોગપદ્ધતિ છે. પાઠ કરવા, ગણિત ગણવું, એની જ પેઠે નિયમિત અને વ્યવસ્થિત અમુક નિયત કાર્ય કરવું, એ પણ કેળવણીનું સાધન છે. જો જીવન જોઈએ, તો એ તો કાર્યક્ષેત્ર — કર્મભૂમિ છે; તે દૃષ્ટિએ કાર્ય કરવાની તાલીમ એ કેળવણીનો કદાચ પ્રથમ અને સૌથી મોટો ભાગ કહેવાય. ગણના, લેખન, માહિતી, વ્યવહાર-સમજ ઇ૦ આવડતો તે મોટા કેન્દ્રની આસપાસ વીંટળાયેલી છે. કાર્ય અને શિક્ષણ એ બે વચ્ચે જે અંગાંગી સંબંધ છે, તે વર્ધા-યોજનાનો મૂળ સિદ્ધાંત છે. આજે નોકરી અને શિક્ષણ વચ્ચે અતૂટ સંબંધ છે, તેની જગાએ સ્વતંત્ર પ્રજાકીય અને વૈયક્તિક જીવનની તૈયારી અને તેને માટેનું શિક્ષણ, એ બે વચ્ચે સંબંધ થવો જોઈએ. તો જ કેળવણીની સાચી પ્રતિષ્ઠા થશે; તો સૌને સમજાશે કે, જીવનને સારુ ભણવું છે. તેથી તે બોજો નહિ લાગે કે રહે. આ મૂળગત ફેરફાર કરવાનું કામ નર્યું વહીવટી નથી. તેમાં સમાજનાં બધાં સંસ્કાર-બળો હાથ દેવો જોઈએ. પ્રજાકીય પ્રધાન તેના તંત્રને આ કાર્યમાં પ્રેરવા અને વાળવા મથે. સમાજના નેતાઓ એ વિચારને વધાવી લઈ લોકમત કેળવે. શિક્ષકો તેમાં પોતાની અધ્યાપન-કલાના પ્રયોગો ઉમેરે. આમ થાય તો જ વર્ધા-યોજનાનો સાચો અર્થ પ્રગટ થશે. ટૂંકમાં એ છે, હિંદની સમગ્ર પુનર્ઘટના. તેનો પાયો શિક્ષણ છે, જોકે રૂઢ અર્થના મુત્સદ્દીઓ એને જ છેવટે મૂકે છે, કેમ કે તત્કાળ જવાબ દેતો વ્યવહાર એમનું ધ્યાન પહેલું પકડે છે. છતાં તેય મૂંઝાય છે ત્યારે એ જ એકમાત્ર લોકમાતાને યાદ કરે છે. તેથી શિક્ષણે ધીર થવાની જરૂર છે. તેમાં એનું જાય છે પણ શું? શિક્ષણ તો અનંતતાનું રાજકારણ છે, આજનું નથી. હિંદની કેળવણીના પ્રશ્નને અંગે ઊઠતી અનંત બાબતોને આવરી લઈને ઉકેલ તાકતી શિક્ષણ-યોજના એ ગાંધીજીની કલ્પના છે. તેને મૂર્ત કરવામાં હિંદના હવે પછીના સ્વરાજની પણ સિદ્ધિ સંતાયેલી છે.

**મ.**

# ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય

[ મુંબઈ પ્રાંતમાં ૧૯૩૮માં કૉન્ગ્રેસ સરકાર સત્તા પર આવી ત્યારે તેણે પ્રાંતભરમાં પ્રૌઢશિક્ષણ અને પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ ઉપાડ્યું હતું. પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે શું કરવું એ વિચારીને નિવેદન કરવાને માટે ૧૯૩૯ના અંતભાગમાં એક સમિતિ નીમી હતી. વિચારવાને તેને સોંપવામાં આવેલા મુદ્દાઓમાં એક મુદ્દો એ હતો કે, મુંબઈ ઇલાકાના ભાષાવાર ત્રણ વિભાગોમાં — ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક — એક એક મધ્યસ્થ વિભાગીય પુસ્તકાલય કાઢવું છે, તે કેવું હોવું જોઈએ. આ કામને અંગે સરકારી યાદી બહાર પડી. તે કહે છે કે, "સરકારની કલ્પનામાં એક ઘણી વ્યાપક પુસ્તકાલય પ્રવૃત્તિ છે, અને પ્રાંતનાં મધ્યસ્થ તથા વિભાગીય પુસ્તકાલયો એવી એક મોટી સમગ્ર પુસ્તકાલય યોજનાનાં અંગમાત્ર છે."

આવાં વિભાગીય પુસ્તકાલયો માટેનાં કામો એ નિવેદનમાં વિગતવાર ગણાવ્યાં છે. તેમાં મુખ્ય એ છે કે, "વિભાગનું કેન્દ્રસ્થ પુસ્તકાલય હોય તેણે તે વિભાગની પુસ્તકાલય પ્રવૃત્તિને પોષવી અને દોરવી. તે ભાગમાં પુસ્તકાલય મંડળ હોય તો તેની જોડે, (અને ન હોય તો આ વિભાગીય પુસ્તકાલયે આગળ પડીને રચવાનું હશે, અને પછી) તેના સહકારથી કામ કરશે. તેને કૉપીરાઇટની ચોપડીઓ સરકાર આપે તે સંભાળીને રાખવી જોઈશે. તેની પાસે બને તેટલી વધુ ભાષાઓમાં કીમતી ચોપડીઓનો સંગ્રહ હોવો જોઈશે. વિભાગનાં બીજાં પુસ્તકાલયોની ફૂલગૂંથણી કરી અરસપરસ સમૃદ્ધ બનવાનું રહેશે. . . ."

ટૂંકમાં આ પ્રવૃત્તિ અંગે સરકારે જે યાદી બહાર પાડી હતી તેમાં સરકારનો ઇરાદો જણાવ્યો હતો કે, "પ્રાંતભરમાં નાનાં મોટાં અનેક પુસ્તકાલયોની ફૂલગૂંથણી પથરાઈ જાય. . . . ભાષાવાર વિભાગીય ત્રણ પુસ્તકાલયો પ્રાંતનાં બધાં પુસ્તકાલયોની આવી માળાની સાથે સીધો સંબંધ રાખશે; તેમાં ગ્રામપુસ્તકાલયો પણ આવી જાય. આ રીતે તેણે વ્યાપક ધોરણે અક્ષરજ્ઞાન-પ્રસારને ઉત્તેજન આપવાનું રહેશે."

આ કામને માટે ગુજરાતનું કેન્દ્રસ્થ પુસ્તકાલય અમદાવાદમાં ખોલવું અને તે કામ-ત્યાંની કોઈ એક ચાલુ લાયક સંસ્થાને સોંપવું, તો ઓછા ખર્ચમાં અને તરત સારું કામ થઈ શકે, એમ ઠરાવવામાં આવ્યું.

પછી તો ૧૯૪૦માં કૉન્ગ્રેસ સરકાર જવાની સાથે આ કામ પણ ઊંચું મુકાયું. તે હવે પાછું ફરીથી તેણે ઉપાડ્યું છે તેને માટે એક ખાસ અમલદાર નીમવામાં આવ્યો છે. તે ભાઈ ગુજરાત માટે કેન્દ્રસ્થ પુસ્તકાલયનું કામ અમદાવાદમાં કોને સોંપવું, તે તપાસવા માટે તા. ૭-૧૦-'૪૬ ના રોજ અમદાવાદ આવ્યા હતા. ગૂજરાત વિદ્યાપીઠ તેમને પોતાના ગ્રંથાલયનો ટૂંકો પરિચય આપી ગૂજરાતનું આ કામ પોતાને સોંપાય એમ માગણી કરી છે. એ પરિચય આપતી નોંધ ગુજરાતમાં સૌએ જાણવા જેવી માની તે નીચે આપી છે.
— મ. ]

## સ્થાપના

ઈ. સ. ૧૯૨૦માં અસહકારની ચળવળ શરૂ થતાં ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપના કરવામાં આવી, તેના એક અંગ તરીકે એક ગ્રંથાલય શરૂ કરવામાં આવ્યું. ત્યારથી, બીજી કૉલેજોના ગ્રંથાલયો કરતાં આ ગ્રંથાલયની કેટલીક વિશેષતાઓ હતી. હિંદની રાષ્ટ્રીયતાના વિકાસને અંગેનું સાહિત્ય, ગુજરાતી તેમ જ બીજી દેશી ભાષાઓનું શિષ્ટ સાહિત્ય, તેમ જ અંગ્રેજી સાહિત્ય ઉપરાંત યુરોપના બીજા દેશોના સાહિત્યકારો, વિચારકો ઇત્યાદિની કૃતિઓ વસાવવા તરફ આ ગ્રંથાલયમાં ખાસ ધ્યાન આપવામાં આવતું. આ પ્રકારના સાહિત્યને તે વખતનાં કૉલેજનાં ગ્રંથાલયોમાં ભાગ્યે જ પ્રવેશ મળતો. આ ગ્રંથાલય મુખ્યત્વે કરીને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોના ઉપયોગને માટે હતું.

ગૂજરાત વિદ્યાપીઠના કાર્યની વ્યાપ્તિ કેવળ મહાવિદ્યાલય ચલાવવા પૂરતી ન હતી. છેક પ્રાથમિક કેળવણીથી માંડીને ઊંચામાં ઊંચી કક્ષા સુધીના કેળવણીના બધા પ્રકારોનો તેમાં સમાવેશ થતો હતો. પ્રાથમિક કેળવણીમાં પણ ગામડાંને જ કેન્દ્રમાં કલ્પીને વિચાર કરવા તરફ વલણ હતું. એટલે આ સમગ્ર ક્ષેત્રને ઉપયોગી થાય એવું સાહિત્ય વસાવવું, એ પણ વિદ્યાપીઠનું એક કાર્ય હતું.

## પુરાતત્ત્વ વિષયક ગ્રંથાલય

ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપના બાદ થોડા જ મહિના પછી વિદ્યાપીઠ તરફથી ગૂજરાત પુરાતત્ત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી. પૂનાના ભાંડારકર સંશોધન મંદિરના પ્રકારની આ સંસ્થા હતી. એક ફેર જરૂર હતો કે, અહીં જે પંડિતો કાર્ય કરવા આવેલા તે રાષ્ટ્રીયતાના આકર્ષણથી આવ્યા હતા અને પુરાતત્ત્વ સંશોધનને રાષ્ટ્રહિતને પોષક બનાવવાની મહેચ્છા તેમનામાં જાગ્રત હતી. પુરાતત્ત્વ મંદિરના કાર્ય માટે પ્રથમ આવશ્યક સાધન હતું એક સરસ ગ્રંથાલય. એટલે એવું એક સ્વતંત્ર ગ્રંથાલય પણ વિદ્યાપીઠ તરફથી આ કામને માટે સ્થાપવામાં આવ્યું. તેમાં સંસ્કૃત, પ્રાકૃત, પાલી એ હિંદની પ્રાચીન ભાષાઓનું સાહિત્ય, હિંદનાં ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ, સમાજશાસ્ત્ર ઇત્યાદિને લગતા અંગ્રેજી, જર્મન, અરબી, ફારસી તેમ જ દેશી ભાષાઓમાં લખાયેલા ગ્રંથો, તેમ જ પુરાતત્ત્વ સંશોધનને અંગે ચાલતાં સામયિકોની જૂની ફાઇલો, ઇંડિયન ઍન્ટિક્વેરી, કલકત્તા રિવ્યુ, એશિયાટિક સોસાયટી ઑફ બૅંગાલનું જર્નલ, વગેરે વસાવવામાં આવ્યાં અને એ સામયિકો ચાલુ કરવામાં આવ્યાં. ગૂજરાતને અંગેનું મળે તેટલું બધું જ સાહિત્ય મેળવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. આ ગ્રંથાલયનો ઉપયોગ પુરાતત્ત્વ

મંદિરમાં સંશોધનનું કામ કરતા પંડિતો, મહાવિદ્યાલયના અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓ કરતા અને તે ઉપરાંત બહારના વાચકોને પણ એ ગ્રંથાલયમાં આવીને તેનો ઉપયોગ કરવાની છૂટ હતી. આ ગ્રંથાલયમાંથી કોઈ પણ પ્રકારનાં પુસ્તકો બહાર લઈ જવાની છૂટ ન હતી.

### બેઉનું સંયુક્ત વિદ્યાપીઠ ગ્રંથાલય

આ પ્રમાણે બન્ને ગ્રંથાલયોનો સ્વતંત્રપણે વિકાસ ચાલુ રહ્યો. આવી રીતે સાત આઠ વરસ કામ ચાલ્યા પછી બન્ને ગ્રંથાલયોને એકત્ર કરી દેવાં જરૂરનું છે એમ જણાયું. એટલે તે બન્ને ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના નામથી એકત્ર કરવામાં આવ્યાં. ત્યારથી અત્યારના રૂપમાં આ ગ્રંથાલયની શરૂઆત થઈ. સંશોધન અંગેનું સાહિત્ય મોટે ભાગે અદેય વિભાગમાં મૂકી વિદ્યાપીઠ ગ્રંથાલયના સંગ્રહનો સંસ્થા બહારના લોકોને મોટા પ્રમાણમાં લાભ મળે તે માટે નિયમો ઘડી તે કામ વ્યવસ્થિતપણે ચાલુ કરવામાં આવ્યું. ગ્રંથાલયમાં આવીને પુસ્તકોનો ઉપયોગ કરવાની છૂટ તો સૌ કોઈને છે, એને સારુ ગ્રંથાલય 'ઓપન-શૅલ્ફ' પદ્ધતિએ પહેલેથી જ ચલાવવામાં આવે છે.

### ગ્રંથાલયની વિશેષતાઓ

આ ગ્રંથાલયમાં અગાઉના બન્ને ગ્રંથાલયની વિશેષતાઓ કાયમ રાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આજની તેની વિશેષતાઓ નીચે મુજબ વર્ણવી શકાય :

૧. ગુજરાતી ભાષા અને સાહિત્યનો બને તેટલો સંપૂર્ણ સંગ્રહ કરવો.

૨. ગુજરાતનાં ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિને અંગે બીજી ભાષાઓમાંનાં પુસ્તકો મેળવવાં.

૩. ગુજરાતનાં ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિના પ્રમાણભૂત ગ્રંથો તેમ જ ઇતિહાસનાં સાધનો કહેવાય એવા ગ્રંથો ભેગા કરવા.

૪. ગુજરાતી સિવાયની બીજી દેશી ભાષાઓના પ્રતિષ્ઠિત ગ્રંથનો સંગ્રહ કરવો.

૫. હિંદની રાષ્ટ્રીયતા અને દેશના આર્થિક રાજકીય, તેમ જ સામાજિક વગેરે પ્રશ્નોના અભ્યાસના ગ્રંથો વસાવવા.

૬. ગાંધીસાહિત્ય : ગાંધીજીનાં બધાં લખાણો તેમ જ તેમના જીવન અને કાર્ય વિષે પ્રગટ થયેલાં અનુકૂળ પ્રતિકૂળ ટીકાવાળાં પુસ્તકો વસાવવાં.

૭. વિદ્યાપીઠની પ્રવૃત્તિનું મુખ્ય અંગ હિંદનાં ગામડાંના પ્રશ્નોનો ઉકેલ શી રીતે કરી શકાય તે ખોળવાનો હોવાથી તે માટે ઉપકારક થાય એવા સાહિત્યનો વિદ્યાપીઠ ગ્રંથાલયમાં સંગ્રહ થાય એ સ્વાભાવિક અને આવશ્યક છે. તેથી એવું સાહિત્ય સંઘરવું.

૮. રચનાત્મક કાર્યક્રમ અંગેનું સાહિત્ય, ઉપર જણાવેલા ગાંધીસાહિત્યના વિભાગમાં સામાન્યપણે આવી જ જાય છે. તે બધું એકત્ર કરવું.

આમાંનાં એક બે વિશેષ અંગોની નોંધ લેવી એ જરૂરનું છે.

(૧) હિન્દી હિન્દુસ્તાની (બન્ને લિપિમાં)નો આગ્રહ, અને તેનું શિક્ષણ વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારથી તેનું અનિવાર્ય અંગ છે. એટલે હિન્દી અને ઉર્દૂ પુસ્તકો પણ એકત્ર કરવામાં આવ્યાં હતાં. હવે વિદ્યાપીઠે ગુજરાતમાં હિન્દુસ્તાનીના પ્રચારનું કાર્ય રીતસર હાથ ધરેલું છે અને તેને અંગે વિદ્યાપીઠ તરફથી પુસ્તકો પણ પ્રકટ થાય છે. ગુજરાતમાં હિન્દુસ્તાની પ્રચારનાં સો ઉપર કેન્દ્રો છે, તે કેન્દ્રોમાં પણ આ પુસ્તકો, તેમ જ પરીક્ષાઓ માટે નિયત કરેલાં બીજાં પુસ્તકો વિદ્યાપીઠ તરફથી મોકલવામાં આવે છે. એટલે ધીમે ધીમે એ ઠેકાણે હિન્દુસ્તાનીનાં નાનકડાં પુસ્તકાલયો વખત જતાં ઊભાં થતાં જશે. વિદ્યાપીઠ ગ્રંથાલયમાં તો એવું પૂરતું સાહિત્ય વસાવવાનો ખાસ પ્રયત્ન થાય છે જ.

(૨) પ્રૌઢશિક્ષણનું કામ સરકારે ૧૯૩૭માં હાથ ધર્યું ત્યારે તેમાં વિદ્યાપીઠના માણસો મુખ્ય હતા. વિદ્યાપીઠે પ્રૌઢોને ઉપયોગી થાય એવું સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું કામ પણ હાથ ધરેલું અને કેટલીક ઉપયોગી પુસ્તિકાઓ બહાર પાડેલી છે. ગ્રંથાલય-પ્રવૃત્તિનો પ્રૌઢ-શિક્ષણની સાથે કેટલો નિકટનો સંબંધ છે, તે જણાવવાની ભાગ્યે જ જરૂર હોય.

(૩) વિદ્યાપીઠની એક શાખા સમી ગ્રામસેવા સમિતિ ગુજરાતમાં કામ કરે છે, એટલે ગામડાંઓ સાથે સંપર્ક સાધવો વિદ્યાપીઠ માટે બીજી કોઈ સંસ્થા કરતાં વધારે સહેલું છે એટલું જ નહિ, પણ તે તેનું એક મહત્ત્વનું કાર્ય છે અને વિદ્યાપીઠ કેટલાંય વરસથી તે કરતી આવી છે.

એટલે એક છેડે સંશોધન અને ઉચ્ચ અભ્યાસને ઉપયોગી થાય એવા સાહિત્યનો સંગ્રહ અને બીજે છેડે ગામડાંના બહુજનસમાજને ઉપયોગી થાય એવું સાહિત્ય એકત્ર કરવાનો પ્રયત્ન, એમ બન્ને છેડેથી ગ્રંથાલય પોતાનું કામ કરતું આવ્યું છે. ગ્રંથાલયના બધા જ વિભાગ સમૃદ્ધ અને અદ્યતન કરવાનો વિદ્યાપીઠનો હેતુ છે તેથી વિદ્યાપીઠ ગ્રંથાલયને પ્રાંતિક મધ્યવર્તી પુસ્તકાલયનું કામ સોંપવામાં આવે તો આ બધા કાર્યને વેગ જ મળશે. વસ્તુતઃ આ કાર્યને વિદ્યાપીઠ પોતાનું જ ગણતું આવ્યું છે, અને યથાશક્તિ કરી રહ્યું છે.

### મકાન તથા જગાની સગવડ

વિદ્યાપીઠ પાસે સાધનોની ખાસ અછત નથી. તેની પાસે જગ્યા મબલક છે ગ્રંથાલયના મકાનને માટે ખાસ દાન પણ તેને મળેલું છે, અને વિશ્વયુદ્ધની આફત ૧૯૩૯માં ન આવી પડત, તો અત્યાર સુધીમાં તે ક્યારનું પોતાના નવા મકાનમાં ગયું હોત.

### ગ્રંથાલયની બીજી પ્રવૃત્તિઓ

ગુજરાતની જનતાને ગુજરાતી સાહિત્ય તેમ જ બીજા વિષયોના વાચનને અંગે દોરવણી મળે એ હેતુથી પુસ્તકોની યાદીઓ બહાર પાડવી, પત્રવ્યવહાર દ્વારા માહિતી આપવી એ કામ વિદ્યાપીઠ ગ્રંથાલય પોતાનું ગણતું આવ્યું છે. છેક ૧૯૨૩માં ગુજરાતી તથા હિન્દી સારાં પુસ્તકોની બે યાદીઓ વિદ્યાપીઠ તરફથી બહાર પાડવામાં આવી હતી.

ગાંધી સાહિત્યને અંગે વારંવાર માગણીઓ થતાં એ સાહિત્યની એક યાદી ગ્રંથાલય-ક્ષેત્રમાં કામ કરતા એક સહકારીની મદદથી વિદ્યાપીઠ ગ્રંથાલયના ગ્રંથપાલે તૈયાર કરી અને એ પ્રસિદ્ધ પણ થઈ છે.

પુસ્તકાલયો શરૂ કરવા અંગે તેમ જ ગ્રામપુસ્તકાલયોને પુસ્તકપસંદગીને અંગે દોરવણી મળે તે માટે ગ્રંથપાલે બે યાદીઓ તૈયાર કરીને પ્રસિદ્ધ કરી છે.

વિદ્યાર્થીપ્રવૃત્તિને અંગે વિદ્યાર્થીઓને તેમના સામાન્ય વાચનમાં માર્ગદર્શન આપવા માટે ગુજરાતી, હિંદી તેમ જ અંગ્રેજી પુસ્તકોની એક યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ રીતે જુદા જુદા વિષયોમાં રસ ધરાવતા સામાન્ય વાચકો તેમ જ વિશેષ અભ્યાસ કરવા માગનારાઓને માટે તે તે વિષયની સૂચનાઓ પ્રસિદ્ધ કરવાનો વિચાર તો છે જ, અને હવે રાજકીય સ્થિરતા થઈ છે એટલે એ કામ વ્યવસ્થિતપણે પાર પાડવાની ઉમેદ છે.

### પુસ્તકભંડાર

આજે ગ્રંથાલયમાં ૨૮,૦૦૦ ઉપર પુસ્તકો છે અને તેની કિંમત આશરે રૂા. ૧,૨૫,૦૦૦ જેટલી છે. પુસ્તકોની ભાષાવાર સંખ્યા નીચે મુજબ છે;

| | | | |
|---|---|---|---|
| અંગ્રેજી | ૧૨,૫૦૦ | પ્રાકૃત | ૪૫૦ |
| ગુજરાતી | ૭,૫૦૦ | પાલી | ૩૦૦ |
| હિન્દી | ૧,૮૦૦ | અરબી | ૫૦ |
| ઉર્દૂ | ૬૦૦ | ફારસી | ૧૨૫ |
| મરાઠી | ૧,૦૦૦ | ફ્રેંચ | ૨૦૦ |
| બંગાળી | ૬૦૦ | જર્મન | ૨૫૦ |
| સંસ્કૃત | ૨,૮૦૦ | | |

ઉપરનાં પુસ્તકોમાં ૪૦૦ જેટલાં હસ્તલિખિતો છે.

### ગ્રંથાલયની વ્યવસ્થા

આ ગ્રંથાલય અને તેની વ્યવસ્થા ગુજરાત વિદ્યાપીઠ મંડળના હાથમાં છે. તે મંડળ નીચેના સભ્યોનું બનેલું છે:

કુલપતિ : મહાત્મા ગાંધીજી
કુલનાયક અને પ્રમુખ : ૧. સરદાર વલ્લભભાઈ પટેલ
મંત્રી, મહામાત્ર : ૨. મગનભાઈ પ્ર. દેસાઈ
સભ્યો : ૩. શ્રી. નરહરિ દ્વા. પરીખ
૪. શ્રી. જુગતરામ દવે
૫. શ્રી. મોરારજીભાઈ દેસાઈ
૬. શ્રી. મામાસાહેબ ફડકે
૭. શ્રી. ગોકુળભાઈ ભટ્ટ
૮. શ્રી. ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ
૯. શ્રી. વાલજીભાઈ ગો. દેસાઈ
૧૦. શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળા
૧૧. શ્રી. મણિબહેન વ. પટેલ
૧૨. શ્રી. જીવણજી ડા. દેસાઈ
૧૩. શ્રી. ઠાકોરભાઈ મ. દેસાઈ
૧૪. શ્રી. પરીક્ષિતલાલ મજમુદાર
૧૫. શ્રી. ગોપાળદાસ જી. પટેલ
૧૬. શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી
૧૭. શ્રી. ખંડુભાઈ ક. દેસાઈ
૧૮. શ્રી. દિલખુશ દીવાનજી

મંડળ પુસ્તકાલયનું કામ સંભાળવાને માટે એક પોતાની પુસ્તકાલય સમિતિ નીમે છે, અને તે તેનો રોજબરોજનો વહીવટ, ગ્રંથપાલ મારફતે, ચલાવે છે. તે સમિતિ આ વર્ષે નીચે પ્રમાણે છે :

પ્રમુખ : ૧. શ્રી. નરહરિભાઈ પરીખ
સભ્યો : ૨. શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ
૩ શ્રી. વાલજીભાઈ ગો. દેસાઈ
૪. શ્રી. ગોપાળદાસ જી. પટેલ
૫. શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી
૬. શ્રી. પાંડુરંગ ગણેશ દેશપાંડે

વિદ્યાપીઠ ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીના એક કાયમી અંગ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિને સમજે છે અને તે તરીકે તે કામ પોતે કરતું આવ્યું છે, એટલે તે કામ પોતાને માથે લેવા તે તૈયાર છે

મધ્યવર્તી પુસ્તકાલયનું કાર્યક્ષેત્ર કેવળ અમદાવાદ શહેર એકલું નથી, પણ સમસ્ત ગુજરાત પ્રાંત છે. તેથી એ કામ ગુજરાત વિદ્યાપીઠના આ ગ્રંથાલયને સોંપવામાં આવે એ ઉચિત છે, અને એવી અમારી માગણી છે.

# ભગવદ્‌ગીતા ઉપર એક પ્રવચન—૪

[ગયા અંકથી ચાલુ આ પ્રવચન હવે પૂરું થાય છે.]

ગીતા એ 'कृष्णार्जुनसंवाद' છે, એ ત્રીજો મુદ્દો છે. 'કૃષ્ણાર્જુનસંવાદ' એટલે પરમાત્મા અને જીવાત્મા એ બેનું સાન્નિધ્ય, અર્થાત્ પરમ સત્યની પ્રાપ્તિરૂપ આધ્યાત્મિક સાક્ષાત્કાર, એ આપણે શરૂઆતમાં કહી ગયા છીએ. તમે ધ્યાનયોગ, ભક્તિયોગ, કે કર્મયોગ—ગમે તે માર્ગ સ્વીકારો, પરંતુ પરમતત્ત્વનો સાક્ષાત્કાર એટલે માનવ-વ્યક્તિનો એ જાતનો સ્વરૂપપલટો છે. તે પોતાની જાતથી પર થાય છે; તે પોતાનાં બાહ્ય પરિવેષ્ટનોમાંથી પૂરેપૂરો છૂટો થાય છે. પછી તે આ જગતમાં કાંઈ પણ આરંભ કરે છે, તોપણ નિર્લિપ્ત સાક્ષીનો ભાવ ધારણ કરી શકે છે. એવો મનુષ્ય પરમાત્માનો સાક્ષાત્કાર પામેલો, તથા પરમતત્ત્વની સંમુખ ઊભો રહી દર્શન કરનારો કહેવાય. તે શાશ્વતતામાં સ્થિત થયો છે; તથા તેનું મન દિવ્ય પ્રકાશથી પ્રકાશિત થયું છે. તેનું હૃદય પ્રેમની જ્વાલારૂપ બની ગયું છે, અને તેની આખી જાત પીડિત માનવજનતાના ઉદ્ધાર માટે તલસે છે. આમ તમે જોઈ શકશો કે, દરેક મનુષ્ય ઉપર જે ઊંચામાં ઊંચી જવાબદારી નાખવામાં આવી છે, તે માત્ર જન્મવાની, મોટા થવાની, પરણવાની, કુટુંબ વિસ્તારવાની, અને વારસો માટે મિલકત મૂકતા જવાની અને પછી વિદાય થવાની નથી; એ બધું તો પશુઓ પણ કરે છે. માણસને માટે જે કર્તવ્ય નક્કી થયું છે, તે તો તેના પોતામાં બેઠેલા પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવાનું છે.

દરેક માનવ વ્યક્તિની સામે બે બાબતોમાંથી એક પસંદ કરવાનો વિકલ્પ મૂકવામાં આવેલો છે: અમૃત કે મૃત્યુ. આપણા દરેકમાં અમૃતત્વ એટલે નિત્ય જીવનની, તેમ જ મૃત્યુમાંથી મૃત્યુમાં જવાની શક્યતાઓ છે. જો તમે તમારામાંના 'અમૃત'ને વિકસાવવા માગતા હો, તો તમારે સત્યનો માર્ગ અનુસરવો જોઈએ; પરંતુ જો તમારે મૃત્યુની પરંપરામાં જ ચાલ્યા જવું હોય, તો તમારે આ મોહક સંસારમાં બંધાવું.

ભગવદ્‌ગીતા આપણી આગળ જે ઊંચામાં ઊંચો આદર્શ મૂકે છે, તે સ્થિતપ્રજ્ઞતાનો છે: અર્થાત્ આધ્યાત્મિક શાંતિ અને વ્યાવહારિક કૌશલ્યનો છે. ગીતાનો છેક છેલ્લો શ્લોક જ ઉપસંહાર કરે છે કે: यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः तत्र श्रीर्विजयो भूतिः ध्रुवानीतिर्मतिर्मम॥ આ શ્લોકના શબ્દો જાણી જોઈને વિશિષ્ટ હેતુસર પસંદ કરવામાં આવેલા છે. યોગ અર્થાત્ શ્રીકૃષ્ણની તત્ત્વચિંતનની શક્તિ, એ એકલી કશા કામની નથી. ઉપરાંતમાં તમારે અર્જુનનું બાણાવળીપણું જોઈએ. માત્ર તત્ત્વચિંતક યોગી નહિ, પરંતુ સાથે વ્યવહારકુશળ માણસ, રાજા, પણ જોઈએ: અર્થાત્ પ્લેટો કહે છે તેમ, એકીસાથે ફિલસૂફ અને રાજા એવો બેગો મનુષ્ય જોઈએ. યોગી અને ધ્યાની પોતાનાં ધ્યાનચિંતનની શક્તિ કર્મની તપસ્યામાં રેડે; અને એ રીતે ધ્યાન અને કર્મનો સંબંધ જોડે—એ આદર્શ ગીતાએ આપણી આગળ ધર્યો છે.

તમે ગીતાનો સંદેશ શો છે તે તરફ સહેજ નજર પણ કરશો તો જણાશે કે, ગીતાને વિજ્ઞાનવિરુદ્ધ નહિ એવી કોઈ વિગત કે વિધાન સાથે કશી નિસબત નથી. માનવસ્વભાવ જેવો છે તેવો તે સ્વીકારી લે છે; તથા તેમાં રહેલી નિત્ય માટેની તમન્નાનો અભ્યાસ કરે છે. પછી તે તમન્ના પાર કેમ પડે, તે માટેનો માર્ગ તે નિરૂપે છે. તે તમારા ચિંતનશીલ, ભાવનાશીલ કે ક્રિયા-શીલ સ્વભાવોને તજી દેવાનું નથી ફરમાવતી. તે માત્ર તમને એટલું જણાવે છે કે, માણસ એક ઉચ્ચ જીવનને ઉંબરે આવીને ઊભેલો છે; તેણે બુદ્ધિશક્તિ પ્રાપ્ત કરી છે, પણ જીવનનો આગળનો ચડાવ સૂચવે છે કે, એ કંઈ વિકાસક્રમનો છેડો નથી. તેણે હજુ આગળ પ્રગતિ કરવાની છે. અલબત્ત, એ પ્રગતિ તેનો વધુ શારીરિક વિકાસ સાધવાની દિશામાં બાકી રહી નથી; પરંતુ તેનું અંતર વિકસાવવાની દિશામાં રહેલી છે. અને જો તે વાત સાચી હોય તો માનવ બુદ્ધિશક્તિને ઋતંભરા પ્રજ્ઞામાં પર-સાક્ષાત્કારમાં પરિણત કરવી જોઈએ. અર્થાત્ અવારનવાર કેટલાંક મનુષ્યો પોતાના જીવનની જે મહાન ક્ષણો દરમ્યાન શાશ્વતતત્ત્વનો સ્પર્શ પામે છે, બીજા શબ્દોમાં કહીએ તો પૃથ્વી ઉપરથી ઊંચકાઈને જાણે પોતાના આત્માના એવા ગંભીર ઊંડાણમાં પ્રવેશ કરતાં હોય છે કે જ્યાં કાળ સ્તંભિત થઈ ગયો હોય છે, અને તેઓ એવા પરમ તત્ત્વનું દર્શન પામતાં હોય છે, કે અમરતા અને મૃત્યુ એ તો તેના પડછાયારૂપ હોય,—તે ક્ષણોને દીર્ઘ—કાયમી કરવાની છે.'

જો તમે એ અંતિમ પદનો સાક્ષાત્કાર કરી શકો, તો તમે તમારી સાચી પરિપૂર્ણતા પ્રાપ્ત કરી કહેવાય. તેને પ્રાપ્ત ન કરો, તો પછી તમે ગમે તેટલા ભોગપદાર્થો સંપાદિત કરો, ભૌતિક સૃષ્ટિઓ નિર્માણ કરો, તથા અણુ-બોમ્બો શોધી કાઢીને માનવસંહાર નિષ્પન્ન કરો, પરંતુ માનવપ્રાણી તરીકે તમે નિષ્ફળ નીવડ્યા ગણાઓ. પરંતુ જો તમે તે પરમપદનો સાક્ષાત્કાર કરો, તો 'कुलम् पवित्रम्, जननी कृतार्था, वसुंधरा पुण्यवती'—તમારી માતા કૃતાર્થ થઈ, અને તમને જન્મ આપનારી ભૂમિ સુધ્ધાં તીર્થરૂપ બની. આ શરીરે જ, આ જન્મમાં જ જો તમે તે અવિનાશી જીવનનો સાક્ષાત્કાર કરી શકો, કે જે દરેક માનવપ્રાણીનું અંતિમ પદ છે, તો માનવ આત્મા કૃતાર્થ થયો ગણાય.

# સ્વાવલંબન

[ ગ્રામસેવાના એક કાર્યક્રમ તરીકે ]

ગ્રામસેવકોએ પોતાના કાર્યક્રમમાં દાખલ કરવા લાયક નીચેનાં કામો મેં અત્યાર પહેલાં સૂચવ્યાં છે. અને તે કામોનું વિગતથી વર્ણન પણ 'શિક્ષણ અને સાહિત્ય'ના અંકોમાં આપ્યું છે :

૧. બાલવાડી
૨. કન્યા અને કુમાર આશ્રમ
૩. શીઘ્ર શિક્ષણ ( અભણ જુવાનોનું )
૪. પડોશી શહેરીઓની સેવા

આજે ગ્રામસેવાનું પાંચમું કામ સૂચવું છું. તે છે સ્વાવલંબનનો પ્રયત્ન.

ગ્રામસેવકે સ્વાવલંબનનો આગ્રહ રાખવો, એટલે પોતાના નિર્વાહ પૂરતા પૈસા ગમે તે રીતે ગમે ત્યાંથી મેળવી લેવા એટલું જ નહિ. જો એટલું જ હોય તો તેને ગ્રામસેવાનો કાર્યક્રમ કહી નહિ શકાય. શહેરોમાં વખતોવખત આટાફેરા મારીને તે નિર્વાહ પૂરતું ભેગું કરી લાવી શકે છે, અથવા કંઈક ખાનગી ધંધો કરીને કે કોઈ કમાઉ મિત્રની સાથે ધંધામા ભાગ નાખીને કે એવા જ કોઈ ઉપાયથી તે, કોઈ સંસ્થા પાસેથી પગાર લીધા વિના, સ્વાવલંબી બની શકે છે. પરંતુ એવું સ્વાલંબન કંઈ ગ્રામસેવાનો એક કાર્યક્રમ કહી શકાય નહિ.

સ્વાવલંબનનો પ્રયત્ન એ એક ગ્રામસેવાનો કાર્યક્રમ તો જ બને, જો સેવક પોતાની આવક સંબંધમાં બે આગ્રહો પકડી રાખે —

એક આગ્રહ એ કે, પોતે દિવસમાં અમુક કલાક (કહો કે ચાર) ઉત્પાદક ઉદ્યોગ કરવો, અને તે ઉદ્યોગ એવો જ પસંદ કરવો કે જે તેની ગ્રામસેવામાં મહત્ત્વનું સ્થાન ધરાવતો હોય. કાતવું, પીંજવું, વણવું એ એવા ઉદ્યોગો કહી શકાય. તે ઉદ્યોગો વિષે તેને પોતાના ગામમાં રસ જગાવવો છે. ગ્રામલોકને તે શીખવવા છે અને તેની મારફત ગ્રામસંસ્કૃતિ સાટે ગામલોકમા આદર ઉપજાવવો છે. પોતે દિવસમાં લાંબો વખત એવા ઉદ્યોગો કરતા રહેવું, દિલ લગાવીને અને ધાર્મિક ઝનૂન સાથે કરતા રહેવું, અવગડ અને સંકડામણ ભોગવવી પડે તોપણ એ ધર્મમય ધંધામાંથી પોતાના ગુજરાનનો સારો સરખો ભાગ કમાઈ બતાવવો,— એના જેવો અસરકારક બીજો કયો ઉપાય છે, કે જે વડે તે પોતાના ગામમાં ગ્રામઉદ્યોગ અને ગ્રામસંસ્કૃતિનું વાતાવરણ ખડું કરી શકે ?

બીજો આગ્રહ ગ્રામસેવકે દૃઢતાથી પકડી રાખવો જોઈએ તે એ છે કે, તેણે લોક-મદદ સ્વીકારવી તે પોતાના ગ્રામસેવાના કામમાં સીધો સાથ આપનાર ગામવાસીઓની જ સ્વીકારવી અને તે પણ રોકડ ફાળાનાં રૂપમાં નહિ, પરંતુ પોતાને જે કામનો પ્રચાર કરવો છે તે કામના રૂપમાં જ.

આમ એ ગ્રામસેવક એક શિક્ષક તરીકે ગ્રામસેવા કરતો હશે, તો તે પોતાના વિદ્યાર્થીઓ ઉપર પોતાના ગુજરાનના અમુક ભાગ માટે અવલંબિત રહેવું પસંદ કરશે. તેમની પાસેથી તે અમુક ફાળો લેશે, પણ તે રોકડ ફીના રૂપમાં નહિ લે. પોતે વિદ્યાર્થીઓને ખાદીવિદ્યા મારફત શિક્ષણ આપશે, અને શીખતાં શીખતાં વિદ્યાર્થીઓ સહેજે જે ઉપાર્જન કરશે તે બધું અથવા તેમાનો અમુક ભાગ તે તેઓની પાસેથી ગુરુદક્ષિણા તરીકે સ્વીકારશે.

આ રીતે શિક્ષક ગ્રામસેવક પોતાનું ગુજરાન કેટલા પ્રમાણમાં પ્રાપ્ત કરી શકે એના આંકડા ઝાકીર હુસેન સમિતિએ વર્ધા શિક્ષણ યોજના પરના પોતાના નિવેદનમાં ગણી બતાવ્યા છે, એટલે હું તે ગણતરીમાં ઊતરતો નથી.

ગ્રામસેવક જો નાનો સરખો આશ્રમ ચલાવતો હશે તો તેનું કામ અનેક દિશામાં અને અનેક વર્ગોમાં ચાલતું હશે. એ સર્વ વર્ગોમાંથી તે પોતાના ગુજરાનનો થોડો થોડો ફાળો મેળવશે. અલબત્ત તે રોકડમાં લેશે નહિ, પરંતુ લોકો પોતાના સેવક અગર આશ્રમને પ્રીત્યર્થે કાંતવું, પીંજવું કે એવો જ કોઈ રાષ્ટ્રીય ઉદ્યોગ અમુક પ્રમાણમાં કરવા તૈયાર થશે તેટલું જ લેશે.

ગ્રામસેવક નાનકડાં બાળકોની બાલવાડી ચલાવતો હશે. તેમની પાસેથી તો તે કશી આશા ન રાખે. ઊલટું તેમને માટે પોતે કંઈક ઘસાય, એ જ યોગ્ય છે.

પરંતુ કંઈક મોટી ઉંમરનાં છોકરાછોકરીઓ સવાર સાંજ આશ્રમનો લાભ લેતાં હશે. સેવક પાસે સંસ્કારો ઝીલવા સાથે કાંતણપીંજણ વગેરે રાષ્ટ્રીય ઉદ્યોગો શીખતાં હશે. તેઓ ના કલાકનું પોતાનું ઉપાર્જન ગુરુદક્ષિણા તરીકે ઘણું જ આનંદથી આપી શકે.

ગ્રામસેવકના આશ્રમમાં પ-૭ ભણેલા કે અભણ જુવાનો પોતાનો લગભગ આખો દિવસ ગાળતા હશે; તેની પાસે રાષ્ટ્રીય ઉદ્યોગો શીખતા હશે અને સાથે તેના સત્સંગનો લાભ ઉઠાવતા હશે તેઓ માટેના કાર્યક્રમમાં ચાર છ કલાકનો ઉદ્યોગ હોવો જોઈએ જ. તેઓ તેમાંથી સારું સરખું ઉપાર્જન કરશે. તેમાંથી અરધું પોતાનાં માતાપિતાને આપી તેમને ઘરસંસાર ચલાવવામાં ટેકારૂપ થઈ શકે અને અરધું પોતાના આશ્રમમાં આપે.

વળી ગ્રામસેવક પોતાના ગામમાં ૮-૧૦ કુટુંબોની અંદર કંઈક વધારે ઊંડું કામ કરવાનું રાખે, એ

સ્વાભાવિક છે, અને ઇચ્છવા જોગ પણ છે. તેવાં કુટુંબોમાં તેનો અવરજવર વધારે હશે. તેઓ આશ્રમની વાતો બીજાં ગ્રામવાસીઓ કરતાં વધારે પ્રમાણમાં ઝીલતાં હશે. આશ્રમની અને સેવકની સગવડઅગવડોથી તેઓ કુદરતી રીતે માહિતગાર રહેતાં હશે. અને પોતાની શક્તિ અનુસાર તેને મદદરૂપ થવું પસંદ કરશે. સેવક તેમની પાસેથી દક્ષિણા ખુશીથી સ્વીકારી શકે છે. પરંતુ પોતાના નિયમ પ્રમાણે તે પણ ઉદ્યોગરૂપમાં જ સ્વીકારવાનો આગ્રહ રાખશે. કુટુંબોમાં ગ્રામસેવકે ઊંડા ઊતરીને કામ કર્યું હશે, તો તેને પરિણામે કાંતવું, પીંજવું, વણવું વગેરે રાષ્ટ્રીય ઉદ્યોગોના વાતાવરણથી તેવાં કુટુંબો ગૂંજી રહ્યાં હશે. સેવા ઉદ્યોગોના રૂપમાં જ મદદ લેવાની સેવકની ટેક હશે તો તે ટેક પણ તેવું વાતાવરણ જમાવવામાં મોટો ભાગ ભજવ્યા વિના રહેશે નહિ.

ગામની સર્વ વસ્તી ગ્રામસેવકની બધી વાતો ઝીલતી થઈ જશે એમ તો આશા ન રાખીએ, પરંતુ તેને પણ રાષ્ટ્રીય રંગ ચડે એ અસંભવિત નથી. તેઓ વધારે નહિ તો વખતોવખત ગાંધી સપ્તાહ, રાષ્ટ્રીય સપ્તાહ, સ્વાતંત્ર્યદિન વગેરે પ્રસંગો પર થતા રાષ્ટ્રીય ઉત્સવોમાં ઉત્સાહથી ભાગ લેતા હશે. ગ્રામસેવક કુદરતી રીતે પોતાના ગ્રામઉત્સવોમાં રેંટિયા જેવા રાષ્ટ્રીય ઉદ્યોગોને મુખ્ય સ્થાન આપતો હશે. તેવા વખતે પોતાના આશ્રમને કંઈક મદદ કરવાની ભાવના લોકોમાં પ્રેરવી સહેલ છે. અને તે સાથે જો સેવક ઉદ્યોગના રૂપમાં જ મદદ લેવાનો આગ્રહ રાખશે અને ઉત્સવ પ્રસંગે દરેકે કાંતેલી આંટી કે એવું જ કંઈ આશ્રમને અર્પણ કરવાની સૂચના મૂકશે, તો ગામલોકો ઘણા જ પ્રેમથી તેવી સૂચના ઝીલી લેશે.

એક ગ્રામસેવક જો સ્વાવલંબનને પોતાના ગ્રામસેવાના કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ બનાવી લે, તે માટે આગ્રહપૂર્વક વાતાવરણ તૈયાર કરે, તો અમુક કાળના પ્રયત્ન પછી તે પોતાના નિર્વાહ જોગું મેળવી શકે. આ નીચે તે રીતે થતી માસિક આવક આંકડાના રૂપમાં મૂકી બતાવું છું. બધો ફાળો કાંતણના રૂપે આવે છે એમ ગૃહીત ધરી આંટીની ભાષામાં આવક બતાવી છે.

૪૫ આંટી સેવકની પોતાની રોજની ૪ ક ના ઉદ્યોગની આવક (આંટી ૧॥×૩૦ દિ)
૬૦ „ કુમાર-કન્યા આશ્રમનાં બાળકો રોજ ૦॥ ક. આશ્રમ પ્રીત્યર્થે ઉદ્યોગ કરે તેની આવક (૧૨ બાળકો મળી રોજની આંટી ૨×૩૦ દિ.)
૯૦ „ આશ્રમનો લાભ લેતા જુવાન વિદ્યાર્થીઓની રોજની ૩ ક.ના ઉદ્યોગની આવક (વિદ્યાર્થીઓ ૩ ના મળી રોજના ક. ૯ની આંટી ૩×૩૦ દિ.)
૪૫ „ ઊંડા કામ માટે પસંદ કરેલાં કુટુંબોના રોજના ૦॥ કના આશ્રમપ્રીત્યર્થે ઉદ્યોગની (આવાં કુટુંબો ૫ હોય અને દરેક કુટુંબમાં ૨ જણ આશ્રમપ્રીત્યર્થે કામ આપતાં હોય એમ માનીએ તો ૧૦ જણની રોજની આંટી ૧॥×૩૦ દિ.)
૧૦ „ રાષ્ટ્રીય ઉત્સવો વર્ષમાં ૪ થાય તે પ્રસંગની આવક (દરેક ઉત્સવમાં ૩૦ જણ ભાગ લે એ હિસાબે ૧૨૦ જણની દરેકની ૧ પ્રમાણે વરસની આંટીઓ ૧૨૦ તેથી માસિક આંટી ૧૦)

૨૫૦ આંટી માસિક આવક.

એક આંટીની કિંમત ૦–૨–૬ ગણતાં ગ્રામસેવકની આ માસિક આવક પૈસામાં રૂા. ૩૯–૧–૦ થાય.

કબૂલ કરું છું કે આ તો કાગળની ગણતરી છે. કલ્પનાને અમલમાં મૂકતાં આટલું પરિણામ ન પણ આવે. જોકે ગ્રામસેવકને જુદા જુદા વર્ગો તરફથી મળનાર જવાબના અંદાજી આંકડા ઉપર મૂક્યા છે તે વધારે-પડતા મેં મૂક્યા છે એવો આક્ષેપ ભાગ્યે જ કરી શકાશે. હું કેટલાક ગ્રામસેવકોનાં સો નામો આપી શકું તેમ છું, કે જેઓને ત્યાં ઉપર બતાવ્યાં તે સર્વ પ્રકારોનાં કામો આજે ચાલે છે, અને દરેક વર્ગમાં મારા બતાવેલા આંકડાઓ કરતાં વધારે સંખ્યા છે. તેમને ત્યાં કન્યા-કુમાર આશ્રમો ચાલી રહ્યા છે અને તેમાં ૧૨ કરતાં વધારે બાળકો તેમનો લાભ ઉઠાવી રહ્યાં છે. તેમનાં આશ્રમોમાં ગામના જુવાન છોકરાઓ આખો દિવસ પડ્યાપાથર્યા રહે છે અને ઉદ્યોગ કરે છે, અને તેમની સંખ્યા મેં લીધેલા ૩ ના અંદાજ કરતાં ઠીક ઠીક મોટી છે. તેઓનાં ગામમાં કેટલાંક કુટુંબો જરૂર તેમને એવાં મળ્યાં છે, જેઓ તેમની વાતો ઝીલવા તત્પર રહે છે અને તેમના ઉપર આપ્તજન જેવો ભાવ રાખે છે, અને તેવાં કુટુંબોની સંખ્યા મેં ધારેલા ૫ ના કરતાં તો વધારે છે જ. રાષ્ટ્રીય ઉત્સવો પણ તેઓ ઊજવતા હોય છે, અને તેમાં મારા ધારેલા ૩૦ કરતાં ઘણી મોટી સંખ્યામાં ગામલોકો ભાગ લે છે. તેઓએ આ રીતે આશ્રમપ્રીત્યર્થે ઉદ્યોગ-ફાળો આપવાની પ્રેરણા એ સૌને આજ સુધી આપી નથી; પણ તેઓ કબૂલ કરશે કે, તેમ કરવું અને તેમાં સફળતા મેળવવી એ તેમને માટે ભારે બાબત નથી.

એ રીતે સેવકો પોતાનું સ્વાવલંબન સિદ્ધ કરી શકે એ એક લાભ હોત, તોપણ આ પ્રયોગ કરવા જેવો જણાત. પણ હું વધારામાં સુચવવા ઇચ્છું છું કે, આ રીતનો પ્રયત્ન કરવામાં આવશે તો તેઓની આખી ગ્રામસેવામાં કંઈક અવનવું જ તેજ ફૂટી નીકળશે. હું ધારું છું કે મારી સૂચનાના સમર્થનમાં દલીલો આપવાની જરૂર નથી.

મને જણાવતાં આનંદ થાય છે કે, આપણે ત્યાં ભલે થોડા પણ એવા નવજુવાન ગ્રામસેવકો આજે છે કે જેઓ સ્વાવલંબનને ગ્રામસેવાનો જ એક કાર્યક્રમ ગણીને ધાર્મિક

ઝનૂનથી તેનો અમલ કરી રહ્યા છે. તેઓ પોતે કાંતણ, પીંજણ, વણાટમાંથી પોતાના નિર્વાહ પૂરતું અથવા તેનો અમુક હિસ્સો મેળવી લેવાનો આગ્રહ રાખી રહ્યા છે.

આવા સેવકો મોટે ભાગે શિક્ષક સ્વભાવના હોઈ તેમના આશ્રમોમાં ગામનાં બાળકો અને જુવાનો પડ્યાં-પાથર્યાં રહે છે. તેમને અંગે નાસ્તોપાણી, દીવાબત્તી, પુસ્તકો, પ્રવાસ, સ્વચ્છતા-સાધનો એવાં એવાં ખર્ચો આવે છે. ઘણાખરા સેવકો અતિ કંગાલ વસ્તીનાં ગામોમાં રહેલા હોઈ આવી નાની રકમો પણ બાળકો ઘેરથી લાવી શકે એમ હોતું નથી. લાવી શકે તેમ હોય તોપણ છોકરાંઓ તેમ ન કરતાં પોતાના ઉદ્યોગમાંથી તે ખર્ચ કાઢે એવું તેઓ ઉત્તેજન આપે છે. એથી તે છોકરાંઓ નારાજ થયાં હોય એવો કોઈનો અનુભવ નથી. ઘણા જ આનંદથી પોતપોતાનો ફાળો આપી રહ્યાં છે. તે આપતાં તેમનો ઉત્સાહ ઊલટો વધતો જોવામાં આવે છે, અને પોતાના આશ્રમ માટેનો પ્રેમ પણ વધ્યો છે.

આ અનુભવ આ લેખમાં મેં વિસ્તારેલી કલ્પનાને ઉત્તેજન આપે છે. ગામના જુદા જુદા વર્ગોને આશ્રમના સ્વાવલંબનમાં પોતાનો ઉદ્યોગ-ફાળો આપવાની પ્રેરણા આપવાથી તેઓ આશ્રમ ઉપર કે સેવક ઉપર કંટાળો લાવશે એવી બીક રાખવાની જરૂર નથી જ. ઊલટી તે આવતાં તેમની ઉપર તેઓની મમતા વધશે. એટલું જ નહિ, તેઓની ગ્રામસેવાનાં કામોની અને સિદ્ધાન્તોની ભાવના પણ વધારે ઊંડી થશે.

એક જ શરત આ કલ્પનાને અમલી બનાવવામાં અનિવાર્ય છે, અને તે એ છે કે, સેવક પોતે પોતાના સ્વાવલંબન માટે ૪-૫ કલાક નિયમિત ઉદ્યોગ કરવાનો આગ્રહી હોય. દેખીતું છે કે, તો જ પોતાના ગ્રામલોકોનો ઉદ્યોગ લેવાનો તે અધિકારી થશે અને તો જ તે માગવાની તેનામાં હિંમત આવી શકશે.

જુગતરામ દવે

# પ્રાથમિક શિક્ષકોને માટે

એક ભાઈ લખે છે:—

"આપણા દેશમાં એવી દશા છે કે, પેટની ચિંતા એટલી બધી કરવાની હોય છે કે, બાળકો ભણી નથી શકતાં, ભણાવનારાઓનેય આજે એવું જ પયું લાગે છે. આપણા શિક્ષકો. પગાર જાણે એક જ પ્રશ્ન હોય એમ, એની જ પાછળ પડ્યા છે. શિક્ષણ સુધારવું. પોતાની લાયકાત વધારવી. એ જાણે પ્રશ્ન જ ન હોય! ૭ ધોરણ ભણેલો શિક્ષક સાવ કાચો છે. અને હું જાતે જાણું છું અને અનેક મિત્રોય કહે છે કે, માસ્તરો નિશાળમા બરાબર કામ નથી કરતા. ટ્યૂશન એક બલા થઈ ગઈ છે કામચોરીમાં જાણે એબ નથી રહી! આમાં ગરીબ માબાપના બાળકોનો મરો છે — ન તેઓને ટ્યૂશન મળે, ન નિશાળ ભણાવે કોઈ શિક્ષકમંડળનો આ ગંભીર અવદશા વિષે ઠરાવ આપે જોયો ? મારે એમ નથી કહેવાનું કે, પગાર ન વધારો જરૂર વધારો. ને દાખલ થતા રૂ. ૧૫-૨૦ માસિક મળતા ત્યાંથી આજ ૫૦-૬૦ જેટલા મળે એટલો સુધારો કર્યો છે, એ યોગ્ય થયું છે પરંતુ શિક્ષકો જેવા સમજણા સામાજિક વર્ગે પોતાના હકની સાથે-સાથ કાંઈક જવાબદારીનોય વિચાર રાખવો જોઈએ ને? સ્વરાજ સરકાર પગાર વધારે, પણ ભણતરને નામે જે મીંડું વળવા જેવું તેની પ્રાથમિક શાળાઓમાં ચાલે છે એનું શું? એ તો એમ જ હોય, એવી જે નઠોર સમજ સમાજમા ઘર કરી બેઠી છે, એ તો બહુ ભયંકર છે."

આપણા શિક્ષકો અને શિક્ષણનું જે ટૂંકું શબ્દચિત્ર આ પત્રમાં દોરાયું છે, એમાં સારી પેઠે સત્યાંશ છે, એ તો જાણકાર દરેક સ્વીકારશે. ચિત્રની પીંછી અમુક રંગ ઘેરા કરે છે; પણ તે માત્ર પોતાનું કથન સુરેખ ઉઠાવ પામે એટલા માટે જરૂરી કલાવિધાન ગણવું જોઈએ. સ્વરાજ સરકારે પોતાની નાણાકીય સ્થિતિ અને શિક્ષણનો વિકાસ કરવાની જવાબદારી જોઈને તથા સમાજની આખી આર્થિક સ્થિતિ જોઈને પગાર-દરમાં ઘટતી ગોઠવણ કરવાનું શરૂ કર્યું છે. સ્વરાજ જામતું જશે તેમ તેમ એ બધું સુધરવા તરફ જ જવાનું, એમાં મુદ્દલ શંકા ન હોય. પણ એ જામશે શી રીતે? એ જામે એમ દરેક પ્રજાજન અને પ્રજાસેવક (એટલે કે શિક્ષકો સરકારી નોકરો વગેરે પણ) વર્તે તો જ એ બને. તેમાં પોતાનું ને સૌનું ભેગું કલ્યાણ રહેલું છે. અને તેમાંય શિક્ષણ-પ્રચાર તો મૂળ અને મુખ્ય ગણાય. શિક્ષણની રીત તથા તેના અભ્યાસક્રમને પણ સરકાર સુધારવા વિચારે છે. આજ સુધીની કુટેવ એવી છે કે, આ કામ કાગળિયાને ઘોડે બહુ થયું છે; ખરેખર કામ તો કથળતું જ ગયું છે. ખરેખર કામ તો શિક્ષક જેમ વધારે જીવંત અને સાચો બને તેમ જ શક્ય છે. એકલી યોજના કે અચ્છો અભ્યાસક્રમ, કે વર્ધાપદ્ધતિ પણ કાંઈ ન કરી શકે. તે બધાનો જીવ શિક્ષક છે. બીજા બધા ધંધાઓમા જો યંત્ર સુધારો, પૈસા રેડો, તો કદાચ જડ મજૂરીથી તમે કામ વધારી શકો ને ચલાવી શકો. શિક્ષણ એવો ધંધો નથી. એ જીવંત પ્રક્રિયા છે. જીવંત શિક્ષક જ એ ધંધાને ખરેખર શોભાવી શકે. નવા સરજાતા સ્વતંત્ર હિંદી જીવનમાં એમ ન કહેવાઓ કે, શિક્ષક જેવો હતો તેવો પણ પાછો પડ્યો; તેણે એના પૂરતો આ નવયુગસર્જનમાં હાથ ન દીધો.

પત્રલેખક કહે છે એમ, આ કહેવામાં પગાર-વધારાની વાતનો મુદ્દલ વિરોધ નથી. એ થવાની સાથે, અને તે અગાઉ પણ, જે કરવા જેવું છે તે કરી શકીએ છીએ, તે વાતનો ઉમેરો કરવાપણું જ મારા આ કહેવામાં રહેલું છે.

૧૨-૧૦-'૪૬ મ૦

# રાજકારણનો પરિભાષા-કોશ

[૨]

Agricultural Indebtedness n. ખેડૂત દેવાદારી; ખેડૂત ઋણ [વર્ગ
— Labour n. ખેતીની મજૂરી (૨) ખેતીનો મજૂર
— System n. ખેતીપ્રધાન અર્થવ્યવસ્થા
Air-Arm, Air Force n હવાઈ દળ; વિમાની દળ
Air-craft n. હવાઈ જહાજો; વિમાની બળ
Air-Defences n. વિમાની સંરક્ષણ કે તેનાં સાધનો
Air-Raid n. હવાઈ હુમલો; વિમાની ચડાઈ
Air-ship n. હવાઈ જહાજ; વિમાન
Air Transport n. હવાઈ વાહનવ્યવહાર; વિમાની વાહનવ્યવસ્થા; વિમાનવ્યવહાર
Airways n. હવાઈ માર્ગો; વિમાની અવરજવર
Alien n. (૨) adj. પરદેશી; વિદેશી
Alienated Land n. બહારખળી (ઇનામી) જમીન
Allegiance n. રાજનિષ્ઠા; વફાદારી
Alliance n. મૈત્રી; દોસ્તી (૨) સંધિ
— Defensive રક્ષણાર્થી; બચાવ-જોગી, -પૂરતી
— Offensive આક્રમણાર્થી; ચડાઈ-જોગી, -પૂરતી
— Offensive and defensive સંપૂર્ણ; પૂરે-પૂરી; ઉભયાર્થી
Allied Nations n. મિત્રરાજ્યો; મિત્રરાષ્ટ્રો
Ally n. મિત્ર; સાથી; સહયોગી (૨) મિત્રરાજ્ય; મિત્રરાષ્ટ્ર
Ambassador n. એલચી; રાજદૂત
— Extraordinary ખાસ એલચી
Amend vt. સુધારો મૂકવો; સુધારવું
Amendment n. સુધારો
Ammunition n. દારૂગોળો
Amnesty n. રાજદ્વારી ગુનેગારોને સામાન્ય માફી; રાજક્ષમા; સરકાર-માફી
Anarchic, -al adj. બંડખોર; રાજ્યવિરોધી
Anarchist n. અરાજકવાદી
Anarchism n. અરાજકવાદ
Anarchy n. અરાજક; અંધાધૂંધી
Annex vt. ખાલસા કરવું
Annexation n. ખાલસાગીરી
Anti -પ્રતિ; -વિરોધી
— Aircraft Gun વિમાન-વિરોધી તોપ
— Slavery adj. ગુલામી-વિરોધી
Appeasement n. રિઝવણી; ખુશામદ
— Policy n. રિઝવણીની —ખુશામદની નીતિ
Applied Economics n. વ્યવહારુ અર્થશાસ્ત્ર
Apprentice n. ઉમેદવાર; શિખાઉ
— ship n. ઉમેદવારી; શિખાઉપણું

Appropriate vt. કબજે કરવું; અપનાવી લેવું
— tion n. કબજો; અપનાવટ
Approval n. સંમતિ; મંજૂરી
Approver n. સરકારી — તાજનો સાક્ષી; માફી પામેલો —ક્ષમાર્થી સાક્ષી (ગુનેગારોમાંથી એક કોઈ, જે સરકારને કહી દે તેને ક્ષમા મળે છે. તે સાક્ષી)
Arbiter, Arbitrator n. લવાદ; પંચ; મધ્યસ્થ
Arbitrary adj. અધ્ધરિયું; ધોરણ વિનાનું
Arbitrate vt. પંચાત, લવાદી, મધ્યસ્થી કરવી; તોડ કાઢી આપવો
Arbitration n. લવાદી; પંચાત
— Board n. લવાદીમંડળ; પંચાયત
Aristocrat n. અમીર; રાજવી
Aristocratic adj. કુલીનવાદી; ખાનદાનશાહી (૨) અમીરવર્ગી (૩) ઉચ્ચાભિમાની
Aristocracy n. ખાનદાનશાહી; અમીરશાહી; કુલીનવાદ (૨) અમીરવર્ગ (૩) (કોઈ) ઉચ્ચાભિમાની વર્ગ
Armament n. યુદ્ધસરંજામ (૨) નૌકાદળ
Armed adj. સશસ્ત્ર; શસ્ત્રસજ્જ; હથિયારબંધ
—Neutrality n. શસ્ત્રસજ્જ તટસ્થતા (લડાઈમાં તટસ્થતા, પણ યુદ્ધ આવે જ તો તૈયારીવાળી)
— Peace n. શસ્ત્રસજ્જ — યુદ્ધ-મુખ શાંતિ (યુદ્ધ ન હોય, પણ શસ્ત્રાસ્ત્ર તેને માટે સજ્જ રાખવાં તેવી શાંતિ)
Armistice n. યુદ્ધવિરામ; તહકૂબી
Army n. સેના; લશ્કર; દળ [ગિરફતારી
Arrest vt. પકડવું; ધરપકડવું (૨) n. ધરપકડ;
Arsenal n. શસ્ત્રાગાર; શસ્ત્રાસ્ત્રભંડાર
Articles of war યુદ્ધના નિયમો
,, ,, faith – ધર્મસિદ્ધાંતો [બંધારણ
,, ,, association –સંગઠનના નિયમો; સંસ્થાનું
Asiatic adj. એશિયાઈ (૨) n. એશિયાવાસી
Assembly n. સભા (૨) સંમિલન
— Constituent બંધારણ-સભા
— Legislative ધારા-સભા
— National રાષ્ટ્રસભા (ફ્રાન્સમાં ૧૭૮૯માં જેમ કે મળેલી તે)
Assent n. મંજૂરી; સંમતિ
—Royal n. રાજાની મંજૂરી
Associate n. સહાયક સભ્ય; ઉપસભ્ય
Association n. મંડળ (૨) સંગઠન
— Right of n. સંમિલન-કે સંગઠન-હક
Asylum n. આશ્રયસ્થાન; અભયસ્થાન (૨) ઓથ; શરણાગતિ [હક
— Right of શરણાગતિનો હક; આશ્રય-હક; અભય-

Atteche n. એલચી ખાતાનો કામદાર
Autarchy n. આર્થિક સ્વાવલંબન; આર્થિક સ્વરાજ
Authorized adj. સત્તાવાર; પ્રમાણિત
Authority n. સત્તા; અધિકાર; હકૂમત
Authoritarian adj. સત્તાવાદી; સરમુખત્યાર
— ism n. સત્તાવાદ; સરમુખત્યારવાદ
Autocracy n. આપખુદી (જુઓ absolutism)
Autocrat adj. આપખુદ (જુઓ absolute)
Auxiliary Forces n. સહાયક સેના; ઉપસેના
Autonomy n. સ્વરાજ
— Provincial પ્રાંતિક સ્વરાજ
Autonomous adj. સ્વરાજી; સ્વરાજવાળું; સ્વતંત્ર
Aviation n. વિમાનવિદ્યા (૨) વિમાની સફર –મુસાફરી
Aviator n. વિમાની
Average adj. (૨) n. સરેરાશ
Award n. ફેંસલો; ચુકાદો; તોડ (પંચ કે લવાદનો)

# માસિક વિવેચન

## કાયદો કે ઝીનાખોરી ?

જર્મનીના ન્યુરમ્બર્ગ શહેરમાં દુનિયાનો એક મોટામાં મોટો ગણાયેલો ખટલો* ભજવાઈ ગયો. તેની રૂએ આ માસની ૧૬મીએ મધરાતે તે શહેરના કારાગારમાં, પૂરી ગુપ્તાઈથી, જર્મનીના બચેલા આગેવાનોમાંથી ૧૦ને ફાંસીથી પૂરા કરવામાં આવ્યા. આ ખટલો જર્મનીના કહેવાતા યુદ્ધ-ગુનેગારો અંગેનો હતો. (એવો જ બીજો ખટલો અત્યારે જાપાનીઓ સામે ચાલે છે.) ન્યુરમ્બર્ગ-ખટલામાં ન્યાયાધીશો હતા યુરોપીય યુદ્ધના વિજેતા-પક્ષનાં મિત્રરાજ્યો. ગુનેગાર હતા શરણે આવેલ જર્મનીના યુદ્ધમાંથી બચેલા ઘણાખરા નાયકો. એવા ન્યાયાધીશોએ ઠરાવ્યું કે, જર્મનીના આ માણસોએ ગયા યુદ્ધમાં હલ્લા-ખોરીનો ગુનો કર્યો છે. તેમણે યુદ્ધ ઉપાડયું અને એ રીતે જગતનાં રાષ્ટ્રોની શાંતિ સામે ગુનો કર્યો, માટે એમને દેહાંતદંડ ઇ. સજાઓ થવી જોઈએ.

આ ફેંસલાને અને એ આપનાર અદાલતને માટે મિત્રરાજ્યોનાં છાપામાં બોલાયું કે, આ કામથી જગતમાં પહેલી વાર આંતરરાષ્ટ્રીય કાનૂન-રાજની સ્થાપના થઈ. રાષ્ટ્રોએ યુદ્ધ આદરવું—આક્રમણ કરવું યુદ્ધખોરી રાખવી, એ ગુનો સ્થાપિત થયો. અને એમ જણાવી કહેવામાં આવે છે કે, આની અસર સારી થશે. શી ? કે, રાષ્ટ્રોમાં હલ્લાખોરી દબાશે; યુદ્ધ અટકશે. વાચકને તરત થશે કે, શું દેહાંતદંડથી ખૂન ઇ૦ વૈયક્તિક ગુના જગતમાં અટકયા છે ? અને યુદ્ધ એ વૈયક્તિક ગુનો છે કે રાષ્ટ્રીય ? રાષ્ટ્ર હાર્યું એ જ એને પૂરી શિક્ષા નથી થઈ ગઈ ? હાર્યા બાદ દેશ આખો શરણે આવ્યો. શું શરણાગતને માટે સનાતન માનવ ન્યાયસૂત્ર એ જ નથી કે તેને અભય આપવું ? છતાં કહેવામા આવે છે કે, આ અદાલતે માનવતા સામેના ગુનાને પણ કાયદાનું ધોરણ આપ્યું છે. ખેર. આખો વિચાર કરતાં સિંહ અને મનુષ્યની પેલી વાત યાદ આવે છે. બેઉ દોસ્તો હતા. એક શહેર પાસેથી તે જતા હતા. શહેરને નાકે સિંહ અને મનુષ્યનું એક બાવલું હતું. સિંહ વિકરાળ મોં ફાડી માણસને ઘૂરકે છે; પણ માણસ તેના પર ભાલો ઉગામી પોતાના વિજય અભિમાનની છટામાં સવાર થયેલો છે.

પૂતળું જોઈ સિંહને મનુષ્યે કહ્યું, જોયું ને ? મનુષ્ય કેવો છે !

સિંહે ટૂંકો ઉત્તર આપ્યો, એ બનાવનાર તારી જાતના બેપગા છે. તેને બદલે સિંહ જો હોત તો શું બનાવત એ તેને કહેવાની જરૂર નથી.

મિત્રરાજ્યોની અદાલતનાં વખાણ-કરનાર જરા આ વાત યાદ કરે તો ?

પણ એ વાત જવા દઈએ. ખરેખર જગત શું લાગ્યું ? શું આ શક્તિશાળી જર્મનોને જાનથી મારવા દ્વારા જ જગતની શાંતિ હતી ? શું ફાંસી કે દેહાંતદંડ એ માનવ અધિકારની સજા છે ? જે સર્જે તે ભલે મારે. સ્રષ્ટાનો આ કુલ હક રાજા કે રાજ્યોનો સમુદાય પણ કયાંથી કે શું કામ ભોગવે ? આ અને આવી રીતે કાયદાને નામે રાજ્યો જે અનેક ખૂનો કરે છે, એ અટકવાં નહિ જોઈએ ? આજે કેટલાક દેશોમાં દેહાંતદંડ નાબૂદ કરવાનું વિચારાય છે. તેવે વખતે સંયુક્ત રાષ્ટ્રમંડળને નામે કામ કરનાર જનોએ પોતાનું બળ કયા પલ્લામાં નાંખવું જોઈતું હતું ? અહીં તો એમ પણ નથી કે, આ વ્યક્તિઓ યુદ્ધખોર છે. યુદ્ધખોરીનો ગુનો રાષ્ટ્રીય છે. તેને સાથ આપનાર વ્યક્તિઓને યુદ્ધ દરમિયાન પાશવી ન્યાય મળી જ ગયો : એટલે જે મર્યા તે મર્યા. પછી જયારે યુદ્ધ પૂરું થયું ત્યારે તો માનવી ન્યાય શરૂ થાય. અને એ તો એક જ છે — શરણાગતને જીવિતદાન. પણ હિટલરશાહીનો ઝીનો યુરોપનાં મિત્ર-રાજ્યોએ યુદ્ધ દરમિયાન એવો તો રટયા કર્યો છે કે એની ચૂડમાંથી એ ભાગ્યે હજી નીકળ્યાં હોય. આ અદાલતે સારો નવો કાયદો કર્યો-કે અજાણ્યે કે રૂપાળા કાયદાને નામે ઝીનાખોરી જ કાઢી, એ જગત ઠંડા મનથી વિચારે. એવો વિચાર કરી શકવા કાળ હજી હવે આવે છે.

મહાભારતમાં યુદ્ધ શમ્યા છતાં ત્યાર બાદ અશ્વત્થામાએ પાંડવ-કુમારોને રાતે છાનામાના હણ્યા. એ કાર્યને યુદ્ધ-ધર્મથી કે માનવધર્મથી એવું હીણું માનવામાં આવ્યું

* જુઓ 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' ૨૩–૯–'૪૬ની એક નોંધ.

છે કે, તેની સનાતન સજા ભોગવવા અશ્વત્થામા હજી જીવે છે એમ કલ્પના કરવામાં આવી છે. એ જ મહાભારતકાર આતતાયીને મારવાની પણ વાત કરે છે. પણ ક્યારે? કાર્ય કરતો હોય તે વખતે; શરણે આવ્યા પછી નહિ

અને યુદ્ધખોરીનો ગુનો ગણાય છે! એ સંબંધમાં પણ એક ટુચકો યાદ આવે છે. બે ખેડૂત હતા. એક તેના ખેતરમાં કામ કરતો હતો, ત્યાં જઈ બીજો તેને કહે, "ખસ, આ ખેતરમાં મારે ખેડવું છે."

પેલા ખેડૂતને નવાઈ લાગી "જા જા; આ તો મારુ ખેતર છે."

બીજો ખેડૂત — "તારું શાનું?"

પહેલો ખેડૂત — "મારા બાપે મને વારસામાં આપ્યું છે."

બીજો ખેડૂત — "તેનું શી રીતે થયેલું?"

પહેલો ખેડૂત — "તેમને મારા દાદાએ આપેલું."

બીજો ખેડૂત — "અને તેનું?"

પહેલો ખેડૂત — "તેમના વડવાએ પોતાના બાહુબળથી લીધેલું. એમ કેમ વળી ગમે તેમ બોલે છે?"

બીજો ખેડૂત—"એમ ને?" અને બાંયો ચડાવી તેને કહ્યું, "આવી જા ત્યારે."

વાતની અહીં પ્રસ્તુતતાને ખાતર છેવટે ઉમેરવાનું છે કે, અને તે બાંયો ચડાવીને તૈયાર થનાર ખેડૂતને, તે ગામના ખેડૂતમંડળે સ્થાપેલી નવી જ અદાલતમાં ઘસડવામા આવ્યો અને તેને 'યુદ્ધખોરી'ના શાંતિદ્રોહી ગુનાને માટે દેહાંતદંડની સજા થઈ. અને ખેડૂતમંડળે તેમના જગતને ઊડાં ભણાવ્યાં કે, આમ કરવાથી કાયદાના રાજ્યની અને માનવતા તથા શાંતિની સેવામાં નવું પગરણ થયું છે!

ન્યુરેમ્બર્ગમાં ઠરાવેલા લોક યુદ્ધખોર? અને તેની આગળ થઈ ગયેલા અને જર્મનીને પ્રેરક બનેલા સામ્રાજ્યવાદીઓ?

આ કોર્ટને એ પણ યાદ છે ને કે, આંતરરાષ્ટ્રીય કાયદામાં ઝેરી વાયુ ન વપરાય એમ છે. એનું કારણ અમાનવતા અને નિર્દોષીઓની નિર્દય કતલ. તો અણુબોમ્બ? સંયુક્ત રાષ્ટ્રમંડળની મહાસમિતિએ (જનરલ એસેમ્બલીએ) તેની અદાલતને અણુબોમ્બના શોધક, બનાવનાર રાષ્ટ્ર, વાપરનાર વગેરેનો કેસ કરવા સૂચના આપવી જોઈએ. પરંતુ વાત તો પેલા સિંહ મનુષ્યના બાવલાની છે. ન્યુરમ્બર્ગના ન્યાયને ન્યાય કહેવાથી તેવો નહિ બને. યુરોપના વિજેતાઓએ જગતમાં તેમના વર્તનથી બતાવવો પડશે. એમાંથી રંગદ્વેષ, સામ્રાજ્યલોભ, લશ્કરશાહી પર શ્રદ્ધા, રાષ્ટ્રોમાં ભેદનીતિ ચલાવવી, વગેરે ગયાં છે?

## ફરી વિચાર કરવા જેવું

વેચાણવેરો ઉપર આ ઑક્ટોબરની ૧લીથી નંખાયો છે. અને તેમાંથી છાપાંને મુક્તિ મળી છે, પણ પુસ્તકોને નહિ! છાપાં અંગે ગયા અંકમાં લખેલું કે, તે આજે મોટે ભાગે જાહેરખબર-જીવી છે; તેમના ઉપર, જાહેરખબર મળે તે ધોરણે, કર આકારી શકાય, તો સરકાર ભલે આકારે. પરંતુ પુસ્તકો ઉપર કર ન શોભે. પૈસા જોઈએ તે ખરી વાત; પણ તે ગમે ત્યાંથી તો નથી જ લેવા ને? એમાં પુસ્તકો બાદ કરવાં જોઈએ. ડી. પી. આઈ. મંજૂર કરે તે કર-મુક્ત રહેશે, એ પૂરતું નથી. બધાં જ પુસ્તકો સરખાં ગણાવાં જોઈએ.

આ વેરાનો વધુ વિચાર કરવા સરકારે એક સમિતિ નીમી છે. એ સારું થયું છે. ઘણા કચવાટને આ રીતે મોકળો થવાને માર્ગ મળશે. આ સમિતિને જો મુક્તિ આપવાની બાબતોની ભલામણ કરવાનો હક હોય, તો તેને અમારી વિનંતી છે કે, ચોપડી એવી એક ખાસ બાબત છે. એ ચીજ મોજશોખની ન ગણાય. એ ધની અધની સૌ ઇચ્છે તો સરખી કામમાં લઈ શકે છે. ઊઠતી પ્રજાનાં જ્ઞાનનાં સાધનોને શું કામ મોંઘાં કરવાં?

આમાં એમ પણ કરી શકાય કે, દેશી ભાષાઓને મુક્તિ કેમ ન મળે? પરદેશથી આવતી અંગ્રેજી ચોપડી પર કાંઈક લેવું હોય તો લો. તો અંગ્રેજી ભણેલા જ એ ભરશે; અને સામાન્યપણે મનાય કે એ વર્ગ કાંઈક સાધનવાળો હોય. પણ, ઉત્તમ તો એ જ કે, છાપાં પેઠે — તેના કરતાં અધિક કારણે, પુસ્તકો વેચાણવેરા-મુક્ત થવાં જોઈએ આ વિષે ફરી વિચાર થાય તો સારું.

## પડવા છતાં ભાન છે

અંગ્રેજી-વેલા હજીય દેશમાં પડચા છે. ગુલામીમાંથી જાગતું પ્રજામાનસ અંગ્રેજીમાં પડેલા જ્ઞાનનો વિરોધ કરતું નથી, પણ અંગ્રેજી ભાષાના ભારણનો વિરોધ કરે છે, એ ભૂલી જઈ ઘણા લોક નાહક કકાપો હમણાં હમણાં કરવા લાગ્યા છે. તેમને માટે હારેલા છતાં હૃદયથી સાબૂત લાગતા જાપાનની નીચેની ખબર વિચારવા જેવી છે

જાપાનમાં આજે જૂનાં રાજપૂજા અને સંકુચિત રાષ્ટ્રધર્મ જઈ લોકશાહી સ્થપાય, એવું એના ગોરા વિજેતાઓ ઇચ્છે છે. તે સારુ જાત જાતના પ્રયત્ન થાય છે. તેમાંના એક અંગેની એ ખબર લાગે છે. રૉઈટર કહે છે કે, જાપાનની એક જાણીતી નાટકમંડળીએ શેક્સપિયરનું 'મિડ-સમર નાઇટસ ડ્રીમ' નાટક ભજવ્યું, તેમાં એને ભારે જબરી સફળતા મળી. ખાસ એમાં જાણવાનું એ છે કે, "નાટકની બધી વ્યવસ્થા, ભજવણી અને રજૂઆત જાપાનીઓએ જાપાની ભાષામાં જ કરી; નટ નટી એ જ હતાં; તેનું સંગીત અને ગાયકમંડળ પણ તેઓનું જ હતું."

પારકી મા ગમે તેવી રૂડી રૂપાળી હોય તોય તે પારકી જ! એમ જ ભાષામાતાનું છે. અંગ્રેજીની

મોહિનીમાં ગોથાં ખાનારા આ સમાજ જાગત બને. જાપાન ભલે હાર્યું, પણ તેને પોતાનું ભાન તો હોય એમ લાગે છે.

## 'કૉન્સ્ટિટ્યૂઅન્ટ એસેમ્બલી' માટે પર્યાય

છ એક વર્ષ ઉપર આ શબ્દ કૉંગ્રેસના ઠરાવમાં આવ્યો ત્યારે 'लोकप्रतिनिधि सभा' શબ્દ કેટલાકે ચાલુ કર્યો. એ જરા લાંબો પડયો; તેથી કોકે 'लोकसभा' કરી એને ટૂંકાવી આપ્યો. આ સરસ હતું.

પછી હમણાં ખરેખર એ કામ શરૂ થવાનું હાથ ધેવાયું ત્યારે નવો શબ્દ જાગ્યો અને તે 'बधारणसभा'. જોકે, કેટલીક જગાએ હજી પેલી 'लोकप्रतिनिधि सभा'ની લાંબી ગાડી ચાલે છે.

કયો શબ્દ સ્થિર કરવા જેવો છે? રાજ્યવિજ્ઞાનથી વિચારતાં એનો સાચો સીધો જવાબ મળી જાય છે. રાજ્ય કે પ્રજાની બે પ્રકારની 'એસેમ્બલી'–સભા બને છે—૧. 'કૉન્સ્ટિટ્યૂઅન્ટ'—બંધારણ ઘડવા અંગેની ૨ 'લેજિસ્લેટિવ'—કાયદા ઘડવાને અંગેની. બેઉમા લોકોના પ્રતિનિધિઓ ચૂંટાઈને આવે છે. બેઉ લોકસભાઓ કે લોકપ્રતિનિધિ સભાઓ છે. એટલે પહેલીને 'લોકપ્રતિનિધિ સભા' કે 'લોક સભા' કહેવામાં શો અર્થ? આથી એને પ્રજાની બંધારણસભા અને બીજીને તેની ધારાસભા કહેવાથી અર્થ વધારે ચોખ્ખો થાય છે, અને જે મૂળ વાચ્યતા છે તે યોગ્ય વાચકથી વ્યક્ત થાય છે. હવે રાજકારણની ભાષા સ્થિર કરતા જવું જોઈએ; તેથી આવી ચોકસાઈ ભાષામા આવતી જવી જોઈએ.

## સામાજિક સંસ્કાર મોટું શિક્ષણ છે

લખતરથી એક શિક્ષક ભાઈ શ્રી છગનલાલ દવે પોતાના ધંધા-ભાઈઓને ચર્ચવા માટે એક વિચાર લખી મોકલે છે, તે ટૂંકમાં નીચે ઉતારું છું:—

"શિક્ષણ આપવું એ એક વાત છે જ્યારે શિક્ષણ ગ્રહણ કરવું એ બીજી બાબત છે . સામાજિક શિક્ષણ ઉંમર અને અનુભવ વધતાં એની મેળાએ મળી રહે છે, જ્યારે શાળાનું શિક્ષણ પરીક્ષાઓ પસાર કરીને મેળવવાનું રહે છે. સામાજિક શિક્ષણમા વિશેષ સ્થાન સંયોગોને છે. બાળક કેવા સંયોગોમાં ઊછરે છે તે ખાસ જોવાનું રહે છે.

. . આથી એમ માનવાનુ નથી કે, વાઘરીનું બાળક સારા વાતાવરણમાં પણ એવું જ થશે કે ઉચ્ચ હિંદુનું બાળક અદુન્યવી વાતાવરણમાં પણ સારું થશે ટૂંકામાં સામાજિક શિક્ષણનો મુખ્ય આધાર વાતાવરણ ઉપર છે.

ઉચ્ચ વર્ણનો એક હિંદુ બાળક મારી પાસે ભણતો, તેનો પિતા એક રાજ્યનો ફોજદાર હતો. અપશબ્દો તો ફોજદાર સાહેબ ખિસ્સામાં જ રાખતા કે જેથી ગમે ત્યારે તેનો ઉપયોગ કરી શકાય! વારંવાર ઉચ્ચારાતા આ શબ્દો બાળકની જીભે ચઢી ગયા અને તે શાળામાં પણ જાણ્યે અજાણ્યે એ શબ્દો બોલી જતો. મને તેની એ ટેવ ભૂલવવા માટે ખૂબ મહેનત પડી, છતાં એ બિલકુલ તો ન જ ગઈ. આવી રીતે પછાત વર્ગનાં બાળકો પણ ઘણી વાર આશ્ચર્ય પમાડે છે. રાજકોટ પાસેની એક ગામડાની એજન્સી શાળામાં હું અંગ્રેજી શિક્ષક તરીકે નોકરી કરતો. હું ત્યાં હતો તે દરમ્યાન એક હરિજન વિદ્યાર્થી મારી પાસે ભણવા આવ્યો. તેણે ગુજરાતી ચાર ચોપડીઓ પૂરી કરી હતી અને અંગ્રેજી ભણવું હતું. મેં તેને પ્રાયમર આપી અને મારી પાસેની નોટબુક તેને મદદગાર થાય એ માટે આપી. મારા આશ્ચર્ય વચ્ચે તેણે એક અઠવાડિયામાં તે પૂરી કરી. તેની રહેણીકરણી અને ચોખ્ખાઈથી પણ મને સંતોષ થયો.

આ બાબતમાં વધુ ચર્ચા માટે શિક્ષકભાઈઓને મારું આમંત્રણ છે."

## "રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની શીખો"

ઉપરના મથાળાથી ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિએ પત્રિકા બહાર પાડી છે, તે સૌએ જોવા જેવી છે. જેઓ ચકલાસીના વર્ગમાં જવા માગતા હોય તે સૌએ વેળાસર મંત્રીને લખ્યું હશે. આવો વર્ગ ચાલે છે, પછી કોઈ એમ ફરિયાદ ન કરી શકે કે, અમને ઉર્દૂ કોણ શીખવે. ઉત્સાહી યુવકો વર્ગમાં જઈ શીખી લે ને પછી પોતપોતાને સ્થાને કેન્દ્ર શરૂ કરી શકે. રાષ્ટ્ર હવે સ્વતંત્રતામાં પગલાં માંડે છે ત્યારે આ લાગણી વધારેપડતી કોઈ માને ખરું? પત્રિકા નીચે ઉતારું છું:

અંગ્રેજી આપણી ભાષા નથી. હિંદ પર હકૂમત ચલાવતા અંગ્રેજોની એ ભાષા છે. અંગ્રેજોએ એને હિંદની રાજ–ભાષા બનાવી છે. અંગ્રેજીને લીધે આપણી રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવામાં ભારે રુકાવટો ઊભી થઈ છે.

આજે સમય બદલાયો છે. હિન્દુસ્તાનનું તંત્ર દીર્ઘદષ્ટિવાળા પ્રજાના પ્રિય આગેવાનોના હાથમાં આવ્યું છે. બીજી રીતે કહીએ તો આપણે સ્વરાજના ઊંબરા ઉપર ઊભા છીએ. આપણા અનેક પ્રશ્નોનો ઉકેલ આપણે હવે પ્રજાની દૃષ્ટિએ કરવાનું શરૂ કરી દીધું છે. આવો એક ઉકેલ રાષ્ટ્રભાષાનો છે. પ્રજાકીય સરકારના વડા પ્રધાન તરીકે માનનીય શ્રી જવાહરલાલે એમનું પહેલું વાયુપ્રવચન રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીમાં જ કર્યું છે કોંગ્રેસના ઠરાવો હિન્દુસ્તાનીમાં ઘડાવા લાગ્યા છે એટલું જ નહિ, પણ વ્યવહારમાં જ્યાં જ્યાં અંગ્રેજીનો ઉપયોગ થતો હતો એ બધે સ્થળે હવે હિન્દુસ્તાનીનો જ ઉપયોગ કરવાનો અમલ ઝપાટાબંધ થઈ રહ્યો છે. અને લોકપ્રતિનિધિસભા હિન્દના ભાવિ બંધારણનો ખરડો પણ હિન્દુસ્તાનીમાં જ તૈયાર કરવાની છે. દેશની કાયા પલટાઈ રહી છે.

રાષ્ટ્રપ્રાણ પૂ. ગાંધીજીની જયંતી પ્રસંગે રાષ્ટ્રીય ભાવનાઓનો વિકાસ થાય એવાં કામ કરવાની આપણે તમન્ના રાખીએ છીએ. અને દર વર્ષે એ પ્રવૃત્તિઓ આગળ વધે એવું ઇચ્છતા રહીએ છીએ. રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની સર્વમાન્ય રચનાત્મક કાર્યક્રમનું એક વિશિષ્ટ અંગ છે. આ પત્રિકા દ્વારા, ચરોતર પ્રદેશમાં વસતા દરેક વિદ્યાર્થી, શિક્ષક અને નાગરિકને રચનાત્મક કાર્યક્રમનું આ અંગ અપનાવી લઈ, વહેલામાં વહેલી તકે હિન્દુસ્તાની શીખી લેવાની અમે અપીલ કરીએ છીએ. હિન્દુસ્તાની ભાષા જ આપણી સાચી

રાષ્ટ્રભાષા છે. હિન્દુસ્તાનનાં કરોડો ભાઈબહેનોની એ સામાન્ય બોલી છે. એ ઉર્દૂ અને નાગરી બન્ને લિપિમાં લખાય છે. આપણી રાષ્ટ્રીય મહાસભાએ એને જ રાષ્ટ્રભાષા અને રાજભાષા બનાવી છે. 'અપને દેશમેં અપના રાજ' કહેવાવાળાઓએ હવે 'અપને દેશમેં અપની ભાષા' કરી મૂકવું જોઈએ. આપણા સ્વરાજમાં રાજભાષા તરીકે હવે હિન્દુસ્તાની જ ચાલશે, અંગ્રેજી નહિ. દોડતા જતા જમાના સાથે મેળ રાખવો હોય, અને સાચા હિન્દુસ્તાનીની રીતે વિચાર કરવાનો દાવો કરવો હોય, તો હિન્દુસ્તાની શીખવામાં મોડા પડવાનું આપણને નહિ પાલવે. સ્વરાજની સાથે 'સ્વરાજ ભાષા હિન્દુસ્તાની'ની નોબત વાગી રહી છે. એનો સાદ સુણશે એ લાભશે અને ગાફેલ રહેશે એ ગુમાવશે.

ઉર્દૂ અને નાગરી બન્ને લિપિમાં લખાતી રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની શીખવતાં ચરોતર પ્રદેશમાં ૩૪ કેન્દ્રો છે આપના ગામમાં હિન્દુસ્તાનીનું કેન્દ્ર ન હોય તો વહેલામાં વહેલી તકે એ સ્થાપો, અને રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીનો પ્રચાર કરો. હિન્દુસ્તાનીની બન્ને લિપિ ન જાણતા હો તો મૂંઝાવાની જરૂર નથી. જે ભાઈબહેનો જાણતાં હોય એમની પાસેથી શીખી લો અથવા ગામની નજદીકમાં જ્યાં હિન્દુસ્તાનીનો વર્ગ ચાલતો હોય ત્યાં જઈ અથવા લિપિ શીખવતાં પુસ્તકોની મદદથી લિપિ શીખી લો

જે પ્રચારક ભાઈ બહેનોને ઉર્દૂ લિપિ શીખવાની કશી સગવડ ન હોય અને જલદી શીખી લેવાની હોંશવાળા હોય, તેમને તા. ૨૮ ઓકટોબરથી તા ૬ નવેંબર સુધી ચકલાસીમાં ઉર્દૂ લિપિ શીખવા માટેના વર્ગમાં દાખલ થવાનું આમંત્રણ આપીએ છીએ. વર્ગમાં દાખલ થનારને રહેવા, જમવા અને ભણવાની સગવડ મફત આપવામાં આવશે, જે શિક્ષક ભાઈ બહેનો આ વર્ગનો લાભ લેવા ઇચ્છતાં હોય એમણે:—

મંત્રી, ચરોતર હિન્દુસ્તાની પ્રચાર સમિતિ,
ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

એ સરનામેથી અરજીપત્રો મંગાવી, વેળાસર ભરી, મોકલાવી આપવાં.

શ્રી રવિશંકર મહારાજ, પ્રમુખ, ચરોતર હિં પ્ર. સમિતિ
,, શિવાભાઈ આશાભાઈ પટેલ, ઉપપ્રમુખ, ,,
,, રાવજીભાઈ ચતુરભાઈ પટેલ } મંત્રીઓ, ,,
,, ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલ }
,, મગનભાઈ શંકરભાઈ પટેલ પ્રમુખ, વડોદરા પ્રાંત પંચાયત
,, રાવજીભાઈ મણિભાઈ પટેલ ,, ખેડા જિલ્લા સમિતિ
,, પૂંજાભાઈ મૂળજીભાઈ પટેલ ,, ખેડા જિલ્લા લોકલ બોર્ડ
,, રમણલાલ મ. ગાંધી અધ્યક્ષ, ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડ
,, બબલભાઈ મહેતા, ગ્રામસેવક, થામણા
,, દેસાઈભાઈ નાથાભાઈ પટેલ આચાર્ય, વિઠ્ઠલ કન્યા વિદ્યાલય
,, શિવાભાઈ ગોકળભાઈ પટેલ ,, વલ્લભ વિદ્યાલય

## આ આપણો ધર્મસંકલ્પ છે

ગુજરાતમાં સેંકડો ભાઈ બહેનોએ નીચેનો સંકલ્પ આ ગાંધી-જયંતી નિમિત્તે કર્યો. એમ તો હિંદુસમાજે આ સંકલ્પ ૧૯૩૨થી કરેલો છે. પરંતુ, હાથી જેવો મહાકાય આપણો સમાજ, ઘણી મહત્ત્વની બાબતોમાં સુધારો ચાહનાર એના નાયકોને લગભગ એમ જ કહી દે છે,

"हाथी चलत है अपनी गतमें
कुतर भुकत वाको भुकवा दे."

એ વૃત્તિ ગુલામીને શોભે. હવે તે ખંખેરવી જોઈએ. આ સંકલ્પ પાછો તાજો કરવામાં એ રહેલું છે.

"અમે માનીએ છીએ કે અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું અંગ નથી. ઊલટું આપણા મહાન પ્રાચીન ધર્મ ઉપરનું એ કલંક છે અને તે કલંકને ધોઈ કાઢવું એ પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુની ફરજ છે.

"સામાજિક દષ્ટિએ જોઈએ તો આભડછેટ એ આપણા સમાજને કોરી ખાનારો ઝેરી કીડો છે. તેનો આપણે સત્વર નાશ નહિ કરીએ તો એ કીડો આપણા સમાજનો નાશ કરશે. આભડછેટને કારણે આપણું સમાજ-શરીર નબળું, પાંગળું અને પક્ષાઘાતી તો થઈ ગયું છે. હવે વધુ મોડું થાય તે પહેલાં આભડછેટના ઝેરને કાઢીને તત્કાળ બહાર ફેંકી દેવું જોઈએ.

"કોઈ પણ મનુષ્યને જન્મને કારણે અસ્પૃશ્ય ગણવો તેમા કોઈ પણ પ્રકારનાં ન્યાય કે નીતિ નથી. આથી અમે માનીએ છીએ કે, અસ્પૃશ્યતાના અન્યાયનો તત્કાળ અંત આવવો જોઈએ.

"અસ્પૃશ્ય ગણાતા લોકો આ સમાજના અન્ય મનુષ્યો જેવા જ મનુષ્યો છે, એટલે બીજાની માફક જ આર્થિક, સામાજિક, આધ્યાત્મિક વિકાસની તકના તેઓ સરખા જ અધિકારી છે. અમે માનીએ છીએ કે અસ્પૃશ્યતાને કારણે તેમને તેવા અધિકારોથી વંચિત રાખવા એમાં માનવબંધુ અને આપણા સર્જનહાર પ્રત્યેનો દ્રોહ છે.

"હરિજનો એ હિંદુ છે અને તેથી સમાજમાં સંસ્કાર અને સગવડનાં સ્થળો તેમ જ સાધનોનો ઉપયોગ તેઓ બીજા કોઈ પણ હિંદુની જેમ કરી શકે, તેની આડે કશા પણ પ્રતિબંધ ન હોવા જોઈએ.

"અમારી દૃઢ માન્યતા છે કે અસ્પૃશ્યતાને પાળવાથી તેમ જ ઉપરના અધિકારોથી હરિજનોને વંચિત રાખવાથી તેમને તથા સમાજને પારાવાર નુકસાન થયું છે. હવે આ હાનિમાંથી સમાજને ઉગારી લેવા માટે આજની પરિસ્થિતિમાં પ્રારંભિક પગલાં તરીકે ઓછામાં ઓછું:—

"જાહેર રસ્તા, બગીચા, બજાર, વિશ્રાંતિગૃહો, ક્રીડાંગણો, મેળાવડા, સંમેલનો, રેલવે, મોટર વગેરે પ્રવાસનાં વાહનો, કચેરી, અદાલત, દવાખાનાં, શાળા, વિદ્યાલયો વગેરે જાહેર સંસ્થાઓ, સ્થળો, ને સાધનો હરિજનો માટે વિના વિલંબે ખુલ્લાં મુકાઈ જવાં જોઈએ.

"રાજ્યો કે સેવાસંસ્થાઓ તરફથી આ દિશામાં જે જે પ્રયાસ કે પ્રવૃત્તિ થાય તેને અમારી નૈતિક સહાનુભૂતિ તેમ જ યથાશક્તિ સક્રિય સહાય આપવાની અમારી ફરજ સમજીએ છીએ."

<u>વિલેજ હેરૂપઠન</u>

સમાજના ઉત્ક્રાંતિકાળમાં ઇતિહાસને પાને ચઢે એવા કેટલાયે ભોગો અપાયા જતા હશે. જ્યારે રાજકીય જુવાળ ચઢે છે, ત્યારે સંખ્યાબંધ નવજુવાનો જુદી જુદી રીતે ખપ્પરમાં હોમવા તૈયાર થાય છે અને વાતાવરણ તેને ઉત્તેજન આપે છે. પણ શાંત સામાજિક પ્રશ્નોમાં આવું ખમીર બતાવવા માટે વધારે હીરની જરૂર પડે છે તે નિઃશંક છે. તાજેતરમાં ગાંધીજયંતી સપ્તાહમાં અસ્પૃશ્યતાનિવારણના કાર્યમાં ઠીક વેગ મળ્યો. અને જુદાં જુદાં સ્થળોએ હરિજનો માટે જાહેર કૂવાઓ ખુલ્લા થયા, પ્રીતિભોજનો થયાં, હરિજનોને હાથે પ્રસાદ વહેંચાયા, સભા-સરઘસોમાં તેમને સામેલ રાખ્યા, અને બારડોલી તાલુકાના એક ગામે એક હરિજનને હાથે ધ્વજવંદન થયું.

બારડોલી તાલુકાના સૂપા ગામે આવા જ એક જાહેર કાર્યક્રમમાં ભાગ લેવાની તક મને મળી અને ગામના જાહેર કૂવામાંથી હરિજનોને પાણી ભરવા લઈ જવા એક સરઘસ હરિજનવાસમાં પહોંચ્યું, ત્યારે એક યુવાન અનાવિલે કહ્યું કે, મારો પોતાનો ખાનગી કૂવો હરિજનવાસની નજીક છે. અને તે કૂવેથી હરિજનો વેચાતું પાણી લઈને નભાવે છે, તો હરિજનો એ જ કૂવેથી પાણી હંમેશાં હવે જાતે ભરે તેવી મારી ઇચ્છા છે. સૌએ આ વિચાર વધાવી લીધો. અને એક કુમારિકાને હાથે હરિજન બહેનને કપાળે ચાંદલો કરીને એ કૂવેથી પાણી ભરાવ્યું.

પોતાનો ખાનગી કૂવો હરિજનોને માટે હંમેશાં ખુલ્લો થાય તો તેને અંગે પોતાનાં ઘરથી માંડીને મજૂર ઇ૦ તરફથી કેટલી અડચણ થાય તેનો વિચાર યુવાને કરી લીધો. જોખમ ખેડવા તૈયારી બતાવી. હિંમતભેર કૂવો ખુલ્લો મુકાવ્યો. અને બાકીના આખા દિવસના કાર્યક્રમમાં મંદિરપ્રવેશ, અલ્પાહાર ઇત્યાદિમાં સક્રિય ફાળો આપ્યો. પોતાના ગામમાં આવો સુધારો કરવા માટે એક યુવાને આટલો સુંદર ધડો આપ્યો. પ્રત્યેક ગામમાં આવો એક એક યુવાન સાંપડી જાય તો હિંદુસ્તાનની સિકલ ફેરવવામાં કેટલી મદદ થાય?

**પરીક્ષિતલાલ મજમુદાર**

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
…ત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# નવું વાચન

**મૌલાના અબુલ કલામ આઝાદ :** અંગ્રેજીમાં મૂળ લેખક: સ્વ૦ મહાદેવભાઈ દેસાઈ, ગુજરાતીમાં ઉતારનાર: ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨, કિં૦ ૨-૮-૦.

લેખક અને અનુવાદક બેઉ ગુજરાતને જાણીતા છે. એ વિષે કહેવાની જરૂર નથી. ગુજરાતીમાં આ ચોપડી ઉતારવા માટે પ્રકાશક અને અનુવાદકને ધન્યવાદ ઘટે છે. મૌલાના સાહેબ આપણા રાષ્ટ્રકારણમાં એક અદ્વિતીય વ્યક્તિ છે. એમણે જે કર્યું છે, એ તો ઇતિહાસ બોલશે. હિંદુ મુસ્લિમ એકતાનો જે પાકિસ્તાની ફેજ આજે આવ્યો છે, તે કાળમાં પણ અડગ ખડક સમાન એ એકતા પર ઊભા રહી સૌની એક અખંડ રાષ્ટ્રીયતા જ સાચી વાત છે, અને ધર્મ તથા દેશ અને બધી કોમો સૌને માટે પણ એ જ કલ્યાણકારી છે, એમ પોકારવા માટે ભારે ચારિત્ર્યબળ અને શ્રદ્ધાનું તેજ જોઈએ. મૌલાના સાહેબે એ ભારોભાર બતાવ્યું છે. ગુજરાતી વાચક આ જીવનકથાથી એ જોઈ શકશે, એ લાભ મોટો છે.

આ કીમતી જીવનકથા ગુજરાતને મળી એ સરસ થયું છે.

**દંતદીપક :** કર્તા: ડૉ. કેખુશરૂ દોરાબજી જીલા, નવસારી.

ડૉ. જીલા દંતવૈદનું કામ ઈ. સ. ૧૯૦૯ થી કરે છે. વિશેષ એ છે કે, તે અર્થે ગુજરાતીમાં સાહિત્ય પ્રગટ કરવું જોઈએ, એમ સંકલ્પ કર્યો અને આજ સુધીમાં 'ડૉ. જીલા દંત સાહિત્ય માળા' નામથી ૩૫ પુસ્તકો બહાર પાડ્યાં છે, તેમાં આ ૩૫ મું છે.

આ ચોપડીમાં એમણે અનેક જગાએથી દંતના આરોગ્ય બાબત સાહિત્ય સામગ્રી ભેગી કરીને આપી છે. કેટલુંક પોતે પણ લખ્યું છે. સામગ્રીમાં કાવ્યો પણ છે. આપણા પેટના એટલે કે પોષણ અને આરોગ્યના રક્ષક સમા દાંતની સંભાળ કેમ લેવી, એ સૌએ જાણવું જોઈએ. ડૉ. જીલાએ એને સારુ સારી પેઠે સાહિત્ય બહાર પાડ્યું છે; આ પુસ્તકની એક ખૂબી એ છે કે, એમાં રમૂજ સાથે દંતજ્ઞાન મળે છે.

**ભક્તરાજ હનુમાન :** હિંદીમાં મૂળ લેખક— શાંતનુવિહારી દ્વિવેદી (પ્ર૦ ગીતાપ્રેસ, ગોરખપુર.) ગુજરાતીમાં અનુવાદક: ચૂનીલાલ રામચંદ્ર શેલત, પ્ર૦ સસ્તું સા૦ વ૦ કાર્યાલય, અમદાવાદ, પા. ७९, કિં૦ ૦-૬-૦.

હિંદુ ઇતિહાસ અને પુરાણોએ અનેક અમર પાત્રો સર્જ્યાં ને આલેખ્યાં છે. તેમાં ભક્તશિરોમણિ હનુમાન

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૧૧ ] અમદાવાદ [ નવેમ્બર, ૧૯૪૬ ]

## છાપાંનો હક અને જવાબદારી

[ અર્વાચીન જગતમાં છાપું એક મોટી બળવાન વસ્તુ છે. લોકશાહી માટે તો એ અનિવાર્ય છે. દુનિયાના બે મહાન અને બાહોશ રાજનીતિજ્ઞ મુત્સદ્દીઓનો એ વિષેનો મત (તેમનાં તાજેતરમાં અપાયેલાં વ્યાખ્યાનોમાંથી) નીચે ઉતાર્યો છે એ બે રાજપુરુષો તે સરદારશ્રી વલ્લભભાઈ પટેલ અને મેજર એટલી છે. બેઉ જણ પોતપોતાના દેશની આમ પ્રજાના સેવક અને પ્રતિનિધિ તરીકે કામ કરતાં કરતાં અને તેને માટે લડતાં લડતાં તૈયાર થયેલા અનુભવી રાજપુરુષો છે. બેઉ છાપાંની કિંમત અને તેમની શક્તિ પૂરેપૂરી જાણે છે. બેઉ એની સ્વતંત્રતા અને ભલું ઇચ્છે છે; અને તેની સાથે એમની જે જવાબદારી છે તે બતાવે છે.

જવાબદારી વગર હક હોતો નથી ને નભતો નથી, એ વ્યાપક સૂત્ર છાપાંને પણ લાગુ પડે છે. છાપાં જો એ ભૂલીને ચાલે, તો તેમની શક્તિ વીફરીને સમાજને મારે ને તેની કુસેવા જ કરે. એમાંથી એમને રોકવા માટે પ્રજા પાસે પછી બે જ બળ છે—પોતાના લોકમતનું અને તેની પ્રતિનિધિરૂપ પ્રજાકીય સરકારનું. સ્વતંત્ર પ્રજાઓ આ બે બળને હમેશ જાગ્રત રાખે છે, અને તેના નેતાઓ તે વિષે પ્રસંગ પ્રમાણે દોરવણી આપે છે. નીચેનાં બે વ્યાખ્યાનો એ રીતે આજે પ્રેરક નીવડશે. એટલીનું વ્યાખ્યાન ગયા જૂન માસમાં 'ઇમ્પિરિયલ પ્રેસ' પરિષદ વિલાયતમાં મળી હતી તેની આગળ અપાયું હતું. સરદાર પટેલનું વ્યાખ્યાન અખિલ હિંદ તંત્રી પરિષદની સ્થાયી સમિતિ આગળ ગયે મહિને અપાયું હતું. –મ૦ ]

૧

"વચગાળાની સરકાર અને છાપાં વચ્ચેના સંબંધ વિષે હું આ પ્રસંગે બોલું, એમ તમે કુદરતી રીતે ઇચ્છતા હશો. હું તે અંગે તરત કહી દઉં કે, વચગાળાની સરકાર સામે જે કપરું કામ પડેલું છે તેમાં છાપાંનો સહકાર મેળવવા તે ખૂબ આતુર છે. અમે છાપાંની સ્વતંત્રતાને ખૂબ ચીવટપૂર્વક માન આપીશું. એમ જ નહિ, તે પોતાને છાજતી ફરજો બજાવે એમાં અમે તેને મદદ કરવાના છીએ. પરતંત્રતામાંથી સ્વતંત્રતામાં આપણે પગલાં માંડીએ છીએ. તેવા વસમા સમયમાંથી આપણે પસાર થઈએ છીએ. તે વખતે દેશનો વહીવટ સંભાળવામાં અમને પણ તમે સામેથી મદદ કરશો એવો અમને પૂરો વિશ્વાસ છે. અત્યારનો કાળ રાષ્ટ્ર-ઘડતરનો છે. તે વખતે લોકમતને અભિમુખ રજૂ કરવો અને દોરવવો એ તમારી જવાબદારી છે. એને તમે તમારા ધંધાને શોભાવે એમ અને આપણી માતૃભૂમિના કલ્યાણાર્થે અદા કરશો એમ હું ખાતરી રાખું છું....

"અખિલ ભારત તંત્રી પરિષદ જન્મી તે કાળની પરિસ્થિતિ આજે ધરમૂળથી પલટાઈ ગઈ છે. પરદેશી રાજ્યનો અંત આવવા બેઠો છે. થોડા વખતમાં આપણે પૂરી આઝાદ નવી સરકાર રચીશું. અત્યારે તેની જગાએ જે મધ્યસ્થ સરકાર કામ કરે છે તે એની પુરોગામી સરકાર છે. એટલે કુદરતી રીતે, આ નવો જે પલટો થયેલો છે તેની સાથે ખરોખર તમારો મેળ છે એમ તમને લાગશે; અને તેથી મને ખબર છે કે, તમે આ સરકારને ઝપાટાબંધ પૂર્ણ સ્વરાજ મેળવવાનું તેનું કામ પાર પાડવામાં છૂટે હાથે અને હોંશભેર મદદ અને સહકાર આપશો....

"દેશના અમુક ભાગોમાં સમાજદ્રોહીઓએ એમનાં કુકર્મો માંડ્યાં છે એ તમે જાણો છો. નાગરિકોનાં જાનમાલનું રક્ષણ કરવું એ દરેક સરકારનો પ્રાથમિક ધર્મ છે. આપણા આંતરિક મતભેદો – રાજકીય કે બીજા જે હોય તે – બળ અને હિંસાથી નહિ, પણ વાટાઘાટ અને સમજૂતીથી, અને આખરે જોઈએ તો લવાદી પંચ દ્વારા, પતવવા જોઈએ. આ સિદ્ધાંત લોકોને સમજાવવાના કામમાં છાપાં ભારે મોટો અને શોભાપાત્ર ભાગ ભજવી શકે છે.

"ખબરો આપવામાં અને મત પ્રદર્શિત કરવામાં છાપાંને પૂરી પૂરી છૂટ હોવી જોઈએ. પરંતુ એના ઉપર એક જવાબદારી પણ છે — તેણે દેશની અખંડ સુવ્યવસ્થા સંભાળવાની છે અને તેની પ્રજાકીય સરકારનાં સાચાં કે યોગ્ય કામોને ટેકો આપવો જોઈએ. પ્રસંગ આવે ત્યારે, દેશને તોડી નાંખનારાં બળોને નાસીપાસ કરવામાં સરકારને મદદ કરવી જોઈએ. છાપાંએ દેશનાં નિરંકુશ કે અસામાજિક બળોને પાછાં પાડવા માટે હરેક રીતે કામ લેવું જોઈએ.

"લાગણીઓ જ્યારે ઉછાળા પર હોય અને મિજાજ ઠેકાણે ન હોય ત્યારે દરેક જવાબદાર માણસનો ધર્મ છે કે, તે બળતામાં ઘી હોમવા જેવું કાંઈ કહે કે કરે નહિ. અલબત્ત, હિંસાની ઉશ્કેરણી તો સહી લેવામાં નહિ આવે. પરંતુ છૂપી રીતે ઉશ્કેરણી કરે એમ લખવાની રીતો હોય છે, જે ઘણું નુકસાન કરે છે. આ એક વસ્તુ તમે તજશો એવી મને આશા છે અને વિશ્વાસ છે."

સરદાર વલ્લભભાઈ

૨

"જેમનું કામ લોકમતને સમજાવવાનું અને કાંઈક અંશે તેને દોરવાનું પણ છે, એવા બધા લોકને માટે સૌથી મહત્ત્વની વાત છે તે એ કે, તેમણે પોતા પરની આ જવાબદારી વિષે અડગપણે સભાન રહેવું જોઈએ; અને એ પણ એમણે ન ભૂલવું જોઈએ કે, તેમણે લોકો સામે બધી જ હકીકતો મૂકવાની છે, અને નહિ કે અમુક કોઈ ખાસ પક્ષની જ માત્ર. તમે થોડા દિવસમાં છાપાંની સ્વતંત્રતાની ચર્ચા કરશો. મને આશા છે કે તે ચર્ચા તમે છૂટથી ને નિખાલસ ભાવે કરશો, જેથી તે લાભદાયી નીવડે.

"કોઈ પણ પ્રશ્નને ઉકેલવા માટે સફળતાની આશાપ્રદ કોઈ રીત હોય તો તે માત્ર લોકશાહી રીત જ છે, એમ હું માનું છું. પ્રશ્નોના ઉકેલને માટે આવી રીત અખત્યાર કરવી હોય તો છાપાંની સ્વતંત્રતા કરતાં વધારે મહત્ત્વની બીજી એકે સ્વતંત્રતા નથી. કારણ કે, એ સ્વતંત્રતા ખરું જોતાં છાપાંની નથી પણ આમ-જનતાની છે; આ વિષયમાં છાપાં તો પ્રજાના એજન્ટ જ છે. આ સ્વતંત્રતા એટલે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સાચી ખબરો પ્રજાને સ્વતંત્રતાથી આપવામાં આવે એ છે, કે જેમને આધારે પછી સંગીન નિર્ણયો બાંધી શકાય.

"ખબરો માટેની છાપાંવાળાઓની તડપ કોઈ વાર તો એવી થઈ પડે છે કે તેનાથી રાજકારણીઓ અકળાઈ જાય. પરંતુ જ્યાં સુધી તમે હકીકતોને વળગીને ચાલો ત્યાં સુધી અમારે કશી ફરિયાદ કરવાની ન હોય. તે હકીકતો ઉપર તમે જે મત બતાવો તે તમારું કામ તમે જાણો. અમે એ મતો સાથે સંમત ન થઈએ તોય તે સામે અમારે કાંઈ કહેવાપણું ન હોઈ શકે. અમારે કે પ્રજાને કાંઈ કહેવાનો કે ફરિયાદ કરવાનો હક ક્યારે હોય કે જ્યારે હકીકતોને મચડવામાં આવે, કે તે સાવ બનાવી કાઢવામાં આવે, કે તેમાં એવી કેટલીક છોડી દેવામાં આવી હોય કે જેને લઈને આખું ચિત્ર કથળી જતું હોય – સત્ય માર્યું જતું હોય.'

"સાચી ખબરો તો આપણને હજી વધારે મળો. દેશદેશની ખબરો બ્રિટિશ કોમનવેલ્થના દેશોમાં છૂટથી વહો; બધાય દેશોની પ્રજાઓમાં એમ પૂરી છૂટથી ખબરો પહોંચો. સાચી વાત જણાયાથી દુનિયાના સામાન્ય લોકોનું સાચું હિત કોઈ રીતે કે કદી બગડતું નથી; સુધારાની પ્રગતિનો આધાર દુનિયાની પ્રજાઓ વચ્ચેની પરસ્પર સમજૂતી ઉપર છે...."

મેજર એટલી

# હિંદુસ્તાનીનું શિક્ષણ જીવંત બનાવો

## [ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિનો ઠરાવ]

[હિંદુસ્તાનીના શિક્ષણમાં સરકારે હવે ફેરફાર કરવો જોઈએ. આજે તે નામે જે ચાલે છે તેમાં કશો જીવ નથી, કોઈનું એમાં ધ્યાન નથી. આ પ્રમાણે ચોમેરથી ફરિયાદ છે. આથી હિંદુસ્તાનીના શિક્ષકો પણ પોતાના કામ અને દરજ્જાથી ન સંતોષાય એ ઉઘાડું છે. સરવાળે, એ કામ વચગાળાના નબળાં વરસોમાં ચૂંથાઈ ગયું છે. હવે રાષ્ટ્રીય સરકાર કામ પર આવી છે. તેણે પોતાની નીતિ ધરમૂળથી વિચાર કરીને ગોઠવવી જોઈએ. અંગ્રેજ સરકારે જે કળા અને કુનેહથી આ દેશમાં અંગ્રેજી ચલાવ્યું, તેમ જ અને એથી વધારે યોગ્યતા અને ન્યાયથી આપણી સરકારે હવે હિંદુસ્તાની માટે કામ કરવું જોઈએ.

એની શરૂઆત આજના વિષમ લાગતા સંજોગોમાં પણ થવી જોઈએ. તે કઈ રીતે થઈ શકે એ વિચારીને ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિએ સરકારને નીચેના ઠરાવરૂપે ભલામણ કરી છે. રાષ્ટ્રપ્રેમી સૌ કોઈ એ વિષે વિચાર-વિનિમય અને ચર્ચા કરી શકે તે માટે અહીં એ પ્રસિદ્ધ કરવામાં આવે છે. —મ૦]

સરકારે રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના શિક્ષણ માટે ઈ. સ. ૧૯૩૯થી જે નીતિ શરૂ કરી છે, તેનો આ સમિતિએ પૂરો વિચાર કર્યો છે. અને આ સમિતિની કેટલીક જિલ્લા સમિતિઓએ આ બાબતમાં પોતાના જે વિચારો પ્રગટ કર્યા છે, તથા તે સરકારને પણ જણાવ્યા છે, એને પણ ધ્યાનમાં લીધા છે. અને ઈ. સ. ૧૯૩૯ પછી આજ સુધીમાં ૭ વર્ષમાં દેશે રાષ્ટ્રભાષા-પ્રચારના પોતાના મહાન રચનાકાર્યમાં જે પ્રગતિ કરી છે અને તે અંગે સ્પષ્ટતા આણી છે, તેની પણ આ સમિતિએ નોંધ લીધી છે.

મુંબઈ સરકારે ૧૯૩૯માં હિંદુસ્તાનીનું શિક્ષણ શરૂ કર્યું ત્યારથી આટલું તો તેણે સ્પષ્ટ જણાવ્યું છે કે, "હિંદુસ્તાની એ ભાષા હિંદી અને ઉર્દૂથી જુદી અને અલગ છે." અને તે નાગરી અને ઉર્દૂ એ બેઉ લિપિમાં લખાતી હોઈને, "તે બેઉ લિપિમાં શીખવવા માટેની જોગવાઈ શાળાઓમાં કરવી જોઈએ." આ નીતિ સાચી

છે. અને રાષ્ટ્રભાષા તરીકે તેનો દેશમાં પ્રચાર કરવા તથા લોકમત કેળવવા માટે, દેશના અગ્રગણ્ય નેતાઓએ ઈ. સ. ૧૯૪૨ના મે માસમાં અખિલ ભારતીય હિંદુસ્તાની પ્રચાર સભાની વર્ધામાં સ્થાપના કરી છે, એ આ અંગે એક મોટી બીના ગણાય. આ સમિતિ તે હકીકતને પણ ખ્યાલમાં રાખે છે.

અને એ બધા. પરથી મુંબઈ સરકારને તેના દ્વારા ચાલતા હિંદુસ્તાનીના શિક્ષણ અંગે નીચે મુજબની નીતિ ગ્રહણ કરવા માટે ભલામણ કરે છે :—

૧. સરકારે હિંદુસ્તાનીનું શિક્ષણ માધ્યમિક શાળામાં જ હાલ શરૂ કરાવ્યું છે. હવે તે પ્રાથમિક શાળાઓના ૫, ૬, ૭મા વર્ષમાં પણ શરૂ થવું જોઈએ.

અને તે વર્ષો પછી આગળ પણ એ ચાલુ રહેવું જોઈએ. એટલે કે (ક) માધ્યમિક શાળામાં આગળ મૅટ્રિક વર્ગ સુધી, (ખ) લોકશાળાનાં બધાં વર્ષોમાં, અને (ગ) પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષકો માટેનાં અધ્યાપન મંદિરોમાં હિંદુસ્તાની શિક્ષણને સ્થાન મળવું જોઈએ.

૨. આજે સરકારી નીતિ એવી છે કે, હિંદુસ્તાનીની લિપિ બાબતમાં વિદ્યાર્થી કે તેનાં માબાપ પોતાની મરજી અનુસાર નાગરી કે ઉર્દૂ ગમે તે એક લિપિ દ્વારા તે શીખવાનું પસંદ કરી શકે છે.

અને બીજું એક એવું કરવામાં આવ્યું છે કે, હિંદી અથવા ઉર્દૂ શાળાઓને હિંદુસ્તાનીના શિક્ષણમાંથી મુક્ત કરવામાં આવી છે.

આ સમિતિ માને છે કે, આ બે વસ્તુથી સરકારની હિંદુસ્તાની શિક્ષણની નીતિના મૂળમાં ઘા વાગે છે. હિંદુસ્તાની ભાષા હિંદી અને ઉર્દૂથી અલગ અને સ્વતંત્ર છે, અને તે બે લિપિ દ્વારા લખાય છે; એ સ્વીકાર્યા પછી હિંદી કે ઉર્દૂ જાણનારાને ઉપર જણાવ્યા પ્રમાણે છૂટ આપવામાં નીતિદોષ થાય છે. અને એમ જ લિપિ વિષે પણ બને છે.

સરકારી નીતિ શાને લીધે આવી બનવા પામી છે, એમાં ઊતરવાની જરૂર નથી. લોકોમાં આજે બે લિપિઓ તથા હિંદુસ્તાનીની બે સાહિત્યિક શૈલીઓ વિષે અમુક ભેદ-અને-વિખવાદ-બુદ્ધિ છે, એ હકીકતની એમાં અસર છે, એ ઉઘાડું છે. અને જ્યાં સુધી એક લિપિ દ્વારા લખાતી વંચાતી એવી એક હિંદુસ્તાની ભાષા વિષે જોઈતી સરળતા ન થાય, ત્યાં સુધી એ સંપૂર્ણ રાષ્ટ્રભાષાનું શિક્ષણ સરકાર ફરજિયાત ન કરી શકે, એ પણ આ સમિતિ સમજે છે. અને એ સ્થિતિમાં હિંદુસ્તાની પ્રચાર સભા તથા આ સમિતિ જેવાં લોકમતને કેળવનારાં પ્રજાકીય મંડળોની જવાબદારી વધે છે, એ પણ આ સમિતિ જાણે છે.

એટલે, એવા સંજોગોમાં, સરકારને, બેઉ લિપિના જ્ઞાન સાથે હિંદુસ્તાનીનું પૂર્ણ શિક્ષણ ફરજિયાત કરવાની ભલામણ સમિતિ કરી શકતી નથી, જોકે, છેવટે તો સ્વાભાવિકપણે એમ જ થવું જોઈએ. અને તે મુંબઈ સરકારે પણ ૧૯૩૯માં જાહેર કર્યું છે, એની આ સમિતિ સંમતિપૂર્વક નોંધ લે છે.

પરંતુ આ સમિતિ માને છે કે, આજે પણ તેને જ નજર સામે રાખીને હિંદુસ્તાનીનું શિક્ષણ સરકારે ગોઠવવું જોઈએ. અને તે દૃષ્ટિથી વિચારીને આ સમિતિ કહે છે કે, અત્યારે જે ધોરણે સરકાર તે શિક્ષણ ચલાવે છે એમાં ભારે નીતિદોષ છે અને તે કાઢવો જોઈએ.

૩. આ દોષ દૂર કરવાને માટે આ સમિતિની એવી ભલામણ છે કે, ઉર્દૂ કે હિંદી શૈલી જાણવાથી હિંદુસ્તાની શિક્ષણમાંથી છૂટ મળી શકે, એ બરોબર નથી. અને લિપિની બાબત નહિ, પરંતુ બેઉ લિપિ દ્વારા હિંદુસ્તાની શીખવું કે ન શીખવું એ જ વસ્તુ વિદ્યાર્થી કે માબાપની મરજી ઉપર છોડવામાં આવે.

પરંતુ એ સ્પષ્ટ કરવામાં આવે કે, જે કોઈ શીખવા ઇચ્છશે તેણે બંને લિપિનું જ્ઞાન મેળવવાનું અને હિંદી ઉર્દૂ બંનેના સુભગ મેળરૂપ જે સાદી સરલ અને બેઉની માતા સમાન લોકભાષા હિંદુસ્તાની છે તે શીખવાનું રહેશે; અને આ નિયમ હિંદી કે ઉર્દૂ શાળાને પણ લાગુ પડશે.

સરકાર, આ પ્રમાણે પૂર્ણ રાષ્ટ્રભાષાનું શિક્ષણ શાળાઓમાં મળે, તે માટે જોગવાઈ રાખવાનો પોતાનો ધર્મ માનશે. તેને માટે ખાસ મદદ વગેરે આપવામાં આવે, અને શાળાઓમાં એને ઉત્તેજન આપવામાં આવે. આ સમિતિ માને છે કે, આ પ્રકારે કામ કરવાથી લોકમત કેળવવા માટે પૂરી મોકળાશ મળશે, અને શરૂમાં જણાવી તેવા પ્રકારની નીતિઘાતક છૂટછાટો આપવાની પણ જરૂર આપોઆપ જતી રહેશે.

૪. આ નીતિનો અર્થ એ થયો કે. હિંદુસ્તાની શિક્ષક બેઉ લિપિ દ્વારા ભણાવી શકે એવો હોવો જોઈએ. સરકારી નીતિ એ જ છે એની આ સમિતિ સહર્ષ નોંધ લે છે. અને સરકારને વિનંતી કરે છે કે, હિંદુસ્તાની શિક્ષકો વધારે ને ઝપાટામાં તૈયાર કરવા જોઈએ. અને તે વિષે હવે એક વધુ ચોખવટથી કામ થવું જોઈએ, જે નીચે પ્રમાણે છે :—

૫. આજે હિંદુસ્તાની શિક્ષકો તૈયાર કરવા માટે સરકાર શું કરે છે તેનો વિચાર આ સમિતિએ કર્યો છે. અમુક કક્ષા સુધીની હિંદી કે ઉર્દૂ જાણનારે બીજી બાકીની લિપિ શીખવી જોઈએ અને તે ભાષાના અધ્યાપન બાબત કેટલાંક લેસન આપવાં જોઈએ. સમિતિ માને છે કે એ બસ નથી. એમાં પણ ફેરફાર થવો જોઈએ અને હિંદુસ્તાની પ્રચાર સભા તથા આ સમિતિ તરફથી ચાલતી પરીક્ષાઓને ધોરણે તૈયાર થનારને માન્યતા આપવી જોઈએ. વચગાળામાં કેવળ હિંદીના કે ઉર્દૂના જ્ઞાન કે તેની જ પરીક્ષાઓને જે માન્યતા આપવામાં આવી છે, તેની હવે જરૂર રહેવી ન જોઈએ.

૬. આજે રાષ્ટ્રભાષાનું શિક્ષણ જે કાંઈ રખાયું છે તે ફરજિયાત ધોરણે છે. તેમાંથી મરજિયાત ઉપર જવાનું ઠીક છે કે કેમ, એવું લાગવા સંભવ છે. ગેરફરજિયાત થાય તો થોડુંક પણ જે શિક્ષણ થાય છે તેય એટકી ન જાય ?— એવી ભીતિ ઊઠી શકે છે. આ સમિતિએ પોતાની ઉપરની ભલામણ કરતી વખતે આનો પણ વિચાર કર્યો છે, અને તેને ખાતરી છે કે, ઉપર પ્રમાણે જો સરકાર પોતાની નીતિ વિષે સ્પષ્ટતા કરીને આગ્રહપૂર્વક ચાલે, તો એવી કશી બીકને માટે સ્થાન નહિ રહે. આ સમિતિ માને છે કે, સરકાર જેવી પ્રબળ સામાજિક સંસ્થા પોતાનો અમુક વ્યવહાર અડગ સ્પષ્ટતાથી ચલાવે, તો તેની નીતિ લોકમતને પણ કેળવે જ, અને લોકો ધીમે ધીમે એ તરફ વળે જ છે. આ પ્રકારની સ્પષ્ટતા કરવાનું વલણ સરકારે લેવું જોઈએ. હિંદુસ્તાની વિષેની પોતાની નીતિને આગ્રહભેર તેણે પોતાને હસ્તક બધાં ખાતાંમાં ઉતારવાની તત્પરતા અને ચીવટભરી કાળજી રાખવી જોઈએ. આ નીતિથી કામ કરવા માટે જરૂરી લાગે તો તેણે તેના હિંદુસ્તાની શિક્ષણ બોર્ડની તે ધોરણે પુનઃસ્થાપના કરવી જોઈએ.

આને સારુ સમિતિ તે ઉપરાંત નીચેની કેટલીક બાબતો સરકારને સૂચવે છે :—

(ક) સરકારી નોકરો આ ભાષા બેઉ લિપિ સાથે શીખી લે એવું પ્રોત્સાહન આપવું જોઈએ. જેમ કે, હિંદુસ્તાની પરીક્ષાઓ ગુજરાતમાં ચાલે છે, તેમાં બેસનાર નોકરોની કદર થાય. તેની અમુક પરીક્ષા પસાર કરવી જોઈએ એવો ધારો તેમને માટે કરી શકાય.

(ખ) વર્નાક્યુલર ફાઈનલ, મૅટ્રિક ઇ૦ જેવી પરીક્ષાઓમાં બેઉ લિપિ સાથે હિંદુસ્તાનીનો એક વધારાનો મરજિયાત વિષય રખાય. જે કોઈ એ લઈને પાસ થયું હોય તેને નોકરી ઇ૦માં પહેલી પસંદગી મળે.

(ગ) લોકમત કેળવનારી હિંદુસ્તાની પ્રચાર સંસ્થાઓને સરકારે ઉત્તેજન અને મદદ આપવાં જોઈએ. તથા તેની કોઈ પણ પ્રકારની માન્યતા તેવી સંસ્થાઓને જ મળે, અને બીજીને નહિ, એવો આગ્રહ રાખવો જોઈએ.

આ પ્રમાણે સરકાર પોતાનો આગ્રહ અને માન્યતાની પ્રતિષ્ઠા તથા પસંદગી સ્પષ્ટ કરે, તો તેની અસર લોકમત પર સારી જ પડશે, અને ઉપર ભલામણ કરેલું મરજિયાત ધોરણ યોગ્ય જ ઠરશે, એમ આ સમિતિને લાગે છે.

૭. ઉપર પ્રમાણે કરવામાં મોટી આડ અંગ્રેજી શિક્ષણના સ્થાનની છે, એ આ સમિતિ જણાવે છે. હિંદનો પ્રગતિશીલ લોકમત આજે એમ માનતો થયો છે કે, અંગ્રેજી શીખવવાની શરૂઆત બહુ વહેલી થાય છે, અને તેથી સાચા રાષ્ટ્રીય શિક્ષણતંત્રની રચનામાં મોટું વિઘ્ન આવે છે. રાષ્ટ્રના શિક્ષણમાં માતૃભાષા પહેલી ને ત્યાર બાદ રાષ્ટ્રભાષાનું સ્થાન છે. અંગ્રેજી આજે તો આ બેઉને નડે છે. તેથી શિક્ષણની સાચી પુનર્ઘટના શરૂ કરવી હોય, તો અંગ્રેજી શિક્ષણને તેણે પચાવી પાડેલા સ્થાનેથી હઠાવીને યોગ્ય જગ્યાએ મૂકવું જોઈએ. હાઈસ્કૂલના ૪થા ધોરણથી વહેલું તેને શરૂ થવા ન દેવું જોઈએ. બલ્કે, થવું તો એમ જોઈએ કે, શિક્ષણનાં ૭ કે ૮ વર્ષ સરકાર જે સાર્વત્રિક ફરજિયાત કરવા ધારે છે, તેમાં અંગ્રેજીને સ્થાન ન આપે; અને કોઈ પણ માધ્યમિક કે આગળનું શિક્ષણ ત્યાર બાદ જ શરૂ થઈ શકે, એમ ઠરાવે. અને શિક્ષણનાં એ સાત વરસોમાં — ૫મા વર્ષથી, ઉપર જણાવેલી નીતિથી હિંદુસ્તાની દાખલ કરવામાં આવે.

આ સમિતિ જાણે છે કે, અંગ્રેજી શિક્ષણનો આ ફેરફાર એક મોટી ક્રાંતિ છે. અને તેથી જ તો એનો આગ્રહ અને ઉતાવળ કરવાની જરૂર છે, એમ તેને લાગે છે.

૮. છેવટે, ગુજરાત અંગે એક વિશેષ વિચાર કરવાનો છે તે એ કે, આ પ્રાંતની શાળાઓમાં નાગરી કે બાળબોધ લિપિ ત્રીજા ચોથા ગુજરાતી ધોરણમાં નિયમરૂપે શીખવાતી હતી. એ આજકાલ બંધ થયું લાગે છે. આ સમિતિ એને કુધારો માને છે અને સરકારને ભલામણ કરે છે કે, પહેલાં પેઠે એ પાછું કરી દેવું જોઈએ. ગુજરાતી અને બાળબોધ લિપિમાં ખૂબ સામ્ય છે એ સાંસ્કૃતિક જરૂર સમજીને અને રમતમાં બાળકોને એ લિપિ શીખવાતી હતી. એ દૂર કરવામાં ડહાપણ નથી, એ આજે તો સાવ ઉઘાડું દેખાય છે.

આ ઠરાવ પ્રસિદ્ધ કરવા તથા સરકારને અને તેના હિંદુસ્તાની બોર્ડને મોકલવા મંત્રીને જણાવવામાં આવે છે.

ચી કાંગે રાજ્યવહેવાર સંબંધે પૂછતાં કોન્ફ્યૂશિયસે કહ્યું : "શાસન કરવું, એટલે સુધારવું. જો તમે લોકોને સાચી રીતે દોરો તો કોની હિમ્મત છે કે સાચે રસ્તે ન ચાલે ?"

ચી કાંગને રાજ્યમાં ચોરોની સંખ્યા વધી ગઈ હતી, તેની ચિન્તા રહ્યા કરતી હતી. એમને શી રીતે દૂર કરવા એ સંબંધે તેણે કોન્ફ્યૂશિયસને પૂછતાં તેણે જવાબ આપ્યો : "જો આપ નામદાર જ લોભી ન હો, તો તમે ઈનામ આપવા તૈયાર થાઓ તોયે કોઈ ચોરી કરવા તૈયાર નહિ થાય."

— કૉન્ફ્યૂશિયસ

# 'પરં'ને કેમ 'પેખવો'?

એક ભાઈ નીચેના સવાલો પૂછે છે :

"૧. ગીતામાં આ લીટીઓ છે :
નિરાહારી શરીરીના ટળે છે વિષયો છતાં,
રસ રહી જતો તેમાં, તે ટળે પેખતાં પરમ."

આ પરમ્‌ને કઈ રીતે પેખવો? હું સ્વીકારું છું કે ઈશ્વર છે. પરંતુ મને ઈશ્વરશ્રદ્ધાની કેળવણી નથી મળી. ઈશ્વરનો ઇન્કાર કર્યા પછી હમણાં હું તેનો સ્વીકાર કરવા લાગ્યો છું, ને તે એક તત્વ તરીકે જગત સમસ્તમાં પ્રવર્તે છે તેમ સમજ્યો છું.

૨. ધાર્મિક શિક્ષણની બાબતમાં કુમારને ઈશ્વરશ્રદ્ધાની તાલીમ કઈ રીતે આપવી? કે ઈશ્વર તત્ત્વની બાબત નહીં છેડતાં, માત્ર તેને તાલીમ આપનારે પોતાની ચારિત્ર્યશુદ્ધિ જ જાળવવી?"

પહેલા પ્રશ્નની બાબતમાં આ ભાઈને કહું કે, આખી ગીતા વાંચો, તેમાં એની સાધના-રીત ઠેકાણે ઠેકાણે બતાવી છે. દા. ત. છઠ્ઠો અધ્યાય, નવમો અધ્યાય, ૧૩મા અધ્યાયના શ્લોક ૨૪-૨૫, વગેરે વગેરે.

પણ આ "પેખવા"નો પ્રશ્ન બહુ આગળનો અને અટપટો છે. એની પહેલાંની શરતો પૂરી કર્યા પહેલાં આ પ્રશ્નનો ઉકેલ ન આવી શકે. મૅટ્રિક પાસ થયા પહેલાં એમ. એ. નો અભ્યાસક્રમ પૂછવા જેવો તે કહી શકાય. કોઈ પુસ્તકો વાંચી ગોખી નાંખી શકાય, પણ જીવનમાં ન ઉતારી શકાય. એમ ગોખીને કરેલી સમજણનું બહુ મહત્ત્વ નથી. એ શ્લોક જ તપાસો તો એની પહેલાંની શરતો સમજાશે.

પ્રશ્નકર્તાના પ્રશ્નો આ છે : વિષયો ટળી ગયા છે? માત્ર તેમાંનો રસ જ બાકી રહ્યો છે, અને તે જતો નથી, એ જ મૂંઝવણ છે? કે વિષયો ટળતા નથી, તો તેના રસની તો વાત જ શી? શું એમ ખ્યાલ ધરાવો છો કે, આમ તો કાંઈ વિષયો ટળતા નથી, અને તેનો રસ તો છે જ; પણ તમારી ગીતામાં કહ્યું છે કે, "પરં"ને "પેખવા"થી એ જઈ શકે છે, અને રસ જશે તો વિષય પણ જશે જ; માટે એ તમારા "પરં"ને બતાવી દો ને, કે કામ ઊકલી જાય?

જો આવો ખ્યાલ હોય તો જાણી લેવું ઘટે કે, એ "પરં" એવો ભોળો નથી કે એમ તમારી મહેનત બચાવી દે. એ તો કહેશે કે, પહેલાં મહેનત કરો, ઇંદ્રિયોનું નિયમન શીખો, કાચબાની જેમ ઇંદ્રિયોને વિષયોમાં રસ છતાંયે તેમાંથી પાછા વાળવાની ટેવ પાડો, બીજી અનેક મનબુદ્ધિની લાયકાતો મેળવો, પછી મને "પેખવા"ની ઝંખના કરો.

"નાં તે મળે પ્રવચને, બહુ સૂક્ષ્મ તર્કે,
ના તે મળે બહુ ભણ્યે, ગણવા થકીયે;
તેને જ ઝંખે નિત એકભાવે,
તેને કરે પ્રગટ તે નિજ રૂપ આત્મા" (ઉપનિષદ્)

હજુ ઈશ્વર—એટલે એવું કાંઈ "પરં" છે કે નહીં, એ વિષે જ મનમાં શંકા છે, તો તે કેમ સમજાય? પણ એ શંકા છે તેની હરકત નથી. પરંતુ, કેટલાક કહે કે "છે" અને કેટલાક કહે છે કે "નથી", એવી એ મૂંઝવનારી વસ્તુ વિષે સત્ય શું છે, તે જાણવાની ઝંખના—વ્યાકુળતા કેટલી છે? એના વિના ચેન જ નથી પડતું એવી સ્થિતિ છે? કે જેમ અનેક વસ્તુઓ વિષે મનમાં કુતૂહલ હોય છે, તેવું આ માટે પણ એક છે? જો અનેકમાંનું જ આ પણ એક હોય તો, આ વસ્તુ બીજા સાથે પોતાને મુકાયેલી દેખી શકતી નથી, એ અર્થમાં તે જરા "અદેખી" છે એ સમજવું જોઈએ.

પણ હું તો કહું છું કે, એની પાછળ આજે પડો જ નહીં. તમે ઉપર ચડતા જશો તેમ એ નજીક આવતી જ જશે. માટે ઉપર ચડતા રહો. જીવનને શુદ્ધ, ઉન્નત, માણસાઈભર્યું, વીરતાભર્યું, સેવાભર્યું, પ્રેમભર્યું, સંયમી કરતા ચાલ્યા જાઓ. ઉપર કહ્યું કે, "તેને જ ઝંખે નિત એકભાવે, તેને કરે પ્રગટ તે નિજ રૂપ આત્મ"—એ અધું વચન છે; એનો બીજો ભાગ એ છે કે, એ પણ પોતાને પ્રગટ કરવાને સદા ઉદ્યમશીલ હોય છે. માટે તમે જેટલા વેગથી ઉપર ચડશો, તેટલા જ વેગથી એ તમને છતો થશે.

બીજા સવાલનો જવાબ ઉપર આવી જ જાય છે. વધારે સ્પષ્ટતા ખાતર એટલું જ કહું કે, જે શ્રદ્ધા તમને ન હોય તેવી શ્રદ્ધા બતાવવાનો ડોળ જ ન કરવો. નમ્રતાપૂર્વક કહેવું કે, હું ઈશ્વરની શ્રદ્ધા, ભક્તિ વગેરેનો વિષય હજુ સમજતો નથી. એ બાબતમાં હું અને તમે સરખા જ છીએ. પણ ગીતામાં કહ્યું છે કે,

"ને કો ન જાણતાં આમ અન્યથી સુણીને ભજે,
શ્રવણે રાખતા શ્રદ્ધા, તેઓયે મૃત્યુને તરે."

(અ૦ ૧૩, શ્લો. ૨૫)

તેવી શ્રદ્ધાથી આપણે એને ભજીએ, અને નીતિધર્મનું પાલન તથા સદ્‌ગુણોનો વિકાસ કરતા રહીએ, તો જે સાચું હશે તે આગળ આવશે.

સેવાગ્રામ,
૨૯-૧૦-'૪૬

કિ૦ ઘ૦ મશરૂવાળા

# રાષ્ટ્રપતિ આ૦ કૃપાલાનીજી

"તેમની (કૃપાલાનીજીની) ત્યાગશક્તિની વાત મેં પહેલાં સાંભળી હતી.... જાતે સિંધી હોવા છતાં તે બિહારીના કરતાં પણ વધારે બિહારી હતા. એવા થોડા સેવકોને મેં જોયા છે, જેમની શક્તિ જે પ્રાંતમાં જાય તેમાં પૂર્ણતાએ ભળી જવાની હોય ને પોતે જુદા પ્રાંતના છે એવું કોઈને જાણવા ન દે."

—ગાંધીજી (આત્મકથામાં)

આચાર્ય કૃપાલાનીજી મહાસભાના મેરઠ અધિવેશનના પ્રમુખ ચૂંટાયા, એ ખબર વાંચી મારા જેવા ગુજરાત વિદ્યાપીઠના અનેક વિદ્યાર્થીઓએ મગરૂરીની લાગણી અનુભવી હશે. કૃપાલાનીજીને પ્રિયમાં પ્રિય ધંધો હોય તો તે પ્રોફેસરી છે. એ ધંધો વરસોથી એ કરતા. તેના જ કળશરૂપે વિદ્યાપીઠે એમને આચાર્ય-પદે બેસાડ્યા. ઘણાને કદાચ ખબર ન હોય કે, બિહાર સત્યાગ્રહના જમાનાથી ગાંધીજી એમને પ્રોફેસર જ કહેતા, ને કૃપાલાનીજી એ સહીથી જ એમને પત્ર પણ લખે! આજે અમારા આચાર્ય રાષ્ટ્રના સર્વશ્રેષ્ઠ પ્રજાકીય માનને પાત્ર ઠર્યા છે, તેમાં રાષ્ટ્રીય શિક્ષણની પણ સર્વોત્તમ કદર થઈ છે.

આ પદે તે ક્રમે ક્રમે અને પોતાની અનેકવિધ શક્તિઓ તથા સેવાથી પહોંચ્યા છે. તે ગુણે પ્રોફેસર છે, પણ એમની એ ગુણ-સમૃદ્ધિ રાષ્ટ્રની આઝાદીને શરૂથી અર્પેલી છે. બંગભંગના કાળમાં આવી દીક્ષા પામેલા અનેક વિરલ નવજુવાનોમાંના તે એક છે. ત્યારથી આજ સુધી રાષ્ટ્રજીવનમાં ભાત ભાતના પલટા આવ્યા છે. એ બધામાં યશસ્વી ફાળો આપતા આપતા આચાર્યજી આજના શ્રેષ્ઠ ગૌરવપદે પહોંચ્યા છે. આમ, તેમના જીવનમાં શુક્લ પક્ષના ચંદ્રની જેમ ઉત્તરોત્તર પ્રગતિ દેખાય છે. ગાંધીવાદના તત્ત્વજ્ઞાનનો મક્કમ પાયો, પ્રાપ્ત પરિસ્થિતિનું વિગતવાર સૂક્ષ્મ ને ચોક્કસ પૃથક્કરણ કરવાની કુશાગ્ર બુદ્ધિ, તેનો પૂરો ઉપયોગ કરી હાથમાં લીધેલું કામ દીપાવવા જેટલી કાર્યદક્ષતા અને ઉદ્યોગપ્રિયતા, અને કોઈ પણ સંજોગોમાં હામ ભીડવા જેટલી ધીરજભરી હિંમત—આવા ગુણોને લઈને આચાર્યશ્રી આજે રાષ્ટ્રપતિને સ્થાને વિરાજે છે. તેમનું જીવન તપાસતાં ઈશાવાસ્ય ઉપનિષદ્‌નો મંત્ર યાદ આવે છે: पूर्णात्पूर्णमुदच्यते।

૧

૧૯૨૨–૨૩ની વાત છે. અમે બધા મહાવિદ્યાલયમાં ભણતા હતા. આચાર્યશ્રી ગિદવાણીજીની જગ્યાએ કોઈ કૃપાલાનીજી આવે છે, એવા ભણકારા અમારા કાન પર આવવા લાગ્યા. તે વખતે અમારામાં વેશભૂષા ને કેશભૂષાની ઓછી વિવિધતા ન હતી. પણ કૃપાલાનીજીએ આવીને તેમાં પોતાનો ખાસો ઉમેરો કર્યો. કોકટી રંગની ખાદીનો પોશાક, લાંબો જભ્ભો, તે પર ઉપરણું અથવા શાલ, બાવા જેવા ફરફરતા લાંબા વાળ—આવું સ્વરૂપ જોઈને અમને ખૂબ મજા પડેલી. નવાઈની વાત એ લાગે છે કે, આજે પણ એમાં ભાગ્યે જ કોઈ જાતનો ફેરફાર દેખાય છે! ત્યારે અમારા તો કાળા વાળ ધોળા થવા બેઠા ને તેની જગ્યાએ તાલ પણ પડવા લાગી! પણ આચાર્યશ્રીનો કેશકલાપ જુઓ તો તે પહેલાંના જેટલો જ ફરફરતો, કાળો ને અખૂટ!

ગાંધીજી અને ગાંધીવિચારના તેઓ અનન્ય ભક્ત અને અર્થકાર છે. ગાંધીજીના જીવનને તે એક 'જીવતી જાગતી પૂર્ણતા' (organic whole) તરીકે વર્ણવે છે. ગાંધીજી જ્યારે ચંપારણમાં ૧૯૧૭માં ગયા હતા ત્યારે તેમના પરિચયમાં પહેલ વહેલાં આચાર્યશ્રી આવ્યા. ત્યારથી તેઓ તેમના એકનિષ્ઠ અનુયાયી બન્યા છે. તે વખતે તેઓ મુઝફ્ફરપુરની કૉલેજમાં પ્રોફેસર હતા. ગાંધીજી ગયા તે અગાઉ તેઓ પ્રિન્સિપાલ જોડે લડીને છૂટા થયા હતા! ત્યાંના સત્યાગ્રહમાં તેમણે ગાંધીજીને ખૂબ મદદ કરી હતી.

આ અરસામાં પં. માલવિયાજીને એક ખાનગી મંત્રી જોઈતો હતો. ગાંધીજીએ કૃપાલાનીજીને તેમની પાસે મોકલ્યા. તેઓ માલવિયાજી પાસે અસલ ટર્કિશ ફેઝ ટોપી પહેરીને ગયા! માલવિયાજીએ આ ગાંધીજીને લખ્યું. ગાંધીજીએ જવાબ વાળ્યો, "કૃપાલાની કરતાં વધારે સારો હિંદુ તમને ભાગ્યે મળે." પછી તો તેઓ માલવિયાજીના ભારે વિશ્વાસપાત્ર થયા, અને એ બે વચ્ચેનો પ્રેમ એક ભારે કાવ્યપૂર્ણ વસ્તુ બની.

અસહકારનો જમાનો આવ્યો. કૃપાલાનીજી બનારસ યુનિવર્સિટીના પોતાના વિદ્યાર્થીઓ સાથે બહાર પડ્યા ને કાશી વિદ્યાપીઠમાં બાબુ ભગવાનદાસ ને શિવપ્રસાદ ગુપ્તા સાથે તેમાં જોડાયા. તેમાંથી જ બનારસ ગાંધી આશ્રમની સ્થાપના થઈ, જે દ્વારા આચાર્યશ્રીએ ખાદી ને ગ્રામસેવાનાં કામો શરૂ કર્યાં. તે જ આશ્રમ પછીથી મેરઠમાં ખસેડાયો અને આજે તે ખાદીકામનું એક મોટું કેંદ્ર બન્યો છે. પ્રથમ પંક્તિના આગેવાનોમાં ખાદી–નિષ્ણાતો તરીકે પંકાયેલા રાજાજી અને રાજેન્દ્રબાબુ જોડે કૃપાલાનીની પણ ગણતરી થવા લાગી. રેંટિયાની બૌદ્ધિક ભૂમિકા તેમણે 'Politics of Charkha'માં સમજાવી છે, જેમ ગાંધીજીની શિક્ષણ યોજનાનું હાર્દ તેઓ 'લેટેસ્ટ ફેડ'માં સ્પષ્ટ કરે છે.

જીવનમાં આવા અનેકવિધ અનુભવો લઈને તેઓશ્રી અમારા મહાવિદ્યાલયમાં આચાર્ય તરીકે આવ્યા હતા.

૨

ગુજરાત મહાવિદ્યાલયની પ્રાર્થનામાં આચાર્યશ્રીનાં પ્રવચનો સાંભળવાં એ જિંદગીનો એક મોટો લહાવો

હતો. ગાંધીવિચાર ને અસહકારનાં જુદાં જુદાં અંગો પર તેઓ પોતાની પ્રતિભાનો અજબ પ્રકાશ પાડીને સમજાવતા. તેમના વિચાર મૌલિક અને ચમત્કૃતિ ભરેલા હતા. વિદ્યાર્થીઓ સાથે ગેલ કરે, હાસ્યવિનોદ કરે, પણ કંઈક વાંકું થાય એટલે ઝાટકણી પણ સખત કાઢે. એક વાર પાણી પીવાની ઓરડી ક્યારે ઉઘાડવી ને ક્યારે બંધ કરવી, એને અંગે તેમણે એક પરિપત્ર કાઢેલો. તે વિદ્યાર્થીઓને પ્રતિકૂલ જણાયો અને તેથી અસંતોષ થયો. આચાર્યશ્રી આગળ ફરિયાદ ગઈ. તેમણે તેનો રદિયો આપ્યો. વિદ્યાર્થી-આલમનો વિરોધ કાયમ રહ્યો. પંચાયતમાં આચાર્યશ્રીને ફરી વિચાર કરી જોવાની વિનંતી કરતો ઠરાવ આવ્યો. ત્યારે તો તે સાંભળી તેઓશ્રી તો એવા ખિજાયા કે અમને લાગેલું કે કોકને ટીપી જ નાખશે!

તેઓ રાજકારણ, ઇતિહાસ ને અંગ્રેજી સાહિત્યના વર્ગો લેતા. અંગ્રેજી કાવ્ય તેમનો પ્રિય વિષય હતો અને તે કેટલાક ખાસ વિદ્યાર્થીઓને 'ઉમર ખયામ' અને 'ગીતાંજલિ' શિખવાડતા. તેમનાં ભાષણો અમને ગમતાં. તેમાં શબ્દ કરતાં વિચારના પૃથક્કરણ પર વધારે ભાર હોતો. કોઈના પર ટીકા કરવાનો પ્રસંગ હોય ત્યારે તેમની શબ્દસંપત્તિ ખરી ખીલતી; પ્રતિભા અનેક દિશાઓથી ફૂટી નીકળતી ને અમને આશ્ચર્યચકિત કરી મૂકતી. જેમ એકાદ કુશલ ગવૈયા સફાઈદાર આલાપ લઈ અભિનવ રીતે સમ પર આવે છે, તેવી રીતે કૃપાલાનીજીની વાણીના ફુવારા છૂટતા અને મૂળ વિષય સાથે અનુસંધાન કોઈ અદ્ભુત રીતે જોડી લેતા. હિંદુ ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ અને કળા તેમના માનીતા વિષયો હતા. તેના પર જ્યારે તેઓ બોલવા ઊભા થતા ત્યારે તેમનાં ભાષણો ખૂબ સરસ થતાં. સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા, રવીન્દ્રનાથ, ગાંધીજી કે રાધાકૃષ્ણનને વાંચતી કે સાંભળતી વખતે જ્ઞાનપિપાસા તૃપ્ત થયાનો જે અપૂર્વ આનંદ અનુભવાય છે, તેવો જ અમને અનુભવ થતો.

એક વાર સ્વ. એંડ્રૂઝ સાહેબ મહાવિદ્યાલયમાં પધારેલા. અરસામાં ગાંધીજીના રાષ્ટ્રવાદ અને રવીન્દ્રનાથના આંતરરાષ્ટ્રવાદની સરખામણી થતી અને રાષ્ટ્રવાદનો ઉપહાસ કરવામાં આવતો. અમારા આચાર્યશ્રીએ તે જ વિષય લીધો ને એવું સુંદર ભાષણ આપ્યું કે અમને બધાંને થયું, 'લો, તમારા ગુરુદેવને સંભળાવો જઈને હવે!' પછી તે ભાષણ ગિદવાણીજીના માસિક 'દુમોરો'માં 'કવિ અને પયગંબર'ના મથાળા નીચે છપાયું હતું. થોડા દિવસ પછી ગુરુદેવ અમદાવાદમાં પધારેલા અને એક ખાનગી સભામાં આ લેખ પર તેમણે પોતાનો બધો ઉકળાટ ઠાલવેલો!

૧૯૨૮માં તેમને વિદાય આપવાનો સમારંભ વિદ્યાપીઠમાં થયો હતો, તે વખતનું તેમનું ભાષણ યાદગાર છે. તેમાં ગાંધીજીના વ્યક્તિત્વની ત્રિમૂર્તિનું વર્ણન કર્યું હતું:

"ત્રિમૂર્તિનું એક મુખ જે સંન્યાસ અને તપસ્યાનું પ્રતીક છે તેનું આશ્રમમાં દર્શન થાય છે. . . . તેનું બીજું મુખ સાબરમતીને સામે કાંઠે છે. તેનું પ્રતિબિંબ વલ્લભભાઈમાં પડ્યું છે. . . . વચલું મુખ તે આપણી વિદ્યાપીઠ છે. અહીં આપણે તેમની ભક્તિથી અંકિત થયેલી વિદ્વત્તાના અને મહાન નમ્રતાથી અંકિત થયેલી મહાન સંસ્કૃતિના પ્રતિનિધિઓ છીએ. તેમની બૃહદ દૃષ્ટિ, મતાન્તરક્ષમતા, ઉદારતા, વિરોધોનું સમાધાન કરનારી અનેકાંતિક દૃષ્ટિના આપણે પ્રતિનિધિ છીએ."

ભાષણ કરતાં તેઓ સંભાષણમાં વધારે ખીલે છે. '૪૨ પહેલાં તેઓ એક વાર સ્નાતક સંમેલનમાં વિદ્યાપીઠમાં આવ્યા હતા. પ્રશ્નોની ઝડી ચાલી ને આચાર્યશ્રી જે ખીલ્યા કે તે કાર્યક્રમ બે કલાક સુધી ચાલ્યો. જ્યારે તેઓ ધર્મ, તત્ત્વજ્ઞાન, ગીતા, પ્લેટો વગેરે વિષયો પર બોલવા માંડે છે ત્યારે કોઈ જ્ઞાનયોગીની જેમ અજ્ઞેય, અજ્ઞાત, ગૂઢ સત્યો સમજાવીને શ્રોતાઓને મુગ્ધ કરી નાખે છે. જુદી જુદી રીતે છતાં મહાસભા મંડળમાં આજે તેઓ અને સરદારશ્રી સૌથી વધારે લોકપ્રિય વક્તાઓ છે.

ગાંધીભક્તિ અને ખાદીભક્તિ તેમની ભક્તિના ખાસ વિષયો છે. ૧૯૨૪માં ગાંધીજીના છુટકારાની ખબર એક સવારે મહાવિદ્યાલયમાં આવી. તે દિવસની પ્રાર્થનાનો દેખાવ હજી પણ મારી આંખ આગળ તરવરે છે. મહાભારતમાં કહ્યું છે કે, ધર્મરાજનો રથ તેમના સત્યના પ્રતાપે ભોંયથી બે આંગળ ઊંચો ચાલતો. અમે પણ તે દિવસે ગાંધીજીના સત્યને પ્રતાપે તેમનો છુટકારો સાંભળીને ધર્મરાજની જેમ અધ્ધર વિચરવા લાગેલા. પણ અમારા આચાર્યશ્રી તો અમારા કરતાં વધારે ઊંચે, ગગનમાં વિહરતા હતા! અમને તે દિવસે રજા મળેલી ને અમે બધા સરઘસના રૂપમાં શહેરમાં ગયા હતા. તેને મોખરે કૃપાલાનીજી ચાલતા હતા. શહેરમાં ઘણી જગ્યાએ લોકો હર્ષથી મેવામીઠાઈ વહેંચતા હતા. માણેકચોકમાં એક વેપારી સાકરના થાળ ભરી ભરીને સૌને વહેંચતો હતો. આચાર્યશ્રી તેની પાસે જઈ માગવા લાગ્યા, 'મને આપો ને, મને આપો ને.' વેપારી અમને વિદ્યાર્થીઓને હર્ષથી વહેંચતો હતો. વચ્ચે આ બાવટાનું વિઘ્ન શું? તેમનો પોષાક જોઈ વેપારીએ, તે કોઈ બાવો હશે એમ માની, ધક્કો મારીને તેમને હડસેલી કાઢ્યા. હસતા હસતા ને સાકર માગતા આચાર્યજી વળી વધુ હસ્યા. અમે તે વેપારીને કહ્યું, "એ તો અમારા આચાર્ય છે!" વેપારી ચોંકીલો બન્યો ને તેણે તેમની માફી માગી, સાકરની આખી થાળી તેમના ઉપરણામાં ઠાલવી દીધી. કૃપાલાનીજી હસતા જ રહ્યા!

તે દિવસોમાં અમે રજાના દિવસોમાં ખાદીવેચાણ કરવા જતા. એક દિવસ વહેલી સવારે અમે શહેરના ખાદીભંડારે ખાદી લેવા ગયા. ભંડાર ઊઘડયો ન હતો. અગારી પહેલાં સરદાર વલ્લભભાઈ ત્યાં હાજર થયા હતા. તેઓ પણ અમારી સાથે ખાદીવેચાણ કરવા આવતા. થોડી વારે કૃપાલાનીજી સાઇકલ પર આવ્યા. ભંડાર પાસે સાઇકલ વાળતાં આગળ એક વાછરણ ઊભી હતી તેના પગે અડીને સાઇકલ આગળ ચાલી. તે ગરજી, "આંખે દેખાય છે કે નહીં ?" સરદાર ખડખડાટ હસવા લાગ્યા ને કહે. "શો તારો વિચાર છે ? હજી આંખમાં ઊંઘ છે ?" આચાર્યશ્રી હસતાં હસતાં કહે, "જરાક સરખું લાગ્યું હશે, પણ કેવી ગરજી !"

૩

મહાસભાના મહામંત્રી થયા પછી તેમણે રાષ્ટ્રકાર્ય અને નીતિ બાબત ચોખવટ કરવા માટે કલમ પણ ઉપાડી. આ લેખો આજે વાચક ગ્રંથરૂપે મેળવી શકે છે. [ જુઓ 'ધી ગાંધિયન વે' (અંગ્રેજી) અથવા 'આ૦ કૃપાલાનીજીના લેખો (ગુજરાતી) ] એમાં દેશનાં રાજકારણ અને કાર્યપદ્ધતિનું જે વિરલ સચોટતાથી વિવરણ કરવામાં આવ્યું છે, એવું ભાગ્યે બીજા તે વિષય પરના લેખો જોવા મળે છે. જગતનો ઇતિહાસ, ક્રાંતિ તથા સ્વાતંત્ર્ય-યુદ્ધોની ફિલસૂફી, એ બધા પર ગાંધીજીએ જે આર્ષ દૃષ્ટિથી નવવિધાન કર્યું તે, — આ બધું એ લેખસંગ્રહમાં એવી ઉદાત્ત ભૂમિકાએથી ચર્ચાયું છે કે, યુનિવર્સિટીના રાજકારણના અભ્યાસમાં પણ તેને સ્થાન મળી શકે. સમાજવાદ આજે ફૅશનેબલ થઈ પડ્યો છે. તેમાં રહેલી બાલિશ ટૂંકી સમજ અને પશ્ચિમી અનુકરણને એમણે ઊધડાં લીધાં છે અને એ વાદના મોટા દાવાને ભારે ઉઘાડો પાડ્યો છે. આથી તે વાદીઓ એમના પર સારી પેઠે ગિન્નાય છે પણ. છતાં આજે રાષ્ટ્રવાદની સાથે સમાજવાદ સહકાર કરવા લાગ્યો છે તેનું કેટલુંક શ્રેય આચાર્યશ્રીએ તે પક્ષની જ પરિભાષામાં તેની દિશાભૂલ બતાવી તેની જે અવાસ્તવિકતા બતાવી છે એને ઘટે છે. તે પક્ષના સભાસદોને તેઓ પ્રતિપક્ષી ગણતા નથી, કેમ કે તે સાચા સમાજવાદી ને પ્રખર રાષ્ટ્રભક્ત છે. આ બધાને તે પોતાના જુવાન વિદ્યાર્થી-મિત્રો ગણે છે, ને એક ઉમદા અધ્યાપકની રીતે તેમને સમજાવે છે. 'મહત્વાકાંક્ષીઓને શિખામણ' નામના લેખમાં તેઓ લખે છે :—

> "જૂના આગેવાનો અસમર્થ અથવા રૂઢિચુસ્ત છે, એમ ઉદ્દામવાદીઓને લાગતું હોય તો તેમને પદભ્રષ્ટ કરવા માટે બે યોગ્ય ને સીધા ઉપાયો છે: એક તો એ કે, તેમણે પ્રજામાં રહીને દિનપ્રતિદિન કામ કરવું જોઈએ, તેનું હૃદય જીતવું જોઈએ, ને તેની વિચારસૃષ્ટિમાં સ્થાન મેળવવું જોઈએ. બીજો ઉપાય એ છે કે, ધીરજ, શાંતિ, શિસ્ત અને સંયમ સેવીને હાલના પ્રજામાન્ય આગેવાનોના હાથ નીચે ઉમેદવારી કરી મોટાં ને જવાબદારીભર્યાં કામો સ્વીકારીને ખંતથી કરી બતાવવાં જોઈએ. . . . આ સિવાય આગેવાની મેળવવા માટે ત્રીજો રાજમાન્ય રસ્તો દેખાતો નથી."

કોઈપણ સંજોગોમાં અને ખાસ કરીને હાલની કટોકટીમાં હિંદી આગેવાનીની સનાતન પરંપરા જાળવવા માટે આથી ડહાપણભરી સલાહ બીજી શી હોઈ શકે ? આચાર્યજીએ પોતાના દૃષ્ટાંતથી જ એ પાળી પણ દેખાડી છે.

આવા એકનિષ્ઠ ને પ્રગતિશીલ આગેવાનને દેશ મહાસભાના પ્રમુખપદે ચૂંટે એ યોગ્ય છે. આજે દેશના રાષ્ટ્રકારણનો દરિયો કોમી વિખવાદના વંટોળિયાથી ખળભળી ઊઠ્યો છે; મહાસભાની નાવ તો સંપૂર્ણ આઝાદીને કિનારે જવા વરસોથી નીકળી ચૂકી છે. હવે તેણે બંદરે પહોંચવાને અત્યારને ટાણે સુકાનીની જવાબદારી કેવી ગંભીર છે ? આ૦ કૃપાલાનીજી એને ઉડાવવાને માટે લાયક અને ક્રાંતિના દરિયા ડહોળેલ અનુભવી ખલાસી છે. રાષ્ટ્ર ક્યાં છે, ક્યાં તેણે જવાનું છે, કેમ કરીને ત્યાં જવાય, એ વિષે એમની નજર અચૂક અને સાચા ધ્રુવ તારા પર છે. હિંદની સંસ્કૃતિના તે પરમ ભક્ત છે. એમની નજર વિજ્ઞાનશુદ્ધ અને ઇતિહાસપૂત છે. નાના નાના વાડાને ખાબોચિયાં જેવા બંધિયાર ધર્મો એ સમજી શકતા નથી. આ દેશમાં એમને પ્રાંત નથી, એ તો સૌ જાણે છે. ગાંધીજી જ પ્રમાણપત્ર આપે છે કે, બિહારમાં બિહારી ને ગુજરાતમાં ગુજરાતી, જ્યાં જાય ત્યાં તે પ્રાંતના એ બની શકે છે. વ્યાપક વિશાળ જીવનદૃષ્ટિનું એ લક્ષણ છે. તેમ જ દેશની સંકુચિત રાષ્ટ્રીયતા પણ એમને નથી. જગતમાં રાષ્ટ્રો કેમ સુખે રહી શકે એનો માર્ગ આજે ખોળાય છે. તે જ વખતે વિશાળ હિંદી રાષ્ટ્ર સુખમાં અને આઝાદીથી રહેવાનો માર્ગ પોતાને માટે આજે રચે છે, તેવા ક્રાંતિપૂર્ણ વખતે આચાર્યજી રાષ્ટ્રપતિપદે આવે છે એ તેમના જીવનની પણ એક ધન્ય ઘડી ગણાય. તે વખતે અમે એમના વિદ્યાર્થીઓને ઋષિઓએ શુભકર્મ માટે સદાનું આપેલું પેલું આશીર્વચન તેમને માટે યાદ આવે છે :

शुभास्ते पन्थानः ।

અમદાવાદ, ૧૨-૧૧-'૪૬ રામચંદ્ર સોમણ.

# ચીનનો શાંતિ

ઇન્દ્રને જેમ આપણે દેવોના દેવ કહીએ છીએ તેમ ગાંધીજીને આપણે ખરા અર્થમાં માનવોના માનવ કહી શકીએ.

સને ૧૯૨૫નો પ્રસંગ છે.

એક ચીની વિદ્યાર્થી હિંદ આવ્યો. એણે ફક્ત બે હિંદીઓનાં નામ સાંભળ્યાં હતાં : એક ટાગોર અને બીજું ગાંધી. પેલા ચીની વિદ્યાર્થીને સાહિત્યની અભિરુચિ હોવાથી કવિવર ટાગોરના શાંતિનિકેતનના વિશ્વભારતી વિભાગમાં જોડાઈ ગયો. ત્યાં તે બહુ પ્રિય બન્યો.

પરંતુ એવામાં એના ઉપર એક આપત્તિ આવી પડી. શાંતિનિકેતન આશ્રમમાં ચણભણ ચણભણ વાત ચાલી કે, એ ચીની ભાઈ કોઈ જાસૂસ હોય એમ જણાય છે. એના પર ચાંપતી દેખરેખ રખાઈ. આથી એ અકળાયો. આશ્રમ છોડવાને એણે સંકલ્પ કર્યો. પણ બીજે જવું ક્યાં, એ સુવાલ તેને મૂંઝવતો હતો.

બરાબર એ જ સમયે ગાંધીજી દેશબંધુ ચિત્તરંજન દાસના સ્મારક માટે દસ લાખ રૂપિયાની રકમ એકત્ર કરવા કલકત્તા આવેલા. પેલા ચીની વિદ્યાર્થીને ગાંધીજી યાદ આવ્યા. એણે તેમને પત્ર લખ્યો. તરત જ જવાબ મળ્યો —"કલકત્તા આવી ગાંધીજીને રૂબરૂ મળી જાઓ." એ ગાંધીજીની હજૂરમાં હાજર થયો.

ગાંધીજીએ એની સામે નજર માંડીને બરાબર જોયું, અને બહુ માયાળુ સાદે પૂછ્યું —

"શાંતિનિકેતનના લોકો બહુ ભલા છે. પરદેશના મિત્રોને એ સત્કારનારા છે. તેઓ તમારી પ્રત્યે શંકિત શા સારુ બન્યા? શું તું કોઈ ગુપ્તચર છે?"

વિદ્યાર્થી પ્રામાણિક વચનો બોલ્યો:

"હા, એ સૌ ભલા લોકો છે. મને શાંતિનિકેતન ગમે છે. પણ મારે વિષે કંઈ ગેરસમજ ઊભી થઈ જણાય છે. મને એનું બહુ લાગે છે. હું તો શુદ્ધ વિદ્યા-અર્થી છું અને હિંદનો અભ્યાસ કરવા માગું છું."

બાપુ કહે—"તમે કહ્યું તે હું માનું છું. હું તમારો જામીન પડું અને તમને પાછા શાંતિનિકેતન મોકલું. તમારા સદ્વર્તન માટેનું ચારંનેણ તેઓ પાછું ઠેલશે નહિ."

આટલી વાતચીત દરમિયાન ગાંધીજીએ પેલા જુવાન વિદ્યાર્થીને પૂરેપૂરો માપી લીધો હતો. વિદ્યાર્થી વિહ્વળ હતો અને એની આંખોમાંથી ટપ ટપ આંસુ ખરતાં હતાં.

ગાંધીજીને તેણે વિનવણી કરી —

"મારે તો આપની સાથે રહેવું છે. મને આપના આશ્રમમાં દાખલ કરો."

જરાક મરક મરક સ્મિત કરીને બાપુ કહે કે —

"શાંતિનિકેતનના કરતાં મારા આશ્રમની શિસ્ત ખૂબ જ કડક છે. તમારે તમારા અભ્યાસ ઉપરાંત આશ્રમનું કેટલુંક કામ કરીને પરસેવો ઉતારવો પડશે."

વિદ્યાર્થીનો જવાબ સ્પષ્ટ હતો —

"તેની મને કશી ફિકર નથી"

ગાંધીજીએ તેને આશ્રમમાં દાખલ કરવાની હા પાડી. વિદ્યાર્થીએ પોતાનું અટપટું ચીની નામ છોડીને નવું હિંદી નામ 'શાંતિ' સ્વીકાર્યું. પછી તો સૌ એને વરસો સુધી શાંતિ કહીને જ બોલાવતાં.

સાબરમતી આશ્રમમાં શાંતિ થોડા જ સમયમાં આશ્રમપ્રિય બની ગયો. તેનું હૃદય બાળકના જેવું નિખાલસ હતું અને મીઠી મીઠી મલકથી ભરચક હતું. બાળકોને તો એ બહુ જ ગમી ગયો. શાંતિ એમને સરસ સરસ રમકડાં બનાવી આપતો. અને તે પણ કચરામાં પડેલી નકામી જેવી વસ્તુઓમાંથી.

આશ્રમના રસોડા માટે એ પાણી ભરી લાવતો અને લૂગડાં ધોતો. કાંતણ તો એ ઘડીના છઠ્ઠા ભાગમાં શીખી ગયો. એની આંગળીઓ કળાનું કામ કરવાને ખૂબ જ કેળવાયેલી હતી.

હવે તો એ વધુ ને વધુ દિલ દઈને કામ કરવા લાગ્યો. એવું એક પણ કામ ન હતું કે જે શાંતિને ન આવડે. સાફસૂફી કરવાના ભંગીકામમાં પણ શાંતિ સામેલ હોય. ગાંધીજીના દરેક લખાણનો અભ્યાસ કાળજીથી કરે... અને હવે શાંતિના જીવનમાં ભારે પલટો આવ્યો. એક દિવસ એ પાનાં ભરી ભરીને કંઈક લખવા બેઠો. એ લખતો જ ગયો અને પાનાંનો ગંજ ખડકાતો ગયો. રાત ને દિવસ એ શું લખ્યા કરતો હતો? . . . છેવટ એણે લખાણ પૂરું કર્યું, કાગળિયાં બરાબર ગોઠવ્યાં, સૌ ક્રમવાર બાંધ્યાં, અને ચાલ્યો ગાંધીજી પાસે.

જઈને બાપુને એણે કહ્યું—

"આ મારો ટૂંકો જીવનવૃત્તાન્ત છે. હિંદમાં પગ મૂક્યો તે પહેલાં બીજા હજારો ચીની યુવકો પેઠે હું પણ જંગલી અને જડ જીવન જીવનારો હતો. મને આપની પાસે દિલ ખોલીને બધી વાત કહેવાનો ઉમળકો આવ્યો. કૃપા કરીને આ મારું લખાણ વાંચી જાઓ. અને મારી આત્મશુદ્ધિ ખાતર મને દસ દિવસના ઉપવાસ કરવાની રજા આપો. ઉપવાસને અંતે હું કેટલાંક વ્રત લેવા માગું છું, અને આપે એના સાક્ષી રહેવાનું છે."

બાપુ તો તાજુબ થઈ ગયા. એ સમજી ગયા કે શાંતિની આધ્યાત્મિક તૃષા જાગી છે એમણે કહ્યું—

"તમારું લખાણ ખૂબ લાંબું લાગે છે. પણ હું એ જોઈ જઈશ. પરંતુ તે પહેલાં તમે ઉપવાસ શરૂ કરશો નહિ. ઉપવાસ કરવા માટે સુપાત્રતા જોઈએ. એ વિરલ અધિકાર છે. મને જાણી લેવા દો કે તમારી પ્યાસ કેવી છે અને તમે કઈ વસ્તુ શોધો છો."

ગાંધીજીએ આખું લખાણ સાંગોપાંગ વાંચ્યું અને

એમાં કરેલાં નિખાલસ કથનોથી એમનું અંતર ભેદાયું. આશ્રમજીવનના પરિણામે શાંતિમાં આત્મપરીક્ષણ પશ્ચાત્તાપ અને આત્મસુધારણાની વૃત્તિ ઉદ્દીપ્ત થઈ હતી.

ગાંધીજીએ તરત જ શાંતિને બોલાવ્યો. તેની જોડે ખૂબ સમભાવ અને અંગત લાગણીથી માયાળુપણે વાતો કરી, અને શાંતિને દસ દિવસના ઉપવાસ કરવાની રજા આપી. દસ દિવસ શાંતિ ફક્ત પાણીભર રહ્યો. શાંતિ માટે એ વસમી કસોટી હતી. પણ શાંતિ નિશ્ચલ રહ્યો. ઉપવાસ દરમિયાન રોજ ગાંધીજી શાંતિની મુલાકાત લઈ જતા અને પંદરવીસ મિનિટ બેસીને વાતો કરી જતા. એ વાતો શી હતી અને કેવી હતી તેની ખબર તો પડી નથી. પણ શાન્તિ ખૂબ આનંદમાં રહેતો. પરંતુ ગાંધીજીએ એને વ્રતપાલનની પવિત્રતા અને એનો હેતુ વગેરે સમજાવ્યાં હશે જ. ગાંધીજી માને છે કે, વ્રત ત્યારે જ લેવું જોઈએ કે જ્યારે એ અંતરમાંથી ઊગે અને વ્રત લીધા વગર આત્માને ચેન જ ન પડે. માત્ર તરંગ આવ્યો ને વ્રત લીધું એનો અર્થ નથી; એ વ્રતનું પાલન દૃઢ અને લાંબું ન ટકે.

ઉપવાસ પૂરા થયા બાદ શાંતિએ પૂર્ણ આત્મભાન-પૂર્વક કેટલાંક વ્રત લીધાં. એ વ્રતની બે નકલ લખી એક નકલ ગાંધીજીને આપી. બીજી નકલ પોતે રાખી અને તેમાં સાક્ષી તરીકે ગાંધીજીની સહી લીધી.

. . . પછી તો હળવા ફૂલ હૈયે શાન્તિ ચાલી નીકળ્યો અને પહોંચ્યો પોતાના વતનદેશ ચીન. ત્યાં એ એક ચીની પત્રનો સંપાદક બન્યો. એમાં પણ પોતાનું નામ 'શાંતિ' જ ચાલુ રાખ્યું. ગાંધીજીના જીવનસંદેશને ચીન સમક્ષ સમજાવવાની એની મહેચ્છા હતી.

દેશળજી પરમાર

# જુવાનોની ખાસ ફરજ—હિંદુસ્તાની શીખો

[ચરોતર હિન્દુસ્તાની પ્રચાર સમિતિ તરફથી, ચકલાસી મુકામે દિવાળીની રજાઓમાં ચલાવેલા 'હિન્દુસ્તાની પ્રચારક વર્ગ'ના ઉદ્‌ઘાટન પ્રસંગે મુંબઈ પ્રાંતના ગૃહમંત્રી શ્રી. મોરારજીભાઈ દેસાઈએ તા. ૨૭–૧૦–૪૬ ના રોજ આપેલા વ્યાખ્યાનનો સાર.]

હિન્દુસ્તાની પ્રચારને માટે આજે અહીં એક શિક્ષકોનો વર્ગ ખુલ્લો મૂકવાનું આમંત્રણ મને આપ્યું છે. એ વર્ગ ખુલ્લો મૂકતાં મને ખૂબ આનંદ થાય છે, કારણ કે આવા વર્ગોની અત્યારે ખૂબ જરૂર છે.

હિન્દુસ્તાનીનું કામ એવું છે કે જે કરવાની ફરજ તમારા સેવક તરીકે મેં સ્વીકારેલી છે. મહાસભાના સેવક તરીકે એ કામમાં મારાથી શક્ય તેટલી મદદ મારે કરવી જ જોઈએ.

હિન્દુસ્તાની પ્રચાર માટે હિન્દુસ્તાનમાં પરિશ્રમ અને પ્રયત્ન કરવો પડે એ આપણે-માટે થોડા દુઃખની વાત નથી. આપણા દેશમાં ભણેલા માણસો પરદેશી ભાષામાં વાત કરે અને એમાં ગૌરવ લે, એ પણ આપણે માટે શરમ અને અશક્તિની વાત છે. પોતાનો વિકાસ સાધવા ઇચ્છનાર હરેક દેશે પોતાની રાષ્ટ્રભાષા ખીલવવી જ જોઈએ. આપણે ત્યાં પ્રાંતીય ભાષાઓ તો છે જ; પણ આપણા જેવા વિશાળ દેશમાં પ્રાંત પ્રાંત વચ્ચે સમન્વય સાધવા અને મધ્યસ્થ સરકારના અસરકારક વહીવટ માટે આપણે રાષ્ટ્રભાષા જોઈએ જ."

અંગ્રેજી રાજભાષા બની અને આપણી ખૂબ શક્તિ વેડફાઈ તેનું ભાન હજુ આપણને પૂરેપૂરું થયું નથી. અંગ્રેજી શીખવા આપણે અનેક વર્ષો ખર્ચીએ છીએ, છતાં તેના પર સંપૂર્ણ કાબૂ મેળવી શકાતો નથી. આજે તો આપણા ભણેલા માણસની એવી કઢંગી સ્થિતિ છે કે, ભણવા છતાં આપણા જ દેશના પરપ્રાંતના અને ઘણી વખત તો પોતાના જ પ્રાંતના સામાન્ય માણસ સાથે વાત કરવા પણ એ અશક્ત હોય છે. પૂ. ગાંધીજીએ માર્ગદર્શન કર્યું અને આપણે રાષ્ટ્રભાષાપ્રચારને કામે લાગ્યા. મને આશા છે કે, ટૂંક સમયમાં આપણે અહીંનો દરેક છોકરો ને છોકરી શાળામાં ગુજરાતી અને હિંદુસ્તાની બન્ને શીખતાં થશે.

અને હિન્દુસ્તાની શીખવાનું આપણે કલ્પીએ છીએ તેટલું મુશ્કેલ નથી જ.

આજ સુધી આર્થિક લાભને લક્ષમાં લઈ આપણે અંગ્રેજી ભણતા આવ્યા છીએ પણ હવે એ ભણવાથી એ લાભ મળવાનો પણ ઝાઝો સંભવ નથી. હિન્દુસ્તાની સિવાય હવે નોકરી પણ મળવાની નથી. એટલે એ સમજી જે કોઈ હિન્દુસ્તાની શીખશે તે ફાવશે, બીજા ગાડી ચૂકશે.

બે લિપિ શીખવાનું મુશ્કેલ નથી એ મેં ઉપર કહ્યું. તેની સાથે સાથે તેમાં બીજો પણ એક લાભ સમાયેલો છે. નાગરી જાણનાર ઉર્દૂ વાંચી સમજી શકે, અને ઉર્દૂ જાણનાર નાગરી વાંચી સમજી શકે, તો આપણી ભાષા પણ કેટલી સમૃદ્ધ બને ?

આ બન્ને લિપિવાળી હિન્દુસ્તાની શીખવાની ફરજ સૌથી વિશેષ જુવાનોની છે, કારણ કે તેમણે જ સ્વતંત્ર રાષ્ટ્રનું ઘડતર કરવાનું છે ને સ્વાતંત્ર્યનાં ફળ ભોગવવાનાં છે. અને કોઈ પણ રાષ્ટ્રનું ઘડતર તેની રાષ્ટ્રભાષા સિવાય થવું સંભવે છે ખરું ?

દિવાળી અને ઉનાળાની રજાઓમાં હિન્દુસ્તાની પ્રચાર માટે પ્રચારકો તૈયાર કરવાની ચરોતર હિન્દુસ્તાની પ્રચાર સમિતિની આવા વર્ગોની યોજના સાદી, સરળ અને ઝપાટાબંધ પ્રગતિ કરનારી છે. એ યોજના અને તેની પાછળની વ્યવહારકુશળતા બદલ સમિતિના વ્યવસ્થાપકોને હું હાર્દિક અભિનંદન આપું છું. હું આશા રાખું છું કે, આ વર્ગનો લાભ લેનાર શિક્ષકો સમિતિની નેમની પવિત્રતા સમજી હિન્દુસ્તાની પ્રચારમાં પોતાનો ફાળો આપશે જ, અને તે પોતાના જેવા જ પ્રચારકો પોતાના કેન્દ્રમાં તૈયાર કરીને.

# કાવ્યનો આત્મા પણ સત્યપરાયણતા જ

મનુષ્યજીવનનો કોઈ પણ વ્યહવાર તપાસતાં ઊંડે ઊતરો તો એક જ સવાલ પર તમે આવીને ઊભા રહેવાના, આનું સત્ય શું છે? ઈશુખ્રિસ્તને પાઈલેટે બહુ બહુ વાતો કર્યા બાદ એ જ પૂછ્યું હતું કે, 'સત્ય શું છે?' સત્ય એ મનુષ્યજીવનની એવી મૂળવસ્તુ છે.

આવું બનવાનું કારણ સીધું છે: મનુષ્યનો સ્વભાવ સત્યપરાયણ છે. જેને તે અંતરથી સાચું સમજે તેને જ આધારે એ પોતાની જીવન-નૌકા ઝુકાવવા તત્પર થશે. એટલે જ એ સત્ય ખોળવા સતત તત્પર હોય છે. એમાં માત્રાભેદ હોય, પણ મનુષ્યવ્યવહારમાં આ જ પરમ સિદ્ધાંત છે, એમ કહેવું જોઈએ.

ઉપરનો વિચાર લખવાનું પ્રયોજન શ્રી. રામનારાયણ પાઠકનું રાજકોટ સાહિત્ય પરિષદનું વ્યાખ્યાન છાપામાં જોયું, તે છે. એમણે તેમાં એ સવાલ ઉઠાવ્યો છે કે; 'કાવ્ય એટલે કે વાઙ્મય કલ્પનોત્થ સર્જનને સત્ય સાથે શો સંબંધ છે?' એનો વિચાર કરવા માટે, ઉપર જણાવ્યું તે ન્યાયે, કાવ્યમાં સત્ય શું, એની જ ચર્ચા ઉપર તે આપોઆપ આવી ગયા છે.

એક યા બીજી રીતે, આ સવાલ પર આગળ વધતાં, કાવ્ય અને કળા સાથે વિજ્ઞાનનો શો સંબંધ છે, એ પર જ એ આવી જાય છે. જાડી સમજ એવી છે કે, વિજ્ઞાન જાણે નર્યા સત્યની ભક્તિ છે, અને કાવ્ય – કળા કાંઈક તેમાં ભલતાપણું સેવે છે. વિજ્ઞાન પર આ પ્રકારની શ્રદ્ધા આ જમાનાનું ખાસ લક્ષણ છે. ગયા જમાનાના અને દેશદેશાવરનાં જૂનાં સાહિત્ય જોતાં, એ ઊલટી જ લાગે છે. ત્યારે લોક કલ્પના અને કાવ્ય વધારે વાપરતા. તેથી જ કદાચ કવિતા ને મહાકાવ્યનો તેમનો જમાનો આજે પાછો આવતો ન હોય. અસ્તુ.

પણ, વિજ્ઞાન જેને સત્ય કહે છે તે વિષે પણ એ જ સવાલ નથી ઊઠતો કે, સત્ય વળી શું? અમુક ભૌતિક મર્યાદા આંક્યા બાદ, તેટલા ક્ષેત્રમાં તેના કાયદા શોધી શકો. તે પ્રયોગસિદ્ધ ખરા પણ હોય. તેથી કાંઈ તે વ્યાપક-પણે ખરા ઓછા ઠર્યા છે! એટલે, વિજ્ઞાન પણ સત્ય-પરાયણ છે, અને એની મર્યાદામાં રહી તે કામચલાઉ મર્યાદાબદ્ધ સત્યો જરૂર માનવસેવામાં રજૂ કરે છે. કાવ્ય તેને ક્યાં સુધી અને કેટલાં ખરાં માને? અને તેમનો ઉપયોગ કરે તો કેવો ને શા માટે? 'કાવ્ય અને સત્ય'નો વિચાર અંતે જઈ આ રૂપે આવી રહે છે.

આ સવાલનો જવાબ તો કદાચ સીધો છે: કાવ્યક્ષેત્ર અને વિજ્ઞાનક્ષેત્ર માનવચિત્તમાં જરૂર મળે છે, પરંતુ તે જુદાં છે. કાવ્ય-સત્ય માનવહૃદયમાં વિશુદ્ધ થઈને બહાર આવે છે; વિજ્ઞાન-સત્ય તર્ક દ્વારા બાહ્ય ઘટનાઓના એકાગ્ર ધ્યાન–અભ્યાસથી વિશુદ્ધ થઈ પ્રગટે છે. એકની સામગ્રી આંતર સંસ્કાર છે; બીજાની સામગ્રી બાહ્ય ભૌતિક પ્રક્રિયાનું વાસ્તવ નિરીક્ષણ છે.

એટલે વિજ્ઞાનનું સત્ય એ જ હૂબહૂ કાવ્ય-સત્ય નયે હોય. કાવ્યનું કલેવર ઘડવામાં એ પણ તેની માટી બની શકે. પરંતુ એ જ એની માટી નથી. કાવ્ય એક સર્જન છે; વિજ્ઞાન એક દર્શન છે. સર્જન પણ છેવટે તો દર્શનના પાયા પર જ હોય છે, એ ખરું. પરંતુ તેનાથી જુદી રીતે કામ કરવાથી તે સર્જન બને છે. અને તેથી જ તો તેને અસત્ય કે કોઈ વાર તો ભ્રમ અને વહેમનું કલંક વહોરવું પડે છે. આ કલંકમાંથી તે એક જ રીતે સાફ બચી જઈ શકે, અને તે એ કે, તેણે એ સિદ્ધ કરવું જોઈએ કે, સર્જનની પ્રક્રિયાં અને સાધનોમાં પણ માનવ વ્યવહારમાં બધે જ જરૂરી એવી પરમ સત્યનિષ્ઠા એની અંદર છે જ. જે કાવ્ય કે કળા આ પ્રતીતિ પાડે છે તે સફળ છે. તે ન પાડી શકનાર કાવ્ય કે કળા અકલા કે અકાવ્ય બની જાય છે.

એ વાત ખરી કે, સત્યનિષ્ઠાની પરીક્ષા કાવ્યમાં ભારે કપરી બને છે. વિવેચન તેથી જ જરૂરી સાહિત્ય-અંગ બને છે અને એ નિષ્ઠાની તપાસ કેવળ વિજ્ઞાનથી જ નહિ, માનવજીવનનાં બધાં દર્શનો અને શાસ્ત્રો વડે કરવી પડે છે. જેમ કે, તમે ચકલાચકલી ને પશુપંખીને બોલાવો ચલાવો, પણ તેના સારમાં જો કોઈ માનવગમ્ય સત્ય ન પ્રગટ કરી શકો, તો તે તમારી યુક્તિ કેવળ જુઠાણું ઠરશે. પણ એ કરી શકો તો, પશુપંખી માનવી પેઠે ન બોલે, એ વિજ્ઞાનનું હકીકતી સત્ય કાવ્યની વ્યંજનાની આડે નહિ આવે. તે ઉપરથી કોઈ પૂછે કે, પશુપંખી બોલે? તો તેનો ઉત્તર કાવ્યે નથી આપવાનો. એ તો વિજ્ઞાન કહેશે, ના. છતાં જો કોઈ કાવ્યકળા એની સામે જઈ તેમને બોલાવે તો, એ હકીકતી અસત્યની પાર જઈ અને તે દ્વારા, તેથી પર રહેલું કાવ્યસત્ય પ્રગટ કરવાની જવાબદારી તે કામ લઈ બેઠેલા કવિ કલાકારની છે. તેમાં એ ફાવે તો કોઈ એને પેલા અસત્ય વિષે પૂછશે પણ નહિ. તેમાં એ ન ફાવે તો એની કૃતિ નરી બેડોળ લાગે, એમાં સત્યનો કે કોનો વાંક? એટલે કાવ્ય કાંઈ સત્યને બેવફા ન થઈ શકે; એના પોતાના વિલક્ષણ સત્યની જેટલી વફાદારી તેટલા પ્રમાણમાં જ એ ફાવે છે. અને પરમ વિજ્ઞાન એવું જે અધ્યાત્મ તેને તો એ ઉવેખી જ ન શકે, કેમ કે એ તો દરેક માનવહૃદયના ઊંડાણમાં છે જ. અમુક કે તમુક દર્શને કે ફિલસૂફીવાદે એનું જે નિરૂપણ કર્યું હોય, એને અહીં કોઈ અધ્યાત્મ ન સમજે. પણ ઉપનિષદોએ જેને આંતરગુહામાં નિગૂઢ રહેલું વર્ણવ્યું છે, તે અહીં કહું છું. એ આપણો પરમ ભાવ છે, અને એનું લક્ષણ પરમ સત્યનિષ્ઠા કે સત્યપરાયણતા છે. એ

આપણને સહજ કે પ્રકૃતિસિદ્ધ છે. સંયમ, પૂજ્યતા, આસ્તિકબુદ્ધિ, શ્રદ્ધા ઇ૦ ભાવો આ પરમ માનવપ્રકૃતિનાં ફળાકો છે. અમુક સત્યને અંગે તમે શ્રદ્ધા કે આસ્તિક્ય કેળવો; તેને માટે પૂજ્યતા ધરો; એટલે આપોઆપ તે પેરે એ સંયમ તમારો બનો. પણ તમે તમારામાં રહેલી સત્યપરાયણતાનો કદી દ્રોહ ન કરી શકો. એ જ માનવ જીવનો કામચલાઉ આત્મા છે, જેને આધારે પરમ આત્માનું તેનું ખરું સ્વરૂપ આપણે પામી શકીએ છીએ. છેવટે સત્યનો સવાલ કોઈ પણ બાબતને તેની ત્રિકાળમાં સાથી જે મર્યાદા, તેને આશ્રીને મૂલવવામાં રહેલો છે. કાવ્ય પોતાનાં દેશ ને કાળની દીવાલો રચી તેમાં સત્યને સુંદર રૂપે મૂકે તો ભલે મૂકે; તેને જોનાર તે તે દેશ કાળની પાંખો ધરીને એમાંના સત્યને પામે છે. તે એક સાક્ષાત્કાર છે, અને તેથી આનંદરૂપ છે. પરંતુ તેથી કાંઈ તે દેશ-કાળની દીવાલોને સત્ય નહિ કહી શકાય. તે કાવ્યનાં અનિત્ય દ્રવ્યો છે. એમને એવાં અનિત્ય કે જૂઠાં ઓળખવાથી કાવ્યના આત્માને ક્ષતિ નથી; બલ્કે તેનો આદર છે. આ અનિત્ય દ્રવ્યો જે વૃત્તિ ઉઠાડે છે તેને જ વિકલ્પ-વૃત્તિ કહી છે, જેનું સ્વરૂપ છે શબ્દજ્ઞાનાનુપાતી વસ્તુશૂન્યતા,* એટલે કે અવાસ્તવિકતા. કાવ્ય અને કળાએ આ વૃત્તિથી કેટકેટલાં માનવહૃદયોને સત્યાભિમુખતાથી ચળાવીને ગૂંચળાવ્યાં અને રિબાવ્યાં પણ છે? કાવ્ય સામે, અને સત્યને નામે, જે કટાક્ષ કરવામાં આવે છે તે આથી કરીને. અંતે કાવ્યે શું કે વિજ્ઞાને શું, કળાએ શું કે ઉદ્યોગે શું, તર્કે શું કે ભાવનાએ શું, વાણીએ શું કે લિપિએ શું, માનવઆત્માને તેની સદા-મુક્તતાનો અનુભવ કરાવવો છે. અને તેનું સૌનું એકમાત્ર સાધન પરમ સત્યપરાયણતા છે, જેના ભાવો શ્રદ્ધા, ભક્તિ, આદર, સંયમ, છે અને જેનો પાયો એકતા છે. કાવ્ય પણ આ સત્યથી ચળી ન શકે.

૧૧-૧૧-'૪૬ મગનભાઈ દેસાઈ

* શબ્દજ્ઞાનના અનુપાતથી વૃત્તિ ઊઠે, પણ તેમાં હોય છે વસ્તુનો અભાવ. વૃત્તિના ઉઠાણની સત્યતા એમાં છે ખરી; પરંતુ હકીકતમાં તેની પાછળ કોઈક વાસ્તવિક અર્થ નથી હોતો. શબ્દ દ્વારા વિકલ્પસૃષ્ટિ રચાય છે. સર્જન-વ્યાપાર મોટે ભાગે આવો હોય છે.

# ગ્રામસેવાની તાલીમ

**[ વલ્લભ વિદ્યાલયનું ઈ. સ. ૧૯૪૫-'૪૬નું વાર્ષિક કાર્ય ]**

ગ્રામસેવાની તાલીમ આપવાને માટે ગુજરાતમાં આજે જે ગણ્યાંગાંઠ્યાં સ્થળો છે, તેમાંનું એક બોચાસણનું વલ્લભ વિદ્યાલય છે. ગયે વરસે મહાદેવ-દિને (એટલે કે ૧૫ મી ઑગસ્ટ, ૧૯૪૫) સમગ્ર ગ્રામસેવક તાલીમ વર્ગ શરૂ થયો હતો. આ મહાદેવદિને તેને વરસ થયું. તે પ્રસંગે વિદ્યાલયે ઉપરાંતમાં એક નવું કામ શરૂ કર્યું છે અને તે "ખાદી પ્રવેશ" વર્ગ ઉઘાડ્યો છે એ આ નવું કામ ઉપલા સમગ્ર ગ્રામસેવકની પૂર્વ તૈયારીરૂપે જ હોઈ, તેની પૂર્તિરૂપ છે. એ વર્ગનું ઉદ્‌ઘાટન શ્રી. જુગતરામભાઈને હાથે તા. ૧૫ ૮-'૪૬ ના રોજ થયું. નવા વર્ગમાં અત્યાર સુધીમાં ૫ વિદ્યાર્થીને લેવામાં આવ્યા છે.

આ પ્રસંગે વિદ્યાલયના આચાર્યે ૧૯૪૫-'૬ વર્ષના કાર્યનું જે વિગતપૂર્ણ નિવેદન જાહેર કર્યું, તેમાંથી કેટલીક બાબતો તરફ શિક્ષણ-જગતનું ધ્યાન દોરવા જેવું છે.

વિદ્યાર્થીઓમાં ગ્રામસેવાનું કામ એટલું આકર્ષક નથી નીવડતું. એનાં કારણોમાં ન જઈએ. પરંતુ, એ પરથી આ વિદ્યાલયમાં દાખલ થનાર સંખ્યા કેમ ઓછી છે, એ સમજવા પૂરતી એ બીના યાદ આવે છે.

સમગ્ર સેવકવર્ગમાં વર્ષ દરમિયાન ૮ વિદ્યાર્થી હતા. વિદ્યાર્થીઓ સામાન્ય ઘરેડની શાળામાં કે છાત્રાલયમાં જેમ રહે કે ભણે તેમ અહીં ન જ હોય, એ તો ઉઘાડું છે. આખું વિદ્યાલય એક વ્યવસ્થિત સંસ્કારી ઘર કે કુટુંબ પેઠે ચાલે. સૌ કોઈ પોતપોતાની જરૂર અને લાયકાત પ્રમાણે તેમાં પોતાનાં કામો કરે — ફરજો અદા કરે, એમ આખો મધપૂડો આદર્શ ઢબે ગોઠવાય — ગોઠવવાને માટે સતત પુરુષાર્થ અને ચિંતન ચાલે. આ પણ એક પ્રબળ કેળવણીદાયી પદ્ધતિ છે. વિદ્યાલયનું કામ આ ઢબે ચલાવવાનો પ્રયત્ન છે.

આ ઢબ રખેને સાવ કાવ્યમય કે ભાવનાગત માની લેવાય. નિવેદનમાં જે આંકડા આપ્યા છે તે બતાવે છે કે, તેને કેવી રીતે ચોકસ હિસાબબદ્ધ કરી શકાય છે, જેથી જાત-ચોકી રાખી શકાય. આ હિસાબબદ્ધતા ગણિતના વિદ્યાર્થી શ્રી શિવાભાઈના સંચાલનની એક ખાસિયત ગણાય.

વિદ્યાલયમાં વર્ષ દરમિયાન બધાં મળીને કુલ ૨૯ જણ રહ્યાં. તેમાંનાં ૨૫ નિયમિત ચક્રાથે કાંતતાં. તે કામનો હિસાબ આમ છે:—

| સરેરાશ કાંતનાર | કુલ આંટી |
|---|---|
| ૪ બહેન | ૫૫૬ |
| ૯+૩ સેવકો | ૯૭૮ |
| ૮ વિદ્યાર્થી | ૧૧૪૧ |
| ૧ બાળક | ૪૫ |
| ૨૫ | ૨૭૨૦ |

સરેરાશ જણ દીઠ ૧૦૯ આંટી.

આ સૂતરમાંથી ૬૦૦ ચો. વાર કાપડ થયું. એટલે કે,

જણ દીઠ ૩૬ વાર થયું. આટલું તો તેમની જરૂર કરતાંય વધુ છે, તેથી તેઓ મિત્રોને આપી શકે છે.

૧૦૯ વાર્ષિક આંટીને હિસાબે રોજ કેટલું થયું તે જોવા જેવું છે. રોજના ૧૧૦ તાર થયા. કાંઈક દિવસ તેમાંથી પડે એમ માનીએ તોય ૨૦૦ તાર રોજ ગણી શકાય.

વિદ્યાલયના કાર્યકર્તાઓ ૪ છે. તેઓ પોતાની દૈનિક નોંધ રાખે છે. તેમના કાર્યનું વાર્ષિક તારણ નિવેદનમાં આપ્યું છે, તેમાંથી થોડુંક જોવા જેવું છે —

| કાર્યકર્તા | કાંતણ | | કુલ કામ | અભ્યાસ |
|---|---|---|---|---|
| ક્રમ | કલાક | આંટી | કલાક | કલાક |
| ૧ | ૨૭૮ | ૧૨૧ | ૨૧૧૮ | ૧૬૦ |
| ૨ | ૩૪૫ | ૧૪૪ | ૨૫૦૭ | ૧૪૦ |
| ૩ | ૨૪૬ | ૧૧૫ | ૨૧૧૮ | ૩૬૬ |
| ૪ | ૧૮૧ | ૭૭॥ | ૨૫૩૫ | ૩૮૨ |

એટલે કે, રોજ સરેરાશ ૮ કલાક ઉપર વિદ્યાલયનું કામ કરવા ઉપરાંત પોતાનું કપડું કાંતી લીધું ને અભ્યાસમાં પણ સમય આપ્યો છે.

આમ ગોઠવાયેલા કાર્ય અને સેવાના સમૂહજીવનમાં વિદ્યાર્થીઓ આપોઆપ કેળવાય છે, એ તો જૂની આપણી આશ્રમ-શિક્ષણ-પદ્ધતિ યાદ કરીએ તોય જણાય. આચાસણમાં વિદ્યાર્થીઓની તાલીમ વિષે તેના વાર્ષિક નિવેદનમાંથી થોડુંક ઉતારું છું. તે પરથી ગ્રામસેવકે તાલીમની પદ્ધતિ ત્યાં કેવી રાખવામાં આવી છે તેનો કંઈક ખ્યાલ આવશે :—

“અહીં જે ૮ વિદ્યાર્થીઓ એક વર્ષ રહ્યા, તે બધા જીવનમાં કંઈક ને કંઈક લોકસેવા કરવાની મહેચ્છા સાથે અહીં આવ્યા છે. એમની એ ઇચ્છા કેમ પાર પડે, એમાં આવતી મુશ્કેલીઓ કેમ ઓળંગાય, એ તેમણે મેળવવાનું છે એ માટે તન, મન અને હૃદય – એ ત્રણેનું બળ વધવું જોઈએ.

શરીરબળ વધવા વિષે અમારી કલ્પના એ છે કે, શરીર ધાર્યું કામ આપે એવું થાય, સતત આઠદશ કલાક શારીરિક કામ કરવાનું આવે તોય કરી શકે, આખો વખત બેસીને કામ કરવાનું હોય તોય કરી શકે, પંદર ગાઉ ચાલવાનું હોય તોય ચાલી શકે, ઉજાગરો કરવાનો હોય તોય કરી શકે – અને તેમ છતાં શરીર તંદુરસ્ત રહે.

માનસિક વિકાસ પુસ્તકથી જ થાય, એવું નથી. નાની મોટી દરેક ક્રિયા જ્ઞાનપૂર્વક કરવાની ટેવ પડે તો માનસિક વિકાસ થાય જ. એટલે સવારથી સાંજ સુધીમાં નાનાં મોટાં જે કંઈ કામો વિદ્યાર્થીઓને કરવાનાં આવે છે, તેમાં તે વિચાર કરતો થાય, અને તેમાં તેને જે કંઈ પ્રશ્ન ઊઠે તેનો ઉકેલ કરતો જાય, તો તેની માનસિક પ્રગતિ થાય જ છે.

આ રીતે અમે અહીં અક્ષરજ્ઞાનના વર્ગો રાખ્યા છે. અને આખા દિવસની બધી ક્રિયામાં કેટલું મન પરોવ્યું છે એ એમનો પાયો છે.

હૃદયબળ વધે એટલે નિશ્ચયબળ વધે. એ માટે સ્વેચ્છાએ વ્રત-નિયમો લે અને પાળે એવા પ્રસંગો યોજીએ છીએ.

આ રીતે વિદ્યાર્થીઓના શિક્ષણની રચના કરેલી છે.

અહીં બધા અનાજસફાઈ, દળવાનું, રસોઈ બનાવવાનું, એમ બધાં જ કામો જાતે કરે છે. તેની સાથે રસોઈ યુક્તાહારની દૃષ્ટિએ સાદી છતાં પોષક તત્ત્વોવાળી થાય એવો પ્રયત્ન કરીએ છીએ. અને સાથે સાથે તેમને આરોગ્યશાસ્ત્ર, આહારશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાન શીખવે છે.

રસાયણશાસ્ત્રમાં અમે બહુ કરી શક્યા નથી.

સફાઈ બધા જાતે કરે છે. અને તેમાં શાસ્ત્રનું જ્ઞાન ઉમેરીએ છીએ.

ખેતીમાં અમે શાકભાજી કરીએ છીએ. એ ઉપરાંત ગોશાળા અંગે અનાજ તથા ઘાસની ખેતી છે, તેમાં જરૂર પડ્યે ભાગ લઈએ છીએ. વર્ષની શરૂઆતના છ માસ ખેતીશિક્ષણના વર્ગો પણ લેવામાં આવ્યા હતા.

**વસ્ત્રવિદ્યા** : આ વિદ્યામાં અમે વધુ પ્રયત્ન કર્યો છે. રેંટિયા, ધનુષતકલી, તકલી, તુણાઈ અને પીંજણ – એમાં બધાએ નક્કી કરેલો અભ્યાસક્રમ લગભગ પૂરો કર્યો છે. તેની સાથે તેનું શાસ્ત્ર પણ તેમને શીખવવામાં આવ્યું છે.

**સામાન્યજ્ઞાન** : મુખ્ય મુખ્ય ધર્મોનો પરિચય, ગામડાંના પ્રશ્નો, માનવસંસ્કૃતિની પ્રગતિ, રાષ્ટ્રભાષા હિંદુસ્તાની, ગણિત, નામું, ખાદીશાસ્ત્ર, રચનાત્મક કાર્યક્રમના સિદ્ધાંતો, આ વિષયોના વર્ગો લેવામાં આવ્યા હતા.

આ ઉપરાંત વર્ષમાં પગપાળા પ્રવાસો પણ કેળવણીના એક ખાસ સાધન તરીકે યોજવામાં આવ્યા હતા. અહીં જે વિદ્યાર્થીઓ છે તે આવતી કાલના જવાબદાર સેવકો છે. એમને જવાબદારીનો ખ્યાલ આવે અને સાથે સાથે શિક્ષણ પણ મળી રહે, એ હેતુથી વિદ્યાર્થીઓની સંખ્યા મુજબ, નીચે મુજબ જવાબદારીનાં કામ નક્કી કર્યાં હતાં. આ કામ દર મહિને બદલાતાં રહે એટલે દરેકને દરેક કામનો અનુભવ મળી રહે છે : —

૧. ઘંટવ્યવસ્થા – આખા દિવસના બધા ઘંટ નિયમિત રીતે વગાડવા.

૨. છાપાંના સમાચાર – છાપાં વાંચી, સમાચાર તારવી, સાંજે પ્રાર્થના પછી બધાને કહેવા.

૩. વિદ્યાર્થી રોજનીશી – રોજ રોજ બધાનાં કામની નોંધ રાખવી, માસિક તારણ કાઢવું.

૪. કોઠાર વ્યવ૦ – સવારસાંજ સીધું કાઢી આપવું, તેની નોંધ રાખવી, માસ આખરે સ્ટૉક લેવો, માસિક ખર્ચ કાઢવું, જમનારની હાજરી નોંધવી.

૫. વર્ગ વ્ય૦— વર્ગસ્થામાં ટેબલ, ચાક, પાટિયું વ૦ વ્યવસ્થિત મૂકવાં—ઓરડાઓ બંધ કરવા.

૬. પુસ્તકાલય વ્ય૦—નવાં પુસ્તકો નોંધવાં, પુસ્તકો વિદ્યાર્થીઓને આપવાં, લેવાં—તેની નોંધ રાખવી.

૭. મહેમાન વ્ય૦—મહેમાનોની સંભાળ રાખવી. ચાદરો ધોવી.

૮. ઉદ્યોગ—અભ્યાસનું માસિક તારણ, ઉદ્યોગ તથા અભ્યાસની આખા માસની નોંધ રાખવી.

૯. માંદાની માવજત.

૧૦. કાંતણ નોંધ—રોજ બધાં ભાઈબહેનો કાંતે છે, તે નોંધીને માસિક તારણ કાઢવું.

૧૧. રમતગમત—મનોરંજન કાર્યક્રમની વ્યવસ્થા.

આ રીતે અહીં વિદ્યાલયમાં કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓ કામ કરે છે. અને જ્ઞાનની આપલે કરે છે."

વિદ્યાલય સાથે આસપાસનાં ગામડાં માટે દવાખાનું ચાલે છે. વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ એ સેવાકાર્યની તાલીમ નથી લેતા; પરંતુ એનો સંપર્ક એમના શિક્ષણને રહે એય શ્રીમતી ગણાય અને શ્રી. રવિશંકર મહારાજ વિદ્યાલયમાં સ્થાયી રહેઠાણ કરીને રહે છે, તેથી આ આખા કામને જીવંત ગ્રામસેવાનો ઘરો પણ મળે છે, એ એક મોટી વસ્તુ છે.

આમ તૈયાર થતા સેવકો હવે સ્વરાજ સરકારને મળશે. તેને હજારો જોઈએ છે. તેથી આશા રાખીએ કે, હવે સંખ્યાબંધ નવજુવાનો આ રાષ્ટ્રઘડતરના કામમાં પડશે.

મ૦

# આર્થિક વિકાસની એક દૃષ્ટિ

યુદ્ધ દરમિયાન અને યુદ્ધ પૂરુ થયા પછી આર્થિક વિકાસની ઘણી યોજનાઓ વિચારાઈ છે અને વિચારાય છે. તેનો પ્રત્યક્ષ અમલ કરવાનો થતાં તે યોજનાઓ વ્યવહારિક દૃષ્ટિએ ફરી તપાસાશે અને અદ્યતન કરવામાં આવશે. પણ યોજનાની મૂળભૂત દૃષ્ટિ ઉપર યોજનાના સ્વરૂપનો ઘણો આધાર રહેશે. જેઓ આર્થિક વિકાસ માટે યંત્રોત્પાદન વધારવા ઉપર ભાર મૂકનારા છે, તેઓ તે બાબતને મહત્ત્વ આપશે; ત્યારે જેઓ ગૃહોદ્યોગોને મહત્ત્વ આપનારા છે, તેઓ ગૃહોદ્યોગોને ઉત્તેજન આપવાનો વિચાર કરશે અને નાના ઉદ્યોગોને યંત્રો અવરોધી ન થાય એ રીતે યંત્રોનો ઉપયોગ વિચારશે.

યંત્રોનો ઉપયોગ વગર વિચાર્યે અમર્યાદિતપણે વધાર્યે જવાથી કેવો ભયંકર શાહીવાદ અને વિશ્વયુદ્ધો જન્મે છે તેનો દુનિયાએ અનુભવ કર્યો છે. તે ખ્યાલમાં લેતાં યંત્રોનો અમર્યાદિત ઉપયોગ કરવાની ભલામણ હવે નહીં થાય એવી અપેક્ષા રાખી શકાય. તે જ પ્રમાણે, હિંદના કરોડોને યંત્રો નહિ પહોંચી શકે એ ખ્યાલથી પણ યંત્રને મર્યાદામાં રાખવું પડશે, એમ કહી શકાય. ગામેગામ અને ઘેરેઘેર યંત્ર નહિ પહોંચી શકે પણ હસ્તઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગો પહોંચી શકશે એમ કહી શકાય. એમ થાય તો થોડા માણસોને નવી વ્યવસ્થાનો લાભ મળવાને બદલે લાખો કરોડોને ઘેર બેઠાં તેનો લાભ મળે અને સરવાળે રાષ્ટ્રીય સંપત્તિમાં અબજોનો વધારો થાય; કોઈ ઠેકાણે ધનના ઢગલા ન થાય, પણ એ ધન પ્રજામાં પથરાઈ જાય. આપણી આર્થિક સુધારણાની દૃષ્ટિ આવી હોવી જોઈએ અને આપણી આર્થિક વિકાસની યોજનાઓ આ દૃષ્ટિએ ઘડાવી જોઈએ

આ દૃષ્ટિ કેવી રીતે અમલમાં લાવી શકાય તે આપણે થોડા દાખલા લઈને જોઈશું.

### કાપડની જરૂરિયાત

લોકોને કાપડની જરૂર છે. દેશમાં હાલ જેટલું કાપડ પેદા થાય છે તે બધા માટે પૂરતું નથી. તે ખોટ નવી મિલો ઊભી કરીને પૂરી પાડી શકાય અગર ગૃહોદ્યોગ દ્વારા પૂરી પાડી શકાય. મિલો દ્વારા ખોટ પૂરી કરવા માટે સાંચાઓ માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે. વળી મિલો ઊભી કરતાં વરસો જાય અને તે થોડા જ માણસોને કામ આપી શકે. તો કાપડની ખોટ કઈ રીતે પૂરી પાડવી? મિલોથી કે રેંટિયાથી? આમ પ્રજાના હિતની દૃષ્ટિએ 'રેંટિયાથી', એ સિવાય બીજો જવાબ આપવો અહિતકર છે. ૩૦૦ની વસ્તીવાળું ગામ પોતાનું કાપડ ગામમાં જ બનાવી લે તો લડાઈ પહેલાંના ભાવે સહેજે રૂ. ૩૦૦૦ ગામમાં જ રહે અને તેમાંથી ગામનું જમીનમહેસૂલ ભરાઈ રહે. તેનો લાભ થોડાને નહિ પણ આખા ગામને મળે. આ વ્યવસ્થા આખા દેશ માટે કરવા માટે પદ્ધતિસર યોજના અને ઘણી વ્યવસ્થાશક્તિની જરૂર છે. તે દ્વારા નાનાં બાળકોને ઉત્પાદક કામ દ્વારા પાયાની કેળવણી આપવાનો પ્રશ્ન પણ ઉકેલી શકાય, એ પણ મહત્ત્વની વસ્તુ છે.

### ખેતીની સુધારણા

ખેતીનો ઉદ્યોગ આપણા દેશ માટે મોટામાં મોટો અને મહત્ત્વનો છે અને તેવો રહેવાનો છે. ભવિષ્યમાં તે ધંધા ઉપર આધાર રાખનારના ટકામાં ફેર પડશે, પણ તેના મહત્ત્વમાં ફેર પડવાનો નથી. પરંતુ ઉત્પાદનની દૃષ્ટિએ તે ધંધો પછાત સ્થિતિમાં છે. તેમાં સુધારો કરવાની ગ્રામપરિસ્થિતિને અનુકૂળ યોજના થાય તો કરોડોને લાભ થાય અને અબજોની આવક વધે.

આમાં સુધારો કરવાનું એક સાધન ખાતરનો ઉપયોગ છે. મળ અને છાણનું કેટલુંય સોના જેવું ખાતર

વેડફી મારવામાં આવે છે, તેનો પદ્ધતિસર ઉપયોગ થાય તો ખેતીની આવકમાં ત્રીજા ભાગનો વધારો થાય, એવો અંદાજ થયેલો છે. હિંદમાં ૧૯૩૫ની ગણતરી પ્રમાણે કુલ ૩૦ કરોડ ઢોર છે. તેમાંથી અડધું છાણ બાળવામાં જાય છે એવો અંદાજ છે. એટલે ૧૫ કરોડ ઢોરનું છાણ ખાતરના ઉપયોગમાં આવતું નથી. એક ઢોર દીઠ રોજનું સૂકું છાણ ૧૦ રતલ થાય, તે હિસાબે ૧૫ કરોડ ઢોરનું ૧૫૦ કરોડ રતલ થાય. એટલે વરસે ૨૫૦૦ લાખ ટન થાય.

એકર દીઠ ત્રણથી ચાર વરસને આંતરે ૧૦ થી ૧૫ ટન ખાતર જોઈએ. એટલે વરસે સરેરાશ ૩॥ ટન જોઈએ. ૨૫૦૦ લાખ ટન વધારાના ખાતરમાંથી ૭૨૦ લાખ એકરને વિશેષ ખાતર મળે. એટલે બ્રિટિશ હિંદની ૨૨૬૦ લાખ એકર ખેતીની જમીનમાંથી ત્રીજા ભાગની જમીનને ખાતર મળે.

આ ખાતર મળવાથી પાક બમણો થાય. આપણી કુલ ખેતીની આવક રૂ. ૨૧૦૦ કરોડ ગણાય છે. એટલે ત્રીજા ભાગની જમીનને આ રીતે ખાતર મળવાથી ૭૦૦ કરોડ રૂ. આવકમાં વધારો થાય.

આ જ પ્રમાણે માણસના મળનો સદુપયોગ થાય તો કેટલી જમીનને ખાતર મળે અને કેટલો પાક વધે, એનો અંદાજ પણ કરવા જેવો છે.

આ ઉપરાંત, કૂવાપાણી અને નહેરોની સગવડ વધે, સારા બીનો ઉપયોગ થાય, સારાં સાધનો વપરાય, તો સહેજે આજે ખેતીમાંથી જેટલી આવક થાય છે તે થોડાં વરસોમાં બમણી થઈ શકે. એટલે કે ૨૨ અબજનો રાષ્ટ્રીય સંપત્તિમાં વધારો થાય અને તેનો લાભ ઘેર ઘેર પહોંચે.

### ઢોરઉછેર

ઢોરઉછેર અને ખેતીનો પ્રશ્ન સાથે સંકળાયેલા છે ઢોર ખેતીકામ કરે છે, ભારવહન કરે છે, અને પ્રજાને દૂધ પૂરું પાડે છે; મર્યા પછી ખાતર અને ચામડાં પૂરાં પાડે છે. આજે બધી રીતે આપણાં ઢોર નબળી સ્થિતિમાં છે. એક બળદ જોડથી સામાન્ય રીતે ૫ એકર જમીનમાં ખેતી થવી જોઈએ તેને બદલે અર્ધી જમીન ખેડાય છે. દૂઝણા ઢોર દીઠ જેટલું દૂધ મળવું જોઈએ તેનાથી સાતમા ભાગનું દૂધ મળે છે, અને પ્રજાને માથા દીઠ રોજનું ૧ રતલ દૂધ મળવું જોઈએ તેને બદલે ૪ તોલા મળે છે. આમાં સુધારો કરવાની યોજના થાય અને દૂધની આવક બમણી થાય તોપણ સહેજે ૩ અબજની આવક વધે. આથી બેવડો લાભ થાય, ખેડૂતોના ખિસ્સામાં પૈસા પડે, અને પ્રજાશરીરને વિશેષ પોષણ મળે.

### ગૃહોદ્યોગોનો વિકાસ

લોકો નવરાશના વખતમાં ઘેર બેઠાં કરી શકે એવા ધંધાનો ફેલાવો કરવો એ પણ મહત્ત્વનું છે. ખેતીપ્રધાન દેશમાં એ ખાસ અગત્યનું છે. સ્વતંત્ર ધંધા તરીકે પણ કરોડોને કામ આપવાની દૃષ્ટિએ ગૃહોદ્યોગો મહત્ત્વના છે. તેની રીતસર યોજના કરી તેનો ફેલાવો કરવો જોઈએ અને તેને માટે જરૂરી નાણાકીય અને સાધનોની સગવડ પૂરી પાડવી જોઈએ. તેમાં યંત્ર કે કારખાનાની હરીફાઈને વચ્ચે આવવા દેવી ન જોઈએ.

આવા ગૃહોદ્યોગોમાં સાર્વત્રિક કાપડના ઉદ્યોગ ઉપરાંત સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે બીજા ઉદ્યોગો વિકસાવવા જોઈએ અને નકામી જતી વસ્તુઓની શોધખોળ કરીને તેના ઉદ્યોગો પણ પ્રજાને બતાવવા જોઈએ. લાકડાના વહેરનો હમણાં સગડીમાં કોલસાને બદલે જેમ ઉપયોગ થવા માંડ્યો છે તેમ કપાસનાં સાંઠાં, ડાંગરનાં ફોતરાં, શેરડીના કૂચા, આંબલીના કચૂકા, કેરીના ગોટલા, સોડાની અને ચામડાની કતરી, કોલસાની ભૂકી અને સેપરેટ દૂધ જેવી વસ્તુઓના ઉપયોગો બતાવવા જોઈએ. ખાસ કરીને મોસમ તકે પાણીને મૂલે વેચાતી કે નકામી જતી વસ્તુઓમાંથી ધન પેદા કરવાની રીતો બતાવવી જોઈએ. આવી બાબતોનું ગ્રામદૃષ્ટિએ સંશોધન અને તેના પ્રચારને કોઈ પણ યોજનામાં અવશ્ય સ્થાન હોવું જોઈએ.

### ચામડાનો ઉદ્યોગ

ગૃહોદ્યોગોમાં ચામડાંના ઉદ્યોગ પ્રત્યે આપણા દેશમાં ઘણું દુર્લક્ષ અપાયું છે. ઢોર મર્યા પછી તેમાંથી જેટલો લાભ ઉઠાવવો જોઈએ તે આપણે ઉઠાવતા નથી. તેનું ખાતર એળે જાય છે, હાડકાં, શીંગડાં રખડતાં ફરે છે, અને ચામડાંના બહુ ઓછા દામ ઢોરના માલિકના હાથમાં આવે છે. ઘણાં કાચાં ચામડાં પરદેશ ચઢે છે અને તેની મોંઘી વસ્તુઓ તૈયાર થઈને દેશમાં પાછી આવે છે. આ બધું સુધારવામાં આવે તો ઢોરના માલિકોને વિશેષ પૈસા મળે, ચમારોને કામ મળે, અને દેશની સંપત્તિમાં લગભગ ૫૦ કરોડનો વધારો થાય.

### જંગલો

ગૃહોદ્યોગો અને ખેતીની દૃષ્ટિએ જંગલોનો વિકાસ પણ જરૂરી છે. ઉપયોગી જંગલો આપણા દેશમાં કુલ જમીનના ૧૨ ટકામાં છે ત્યારે તે સામાન્ય રીતે ૨૦ ટકા જમીનમાં હોવાં જોઈએ. તેની રીતસર યોજના કરીને તે પદ્ધતિસર ઉછેરવાં જોઈએ. તેથી ખેતીને લાભ થાય, ઉદ્યોગને લાભ થાય અને સરકારને સારી આવક થાય. તેમાંથી આવક કરવાની ટૂંકી દૃષ્ટિ ન રાખતાં જંગલો પ્રજાને ઉદ્યોગ ધંધામાં પોષક થાય એ રીતે તેનો વિકાસ અને વહીવટ કરવાં જોઈએ.

આ રીતે કાપડ, ખેતી, ઢોર અને ગ્રામોદ્યોગોને લક્ષમાં રાખી આંતરપ્રાન્તીય દેશવ્યાપી યોજના કરવાની પહેલી આવશ્યકતા છે. ખેડૂતને માટે સારાં ઢોર, ખાતર અને કૂવા એ ઘી કેળાં સમાન છે. ('સારાં ઢોર, ખાતર ને કૂવા, ને ખેડૂતને ઘેર માવા') એની સાથે રાસાયણિક પદાર્થો, ખાણો અને બીજા જરૂરી ઉદ્યોગોની યોજનાઓ પણ થાય. પરંતુ આર્થિક સુધારણામાં પ્રથમ સ્થાન આ બાબતોને મળવું જોઈએ. કોઈ પણ યોજનાનો સમસ્ત પ્રજાને ઘેર ઘેર લાભ શી રીતે પહોંચે, એ દૃષ્ટિએ ખાસ વિચાર થવો જોઈએ. કોઈ કોઈની કાંધ પર ચડે નહિ અને સર્વેને જીવનની આવશ્યક જરૂરિયાતો પૂરતા પ્રમાણમાં મળી રહે, એ દૃષ્ટિએ વિચારણા થવી જોઈએ.

૯-૧૧-'૪૬ વિઠ્ઠલદાસ કોઠારી

# સ્વભાષા અને રાષ્ટ્રભાષા

સાહિત્ય પરિષદના મંચ ઉપરથી, તેના સાહિત્ય વિભાગના પ્રમુખસ્થાનેથી, આપણા કવિશ્રી મેઘાણીને હિંદુસ્તાની વિષે થોડીક વાત કરવાનું ઉચિત લાગ્યું છે. એમાં આ મહત્ત્વના રાષ્ટ્રીય કામની કેટલી અગત્ય છે, એની જાણ્યે અજાણ્યે કબૂલાત રહેલી છે. સમયબળ કે ઐતિહાસિક પરિસ્થિતિના હવાલે જે કામો થાય છે, એમને વિષે આમ જ બને છે. પરંતુ, દુઃખની સાથે કહેવું પડે છે કે, કવિશ્રીના એ ઉલ્લેખમાં આ આપણા સાંસ્કૃતિક, રાષ્ટ્રીય કાર્યની તેવી કદર જોવા મળતી નથી. તેમને હિંદુસ્તાનીનો ભય લાગે છે, અને તે એ કે, માતૃભાષાની પ્રગતિને તે રોકશે તો નહિ? આશા છે કે, અંગ્રેજીએ જેવી પ્રગતિ પ્રત્યક્ષ રોકી છે, તેવો ભય તો આ નહિ હોય.

હિંદુસ્તાની વિષે ભયસ્થાન બે બતાવ્યાં છે — ૧. તે શિક્ષણનું માધ્યમ બને; ૨. તેનું સ્વરૂપ શું છે? એક એવો માધ્યમવાદ છે કે, ઉચ્ચ શિક્ષણનું માધ્યમ રાષ્ટ્રભાષા હોય. શ્રી. મેઘાણી આ મતના હોય, તો તેમાં ભય જરૂર છે; અને તે એ કે, હિંદુસ્તાની પણ સ્વભાષાનું સ્થાન ન લઈ શકે. રાષ્ટ્રભાષા-પ્રચારકોએ પોતાના કામની શરૂઆતથી સ્પષ્ટ કરેલું છે કે, અમારું કામ કોઈ રીતે સ્વભાષાને હાનિ કરવાનું કે સ્થાનભ્રષ્ટ કરવાનું નથી; બલ્કે, આ કામથી તેને પુષ્ટિ જ એકંદરે મળશે. શિક્ષણનું કુદરતી માધ્યમ સ્વભાષા જ છે. હિંદમાં એ કાયદો બદલી ન શકાય. એટલે હિંદુસ્તાનીએ ગુજરાતીને બદલે શિક્ષણનું માધ્યમ બની બેસવાનો ભય વિનાકારણ છે.

રહ્યો સવાલ હિંદુસ્તાનીના સ્વરૂપ વિષે. આ બાબતમાં ચાલુ રાજકારણ અને કોમવાદની કેટલીક અહીંયાં અપ્રસ્તુત અસર તળે વિચાર ન થવો જોઈએ.. હિંદુસ્તાનીની રચનામાં 'પૅરિટી' ઇ૦ની વાત આવી ગણાય. સાવ સાચી વાત છે કે, ભાષા તો પ્રજાનું જોમ અને તેજ પ્રગટ કરનારી વૈખરી છે. એને ઘડનારી કોઈ તાકાત હોય તો એ પ્રજાહૃદયનો પ્રગટ થવા માગતો તલસાટ અને થનગનાટ છે. હિંદમાં આજે એ છે, અને એને માટે વાહન જોઈએ. જેવી તેવી પણ હિંદુસ્તાની એની પાસે છે; ને કાલીઘેલી તૂટીફૂટી છતાં એ જ યોગ્ય છે, એ આજે સિદ્ધ વાત છે. તો પછી ભીતિ શાની? શેને કારણે ચિંતાનો ગોળો હૃદયમાં ઘોળાયા કરે? એનું નિદાન ખોળી કાઢી ઘટતો ઇલાજ કરવો જોઈએ.

જેઓની સ્વભાષા હિંદી કે ઉર્દૂ છે, તેઓને એવી ભીતિ છે કે, હિંદુસ્તાનીથી અમારી ભાષા તો નહિ બગડે? આ ભીતિના મૂળમાં એ રહેલું છે કે, હિંદી ને ઉર્દૂ અલગ છે અને એ અલગ રહેવી જોઈએ. હિંદીપ્રેમીઓ તેને સંસ્કૃતની છાયામાં રાખી ખીલવવા માગે છે; ઉર્દૂપ્રેમીઓ ઉર્દૂને અરબી-ફારસીની. આમ પરસ્પર તેઓ અસ્પૃશ્યતા સેવે છે, જોકે છે તો બેઉ એક જ હિંદુસ્તાની માતાની પુત્રીઓ. નવાઈની અને નોંધપાત્ર બીના તો એ છે કે, તેમને અંગ્રેજી તો સરખી જ ગમે છે. એ બે ભાષાઓ અંગ્રેજી શબ્દો લેવામાં કશો ખોટો વિચાર જ ન રાખતી હોય એમ લાગે છે. પણ સહોદર છતાં પરસ્પર વ્યવહાર તેમને ખપતો નથી! હિંદના રાષ્ટ્રીય પ્રશ્નના કોયડાની જ ભાષા-વિષયક આવૃત્તિ આ ગણાય.

હિંદુસ્તાની બેઉને નિર્ભય કરવા ચાહે છે. તે કહે છે, તમારી બેઉની જે જે અલગ લિપિ છે તે બેઉ લિપિઓ મારી છે; અને તમારા બેઉનું લાડ એ હું છું નવા વાયરા વાયા, નવો જમાનો અંગ્રેજી રાજ્યે આણ્યો; તમે નવા વેશ સજ્યા, નવાં રૂપ કાઢ્યાં; તો ભલે એ તમારી ઇચ્છાની વાત. સ્વનિર્ણય અને સ્વતંત્રતાના આ જમાનામાં એને વારી કોણ શકે? પરંતુ, એ તમારા વેશ અને એ તમારા અલંકાર કેટલાને ખપે છે? જે હિંદી ને ઉર્દૂ આજે ચાલે છે, તે કેટલા જણ સમજે છે? આ સવાલ તો હિંદની પ્રત્યેક ભાષા માટે પૂછવા જેવો છે. તેમ જ આ બે ભાષાઓ વિચારે. આજે બહોળા જનસમુદાયને પહોંચે એવી ભાષા ને એવું સાહિત્ય જોઈએ. એવી શૈલી ને એવી સરળ પહોંચ કેળવવામાં આવે, તો તેમાં હિંદીનું ને ઉર્દૂનું પોતપોતાનું પણ ભલું અને કૃતકૃત્યતા રહેલાં છે. એ કરો તો બેઉ 'મૂળરૂપે તેમની માતાની સિકલ, જેને હિંદુસ્તાની નામથી કહેવામાં આવે છે, તે જ તેમની ખરેખર છે, એમ તરત જણાઈ આવશે. હિંદુસ્તાનીનું સ્વરૂપ પૂછનારાએ આ ઢબે પોતાના પ્રશ્નનો ઉત્તર મેળવવો જોઈએ. આજે આપણી ભાષા ને બીજી દેશી ભાષાઓ પણ ઘડાઈ જ રહી છે ને? એમ જ રાષ્ટ્રભાષાનું છે. જેના ઘડતરની સામગ્રી હિંદી અને ઉર્દૂ સાહિત્યમાંથી મળે છે, પરંતુ જેનો આત્મા તો, આપણે પુરુષાર્થથી સ્વતંત્ર રાષ્ટ્ર હિંદ જે ઘડવા માગીએ છીએ એ તમન્નામાં બેઠેલો છે. વિનિમયના એકમાત્ર આનંદથી બાળક જેમ ભાષા શીખે છે ને કામ પણ સાધે છે, તેમ જ આપણે એ શીખીશું અને કામ પણ સાધીશું, એને માટે મોડું ન કરી શકાય. ચાહો તોય મોડું ન કરી શકો. આ જીવંત પ્રક્રિયા હિંદુસ્તાની ભાષાની રચના અને તેનું પ્રચારકામ છે કહેવાય છે કે, રાષ્ટ્રો જ્યારે આગળ વધે છે ત્યારે સંકુચિતતાજન્ય ભીતિ છાંડે છે. હિંદુસ્તાનીને વિષેય આ જરૂરી છે. પણ તેથી કાંઈ આંખો મીંચીને ગમે તેમ દોડવાપણું સેવવાનું કહેવાની મતલબ નથી. સાચા પુરુષાર્થમાં યોગ્ય સાવધાની, ખબરદારી, અને હિંમત સમાયેલાં જ છે. ચિંતા અને ભીતિ જો વિચારપૂત બની

સાવધાની ને હિંમત રૂપ ન ધરે, તો રાષ્ટ્રશરીરનાં અંગો ઝલાઈ જાય ને પુરુષાર્થને બદલે રૂઢિગ્રસ્તતા આવી રહે; અને એને પછી તર્કથી શણગાર્યા કરવાનું જ રહે. આમાંથી બચીને આજે ચાલવાનું છે.

ભાષા અંગે મોટી ભીતિ પંડિતોને લાગે છે. પણ જો બાળકને બોલવા વિષે જ ભીતિ લાગે, તો એ કદી બોલતાં શીખે ખરું? અરે, માનસ-વૈદો કહે છે કે, કોઈ ને કોઈ ભીતિથી જ ઘણે ભાગે તો જિંદગીભર માણસ તોતડાયા કરે છે. મને અહીં એક દાખલો યાદ આવે છે. દાખલો મારો જ છે, એમાં વાચકને અવિવેક લાગે તો માફ કરે.

મરાઠી હું લગભગ ૨૫-૨૭ વર્ષથી સમજતો થયેલો. પણ બોલવાની હિંમત જ ન આવે બોલવાના પ્રસંગ પણ ઓછા. છતાં પ્રસંગ પર પણ, ભૂલ થવાની બીકે, બોલાતી જ નહિ. ગામડાંના સીધા વિનિમય-ભૂખ્યા ભલા ભોળા લોકે ૧૯૪૨ની જેલમાં એ મારી ભીતિ કાઢી. નાશિક જેલમાં ગામડાંના અનેક મરાઠી કેદીઓ હતા એક વાર એમણે મને વાત કરવા બોલાવ્યો. તેઓ મરાઠી જ જાણે. ગમે તેવી પણ મરાઠીમાં જ તમે બોલો, અને ભૂલ ભલે થાય છતાં મર્મ તો સમજાશેને, એમ કહી તેમણે મને હિંમત આપી. તે ઘડી અને આજનો દિવસ, બોલવાને અંગેની આવી પંડિત-ભીતિ ત્યારથી ગઈ છે આજે બોલતાં ભૂલો થાય તેનો મારો ડર મને મૂંગો નથી કરી શકતો. આનો અર્થ ભૂલો કરવાનો પરવાનો તો નથી જ. કહેવાની મતલબ એ છે કે, ઉપર વર્ણવેલી પંડિત-ભીતિ હિંદુસ્તાની કાર્યને લકવા-ગ્રસ્ત ન કરો. હીરાના પથરા પેઠે ભાષાના શબ્દોને પણ ઘસાઈને પાસા પડતાં વખત જોઈએ છીએ. તેવો વખત મળ્યે હિંદુસ્તાની પણ, અંગ્રેજીની પેઠે, ચમકતી અને એક દિગંતવ્યાપી કીર્તિવાળા રાષ્ટ્રની ભાષા બનશે, અને તેનું સાહિત્ય પણ નીપજશે. એવી શ્રદ્ધા અને ખુમારીની સાથે સ્વભાષાક્ષેત્રમાં અને રાષ્ટ્રભાષાક્ષેત્રમાં પણ આપણે આગળ વધવાનું છે. તે રીતે કામ કરવાથી જ દેશી ભાષાઓ નિર્ભય થઈ શકે અને મદદ પણ પામી શકે. અને તે રીતે તેઓ એને મદદ કરી પણ શકે. હિંદુસ્તાનીનો સવાલ હિંદી-ઉર્દૂ-વાળા લોકનો જ નથી; તે દરેક હિંદીનો છે, અને હિંદી ઉર્દૂ જેમની ભાષા નથી એવા હિંદીઓનો તો સવિશેષ. તેઓ પોતાની માતૃભાષાની રક્ષા તો કરે જ, અને હિંદુસ્તાનીને સે અંગ્રેજી પેઠે હિંદુસ્તાની કાંઈ પારકી મા બનીને દેશીભાષાઓ પાસે નથી આવતી. વિરોધ અને કટાક્ષનું શરસંધાન આજે અંગ્રેજી-લક્ષ્ય માટે શોભે છે, અને એ આજે કર્તવ્ય છે. હિંદુસ્તાની તો આપણા દેશને નિર્ભય કરવાને માટે છે. મ૦

# માસિક વિવેચન

## માલવીયજી અમર છે

ભારતભૂષણ પં. મદન મોહન માલવીયજી ૮૫ વર્ષની વયે તા. ૧૩-૧૧-'૪૬ના રોજ કૈલાસવાસી થયા. છેલ્લાં થોડાંક વર્ષોથી એમનું શરીર નરમ તો રહેતું જ હતું નોઆખાલીના અમાનવીપણાએ એના પર કારી ઘા કર્યો. જિંદગીભર જેની ભક્તિ કરી તે ભગવાન અને ભારતમાતાનું સ્મરણ કરતાં કરતાં એમણે જીવ છોડ્યો.

૨૫ વર્ષની વયે એમણે જાહેરજીવન શરૂ કર્યું. ઈ. સ. ૧૮૮૬માં (જન્મ. ૧૮૬૧) તે પહેલવહેલા કોંગ્રેસમાં ગયા, અને ત્યારથી આજ સુધી એ સંસ્થાને એક સરખા નિષ્ઠાથી વર્યા રહ્યા. કાંકરે કાંકરે કરીને આ સંસ્થાએ પરદેશી રાજ્યની ખુવારીનાં પૂર સામે પાળ બાંધી છે. એ કરવામાં માલવીયજી એક વિરલ અગ્રણી હતા. આ કામને માટે જે ધીરજ, જે દીર્ઘદૃષ્ટિ, વિશાળ ઉદારતા, અને સતત ઝૂઝ્યા રહેવાની તાકાત જોઈએ, એ ગુણો પંડિતજીના ગુણભંડારમાં પૂરતા હતા. કાયદેસર અને બંધારણીય રીતે કામ કરવાના કોંગ્રેસના આદિ કાળમાં એ કેળવાયા હતા. ન્યાય અને સત્ય પરની એવી શ્રદ્ધા હિંદના આદિ નેતાઓમાં સહજ હતી. પણ અંગ્રેજી રાજ્યે એને ટકવા ન દીધી, અને અમલી ઉપાયો શોધવાના થયા, ત્યારે પણ વયોવૃદ્ધ પંડિતજી એમાં જોડાયા. ૧૯૩૦થી '૩૪માં બે વાર એ ગેરકાયદેસર કોંગ્રેસ બેઠકના પ્રમુખ થયા. અને મુંબઈમાં કલાકો સુધી રસ્તા પર બેઠા રહી સરઘસ-હક માટે લડ્યા, એ તો ન ભુલાય એવો બનાવ છે. નાગરિક સ્વાતંત્ર્ય પર આ પ્રકારની તરાપ તે સહી શકતા જ નહિ; તેથી જ કાયદાભંગના નવા જમાનામાં તે બીજા અનેક બુજરગો પેઠે અલગ ન પડ્યા અને દેશની મહાન સંસ્થાને પડખે ઠેઠ સુધી ઊભા રહ્યા.

આ બધું કાર્ય મૂળે એમના ઉદાત્ત ધર્મપરાયણ ચારિત્ર્યનું સહજ ફળ હતું. એ પરમ ભાગવત હતા, સનાતન ધર્મ પર એ પૂરા શ્રદ્ધાળુ હતા. અને એના પાલન માટે જે નિશ્ચય-બળ, સંયમ તથા સહજ-પ્રેમ જોઈએ, એ એમનો સ્વભાવ જ જાણે હતો. ખાનપાન અને ચોકાના નિયમો પણ તે જીવનના સામાન્ય નિત્ય-નિયમ પ્રમાણે પાળતા. એમને માટે એ કોઈ સગવડિયા દંભ દેખાવ કે ચોખલિયાવેડા નહોતા. એ બાબતો પણ એમના ધર્મભાવમાં સહજભાવે વણાયેલી હતી. તેથી જ એમના દેશકાર્યમાં એ કોઈ રીતે આડે આવી શકતી નહિ. એ અને એમના નાના ભાઈનું સ્થાન પસંદ કરનાર ગાંધીજી, આ બે પુરુષોમાં હિંદુ ધર્મ, જીવન તથા ફિલસૂફી અને તેની સનાતન શક્તિ આજના જમાનામાંય પરમ કક્ષાએ પ્રગટ થયાં છે. ધર્મબળ ખરું જોતાં પરમ જીવનબળ જ

છે, એ માલવીયજીનો વિચાર કરતાં સાફ જણાય છે. એમની કાર્યશક્તિ, મીઠો સ્વભાવ, નિર્મળ પ્રેમાળ વાણી, ધીરગંભીર મુદ્રા, કાર્યપરાયણતા, વગેરે એમનામાં એકરસ રહેલા વ્યક્તિત્વનાં જુદાં જુદાં પાસાં જેવી બાબતો હતી. એ બધું ચારિત્ર્યધન એમણે દેશની સેવામાં ખરચ્યું. જીવનની શરૂઆત શિક્ષક બનીને તેમણે કરી હતી. બાદ વર્તમાનપત્રમાં ને વકીલાતમાં તે થોડો વખત ગયા. પરંતુ દેશની નવી પેઢીનું ઘડતર કરવું એ જ એમની મૂળ ધગશ; તે જ હિંદુ યુનિવર્સિટીની સ્થાપનારૂપે પ્રગટી ૧૯૧૬માં તે સ્થાપી ત્યારથી અંતઘડી સુધી એ કામ એમણે પાળ્યું પોષ્યું, અને દેશને પોતાની મોટામાં મોટી સેવા ભેટ તરીકે આપતા ગયા. એ એમનું જેવું સ્મારક છે તેવું તો દેશ પોતેય ન કરી શકે. હિંદીઓ આ પોતાના યુગનરગ નેતાને પેઢી દર પેઢી યાદ રાખશે. એમની વિદ્યા, એમની ધીરતા, એમનો દેશપ્રેમ, એમની સેવાશક્તિ, અને એમનું ધર્મપરાયણ ચારિત્ર્ય — આ વારસો હિંદની ભાવી પેઢીઓને સદાને માટે ઘડારૂપ છે. એ રૂપે પંડિતજી આપણા રાષ્ટ્રમાં અમર થઈને રહેશે.

## શાંતિ = સદા-શસ્ત્રસજ્જતા ?

બાઇબલમાં એક વાક્ય છે કે, તમારે શાંતિ જોઈએ તો યુદ્ધ માટે તૈયાર રહો. અને ઈશુ ખ્રિસ્ત એક જગાએ કહે છે, હું તો હાથમાં તલવાર લઈને આ જગમા આવ્યો છું. જાણનારાઓ જાણે છે કે, આ વાક્યો અધ્યાત્મક્ષેત્રમાં મનની શાંતિ અને ષડરિપુ સામેના યુદ્ધ માટેનાં રૂપક છે. અને એવી ભાષા દુનિયાના બધા ભાગના સંત પુરુષો વાપરતા આવ્યા છે.

પરંતુ, જગતના સ્થૂલ વહેવારમાં પણ ભગવાન ઈશુના ૨૦મી સદીના અનુયાયીઓ એ જ સાચું પાડી દેખાડશે, એ એમનેય ખબર ન હોય. જગતમાં શાંતિ જોઈએ તો સૌ રાષ્ટ્રોએ યુદ્ધસરંજામ તૈયાર રાખીને શસ્ત્રસજ્જ રહેવું જોઈએ. આજે યુદ્ધકળા એવી થઈ બેઠી છે કે, બધા જ રાષ્ટ્રોએ શાંતિનો અર્થ શસ્ત્રસજ્જ શાંતિ જ કરવો જોઈએ; શાંતિમાં યુદ્ધનું ધ્યાન ધરતા રહેવું, (અને એમ કરતાં યુદ્ધ આવે એ તો ઉઘાડો માનસશાસ્ત્રીય કાયદો જ છે, એટલે યુદ્ધ આવે ત્યારે શાંતિને રડવી, એ આજની દશા થઈ છે. અને બીજું એ કે, કોઈ એકલો દેશ આજના યુદ્ધને માટે જરૂરી પૂરેપૂરી બધી જાતની ફોજ અને સાધન-સરંજામ ખડાં ને ખડાં રાખી ન શકે. એમ જો કરે તો એનું જ ખર્ચ એવડું મોટું થાય કે, યુદ્ધ પેઠે શાંતિમાં પણ ખાવાપીવાના ને પહેરવાઓઢવાના સાસા પડ્યા જ કરે. એટલે દરેક રાષ્ટ્રે એવું કરવું પડે કે, શાંતિમાં જે બધાં કારખાનાં ઇ. ચલાવે તે પણ એવાં યોજી રાખવાં જોઈએ કે, યુદ્ધ આવે કે તાબડતોબ પહેલી તકે તેને તે માટેના કામમાં ફેરવી લેવાય. મોટરના ગિયર પેઠે, આમ યુદ્ધ આવતાં આખું રાષ્ટ્રીય ઉત્પાદન અને વ્યવસ્થા ખાતું યુદ્ધ-ગિયર પર મૂકવાની તાકાત હમેશ હોવી જોઈએ. "એટલે, મૂળે વિચારતાં, 'દેશની સલામતી લોકોની શક્તિ ઉપર અને આર્થિક વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક સાધન-શક્તિ શાંતિ પરથી યુદ્ધ-ગિયર પર મૂકી શકવાની તાકાત ઉપર અવલંબે છે." (ટાઈમ્સ ઑફ ઇંડિયા ૨૩-૯-'૪૬ અગ્રલેખ.)

સ્વતંત્ર રાષ્ટ્રે પોતાનું રક્ષણ કરવા તૈયાર રહેવું એનો અર્થ આજે આમ થાય છે. હિંદની અત્યારની આંતરિક સ્થિતિની ઉપમા આપી કહીએ તો, તોફાનો બાબતમાં હિંદી પ્રજાની જેવી અસ્થિર દશા છે તેવી જ અસ્થિરદશા દુનિયાના બધા રાષ્ટ્રોની સલામતીને અંગે આથી થઈ રહે છે. આને કોઈ શાંતિ ન કહે. એટલે, દેશમાં કોમો ભાઈચારો કેળવીને ઠરાવ કરે કે, વિખવાદ કે મતભેદ થાય તોય મારામારી કે ગુંડાગીરીની બેફામતા તો તેનો કોઈ ઉપાય જ નથી, તેમ જ રાષ્ટ્રોએ પણ સમજી લેવું જોઈએ કે, રાષ્ટ્રોના મતભેદો કે વિખવાદનો કાયમી ઉપાય આત્યંતિક યુદ્ધનિષેધ છે. હિંદ આજે પોતાના આંતર પ્રજાજીવનમાં આ પાઠ લોહી રેડી રેડીને શીખે છે. હવે શરૂ થતા તેના આંતરરાષ્ટ્રીય જીવનમા એ શું કરશે તે પણ એણે હવે વિચારવું જોઈએ. દુનિયાના ગોરાઓએ સંતોની મશ્કરીરૂપ જે અવદશા આણી છે તેમાંથી હિંદે તો બચીને તેમને બચાવવાની પણ હામ ભીડવી જોઈએ. તો તેની સંત-સંસ્કૃતિ પાછી, વચલાં ખરાબ સૈકાં વીત્યા બાદ, ઝળહળીને ઉદય પામે.

## ગોરાઓનું વાલીપણું

અંગ્રેજ તથા બીજી ગોરી પ્રજાઓ, ત્રણ સૈકાં ઉપર વેપાર ખેડવા નીકળી પડી ત્યારે, તે ચોખ્ખાબોલી તો હતી જ. જેમ કે, ઇસ્ટ ઇંડિયા કંપનીના સ્થાપનારાઓએ કહ્યું કે, આ કામને માટે અમારે 'જેન્ટલમેન'ની જરૂર નથી, તેઓ તો બધું બગાડે; અમારે જે કરવું છે તે એમનાથી ન બની શકે.

એ જ સમજવાળી એક ટોળી દક્ષિણ આફ્રિકામાં પણ તે કાળમાં પહોંચી હતી. તેણે તો ત્યાં વસવાટ પણ કર્યો. એટલે તેને મજૂરોની ફોજ જોઈએ. હિંદમાં પણ એ લોકોના જ દોરથી રાજ્ય કરતા હતા. તેમણે અહીંથી હિંદી મજૂરો મોકલ્યા. મજૂર જોડે નાના મોટા વેપારીઓ ગયા. એમ કરતાં આજનું દક્ષિણ આફ્રિકાનું ગોરું સામ્રાજ્ય ઊભું થયું. તે ઊભું કરવામાં હિંદીઓએ હાથ દીધો, તે તેમાં આજે હડધૂત થાય છે. અને જે કાળા કાફરા ૯૦ લોકો પર એ રાજ્યની આબાદી છે, તેઓ તો કાંઈ વિસાતમાં જ નથી.

પરંતુ, પેલા 'જેન્ટલમેન' ન જોઈએ કહેનારાનો સત્યવક્તા જમાનો આજે રહ્યો નથી. ઊલટો જમાનો આવ્યો છે, જ્યારે જેન્ટલમૅન તમે ન હો તોય છો જ એમ ઠોકી ઠોકીને બતાવવું પડે. એટલે દક્ષિણ આફ્રિકાના ગોરાઓના પ્રતિનિધિ, જનરલ સ્મટ્સ, આજે સંયુક્ત

રાષ્ટ્રમંડળની સભા અમેરિકામાં ચાલે છે, ત્યાં કહે છે, અમે કાળી પ્રજાના ટ્રસ્ટી છીએ અને એ ટ્રસ્ટની જવાબદારીમાં હિંદીઓ જે અમારે ત્યાં વસે છે એમને ભાગ ન આપી શકીએ. કાળી પ્રજા આજ સૈકાંથી પશ્ચિમી જીવન-પદ્ધતિ અને ખ્રિસ્તી ધર્મ તરફ વળે છે, એમનું વાલીપણું પોતે જ કરી શકે! (વાલીપણું શું કામ? તો તો તેમને સમાનતા ને સરખો દરજ્જો આપવો જોઈએ ને?) ગયા યુદ્ધ બાદ 'મેન્ડેટ' નીકળેલાં તેને સંયુક્ત રાષ્ટ્ર મંડળે 'ટ્રસ્ટ' બનાવવાનાં છે, તેની તૈયારીઓ આ પ્રમાણે તે મંડળમાં ચાલી રહી છે. પછી બિન-ગોરી પ્રજાઓનો એ મંડળમાં અને તેના ગોરા માલિકોમાં વિશ્વાસ ન ટકે તો બીજું થાય પણ શું?

## આપણી રાષ્ટ્રીય શરમ

ડૉ. આંબેડકર હરિજનોની વકીલાત લઈને દેશની સ્વતંત્રતાના વિરોધીઓને મળવા વિલાયત જઈ આવ્યા. મુસ્લિમ લીગે પણ એ લોકને લખવા મળવાનું રાખ્યું છે અને પરદેશી રાજકર્તાને અહીં રાખીને પોતાનું પાકિસ્તાન ચાહે છે. દેશનું રાજ્ય પચાવી બેઠેલા પરદેશી રાજકર્તાની પાસે આમ જવું એ કેવું ખરાબ છે, એ કહેવાની જરૂર નથી. દુઃખની વાત એ છે કે, આપણે એક રાષ્ટ્રવાદી પ્રજા તરીકે આ કોમવાદી સંકુચિતતાને દુરસ્ત કરી શકતા નથી. કોમવાદને કોમવાદથી નહિ જીતી શકાય; સાચો રાષ્ટ્રવાદ જ એને હંફાવી શકશે. આજે એની કસોટી છે. કોમવાદ છેવટનાં ડચકાં લે છે. ધર્મ આબરૂ કે માણસાઈ કશાની પરવા કર્યા વગર પૂરી નફટાઈથી એ પોતાનું પોત પ્રકાશી રહ્યો છે. એ એવો ફફળાવનારો છે કે, પં૦ જવાહરલાલજીએ કહ્યું એમ, મુડદાં પણ જાગી ઊઠે. પણ એ જાગૃતિ આંધળી ન જોઈએ. નહિ તો જાતે પગ પર કુહાડો વાગી બેસશે, એ હવે તો ચોખ્ખું દેખાવું જોઈએ. ઝીણાસાહેબ પણ મુસલમાનોને કહે છે કે, ખામોશી રાખી વેર સામે વેર લેવાં ન ફરતા. આ સાથે તે નોઆખાલીનો પાઠ અને તેની જવાબદારી પણ સમજાવે તો સારું.

પરંતુ, આપણી આ રાષ્ટ્રીય શરમના ઘા પર મીઠું મૂકવાનું કામ તો જનરલ સ્મટ્સે કર્યું છે. તેમની ગોરાશાહી ફાસી નીતિ સામે હિંદે સંયુક્ત રાષ્ટ્રમંડળમાં વિરોધ કર્યો છે. તેનો જવાબ ન્યાય-અને-નીતિપૂર્વક તો આપી શકાય એમ હતું નહિ. હિંદના આ વિરોધમાં બીજા અનેક દેશોએ પણ સૂર પૂર્યો. એટલે સ્મટ્સે આક્ષેપ સામે પ્રતિ-આક્ષેપ કરીને લૂલો બચાવ કરવાનો માર્ગ શોધ્યો. તે કહે છે, હિંદ અમને શું કહેવા આવે છે! એને ત્યાં અત્યારે જુઓ ને! અમારે ત્યાં અનેક જાતો સાથે રહે છે, તે હિંદ જેમ લડે નહિ, તેથી અમે એમને જુદી રાખીએ છીએ.

એટલે કે, ટૂંકમાં તમે નાઝી નીતિવાદી છો એમ ને? અને આમ કહીને ગોરાઓને હિંદીઓ સામે ઉશ્કેરી મૂકતા તો નથી ને? દક્ષિણ 'આફ્રિકાના હિંદીઓના સત્યાગ્રહ સામે ત્યાંના ગોરાઓએ ગુંડાગીરી આદરેલી તેનાં મૂળ ત્યાંના નેતાઓની આવી ભાવનામાં ત્યારે તો રહેલાં હોય, એમ ઠરે.

પણ આપણે આક્ષેપ સામે પ્રતિ-આક્ષેપનો સોંઘો પણ અસફળ રસ્તો ન લઈએ. એ જ સૂત્ર આજ હિંદુ અને મુસલમાનો વચ્ચે જે ઝેર ઊછળ્યું છે. તેને શમાવવા માટેય યાદ રાખવું જોઈએ. ઉપાય એ છે કે, રાષ્ટ્રશરીર પર જે ચાંદું છે તે ન રહે, તો જ પરદેશી-માંખો એની ઉપર નહિ બેસી શકે.

## રાષ્ટ્રધર્મની રક્ષા માટે

લોકો ગાંધીજી ઉપર પણ ચિડાયા છે' અમાનુષી આતતાયીપણું જોઈને ઊછળી આવેલા આપણા સુપ્ત કોમવાદે આજે આપણને એટલા બધા અવિચારી કરી મૂક્યા છે! છતાં ગાંધીજીનો પ્રેમ એનાથી જબરો છે. ચાડિયાં નાંખતાં છતાં પ્રજા એમને કેમ તરછોડી શકે? શું એ જ પ્રેમશક્તિએ છેલ્લાં ૩૦ વર્ષથી આ દેશને આજે સ્વરાજ પાસે નથી આણ્યો? આંધળો પણ એ તો દેખે છે.

લોક પૂછે છે, ગાંધીજી બિહાર સામે ઉપવાસ શું કામ ઉગામે?

એનો ટૂંકો જવાબ છે કે, માનવધર્મ અને રાષ્ટ્રપ્રેમ એમ કહે છે. અને સમાજકારણ તથા રાજકારણ જેવાં સામુદાયિક કાર્યમાં પણ અહિંસા પોકારનાર પેગંબર બીજું કરી પણ ન શકે. અને તેણે કાંઈ કરવું જ જોઈએ, એટલે કે, નિષ્ક્રિય પણ ન રહી શકે, એવો આ કાળ છે.

એક દાખલો લો: એક હિંદુ એક પાડોશી મુસલમાનને મારે છે. બીજો હિંદુ એક નાગરિક તરીકે તથા રાષ્ટ્રવાદી સજ્જન તરીકે શું કરે? શું કરવું જોઈએ? એણે વચ્ચે પડી બચાવ કરવો જોઈએ. એમાં માનવતા પણ છે. મારવા તડનાર હિંદુને એ રીતે તે ભાનમાં પણ આણી શકે. આમ જ દરેક સજ્જન હિંદુ મુસલમાન કે કોઈ કોમીએ વર્તવું જોઈએ. આ આજનો સાચો હિંદી રાષ્ટ્રધર્મ છે, એ નિર્વિવાદ સૌ સ્વીકારશે.

હવે ગાંધીજી વિષે જુઓ. તે હિંદુ મુસલમાન સૌને સરખા ચાહે છે. એમને મન તે સૌ ભાઈ ભાઈ છે. કમનસીબે આજે મુસલમાન એમની સેવાને અણુકારતો નથી. આથી એની ઉપર એમની ઓછી અસર થાય છે. હિંદુઓ અને રાષ્ટ્રવાદી બધા લોકોનાં હૃદય પર તે પહોંચી શકે; એમના લોકોત્તર પ્રભાવથી પરોક્ષ રીતે પણ એ દરેકને પહોંચી શકે. લોકો જે પડોશી જેવા પડોશી મુસલમાનને મારવા તડે તો ગાંધીજીએ વચ્ચે આવવું જોઈએ. જ્યારે આ ગાંડપણ વ્યાપક બને ત્યારે એને પહોંચી વળવા માટે એ જ શક્તિમાન છે. એટલે એમણે આમરણ ઉપવાસ દ્વારા પોતાની જાતને આ હિંદુ ગાંડપણ સામે મૂકી. અને

નોઆખાલીના મુસલમાનોમાં શરીરે જઈને ઊભા. તેઓ ઇચ્છે તો એમને મારે; અથવા સાચાં માનવપ્રેમ અને અહિંસાને સાક્ષાત્ જોઈને સાનમાં આવે. એમ એ દરેકના માનવહૃદયને પહોંચ્યા છે. અને અહિંસાની આ શક્તિના પરચાથી રાષ્ટ્રીય સરકારોને પણ તેના શાંતિસ્થાપનના કામમાં વિરલ મદદ થઈ છે. આથી હિંદનો રાષ્ટ્રવાદ પ્રબળ બન્યો છે; કોમવાદ ઝંખવાણો પડ્યો છે. સૌ ખામોશ રાખી વિચારે અને દેશના આ કટોકટીભર્યા ક્રાંતિકાળમાં એના તારણહારને જરા વધારે પિછાને.

## હિંદનો પહેલો બ્રિટિશ હાઈ કમિશનર

કરાંચીથી ખબર છે કે, હિંદ ખાતેનો પહેલો બ્રિટિશ હાઈ કમિશનર, (માને ગ્રેટ બ્રિટનનાં હિંદ ખાતેનાં હિતાહિતો અને નાગરિકોની સંભાળ રાખનાર ખાતાનો વડો વકીલ,) શ્રી. ટેરેન્સ શોન ૧૮-૧૧-'૪૬ના રોજ કરાંચી ઊતરી બનતી ત્વરાએ દિલ્હી પહોંચશે. આ બ્રિટિશ વકાલત ખાતું દિલ્હીમાં પોતાની કચેરી કરવાનું છે, અને તેને માટે વિસ્તૃત જગા રાખી જોઈતાં મકાનો ક્યારનાં, બ્રિટિશ ખર્ચે, તૈયાર કરાયાં છે. અને લાંબા ગાળાની ભાવી ધારણા એવી છે કે, હિંદ સ્વતંત્ર થશે ત્યારે આ વકાલત ખાતું વ્યવસ્થિત બ્રિટિશ એલચી-ખાતું બની જશે.

આ ખબર તરફ જોઈતું ધ્યાન અપાવું જોઈએ. છાપાંમાં એ પણ વાંચ્યું હશે કે, ચીન અમેરિકામાં હિંદી રાષ્ટ્રના એલચીનું પદ ધરાવતા પ્રતિનિધિઓ હવે આપણે મોકલવાના છીએ. અત્યાર સુધી આપણા પ્રતિનિધિ કહીને બ્રિટિશ સરકાર તેને ઠીક લાગે એને નીમતી, અને તેમને 'એજન્ટ જનરલ' કહેવાતા. એટલે કે, હિંદના તે વડા દલાલ કે આડતિયા ગણાતા. દેશના એલચીનું પદ એથી મોટું અને ગૌરવભર્યું ગણાય છે. તે પદ સ્વતંત્ર રાષ્ટ્રના પ્રતિનિધિને મળી શકે છે. ચીન અમેરિકામાં આપણી રાષ્ટ્રીય સરકાર હવે જેને નીમે તેને એ બે રાષ્ટ્રો એલચી-પદ આપશે. આ આપણો આંતરરાષ્ટ્રીય મોભો વધ્યાની નિશાની ગણાય.

એમ જ આ બ્રિટિશ વડો વકીલ હવે અહીં આવે છે, તેમાં પણ એક નવું પ્રસ્થાન થાય છે, ને તે ભારે છે. અત્યાર સુધી બ્રિટિશ હિતાહિત સંભાળવાનું કામ વાઇસરૉય કરતો આવ્યો છે. અને હિંદના ગવર્નર-જનરલ તરીકે, હિંદનું હિતાહિત પણ એ જ સંભાળે, એમ કાનૂની સુપરત તેને થઈ છે. હિંદ અને બ્રિટનનું હિત સામસામાં જ લગભગ હોવા છતાં, આ બેઉને સંભાળવાનું કામ એક જ ગોરી અને ભારે આપખુદ સત્તાવાળી વ્યક્તિને સોંપવામાં આવ્યું છે, એ આપણી ગુલામીનું ચાડામાં ચોક્કું લક્ષણ ગણાય. હવે જ્યારે એમાં સુધારો થવા લાગ્યો છે, ત્યારે આ ગોઠવણમાંય આપોઆપ ફેર થવો જોઈએ. મિ. ટેરેન્સ શોનની બ્રિટિશ વડી વકીલ તરીકેની નિમણૂક એ ફેરફારની રૂએ છે. હવે હિંદનાં બ્રિટિશ હિતોની સંભાળ આ માણસ રાખશે. વાઇસરૉય એ કામ નહિ કરે; તે હિંદના કામને સંભાળશે. આ ગોઠવણના સાચા રહસ્યને જાળવીને હવે તેઓ ચાલશે, એવી આશા રખાય. તે પ્રમાણે તે ચાલે એવી કાર્ય-પદ્ધતિ પાડવાનું કામ આપણી રાષ્ટ્રીય સરકારે જોવાનું છે. એમાં જ એ સરકારની પાસે રહેલી વચગાળાની ક્રાંતિકારી શક્તિ રહેલી છે.

આ ગોઠવણના કેટલાક ઉપ-સિદ્ધાંતો પણ સમજવા જોઈએ. સૌને ખબર છે કે, આપણા દેશમાં વસતા ગોરા પરદેશીઓને આપણી ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ આપવામાં આવેલું છે. તેમાં એ સમજ બતાવવામાં આવતી હતી કે, તેઓ પણ એક જ રાજાની પ્રજા છે ને અહીં તે કામધંધે રહે છે તો તેમને આવો હક હોવો જોઈએ. અને તેઓ સંખ્યામાં ઓછા, એટલે તેમના આવા માનેલા હક પ્રમાણે ઘટે તેના કરતાંય વધારેપડતું પ્રતિનિધિત્વ અપાયું છે. ખરું જોતાં તો, કંપની સરકારના અવશેષરૂપ આ ગોરા વેપારીઓ ને નોકરો વગેરે કહેવાય. ૧૮૫૭માં તે રાજકર્તા વેપારી પેઢી નાબૂદ થઈ, તેનું રાજકાજ બ્રિટિશ સરકારે સંભાળી લીધું અને વેપાર ધંધાનું શોષણકામ આ ખાનગી ગણાયેલા પણ પ્રચ્છન્ન સરકારી લોકને ખાતે રહ્યું.

હવે હિંદ સ્વતંત્ર થાય છે. બ્રિટનનાં હિત સંભાળવા તે દેશનો ખાસ માણસ મૂકવામાં આવે છે. આ ગોરાઓએ હવે તે માણસના ખાતા દ્વારા પોતાની હિતરક્ષા કરાવવી જોઈએ. એમને હવે હિંદની ધારાસભાઓમાં સ્થાન ન ઘટે. આજે તેઓ છે, તેથી ત્યાં રહેવું જોઈએ એમ નથી. તેઓ એમાં આડખીલીરૂપ છે. સિંધ બંગાળમાં એમની કામગરી જુઓ. આ જ ન્યાયે તેમને બંધારણ-સભામાં સ્થાન નથી. અને જૂના કાયદાને લઈને અજાણમાં મતાધિકાર મળી ગયો, તેય તેમને ભોગવવા દેવામાં ન આવ્યો. ભોગવે તો તેઓ દેશના સ્વતંત્ર કામમાં નાહકે દખલ કરે છે, એમ સ્વીકારાયું.

અને એમ જ હવેની તેમની ધારાસભાની હયાતી વિષે પણ ગણવું જોઈએ. તેઓએ તેમાંથી રાજીનામું આપવું જોઈએ અથવા નિયમપૂર્વક ગેરહાજર રહેવું જોઈએ. અને એ વિષે ઉપર પ્રમાણે ચોખવટ એમને રાષ્ટ્રના લોકમતે હવે કરી દેવી જોઈએ, જેથી આ ગોરાઓને કોઠે પડી ગયેલી દખલ કરવાની કુટેવ વધુ નુકસાન કરતી મટે. સ્વતંત્ર દેશોમાં વસતા પરદેશીઓ તેમના વકાલત કે એલચી ખાતા દ્વારા જ પોતાનું માન, ધંધોરોજગાર ને બધું કામકાજ સંભાળે છે. મિ. શોન આવ્યા એટલે ગોરાઓ હવે એમની મારફતે પોતાનું સંભાળતા થઈ જાય, એ હિંદ વિષેની એમની સાચી દાનતની પણ નિશાની ન ગણાય?

## ત્રીજા ગોરા પક્ષની ગરબડ

પરંતુ ગોરાઓ આ પલટાયેલી એમની દશા સમજ્યા લાગતા નથી. સ્વાર્થ આંધળો હોય છે. નહિ તો બંગાળના ગોરાઓના મંડળે ત્યાંનાં રમખાણો અંગે જે ઠરાવ બહાર પાડ્યો છે તે ન સંભવત. ઠરાવ કહે છે કે, 'નવા બંધારણમાં ગોરાઓનું ગમે તે સ્થાન નક્કી થાઓ, છતાં આ કોમ કલકત્તા શહેર અને બંગાળ પ્રાંતના ભલામાં ઊંડો રસ ધરાવે છે', કેમ કે તેઓ એના "સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક જીવન સાથે કેટલા બધા લાંબા કાળથી સંકળાયેલા છે." એટલે ત્યાંની કોમી અશાંતિ ટાળવા પોતાની મદદ આપવા તત્પરતા બતાવે છે, અને પોતાની માન્યતા જણાવે છે કે, વડી સરકારમાં જેમ હિંદના રાજદ્વારી પક્ષો સાથે મળ્યા તેમ બંગાળ અને દેશમાં બધે બીજા પ્રાંતોમાં પણ એવી સરકારો રચાય તો સારું.

આ ઠરાવ પાર વિનાની વાતો અને વાંધાઓ જગવે છે. વડી સરકારમાં બધા પક્ષો મળ્યા છે કે? સંયુક્ત જવાબદારીનું શું છે? કહેવાય છે કે, કૉન્ગ્રેસ સરકાર એવી તો સરળ સડેડાટ કામ લેતી હતી કે, વેવેલ અને બ્રિટિશ રાજકર્તાઓએ ઝપાટાબંધ સ્વતંત્ર થતી જતી વચગાળા સરકાર પર લીગના પાંચ જણને લાવી મૂકવાની પેરવી વિચારી; અને લીગે દીધેલી વ્યક્તિગત ગાળો ગળીને પણ તેમને લેવામાં આવ્યા. અને લીગ પણ સમજી જઈને અંદર દાખલ થઈ ગઈ. આ વિષે ગમે તેમ હોય, કૉન્ગ્રેસને પણ લીગના પાંચ જણ આવે એ માન્ય હતું, અને તેથી જ પંડિતજીએ સરકાર-રચના કરવા પહેલાં ઝીણા સાહેબની મુલાકાત લીધી હતી. તે એ આમંત્રણથી સ્વતંત્ર હિંદી સરકારના સભ્ય તરીકે ભલે ન આવ્યા. બીજી રીતે તેમાં આવ્યા તે ગમે તેટલું અજુગતું છતાં કાંઈ એનો વિરોધ ન કરી શકાય. પરંતુ એને મેળવાળી મિશ્ર સરકાર જેને કહેવાય એવી એ છે એમ ન કહી શકાય. અને તે છે પણ નહિ. છતાં કલકત્તાના ગોરા એનો દાખલો ટાંકે છે, એમાં કાંઈક કાળું લાગે છે. એમને એમ ડહાપણ કરવા જરૂર નહોતી. શ્રી. જયપ્રકાશે એ અંગે સાચું કહ્યું છે કે, "મિશ્ર પ્રાંતીય સરકાર ફક્ત નથી. સાચી મિશ્ર સરકાર તેને રચનાર પક્ષોમાં પરસ્પર સમજ અને સમભાવ હોય તો જ સંભવે. છરાવાળા હાથે મિશ્ર સરકાર માગવી એ તો તમાશાબાજી થઈ; તેનાથી મેળ ન સધાય." આ વાત ગોરા મુત્સદ્દીઓ ન જાણે કે ન સમજે એ માની નથી શકાતું. છતાં શું કામ કહે છે?

અને એ કહેવાનો દાવો કરે છે કે, અમે આ પ્રાંત સાથે જૂનેથી સંબંધી છીએ. વાત સાચી. ૧૮મા સૈકાથી તેઓ સાથે તે અભાગી પ્રાંતનાં પાસાં પડયાં છે. અને આજે તો સૌ હિંદીઓ એનો કાળો ઇતિહાસ જાણે છે. જુઓ ૧૭૫૭થી ૧૭૭૦ સુધીનો કંપનીનો ઇતિહાસ. ત્યારથી ગોરાઓ બંગાળમાં 'ઊંડો રસ' ધરાવતા આવ્યા જ છે. પ્રશ્ન એ છે કે, એ રસનો પ્રકાર શો છે? એ શોષણ-અને-ભેદ-નીતિનો રસ આજે પણ ગયો છે કે? મધ્યમાં મિશ્ર કહેવાતી સરકાર આવી એટલે અંગ્રેજ રાજ્યકર્તાનો ત્રીજો પક્ષ પાછો જાગતો થઈ ગયો. એમ જ પ્રાંતોમાં તો આ ગોરાઓને રસ ચૂસવો નથી ને? વડી સરકારની રચના ૧૯૧૯ના કાયદાથી થાય છે, માટે જ આ "ઊંડો રસ" લેવાનું ચાલુ રાખી શકાય. પ્રાંતમાં એમ મિશ્ર સરકાર માથે ન મારી શકાય. અને આ ગોરાઓ એ યાદ પણ શું કામ કરે કે, કૉંગ્રેસે મુંબઈ, મદ્રાસ ઇ૦ દરેક પ્રાંતમાં પ્રધાનમંડળ રચતી વખતે લીગની મદદ માગેલી અને તે આપવાની ના પાડવામાં આવેલી! સાચી મિશ્ર સરકાર રચવાનો માર્ગ તો એ હતો. એ માર્ગ ન જ લેવો એ લીગી નીતિ લાગે છે. નહિ તો વાઇસરૉય કહે છે માટે અને જૂની કારોબારીના ધોરણના સભ્ય તરીકે લીગ દિલ્હી સરકારમાં જોડાય છે, એમ ઠોકી ઠોકીને શું કામ કહેત? લીગને ત્રીજા પક્ષની જરૂર છે. તે વગર એની પાસે બીજું બળ નથી. ત્રીજા પક્ષે વચ્ચે પડવું પડે એવી પરિસ્થિતિ એને કઠતી નથી. બલ્કે, અમેરિકામાં હમણાં ગયેલા લીગી પ્રતિનિધિ કહે છે કે, અંગ્રેજો દેશના ભાગલા પાડીને પછી જાય. ગોરાના ભાવ આવી રીતે તેજ બને, એવી છૂપી લાલચ તો બંગાળના ગોરા મંડળને પેલો ઠરાવ કરવા નથી પ્રેરતી ને?

## લખનૌના વિદ્યાર્થીઓનો સિનેમા-જંગ

ખરેખર, સિનેમાની એક ફિલમ જ બનાવી શકાય એવો કિસ્સો લખનૌના સિનેમાવાળા અને સિનેમા-ગાંડા વિદ્યાર્થીઓ વચ્ચે બન્યો છે. એ કિસ્સાનાં વસ્તુ અને કાર્યમાં એને માટે જોઈતો વેગ અને રંગરાગનું વિવિધપણું પણ પૂરતાં છે: કૉન્ગ્રેસ સરકાર, યુનિવર્સિટી, પોલીસ, જેલ, પિકેટિંગ, આજનાં યુવકયુવતી ઇ૦ બધું એમાં આવે છે.

યુ૦ પી૦ સરકારનું નિવેદન કહે છે કે, લખનૌના વિદ્યાર્થીઓ અને સિનેમાવાળાઓ વચ્ચે ઝઘડો થયો છે. મુદ્દો એ છે કે, વિદ્યાર્થીઓ સિનેમાની ટિકિટના ભાવમાં ખાસ છૂટ માગે છે, જે તેમને મનમાની મળી નહિ. એટલે એમણે સિનેમા પર પિકેટિંગ આદર્યું. તેમાં કેટલાયને પકડવા પડ્યા એવું એ પિકેટિંગ ચાલ્યું, એમ લાગે છે. પકડાયેલાનો આંકડો ૨૭૫ થયો હતો! આમ સરકારે પકડ્યા એટલે વિદ્યાર્થીઓની "કમિટી ઑફ ઍક્શન"—સંગ્રામ સમિતિએ સરકારી સેક્રેટરિયેટ પર પણ પિકેટિંગનું શસ્ત્ર ફેંક્યું. મામલો એટલે સુધી પહોંચ્યો કે, વડા પ્રધાન વગેરેને ધ્યાન દેવું પડ્યું. તેઓએ જે એનો ઉકેલ આણ્યો તે પરથી આ મફત-કે-અર્ધા ભાવે સિનેમા-દર્શન-સંગ્રામ કેટલે પહોંચ્યો હશે તે કલ્પવું જોઈએ.

આટલા ટૂંક વખતમાં કેટલું કામ થઈ શકે છે તે, વર્ગના મંત્રીએ કરેલા તેના નિવેદનમાંથી જોવા જેવું છે :—

વર્ગનો લાભ લેનારની કુલ સંખ્યા ૨૩૧ની હતી, જેમાં નીચે પ્રમાણે સર્વ કોમ ને જ્ઞાતિનાં ભાઈબહેનો જોડાયાં હતાં.

| | |
|---|---|
| વિશારદ વર્ગ | ૧૨ |
| અંગ્રેજી શાળાઓના શિક્ષકો | ૧૬ |
| ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના શિક્ષકો | ૧૩ |
| ચકલાસી આજુબાજુનાં ગામના શિક્ષકો અને વિદ્યાર્થીઓ | ૬૦ |
| ચકલાસીના વિદ્યાર્થીઓ, શિક્ષકો વગેરે | ૧૩૦ |
| કુલ | ૨૩૧ |

વર્ગને અંતે લેવાયેલી પરીક્ષાઓમાં નીચે પ્રમાણે કક્ષાવાર ભાઈબહેનો ઉત્તીર્ણ થયાં હતાં :—

| | | |
|---|---|---|
| હિન્દુસ્તાની પહેલી પરીક્ષા | — | ૬૦૨ |
| ,, લિપિ ,, | — | ૩૯ |
| ,, પહેલી પ્રચાર પરીક્ષા | — | ૪૦ |

વાચક આ પરથી ખાસ તો એ નોંધ લે કે, આટલા થોડા વખતમાં કેટલું શીખી શકાય છે. બે લિપિ દ્વારા હિંદુસ્તાની શીખવું એ આપણે માટે બોજો નથી, અને લોક તે શીખવા હોંશથી તૈયાર થાય છે ને ઝટ શીખી શકે છે, એ તો હવે સ્પષ્ટ થઈ જાય છે. રજાઓમાં આવા વર્ગો જગાએ જગાએ યોજવા જોઈએ. **મ૦**

## પુસ્તક-પસંદગી માટે યાદીઓ

ઑક્ટોબર માસના 'શિક્ષણ અને સાહિત્ય'ના અંકમાં આપેલો ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય વિષેનો લેખ વાંચીને તેમાં જણાવેલી પુસ્તકોની યાદીઓની માગણી વાચકો તરફથી વિદ્યાપીઠ ગ્રંથાલયના ગ્રંથપાલ પાસે આવવા માંડી છે. એટલે તે યાદીઓ બાબત નીચેનો ખુલાસો આપવામાં આવે છે :

૧૯૨૩માં વિદ્યાપીઠ તરફથી બહાર પાડવામાં આવેલી, સારાં હિન્દી તથા ગુજરાતી પુસ્તકોની યાદી હાલ ક્યાંય ઉપલબ્ધ નથી.

'ગાંધી સાહિત્ય સૂચિ' નવજીવન કાર્યાલયમાંથી મળી શકશે.

પુસ્તકાલયની પ્રથમ પસંદગીનાં પુસ્તકોની એક યાદી 'શિક્ષણ અને સાહિત્ય'ના ૧લા વર્ષના ૧૦મા અંકમાં અને ગ્રામ પુસ્તકાલય માટે પસંદગીની બીજી યાદી એ જ માસિકના ત્રીજા વર્ષના ૩જા અંકમાં પ્રસિદ્ધ થઈ છે. આની છૂટક નકલો હાલ મળતી નથી.

'વિદ્યાર્થી ગ્રીષ્મ પ્રવૃત્તિ' (નવજીવન કાર્યાલય, કિં૦ ૦–૬–૦) નામની પુસ્તિકાને છેડે, વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા સાહિત્યની — અંગ્રેજી, ગુજરાતી તેમ જ હિન્દી પુસ્તકોની — એક યાદી આપવામાં આવી છે તે એ પુસ્તિકામાંથી જ મળશે. **પાં૦ ગ૦ દે૦**

## ગુજરાતી પંચાંગો

ગુજરાતમાં અનેક સંસ્થાઓ તરફથી પંચાંગો છપાય છે. જુદાં જુદાં પંચાંગોમાં ગણિતના મેળનો અભાવ ખટકનારી વસ્તુ છે. એ વિષય ગણિતશાસ્ત્રનો અને પ્રત્યક્ષ પ્રમાણનો છે. આરંભસ્થાનને વિષે મતભેદ હોય તે અમુક અંશે સમજી શકાય. પણ 'સંદેશ' પંચાંગના કર્તા શ્રી. કૃષ્ણરામ ભટ્ટ સાચું જ કહે છે કે, "આરંભસ્થાન ગમે તે લેવામાં આવે, તેને લીધે ગ્રહોનાં પરસ્પર અંતરોમાં ફરક આવવો જોઈએ નહીં."

સસ્તા સાહિત્યના પંચાંગકર્તા કહે છે કે, "ગ્રહલાઘવના ગ્રહોની ગ્રહયુતિ નથી મળતી; અને તેથી અમારા પંચાંગમાં ગ્રહયુતિના કાળ આપવામાં આવ્યા નથી. ગ્રહલાઘવ સંપૂર્ણ સૂક્ષ્મ રીતે મળે છે, માટે ગ્રહલાઘવીય પંચાંગ બનાવ્યું છે એવી અમારી દલીલ નથી. પરંતુ બહુમતી ગ્રહલાઘવના પક્ષમાં છે, માટે ગ્રહલાઘવ પંચાંગ બનાવ્યું છે." આ ધોરણ ગણિતના ક્ષેત્રમાં ગળે ઉતરે એવું નથી. બહુમતી ૧૩×૩=૪૦ ગણવામાં સંતોષ માને; એમ બડી ગણતરીએ એ નભી પણ જતું હોય; શુદ્ધ ગણિતમાં તે સ્વીકારી શકાય નહીં.

શ્રી. હરિહર ભટ્ટ અનેક વર્ષોથી પંચાંગસુધારાની પાછળ પડેલા છે. અનેક વર્ષો સુધી લગભગ એકલે હાથે એમણે આ બાબત પ્રયત્ન કર્યો છે, અને પ્રચલિત ૨૩°નું આરંભસ્થાન સચવાય છતાં પ્રત્યક્ષ દર્શનથી સિદ્ધ થઈ શકે તેવી રીતે એનું ગણિત બેસાડ્યું છે. એમની તપશ્ચર્યાને પરિણામે લગભગ સાતેક સંસ્થાઓએ એમનું ગણિત સ્વીકાર્યું છે.

મને લાગે છે કે, જ્યોતિષના પ્રાચીન મહાન આચાર્યોનાં પુસ્તકોના જેટલી જ એમના ગણિતની કિંમત આંકવી જોઈએ. એમાં ભૂલ હોય તો જરૂર તેનો નિષેધ કરી શકાય. પણ તેમ ન હોય તો તેમના સુધારેલા ગણિતમાં પ્રાચીન આચાર્યોની અવગણના નથી, પણ એમની તરફથી મળેલા વારસામાં એમના વંશજોએ કરેલી વૃદ્ધિ છે. પ્રજાઓ પોતાના ભૂતકાળના વિદ્વાનોએ ખેડેલી વિદ્યાઓને આગળ ખેડીને જ પ્રગતિ કરી શકે છે. જ્યાં સુધી એમના ગણિતમાં ભૂલ ન માલૂમ પડે ત્યાં સુધી તેને દેશી પંચાંગો તૈયાર કરવામાં પ્રમાણ કરવું જોઈએ.

મારો અભિપ્રાય છે કે, ગુજરાતમાં તો શ્રી. હરિહરભાઈ ભટ્ટના ગણિતને અનુસરીને થયેલાં પંચાંગો જ સર્વત્ર વપરાવાં જોઈએ. સસ્તા સાહિત્ય મંડળને મારી વિનંતી છે કે, તેઓ સસ્તું પંચાંગ આપીને જે સેવા કરે છે, તે ખરું પંચાંગ આપીને વધારે ગુણવાળી કરે.

સેવાગ્રામ, ૧૯–૧૦–'૪૬ **કિ૦ ઘ૦ મ૦**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૫–અંક ૧૨] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૪૬


## સ્ત્રી-કેળવણીમાં ક્રાંતિ

[દાદા ધર્માધિકારી મધ્ય પ્રાંતના એક અગ્રગણ્ય રાષ્ટ્રસેવક છે. ૧૯૨૦થી તે રાષ્ટ્રીય શિક્ષણનું કામ મુખ્યત્વે કરતા આવ્યા છે, અને આજે તે પ્રાંતની અનેક રચનાત્મક તથા પાર્લમેન્ટરી પ્રવૃત્તિઓમાં ભાગ લે છે હિંદુસ્તાનીના સારા લેખક અને ખાસ કરીને વક્તા છે. ગાંધીજીની સર્વોદયી સમાજવ્યવસ્થામાં તે પરમ શ્રદ્ધાળુ છે, અને તેના એક સ્વતંત્ર વિચારક છે. ગાંધી સેવાસંઘ તરફથી 'સર્વોદય' માસિક ચાલતું હતું તેનું એ (શ્રી કાકાસાહેબ સાથે) સહતંત્રીનું કામ કરતા હતા. મધ્ય પ્રાંત તરફથી બંધારણ-સભાના એક પ્રતિનિધિ તે ચૂંટાયા છે.

નીચે આપેલો લેખ તેમણે નાગપુર જેલમાં તા. ૨૩-૯-'૪૩ના રોજ આપેલા એક વ્યાખ્યાનનો અનુવાદ છે. મૂળ હિંદુસ્તાની લેખ 'મહિલાશ્રમ પત્રિકા'—વર્ધા—માં આવેલો છે. આ પત્રિકાનો પણ પરિચય સાથે સાથે આપી દેવો ઠીક છે આ પત્રિકા ત્રૈમાસિક છે. વર્ધાના મહિલાશ્રમ તરફથી તે શરૂ થઈ છે; આ અંક તેનો પહેલો અંક છે. વાર્ષિક લવાજમ ૪-૮-૦ છે.

—મ૦]

સ્ત્રીકેળવણીનો પ્રશ્ન જેટલો મહત્ત્વનો છે તેટલો જ નાજુક પણ છે. તેથી એ વિષે લખવું કે બોલવું તે શિક્ષણનાં બીજાં અંગો પર બોલવા લખવા જેટલું રહેલું નથી. એને માટે તો વિશેષ અધિકારની પણ જરૂર છે . . . મેં સ્ત્રી-શિક્ષણ-ક્ષેત્રમાં બિલકુલ કામ નથી કર્યું . . . પણ એક બીજી દૃષ્ટિથી મને થોડો અધિકાર છે ખરો. હું એક એવા કુટુંબમાં જન્મ્યો છું કે જેમાં અનેક છોકરા છોકરીઓ સાથે રહે છે. . . . ધર્માધિકારી પરિવાર ખરો સનાતની છે અને ભારે મોટો છે.

સ્ત્રી-શિક્ષણના વિષયમાં હું એવા નિર્ણય ઉપર પહોંચ્યો છું કે, જો આપણે ખરેખર અહિંસક સમાજની સ્થાપના કરવા ને માનવસમાજમાં ક્રાંતિ પેદા કરવા ચહાતા હોઈએ, તો સ્ત્રી-શિક્ષણ જેવું બીજું કોઈ સાધન એને માટે નથી. સમાજમાં અહિંસા એટલે કે ભાઈચારો જો તમારે કાયમ કરવો હોય, ફોજી રાજ્યની પ્રતિષ્ઠા નાશ કરી દેવી હોય, તો આ સ્ત્રી-શિક્ષણ વગર નહિ થાય.

શ્રી. કિશોરલાલભાઈએ એક વાર કહ્યું હતું કે, આપણે 'બાળકોને કેદી અને પોતાને તેમના જેલર માનીએ છીએ. આ દાખલો બાળકોથી વધુ જો કોઈને લાગી શકે એમ હોય તો તે સ્ત્રીઓને લાગુ પડે છે. સ્ત્રીના આપણે જેલર, માલિક, પહેરેગીર બધું છીએ. તેથી કરીને, સ્ત્રી સાથે સંબંધ રાખવાવાળી બધી ચીજો તુચ્છ અને હલકી સમજવામાં આવે છે. કોઈને સ્ત્રીનો ભાઈ યા બાપ કહેવો એ ગાળ છે. સ્ત્રીની જગાએ આપણને પોતાને રાખીને વિચારીએ તો આ અપમાનની તીવ્રતાની પૂરી કલ્પના આવી શકે. આ બાબતમાં એક પરદેશી લેખકે પોતાનો અનુભવ લખ્યો છે. તે ૩૧ વર્ષ હિંદમાં રહ્યો હતો. એક વાર તે એક ગામમાં ગયો હતો. ત્યાંના એક જણે એને ગાળ દીધી. તેને એ ગાળની ખબર નહોતી. એણે પોતાના પ્રવાસ-વર્ણનમાં લખ્યું કે, એ ગામલોકે મને સ્ત્રીનો ભાઈ કહી મારુ સંબોધન કર્યું; ગને તેમનો પોતાનો સમજ્યા અને નજીકનો સગો બનાવ્યો.

આસમાનમાંથી ઊતરી આવતા એક આદમીને કહો કે, ભાઈ, અમારે ત્યાં તો સ્ત્રીનો ભાઈ કે બાપ તો ગાળ છે, તો એ માણસ શું કહેશે? બીજી બાજુ મનુ ભગવાન કહે છે —

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

આ બધું આપણા સમાજની મનોદશા બતાવનારું છે.

નાનપણમાં મને એક કવિતા ભણાવવામાં આવેલી, તેમાંની એક નાનીશી લીટી મને યાદ છે.

'મેન મસ્ટ વર્ક ઍન્ડ વીમેન મસ્ટ વીપ'. (મરદોએ કામ કરવાનું છે અને સ્ત્રીઓએ રડવાનું.) સમાજના કોઈ પણ થરમા તમે જઈને જુઓ, તેનો બધો વ્યવહાર કોઈ ને કોઈ રૂપમાં આ જ સૂત્રને આધારે ચાલતો જણાશે. સાચો શિક્ષણશાસ્ત્રી કહેશે કે, બાળક છોકરો હો કે છોકરી, તે મંગળરૂપ છે, તે શિક્ષણનું અધિકારી છે. ત્યારે આપણા સનાતની પોથી-પંડિત કહેશે કે, સ્ત્રી નરકની ખાણ છે. હું માનું છું કે, સ્ત્રી વિષે જે સમાજ આવી માન્યતા રાખતો હોય, અથવા જે નીતિમત્તા એવા પાયા ઉપર ખડી હોય, તે ખોટી નકલી છે.

તેથી, સ્ત્રી-શિક્ષણ બાબત વિચાર કરતા પહેલાં આપણે આપણા સામાજિક વિચારો બદલવા પડશે. એ પણ આપણને ખબર નથી કે, આપણા વિચારો વિકૃત અને

બગડેલા થઈ ગયા છે આપણી ભાષા, આપણો વ્યવહાર, બધામાં તે પ્રગટ થાય છે.

સનાતનીઓને જ્યારે કહીએ કે, તમે તો સ્ત્રીને નરકનું દ્વાર બનાવી ત્યારે તે જવાબ દેશે, 'અમે માતાને કેવડી મોટી માની છે! જુઓ અમારો માતૃભક્તિનો આદર્શ.' જો આપણે એમને કહીએ કે, સ્ત્રીને પુરુષની બરાબરીએ લાવો, તો તેઓ કહે છે, અમે તો એને માતારૂપે અમારાથી ઊંચી માનીએ છીએ. બહેન અને કન્યારૂપે પણ તેને પૂજીએ છીએ. ડૉ. રાધાકૃષ્ણન જેવા મોટા ભારતીય તત્ત્વજ્ઞાનના પંડિતે પણ ફરિયાદ કરી છે કે, દરેક જણ સમાનતાને માટે લડે છે, પણ કોઈ તે મેળવવા પરવા કરતો નથી. ગુણવિકાસની કોઈને પરવા નથી. પરંતુ, ખરું જોતાં શિક્ષણનું સાધ્ય ગુણવિકાસ છે, અને તેનો આધાર સમાનતા જ હોઈ શકે છે. શિક્ષણની દૃષ્ટિએ સ્ત્રીપુરુષમાં કોઈ વિષમતા ન હોવી જોઈએ; બેઉ સમાન હોય; કોઈને મોટું કે નાનું ન સમજવું જોઈએ. અને ખરેખર એવો કશો ભેદ છે પણ નહિ. એક નાનો સરખો ટુચકો કહી મારી વાત સ્પષ્ટ સમજાવું.

અબ્રાહમ લિંકન અમેરિકાના પ્રમુખ હતા ત્યારે એમની પાસે બે ટોપી બનાવનારા એક એક ટોપી બનાવીને લાવ્યા, ને પૂછ્યું કે, આપને આમાંની કઈ વધારે પસંદ આવે છે? બેઉ ટોપી ખૂબ સરસ હતી. જરા વાર તો લિંકન મૂંઝવણમાં પડી ગયા. પછી એમણે કહ્યું, બેઉ પરસ્પર સરસાઈ કરે એવી ઉત્તમ છે. સ્ત્રી-પુરુષની બાબતમાં શિક્ષણશાસ્ત્રીની આવી જ દૃષ્ટિ હોવી જોઈએ. કોઈ કોઈથી ચડતું નથી કે ઊતરતું નથી. દુર્ભાગ્યે હજી સુધી આવી સ્થિતિ નથી.

જાપાનમાં સ્ત્રીશિક્ષણ શરૂ થયું ત્યારે એ લોકોએ પોતાની સામે ત્રણ સિદ્ધાંતો રાખ્યા હતા:—

૧. સ્ત્રીને સ્ત્રી તરીકે શિક્ષણ દેવું.

૨. સ્ત્રીને નાગરિક તરીકે શિક્ષણ દેવું.

૩. સ્ત્રીને મનુષ્ય તરીકે શિક્ષણ દેવું.

કહેવામાં આવે છે કે, પરમાત્માએ સ્ત્રી અને પુરુષને અલગ જાતિનાં બનાવ્યાં છે. સ્ત્રી અલગ છે, પુરુષ અલગ છે. બેઉનો સ્વભાવ જુદો છે, ગુણ જુદા છે, અને તેથી કાર્યક્ષેત્રો જુદાં છે. તેથી શિક્ષણ પણ અલગ અલગ હોવું જોઈએ. શ્રી. કિશોરલાલભાઈએ 'લગ્નપ્રપંચ' નામે પુસ્તકની પોતાની * પ્રસ્તાવનામાં આ બધી વાતોનું ખંડન કર્યું છે. એમણે ઉપરના વાદીઓને એવો સવાલ કર્યો છે કે, સ્ત્રી અને પુરુષ અલગ જાતિનાં હોત તો દરેક પુરુષની મા સ્ત્રી ન હોત અને દરેક સ્ત્રીનો બાપ પુરુષ ન હોત. એમનો આ પ્રશ્ન ખરોબર છે. તેથી જ જાપાનમાં સ્ત્રીને મનુષ્ય તરીકે પણ શિક્ષણ આપવાનું જરૂરી માન્યું; કારણ કે સ્ત્રીપુરુષમાં ભિન્નતા કરતાં સમાનતા વધારે છે. બેઉમાં કાંઈક વિશેષતાઓ જરૂર છે, પરંતુ તેમની સમાનતામાં એ બાધક નથી.

ઉપર મેં સનાતન ધર્મનો ઉલ્લેખ કર્યો છે. એનાં નવાં નવાં રૂપો નીકળતાં રહે છે. ફાશીવાદ સનાતન ધર્મની જ નવી અને આધુનિકમાં આધુનિક આવૃત્તિ છે. હિટલરે પણ સ્ત્રીઓને કહ્યું, ચૂલો ને ઘંટી તરફ પાછાં પહોંચો. સામાન્યતઃ લોક સમજે છે કે, સ્ત્રીનું કાર્યક્ષેત્ર રસોડું અને પ્રસૂતિઘર છે અને પુરુષનું રણક્ષેત્ર. આ બધાં કાર્યક્ષેત્ર આવ્યાં ક્યાંથી? શરીરની બનાવટથી! શું સ્ત્રી હંમેશ ફક્ત સ્ત્રી જ રહેશે અને પુરુષ માત્ર પુરુષ જ રહેશે? શું બંને કદી માણસ નહિ બને? મરાઠીમાં એક લેખકે લખ્યું છે કે, કારેલાં પેડે, સ્ત્રીને 'મિલ' (એ નામનો સ્વતંત્રતાવાદી અંગ્રેજ લેખક)માં ઘોળો કે 'માર્ક્સ'માં તળો, સ્ત્રી તો સ્ત્રી જ રહેશે. છોકરાને માટે રમવાની તલવાર ને છોકરીને ઢીંગલી, એ આનો પુરાવો છે. સ્ત્રીની આકાંક્ષા માતૃત્વ છે, છોકરાની આકાંક્ષા લડાઈ! જ્યાં સુધી સંગઠનનો આ આદર્શ રહેશે ત્યાં સુધી કોઈ ને કોઈ રૂપે ફાશીવાદ બન્યો રહેશે અને અહિંસક ક્રાંતિ નહિ થઈ શકે.

આથી, જો શિક્ષણ દ્વારા ક્રાંતિ કરવી હોય તો કયા કયા મૂળ પાયાના સિદ્ધાંતો માનવા જોઈશે?—

એક મૂળ સવાલ છે — સમાજમાં સ્વતંત્રતા અને પવિત્રતાનું રાજ્ય રહી શકે છે? સ્ત્રીપુરુષનું સહજીવન નીતિ-પોષક થઈ શકે છે? સ્ત્રીની પરતંત્રતાનું સમર્થન તેની પવિત્રતાના નામે પર જ કરવામાં આવે છે, તેથી આ સવાલ છે કે, તેની સ્વતંત્રતામાં પવિત્રતા રહી શકે છે?

હું એમ કહેવા માગું છું કે, જ્યાં સ્વતંત્રતા નથી' ત્યાં પવિત્રતા હોઈ જ શકતી નથી. આ વાતને વિનોબાએ બહુ સુંદર રીતે કહી છે, 'ભીતિ અને નીતિ એક જગાએ સાથે નથી રહી શકતી.'

જે નીતિ સ્વતંત્રતાથી ડરે છે, તે ભલે પવિત્રતાની વાત કરે, પણ ખરેખર તો એ છૂપી ભીરુતા કે કાયરતા છે. એનું મૂળ કારણ પરંપરાગત પેલી માન્યતા છે કે, સ્ત્રી એના શરીરની રચનાને લીધે પોતાનું રક્ષણ કરી શકતી નથી અને તેથી પુરુષ જ એનો રક્ષક બની શકે છે.

આમાંથી બીજો ઉપસિદ્ધાંત નીકળે છે કે, જે રક્ષક હોય છે તે ભક્ષક પણ હોય છે. સ્ત્રીની રક્ષા કોઈ બીજી સ્ત્રીથી કરવી પડતી નથી. જે ગામમાં કેવળ સ્ત્રીઓ જ રહેતી હોય ત્યાં સ્ત્રીની પવિત્રતાની રક્ષાનો સવાલ ઊઠી શકે ખરો? સમાજમાં, સામાન્ય રીતે, સ્ત્રીના રક્ષક કેટલાક પુરુષોએ જ થવું પડે છે. એમ કેમ? એટલા સારુ કે, કેટલાક બીજા પુરુષો સ્ત્રીના ભક્ષક પણ હોય છે.

* આ પ્રસ્તાવના અલગ પુસ્તકમાં છપાઈ છે તે માટે જુઓ એમનું 'સ્ત્રી-પુરુષ મર્યાદા' પુસ્તક, નવજીવન, અમદાવાદ, કિં૦ ૦-૧૨-૦.

આ દશાને ક્રાંતિ બદલવા ચાહે છે. જ્યાં સુધી સ્ત્રી રક્ષણીય રહેશે ત્યાં સુધી તેને માટે બ્રહ્મચર્ય અસંભવ છે. ગાંધીજી સ્ત્રીની સ્વતંત્રતાના સમર્થક છે તે એટલા માટે કે તે બ્રહ્મચર્યમાં માનનારા છે. બ્રહ્મચર્યને એમણે સંયુક્ત સામાજિક જીવનનો પાયો માન્યો છે. અને કેવળ પુરુષ બ્રહ્મચારી રહે ને સ્ત્રી પરણે એ તો બની ન શકે. સનાતનીઓ દરેક પુરુષને શુકાચાર્ય બનવાનો હક આપે છે, પણ તેમના નીતિશાસ્ત્રમાં સ્ત્રીને માટે લગ્નનું જ વિધાન છે, બ્રહ્મચર્યનું નહિ. જ્યાં સુધી સ્ત્રીઓ તો સૌભાગ્યકાંક્ષિણી રહેશે અને પુરુષ કૃત્રિમ અક્કડપણું દેખાડતો ફરશે, ત્યાં લગી સમાજમાં સમાનતા સ્થપાવાની નથી.

માટે તમારે ખરેખર જો સમાજમાં ક્રાંતિ લાવવી હોય તો તમારા વ્યવહારમાં સચ્ચાઈ લાવવી જોઈશે. તમે ખરેખર સ્ત્રી-શિક્ષણના હિમાયતી હો ? તો ભણેલા-ગણેલા પુરુષની જે પ્રતિષ્ઠા છે, તે જ ભણેલીગણેલી સ્ત્રીની પણ હોવી જોઈએ. આજે છોકરીના બાપને છોકરી આપવી પડે છે, દક્ષિણાય આપવી પડે છે, અને ઉપરથી પગ પણ ધોવા પડે છે. છોકરા તો બસ શુકાચાર્ય પેઠે ઠસકો રાખે છે. બહુ બહુ મનાવે ને કરગરે તો તે પરણવા તૈયાર થાય છે ! સ્ત્રીઓના ભાવ આજ સસ્તા છે તેનું કારણ એ છે કે, સ્ત્રી માટે બ્રહ્મચર્યનો આદર્શ માનવામાં નથી આવ્યો. આપણે આ બધા આદર્શોને જ બદલવા જોઈશે.

આ ચર્ચામાંથી બીજો એક ઉપસિદ્ધાંત એ નીકળે છે કે, સ્ત્રીઓ માટે સર્વશ્રેષ્ઠ આદર્શ માતૃત્વનો નથી રહી શકતો. આપણે સ્ત્રીઓને વીરમાતા બનવાનો પેગામ તો આપીએ છીએ, પણ માતા સિવાય તેના વ્યક્તિત્વની બીજી કોઈ વાતનું મૂલ્ય જ આપણે ત્યાં નથી ? વીર માતા બની સ્ત્રીએ કેવળ સંતતિ જ ઉત્પન્ન કરતા રહેવાનું હોય તો તેને માટે પછી નાગરિકતા સાવ ગૌણ બની જાય છે. સંપૂર્ણ નાગરિકતાની તો એવી મતલબ હોવી જોઈએ કે, શ્રી. ચર્ચિલ વડા પ્રધાન બની શકે તો શ્રીમતી ચર્ચિલ કેમ નહિ ? જો વિજયાલક્ષ્મી પ્રધાન બની શકે તો સરોજિની દેવીને વાઇસરોયની જગાએ કેમ ન બેસાડી શકાય ? પરંતુ કેવળ માતૃત્વને મુખ્ય માનવાથી આ બધું થઈ શકતું નથી. એને માટે જરૂરનું છે તે એ કે, સ્ત્રી શરીર-ધનવાળી છે એમ જે આજે સમજાય છે તે એવી ન રહેવી જોઈએ. પુરુષ શરીરધન નથી સમજાતો; સ્ત્રી સમજાય છે. હરિશ્ચંદ્રના સુંદર શરીરની એક કોડી કિંમત કાશીના બજારમાં ન આવી, પણ તારામતીને ખરીદવા માટે કેટલાય લોક તૈયાર થઈ ગયા, જોકે તે થઈ ગઈ હતી તો ભિખારણ ! પુરુષના હાથની, એટલે કે એના પરાક્રમ અને પરિશ્રમની કિંમત માન્ય થઈ છે, પણ સ્ત્રીના તો રૂપની. જ્યાં સુધી આ સ્થિતિ રહેશે, ત્યાં સુધી સ્ત્રી એ તાળામાં બંધ રાખવાની ચીજ બની રહેશે. હીરાની વીંટી પેઠે તેને મજબૂત તિજોરીમાં બંધ રાખવી જોઈશે . . .

હું જૂનવાણી બુઢ્ઢાઓના સંસ્કારો બદલી ન શકું. પરંતુ યુવકો મને એમને ઘેર લઈ જાય અને ત્યાં એમની સ્ત્રીઓને પડદામાં બંધ જોઉં ત્યારે મારું મન ઠંડું પડી જાય છે. સ્ત્રીની રક્ષા કરવાનો સવાલ, એક વિશેષ રૂપે કોઈ રાષ્ટ્ર સામે હોવો જ ન જોઈએ. આ બાબતને તમે મારી નજરે જુઓ. મારી ઘરડી — ૬૦ વર્ષની — મા બહાર જતી વખતે મારા ૮ – ૯ વર્ષના નાના છોકરાને સાથે લઈ જાય છે ! આ છોકરો મારી બાની શી રક્ષા કરવાનો હતો ! પણ સમાજમાં રૂઢિ જ કાંઈ આવી પડી ગઈ છે ! હું સ્ત્રી હોત ને મારામાં સ્વતંત્રતાની ભાવના હોત તો પુરુષકૃત સામાજિક પ્રથાઓ અને સંસ્થાઓનો હું જીવને સાટે વિરોધ કરત.

ક્રાંતિ જો ક્યાંય હોય તો આ કોયડો ઉકેલવામાં છે. ગાંધીજીના વિચારની રીત જ એવી છે. દરેક સ્ત્રી પોતાની રક્ષા પોતે કરે, એનો શો અર્થ છે ? એ જ કે, આપણી ઇજ્જત-આબરૂ શરીરબળ પર નિર્ભર ન રહે. શરીરબળને હિસાબે સ્ત્રીનું શરીરબળ પુરુષનાથી ઓછું હોય છે. . . . પણ તેથી તેનું સામાજિક સ્થાન કાંઈ ગૌણ હોવા જરૂર નથી. . . . પુરુષની પ્રતિષ્ઠા પણ શરીરબળ પર નિર્ભર હોત તો સેન્ડો અને ગામા જેવા પહેલવાનો સિવાય બધા જ અપ્રતિષ્ઠિત ગણાતા હોત.

વિચાર કરીએ તો છેવટે રક્ષણનો અંતિમ આધાર શો છે ? જે પોતાના પ્રાણને પોતાની આબરૂથી વધારે નથી સમજતું તેની જ આબરૂ સુરક્ષિત છે. જે આબરૂને પોતાના પ્રાણથી ઓછી માને છે એની આબરૂ શી રીતે રહેવાની હતી ? પ્રતિષ્ઠાની રક્ષા કદી બીજું કોઈ કરી જ શકતું નથી તેથી જરૂર એ વાતની છે કે, સ્ત્રીને આપણે રક્ષણીય ન સમજીએ. જો આપણા વિના તે પોતાની રક્ષા જાતે ન કરી શકતી હોય તો એ અરક્ષિત જ રહેવાની. હા, એક જણ બીજાને મદદ જરૂર કરી શકે છે. એ રીતે આપણે સ્ત્રીઓને જરૂર મદદ કરી શકીએ અને તે કરવાનું આપણું કર્તવ્ય છે

સ્ત્રી એ વેચવા ખરીદવા કે અપહરણ કરવાની વસ્તુ પણ ન હોવી જોઈએ. પહેલાં તો સ્ત્રી ભેટની ચીજ પણ સમજાતી હતી. જૂના જમાનામાં રાજાઓ હાથીઘોડા પેઠે પોતાની પુત્રીઓને પણ ભેટ રૂપે આપતા હતા. એક વાર એ વિચાર કરો કે, જેની કૂખમાંથી આપણે પેદા થવા તેને કોઈ અપહરણની ચીજ માને, કોઈ ભેટની વસ્તુ માને, તો શું થાય ? છતાંય આપણે દમ મારીએ છીએ કે, અમે માતૃત્વનો આદર્શ માનીએ છીએ.

સ્ત્રી જો પુરુષને માટે અપહરણ કે ભેટની વસ્તુ ન રહે તો તે પ્રદર્શનની વસ્તુ પણ નહિ રહે. વિનોબા આજે

ગાંધીજી પેઠે ખુલ્લે શરીરે ફરે છે. પણ એમાં શરીરનું પ્રદર્શન કરવાપણું નથી. પરંતુ કોઈ ગશાહૂર પહેલવાનનું શરીર જોવા તો દૂર દૂરથી જઈએ છીએ; એને સારુ ટિકિટ પણ લઈએ છીએ. તે સુડોળ સુંદર હોઈ પ્રદર્શનની ચીજ હોય છે. . . . પરંતુ એ પ્રમાણે ઉઘાડા શરીરનો ઉદ્દેશ પ્રદર્શનનો નથી હોતો. પરંતુ આજકાલ સ્ત્રીઓ શરીર ઢાંકવાને બદલે ખુલ્લું જ વધારે રાખે છે. તેમાં એનું પ્રદર્શન કરવાની ભાવના હોય છે. જ્યાં સુધી આ પ્રદર્શન-ભાવના છે ત્યાં સુધી શરીર એટલે કે રૂપ ક્રય-વિક્રયની વસ્તુ બની રહેશે.

હું સ્વતંત્રતાવાદી છું. મારો મત એ છે કે, જ્યાં સ્ત્રીને માટે પુરુષનું અને પુરુષને માટે સ્ત્રીનું શરીર ક્રય-વિક્રયની વસ્તુ રહેશે, ત્યાં સુધી પવિત્રતા બિલકુલ નહિ રહે. તેથી તમે સ્ત્રીને પોતાની રક્ષા કરવા યોગ્ય બનાવવા ઇચ્છતા હો તો તેનું શરીર ક્રય-વિક્રયની ચીજ ન હોવી જોઈએ. એમ થઈ શકે તો એ પ્રદર્શનની વસ્તુ નહિ બને, અને પ્રદર્શનનો ભાવ નહિ રહે એટલે નાજુકતા જેવી કોઈ ચીજ નહિ રહે.

પુરાણોમાં સ્ત્રીઓનું વર્ણન આવે છે સીતા વિષે લખ્યું છે કે, તે જમીન પર ચાલની તો પગમાં છાલાં પડી જતાં. તેણે કદી દીવાની વાટ પણ સંકોરી નહોતી. તો શું સ્ત્રી કાચના કબાટોમાં રાખવાની ચીજ છે? નાજુકતા પુરુષ માટે દોષરૂપ છે તો સ્ત્રીને માટે પણ છે. કોમળતા જો ગુણ હોય તો તે બેઉ માટે; અને તેથી કઠોરતા પણ બેઉને માટે સરખા દોષરૂપ હોઈ શકે છે.

આમ, આપણે શરીરશ્રમનું મૂલ્ય પણ બદલી દેવું જોઈશે. જે સમાજમાં ગુલામીની પ્રથા હતી, તેમાં મોટા માલિકોને ભાગે તો શાનદાર શરીરશ્રમ આવતો, પણ ગુલામોને નરી મહેનતમજૂરી અને હલકાં ગણાતાં કામો સોંપાતાં. કમજોર હોવા છતાં ખાંડવાનું સ્ત્રીને કરવું પડે છે; દળે છે એ; પાણી એ લાવે; પગ એ દબાવે, વાળઝૂડ એ કરે. કેમ એમ? એ નાજુક છે તેથી? અને આપણે તકિયે બેસીએ કેમ કે મજબૂત છીએ એમ? કામ પણ કરીએ તો તે કયું? ફક્ત ઊઠબેસ યાને દંડબેઠક! કેમ કે તે વગર શરીર મજબૂત નથી રહી શકતું! આપણે આ બધાં પુરાણાં મૂલ્યો બદલી દેવાં જોઈશે. માતૃત્વને સેનાપતિત્વથી શ્રેષ્ઠ માનવું જોઈશે. એનું નામ ક્રાંતિ છે. ચૂલો ધંટી, ઘર-ગૃહસ્થી માત્ર સ્ત્રીઓનું જ ક્ષેત્ર નથી. મહાદેવભાઈ આશ્રમમાં આવ્યા ત્યારે પહેલું કામ બાપુએ એમની પાસે રોટલી કરાવી. એમ જ પ્યારેલાલનું છે. આ ઉપયોગી શારીરિક કામોને આજ સુધી સમાજમાં અપ્રતિષ્ઠિત સમજવામાં આવ્યાં. હવે આપણે તેમની પ્રતિષ્ઠા વધારવાની છે. તો સ્ત્રીઓ આપણી સમાનતાએ આવી શકશે. આપણા લોક અમેરિકા વગેરે દેશોમાં જઈ આવીને કહે છે, "સ્ત્રી-સ્વાતંત્ર્યનો અર્થ જો આપણી કુટુંબ-વ્યવસ્થા છિન્નભિન્ન થવી એ હોય તો અમારે એ નથી જોઈતી." હું જવાબ આપું છું, "જો કુટુંબરક્ષાનો અર્થ સ્ત્રીનું પારતંત્ર્ય હોય તો એવી કુટુંબ-વ્યવસ્થા અમારે નથી જોઈતી." ખરું જોતાં, એ બેમાંથી કોઈ પણ જરૂરી નથી.

જ્યારે આપણે સમાનતાના આવા સહજીવનનો આદર્શ સ્પષ્ટ રૂપે સ્વીકારીશું, ત્યારે સહશિક્ષણનો પ્રશ્ન પણ હલ થઈ જશે. સહજીવનનો પ્રશ્ન આપણે ઉકેલવો જ જોઈશે. . . આપણી નજર જ બગડી ગઈ છે . . . છોકરીઓને રક્ષણાકાંક્ષી નહિ રાખવી જોઈએ. તેઓને રૂપજીવિની અને શરીરજીવિની નહિ રહેવા દેવી જોઈએ. . . . સ્ત્રીઓના શરીરને પવિત્ર રાખવું હોય તો તેઓ રક્ષણાકાંક્ષી ન હોવી જોઈએ. તો જ સ્ત્રીને એક માણસ તરીકે શિક્ષણ આપવાનો દાવો સાચો બની શકે છે.

આમ જો આપણે શિક્ષણનું વાતાવરણ બદલી નાંખીશું તો સહશિક્ષણમાંથી જ ઉન્નત અને પવિત્રતમ સહજીવન સાંપડશે.

---

કિલ્ગૂકુ હાઓ-એ કહ્યું: "માણસનો સ્વભાવ તો એક ખૂણામાં ગોળગોળ ફર્યા કરતા પાણીના જેવો છે. એને પૂર્વ તરફ રસ્તો કરી આપો એટલે એ પૂર્વ તરફ વહેવા માંડશે. પશ્ચિમ તરફ રસ્તો, કરી આપો એટલે પશ્ચિમ તરફ વહેવા માંડશે. માણસનો સ્વભાવ સારા નરસા, ભલા બૂરા વિષે ઉદાસીન હોય છે, જેમ પાણી પૂર્વ પશ્ચિમ વિષે ઉદાસીન હોય છે."

મેન્શ્યસે જવાબ આપ્યો: "પાણી બેશક પૂર્વ પશ્ચિમ વિષે ઉદાસીન રહીને વહેવા માંડશે, પણ ઊંચાણ નીચાણ વિષે ઉદાસીન રહીને વહેશે ખરું? માણસનું ભલાઈ પ્રત્યેનું વલણ પાણીના નીચાણ તરફ વહેવાના વલણ જેવું છે. જેમ બધું પાણી નીચાણ તરફ જ વહે છે તેમ એવો કોઈ માણસ નહીં હોય જેનું ભલાઈ તરફ વલણ નહીં હોય. હવે, પાણીમાં ઘા કરીને તેને ઊંચું ઉછાળીને તમે તેને તમારા કપાળ કરતાં પણ ઊંચે ચઢાવી શકશો અને બંધો બાંધીને અને નહેરો કાઢીને તમે તેને ડુંગર ઉપર પણ બળેબળે ચડાવી શકશો; પણ એ ગતિઓ પાણીના સ્વભાવાનુસાર છે? એ તો બળજબરી વાપરવાથી એમ થાય છે. જ્યારે માણસો પાસે પણ ખરાબ વસ્તુ કરાવવામાં આવે છે ત્યારે તેમના સ્વભાવ ઉપર પણ એવો જ અત્યાચાર થાય છે

— કૉન્ફ્યૂશિયસ

# વાડા-ખોલી*

આમ તો દરેક માણસને કોઈ ને કોઈ પ્રાદેશિક કે સામાજિક માનવજૂથમાં હોવું અનિવાર્ય જ છે. આપણે કહીએ છીએ ખરા કે, રેડિયો, વીજળી, વિમાન વગેરે સાધનોએ આજે દુનિયાને બહુ સાંકડી બનાવી દીધી છે. છતાં, તે હજુયે એટલી વિશાળ છે અને જનસંખ્યા એટલી મોટી અને દૂર દૂર ફેલાયેલી છે કે, ઘણાખરા માણસોને પોતાના આખા જીવનમાં બસો-પાંચસોથી વધારે કુટુંબોના નિકટ પરિચયમાં આવવું શક્ય થતું નથી. એનું ખાવું-પીવું, ઊઠવું-બેસવું, વિવાહ-વરસીના સંબંધ કરવા, સારે માઠે પ્રસંગે મળવું, ભેટ-સોગાદ આપવી, લેણદેણ કરવી, પત્રવ્યવહાર રાખવો વગેરે બસો-પાંચસો કુટુંબોમાંયે ભાગ્યે જ હોય છે. ભલે તે છાપાં, પુસ્તકો, મુસાફરી, યાત્રા વગેરે દ્વારા દુનિયાની વિશાળતાનો ખ્યાલ કરી લે અને ક્યારેક હજારો અને લાખો લોકોના સંપર્કમાં આવી જાય, પણ તેના દરરોજના જીવન માટે તો પેલાં બસો-પાંચસો કુટુંબો જ તેની આખી દુનિયા હોય છે. આ દૃષ્ટિએ મનુષ્યોનું નાના નાના વાડાઓમાં વહેંચાયેલા હોવું કેટલીક હદ સુધી અનિવાર્ય જ છે.

પણ આ બસો પાંચસોનો વાડો બે જાતનો હોઈ શકે: બંધ અથવા ખુલ્લો.

બંધ વાડામાં પેલાં બસો-પાંચસો કુટુંબોનું એક કાયમનું જૂથ બની જાય છે. જે બસો-પાંચસો કુટુંબો સાથે क નો સંબંધ હોય તે જ કુટુંબો સાથે તેમાંના प, व, स વગેરેનો હોય છે. એમાં નવો માણસ કાં તો દાખલ થઈ જ શકતો નથી, અથવા બધાની સંમતિથી જ દાખલ થઈ શકે છે. પછી એ સંમતિ જોઈએ તો આખો સમાજ એકત્ર થઈને આપે કે કોઈ ગુરુ, મૌલવી, પટેલ કે પંચાયત મારફતે અપાય. વળી, આ જૂથ પેઢી દર પેઢી ચાલુ રહે છે.

ખુલ્લા વાડામાં આમ હોતું નથી. એમાંયે क નો સંબંધ व, प, स વગેરે બસો-પાંચસો કુટુંબો સાથે જ ખરો; પણ એમ બની શકે કે, प નો સંબંધ क સાથે હોય, પરંતુ व, स સાથે ન હોય, કિંતુ કોઈક ज, द, न સાથે હોય, જે क સાથે કશો સંબંધ રાખતા ન હોય. વળી, એમ પણ બની શકે કે, જે બસો-પાંચસો સાથે क નો સંબંધ હોય, તે બધા સાથે તેના છોકરા-છોકરીઓને સંબંધ ન પણ રહે, અને દરેક ફરજંદનો પોતપોતાનો સ્વતંત્ર સમૂહ બને. આમ દરેક માણસ કોઈ ને કોઈ સમાજનો સભ્ય હોવા છતાં તે એક કાયું જૂથ જ હોય. આ બે પૈકી હિંદુસ્તાનના સામાજિક વાડાઓ લગભગ સર્વે પહેલા પ્રકારના છે, અને બનવા તરફ ઝોક રાખે છે. એટલે કે તે ખરેખરની વાડાવ્રી હોય છે, વાડાખોલી હોતી નથી.

ડૉ. જાફર હસને આ પૈકી ધાર્મિક વાડાબંધીઓના જાત જાતના પ્રકારો વર્ણવ્યા છે. ઘણાખરા વાડાઓની બીજાથી જુદા પડવાની શરૂઆત ધર્મને નિમિત્તે થાય છે. વાત એમ બને છે કે, ક્યારે ને ક્યારે એકાદ સમાજમાં કોઈક નાનો-મોટો ગુરુ પેદા થઈ જાય છે કેટલીક બાબતોમાં તે ચાલતા આવેલા ધર્મો કે રીતરિવાજોથી જુદા પડવાની હિમ્મત કરે છે, અને બીજાઓને પણ તેમ કરવા સમજાવે છે. એનું કહેવું એના મૂળ સમાજના કેટલાક લોકો માને છે, કેટલાક નથી માનતા. સાથે સાથે પડોશના, બીજા સમાજોના પણ કેટલાક લોક માને છે. જે બધા તેને માને છે, તેમનું માનવાનું કારણ હમેશાં સરખું નથી હોતું. છતાં, ધીમે ધીમે તેને વિષે એક એવી શ્રદ્ધા બની જાય છે કે એ ગુરુ, જોવામાં મનુષ્ય લાગતો હોવા છતાં, હકીકતે મનુષ્ય નથી — સ્વયં ઈશ્વર છે, અથવા કોઈ દેવ કે ફિરસ્તો છે, અથવા ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો અને તેની સાથે એકરૂપ થયેલો કોઈ જ્ઞાની અથવા યોગી છે, અથવા ઈશ્વરની વાણી સાંભળનારો કે ઈશ્વરે નીમેલો તેનો પેગંબર છે કે પુત્ર છે, — ટૂંકામાં, કાંઈક પણ અલૌકિક છે, સીધો સાદો મનુષ્ય નથી. વળી, એમ પણ માન્યતા બંધાય છે કે, તેના શબ્દો માણસના શબ્દ નહીં, પણ પરમેશ્વરી વાણી છે. આથી, તેની વાતો માણસે પોતાની બુદ્ધિ વડે તપાસી-તોળીને માનવા ન-માનવાનો વિષય નથી, પણ શ્રદ્ધાથી, શંકાને ઊઠવા ન દેતાં, માનવાની અને અમલમાં મૂકવાની બાબત છે. જે તેને માને છે તે જ પરમેશ્વરના અનુગ્રહના અધિકારી થાય છે, તેનાં ભૂંડામાં ભૂંડાં પાપો પણ બળી જાય છે; પણ તેને ન માનવાવાળા સદાચારી અને કર્તવ્યનિષ્ઠ માણસનુંયે ભગવાનના દરબારમાં પહોંચવું શકભરેલું છે. તેણે જો એમ શીખવ્યું હોય કે પ્રાર્થનાની પછી ધીરે અવાજે એક જ વાર "શાંતિ" કહેવું, તો જે લોકો મોટે અવાજે "શાંતિ" બોલે, અથવા "શાંતિ" ને બદલે "આમીન" કહે, કે ત્રણ વાર "ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ" બોલે, તેમના પર ઈશ્વરની કૃપા ન થાય; કારણ કે આજ્ઞાપાલનમાં નાની અને મોટી આજ્ઞાનો ફરક કરી શકાય નહીં.

આમ, જ્યારે કોઈ પુરુષ તથા તેના શબ્દો પર "દિવ્યતા"નો જામો ચઢાવવામાં આવે છે, ત્યારે

* ઑક્ટોબર, ૧૯૪૬, ના "नया हिन्द" માં ઉસ્માનિયા યુનિવર્સિટીના ડૉ. જાફર હસન સાહેબે "हिन्दुस्तानके फ़िरक़ेवारी मसाल पर एक निगाह" નામનો બહુ સરસ લેખ લખ્યો છે. તેના ઉપરથી આ લેખ લખવા હું પ્રેરાયો છું. આ જ લેખ "नया हिन्द" માં "फ़िरक़ा-खोली" ના મથાળા નીચે મોકલ્યો છે.

કેવળ એક નવો સંપ્રદાય જ પેદા થતો નથી, પણ સાથે સાથે મનુષ્ય મનુષ્ય વચ્ચે ઝગડાનું એક નવું બીજ પણ નખાય છે.

આપણે વિચાર કરીને જોશું તો જણાશે કે, કોઈ અત્યંત ઈશ્વરપરાયણ પુરુષને કોઈ નાસ્તિક સાથેયે કદી ઝગડો થતો નથી. એના દિલમાં એવો ભાવ નથી ઊઠતો કે નાસ્તિકોને સજા કરું. તેમ જ, અત્યંત નીતિમાન પુરુષ અતિ અનીતિમાન માણસનેયે સજા કરવા ઊભો થતો નથી. તેના હૃદયમાં નાસ્તિક કે બદચાલ માટે કરુણા ઊભરાઈ શકે છે, તિરસ્કાર નહીં. વળી, એમ પણ જોશો કે, ઈશ્વરને નામે તો માણસ-માણસમાં ઘણી ખૂનરેજી થઈ છે, પણ તે કદી ઈશ્વર માટે કે નીતિ અને સંયમી જીવન માટે નથી થઈ. પણ જે થઈ છે તે ઈશ્વરના કયા પેરાવા કે પ્રતિનિધિ, કે મંત્રીને માન્ય રાખવો, તેના કયાં તીર્થ, મંદિર, મસજિદ વગેરે પૂજવાં, શી રીતે પૂજવાં, તેના પેરાવાની વાણીનો અર્થ બેસાડનાર કયા ગુરુ કે મૌલવી-મૌલાનાને સ્વીકારવો, તેની પૂજામાં કઈ વસ્તુ પવિત્ર સમજવી અને કઈ અપવિત્ર, વગેરે બાબતો માટે થઈ છે.

આ વાડાબંધીઓનો ઇલાજ શો? મને લાગે છે કે, એ સાવ અટકાવી શકાય એવો સંભવ નથી. મનુષ્યના જાત જાતના કોયડાઓ એટલા અટપટા છે કે પ્રાદેશિક, સામાજિક, રાજકીય, ધાર્મિક અને વજનદાર વ્યક્તિઓના અંગત સ્વાર્થ વગેરે અનેક બહાને નાની મોટી વાડાબંધીઓ થયા જ કરશે. પણ તેની સાથે સાથે જ જે સમજદાર માણસો હોય, તેમણે વાડા-ખોલીના પ્રયત્ન પણ દર જગ્યાએ અને દર વખત ચાલુ રાખવા જોઈએ. ખાસ કરીને ધાર્મિક વાડાઓ ખોલતા રહેવાનો પ્રયત્ન કરતાં રહેવું જોઈએ.

માણસને એક નવી તાલીમ આપવાની આ બાબત છે. ઘણી વાર ફરિયાદ કરવામાં આવે છે કે, હાલની શાળાઓમાં બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાનો કોઈ પ્રબંધ નથી. એમ માનવામાં આવે છે કે, આ આધુનિક શિક્ષણની એક ખામી છે. આથી તેને દૂર કરવા માટે દરેક ધર્મ અને પંથ પોતપોતાનાં વિદ્યાલયો, છાત્રાલયો, વિદ્યાપીઠો વગેરે સ્થાપે છે. પણ ત્યાં શું શીખવવામાં આવે છે કે આવશે? "આપણો જ ધર્મ અથવા પંથ અને આપણી જ સંસ્કૃતિ, આપણા જ દેવ, ગુરુ અથવા પેગંબર, આપણાં જ ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન દુનિયામાં સૌથી શ્રેષ્ઠ છે. તેનું અભિમાન રાખો, તેમાં બતાવેલી રીતે જ પૂજાપાઠ કરો, અને દુનિયામાં તેનો પ્રચાર કરો. મોક્ષનો એ જ સાચો માર્ગ છે." અર્થાત્, વાડાબંધીઓને મજબૂત કરવાનાં આ કેન્દ્રો બને છે.

મારા નમ્ર મત પ્રમાણે, આ પરંપરા તોડવાની અને મનુષ્યને પોતાના જુદા જુદા ધર્મ, પંથ, જાતિ વગેરેનાં નામો ભૂલતાં શીખવવાની કેળવણી આપવાની જરૂર છે. માણસને એ શીખવવાની જરૂર હોઈ શકે અને છે ખરી કે, સર્વે સત્યો પાછળ રહેલું મૂળ સત્ય પરમાત્મા છે; તેને ઓળખવાનો અને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ; તેના પર તેની શ્રદ્ધા હોવી જોઈએ. તેને એ પણ શીખવવાની જરૂર છે કે, માણસે સદાચારી થવું જોઈએ; સત્ય, પ્રેમ, સંયમ, ઉદારતા, દયા, ક્ષમા, ધૈર્ય વગેરે મનુષ્યત્વના મહાન ગુણોને વધારવા જોઈએ, અને જગતની સેવા કરવી જોઈએ. એ પણ શીખવવામાં આવે કે, તેણે દુનિયામાં થઈ ગયેલા પરમેશ્વરના ભક્તોના અને પોતાના મહાન ગુણો અને કર્મોથી જગતનું કલ્યાણ કરી ગયેલા મહાપુરુષોના વિચારો અને જીવનનો આદરપૂર્વક અભ્યાસ કરવો. પણ, એ જરૂરી નથી, બલકે ભૂલભરેલું છે કે, એવા કોઈ મહાપુરુષને તે પરમેશ્વરનો અવતાર, પુત્ર, પેગંબર વગેરે માને, કે પોતાના પ્રયત્ન અને સાધનાથી તે પરમેશ્વરરૂપ બન્યો હતો કે છે, અથવા તેના વિચારો અને કામો સામાન્ય માણસોના વિચારો અને કામો કરતાં કોઈ વિશેષ અર્થમાં ઈશ્વર-પ્રેરિત હતાં. એ જ કારણસર તેણે કોઈ ગ્રંથ કે એવા મહાપુરુષની આજ્ઞાઓ અને સૂચનાઓને પોતાની વિવેકબુદ્ધિ અને અનુભવની કસોટી પર કસ્યા વિના માની જ લેવાં જોઈએ એ જરૂરી નથી. જેમ કોઈ નાસ્તિક કોઈ પણ ધર્મ, પંથ કે વાડાનું લેબલ લગાડવા ઇન્કાર કરે છે, તેમ જ દરેક સાચા આસ્તિકે પણ પરમેશ્વરને માનતાં છતાં કોઈ ધર્મ કે પંથના નામના લેબલ પોતા પર લગાડવાનો ઇન્કાર કરવો જોઈએ.

મને લાગે છે કે, પ્રાચીન મહાન ધર્મોમાં કે તેની કોઈ શાખા કે પંથમાં શું કહ્યું છે અને શું નથી કહ્યું, શું સારું મનાયું છે અને શું ખોટું, સાચો હિંદુધર્મ, સાચો ઇસ્લામ, સાચું ખ્રિસ્તીપણું વગેરે શું છે તેમ જ સર્વે ધર્મોનો અસલ ઉપદેશ એક સરખો જ છે વગેરે જણાવતા રહેવાથી વાડાબંધીઓ તૂટી શકતી નથી. તમે લોકોને કહો છો, "હિંદુ ધર્મનાં સૂત્રો સત્ય અને અહિંસા છે, ઇસ્લામનો અર્થ જ શાંતિ છે, ઈશુનો ઉપદેશ છે કે ઈશ્વર પ્રેમસ્વરૂપ છે; સર્વે ધર્મોના પાયાના સિદ્ધાન્તો સરખા જ છે." તે પર ધર્માભિમાની હિંદુ મોઢેથી નહીં તો મનમાં ને મનમાં પૂછે છે, "તો પછી કેમ મુસલમાન અથવા ખ્રિસ્તી 'રઘુપતિ રાઘવ રાજા રામ' બોલતો નથી, અને હિંદુ મંદિર આગળથી પસાર થતાં હાથ જોડતો નથી, અને કેમ ગોમાંસ ખાય છે?" અને કટ્ટર મુસલમાન વિચારે છે, "તો પછી શું કામ સર્વે 'મહમ્મદ ઉલ રસુલ અલ્લાહ' બોલતા નથી, અને કેમ નમાજમાં ભળતા નથી, અને ડુક્કરનું માંસ અપવિત્ર ગણતા નથી?" એ જ પ્રમાણે ચુસ્ત ખ્રિસ્તી પૂછે છે, "તો પછી સર્વે કેમ કબૂલ કરતા નથી કે ઈશુ ઈશ્વરનો એકનો એક પુત્ર હતો, અને મર્યા પછી ત્રીજે દિવસે

કબરમાંથી ઊઠયો હતો, અને કેમ તેઓ શું ખાવું અને શું પીવું વગેરે બાબતો પર ઝગડા કરે છે?"

સાચી વાત એ છે કે, એકતા ચાહવાવાળાઓ અને ધર્મના સુધારકો પણ એમ કહેવાની સાફ હિંમત નથી કરતા કે મોટામાં મોટા અવતાર કે પેગંબર આખરે આદમી જ હતા, અને મોટામાં મોટા ધર્મ અને ધર્મગ્રંથ છેવટે મનુષ્ય દ્વારા જ જગતમાં સ્થપાયા છે. આથી, તેમની કેટલીક વાતો સાચી હોઈ શકે છે, અને કેટલીક ભૂલ ભરેલીયે હોઈ શકે છે; વળી કેટલીક પોતાના દેશ કે જમાના માટે બરાબર અને બીજા દેશ કે જમાના માટે બરાબર ન હોય એમ પણ બની શકે છે. આથી કોઈ પણ વાત, રીત-રિવાજ કે કામ આપણા વિવેકની ચાળણીમાંથી સાફ કરીને જ મંજૂર કરવા લાયક સમજવી ઘટે છે. પાછલા જમાનાના ગ્રંથો દ્વારા જ આપણા ધર્મ અને અધર્મ ઠરાવવા ન ઘટે, અને કોઈ પણ મનુષ્યને અવતાર, મસીહ, પેગંબર, અથવા જેની કદી ભૂલ થઈ જ ન શકે એવો પૂર્ણ અને સર્વજ્ઞ માનવો ન જોઈએ. ન તો દશરથપુત્ર રામ કે વસુદેવપુત્ર કૃષ્ણ પરમેશ્વરના અવતાર હતા, ન ઈશુ તેનો પુત્ર, અને ન મૂસા કે મહમ્મદ તેના નીમેલા પેગંબર. પોતપોતાના જમાનાના તેઓ બેશક અતિ પવિત્ર અને પ્રતાપી પુરુષો હતા, અને પોતાના લોકોના સુમાર્ગદર્શક અને નેતા હતા. પણ કોઈયે ભૂલથી પર ન હતા.

જ્યાં સુધી આ પ્રમાણે સ્પષ્ટ કહેવાની આપણે હિંમત ન કરીએ, અને માત્ર ગ્રંથોમાંથી શ્લોકો કે કલમો સંભળાવી તેનાં ભાષ્ય દ્વારા જ આપણા સુધારક વિચારો લોકોને ગળે ઉતારવાનો પ્રયત્ન કરીશું, ત્યાં સુધી આપણા જ દિલમાંની વાડાબંધીની ગાંઠ ઢીલી થઈ શકે નહીં, તો બીજાના દિલમાંથી તો કેમ જ થાય?

ધર્મને નામે ઝગડા અને વાડાબંધી મજબૂત કરાવનારી બીજી વસ્તુ છે તે રાજ્યની મદદથી ધર્મ કે પંથનો પ્રચાર કરવાનો કે તેનો પાયો દૃઢ કરવાનો અભિલાષ અને પ્રયત્ન. પ્રાચીન કાળથી ધર્મપ્રચારકોએ આ માર્ગ અનુસર્યો છે. જે જમાનામાં રાજાની જ દેશમાં સર્વોપરી સત્તા હતી, ત્યારે રાજાને પોતાના પંથનો ચેલો બનાવી તેની મદદથી પંથને ફેલાવવો અને તેના અનુયાયીઓને ઊંચા અધિકારો અપાવવા, તથા બીજા પંથવાળાઓને દાબી દેવાનો ક્રમ દુનિયાના દરેક ભાગમાં ચાલતો હતો. બીજા પંથના લોકોને લૂંટવા, બાળી મૂકવા, દેશનિકાલ કરવા કે દેશ છોડી જવા ફરજ પાડવી, સ્ત્રીઓ તથા બાળકોને જબરદસ્તીથી પોતાના પંથમાં ભેળવવા વગેરે વાતો દરેક મોટા પંથમાં થઈ છે. જ્યારે રાજા આવા ઝગડાઓથી પર રહ્યો છે અને આવા સાંપ્રદાયિક પ્રયત્નોને કોઈ પ્રકારની મદદ નથી આપી, ત્યારે જ ભિન્ન ભિન્ન ધર્માંઓની કટ્ટરતા ધીમે ધીમે ઓછી થઈ છે અને તેઓ એકબીજાને સહન કરતાં અને હળીમળીને રહેતાં શીખ્યા છે.

આજના જમાનામાં રાજા બહુ મહત્ત્વની વ્યક્તિ રહ્યો નથી. તેનું સ્થાન રાજકીય પક્ષોએ લીધું છે. જો તેવો પક્ષ ધર્મ-પંથથી પર રહેનારા માણસોનો ન હોય, પણ રાજ્યમાં સત્તા પ્રાપ્ત કરી કોઈ ખાસ ધર્મ કે પંથના લોકોની શક્તિ વધારવાની ઇચ્છા રાખવાવાળો હોય, તો તે પણ, ધર્માભિમાની કટ્ટર રાજાઓના દેશોમાં થઈ શકે તેવો જ, ધર્મને નામે ખૂનરેજી અને જુલમો ગુજારવાવાળો થાય છે.

જ્યારે જ્યારે રાજ્યે કોઈ એક પંથ પર મહેરબાની કરી છે, ત્યારે ત્યારે પ્રાચીન કાળમાં વૈદિકો અને બૌદ્ધો, વૈદિકો અને જૈનો, સ્માર્તો અને વૈષ્ણવો, મુસલમાન અને ખ્રિસ્તી, ખ્રિસ્તી અને યહૂદી, રોમન કૅથલિક અને પ્રૉટેસ્ટંટ, સરકારી ચર્ચ અને બિન-સરકારી ચર્ચો – બધામાં અંદર અંદરની લડાઈઓ થઈ છે. આ જમાનામાંયે એ જ ચાલી રહ્યું છે. રશિયાના સામ્યવાદીઓએ રાજ્યની સત્તાથી ઈશ્વરવાદીઓ સામે લડાઈ પુકારી; નાઝીઓએ યહૂદીઓ સામે જેહાદ પુકારી; અને આપણા દેશમાં મુસ્લિમ લીગ મુસલમાનો તથા ઇસ્લામી સંસ્કૃતિ માટે એક નિરાળું રાજ્ય જ સ્થાપવા માગે છે. કોઈને મનુષ્યના હૃદયમાં પરમેશ્વર રહે છે કે ઊડી જાય છે તેની ફિકર નથી; પણ મંદિર રહેશે કે મસ્જિદ તેની જ ખબર છે. કોઈને એ ચિંતા નથી કે પોતાના ધર્મના અનુયાયીઓને સત્ય અને નીતિથી જીવન ગાળતાં શીખવવામાં આવે છે કે નહીં; પણ બીજા ધર્મવાળાઓ પર કેટલા આક્ષેપો મૂકી શકાય છે, તેમને બદનામ કરી શકાય છે, તેમનાં મડદાં પાડી શકાય છે, મકાનો બાળી શકાય છે, લૂંટફાટ અને અત્યાચારો કરી શકાય છે, તેની જ ખબર છે. પરિણામે, ધર્મને નામે આપસની ખૂનરેજી ટાળી શકાતી નથી.

દરેક જમાનામાં અને દરેક ધર્મમાં કેટલાક પંડિત, મૌલવી, પાદરી અને ભય તથા લાલચથી ધર્મ પર શ્રદ્ધા રાખવાવાળા માણસો, તથા પોતાની એક જુદી ગાદી સ્થાપવાની મહેચ્છા ધરાવનારા ગુરુઓ એક બાજુથી વાડાઓ બાંધવાની પ્રવૃત્તિઓ ચલાવતા જ રહેશે. પણ, જે માણસ કમમાં કમ એટલું સમજી ગયો હોય કે, કદી એવું તો હોઈ જ ન શકે કે માણસને ધર્મબુદ્ધિની જે બક્ષિસ મળી છે, તે આપસમાં લડવા અને પોતાની માણસાઈના જ દુશ્મન બનવા માટે મળેલી હોઈ શકે, તેણે બીજી તરફથી વાડાખોલીનો પ્રયત્ન પણ કરતા રહેવું જોઈએ. તે ઈશ્વરભક્ત થાય, પણ કોઈ ધર્મનો બિલ્લો ન લે; તે ગીતા, કુરાન, બાઇબલ વગેરે જે ગમે તે વાંચે,

અને રામ, કૃષ્ણ, શંકર, બુદ્ધ, મહાવીર, ઈશુ, મહમ્મદ વગેરે ગમે તેનો ગમે તેટલો આશક બને, પણ તે કોઈમાં દ્વિષ્ભાવ ન રાખે અને કોઈને તેમ કરવાની કેળવણી ન આપે. હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી વગેરે નામધારી ધર્મોમાં પેદા થયાનું અભિમાન ન રાખે, અને રાજ્યની મદદથી કોઈ ધર્મ કે જાતિને બળવાન બનાવવાના પ્રયત્નોને મદદ ન કરે કે તે પ્રત્યે સહાનુભૂતિ ન રાખે. પણ, એવો આગ્રહ રાખે કે, રાજ્યના કોઈ પણ ખાતામાં ધર્મ અને ધાર્મિક જાતિને નામે બનેલા કોઈ પક્ષને માન્ય ન રાખવામાં આવે. રાજ્ય સર્વ નામધર્મોથી દૂર અને ઉપર રહેવું જોઈએ.

આ દૃષ્ટિએ એ જ ઑક્ટોબરના "नया हिन्द" માં શ્રી ભગવાનદીનજીએ "ધર્મ વિરુદ્ધ નેશન" નામે લેખમાં રજૂ કરેલો એક વિચાર મને બરાબર લાગતો નથી. તેઓ લખે છે કે, "નેશન કરતાં ધર્મ મહાન શબ્દ છે. ઇસ્લામ, ખ્રિસ્તી એ ધર્મો છે, નેશન નથી. હિન્દુ નેશન છે એમ કહેવામાં હિંદુધર્મને લાંછન લાગે છે."

આ ફરીથી વિચાર કરવા જેવી બાબત છે. 'નેશન' કરતાં માનવતા એ બેશક વધારે મહાન શબ્દ છે. પણ મારા નમ્રમત પ્રમાણે હિંદુ, ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મો નેશનથી વધારે મહત્ત્વના નથી; પણ બન્ને સરખી કોટિના છે. નેશન શબ્દ કોઈ દેશ કે વસ્તીના નામ પરથી બનેલા સમાજનું નામ છે, અને ધર્મ તેમના દેવો, ગુરુ - પેગંબરો, કુરાન–પુરાણો, રીત - રિવાજો વગેરે પરથી બનેલા સમાજોના નામ છે જ્યારે ધર્મ કોઈ ખાસ નામથી ઓળખાય છે, ત્યારે તે કેવળ ઈશ્વરપરાયણતા કે નીતિ-પરાયણતા સૂચવનારો નથી રહેતો, પણ દેવપૂજા, પ્રતીકપૂજા, ગુરુપૂજા, ગ્રંથપૂજા, રૂઢિપૂજા વગેરે અનેક ચીજોની પૂજાનો સૂચક થાય છે. નેશન કે સંપ્રદાય બન્નેને મિટાવી દેવા મુશ્કેલ છે. પણ નેશન શબ્દથી ઓળખાતો સમાજ વધારે સ્વાભાવિક અને ન ટાળી શકાય એવો છે. સંપ્રદાયના વાડામાંથી જે ઇચ્છે તે છૂટી શકે છે પણ કોઈ ને કોઈ નેશનમા હોવું સમાજમા વસતા મનુષ્યને અનિવાર્ય છે. બન્નેનું ક્ષેત્ર પોતાની યોગ્ય હદને વટાવી ન જાય એ જોતા રહેવું જોઈએ. જેમ રહેવાના ઘરમાં ગમે તેટલી સફાઈ રાખીએ છતા કયાંક પણ કરોળિયા પોતાની જાળ હંમેશાં કરતા જ રહે છે અને જીવજંતુઓ પણ પેદા થતાં જ રહે છે; એટલું જ કરી શકાય કે ઘરને વારંવાર સાફ કરતા રહેવું, અને તેમને વધવાને બહુ અવકાશ ન આપવો; એ જ રીતે ધર્મ, વિચાર (આઇડિયોલોજી), રાજનીતિ, ધંધા - રોજગાર, દેશ વગેરે સેંકડો કારણોથી વાડાઓ બંધાયા જ કરવાના. પણ સમજદાર સફાઇયા-ઓએ તેમને વારંવાર સાફ કરતા રહેવું જોઈએ. એમાંયે ધર્મના વાડા, નેશનના વાડા કરતાં, વધારે બૂરા હોવાનો સંભવ છે.

એક બીજા. કારણસર પણ શ્રી ભગવાનદીનજીનો વિચાર ફરીથી તપાસવા જેવો છે. મને લાગે છે કે ધર્મોની યાદીમાં હિંદુ શબ્દ કંઈ સો - સવાસો વર્ષથી જ ઉમેરાયો છે. હકીકતમાં એ નામ કોઈ ધર્મનું નથી, પણ ખૈબરઘાટ તથા બલુચિસ્તાનને માર્ગે આ દેશમાં આવેલા મુસાફરોએ સિન્ધુ નદીના પૂર્વ કિનારાથી શરૂ થતા પ્રદેશના રહેવાસીઓને હિન્દુને નામે અને તેમના દેશને હિંદુસ્તાનને નામે પોતાના દેશોમાં ઓળખાવવાથી પડેલું છે. તાત્પર્ય કે, જે હિંદુસ્તાનમાં રહે છે તે હિન્દુ છે; ભલે તે ધર્મે વૈદિક, જૈન, બૌદ્ધ, શીખ, ખ્રિસ્તી, પારસી, મુસલમાન, ઍનિમિસ્ટ (ભૂતપૂજક) કે કૉમ્યુનિસ્ટ (પ્રકૃતિવાદી) હોય. આ એટલા માટે પણ સાચી વાત છે કે, જેઓ આજે હિંદુ મનાય છે, તેમનામાં કોઈ એક ધર્મનું નામ - નિશાન નથી. નથી તેમનો કોઈ એક સર્વમાન્ય દેવ, અવતાર, કે પેગંબર; નથી કોઈ એક સર્વમાન્ય ગ્રંથ. કોઈ માણસને હિંદુ તરીકે ઓળખાવવાથી તેના ધાર્મિક મતની આપણને ખબર પડી શકતી નથી, માત્ર તેના દેશ અને સમાજની જ જાણ થાય છે. હું આને એક સારી વાત સમજું છું. છતાં જો હિંદુ શબ્દનો અર્થ હવે સંકુચિત થઈ ગયો હોય અને કોઈ કારણસર એ નામ આ દેશમાં વસતાં સર્વે માણસોને પસંદ ન પડતું હોય તો યાદ રાખીએ કે હિંદુ કે હિંદુસ્તાન શબ્દો આપણા ઘડેલા તો છે જ નહીં. આથી તેને આગ્રહથી વળગવાનીયે જરૂર રહેતી નથી. સર્વને પસંદ હોય એવું આપણને ગમે તે નામ આપણા દેશ તથા આપણી સમગ્ર પ્રજાને ઓળખાવવા આપણે ધારણ કરી શકીએ. મતલબ કે, કાં તો આપણે હિંદુ શબ્દ આ દેશના સર્વ વતનીઓ માટે લાગુ કરીએ અથવા તેને બિલકુલ છોડી દઈએ. પણ એક ધર્મનું સ્વરૂપ આપી, દેશના કેટલાક ભાગને જ તેમાં સામેલ સમજવા અને બીજાઓને તેની બહારના ગણવા, એ મને બરાબર લાગતું નથી.

સેવાગ્રામ,

૨–૧૧–'૪૯ કિશોરલાલ ઘ. મશરૂવાળા

ધર્મનો માર્ગ તો નજીક જ હોય છે, પણ લોકો તે દૂર ખોળવા જાય છે.
ધર્મનું કાર્ય તો સહેલું હોય છે, પણ લોકો તેને મુશ્કેલમાં શોધવા જાય છે."

—કોન્ફ્યૂશિયસ

# अूडतां फूल अने स्थावर पतंगियां

શિવબાલક બિરોનના પુરુષાર્થથી જે બગીચો અહીં બન્યો હતો એનો અવશેષ પણ ઓછો આકર્ષક નથી. જ્યાંથી સૂર્યોદય થાય છે એ જ બાજુ સ્વૈરવિહારિણી ભુવનવલ્લરી પોતાની અગ્નિશિખાઓ પવન સાથે હવામાં વીંઝે છે. એની એક કમાન બનાવવાના હેતુથી અમે એને — એની શાખાઓને દોરીથી બાંધી પાસેના ઝાડ તરફ ખેંચી લીધી. ભુવનવલ્લરીને એ ગમ્યું નથી. એણે એ શાખાઓ ઝાડ તરફ વધવા દઈને અમારી આમન્યા તો રાખી, પણ બીજી ઘણી શાખાઓ સીધી અને ઊંચી હવામાં છોડી દઈ અમને જાહેર કહ્યું, 'શોભા તો સ્વચ્છંદ વિહારમાં જ ખીલી શકે.' આ નવી શાખાઓ જ્યાં સુધી પાસેના ઝાડ કરતાં ઊંચે ગઈ નહિ ત્યાં સુધી ભુવનવલ્લરીને જંપ વળ્યો નહિ.

અમારી આ ભુવનવલ્લરીનાં ફૂલોનો રંગ રોહિણીની અબોલીનાં ફૂલો જેવો છે. વૈરાગ્યસૂચક ગેરુવા (ભગવા) રંગને મળતો હોવાં છતાં એ તો ગોવાની રસિક લલનાઓએ અપનાવેલા અબોલી રંગનું લાવણ્ય જ વધારે વ્યક્ત કરે છે.

જમણી બાજુ જૂનું પારિજાતક છે. ગયા ઉનાળામાં એને એક પણ પાંદડું રહ્યું ન હતું. બીક હતી કે એ મરી જશે. પણ સરસ છીવટને કારણે એ જીવી ગયો અને ગયા ચોમાસામાં એણે વરસાદ સાથે હરીફાઈ કરી શકે એવી ફૂલોની વર્ષા કરી. આજે એ દાનવીરની અકિંચનતાથી શોભે છે.

જમણી બાજુની વાડમાં મહેકની મેંદી છે. જેમ તડકો વધે તેમ એની ઉન્માદકારી મહેક પોતાનો નશો ફેલાવે છે. પ્રાચીન કવિઓએ પંચબાણના (મદનનાં બાણોમાં) સાયકોમાં આંબાના મોરને સ્થાન આપ્યું છે, એની સાથે મેંદીની મંજરીને પણ સ્થાન આપવું જોઈતું હતું.

મેંદીની પાછળ એક જુવાન લીમડો છે. પોતાના 'ચાકણા પાત' દ્વારા એ 'હોનહાર' બિરવાન હોવાની ખાતરી આપે છે. ડાબી બાજુ પાણીની ટાંકી સંતાડવાનું કામ ચમેલીની જાડી ઘટા કરે છે. એ ઘટા અને પાસેના આંગણાના ચમેલીના ચાર છોડ હમણાં પોતાનાં ફૂલોની સુગંધીથી આખી હવાને ભરી દે છે. મને લાગે છે, જે લૂંટાઈ નથી એવી ચમેલી અમારે ત્યાં જ છે. અમારી આ ચમેલીઓ કવિની કલ્પનાની પેઠે ફૂલો આણી આપીને અમાસની તારલી રાત સાથે હરીફાઈ કરે છે અને 'મારાં આ બાળકોને મારી સાથે જ રહેવા દેનાર આ માનવીઓનું ભગવાન ભલું કરે' એનો આશીર્વાદ અખંડ મહેકે છે.

એ ચમેલીને ઓથે ઊભેલો એક નાનકડો છોડ છે એને બગવાને ફૂલો આપ્યાં નથી, એટલે એ પોતાનાં કુમળાં પાંદડાંને જ નારંગી રંગ આપી દૂરથી અને નજીકથી પણ ફૂલોની ભ્રમણા ઉત્પન્ન કરે છે. એની પડખેના છોડો ઝાઝાં ફૂલ આપતા નથી, પણ તેટલા માટે એમનો રોફ ઓછો નથી. એકાદ જ ફૂલ આપે તોયે 'જુઓ તમારા પર કેટલો ઉપકાર કરું છું', એવું મોઢું કર્યા વગર એ રહેતા નથી. એમની જ એક બહેન ભુવનવલ્લરીનાં મૂળિયાંને ઢાંકે છે. એણે મોટાં મોટાં બે ફૂલોની એવી તો ઉમદા બિછાત અમારી આગળ ધરી કે શ્રી. કુંદરે કાવ્યવૃત્તિમાં આવીને મને કહ્યું, "ઓહો! તમારે ત્યાં તો દહાડે પણ ગુરુશુક્રની યુતિ દેખાય છે!"

સરોજ-રૈહાનાને ઘેર જવાના રસ્તા પર જે મંડપ છે એનો વેલો હમણાં ખુશીમાં આવ્યો છે. સફેદ અને ગુલાબી મંજરીથી એ લચી પડ્યો છે. આશ્ચર્ય એ કે, એ વેલાનો જેટલો ભાગ નેવાંની છાંય તળે છે ત્યાં તો એ મંજરી ખીલે નહિ, અને જ્યાં સખત તડકો છે ત્યાં પાંદડાં કરતાંય મંજરીઓ વધી પડે છે! અને તે એટલી બધી હેતાળ કે પવનની જરા સરખી લહરીને પણ વધાવ્યા વગર રહે નહિ.

એની પાછળ છેક ખૂણામાં કણેરનાં સફેદ અને ગુલાબી ફૂલો ખીલેલાં છે. એની પડખે બલવાન અનંતનો છોડ શુચિતાના પ્રતીક સમાં ધોળાં ફૂલો આપ્યે જ જાય છે. અને છેવટે ટાંકીની પાછળની જાસૂદી પોતાનાં રક્તવર્ણી પૌષ્ટિક ફૂલોથી મને આ વરસની મારી આસામની યાત્રાનું સ્મરણ કરાવે છે. એટલા બધા સુંદર જાસૂદીના છોડો જિંદગીમાં મેં પહેલી જ વાર આસામમાં જોયા અને આ વરસે જ જાસૂદીનું વૈભવયુક્ત કાવ્ય હું પ્રથમ માણી શક્યો. અત્યાર સુધી એ ફૂલોની કદર મારી પાસે તો ગણપતિના પ્રિય ફૂલ તરીકે જ હતી. અમારી આ જાસૂદીને પણ એક લીમડો વીરો મળ્યો છે. એ એને અખંડ પંખો કર્યા જ કરે છે અને એક પારિજાતે પણ જાસૂદીને છાયા કરવાનું માથે લીધું છે.

વાડ સાથે જે વેલા છે તેની મંજરીઓ વધારે તડકો ખાઈને વધારે લાલ થતી હશે.

વાડને કારણે પાછળનું ખેતર ઢંકાઈ ગયું છે. પણ એમાંયે કેટલાંક જુવારનાં ડૂંડાં પોતાના મોતીના જેવા દાણા તડકામાં ધરી ધરતીમાતાની પ્રસાદીનું સ્મરણ કરાવે છે.

આ આખા દૃશ્ય ઉપર ભગવંતના સનાતન આશીર્વાદની પેઠે નીલું આકાશ ધ્યાન ધરે છે. અને 'આમ શું ગુમસૂમ બેઠા છો', એમ કહેનારાં ધોળાં અને શામળાં વાદળાં એ આકાશના મોઢા ઉપર પોતાનાં રમતિયાળ આંગળાં ફેરવે છે.

અને જાણે એ વાદળાંની એ મૂંગી રમત પણ અળખામણી લાગતી હોય તેમ જાત જાતનાં પક્ષીઓ એ વાદળાં સામે ક્ષણજીવી લીટીઓ ખેંચીને એમની હસ્તી ભૂંસી નાખવા માગે છે.

જ્યાં ફૂલો હોય ત્યાં રંગસુગંધીનાં રસિયાં પંખીઓ આવવાનાં જ. અને આવવાનાં એટલે નાચવાકૂદવાનાં અને ગાવાનાં પણ ખરાં. સવારથી સાંજ સુધી એ અહીં આવે છે, રમે છે અને જાય છે. કોક કોક વાર રંગ રંગનાં પતંગિયાં આવીને ફૂલોને પૂછે છે, "આમ બેઠાં કેમ છો? ઊડોને અમારી પેઠે. આખી દુનિયા જોઈ આવીશું." ફૂલો કહે છે, "તમે ઊડતાં ફૂલો છો અને અમે સ્થાવર પતંગિયાં છીએ. દરેકનો સ્વધર્મ જુદો. પણ તમે અમારી મુલાકાતે નહિ આવો તો નહિ ચાલે. તમારાં પુનિત પગલાંથી જ તો અમારું જીવન કૃતાર્થ થાય છે. અમારી પાસે જે કાંઈ મધુ છે તે તમને ચખાડીશું અને પરાગ હોય તે તમારે ચરણે ધરીશું, પણ તમારે અમને તમારાં દર્શનથી વંચિત નહિ રાખવાં."

એક નાનકડું, શ્રીવર્ધનની સોપારી જેવડું પંખી આવે છે. સાવ કાળું, નીલું અને સોનેરી. સહેજ જુઓ ત્યારે કાળું જ દેખાય. ઠીક નિહાળો ત્યારે એ કાળામાં ઊંડી નીલી છટા દેખાય; અને જ્યારે તડકામાં એ ચળકે ત્યારે તો કૃષ્ણવર્ણ સોનું જ જોઈ લો. એની ચાંચ જરા લાંબી અને વાંકી હોય છે. પક્ષીની પેઠે ડાળ ઉપર બેસવાને બદલે પતંગિયાની પેઠે હવામાં તરતા તરતાં મંજરીમાંથી મધુપાન કરવામાં એ માને છે. અને એની ખુશી જોતાં ખાતરી થાય છે કે એ માણે પણ છે. મધ ચૂસવાની એની એટલી નાજુકાઈ ' મંજરીને જરા સરખું પણ વાગે નહિ અને મધનો લવલેશ પણ અંદર રહે નહિ. મને લાગે છે કે, ફૂલોમાંનું આ મધુ જ પંખીઓના કંઠમાંથી બહાર નીકળી ગાયનનું રૂપ લે છે. બન્નેની મીઠાશમાં, નહિ તો, આટલું સામ્ય ક્યાંથી ?

અહીં અનેક પક્ષીઓ આવે છે. એ મેળાવડાને સંમેલન કેમ જ કહેવાય ? સંતલસ કરીને આવેલાં તો નથી હોતાં. પણ બધાંને મળીને જોતા આખો આગળ એક સુંદર રાગ પ્રગટે છે. કેટલાક પંખીઓ તો લીમડા પર બેસીને નીચેના ફૂલોની શોભા નિહાળે છે કેટલાંક બધાં જ ફૂલોને ગલીપચી કરવામા માને છે. કેટલાંક પંખીઓની પૂંછડી એટલી તો લાંબી હોય છે કે, એના ભારથી એ નીચે નમેલી જ રહે છે. કેટલાંક પંખીઓને પોતાની પૂંછડી ઉપર રાખીને પ્રયોગ કરી જોવાનું મન થાય છે કે, આમ કરવાથી મોરની પેઠે આપણે પણ કળા કેળવી શકીશુ ખરાં ?

હમણાં હમણાં એક પક્ષી આવવા લાગ્યુ છે. એ પોતાની પૂંછડી ઉપર-નીચે નથી કરતું, પણ હાથી પોતાની સૂંઢ જમણી ને ડાબી બાજુ હલાવે અથવા ગાય પોતાની પૂંછડીથી માખીઓ ઉડાડે તેમ અર્ધગોળાકાર ફેરવતું જાય છે. એની એ ક્રિયા એટલી તો ભારેખમ દેખાય છે કે, જાણે 'પંખીની જાતમાં હું અદ્વિતીય છું એનું ભાન મને નથી કે શુ,' એમ જ પૂછતુ હોય.

એક પોપટ-લીલું પક્ષી આવે છે. એક નહિ બે છે. એમની છાતી તો પોપટ જેવી જ હોય છે, પણ માથું અંજીરી રંગનું છે. અને આશ્ચર્ય એ કે એ ઊડે છે ત્યારે એની પાંખ તળે પણ અંજીરી રંગ જ ફેલાય છે. ખરા અંજીરી રંગમાં લાલ અને લીલાની ફૂલ-ગૂંથણી હોય છે, જ્યારે આમાં લીલા સાથે 'બેંગુની' રંગ વણાય છે. આ પક્ષીને પોતાનું સ્થાન છોડવાનું મન નથી થતું. પણ પક્ષીની જાત! એક ઠેકાણે ઠરીઠામ બેસે તો ધર્મભ્રષ્ટ થાય! એટલે જરાક ઊડીને પહેલે સ્થાને પાછું આવે. ફરી જાય ને ફરી આવે. જ્યાંથી એની ચાચ ઊગે છે ત્યાંથી એના ગાલ ઉપર ભગવાને ચાંચ જેટલી જ કાળી લીટી આપી છે. તેથી એની ચાંચ છે એના કરતાં બેવડી લાંબી હોય એવો ભાસ થાય છે.

એક કાબર એટલે અનેક પક્ષીઓનું વૃંદગાયન. બધાં પક્ષીઓના જાત જાતના અવાજનો સંગ્રહ કરવો એ જ એનો વ્યવસાય અને એ જ એનો આનંદ. એને ફૂલો કરતાં ખેતરના દાણાનું આકર્ષણ વધારે. એ પક્ષી ખાઉધરું છે એના કરતાં ખવૈયા વધારે છે. મનગમતા દૂધાળા દાણા હોય તો જ ચાંચમાં ધરે.

ચાર દિવસ પહેલાં શ્રી. ચિંતામણિ શાસ્ત્રી મળવા આવ્યા હતા. દાંડીકૂચથી આજ સુધી એક ઠેકાણે ઠરીઠામ રહ્યા નથી. રેંટિયો અને ભજન બન્નેનો પ્રચાર કરતા ફરે છે દ્વિજરાજ બન્યા છે. એમણે આવીને તંબૂરાપેટી સાથે ભજન છેડ્યું. ચિ. રેહાનાએ પોતાના કોકિલ-કંઠી આલાપો ઉમેર્યાં. બે જણ વારાફરતી ગાતાં જાય અને બગીચાનાં પક્ષીઓ એ બધું માણતાં જાય. તે દિવસે એટલાં તો પક્ષીઓ ભેગાં થયાં હતાં કે, મને ખરેખર થયું કે સંગીતથી મુગ્ધ થઈને જ એ આવ્યા છે.

પણ તો પછી તેઓ ગાનારના ખભા પર કેમ ન આવીને બેઠાં? હું ડહેરાદૂનમાં હતો ત્યારે હું ગાતો ન હતો, છતાં પક્ષીઓ મારા ખભા પર અને ઘૂંટણ પર આવીને બેસતાં. અહીં તો એમને સંગીતનો પ્રવાહ મળતો હતો પણ એ પક્ષીઓ પોતપોતાને ઠેકાણે બેસીને જ સંગીત સાંભળતાં હતાં અને પોતાની શક્તિ પ્રમાણે પોતાના સૂરનો ઉમેરો કરતાં હતાં.

આ લખું છું ત્યાં એક પતંગિયું ભુવનવલ્લરી પર જઈને બેઠું. એણે એક ફૂલ સાથે વાતો કરી. તરત બન્ને ઊઠ્યાં અને ઊડવા માંડ્યું. પતંગિયું વાડની પેલી પાર ગયું અને ફૂલ હવામાં ચક્કર ચક્કર ઊડતું ધીમે રહીને જમીન પર ઊતર્યું. જાણે કહેતુ હોય કે, 'ના એ આપણું કામ નથી.'

આ ફૂલોને, આ પતંગિયાંને, અને આ પંખીઓને તડકો જરાય નડતો નથી. કેવાં ખુશ છે! આ વાદળાંને પણ તડકો નડતો હોય એમ લાગતું નથી.

ફૂલોએ અને પક્ષીઓએ તડકામાંથી પોતપોતાની પસંદગીના રંગો લઈ લીધા છે. સુગંધી તો પેદા થાય છે જમીનમાંથી; અને ખાણે છે તડકાથી.

અને આ પક્ષીઓનું ગાયન? — તે તો આ સનાતન શબ્દગુણ આકાશની જ પ્રસાદી છે. વર્ધા, ૫-૧૧-'૪૬
કાર્તિકી એકાદશી કાકા કાલેલકર

# અનેકપત્ની-નિષેધક કાયદો



અનેકપત્ની કરવાના હિંદુ રિવાજનો નિષેધ કરનો કાયદો મુંબઈ સરકારે કર્યો છે. આ કાયદો એ અનિષ્ટને પહોંચી વળવામાં કાંઈક મદદ કરશે, એમ આશા રાખીએ. અનેકપત્નીનો રિવાજ હિંદુ સમાજમાં અતિ જૂનેથી છે. અરે, સ્ત્રી–પુરુષ–સમાનતાના આદિયુગમાં અનેકપતિનો ધારોય હતો. પરંતુ કાળાંતરે એમાં સુધારો થયો છે, અને થતો રહે છે. અનેક-પતિ-ધારો આજે નાબૂદ થયો છે;* અને અનેકપત્ની-ધારો કાંઈક ચાલુ છે પરંતુ તે બહુ ઉત્તેજન-પાત્ર નથી રહ્યો. છતાં કાયદો શું કામ, એમ કોઈ કહે. એનું નિમિત્ત-કારણ, કાંઈક અંશે, એક ઉપર બીજી કે બીજી કરવાની, 'ભણેલાઓ'માં જાગેલી આ બલા લાગે છે. આમ જોઈએ તો, હિંદુઓમાં પછાત ગણાતી વર્ણોમાં આ ધારો યુગોથી ચાલુ જ છે, અને તેની સાથે ત્યાં વ્યવસ્થિત છૂટાછેડાનો પણ રિવાજ છે જ. આથી, એક સમાજ તરીકે, હિંદુઓને અનેકપત્ની કરવામાં કમકમાટી અથવા ભારે અરેરાટી લાગતી નથી. પરંતુ, પશ્ચિમને રાહે, નવા 'ભણેલા' વર્ગને અને નવયુવાન-યુવતીને લાગે છે. છતાં, વિચિત્ર એ છે કે, તેઓમાં જ પુનર્લગ્ન દેખાવા લાગ્યું છે! આની પાછળ કોઈ ઊંચો સિદ્ધાંત કે સામાજિક કલ્યાણની ભાવના નથી, પણ નરી વાસના લાગે છે. અને લગ્નસંસ્થાનો ઉદ્દેશ એ છે કે, સ્ત્રીપુરુષમાં રહેલી નરી વાસનાને સમાજના હિતમાં અને વ્યક્તિની પણ ઉન્નતિને માટે વ્યવસ્થિત કરવી. એટલે મુંબઈ સરકારનો આ કાયદો મદદરૂપ બની શકે છે.

અને એ પણ ઉપરના વિવેચનને સમર્થન આપતી વાત છે કે, કેટલાક કહે છે કે આ કાયદાની સાથે છૂટા-છેડાનો કાયદો પણ કરવો જોઈએ; તો અન્યોન્યપૂરકતા થઈ રહે. આ કાયદો કાંઈ લોકને રામ કે સીતા બનાવવા માટે એકપતિપત્નીવ્રતના આદર્શનો નથી. એ અંગે કાયદો કરી પણ શું શકે? એ તો ઉપરની 'ભણેલી' બલાને પહોંચી વળવા માટે વિચારાયો છે. અને તેથી જ તેની સાથોસાથ છૂટાછેડાને માટેય વિચાર કરવો જોઈએ, એમ 'ભણેલો' મત છે. સરકાર એનો પણ વિચાર કરે એમ સંભવિત છે. તો આ બાબતમાં એક વસ્તુની ચોખવટ થવી જોઈએ.

આ નવો કાયદો થતાં અગાઉ, બે સ્ત્રીઓ કરી બેઠેલા પતિથી છૂટા થવાનો હક તે સ્ત્રીઓને આપવો જોઈએ તેને માટે આ કાયદામાં જ જરૂરી કલમો મૂકી શકાત તે ન થયું તો હવે નવા કાયદાથી કરી શકાય. અને એ પ્રકારનો મર્યાદિત છૂટાછેડાનો આ અનેકપત્ની-નિષેધનો ઉપ-કાયદો કરવામાં આવે એ એક વસ્તુ છે. અને હરેક લગ્નને અંગે એક સામાન્ય છૂટાછેડાનો હિંદુ કાયદો વિચારવો એ બીજી વસ્તુ છે. આમાંથી કયા પ્રકારનો લોકોને જોઈએ, એ સાફ નથી થયું. નવાં ભણેલાં યુવકયુવતીઓ, મન ભમી જાય તો, બીજી વાર પરણે છે. તેમ જ તેઓ એક વાર પરણ્યામાંથી છૂટાં થવાય ઇચ્છે છે. આથી તેની છૂટ આપતી 'સિવિલ' લગ્નપદ્ધતિ પસંદ થતી જાય છે. પછાત ગણાતા હિંદુઓ તો સદીઓથી આ હક ભોગવે જ છે. તેમની હરોળમાં બેસવાથી કાંઈ બહુ ખોટું તો નહિ જ થાય. લોકશાહી અને સમાનતા વધી ગણાશે. પરંતુ, હિંદુ સમાજે જે આદર્શ તરફ ધ્યાન અને ચીવટપૂર્વક પ્રગતિ કરી છે તે તો સીતારામના એકપત્નીવ્રત તરફ. છૂટાછેડાનો વ્યાપક કાયદો એ ભૂમિકામાં વિચારાવો ઘટે.

અહીં એ પણ યાદ કરવું જોઈએ કે, આ સુધારા પશ્ચિમને રાહે અને એમની વિચારસરણી અપનાવતાં આપણને સૂઝે છે. એમાં એટલા જ માત્રે ખોટું છે એમ કહેવાનું નથી. માત્ર સંસ્કૃતિ–સંસ્કારની સંભાળ રાખવી જોઈએ. અનેકપત્નીધારો, અને છૂટાછેડાના હક સાથેનો એકપત્નીધારો, એકપત્નીવ્રતના આર્ય આદર્શથી જોતા, સરખે સરખા આવી રહે છે. એકસાથે અનેક પતિ કે પત્ની હોવા, અને છૂટાછેડા દ્વારા એક પછી એક અનેક પતિ કે પત્ની થવાં, એમાં કાળના પ્રકારનો જ ભેદ છે. એથી તો હિંદુ સમાજે છોડેલો અનેકપતિધારો પણ શરૂ થઈ જાય છે. પણ આપણી માનવી દુનિયામાં કાળનો એ ભેદ મોટો લાગે છે એટલે આપણા સમાજની સાચી જરૂર અને એનું સંગીન સ્વાસ્થ્ય વિચારીને જે ધારો કરવા જેવો લાગે તે કરવો ઘટે. એ દૃષ્ટિએ આ અનેક-પત્નીનિષેધક કાયદો સુધારકોને મદદરૂપ થઈ શકશે. જોઈએ હવે છૂટાછેડા અંગે સરકાર શું વિચારે છે.

૧૫-૧૧-'૪૬ મગનભાઈ દેસાઈ

* સિમલા તરફ અમુક ભાગમાં એ ચાલે છે એમ પોદા વખત પર 'હરિજન'માં વાંચેલું. મહાભારતમાં પણ એ રિવાજ હિમાલય-પ્રદેશમાં ચાલુ હતો એમ લાગે છે. પણ તે કામ જેટલે જૂનેથી લોકમત તેની સામે છે.

# आज उन्हें मुहताज किया

[નીચેનું હિંદુસ્તાની કાવ્ય ગાંધી-જયંતી સપ્તાહમાં બે સભાઓમાં બે જુદે જુદે સ્થળે — સુરત ને અમદાવાદ — સાંભળ્યું. તે કોની રચના છે, એ જાણવા ન મળ્યું. કોઈને ખબર હોય તો લખી મોકલે એવી વિનંતી સાથે નીચે એને બહોળી જાહેરાત આપું છું. — મ०]

आपसके झगड़ोंने देखो भारतको बरबाद किया ।
जिनका था मुहताज ज़माना, आज उन्हें मुहताज किया ॥
आपसमें हम रहे झगड़ते ग़ैरोंने आ राज किया ।
जिनका था मुहताज ज़माना आज उन्हें मुहताज किया — आपसके

कभी मेरे इस भारतमें घी-दूधकी नदियाँ बहती थीं ।
धन-धानके थे कोठार भरे, आनंदमें दुनिया रहती थी ॥
था कुबेरका भण्डार यहाँ, हीरोंकी होती खेती थी ।
मिट्टीका सोना बनता था, अनमोल यहाँकी रेती थी ॥
आज उसी गुलशनको देखो, कुसंपने ताराज किया ।
जिनका था मुहताज ज़माना आज उन्हें मुहताज किया ॥ — १

कभी मेरे गुलशनकी डालियाँ हरी भरी लहराती थीं ।
झूमझूमके सुंदर कलियाँ गीत सुहाने गाती थीं ॥
था सरस्वतीका बास यहाँ, दौलत इन्सानकी दासी थी ।
थे रोज़ नये तेहवार यहाँ, हररोज़ दीवाली आती थी ॥
सुरमें थे सब साज़ मेरे ये, किसने बेसुर आज किया ?
जिनका था मुहताज ज़माना आज उन्हें मुहताज किया ॥ — २

नये तराने सुनते सुनते भूल गये हम अपना ताल ।
ग़ैरोंके संग चलते चलते भूल गये हम अपनी चाल ॥
ऐश, मौज, फ़ैशनमें फँसकर आज हुआ भारत कंगाल ।
रोटी, रोटी, खड़े पुकारें भारत माँके लाखों लाल ॥
बुलंद थी आवाज़ हमारी, किसने बे-आवाज़ किया ?
जिनका था मुहताज ज़माना आज उन्हें मुहताज किया ॥ — ३

प्राचीन भारतकी, यारो, जाहोजलाली याद करो ।
उजड़े हुए वतनको अपने फिर, यारो, आबाद करो ॥
नया .ख़ून है, नौजवानो, मायूस न हो दिल शाद करो ।
भारत माता बिलख रही है, बंधनसे आज़ाद करो ॥
भूल गये उस माताको, है जिसने तुमको जन्म दिया ।
जिनका था मुहताज ज़माना आज उन्हें मुहताज किया ॥ — ४

# સ્વ. વસંતરાવ હેગિષ્ટે

૧૯૪૨માં 'હિંદ છોડો'ની ચળવળ શરૂ થઈ, અને જેલો ભરાવા લાગી. જેલમાં યુવાનોની ભરતી સૌથી વિશેષ પ્રમાણમાં હોય એ સ્વાભાવિક છે. સાબરમતી જેલમાં આદર્શસેવી રાષ્ટ્રપ્રેમી યુવાનો એકઠા થયા. એમાંના કેટલાકને, સપડાઈ ગયેલા સામ્યવાદી યુવાનો, પોતાના વિચારના કરવા માટે અથાગ શ્રમ ઉઠાવી રહ્યા હતા. મને એ વસ્તુ જોઈને જરા આશ્ચર્ય થતું. એ પ્રવૃત્તિની સામે મહાસભા સમાજવાદી પક્ષની વિચારશ્રેણી ધરાવનારા કેટલાક યુવાનોએ પેલા પક્ષનું બળ અને સંગઠન તોડવાની પ્રવૃત્તિ આદરી. થોડા જ દિવસોમાં સામ્યવાદીઓએ એક દિવસ ઊજવ્યો, એમા. દાદા વસંતરાવને હસ્તે 'ધ્વજવંદન રાખ્યું'. કુતૂહલને વશ થઈ એમાં હું જોવા ગયો. ત્યાં વસંતરાવને પહેલી વખત બોલતા સાંભળ્યા. એ પ્રસંગે ધાંધલ થશે અને કદાચ ગરમાગરમ ચર્ચા અને પરિણામે વિખવાદ થશે, એમ મેં ધારેલું. એમાં કેવળ એક પ્રેક્ષક તરીકે તેમ જ, દાદા શું કહે છે, તે સાંભળવા પૂરતો જ હું ગયો હતો. એમણે એ બે પક્ષોને શાંત પાડવા તેમ જ કાર્લ માર્ક્સને સમજવા તેમ જ મહાસભાના ધ્યેયને સમજવા સંબંધી યુવાનોને જે દર્દભરી અપીલ કરી તે વખતે હું વસંતરાવને સમજ્યો કે, આ માણસ સાચો સેવાભાવી છે અને સાચી પરિસ્થિતિથી માહિતગાર છે. એ પ્રસંગ પૂરો થયો, સાબરમતી જેલનું અમારું જીવન પૂરું થયું અને અમે નાશિક પહોંચ્યા. ત્યાં દાદાની વધારે નજીક આવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું

દાદાની વિચારશક્તિ બહુ તીવ્ર હતી. તે સાથે જ પ્રયોગો કરવાનો બહુ શોખ. અમે હોજ ઉપર નાહવા ભેગા થતા. કોઈ યુવાનો એમની સાથે નાહવામાં આનંદ માણતા. નળની ચકલી ઉપર આંગળીઓ દાબી 'શાવર બાથ' લેવાની યુવાનોને ખૂબ મજા પડતી. હું પણ એ લાભ ઉઠાવતો, એમાં દાદા તો ઘણી વાર બીજાને નવડાવવામાં વધારે આનંદ માણતા. કેટલીક વાર મને થતું કે એ થાકી જતા હશે, એમ માનીને હું કોઈ કોઈ વાર એમને નવડાવતો.

દાદાની સાથે વાત કરવાની મજા કાંઈ ઓર જ હતી. સૌ કોઈ એમને પોતાની મુશ્કેલીઓ સંબંધી ઉકેલ માટે પૂછતા, અને એ શાંત ચિત્તે સાંભળી, કાંઈક વિચાર કરી, જરૂર પડ્યે પુસ્તકો ઉથલાવીને જવાબ દેતા.

દાદાને નિસર્ગોપચારનો બહુ શોખ. તેઓ એ વિષયનું ઊંડું જ્ઞાન ધરાવતા એટલું જ નહિ, પણ એ તરફની એમની મમતા બહુ મોટા પ્રમાણમાં હતી, જેથી યુવાનો નિસર્ગોપચાર તરફ આકર્ષાયા. એ સંબંધી એમણે વર્ગો શરૂ કર્યા. એમાં યુવાનો સારી સંખ્યામાં દાખલ થયા. પણ એટલેથી એમને સંતોષ ન થયો. એમણે તો પથ્ય ખોરાક, નિસર્ગોપચારની દૃષ્ટિએ, તૈયાર કર્યો અને તે જ ખોરાક લેવો અને તેને જાતે તૈયાર કરવો વગેરે વાત કરી. કેટલાક યુવાનોએ એમાં સાથ આપ્યો. મને પણ એમાં જોડાવાનું આમંત્રણ મળ્યું. મેં જણાવ્યું કે, એ વસ્તુ હું જેલ બહાર જઈ અમલમાં મૂકી શકું એ સ્થિતિમાં હું ન હોવાથી, જોડાઈ શકું એમ નથી યુવાનોએ શરૂઆતમાં સારો ઉત્સાહ આપ્યો, એમાં વિવિધ વાનગીઓનો પ્રયોગ શરૂ થયો. પણ એ વસ્તુ બેથી અઢી મહિના જ ચાલી, અને યુવાનોનો ઉત્સાહ ઓસરી ગયો. પણ એ વાંક દાદાનો નહિ, પણ યુવાનોની નબળી મનોવૃત્તિનો કહી શકાય

આમ દાદા તો આગળ વધતા જ ગયા. યુવાનોએ સમય પસાર કરવા સારુ વિધવિધ વિષયોનું જ્ઞાન મળે એ હેતુથી વર્ગો શરૂ કર્યા અને જાણે દિવસના અમુક કલાક શાળા ચાલતી હોય એવું વાતાવરણ જેલમાં તૈયાર થયું. એને પોષવામાં અને જરૂરી મદદ કરવામાં દાદાનો ફાળો ઘણો મોટો કહી શકાય.

દિવસો જતા ગયા તેમ દાદાને ભાગે બીજું એક ગંભીર જવાબદારીનું કામ આવી પડ્યું. આમ તો દરદીઓની સારવાર કરવામાં ખૂબ રસ બતાવતા, એ આધારે કોઈ કોઈ વાર હૉસ્પિટલમાં એમને રહેવાનું થતું, પણ પછી તો એમણે બધો સમય ત્યાં જ આપવો એમ નક્કી થયું એટલે દિવસનો ઘણો મોટો ભાગ દરદીઓની સારવારમાં જતો. એમને માટે સેવા કરવાની તક મળવા ઉપરાંત દરદીઓના દર્દોની વિગતો પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવામાં મદદરૂપ થઈ પડતી, એટલે એમને સંતોષ હતો.

મને તો દરદી તરીકે એમના હાથ તળે રહેવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. મારી જેલની છેલ્લી માંદગીમાં એમની સારવાર મને ઘણી હૂંફ આપતી. સામાન્ય રીતે ઘરના માણસો આપણી પાસે રહી આપણી સેવાચાકરી કરે તે કરતાં પણ એમની મદદથી દરદીને ઘણી રાહત મળતી, કારણ કે એમનું સારવાર તથા આરોગ્યવિજ્ઞાન અંગેનું જ્ઞાન એ દરદીને મન બહુ ઉપયોગી હતું. અડધી રાતે ઊઠીને પણ એ દરદી પાસે પહોંચી જતા. દાક્તરોની સાથે સારવાર બાબતમાં ચર્ચા પણ કરતા અને સૂચનાઓ પણ કરતા. એ બધું જોતાં એમ લાગે કે, આવા માણસો જો દરેક હૉસ્પિટલમાં થોડા પ્રમાણમાં પણ હોય, તો દરદીઓનાં દર્દો અડધા પ્રમાણમાં ઓછાં થઈ જાય.

દાદાને સારવાર કરવી ગમે. પણ એટલેથી એ અટકે નહિ. એમને પેપર તો વાંચવું જ જોઈએ. એમણે એમના

મિત્રોને મળવું તો જોઈએ જ અને યોગ્ય વિષય પર ચર્ચા કરવી જોઈએ. અને કોઈ પણ પ્રવૃત્તિ થતી હોય ત્યારે એમાં એમણે ફાળો પણ આપવાનો હોય જ.

દાદાની સૂચના લેવા સૌ કોઈ તૈયાર. જેલમાં ગાંધી-જયંતી અંગે હિંસા-અહિંસાના પ્રશ્ન પર અમે ચર્ચા ગોઠવી, એ વખતે દાદાએ જ્યારે પોતાનું વક્તવ્ય રજૂ કર્યું ત્યારે મને તો ખૂબ આશ્ચર્ય થયું. પણ ભાષણ પૂરું થતાં જ ખાતરી થઈ કે, કેવળ દલીલ કરવા ખાતર સુંદર રીતે એમણે પોતાની રજૂઆત કરી સામાન્ય રીતે અહિંસા અંગેની મજબૂત દલીલો થઈ હોય એનો રદિયો આપવો એ સહેલું કામ નથી, પરંતુ એમણે એ કામ સફળ રીતે પાર પાડ્યું.

આ બધું તો ઠીક, પણ મેં એક દિવસ સાંભળ્યું કે, દાદાએ એક નવો વર્ગ શરૂ કર્યો છે. મેં તપાસ કરી તો ખબર પડી કે, 'જ્યોતિષ'નો એમને ભારે શોખ છે. એ આધારે એમણે 'જ્યોતિષશાસ્ત્ર'ના વર્ગો ચલાવ્યા. એમાં શરૂઆતમાં તો સારી હાજરી થઈ, પરંતુ પાછળથી રસ ઓસરવા લાગ્યો. મને કેટલીક વાર એમ થતું કે દાદાને કહું કે તમે આમ તમારી શક્તિ શું કામ વેડફો છો. મને એમની સાથે એવો સારો સંબંધ હતો. પણ પછી વિચાર કરતાં મને લાગ્યુ કે, દાદાની એ પ્રવૃત્તિથી એમને સંતોષ મળવા ઉપરાંત એમને તો એમાંથી શીખવાનું મળશે, એટલે ગુમાવવા કરતાં લાભ જ વિશેષ છે

દાદાના પરિચયમાં કોઈ પણ જેલવાસી જલદીથી આવી શકે. એમનામાં ન મળે અભિમાન કે ન મળે અહંભાવ. એ તો હંમેશ કાર્યરત હોય. કોઈ દિવસ ઉપવાસ હોય, કોઈ દિવસ કાંઈ પ્રયોગ હોય, કોઈ દિવસ કાંઈ ચિંતનમાં જ હોય; આમ હંમેશ એ પ્રવૃત્તિશીલ રહેતા. એમને રાજદ્વારી અને બિનરાજદ્વારી કેદીઓ વચ્ચે ભેદ પણ નહિ. એક વખત જેલરની સામે એક કેદીને ઘાતકી માર મારવા બદલ ફરિયાદ પણ કરેલી અને એ અંગે આંદોલન પણ ઉઠાવેલું. આમ દાદા તો કોઈનું કરી છૂટવામાં જ સાર્થકતા માનતા.

દાદાએ જે રીતે જીવન પૂરું કર્યું તે રીતે બહુ જ થોડા માણસોનું થતું હશે. એમને સમયની કિંમત હતી, એમને શિસ્તનો ખ્યાલ હતો અને એ શિસ્તને ખાતર પ્રાણ અર્પવાની એમની તૈયારી એમની આહુતિ માટે જવાબદાર છે.

દાદા આપણી પાસે ભલે સ્થૂલ દેહે ન હોય, પણ એમના વિચારો, એમનાં કાર્યો, એમનું વર્તન એ બધું જે આપણી આંખ આગળ છે, તેમાંથી પ્રેરણા લઈને જીવનમાં ઉતારવાથી આપણે ખરેખર વધુ ઉચ્ચ માર્ગે જઈ શકીશું.

સુરત અરુણચંદ્ર પંડ્યા

## બ્રિટિશ રાજ્યનાં 'અદકેરાં અંગ'

અંગ્રેજીમાં એક કહેવત છે, આવતી ઘટનાઓના ઓળા અગાઉથી જોવા મળે છે. હિંદમાં શરૂ થતા સ્વાતંત્ર્ય-યુગમાં અંગ્રેજીને શું સ્થાન મળશે, એની ચર્ચા બધે શરૂ થઈ છે, તે આવતા ફેરફારનો આવો એક પડછાયો ગણાય. અંગ્રેજીના પક્ષકારોની મોટી દલીલ એ છે કે, એ ભાષામાં જ જ્ઞાનભંડાર છે તે જતો કેમ કરાય? એને જ જરા જુદી રીતે મૂકીને તેનો એક પેટા-પક્ષ કહે છે, 'હિંદે અર્વાચીનતાનો સંપર્ક રાખવો હોય તો અંગ્રેજી વગર કેમ ચાલશે? જુઓ આંતરદેશીય જગતમાં તેનું સ્થાન.'

અને આ જ પક્ષનો શિક્ષણ-જગતનો વિભાગ આ બેઉને પોતાની પરિભાષામાં કહે છે, 'અંગ્રેજી માધ્યમને ઉચ્ચ શિક્ષણમાંથી કાઢવા જશો તો તાત્કાલિક પરિણામ એ આવશે કે, આપણે એ દ્વારા મળતા જ્ઞાનવિજ્ઞાન વગરના રહીશું ને ઉચ્ચ શિક્ષણનું ધોરણ નીચું ઊતરી જશે.' આ લોકો સ્વભાષાના માધ્યમનો વિરોધ તો કરી નથી શકતા, કેમ કે એ તો એક સિદ્ધાંત ઠર્યો. પણ એમને એ ગમતું નથી, અથવા ગમે તોય તેઓ અમલમાં મૂકી નથી શકતા; કેમ કે એને માટે કશી પૂર્વતૈયારી તેમની પાસે નથી; છતાં એ સિદ્ધાંત ગાવો તો પડે છે, કે અમલમાં આણવો તો જોઈએ. એ બધી દશાને આ શિક્ષણ-પક્ષ ઉપરની દલીલ દ્વારા ઢાંકે છે.

જાણે કે, સ્વભાષાના માધ્યમમાં માનનારા લોકો જ્ઞાનવિજ્ઞાનનો વિરોધ કરતા હોય! જાણે કે, એમને હિંદના આંતરદેશીય સંપર્ક અને મોભાની પડી ન હોય!— એમ સમજી આ પક્ષ વર્તતો તો નથી ને? તો તો સ્વભાષા-પક્ષને અન્યાય કરવા બરોબર એ છે.

સવાલ તો એ છે કે, અંગ્રેજીને જાણનારા જે વધ્યે ગયા છે તેઓ શું તેના આદિપ્રણેતા રાજા રામમોહન રાય જેવાના જ્ઞાનવિજ્ઞાનપ્રેમને લીધે, એમ માનવું? આ જ્ઞાન-વિજ્ઞાનની વાત આગળ કરીને દલીલ કરનારો પક્ષ વળી એવો દાવો કરે છે કે, અમે વહેવારુ અને વાસ્તવદર્શી છીએ! વાસ્તવિક જુઓ તો આ અંગ્રેજીના પ્રેમનાં મૂળ શુદ્ધ જ્ઞાનભક્તિ છે કે? એ સવાલનો વાસ્તવિક જવાબ તો સ્વભાષા-માધ્યમ-પક્ષનો છે કે, ના; આ તો કેવળ

પરરાજ્યથી આવેલી અધો-દશાનું સૂચક છે. એમાં કેવળ 'દાલ-ભાત'નો પ્રશ્ન આજે તો છે.

આ જાતનો એકરાર અંગ્રેજી-પક્ષી એક ભાઈએ 'Times of India'માં (તા. ૪-૧૧-'૪૬ મુંબઈ અંક) હમણાં કરેલો છે તે અહીં ઉતારવા જેવો છે. અંગ્રેજીના પક્ષની લાંબી દલીલને અંતે તે કહે છે:—

"અંગ્રેજી શીખવું એ એવું તો ઢૂંગો કાઢી નાખે એવું કામ છે કે, નવરાશ અને ધનવાળા લોકો સિવાય બીજા કોઈ ભાગ્યે જ એના ગાત્ર સાહિત્યિક ગુણને લઈને એ તરફ આકર્ષાય. આજે સ્થિતિ એવી છે કે, આપણાં રોટી માખણ એના પર નભે છે અને દરેક પ્રકારનો આર્થિક, સામાજિક તથા બૌદ્ધિક વિકાસ એને આધારે છે."

આમ માનતા હોવાથી તે ભાઈ તેની સાથે સાથે સ્વભાષા-પક્ષને સફળ થવા માટે ગુરુ-કિલ્લી પણ બતાવે છે કે,

"રાજભાષા તરીકે તથા યુનિવર્સિટીઓમાં જે સ્થાને આજે અંગ્રેજી ચડી બેઠું છે ત્યાંથી તેને હટસેલી કાઢવાનું કામ સહેલી વાત છે. એ પ્રમાણે કાયદો કરો અને રાજભાષા તરીકે અમુક બીજી ભાષા ન શીખો તો નોકરી નહિ મળે એમ કરો."

આ ભાઈ અને એમના પક્ષના લોકો સમજે કે, જ્ઞાન-વિજ્ઞાનની ભાષા તરીકે અંગ્રેજીને કોઈ કાઢવું નથી. એ સ્થાને જ એ રહે; અને રાષ્ટ્રની રાજભાષાનું અને શિક્ષણના માધ્યમનું સ્થાન એ જે પચાવી બેઠી છે, ત્યાંથી એને કાઢીને તેને યોગ્ય સ્થાને બેસાડવામાં આવે.

એ પક્ષને એ પણ કહેવું જોઈએ કે, નવરા અને ધની લોકને માટે જ નહિ, જ્ઞાનના ઉપાસક જે કોઈ હોય (ગરીબ કે કામગરા), તે સૌ અંગ્રેજીને, નવરાશની ચીજ તરીકે નહિ, પણ દેશસેવા કરવાના એક જ્ઞાન-અંગ તરીકે ઉપાસશે.

અને અંગ્રેજી ઉપર 'રોટી-માખણ' જરૂર અવલંબે છે; પણ આ રાજ્યમાં તે કોણ પામે છે? રોટી માખણ આજે જેઓ પામે છે (કે ઝૂંટી લે છે?) તે કેટલા લોક છે? પ્રજાનો મોટો ભાગ તો રોટલાના વખાથી મરે છે.

અને જે વિકાસ રૂંધાવાની વાત એ ભાઈ કરે છે, તે પણ આ જ રોટી-માખણવાળા લોકનો માની લીધેલો છે. તે ખરેખર વિકાસ છે કે ધન નવરાશનો વિલાસ? અંગ્રેજી શીખી સારો ધંધો રોજગાર કબજે કરી લેવો એ જ મુખ્ય પ્રયોજન નથી કે? તે કર્યા પછી જે કાંઈ થાય તે ભલે. એ વિકાસ કેમનો? એ નર્યો વાણીવિલાસ, તર્કવિલાસ, કે વિતંડાવિલાસ મોટે ભાગે હોય છે. એને અને એવા લોકના જીવનને શો સંબંધ રહે છે? શું એ જ્ઞાન-વિજ્ઞાન આ લોકનાં જીવન પર આજે ફેરફાર કરે છે? અહીંયાં વિરલ વ્યક્તિઓ બાદ કરીને વાત કરવામાં આવે છે. એક સામુદાયિક કે સામાજિક પ્રવાહ તરીકે જોઈએ તો, અંગ્રેજી દ્વારા, હિંદમાં એક નોખો સ્વહિતાર્થી વર્ગ પરદેશી સરકારે ઊભો કર્યો છે. તેવા જ વર્ગો સામાજિક, રાજદ્વારી, આર્થિક વગેરે ક્ષેત્રોમાં પણ ઊભા થયા છે. તે બધાની આગળ આમ પ્રજાનો અવાજ ઊઠ્યો જ નથી. ઉપલા બધા વર્ગો પરદેશી સરકાર જોડેના સહકારથી માતબર બન્યા છે. આજે જ્યારે પરદેશી હકૂમત ડગે છે ને દેશી સત્તાનો ઉદયકાળ આવ્યો છે, ત્યારે આ બધા અત્યાર સુધીમાં બોલકા બનેલા વર્ગો,— ખરેખર જોતાં એક પોતાના જ નાના વર્ગના હિતાર્થે, પણ કહેવામાં જાણે આખા રાષ્ટ્રના અને તેનાં જ્ઞાનવિજ્ઞાન અને પ્રગતિના હિતાર્થે હોય એમ,— જ્યાં ત્યાં પોતાનું આખરી જોર અજમાવી રહ્યાં છે. મિલોવાળા કહે છે કે, લોકની નવસ્ત્રી દશા જોઈ કાપડની ચિંતા માટે અમારે મિલો ચલાવવી છે! શિક્ષણવાળા કહે છે, લોકનું અજ્ઞાન જોઈ અમે અંગ્રેજી વિષે સાવધાની રાખવા કહીએ છીએ. અંગ્રેજ સરકારે પોતાની ભેદનીતિ અર્થે જગવેલા કોમી અને હરિજન નેતાઓ કહે છે, અમારા કરોડોને કોંગ્રેસથી બચાવવા અમે આખરી અને અમલી પગલાં લઈએ છીએ. અને એમ ચોમેર, આ અંગ્રેજી રાજ્યમાં અને એની કુમકથી તથા પાંખ તળે ઊભા થયેલા નાના નાના સ્વ-હિતાર્થી મતવાદીઓ આજે દેશમાં ઉછાળા ઉપર આવ્યા છે. મૂક આમપ્રજા સૈકાંથી દબાયેલી છે તેનાં જ્ઞાન-વિજ્ઞાન અંગ્રેજી દ્વારા સધાશે? તેના ઝૂંપડામાં વસ્ત્ર મિલવાળો મોકલશે? તેના દુઃખે દુઃખી આજે સત્તાની વહેંચણી માટે જાગેલા વર્ગો છે કે? અંગ્રેજીની છૂપી કે જાહેર હિમાયત કરનારાઓ આ વિસ્તૃત ભૂમિકામાં પોતાના મત અને દલીલનો વિચાર કરે. અંગ્રેજી રાજ દરમિયાન દેશે જે કાંઈ લાભદાયી સાધ્યું છે, તે ખોવાનો પ્રશ્ન જ નથી. હરકોઈએ આગળ જ વધવું છે. દેશે આ રાજ્યમાં શું લાભદાયી સાધ્યું છે, એ પ્રશ્ન જરૂર ઊઠે. પરંતુ કોઈ પણ લાભ જે સ્પષ્ટ હોય તેને છોડવાની વાત નથી જ. વાત છે, પેલી મૂક મહાન દેશી પ્રજાને તેના સત્ત્વ અને સ્વત્વ વિષે સભાન કરવાની જે કોઈ કાર્ય એ કામ કરે, તેનો અમલ યત્કિંચિત્ પણ આજથી શરૂ થવો જોઈએ. અને એ જ વિશાળ ભૂમિકાની અંદર આપણું પુનર્ઘટનાનું આખું કામ વિચારાવું જોઈએ. બનવા જોગ છે કે, બીજા દેશોનો અનુભવ વગેરે વિચારી જોતાં, અને તેમાંથી ગળતાં સૂચનો અપનાવી લીધા બાદ, કોઈ ક્ષેત્રોમાં આપણે જગતમાં નવો પ્રારંભ પણ કરવો પડે. તો શું હિંદ હજી માત્ર તકલિયું જ રહે? રશિયા કોની નકલ કરીને આગળ આવ્યું? તેણે એક નીતિ પ્રવર્તાવી તેમ હિંદ પોતાની નવી નીતિ કેમ ન પ્રવર્તાવી શકે? એ કરવા માટે મુખ્ય શરત એ છે કે, આપણને આત્મવિશ્વાસ

ને તેમાંથી જન્મતી હિંમત હોવાં જોઈએ, અને સાચો આમ પ્રજામત કેળવવા માટે આપણી રાંક બની ગયેલી પ્રજાને સભાન કરવી જોઈએ. તે કરવાને માટે એક મુખ્ય બાબત શિક્ષણમાં સ્વભાષાની પ્રતિષ્ઠા થાય એ છે. એ વિના જે થાય છે કે વિચારાય છે, તેથી પેલા જૂના સ્વ-હિતજડ વર્ગોનુંજ કાંઈક રંધાઈ રહેશે. આ વસ્તુ સમજાય નહિ તો સાચું રાષ્ટ્રીય શિક્ષણતંત્ર રચવામાં મૂળમાં જ ભૂલ થશે. અને હવે જે કાંઈ કામ આપણી સરકારો કરવા ધારે કે વિચારવા કાઢે, તે પાછળ આ લાંબી નજર હોવી જોઈએ. હવે આપણે દેશનું સાચું લોકશાહી રાષ્ટ્રીય શિક્ષણતંત્ર રચવાનું છે; તેના પાયા નાખવાના છે; જે કાંઈ પગલું ભરાય — અને વચગાળામાં અનેક ચિત્ર-વિચિત્ર લાગતા પગલાં ભરવાં પડશે એનીય કોઈ ના નથી પાડતું,— તેની પાછળ આ લાંબી નજરનો ચોખ્ખો ખ્યાલ અને એના નિર્ણય ઉપર ઉઘાડી – સૌ જોઈ શકે એવી – અસર છે, એમ બતાવવું જોઈએ; તો જ આમ પ્રજા ઊભી થઈ શકશે, અને તો જ લોક જાગશે. આજે પરદેશી રાજકર્તાએ ઓલાદા બનાવી મૂકેલા વર્ગો, કે જેમનો કુલ સમુદાય એ પ્રજામતનો પ્રતિનિધિ નથી, એ વર્ગોને પણ સાચી દોરવણીની જરૂર છે. નહિ તો વર્ગોનું એ પરસ્પર કલહતું રહેલું ટોળું સ્વતંત્રતાને અને દેશની ઉદયયાત્રાને ગોઠને ગૂંગળાવી દેશે. ઉમદા ખોરાક ખાઈએ તો શરીરના કેન્સરને પણ પોષણ મળે, તેમ કોન્ગ્રેસના રાષ્ટ્રને માટેના પ્રજાકીય કામથી અંગ્રેજી રાજ્યનાં આવાં બધાં 'અદકેરાં અંગો'ને પણ આજે પોષણ મળ્યું છે. તેઓ પણ છૂટાંદોર વર્તી શકે છે. એ ન ફાવવાં જોઈએ. નહિ તો આરે આવેલું નાવ ડૂબે. અંગ્રેજો એ ડુબાડવા ઇચ્છે છે એમ એક મત છે જો ખરો હોય; ખોટો પણ હોય. એ વિષે ખેંચાખેંચી કરવાની જરૂર નથી.* એટલું જરૂર સાચું છે કે, આપણી ભૂલોથી તો એ નાવ જરૂર ડૂબે; અને અંગ્રેજોનો કે દેશના હિતશત્રુઓનો એ બદ ઇરાદો હોય એમ માનો તોય, તે આવી આપણી ભૂલોથી જ બર આવી શકે એમ છે એ હિતવિરોધી બળો પાસે એથી બીજું શસ્ત્ર છે જ નહિ અને હતુય નહિ. આપણી ભૂલોથી એની ધાર તે જ ન બને, એ જોવાનું આપણા હાથમાં છે આ વ્યાપક નીતિથી ચાલીને જ દેશે ગાંધીજીની નીતિથી જે કાંઈ પ્રગતિ કે બળ સાંધ્યુ છે તે સંધ્યુ છે. દેશની સ્વતંત્ર કેળવણીની પ્રથા સ્થાપવી હોય તો નહિ કે અંગ્રેજી, પરંતુ સ્વભાષા અને હિંદુસ્તાનીની પ્રગતિ અને તેનું સ્થાન એ ચિંતાનો વિષય છે. અંગ્રેજી તો પોતાને બળે પણ વધારેપડતુ જ પડાની ખાનાર છે ધ્યાન અને ચિંતા એને માટે ક્યાં જરૂરી છે? જે કંઈ ધ્યાન કે ચિંતા જરૂરના છે તે આ બેને માટે છે — સ્વભાષા અને રાષ્ટ્રભાષા. એ બેની પ્રગતિના પ્રયત્નો વધે છે? એ બે માટે દેશ જોરભેર પગલાં માંડે છે? કે પછી એ સર્વસંગત કામને, 'અંગ્રેજી ભયમાં છે'— એવી ખોટી હાકલથી, રોકવા જ કરવાનું છે? આજે પ્રવર્તતી પરિસ્થિતિનું એક સૂચક લક્ષણ છે કે, જે ઊઠે છે તે અમુક તમુક ભયમાં છે એમ જ બૂમરાણ કરે છે. 'ઇસ્લામ ભયમાં છે', 'હિંદુ ધર્મ ભયમાં છે.' 'અંગ્રેજી જશે તો જ્ઞાન-વિજ્ઞાન ને ઉચ્ચ શિક્ષણ ભયમાં છે' 'દલિત જાતિઓ ભયમાં છે' ઇ૦ ઇ૦ પોકારો ચોમેર ચાલે છે ખરું પૂછો તો એ બધાનો સાર 'રાષ્ટ્ર કે રાષ્ટ્રીયતા ભયમાં છે' એ જ છે. અંગ્રેજી રાજ્યે ઊભાં કરેલાં 'અદકેરાં અંગો'— હિંદી રાષ્ટ્ર-શરીરને સૈકાંથી ગોદાવી ગોદાવીને જગવેલાં કેન્સર-સ્થાનો — એને આજે ખાવા તડ્યાં છે. અંગ્રેજીવાળા એમાં નથી, એ ખાતરી છે? એ ખાતરી મેળવ્યા વગર રાષ્ટ્રના શિક્ષણની પુનર્ઘટના નહિ સંભવી શકે. યુનિવર્સિટી કરનારા, યંત્ર-ઉદ્યોગો વધારવા માગનારા, સૌને માટે આ સવાલ મૂલગત છે. 'અદકેરાં અંગો' પોતાની મેળે ટકાય એટલું ટકે. તેમની પાસે તેને માટે નિભાવ-ખરચો પડેલો છે. તે વડે જો તેઓ રાષ્ટ્રશરીરને પુષ્ટ કરશે, તો પોતાનું યોગ્ય સ્થાન પણ મેળવી લઈ, સર્વાંગ સુંદર થવા માગતા હિંદી રાષ્ટ્રીય શરીરમાં શોભશે. પણ એ શરીરનું હાડ તો આજે મૂક પડેલી અજ્ઞાન આમ પ્રજા છે. તેને ખોટી રીતે સિસકારી મારી શકાય. અંગ્રેજોએ એની ઉપર બેકારી માથે મારી, એને જ વાપરીને લશ્કર પોલીસ દ્વારા 'રાજ્ય કર્યું'. નાના મોટા સ્વાર્થો માટે આપણે પણ એમ જ કરવું છે? આ કહેવામાં, મારી નજર સામે દેશમાં ચાલતાં હિચકારાં રમખાણો પણ છે. એની પાછળ આ ટૂંકી દૃષ્ટિ છે. એવી જ ટૂંકી નજર રાષ્ટ્રની પુનર્ઘટનાનાં કામોમાં પણ રહેવા બીતિ છે. આજે દેશમાં જે ચાલે છે, તેનું નિદાન આમાં રહેલું છે. દેશે અત્યારે બે રીતે કામ કરવાનું છે:— એક તો આખા દેશને અંગ્રેજી રાજ્યે એક રાષ્ટ્રીય ઊકરડો* જે કરી મૂક્યો છે, તે ઊસરડી સાફ કરવાનો છે. બીજું, દેશની સુવ્યવસ્થા કરી તેને સુંદર બાગ કે ઘર બનાવવાનું. પહેલું નકારવાચક છે, બીજું હકારવાચક છે. થોડા માસ પર લાગતું હતું કે, પહેલા કામ માટે ખાસ અલગ શક્તિ નહિ ખર્ચવી પડે કે ઉજાગરો નહિ વેઠવો પડે: જોરથી ચાલતા બીજા રચના-કાર્યના સૂર્યપ્રકાશથી જ્યાં ત્યાં ખૂણે ભરાયેલી પેલી ગંધગંદકી ઊડી જશે. પણ આપણા નસીબમાં કે આપણા રાષ્ટ્રીય પુરુષાર્થમાં એ નથી દેખાતું છતાં કામની રીત તો એ જ છે. એક તરફ ધ્યાન આપવાને લીધે કામના ટકા ઓછા ઊતરે; પરંતુ એકંદરે તે વધે જ છે. એ

* થોડા વખત ઉપર વિલાયતમાં એક જાહેર ચર્ચામાં, પાર્લામેન્ટના સભ્ય મિ. ડેવિસણું કરીને હિંદને જગતનું બંબોલિયું ('સ્લમ') કે મેલકું કહેલું એ યાદ આવે છે. આજે આપણે એ જોઈ શકીએ છીએ.

ખાતરી મેળવવી જોઈએ. રાષ્ટ્રનું સાચું બળ આજે એ ખાતરી આપે છે.'એને પોષવાનું કામ, ઉપર કહી તેવી નજર સાફ રાખવામાં અને તે મુજબ જ ચાલવામાં રહેલું છે. ગમે તેવાં રૂડાં રૂપાળાં દેખાતાં પણ જવા બેઠેલાં આ રાજ્યનાં 'અદકેરાં અંગ'ની મોહિનીથી ન ભરમાવું જોઈએ. એ જવાબદારી અંગ્રેજી રાજ્યે ઊભા કરેલા 'ઇન્ટેલિજન્શિયા' — ભણેલા વર્ગને માથે વધારે છે.

૮-૧૧-'૪૬ મગનભાઈ દેસાઈ

# નાહકની બીક

એક ભાઈ નીચે પ્રમાણે લખીને સ્પષ્ટતા માગે છે: —

"'શિક્ષણ અને સાહિત્ય'માં શિક્ષણના માધ્યમ વિષે એક લેખ આપનો પ્રગટ થયો હતો. તેમાં આપે કૉલેજોમાં શિક્ષણના માધ્યમ તરીકે માતૃભાષાની જ હિમાયત કરેલી. રાષ્ટ્રભાષા એક વિષય તરીકે દાખલ થઈ શકે — પણ શિક્ષણના માધ્યમ તરીકે તેનું સ્થાન ન જ હોય. એવી આપની માન્યતા છે. તેનો અર્થ એ થયો કે, ગુજરાતની કૉલેજોમાં ગુજરાતી પ્રોફેસરો જ ભણાવી શકે — અગુજરાતી નહિ જ. કારણ કે તેની સામે તો ભાષાનો મોટો પ્રશ્ન આવે. પરિણામે ગુજરાતમાં કોઈ ખાસ વિષયના ઉચ્ચ કક્ષાના પ્રોફેસર ન મળે તોય તદ્દન સામાન્ય પ્રોફેસરથી પણ કામ ચલાવવું રહ્યું . . . . ઉપરાત ડૉ. રાવ કે સર્વપલ્લી રાધાકૃષ્ણન જેવા મહાન વિદ્વાનોને આપણે કોઈ રીતે રોકી ન શકીએ. તેથી આપણા શિક્ષણનું ધોરણ ઘણું નીચું આવે અને તે કોઈ પણ રીતે ઇચ્છનીય નથી. તે આપ પણ સ્વીકારશો.

હાં, એક દલીલ કરી શકાય કે આપણે ત્યાં પણ વિદ્વાનો હશે જ શા માટે ન હોય? પણ અનુભવે એવું લાગ્યું છે કે ઘણી વખત ઇતર પ્રાંતીય વ્યક્તિની માગ ઊભી થાય છે જ.

જો રાષ્ટ્રભાષા કૉલેજોમાં ભવિષ્યમાં શિક્ષણના માધ્યમ તરીકે થાય. તો મને લાગે છે કે, સારા વિદ્વાનોની આપલે છૂટથી થઈ શકે. અને એ રીતે પ્રખર વિદ્વાનોનો લાભ આખો દેશ લઈ શકે. આપ આ વસ્તુ સ્પષ્ટ કરશો, એવી વિનંતી છે."

આ પ્રકારની નાહકની બીક બીજાઓને પણ હશે. તેથી તેની જાહેર ચર્ચા કરવા જેવી ગણાય.

ગુજરાતની કૉલેજમાં ગુજરાતી નહિ ગુજરાતી જાણનાર અધ્યાપક ભણાવી શકે. અને જેમ શ્રી. રાધાકૃષ્ણન વગેરે અંગ્રેજી સારી જાણી શકે, તેમ તેવા હિંદી વિદ્વાનો ગુજરાતી, બંગાળી, મરાઠી ઇ૦ પ્રાંતભાષાઓ ન જાણી શકે, એવું થોડું જ છે!

સામાન્યપણે દરેક ભાષાપ્રાંત પોતાની વિદ્યાપીઠ પોતાની ભાષાના માધ્યમમાં ચલાવશે. તે ચલાવી શકાય એ માટે તો ભાષાવાર પ્રાંતો અને તેમની વિદ્યાપીઠોની ચળવળ ચાલી શકે છે.

આવા પ્રાંતો અને વિદ્યાપીઠોમાં આજના કરતાં અનેક ગણો સંપર્ક અને વિનિમય સ્થપાશે. રાજદ્વારી જ નહિ, આર્થિક અને સાંસ્કૃતિક, અને તે વિશેષે કરીને. તેને માટે વિદ્યાપીઠોના અધ્યાપકો પરસ્પર સહવાસ મેળવવા આવતા જતા હશે. દરેક પ્રાંતીય વિદ્યાપીઠમાં પ્રાંતભાષાઓનાં વિદ્યામંદિરો હશે. આવા અધ્યાપક-વિનિમયથી એ મંદિરો પુષ્ટિ મેળવશે. અને એમ અવરજવર કરનારા અધ્યાપકો જો પ્રાંતભાષા નહિ બોલી શકતા હોય તો વિદ્યાપીઠમાં રહેવાના સમય દરમિયાન હિંદુસ્તાનીમાં પોતાનું કાર્ય કરશે. આમ થાય — અને એ થઈ શકે છે અને થવું જોઈશે — તો પત્રલેખક રાખે છે એવી ભીતિ નહિ રહે. પરંતુ એને માટે યુનિવર્સિટીનું સ્વાભાવિક માધ્યમ જે વિદ્યાર્થીઓની સ્વભાષા, તેને બદલવાની બિલકુલ જરૂર નથી. તે સ્થાને રાષ્ટ્રભાષા પણ શોભી ન શકે.

અને પત્રલેખક એ પણ વિચારે કે, આજે તો હિંદુસ્તાની (કે એકે પ્રાંતભાષા)માં પોતાનું પૂરું કામ કરવાને તે કહે છે તે કે બીજા કેટલા અધ્યાપકો તૈયાર છે? એટલે ધોરણ ઊતરવાની ખોટી બીક અસ્થાને છે.

અને છેવટે એ પણ યાદ રાખવું જોઈએ કે, જ્ઞાનની ઉપાસના જો ખરેખર કરવામાં આવે તો ભાષા તેમાંથી ફૂટે છે. અંગ્રેજી એમ જ ખીલી છે. તેની સામે મોં તાકીને બેસી રહેવાથી જ આવી નાહક ભીતિઓ જન્મે છે. ભાષા એ જ્ઞાન નથી; જ્ઞાનનું વાહન એ છે. અને એવું કાંઈ છે જ નહિ કે, જ્ઞાન એ જ ભાષાથી વાહી શકાય છે. આવી શ્રદ્ધા અને હિંમતથી કામ કરવું જોઈએ. લડાઈમાં 'હારેલું' જાપાન આ બાબતમાં આપણને માર્ગદર્શક દૃષ્ટાંત પૂરું પાડે છે. જ્ઞાનનું ધોરણ કોઈ ભાષાજ્ઞાન ઉપર નહિ પણ જ્ઞાનની જીવંત અને જીવનપ્રદ ઉપાસનાથી ઊંચે ચડે છે એવો ઉપાસક જે ભાષાથી એ કામ કરશે, તે ભાષા ઊંચે ચડશે. અને સાચી ઉપાસના ધાવણ સાથે કે ગળથૂથીમાં મળતી માતૃભાષા દ્વારા જ થઈ શકે, એ માનવીના ઘડતરમાંથી જડેલો સિદ્ધાંત છે. એ વ્યાપક તત્ત્વ ઉપર ચાલીને બેધડક આગળ વધવાથી સૌ સારાં વાનાં જ છે, એમાં કોઈ શંકા નથી.

૧૪-૧૨-'૪૬ મગનભાઈ દેસાઈ

# સરકાર અને હિંદુસ્તાની

ગૂજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિએ, મુંબઈ સરકારની હિંદુસ્તાનીના શિક્ષણ બાબતની નીતિ અંગે, જે ભલામણનો ઠરાવ કર્યો છે, તેને પ્રચારકો તથા શિક્ષકો તરફથી સારો આવકાર મળે છે જેમ કે, સુરતના તે સમુદાયે પોતાની સભામાં તે ઠરાવને બહાલી આપી છે. કેટલીક જગાએથી એ ઠરાવની નીતિ બાબત પૂછપરછ પણ આવે છે. એ વિષે ચોખવટ કરવી જોઈએ.

સદરહુ ઠરાવનો મર્મ સાવ સાદો અને ટૂંકોટચ છે. વાચકોને યાદ હશે કે, સરકારની ચાલુ નીતિ બાબતમાં કોઈએ ગાંધીજીનું ધ્યાન દોરીને પૂછ્યું હતું કે, આ સ્થિતિમાં સરકાર શું કરે. આ સ્થિતિ એટલે શિક્ષણમાં રાષ્ટ્રભાષાની બે શૈલી તથા બે લિપિ બધાને જ વિષે જેને જે ગમે તેવો વિકલ્પ લે કે શિક્ષણમાંથી મુક્તિ પણ મેળવી શકે. આ વિષે પેલા ઠરાવમાં તથા ગાંધીજીએ લખેલી 'હિંદુસ્તાની અને ઉર્દૂ તથા હિંદી' નોંધમાં (જુઓ 'હરિજનબંધુ' તા. ૮મી સપ્ટેંબર, '૪૬, પા૦ ૩૦૮) પૂરતી ચોખવટ હોવાથી, અહીં તે વિષે વિસ્તારની જરૂર નથી. પ્રસ્તુત વાત છ ગાંધીજીએ તે સ્થિતિમાં સરકારે શું કરવું જોઈએ, એ બાબત જે કહ્યું તે. તેમના જ શબ્દો એ નોંધમાંથી નીચે ઉતારું:—

"હિંદુસ્તાની, તત્વત હિંદી અને ઉર્દૂનું મિશ્રણ છે તથા નાગરી અને ફારસી બેઉ લિપિમાં તે લખાય છે, એ હકીકત કદી ભુલાવી ન જોઈએ. માબાપોને જો કેવળ હિંદી અથવા કેવળ ઉર્દૂ અને એક જ લિપિ જોઈતી હોય તો, જે એમ માનતી ન હોય તથા એમ કરવાની જેની નામરજી હોય, એવી સરકાર પર તેઓ એ વસ્તુ લાદી ન શકે. બને પક્ષ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાને મુખત્યાર છે."

સરકારની નીતિ ૧૯૩૯થી સ્પષ્ટ છે કે, હિંદુસ્તાની એ હિંદી અને ઉર્દૂથી અલગ અને સ્વતંત્ર છે અને તે બે લિપિમાં લખાય છે. અને તે બાબતમા ચોખવટ કરતાં શ્રી વડાપ્રધાને બેલગામ મુકામે મળેલી હિંદુસ્તાની પ્રચાર પરિષદમા થોડા માસ ઉપર કહ્યું હતું કે, આ જ નીતિ હિંદુસ્તાની પ્રચાર સભાની છે, જેનો હું સ્થાપક-સભ્ય છું. અને સરકાર તરફથી ચાલતું શિક્ષણ તે નીતિને અનુસરશે; તે અંગે ફરજિયાત-મરજિયાત-પણા બાબત શુ ઠરાવવું એ જ માત્ર વિચારવાનું રહે છે. આ બાબતમાં ગાંધીજીની ઉપર કહેલી નોધમાં વિશેષ સ્પષ્ટતાથી જણાવ્યું છે કે, એમાં સરકારે પોતાની રાષ્ટ્રીય દૃષ્ટિ જે છે તેને વફાદાર રહીને વર્તવું જોઈએ. ગુ૦ હિં૦ પ્રચાર સમિતિ આ સિદ્ધાંત સ્વીકારીને પોતાની ભલામણ જણાવે છે. તે કહે છે કેઃ—

૧. સરકાર બેઉ લિપિ દ્વારા હિંદુસ્તાની શીખવવાનું આજના સંજોગોમાં ફરજિયાત રાખી ન શકે. છતાં તે નીતિ તો એ ન છોડી શકે; એટલે તેણે એ વિદ્યાર્થીની મરજી ઉપર રાખવું જોઈએ. એમ કરવામાં પછી ભલી છૂટછાટો હોય નહિ, હોવી જરૂરી પણ નથી રહેતી. સરકાર શાળામાં જે શિક્ષણ આપે તે અંગે આ થયું.

૨. પ્રજામાં પણ આનો પ્રચાર થવો જોઈએ. સરકારે ત્યાં પણ પોતાથી થઈ શકે તે કરવું જોઈએ, અને તે પણ પૂર્ણ રાષ્ટ્રભાષાની જ નીતિથી. એટલે, જે મંડળો આ નીતિથી ચાલતાં હોય તેને જ સરકારી ઉત્તેજન, માન્યતા અને મદદ વગેરે મળવાં જોઈએ.

૩. અને સરકારે પોતાના નોકરો, શિક્ષકો વગેરેની પસંદગીમાં પણ આ નીતિને સ્થાન આપીને ચાલવું જોઈએ, જેથી લોકમતને તે પ્રોત્સાહન આપે।

આ ત્રણ બાબતોમાં ઠરાવનો રહસ્ય-ભાગ આવી ગયો.

એમ પૂછવામાં આવે છે કે, જેઓ હિંદી નાગરી દ્વારા અને ઉર્દૂ તેની લિપિ દ્વારા શીખવા માગતા હોય, અથવા હિંદુસ્તાની કોઈ એક લિપિમાં શીખવા ઇચ્છે, તે શું એ ન કરે ? પ્રસ્તુત ચર્ચામાં આ સવાલ ઊઠતો જ નથી; અથવા તેનો જવાબ ઉપર આવી જાય છે. પ્રજામાંથી જેઓ સંપૂર્ણ રાષ્ટ્રભાષાની રીતિથી જુદી રીતે શીખવા માગતા હોય, તે તેમ કરી શકે છે. માત્ર સરકાર એને ઉત્તેજન આપવાનું પોતાનું કર્તવ્ય નહિ સમજે.

અને એમ શીખવા ઇચ્છનાર વિદ્યાર્થી કોઈ હશે તેને એવું અધૂરું શિક્ષણ શાળાઓમાં સરકાર નહિ આપે. વિદ્યાર્થીનાં માબાપો તેને પોતાને ઘેર કે બીજી ખાનગી સવડથી શીખવી શકે છે.

સમિતિનો સદરહુ ઠરાવ આવી મોકળાશ રાખીને જ પોતાની ભલામણ કરે છે. જેમ અસ્પૃશ્યતામાં માનનારા તે વસ્તુ સરકારી શાળાઓમાં માન્ય રખાવીને તેમનો ઉપયોગ ન કરી શકે, કાંઈક એને મળતી આ વાત થઈ. રાષ્ટ્રનો લોકમત અમુક સ્વીકાર્યા છતાં, જૂના પૂર્વગ્રહો કે જૂની ટેવોને લઈને, કાર્ય કરવામાં જે શિથિલતા અને સુસ્તી રહ્યા કરે છે, તેને દૂર કરી જીવંત કાર્ય શરૂ કરવાને માટે પ્રજાકીય સરકારોએ આવું પગલું ભરવું જોઈએ છે. તેથી જ રાજા 'કાલસ્ય કારણમ્' બની શકે છે આજે જો પ્રજાકીય સરકાર છે અને તેણે એવા સમયમાં કામ કરવાનું છે કે જ્યારે રાષ્ટ્રની રાષ્ટ્રીયતા જ હોડમાં મુકાઈ જવા ભય છે, ત્યારે આવી બાબતોમાં વધારે જાગ્રત બનીને કામ કરવું જોઈએ. એમા કોઈની સ્વતંત્રતા જવાનો પ્રશ્ન જ નથી.

૧૯-૧૨-'૪૬ મગનભાઈ દેસાઈ

માટે અમને તે આવ્યો હતો. તે પણ તે દૂરથી, જણાવતો હતો.

બપોર પછીના ભાગમાં એક મિત્રની મદદથી પ્રવાસના બાકીના ૮ માઈલના ભાગમાં અડધે રસ્તે એક બળદ-ગાડાની સેવા અમને મળી. રસ્તામાં એક માણસ ધારિયું લઈ દોડતો જતો હતો. તપાસ કરતાં જણાયું કે, તેની યુવાન સ્ત્રી નાસી ગઈ હતી તેને પાછી લાવવા તે દોડતો જતો હતો. અમારા ગાડાવાળાએ એક સ્ત્રીને નાસતી જોઈ હતી. પણ આ આ માણસને તેણે ઊલટી જ દિશા બતાવી.

સાંજે ૭ વાગ્યે શહેરમાં હરિજનોની સભાનું એક કામ હતું એટલે ઝડપથી પાછા આવ્યા. પણ સભાની નોટિસ ફરેલી જણાઈ નહિ, એટલે સભા બંધ રહી. લગભગ ૧૭ માઈલનો અમારો પગનો પ્રવાસ આ રીતે પૂરો થયો.

હિંદુસ્તાન ગામડાંમાં વસે છે એ બાબત જો સ્વીકારીએ, તો આ પ્રશ્નો આપણી વિચારણા નથી માગી લેતા ?

પરીક્ષિતલાલ મજમુદાર

# હિંદસ્વાતંત્ર્ય અને પુનરુત્થાન

૧

## એકાંગી અર્વાચીન સંસ્કૃતિ

હિંદુસ્તાન રાજકીય ગુલામીમાં દબાયું હોવા છતાં, તેની વિચારસરણી શોપનહોર, હાર્ટમૅન, અને નિટ્શેનાં લખાણો દ્વારા યુરોપની ફિલસૂફીના પ્રવાહમાં દાખલ થઈ. એમર્સન, વૉલ્ટ વ્હિટમૅન અને થોરો જેવા અમેરિકાના માનવધર્મવાદીઓ, યીટ્સ અને જ્યૉર્જ રસેલ જેવા આયર્લૅન્ડના લેખકો, અને રોમા રોલાં જેવા યુરોપખંડના લેખકો હિંદી સંસ્કૃતિની કિંમત અને પ્રાણપૂર્ણતાના સાક્ષીઓ છે. સમકાલીન અંગ્રેજ લેખકો પણ તેની અસરથી મુક્ત રહી શક્યા નથી. એક જાણીતા અંગ્રેજ સામાહિકના તાજેતરના અંકમા તેમનો 'ખ્રિસ્તી બ્રાહ્મણો' તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હિંદી તત્ત્વજ્ઞાન અર્વાચીન સંસ્કૃતિના એકાંગી વિકાસ સામે એક સુધારક બળ નીવડશે એ વિષે મને શંકા નથી.

આજની કેવળ વૈજ્ઞાનિક સંસ્કૃતિ, કે જે ધ્યેય વિનાનાં સાધનોની સંસ્કૃતિ બની રહેવાનો ભય ઊભો થયો છે, તે જીવનસમગ્રની દૃષ્ટિએ કાર્યસાધક બની શકે તેમ નથી; તથા તેના પૂરક તરીકે આધ્યાત્મિક મૂલ્યો ઉપર ભાર મૂકવાની જરૂર છે, એ વાત હવે ચારે બાજુ સમજાવા લાગી છે. આપણી અર્વાચીન સંસ્કૃતિ વિજ્ઞાન, બુદ્ધિમત્તા, અને શિસ્તની બાબતમાં પૂરી છે, પરંતુ માનવતાની બાબતમાં કંઈક ઊણી છે આધ્યાત્મપ્રકાશ વિનાના કેવળ જ્ઞાનનાં કેવાં વિનાશકારી પરિણામો આવે, એ વસ્તુ, જગતની બે સૌથી વધુ સુધરેલી પ્રજાઓએ બે શહેરોના સંપૂર્ણ વિનાશ વડે વિજ્ઞાનની મહાનમા મહાન સિદ્ધિની કરેલી જાહેરાત દ્વારા તાજેતરમાં જ પેરાણે આપણા ધ્યાન ઉપર લાવવામાં આવી છે. આપણે જે કાંઈ સહન કરી રહ્યા છીએ તે આપણી બુદ્ધિની કોઈ ભૂલનું પરિણામ નથી; અરે, નૈતિક અજ્ઞાનનું પણ નથી; પરંતુ આધ્યાત્મિક અંધતા એ જ આપણાં બધાં દુઃખોનું મૂળ છે. પારેકલના શબ્દોમાં કહીએ તો, આપણે વિચારની ભૂમિકામાંથી સહૃદયતાની ભૂમિકાએ ચડવાની જરૂર છે. હિંદુસ્તાન કદાચ એ પ્રક્રિયાને વેગીલી બનાવવામાં મદદ કરી શકે.

૨

## વધારેપડતી આધ્યાત્મિકતા

આપણા દેશમાં આપણે પછીના સમયમાં થયેલા એકાંગી વિકાસનાં પરિણામ ભોગવીએ છીએ. છેવટના ભાગમાં આપણે અંતર્મુખતા ખીલવવા પાછળ, અર્થાત્ આપણી જાતિના સામાજિક જીવનની સાચી પ્રગતિને ભોગે શુદ્ધ આત્મપરાયણતાના વિકાસ પાછળ આપણું બધું લક્ષ કેન્દ્રિત કરી દીધું. હિંદી માનસની વધારે-પડતી આધ્યાત્મિકતાએ બતાવી આપ્યું છે કે, તેના વડે છૂટક વ્યક્તિઓ કેટલે ઊંચે જઈ શકે;—હિંદુસ્તાને દરેક યુગમાં એવી વ્યક્તિઓ પેદા કરી છે કે જેમને માટે જગતનો કોઈ પણ દેશ ગર્વ લઈ શકે;—તથા સાથે સાથે એ પણ બતાવી આપ્યું છે કે, જો તેઓ ઈશ્વરની શોધ પાછળની તમન્નામાં માનવંજાત દ્વારા જે કાંઈ સિદ્ધ કરવાનું ઈશ્વરે કલ્પ્યું છે તે તરફ દુર્લક્ષ કરે, તો તેમની કેટલી મોટી અધોગતિ થઈ શકે. આત્મવસ્તુએ જે જે ભૌતિક, માનસિક અને સામાજિક કલેવરોમાં મૂર્તિમંત થવું જોઈએ, તે બધાં પ્રત્યે યથાયોગ્ય લક્ષ આપવા વડે હિંદુસ્તાનની આત્યંતિક અધ્યાત્મ-પરાયણતા પરિપુષ્ટ થયેલી ન હોવાથી જ હિંદુસ્તાનને સહન કરવું પડયું છે. પશ્ચિમની રાજકીય અને વૈજ્ઞાનિક સંસ્કૃતિ સાથેની અથડામણે આપણને આપણી પ્રાચીન જ્ઞાનસમૃદ્ધિની દુર્લક્ષેલી બાજુ પ્રત્યે સચેત કર્યાં છે.

ઈશ્વરનું સામ્રાજ્ય એટલે કે પૂર્ણતાએ પહોંચેલા માનવસંબંધોનું સામ્રાજ્ય. હાર્ડીના શબ્દો વાપરીએ તો, 'વેદનામાં સબડતાં માનવ ધાડાંના કલ્પાંતે' આપણને બતાવી આપ્યું છે કે, આપણે આપણી સામાજિક જવાબ-દારી સમજવામાં કેટલા નિષ્ફળ નીવડયા છીએ. જે સમાજનાં નેવું ટકા જેટલાં માણસોને ભૂખમરાભર્યું જીવન જીવવા માટે, તેમ જ તેમણે પાળેલાં પશુઓથી

તેમને જુદાં પાડે તેવા શારીરિક તેમ જ માનસિક ગુણો વિકસાવવા માટે કેળવણી, તક કે અવકાશ મળતાં નથી, તે સમાજમાં કંઈક ભારે મોટો દોષ રહ્યો હોવો જોઈએ.

ખાઈઓમાં તથા રસ્તાની ફરસબંધી ઉપર લાખોની સંખ્યામાં માણસો મરતાં હોય ત્યારે તાત્ત્વિક વિચારો અને વિશુદ્ધ કળાની ઉપાસના કરતા વિદ્વાન પંડિતોને, કે મંદિર કે મસ્જિદમાં પૂજા-પ્રાર્થનામાં મશગૂલ રહેવામાં જ ઇતિકર્તવ્યતા માનતા ધાર્મિક ભક્તોને, દુઃખદારિદ્રયમાં રોળાતા સંખ્યાબંધ માણસોની અવદશાથી હણાયેલું આધુનિક હિંદુસ્તાન હવે સાંખી લઈ શકે તેમ નથી. આધ્યાત્મિક જીવન સામાજિક જવાબદારીથી અલિપ્ત હોઈ ન શકે. હિંદુસ્તાનની દરિદ્રતા, નિરક્ષરતા, રોગ, બેકારી વગેરે અનર્થો એ કંઈ વિધાતાએ ફરમાવેલી અને તેથી અવશપણે માથે ચડાવવાની બાબતો નથી; પરંતુ માણસ વડે સ્વપ્રયત્નથી દૂર થઈ શકે તથા રોકી શકાય તેવી વસ્તુઓ છે. પરંતુ, મિ. કેસીના શબ્દો વાપરીએ તો, 'એ દિશામાં બહુ ઓછો પ્રયત્ન કરવામાં આવ્યો છે.' હિંદુસ્તાન ધર્મપરાયણ દેશ છે; પરંતુ આ યુગ પૂરતું એ ધર્મનું સ્વરૂપ બદલાયું છે. આપણે એ બદલાયેલું સ્વરૂપ સ્વીકારી લઈએ; અને વૈકુંઠ કે સ્વર્ગના નહિ પરંતુ આ પૃથ્વી ઉપરના ઈશ્વરની સેવા કરીએ; તથા માણસોનાં અંતરમાં તેનો ઉદ્ધાર કરીએ. માણસોનાં ભૂખે મરતાં શરીરો અને ચિમળાઈ ગયેલાં ચિત્તોમાં આપણે ફરી ગૌરવને પાછું લાવીએ; તથા અકિંચન બનેલા લોકોમાં આત્મસંમાનની ભાવના પૂરીએ એ ધર્મ છે; એ રાજકારણ છે.

૩

### સ્વાતંત્ર્યની આવશ્યકતા

જો જીવનની સર્જકતા અને વૈયક્તિક ભાવના-સુષ્ટિને તેમના યોગ્ય સ્થાને પુનઃસ્થાપિત કરવા હોય, તો હિંદીઓની આ રાજકીય ધખણાને શાંત કરવી જોઈએ. પરંતુ જ્યાં સુધી હિંદુસ્તાન સ્વતંત્ર ન બને અને સ્વરાજ્ય ભોગવતો ન થાય, ત્યાં સુધી એમ બનવું શક્ય નથી હિંદુસ્તાનના કોઈ પણ બુદ્ધિશાળી યુવાન કે યુવતીના ચહેરાને તમે ધ્યાન દઈને તપાસો અથવા તે ક્ષોભમાં હોય ત્યારે જુઓ, તો તમને તેના ઉપર એક એવી છાયા કે રેખા દેખાશે કે જે જુવાનીમાં ઠેક સ્વાભાવિક ન કહેવાય. પોતે એક વિશાળ તેમ જ મોટી વસ્તીવાળા પ્રાચીન દેશનું સંતાન છે કે જે હજુ ગુલામીમાં છે, એ બાબતનો વિષાદ તેના ભીતરમાં વ્યાપી રહેલો હોય છે. એના મુખ ઉપર એ અસ્વાભાવિક પડછાયો છવાયો છે, તથા જ્યાં સુધી અત્યારની પરિસ્થિતિ ચાલુ રહેશે ત્યાં સુધી ત્યાં રહેવાનો જ. હિંદુસ્તાનના માણસને એ અંતરમાં કારી ઘા થયેલો છે. અને હિંદુસ્તાનને સ્વરાજ્ય ન મળે, તથા જગતની પ્રજાઓની જમાત પ્રત્યેની પોતાની ફરજો તે અદા કરી શકે એટલી સ્વતંત્રતા ભોગવતું તે ન થાય, ત્યાં સુધી તમે તે ઘા રૂઝવી નહિ શકો. તેવી સ્વતંત્રતા હોય ત્યારે જ લોકોની મરજીનું જેમાં પ્રતિબિંબ પડતું હોય તેવું રાજ્યતંત્ર હિંદુસ્તાનને મળવું શક્ય બને; — એવું રાજ્યતંત્ર કે જે ભારે કરવેરા નાખવાને તેમ જ સ્થાપિત થયેલા આર્થિક હિતોને છંછેડવાને, તેમ જ નિષ્ક્રિયતા તથા અજ્ઞાનને કારણે ઊભા થયેલા સ્વભાવો બદલવાને ઉત્સુક તથા હિંમતવાળું હોય. તેથી કરીને હિંદુસ્તાન ઉપરથી અંગ્રેજોનો કાબૂ ખસેડી લેવામાં આવે તેની સાથે જ આખા દેશમાં જે અંધાધૂંધી અને દુષ્કાળતા ઓળા ફરી વળે, તેનું વારંવાર રટણ કર્યા કરવાને બદલે, તથા હિંદુસ્તાનની આમ જનતા પ્રત્યેની પોતાની મોટી જવાબદારીઓ, દેશી રાજાઓ સાથેના ઐતિહાસિક કરારો, તેમ જ હિંદુસ્તાનના રાજકીય જીવનના મુખ્ય ઘટકો વચ્ચે પ્રવર્તતા ઝઘડાઓ (કે જે અલબત્ત મોજૂદ છે ખરા, પરંતુ તે બધા જ કંઈ હિંદુસ્તાને પોતે ઊભા કરેલા નથી,) તે બધું વારંવાર આગળ કર્યા કરવાને બદલે બ્રિટને નૈતિક દૃષ્ટિએ સાચો અને રાજકીય દૃષ્ટિએ ડહાપણભરેલો એવો મહાન નિર્ણય લેવા કટિબદ્ધ થવું જોઈએ, તથા એક અખંડ સ્વતંત્ર હિંદુસ્તાનની સ્થાપના કરી દેવી જોઈએ; કે જેને શાંતિમય માર્ગે સામાજિક શાંતિ અને આર્થિક પુનર્ઘટના પ્રવર્તાવવાની સ્વતંત્રતા હોય, જેથી કરીને હિંદીઓને સામાજિક ન્યાય અને વૈયક્તિક સ્વાતંત્ર્ય મળી રહે.

આપણે સામાન્ય રીતે ઇતિહાસને નામે અપીલ કરીએ છીએ; આ બાબતમાં આપણે ભવિષ્યને નામે પણ અપીલ કરીએ. જો સ્વતંત્ર હિંદુસ્તાન અને ઇંગ્લંડ એ બંને મિત્રતાભર્યા સંબંધો વડે એકસાથે મળીને કામ કરતાં થાય, તો તે ઇતિહાસની એક મહાન સિદ્ધિ ગણાશે. પૃથ્વી આજે એક સમૃદ્ધ, વ્યાપક તથા અચલાયતન નહિ એવી સંસ્કૃતિને જન્મ આપવા પીડા ભોગવી રહી છે. પૂર્વ અને પશ્ચિમનાં કેટલાંક સર્વોત્તમ તત્ત્વોનું પ્રતિનિધિત્વ ધરાવતી બે પ્રજાઓના સહકાર ઉપર રચાયેલો હિંદ-બ્રિટનનો સંબંધ એ નવી સમૃદ્ધ સંસ્કૃતિના જન્મ માટેની પૂર્વતૈયારી રૂપ ન થઈ શકે ?*

**સર સર્વપલ્લી રાધાકૃષ્ણન**

* 'એશિયા' પત્રમાંથી 'રીચ વીકલી'એ (૩૦-૬-૪૬) ઉતારેલા લેખનો અનુવાદ.

# માસિક વિવેચન

## વર્ષ પૂરું થયું

આ અંક સાથે ઈસ્વી સનનું ચાલુ વર્ષ અને આ માસિકનું પણ વર્ષ પૂરું થાય છે. આ દરમિયાન પણ, હિંદ અને જગત અવિશ્વાસ અને અશ્રદ્ધા, દગો અને ફરેબ, સ્વાર્થ અને વાડાબંધી, ખેંચાખેંચા અને તડાતડી, અજંપો અને અસુખ, — એ બધામાંથી બહાર આવી શક્યું નથી. પરંતુ પરમ દયાળુ પરમેશ્વરની કૃપા છે કે, એ બધાના સારરૂપે યુદ્ધ અને કતલેઆમના ખાડામાં એ નથી પડયાં ડગુમગુ ડગુમગુ પણ કાંઈક આગળ જવાય છે અને આશાનાં કિરણ દેખાવા વિષે હતાશા નથી જોકે, આ પણ નકારવાચક ભાષાથી કહેવું પડે છે એ તો ખરું જ. છતાં આશા અમર છે. કેમ કે, આખરે હિંદની પ્રજાનાં જોર અને શિસ્તબળ ઉપર જ સ્વરાજ્યયાત્રા ખેડવાની છે.

## એશિયા પોતાનું બંધારણ ઘડે છે

સરદાર વલ્લભભાઈએ ૧૯૪૫માં જેલમાંથી આવ્યા બાદ એક મોટી વાત કરેલી કે, હવે અંગ્રેજો સમજે કે, 'હિંદ છોડો' જ નહિ, 'એશિયા છોડો' એ સૂત્ર સામે ઊભું છે આપણા રાજકારણમાં સરદારશ્રીની જો કોઈ વિરલ વિશેષતા હોય તો એ છે કે, આવતા સમયને એ વાસ્તવરૂપમાં જાણી લે છે, અને દૃંઢોઠ્ય ભાષામાં એ વાત પ્રજાને સમજાવી દે છે. આજે આપણે જોઈએ છીએ કે, હિંદ જ નહિ, આખું એશિયા પોતાનું બંધારણ ઘડે છે અંગ્રેજોએ જમાનાઓથી પાડી દીધેલી કુટેવથી આપણે એમ જ માનતા થઈ ગયા છીએ કે, બંધારણ ઘડવાનું કામ વકીલોનું ને નિરાંતે કરવાની કાયદાબાજીનું છે અત્યાર સુધી હિંદનું બંધારણ કહેવાતુ જે કાયદાનું ચોકઠું ગોઠવાયા કરતું, તે આવું હતું. પણ એ કોઈ બંધારણ ન કહેવાય. એ તો હિંદની અંગ્રેજોની જાગીરીનો હવે પછી કેમ વહીવટ કરવો, એનો પટો હતો. ઈસ્ટ ઇંડિયા કંપની એવા 'ચાર્ટર' — પટાથી જ કામ કરતી હતી ને? વિક્ટોરિયા રાણી આવવાથી 'પટા'ને બદલે 'કાયદો' શબ્દ લગાડયો એટલું જ. જેને બંધારણ કહેવાય તે તો હવે ઘડાવાનું શરૂ થાય છે. બાળક જેમ પોતાનો બાંધો, જીવંત પ્રક્રિયારૂપે વર્તતાં વર્તતાં ને મોટું થતાં થતાં બાંધે છે, તેમ જ પ્રજાઓ પણ વર્તે છે. એશિયામાં આજે એ પ્રક્રિયાનો યુગ બેઠો છે. બીજા વિશ્વયુદ્ધનું એ એક ચોખ્ખું ફળ છે હિંદ ઉપરાંત ચીન, બ્રહ્મદેશ, સિલોન, જાવા, ઈરાન, ઇજિપ્ત, પાલેસ્ટાઈન, અરબસ્તાન — બધા દેશો પોતાનું સ્વતંત્ર સર્વાધીશ બંધારણ ઘડવા માટે મથી રહ્યા છે. કોઈ આગળ ને કોઈ પાછળ — સૌ આ જ એક મહાન નવજન્મની યાતનામાં છે. હિંદ જો પોતાનું સ્વત્વ પૂરેપૂરું દાખવે તો તે એમાં એશિયાને અને એ દ્વારા આખા જગતને માર્ગ બતાવી શકે.

આ મહાન પ્રક્રિયાનું જ એક અંગ સંયુક્ત રાષ્ટ્રમંડળની આપણી ફતેહ છે. ઇતિહાસના અર્વાચીન યુગના બે મુખ્ય મુદ્દાઓ છે — (૧) સર્વરાષ્ટ્રસમભાવ — નાનામોટા બધા રાષ્ટ્રો માનવ કલ્યાણની નજરે સરખા છે, તેથી માનવજાતના દરબારમાં તે સરખા હકવાળા છે. ત્યાં કોઈ મોટો નથી ને કોઈ નાનો નથી. આ એક વસ્તુ. અને (૨) એ પાયા ઉપર કામ કરીને જગતમાં શાંતિસ્થાપના કરવી. આ યુગસિદ્ધાંતનું જોર શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે અને એમના સાથીઓએ બરોબર પિછાન્યું. છૂપા સામ્રાજ્યવાદના જાણેઅજાણ્યે આવેલા અંધાપાને લઈને કે મોતિયાને લીધે, જનરલ સ્મટ્સ જેવો ચતુર રાજપુરુષ અને ફિલસૂફ-વિદ્વાન આ ન જોઈ શક્યો. તે પોતાની લબ્ધપ્રતિષ્ઠા અને સ્થાપિત વાદોના જોરે રહ્યો; હિંદ ઇતિહાસ-નિયત આદર્શને જોરે ચાલ્યું. એવા જ આદર્શ-જોરથી આપણે ૨૫ વર્ષથી બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ જોડે નથી લડી રહ્યા? એ આદર્શને આધારે પ્રત્યક્ષ કામ કરતાં આવડવું જોઈએ. હિંદમાં અને હિંદ બહાર એ કામ હવે કરવાનું છે. એ વડે જ આપણું રાષ્ટ્રીય બંધારણ પુષ્ટ થશે અને ઘડાઈ શકશે. શ્રી. વિજયાલક્ષ્મી બહેને એક અનેરી દિશામાંથી આપણને પુષ્ટિ આણી આપી છે; તે માટે એ અને એમના સાથીઓને દેશ ધન્યવાદ આપે છે.

## ગુજરાત કૉલેજ અને સરકાર

એવા ખબર જાણવા મળે છે કે, સરકાર પોતાને હસ્તક ગુજરાત (આર્ટ્સ) કૉલેજ ક્રમે ક્રમે આવતા વર્ષથી બંધ કરશે. બીજી બાજુ છાપાંમાંથી એમ જાણવા મળે છે કે, અમદાવાદ કેળવણી મંડળ તે કૉલેજ સરકાર પાસે માગે છે! શા માટે? પણ આ નોંધ એ વિષે નથી.

આ ખબર ખરી હોય તો પ્રશ્ન થાય છે કે, સરકાર શું કામ એ બંધ કરે છે? એની જરૂર નથી રહી એમ? હવે અનેક ગેરસરકારી કૉલેજો ઉપરાછાપરી નીકળે છે, તો પછી સરકાર પોતે શું કામ એ બોજો વેઠે, એ વિચારથી? જો આ બીજું કારણ હોય, તો સરકારને એક સૂચવવા જેવું છે, અને રાષ્ટ્રની પ્રજાકીય સરકારે એ પર ધ્યાન દઈ ગંભીર વિચાર કરવો ઘટે.

ઉચ્ચ શિક્ષણનું માધ્યમ વિદ્યાર્થીની સ્વભાષા હોઈ શકે અને હોવું જોઈએ, એ આજે અમલમાં મૂકવાનો સિદ્ધાંત બન્યું છે. દેશમાં જૂના અર્થમાં સરકારી ગણાતી યુનિવર્સિટીઓ — જેમ કે, નાગપુર, લખનૌ, બનારસ — તેનો અમલ શરૂ કરે છે મુંબઈમાં હજી ઊંઘ ઊડતી નથી. કોઈ એ ઉડાડવી જોઈએ.

વળી, સ્વભાષાના માધ્યમનો પ્રયોગ કરવાની જરૂર છે. જો એમ ન હોત તો તરતોતરત એ ફેરફાર થઈ જાત.

પણ પૂર્વ તૈયારીઓના અભાવની મોટી વહેવારુ અડચણ છે. તેને દૂર કરવાનું કામ પ્રજાકીય સરકારનું છે. માત્ર પ્રાથમિક શિક્ષણમાં જ નહિ, શિક્ષણની બધી જ કક્ષાઓમાં નવરચના સરકારે શરૂ કરવાની છે. એટલે પાયાની કેળવણીનો પ્રયોગ કરી તે હવે સાર્વત્રિક કરશે, તેમ ઉચ્ચ શિક્ષણમાં માધ્યમ ફેરવવાનો પણ પ્રયોગ સરકારે શરૂ કરવો જોઈએ. આપણા પ્રાંતમાં આવો પ્રયોગ બિન-સરકારી કોઈ શરૂ કરે એમ હોય તો ગુજરાત વિદ્યાપીઠ એક છે. બાકી સામાન્યપણે આવાં કામ સરકાર કરે. એટલે, ગુજરાત કૉલેજ બાબતમાં સરકારે એવું ઠરાવવું જોઈએ કે, તેને બંધ નથી કરવાની, પરંતુ સ્વરાજની નવી કેળવણી રચવાને માટે ગુજરાતી માધ્યમથી તેને ચાલુ રાખવામાં આવશે. 'આર્ટ્સ' કૉલેજમાં આનો ફેરફાર બહુ અઘરો નથી. ત્યાં પરિભાષાનો કોયડો અતિ ભારે નથી ઘણું શિક્ષણ તો આજે પણ ગુજરાતી દ્વારા આપી શકાય. ગણિત, સમાજવિદ્યા જેવામાં જરા કઠણાઈ છે; યોગ્ય અધ્યાપકો દ્વારા એ દૂર કરવાના પ્રયાસો શરૂ થવા જોઈએ સરકારે ગુજરાત કૉલેજ દ્વારા એ કરવું જોઈએ. તો તેની માધ્યમ-નીતિની પણ ચોખવટ થશે અને રચનાકાર્યમાં એક કીમતી પગલું ભર્યું ગણાશે. ગુજરાત પણ આનો વિચાર કરી પોતાની સરકારને એ વિષે કહી શકે.

## માસિકનું કદ

માસિકો તથા પ્રકાશનકાર્ય ઉપર કાગળ માટે સરકારી કાબૂ ચાલુ છે. આશા પડતી હતી કે, નવી સરકાર તે કાઢી શકશે, પણ તેમ બન્યું નથી. છતાં જે ચપટીક છૂટો મળી છે, તેમાંથી માસિકનું કદ નવા વરસથી — એટલે કે આવતા અંકથી ૮ પાન જેટલું વધારી શકાશે. મોંઘવારી જોતાં, આ વધારાની સાથે તે પેટે લવાજમ-વધારો પણ કરવો જોઈએ પણ તેમ કરવાથી સામાન્ય વાચકને એ જ મોંઘવારી, સામી બાજુથી નડે. એટલે, એ વધારો ન કરવો એમ ઠરાવ્યું છે. ગુજરાતનો સામાન્ય વાચક આ માસિકને જો પૂરતી સંખ્યામાં અપનાવે, તો એ પરવડી શકે, એ ગુજરાતના વાચકોને જણાવવું જોઈએ.

પાનાં વધે છે, તેથી એક બીજો સુધારો કરી શકાશે ઓછાં પાનાંને લીધે નાનાં બીબાં વાપરવા માંડ્યાં હતાં, તે હવે કાઢી નાંખી પહેલાં પેઠે સામાન્ય ચાલુ બીબાં શરૂ કરવામાં આવશે.

વે વર્ષની મતિ બાકી હતી તે આ અંક સાથે વાચકોને પહોંચતી કરવામાં આવે છે. અને આ પૂરા થતા વર્ષની સૂચિ આવતા અંક સાથે મોકલવામાં આવશે

## માસિકના ગ્રાહકોને

'શિ૦ સા૦'ના વ્યવસ્થાપક ગ્રાહકોને તેમનાં વાર્ષિક લવાજમ ભરવા બાબત નીચેની સૂચના કરે છે:—

"તમે જો તમારું શિ૦સા૦નું લવાજમ વર્ષની વચમાં ન ભર્યું હોય તો આ માસે તમારું બાર માસનું લવાજમ ખલાસ થાય છે. તમે માસિકના ગ્રાહક ચાલુ રહેવા માગતા હો તો વાર્ષિક (દેશમાં) રૂ. ચાર, (પરદેશમાં) રૂ. ૭ મની-ઑર્ડરથી મોકલી આપશો ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન માગતા હો તો કાગળ લખીને અમને તેમ જણાવશો. બનેમાંથી એકે નહિ મળે તો અમે માનીશું કે, અમે લવાજમ વી. પી. દ્વારા વસૂલ કરીએ એમાં તમે સંમત છો. એટલે તમને આવતો અંક વી. પી.થી મળે તો વી. પી. સ્વીકારી આભારી કરશોજી."

## "પ્રાથમિક શિક્ષકો માટે"

'શિ૦ સા૦' ઑક્ટોબર અંકમાં એક ભાઈના પત્ર ઉપરથી 'પ્રાથમિક શિક્ષકો માટે' નોંધ લખી હતી. તે વાંચી એક શિક્ષક ભાઈ ફરિયાદ કરે છે કે,

"આપના શિક્ષકના કામ તથા પગાર વિષેના વિચારો 'શિક્ષણ અને સાહિત્ય'માં વાલીના પત્રના પ્રત્યુત્તરમાં વાંચ્યા. આપ માનો કે ન માનો પણ તે સિક્કાની એક જ બાજુ છે. સત્યની કૈંક અંશે અવગણના જણાય છે. કારણ : 'શિક્ષક સમાજમાં' રહે છે એ વસ્તુની તેમાં અવગણના છે છેલ્લા પાંચ વર્ષથી શિક્ષક સમુદાય ભાંગની સ્થિતિમાં છે. આપે કોઈ અનટ્રેન્ડ કે ટ્રેન્ડ શિક્ષકના ઘરની મુલાકાત લીધી છે? તેને ખાવાની, સૂવાની, કપડાંની કેવી સગવડ છે તે જાતે જોઈ છે? છેલ્લાં ૭ વર્ષથી કાપડ, કોલસો, કેરોસીન, અનાજ, દિવાસળી વગેરેમાં કાળાં બજાર છે તેનો ભોગ કોણ થયું? છેલ્લે યથાશક્તિ ગવર્મેન્ટ નોકરને પાંચ આપી, દસ આંચકી લે આ ભાંગતા સમાજ તરફ કોણ જુએ છે?"

અને જણાવે છે કે, આજની મોંઘવારીમાં પગાર ટૂંકા પડવાથી કેટલાક શિક્ષકો વધારે મળતરવાળાં કામોમાં જતા રહે છે, જે સારું નથી થતું. અને તે ભાઈ શિક્ષકના ખર્ચના આંકડા ને અંદાજપત્ર બતાવીને, પોતે માનેલી 'સિક્કાની બીજી બાજુ' ધરે છે.

આ બધા સાથે મને પૂરો સદ્ભાવ છે. અને તે મેં સહેજ લેખમાં ધ્યાનમાં લીધું જ છે. પરંતુ, અજાણતાં છતાં, આ શિક્ષકભાઈ પેલા વાલીની ફરિયાદને સાચી પાડે છે કે, શિક્ષણમાં પગાર એ જ જાણે એક વસ્તુ ન હોય, એમ શિક્ષકો શું કામ વર્તે છે?

આ કહેતી વખતે એ તો સૌ સ્વીકારે છે કે, પગાર વધવો જોઈએ. અને સરકાર તે વધારવા લાગી છે, અને વધારશે. એટલે, ખરી સ્થિતિ તો એ છે કે, સિક્કાની પગારની એ એક બાજુ જ જોયા કરનારા શિક્ષકોને બીજી બાજુ બતાવવી રહે છે કે, તમે ધંધામાં જો જોડાયા જ છો તો તેને માટે લાયકાત પણ કેળવો અને લીધેલું કામ પણ કરો. તમને એ કામ ન ગમે તો બીજે ભલે જાઓ. પણ ધંધો લીધા પછી કામ-ચોર થવામાં ભારે ચારિત્ર્યદોષ છે.

આ વસ્તુ, ખરું જોતાં તો, કોઈ સિક્કાની બાજુ નથી, પણ સ્વતંત્ર એક વસ્તુ છે પગાર સામે બીજી બાજુ તો શિક્ષકની લાયકાત છે, જે પણ ધ્યાનમાં હોવી જોઈએ.

**પુસ્તકાલય-પ્રવૃત્તિનું મંગળાચરણ**

ગુજરાતમાં પુસ્તકાલય-પ્રવૃત્તિ સરકાર શરૂ કરવા માગે છે અને તે કામ તેણે હાથ ઉપર લીધું છે; અને તેના મંગળાચરણમાં પ્રાંતનું એક કેન્દ્રીય પુસ્તકાલય અમદાવાદ સ્થાપવાનું છે;– આ વાત ગયા અંકમાં કહી હતી. આવા પુસ્તકાલયનું કામ સરકારી તંત્રથી નહિ પણ ખાનગી સંસ્થા દ્વારા કરવા તે ધારે છે, કેમ કે આવાં કામો કરવા માટે જે ધગશ અને લગની જોઈએ તે ત્યાં સંભવી શકે. આ પ્રવૃત્તિની સાથે પ્રૌઢશિક્ષણ પણ સંકળાયેલું છે. પ્રજા-ઘડતરનાં આવાં કામો પ્રગતિશીલ નવનિર્માણનાં ગણાય. તેને તે રીતે જોગવવાં જોઈએ.

મુંબઈ સરકારે આ કામ, ગુજરાત વિદ્યાપીઠને સોંપવાનો ઠરાવ જાહેર કર્યો છે. મુંબઈ સરકારનું આ પગલું સ્તુત્ય અને યોગ્ય છે. તેને માટે વડા પ્રધાન શ્રી ખેરસાહેબને ધન્યવાદ ઘટે છે વિદ્યાપીઠના કાર્યની આ રીતે કદર કરી તેમાં એમણે રાષ્ટ્રીય કેળવણીની અને તેના વિકાસની જરૂરની કદર કરી છે, એ ઉઘાડું છે. પરરાજ્ય તળે રાષ્ટ્રીય કેળવણી મુખ્યત્વે પ્રજાના સ્વતંત્રતા-પ્રેમના સંસ્કાર ઘડનારા એક સતત-બળ તરીકે ખીલી શકે છે; સ્વરાજમાં જ તેનો, સામાન્ય અર્થમાં સમજાતો વિકાસ અને ખિલવણી સંભવે. ગુજરાત વિદ્યાપીઠને માટે હવે આ બીજો યુગ બેસે છે. તેના તે રીતે કદર કરી ગુજરાતના ભાવી નિર્માણમાં પ્રજાકીય સરકારે યોગ્ય પગલું ભર્યું છે. ગુજરાત તેની કદર કરી, વિદ્યાપીઠને તેના આ નવા કામમાં સહકાર અને મદદ કરશે એવી આશા છે. **મ૦**

**ડાકોરજીનાં દ્વાર ન ખૂલે?**

અખિલ ભારત હરિજન સેવકસંઘ તરફથી દર માસે માસિક હેવાલ પ્રકટ થાય છે અને હિંદુસ્તાનમાં આવેલી સંઘની તમામ પ્રાંતિક શાખાઓને તે મોકલવામાં આવે છે. તેમાં લગભગ દર માસે મંદિરપ્રવેશનો વિભાગ હોય છે. અસ્પૃશ્યતાના કિલ્લા તરીકે મશહૂર થયેલા દક્ષિણ હિંદના પ્રદેશો—જેવા કે તામિલનાડ, મલબાર—માં મંદિરો ખૂલ્યાં હોવાના સમાચારો તેમાં હોય છે. તેમાં લખે છે કે, તામિલનાડમાં "પ્રખ્યાત મીનાક્ષીનું મંદિર હરિજનો માટે ખૂલ્લું મુકાયું તેનું જ એક બીજું મંદિર તિરુચેંદુર ગામે સુબ્રહ્મણ્યિમ મંદિર છે. આ સ્થળે ગઈ તા. ૧૪મી નવેંબરે, મદ્રાસ સરકારના કેળવણી ખાતાના પ્રધાન અવિનાશ લિંગમ ચેટ્ટિયાર, માજી હરિજન પ્રધાન શ્રી મુનિસ્વામી પિલ્લે તથા અન્ય લોકો વાજતે ગાજતે હરિજનો સાથે ગયા, અને દેવની પૂજા કરી"

ગુજરાતમાં ડાકોરજીનું પ્રખ્યાત મંદિર હિંદુઓનું મોટું તીર્થધામ ગણાય છે. ગુજરાતના હરિજનો પણ આ મંદિરના ભક્ત છે; અને અનેક અંતરાયો વેઠીને પણ શ્રી રણછોડરાયજીનાં દૂરથી દર્શન કરીને તેઓ સંતોષ માને છે. શ્રી રણછોડરાયજીના મંદિરની વ્યવસ્થા, પ્રિવી કાઉન્સિલના એક ચુકાદાની રૂએ પાંચ સભ્યોની બનેલી એક સમિતિને સોંપવામાં આવેલી છે. ગુજરાતનો મંદિર જનારો હિંદુસમાજ આ તીર્થધામ હરિજનો માટે ખુલ્લું મુકાય એવી જાહેરાત કરે તો મંદિરની વ્યવસ્થાપક સમિતિને જરૂર આ દિશામાં વિચાર કરવો પડે. ગુજરાતનાં યુવકમંડળો, સેવાસમાજો, અને આવી બીજી સંસ્થાઓ આ પ્રશ્ન હાથમાં લઈ શકે અને ગામે ગામ વસતા હિંદુઓને વસ્તુસ્થિતિ સમજાવી, તેમની અનુમતિ મેળવીને ગુજરાત હરિજન સેવકસંઘને તે મોકલી આપશે, તો આ દિશામાં ઘટતી તજવીજ થશે.

**પરીક્ષિતલાલ મજમુદાર**

## સાભાર સ્વીકાર

**ઈશ્વરનો અવતાર યાને (પ્રભુ ઈસુ ખ્રિસ્ત)**: લે. રેવરન્ડ જોન દેયાળભાઈ કિં ૧–૪–૦ **ગુજરાતના ક્રાંતિવીરો**: લે શંભુપ્રસાદ ભટ્ટ પ્ર : વિકાસ સાહિત્ય મંદિર કિં. ૧–૦ ૦. **ખગોળ-પ્રવેશ**: લે. છોટુભાઈ સુથાર ચરોતર એજ્યુકેશન સોસાયટી કિં. ૨ ૪–૦. **અમૃતાંજલિ**: ભાષાન્તર કર્તા સ્વામી કૃપલાનંદ પ્ર, : સ્વ. શ્રી અંબાલાલ પ્રભુદાસના સ્મરણાર્થે જડાવબહેન, રાજપીપળા કિં. ૦–૨–૦. **સંસ્કાર પોથી** ભા. ૧, ૨, ૩ : સંતબાલ, મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, માણેકચોક, અમદાવાદ દરેક ભાગની કિં. ૦–૪–૦ **સુવાક્ય રત્નમાલા**: સંગ્રાહક. હેમરાજ કહાનજી ચાવડા, સિનુગરા–કચ્છ. **કેળવણીની પગદંડી**: લે. નાનાભાઈ ભટ્ટ, પ્ર: ભારતી સાહિત્ય સંઘ લિ કિ. ૩–૮–૦. **સાચાં સંતાન**: લે. શિવલાલ જેસલપુરા પ્ર: વિકાસ સાહિત્ય મંદિર કિં. ૦–૬–૦. **સોરઠી વિભૂતિઓ**: લે. મનુભાઈ જોધાણી પ્ર : ગૂર્જર મં. કાર્યાલય કિં. ૨–૪–૦. **પંચાવનાં બાળ નાટકો**: પ્ર : ઉપર પ્રમાણે કિં. ૨–૮–૦. **શ્રી સુભાષચંદ્ર બોઝ**: લે ગુણવંતરાય આચાર્ય પ્ર : ઉપર પ્રમાણે કિ. ૨–૮–૦. **ઝાંસી-રાણી ઝિંદાબાદ**: લે. જયભિખ્ખુ પ્ર : ઉપર પ્રમાણે કિં. ૨–૮–૦. **પૃથિવી વલ્લભ**: લે. ક. મા. મુનશી પ્ર: ઉપર પ્રમાણે કિ. ૨–૮–૦. **આપણું બાંધવ રાષ્ટ્ર ચીન**: લે. જીવણલાલ ચાપાનેરિયા પ્ર : ભારતી સાહિત્ય સંઘ કિં. ૩–૦–૦. **શ્રી કાન્ત શેષ-પત્ર**: બચુભાઈ શુક્લ પ્ર : આર. આર. શેઠની કંપની કિં. ૩–૮–૦. **વળામણાં**: લે. પન્નાલાલ પટેલ પ્ર : ઉપર પ્રમાણે કિ. ૨–૦–૦. **ભદ્રા**: લે. નાથાલાલ દવે પ્ર : ઉપર પ્રમાણે કિં. ૩–૮–૦. **જ્ઞાનયોગી ચંદુભાઈ**: સંપા. રેકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર પ્ર : રામકૃષ્ણ સેવા સમિતિ કિં. ૩–૦–૦. **સ્વરાજ 'શિક્ષણ**: લે. શ્રીમતી સોફિયા વાડિયા, અનુ : ચંદ્રશંકર શુક્લ પ્ર : હમારા હિન્દોસ્તાં કિ. ૧–૦–૦.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩ જું ઈ. સ. ૧૯૪૧–૨

## વાર્ષિક અનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન—પુસ્તકસૂચિ



## ૩. માસિક વિવેચન

('મ૦'ની નોંધો સિવાયની જે છે તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે, એટલે સંજ્ઞાવગરની નોંધો મ૦ની સમજવી.)

## ૪. છેલ્લું પૂંઠું



## ૫. લેખકસૂચિ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૪થું ઈ. સ. ૧૯૪૫

## વાર્ષિક વિષયાનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન

[જે પૃષ્ઠની સામે 'અ' લખ્યો હોય તે પૃષ્ઠની સામેનું પૂઠું જોવું.]

## ૩. માસિક વિવેચન

['મ૦'ની નોંધો સિવાયની જે છે તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે. એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો 'મ૦'ની સમજવી.]

## ૪. વ્યાકરણચર્ચા

## ૫. છેલ્લું પૂઠું



## ૬. લેખક સૂચિ